# भारतार्थप्रकाश.

# THE BHARATARTHA PRAKASH.

# अनुशासनपर्व.

## પર્વ ૧૩ મું.

રા. રા. ભાઇશંકર નાનાભાઇ સોલિસીટરની

સહાયતાથી.

પ્રસિદ્ધ કર્ત્તા.

ભટ્ટ. મણિશંકર મહાનંદ.



अमदावाद.

"अेंगलो वर्नाक्युलर प्रिन्टिंगप्रेस"मां

नथुभाइ रतनचंद मार्फतियाए मुद्रांकित कर्युं.

संवत् १९४७ सन १८९१



मूल्य रु. ४

४७५८

# भारतार्थ प्रकाश.

## अथअनुशासनपर्वप्रारंभः

युधिष्ठिरउवाच–शमोबहुविधाकारःसूक्ष्मउक्तःपितामह ।
नचमेहृदयेशान्तिरस्तिश्रुत्वेदमीदृशं ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ! મને શોક તરવાનો ઝીણો ઉપાય બહુ પ્રકારે કહ્યો, તે સાંભળવાથી પણ હજી મારા હૃદયની શાન્તિ થતી નથી. ગોત્રવધના પ્રાયશ્ચિત્તથી મુક્ત થવાને અનેક પ્રકારના ઉપાય બતાવ્યા છતાં, જાણીબુજીને કરેલા પાપથી સેંકડો ઉપાયે શાન્તિ કેમ થાય? હે વીર પુરૂષ, બાણથી વિંધાએલા તથા તિવ્ર ઘાતથી ભેદાએલા આ તમારા શરીરને જોઈ મારાં દુષ્ટ કર્મથી પસ્તાએલો હું જરા સુખ પામતો નથી. હે પુરૂષ મધ્યે સિંહ, રૂધિરથી ખરડાએલું, પર્વતની પેઠે સ્ત્રવતું, આ શરીર જોઇ વર્ષાદથી ધ્રુજતા કમળની માફક મારૂં શરીર કંપે છે. આથી બીજું કયું કષ્ટ કે મારે માટે રણસંગ્રામમાં શત્રુઓના શરપ્રહારથી તમારી આવી અવસ્થા થઇ? અરેરે!!! મારે માટે ઘણા રાજાઓ પોતાના પુત્ર અને સગા સંબંધિઓ સાથે મોતની દશાને પ્રાપ્ત થયા. અમે તથા કૌરવો કાલ ક્રોધને વશ થઈ આવું નિંદિત કર્મ કરવાથી કોણ ગતિને પામીશું? હે મનુષ્યોના રાજા, હું ધૃતરાષ્ટ્રના પુત્રોનો શ્રેય માનુંછું, કેમકે આવી અવસ્થાને પ્રાપ્ત થએલા તમને તેણે નથી જોયા. તમારા અન્તનો કરનાર તથા સગાં સંબંધિના વધનો કરનાર હું પૃથ્વિપર દુઃખી પડેલા તમને જોઇ શાન્તિને નથી પામતો. આ ક્ષત્રિઓના ધર્મસંગ્રામમાં, દુરાચરણી, કુળમાં અંગારારૂપ દુર્યોધન સૈન્યે સહવર્તમાન તથા પોતાના નાનાભાઇઓ સુદ્ધાં હણાયો, જેથી તે દુષ્ટાત્મા તમને પૃથ્વીમાં પડેલા હમણાં જોતો નથી; માટે હું પણ મરવાથીજ શ્રેય માનુંછું, હવે જીવવાની ઈચ્છા કરતો નથી. હે વીર, જો તે રણસંગ્રામમાં ભાઈ-

ઓએ સહવર્તમાન હુંજ નાશ પામ્યો હોતતો, શસ્ત્રોની પીડાથી ઘણા દુઃખી એવા તમને જુવત નહીં; અવશ્ય બ્રહ્માએ અમને પાપકર્મ કરવાને સૃજ્યા હશે. આ જન્મમાં તો તે ગોત્ર વધનું પાપ નહીં જાય, તોપણ મારૂં જો હિત ઇચ્છતા હોતો, જન્માન્તરે પણ પાપથી નિવૃત્ત થાઉં તેવો ઉપાય બતાવો. ભીષ્મપિતા કહે છે—દેહ તથા ઇન્દ્રિઓથી વ્યતિરિક્ત સૂક્ષ્મ એવા આત્માને પરતંત્ર તથા પુણ્યપાપનો હેતુ એવો તું કેમ દેખે છે? આ સ્થળમાં કાળ, પારધી તથા સર્પની સાથે મૃત્યુ અને ગૌતમીનો સંવાદરૂપ પ્રાચિન ઈતિહાસ ઉદાહરણ તરીકે તને કહુંછું. હે કુન્તાના પુત્ર, ધૈર્યવાળી એક ગૌતમી નામની વૃદ્ધ ડોશી સર્પડંશ થવાથી મરી ગએલા પોતાના પુત્રને જોતી હતી. એટલામાં તે ડંશ કરનાર ક્રોધી સર્પને એક અર્જુનક નામનો પારધી સ્નાયુપાશે બાંધી તેની નજીક લાવી બોલ્યો કે—તારા પુત્રને હણનાર આ અધમ સર્પ છે. હે મોટા ભાગ્યવાળા, ઉતાવળી બોલ, એને કયે પ્રકારે મારવો; અગ્નિમાં નાંખવો અથવા તો ઝીણા ઝીણા કકડા કરી નાંખવા, બાળકને હણનારો આ પાપી ઘણો કાળ જીવવાને યોગ્ય નથી. ગૌતમી કહે છે—મૂર્ખ એને છોડી દે, તારાથી તે વધ થવાને યોગ્ય નથી. વગર વિચારે આત્માને નર્કને યોગ્ય કોણ કરે? જરા પણ ધર્મવાળા પુરૂષો જળમાં નૌકાઓની પેઠે તરે છે અને અધર્મી પુરૂષો જળમાં પડતા શસ્ત્રની પેઠે ડૂબી જાય છે. સર્પને હણવાથી મારો પુત્ર જીવતો થનાર નથી. તેમ તે સર્પના જીવવાથી તારો કંઇ નાશ નથી, તેમ છતાં આ જીવતા જીવને મારી અનંત કાળ સુધી નર્કમાં કોણ જાય? પારધી કહેવા લાગ્યો—ગુણાગુણને જાણવાવાળી હે દેવી, હું જાણુંછું કે સઘળાની પીડાવડે પીડાએલા ગુરૂ થાય છે, પરન્તુ તે ઉપદેશો સુખીને ઉપયોગિ છે, દુઃખીને નહીં; માટે આ તુચ્છ સર્પને હું હણીશ. ધૈર્યવાન્ પુરૂષો, કાળવડે કરીને નાશ થાય છે એમ માની શોકનો ત્યાગ કરે છે; ઉપાયને જાણનારા, શત્રુને મારીનેજ તર્ત શોક છોડી દે છે અને કેટલાક તો હમેશાં પોતાના સુખના નાશનો મોહવડે શોક કર્યાજ કરે છે, માટે સર્પને હણી શોક છોડી દે. ગૌતમી કહે છે—અમારા સર્ખાને આ દુઃખી છે, એમ તું જાણીશમાં. ધર્માત્મા હમેશાં સજ્જન હોય છે, બાળક નિત્ય મરેલોજ છે, માટે સર્પને મારવાને હું ઇચ્છતી નથી. બ્રાહ્મણોને કોપ હોતો નથી, કેમકે કોપ કરવાથી નર્ક યાતના ભોગવવી પડે

છે. માટે હે સાધ્વી, કઠોરતા કાઢી નાંખી ક્ષમા કર અને એ સર્પને છોડી દે. પારધી કહે છે—પરલોકમાં હિત થાય તેજ અવિનાશી લાભ છે, તે લાભ શત્રુનો નાશ કરવાથીજ પ્રાપ્ત થાય છે. જેમ યજમાન યજ્ઞમાં પશુને મારી પોતે તથા પશુને સ્વર્ગમાં પહોચાડે છે, તેમ શૂર પુરૂષ પણ પોતાને અને પરને સ્વર્ગ સંપાદન કરે છે, અને તે બળી કરતાં વધનો કરનાર વખણાય છે, શત્રુના વધથી ત્રણ લોકમાં માન્ય પમાય છે, માટે આ ઘણાને અપકાર કરનાર કુત્સિત સર્પને મારવાથી મને જે તત્કાળ લાભ મળશે, તે હણવાને નહીં ઇચ્છા કરનારી તને મળવાનો નથી, માટે હું એને હણીશ. ગૌતમી કહે છે-પ્રાપ્ત થએલા શત્રુને ન છોડવાથી તથા મારી નાખવાથી શું ઈચ્છેલા ફળની પ્રાપ્તિ થાય છે? કંઈજ નહીં; તો હે ડાહ્યા પુરૂષ, વગર શત્રુ એવા આ સર્પને મૂકાવા શામાટે હું ઈચ્છા ન કરૂં? પારધી કહેછે–ગૌતમી, આ એકથી ઘણા જણનું રક્ષણ કરવું, પણ ઘણાથી એકનું ન કરવું, ધર્મના જાણનાર અપરાધિનો નાશકરે છે, માટે આ પાપી સર્પને તું માર. ગૌતમી કહે છે–હે લુબ્ધક! એ સર્પને મારવાથી મારો પુત્ર જીવિતને પામવાનો નથી, તેમ એને મારવામાં બીજો લાભ હું દેખતી નથી, માટે તેને જીવતો મૂક. પારધી કહે છે—વૃત્રાસુર દૈત્યને હણીને ઇન્દ્ર યશવાળો થયો, તેમ દક્ષનો યજ્ઞધ્વંસ કરવાથી મહાદેવને યજ્ઞમાં ભાગ મળ્યો, માટે તું પણ દેવનું આચરણ આચર, અને ઉતાવળી સર્પને માર, જરા ખોટી શંકા કરીશ નહીં; ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે,—એ પ્રકારે લુબ્ધકે વારે વારે કહ્યા છતાં મહા ભાગ્યવાળી ગૌતમી સર્પની પ્રત્યે પાપબુદ્ધિવાળી ન થઇ. પછી પાશવડે પીડાએલો, તથા બન્ધનના કષ્ટથી તપેલો, થોડો શ્વાસ લેતો સર્પ મનુષ્યના જેવી ધીમી વાણીથી બોલ્યો. સર્પ કહેવા લાગ્યો—બાળકના સરખી બુદ્ધિવાળા હે અર્જૂનક, એમાં મારો શો દોષ? અસ્વાધિન તથા પરતંત્ર એવા મને મૃત્યુએ પ્રેરણા કરી તેથી તેના વચનથી એને ડસ્યો. કોપથી કે કામનાવડે નહીં, માટે જો દોષ જણાય તો તે મૃત્યુનો છે, મારો નહીં. લુબ્ધક કહે છે—હે સર્પ, કદાચિત્ બીજાને વશ થઈ તેં એવું અશુભ કર્મ કર્યું તો પણ મૃત્યુનું કારણ આ સ્થળે તું છે, માટે તું પણ દોષિત છે. માટીનું વાસણ કરવામાં કુંભારનું ચક્ર તથા લાકડી જેમ કારણ કલ્પાય છે, તેમ હે સર્પ, આ ગૌતમીના પુત્રના મૃત્યુનું કારણ તું થયો છે. માટે દોષિત મારે વધ કરવાને યોગ્ય છે, અને તે દોષિત્ તું છે, કેમકે આ ઠેકાણે પુ-

ત્રને મારવાનું કારણ તું પોતે કબુલ થયો છે. સર્પ કહે છે—મૃત્તિકાપાત્ર કરવામાં દંડ તથા ચક્ર જેમ કુંભારને વશ છે તેમ હું પણ મૃત્યુને વશ છું, માટે આમાં મારો દોષ નથી, એવો તારો અભિપ્રાય છે. અથવા તારા મતથી પણ અન્યોન્ય પ્રયોજક છે. અન્યોન્ય પ્રેરણા થવાથી કાર્ય કારણમાં સંદેહ થાય છે. એમ છતાં પણ હું દોષિત્ કે વધ કરવાને યોગ્ય થતો નથી. જો તું દોષ માનતો હોય તો તે બધા સમૂહને શિર છે. પારધી કહે છે—કારણ કદી નક્કી ન થાય અને કદાપિ કર્તા તું ન થતો હોય પણ પુત્રનું વિનાશ કારણ તું છે, માટે વધ કરવાને યોગ્ય છે, એવો મારો અભિપ્રાય છે. શું અસત્ કાર્ય કર્યા છતાં હેતુ વધને યોગ્ય નથી થતો? હે સર્પ! તું વધારે શું માને છે? સર્પ કહે છે—કારણ છતાં અગર ન છતાં કાર્યને અભાવે ક્રીયા થતી નથી, માટે બેઉમાં સમાન હેતુ મેં કહ્યો છે વિશેષ નહીં. હે લુબ્ધક, જો તું મને કારણ માનતો હોયતો પુત્રનો નાશ કરવામાં બીજો પ્રેરક હોવો જોઇએ અને તે તારે મતે દોષિત્ ગણાય. પારધી કહે છે—હે દુષ્ટ બુદ્ધિવાળા, બાળઘાતી, નિર્દય કર્મ કરનાર, તું મારે વધ કરવા યોગ્ય છું. વધ્ય થયા છતાં હે દુષ્ટ સર્પ! વારે વારે વિશેષ શું બોલે છે? સર્પ કહે છે—હે અર્જુનક, જેમ યજ્ઞમાં કોઇએ પ્રેરણા કરેલા હવિ આપનાર બ્રાહ્મણો ફળને નથી પામતા તેમ આ સ્થળમાં હું પણ છું. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—મૃત્યુએ પ્રેરણા કરેલો સર્પ એ પ્રકારે બોલતે સતે ત્યાં મૃત્યુ આવી સર્પની પ્રત્યે બોલ્યો. મૃત્યુ કહે છે—કાળે પ્રેરણા કરેલા મેં તને પ્રેર્યો, માટે આ બાળકના મોતનો હેતુ તું તથા હું નથી. જેમ વાયુ મેઘ મંડળને આમથી તેમ ખેંચે છે, તેમ મેઘની પેઠે હું કાળને વશછું. કાળ જેમનો સ્વભાવ છે એવા કેટલાક સાત્વિક, રાજસ તથા તામસ એવા ભાવ જંતુઓમાં પ્રવર્તે છે. હે સર્પ! સ્થાવર, જંગમ તથા પૃથ્વી અને અન્તરીક્ષ, આ સઘળું જગત્ કાલાત્મક છે. આ લોકમાં પ્રવૃત્તિઓ તથા નિવૃત્તિઓ, અને તેમાં જે વિકૃતિઓ જણાય છે, તે સઘળું કાળના સ્વભાવથી થાય છે. સૂર્ય, ચન્દ્ર, વિષ્ણુ, વરૂણ, ઇન્દ્ર, અગ્નિ, આકાશ, પૃથ્વી, મિત્ર, પર્જન્ય, આઠવસુ, દિતિ, નદિઓ તથા સમુદ્ર, ભાવ અને અભાવ એ સઘળાં કાળવડે સરજાય છે તથા વારેવારે નાશ પામે છે. એમ જાણ્યા છતાં હે સર્પ, તું મને દોષવાળો કેમ માને છે? જો મને દોષવાળો ગણે તો તું પણ દોષવાળો છે. સર્પ કહે છે–નિર્દોષ કે

દોષવાળો હું તને નથી કહેતો. જેવો તારો અભિપ્રાય છે, તેવોજ મારો પણ છે. જો કાળને શિર દોષ છે અથવા તેને પણ નથી કહી શકતા તો આપણે દોષિત્‌ને નક્કી કરી શક્યા નથી. જે તે પ્રકારે મને નિર્દોષિ કરવો ઘટે છે, તેમ મૃત્યુનો પણ દોષ નથી, એવો મારો અભિપ્રાય છે. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—એ પ્રકારે સર્પે અર્જુનકની પ્રત્યે કહ્યું કે, મૃત્યુનું કહેલું તેં સાંભળ્યું, હવે નિરપરાધિ એવા મને પાશવડે તપાવાને તું યોગ્ય નથી. સર્પનું વચન સાંભળી પારધી કહેવા લાગ્યો—હે સર્પ, મેં મૃત્યુનું વચન સાંભળ્યું, તેમ તારૂં પણ સાંભળ્યું, તેણે કરીને તું નિર્દોષ નથી થતો. આ બાળકનો નાશ કરવામાં તું તથા મૃત્યુ બેઉ હેતુ છો, હું તો બેઉને કારણ માનું છું, કારણને અકારણ કેમ મનાય? પ્રાણિઓને દુઃખનું કરનાર, ક્રૂર તથા દુષ્ટ એવા મૃત્યુને ધિક્કાર છે. પાપરૂપ તથા પાપનું કારણ એવા તને હું હણીશ. મૃત્યુ કહે છે—જો તું સૂક્ષ્મ દૃષ્ટિએ વિચારીશ તો કાળને વશ તથા પરતંત્ર હોવાથી અમે બેઉ દોષિત્ નથી. પારધી કહે છે—સર્પ તથા મૃત્યુ તમે બેઉ જો કાળને વશ છો તો ઉપકારના બદલામાં હર્ષ, અને અપકારના બદલામાં ક્રોધ થવાનું કારણ જાણવાની મને ઇચ્છા છે. મૃત્યુ કહે છે—હે લુબ્ધક, એતો મેં તને પૂર્વેજ કહ્યું છે કે આ જેટલી ચેષ્ટા જણાય છે તે સઘળી કાળની કૃતિ છે. માટે કાળને વશ આજ્ઞાકારી એવાં અમને બેઉને ક્યારે પણ દોષદૃષ્ટિએ દેખતો માં. ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર, એટલાકમાં ધર્મ સંબંધી સંશય છેદવાને કાળ ત્યાં આવી મૃત્યુ, સર્પ તથા અર્જુનક પારધીની પ્રત્યે બોલ્યો.

કાળ કહે છે-હેલુબ્ધક! હું, આ મૃત્યુ તથા સર્પ કોઇએ બાળકના મરણમાં દોષિત્ નથી, તેમ હમે પ્રયોજક પણ નથી; હે અર્જુનક, એનું કરેલું કર્મજ પ્રેરક છે, વિનાશનો હેતુ બીજો નથી, પોતાના કર્મવડેજ આ હણાયો છે. એણે જે કર્મ કર્યું, તેણે આ મોતને પમાડ્યો. આના વિનાશનો હેતુ કર્મ છે. અમે સઘળા કર્મને વશ છીએ. કર્મજ પુત્રની પેઠે આ લોકને તારે છે, કર્મ ફળનો યોગ કરે છે, પુણ્યપાપનું આજ્ઞાપક કર્મજ છે. જેમ માટીનો પિંડો હાથમાં લઇ કુંભાર પોતાની ઈચ્છા પ્રમાણે જૂદાં જૂદાં પાત્ર ઉતારે છે, તેમ મનવડે કરેલા કર્મથી મનુષ્ય અનેક ફળને પામે છે. જેમ છાયા અને તડકો એક બીજાથી દૃઢ બંધાએલાં છે, તેમ કર્તા તથા કર્મ પોતાના કર્મોવડે દૃઢ બંધાએલાં છે.

એજ પ્રકારે હું આ મૃત્યુ, સર્પ, અર્જુનક કે આ વૃદ્ધ બ્રાહ્મણી કોઇએ બાળકના મોતનું કારણ નથી, પરન્તુ એ બાળક પોતેજ પોતાનું કારણ છે. હે રાજા યુધિષ્ઠિર, કાળનું આવું બોલવું સાંભળી ગૌતમી નામની બ્રાહ્મણી સ્વર્ગ તથા નર્કનું કારણ પોતાનું કર્મ છે, એમ માની પારધી પ્રત્યે બોલી—કાળે નહીં, સર્પે નહીં તેમ મૃત્યુએ મોતનું કારણ નહીં, પણ કાળે કરી પોતાના કર્મોવડે આ બાળક મૃત્યુને વશ થયો. મેં જે કર્મ કર્યું જેણે કરી આ મારો પુત્ર મૃત્યુ પામ્યો. હવે કાળે જાઓ, મૃત્યુ પણ જાઓ, હે અર્જુનક ! સર્પને મૂકી દે. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—ગૌતમીના કહેવાથી મૃત્યુ તથા કાળ અને સર્પ જ્યાંથી આવ્યાં હતાં ત્યાં ગયાં. પછી પારધીનો તથા વૃદ્ધા ગૌતમીનો શોક મટી ગયો. હે રાજા, આ ઇતિહાસ સાંભળી શાન્તિને પામ, શોકવાળો થઇશ માં. સઘળાં પોતાના કર્મવડે સ્વર્ગાદિ લોકને પામે છે. તેં કંઇ કર્મ કર્યું નથી, તેમ દુર્યોધને પણ કર્યું નથી. તે સઘળું કાળે કર્યું એમ જાણ જેથી સઘળા પાર્થિવો મરાયા. વૈશંપાયન કહે છે,—હે જન્મેજય, ભીષ્મપિતાનું આવું વચન સાંભળી યુધિષ્ઠિર શોક મુક્ત થયો. મોટું જેનું તેજ છે એવો ધર્મને જાણનાર યુધિષ્ઠિર ફરીને આમ પૂછવા લાગ્યો.

**वैशंपायनउवाच**—इत्येतद्वचनंश्रुत्वाबभूवविगतज्वरः ।

युधिष्ठिरोमहातेजाःप्रपच्छेदंचधर्मवित् ॥ ८३ ॥

**इतिश्रीमहा**० भा० अनु० प० दानधर्मेगौतमीलुब्धकव्यालमृत्युकालसं० गु० भा०प्रथमोऽध्यायः ।. १ ॥



**युधिष्ठिरउवाच**—पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥

श्रुतंमेमहदाख्यानमिदंमतिमतांवर ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—બુદ્ધિમાનોની મધ્યે શ્રેષ્ઠ, સઘળાં શાસ્ત્રને જાણનાર, મોટા જ્ઞાની એવા હે પિતામહ ! આ મોટું આખ્યાન મેં સાંભળ્યું. હવે ધર્મ અને અર્થે સહવર્તમાન તમોએ કિંચિત્ કહેલું વિસ્તારથી સાંભળવાની ઇચ્છા રાખું છું. હે રાજન્, ધર્મનો આશ્રય કરી કોણ ગૃહસ્થા-

શ્રમીએ મૃત્યુને જીત્યું? તે સઘળું યથાસ્થિત મને કહો. ભીષ્મપિતા કહે છે—આ સ્થળમાં પુરાતન ઇતિહાસ હું તને કહું છું; જે પ્રકારે ગૃહસ્થાશ્રમીએ ધર્મને આશરી મૃત્યુને જીત્યું છે. હે રાજન્, પ્રજાપતિ એવા મનુનો ઇક્ષ્વાકુ નામનો પુત્ર થયો. તેને સૂર્યના જેવી કાન્તિવાળા સો પુત્ર થયા. હે ભર્તખંડના રાજા, તેના દશમા પુત્રનું નામ દશાશ્વ હતું. સત્યવાળું જેનું પ્રરાક્રમ છે એવો તે ધર્માત્મા પુત્ર માહિષ્મતિ નગરીનો રાજા થયો. તે દશાશ્વનો પુત્ર ધાર્મિક રાજા થયો. જેનું મન હમેશાં સત્યને વિષે, તપમાં તથા દાનમાં આસક્ત હતું. પૃથ્વીમાં તે ભૂપતિનું નામ મદિરાશ્વ એ પ્રકારે કહેવાયું. ધનુર્વેદમાં અને વેદને વિષે તે નિરન્તર કુશળ હતો. તે મદિરાશ્વનો પુત્ર ધુતિમાન્ નામનો રાજા મહા ભાગ્યશાલી, મોટો તેજસ્વિ, પરાક્રમી તથા બળવાન્ થયો. ધુતિમાન્નો પુત્ર સુવીર નામે ધાર્મિક રાજા સર્વ લોકમાં વિખ્યાત કહેવાયો. સુવીરનો પુત્ર સુદુર્જય નામે મોટો ધર્માત્મા, ધનાઢ્ય, સઘળા સંગ્રામોમાં જીતવો અશક્ય, બીજો ઈન્દ્રજ હોયની શું ! એવો સર્વ શસ્ત્ર ધારણ કરનારાઓમાં ઉત્તમ ગણાયો. ઇન્દ્રના સર્ખી કાન્તિવાળા તે દુર્જયનો પુત્ર અશ્વિના સર્ખો દુર્યોધન નામે ઋષિઓમાં મોટો રાજા થયો. સંગ્રામોમાં નિવૃત્તિ નહીં પામનાર ઇન્દ્રના સમાન ઐશ્વર્યવાળા તે રાજાના દેશમાં પ્રથક્ પ્રથક્ અન્ન, પશૂઓ તથા રત્નોવડે ઇન્દ્ર વર્ષતો હતો. એનો દેશ તથા નગર સંપત્તિઓથી પરીપૂર્ણ હતું. એ રાજાના દેશમાં કોઇ પુરૂષ કૃપણ, દરિદ્રિ, નઠારા આચરણવાળો, કૃશ કે વ્યાધિવાળો ન હતો. દુર્યોધન રાજા, ઘણો ડાહ્યો, મીઠી વાણી બોલનાર, અદેખો નહીં, ઇન્દ્રિઓને જીતેલો, ધર્માત્મા, દયાળુ, પ્રરાક્રમી, સત્યવાદિ, યજન કરવા વાળો, ધૈર્યવાન, બુદ્ધિમાન, બ્રહ્મવિદ્યાને જાણનારો, સત્યનો સમુદ્ર, શ્રદ્ધાળુ, દાતા તથા વેદ અને વેદનાં અંગ જાણવાવાળો હતો. પુરૂષ મધ્યે સિંહ એવા તે દુર્યોધન રાજાને જોઈ, પુણ્યરૂપી જેનાં આચરણ છે એવી, કલ્યાણી દેવ નદિ નર્મદાએ તેને વરચો. તે નર્મદાને વિષે દુર્યોધન રાજાને કમળ સરખાં નેત્રવાળી, સુદર્શના નામની રૂપાળી કન્યા ઉત્પન્ન થઈ. હે રાજા યુધિષ્ઠિર ! દુર્યોધનની પુત્રિ સુદર્શના જેવી રૂપાળી હતી તેવી રૂપાળી કન્યા સ્ત્રી વર્ગમાં પૂર્વે ઉત્પન્ન થઇજ નથી. તે રાજકન્યા સુદર્શના વરવાને યોગ્ય થઈ ત્યારે બ્રાહ્મણનું રૂપ લઈ સાક્ષાત્ અગ્નિએ તેને વરવા માટે દુર્યોધનની યાચના કરી. આ દરિદ્રિ, પોતાની વર્ણનો નહીં, માટે દુર્યોધન પોતાની પુત્રિ તે બ્રાહ્મણને આપવાને ઇ-

અછતો ન હતો. પછી તેણે વિસ્તારેલા યજ્ઞમાં અગ્નિ હોલવાઇ ગયો તેથી ઘણો દુ:ખી થએલો રાજા બ્રાહ્મણોની પ્રત્યે વચન બોલ્યો. હે પવિત્ર બ્રાહ્મણો! મારૂં અથવા તમારૂં એવું શું દુષ્કૃત્ છે કે જેથી કુત્સિત પુરૂષોને વિષે કરેલા કર્મની પેઠે અગ્નિ નાશ પામ્યો, આપણું થોડુ દુષ્કૃત ન કહેવાય કેમકે જેવડે અગ્નિ નાશને પામ્ય થયો. તે કુત્સિત્ મારૂં છે કે તમારૂં, તે સૂક્ષ્મ બુદ્ધિથી વિચારો. હે ભર્તખંડના રાજા! દુર્યોધનનું આવું વચન સાંભળી બ્રાહ્મણો નિયમવાળા થઇ સ્તુતિ કરતા અગ્નિની શરણે ગયા, તે બ્રાહ્મણોને ભગવાન અગ્નિએ શરદ્ ઋતુના સૂર્ય સરખું પોતાનું દેદિપ્યમાન્ રૂપ કરી દેખાડયું. પછી તે ઉત્તમ બ્રાહ્મણોની પ્રત્યે મોટો જેનો આત્મા છે એવો અગ્નિ કહેવા લાગ્યો—મારે પોતાને અર્થે દુર્યોધનની પુત્રિને વરવી છે. પ્રાત:કાલમાં ઉઠી ચકિત્ થએલા સઘળા બ્રાહ્મણોએ અગ્નિનું કહેલું રાજાને નિવેદન કર્યું. રાજા બ્રહ્મવાદિઓનું તે વચન સાંભળી મોટો હર્ષ પામ્યો. અગ્નિની માગણી તે બુદ્ધિમાને કબુલ રાખી. દુર્યોધને ભગવાન વિભાવસુની પાસે એટલું પણ યાચ્યું કે, હમેશાં ચિત્રભાનું નામનો અગ્નિ મારી સાનિધ્ય રહે તો હું તેમ કરૂં. અગ્નિએ રાજાને તેમ કરવાને હા કહી. ત્યારથી હમેશાં અગ્નિ માહિષ્મતિ નગરીનાં દુર્યોધનની સાનિધ્ય રહ્યો. સહદેવ જ્યારે દિગ્વિજય કરવા ગયો ત્યારે તેણે તે દીઠો છે. દુર્યોધને પોતાની સુદર્શના કન્યાને નવિન વસ્ત્ર અને અલંકારે આભૂષિત કરી મહાત્મા અગ્નિને આપી. અગ્નિએ તે રાજકન્યાને ગૃહણ કરી. યજ્ઞમાં વસોધારાની પેઠે વેદમાં બતાવેલા વિધિવડે કરીને આપેલી તે કન્યાના શરીર, રૂપ, આચરણ તથા શોભાવડે અગ્નિ પ્રસન્ન થયો અને એને વિષે ગર્ભ આરોપ્યો. સુદર્શનાને અગ્નિથી સુદર્શન નામે પુત્ર ઉત્પન્ન થયો. સુદર્શન રૂપવડે પુર્ણિમાના ચંદ્ર સરખો દિસવા લાગ્યો. બાળપણથીજ તેણે સનાતન પરબ્રહ્મને ઓળખ્યું. નૃગરાજાનો વડવો ઓઘવાન્ નામે રાજા હતો તેને ઔઘવતિ નામની કન્યા તથા ઔઘરથ નામનો પુત્ર થયો. ઓઘવાને પોતાની ઔઘવતિ નામની દેવકન્યા ભાર્યા થવા માટે વિદ્વાન્ સુદર્શનને આપી. ગૃહસ્થાશ્રમમાં આસક્ત એવો સુદર્શન નામનો રાજા તે ઓઘવતિ કન્યા સાથે કુરૂક્ષેત્રમાં રહ્યો. હે પૃથ્વીપતિ સમર્થ યુધિષ્ઠિરરાજા! ગૃહસ્થાશ્રમમાં રહી તેજસ્વિ બુદ્ધિમાન્ સુદર્શને હું મૃત્યુ જીતીશ, એવી પ્રતિજ્ઞા

કરી. હે રાજન્, તે અગ્નિનો પુત્ર સુદર્શન પોતાની ઓઘવતિ રાણીની પ્રત્યે બોલ્યો. તારે કદી પણ અતિથિને પ્રતિકૂલ થાય તેવું કૃત્ય ન કરવું. જે જે કૃત્યો કરવાથી અતિથિ સંતુષ્ટ થાય તે તે હમેશાં આચરવાં. કદી દેહ અર્પણ કરવાથી તે પ્રસન્ન થતો હોયતો તેમાં જરા વિચાર તારે કરવો નહીં. અતિથિની સેવારૂપ વૃત્ત હમેશાં મારા હૃદયમાં ઠસ્યુ છે. હે સુંદર કટિવાળી! ગૃહસ્થાશ્રમિઓને હમેશાં અતિથિની સેવા સરખું બીજું ઉત્તમ વ્રત નથી. હે વામોરૂં, શોભને! મારૂં વચન જો તું સત્ય માનતી હોયતો આ વચન નિરંતર શુદ્ધ અંતઃકરણમાં તું ધારણ કરજે. હે પાપથકી રહિત, કલ્યાણી, જો હું તને વ્હાલો હોઉંતો મારા બહાર જવા છતાં અગર ઘરમાં રહ્યા છતાં તારે અતિથિની અવગણના કરવી નહીં. સ્વામિનું વચન માથે ચઢાવી, હાથનો સંપુટ કરી ઓઘવતિ પતિની પ્રત્યે બોલી. ક્યારે પણ આપના વચનને ઉલ્લંઘન કરી અન્યથા નહીં કરૂં. આ પ્રકારે ઘરમાં રહી મૃત્યુને જીતવાની ઇચ્છાવાળા સુદર્શનની પૂંઠે હમેશાં મૃત્યુ છિદ્ર ખોળતું ફરવા લાગ્યું. એક દિવસ અગ્નિનો પુત્ર સુદર્શન કાષ્ટ લેવાને ગયો તેવામાં એક તેજસ્વિ બ્રાહ્મણ અતિથિને વેષે આશ્રમમાં આવી ઓઘવતિને કહેવા લાગ્યો,—હે વરદાનની ઇચ્છાવાળી! જો ગૃહસ્થાશ્રમિના ધર્મને તું અંગિકાર કરતી હોયતો તારા કરેલા આતિથ્યની મને ઇચ્છા છે. હે પૃથ્વિપતિ! બ્રાહ્મણે એ પ્રકારે કહેલી યશવાળી તે રાજાની પુત્રી, વેદોક્ત વિધિવડે અતિથિનો સત્કાર કરવા લાગી. બ્રાહ્મણને અર્ધ્ય, પાદ્ય તથા આસન આપીને ઓઘવતિ નમ્ર ભાવથી બોલી. આપને શી મતલબ છે? તમને શું આપું? બ્રાહ્મણ બોલ્યો—શંકાનો ત્યાગ કરી તું મારા કહેવા પ્રમાણે આચર. જો ધર્મ તને વ્હાલો હોય, ગૃહસ્થાશ્રમને માનતી હોઉંતો, હે રાણી! તારો દેહ મને અર્પણ કરી મારૂં પ્રિયકર. તે રાજકન્યા બીજાં ઘણાંવાનાંથી બ્રાહ્મણને લોભાવવા લાગી તેમ છતાં તેના દેહ અર્પણ શિવાય બ્રાહ્મણે બીજું કંઇ ન માગ્યું. પૂર્વે કહેલું પતિનું વચન સંભારી તે રાજપુત્રિ લજવાતી બ્રાહ્મણની પ્રત્યે કબૂલ થઇ. ગૃહસ્થાશ્રમની આકાંક્ષાવાળા ભર્તાનું વચન સંભારીને ઓઘવતિ તથા બ્રાહ્મણ હસીને પર્ણકુટીમાં પેઠાં. એટલાકમાં દુષ્ટ ઇચ્છાથી મૃત્યુ હમેશાં બંધુની પેઠે જેની પૂંઠે ફરે છે એવો અગ્નિનો પુત્ર સુદર્શન કાષ્ટ લઇને આવ્યો. આશ્રમમાં આવીને, તું-

ક્યાં છે? આવ, એમ વારે વારે સુદર્શને ઐાઘવતિને બોલાવી. ત્યારે બ્રાહ્મ- ણે બેઉ હાથે સ્પર્શ કરેલી પતિવ્રતાએ તેને કંઇ સામો ઉત્તર ન આપ્યો. હું ઉચ્છિષ્ટછું, એમ માનતી લજવાએલી સાધ્વી સ્ત્રી, સ્વામિની પ્રત્યે કંઇ પણ ન બોલી. ફરીને સુદર્શન એ પ્રકારે કહેવા લાગ્યો. તે સાધ્વી ક્યાં? તે ક્યાં ગઇ? મારે આવું કેમ થયું? હે પતિવ્રતા, રૂડાં આચરણવાળી, નિત્યે વિનયવાળી, જેમ હર્ખાતી હોય તેમ પેહેલાંની પેઠે હમણાં સામો ઉત્તર કેમ નથી આપતી? સુદર્શનનું આવું બોલવું સાંભળી પર્ણકુટિમાં રહે- લો બ્રાહ્મણ તેની પ્રત્યે બોલ્યો—હે અગ્નિનાપુત્ર, આ તારી સ્ત્રીએ પ્રાર્થ- ના કરેલો હું અત્રે અતિથિ આવેલો છું. હે બ્રહ્મન્! તે તે પ્રકારના અ- તિથિના સત્કારોવડે મેં તેને વરી છે. શુભ જેનું મોઢું છે એવી તે આ કામ ભાવથી મારી પ્રત્યે આવી છે. સ્ત્રીનાં દુષણને ઘટિત શિક્ષા ક- રવાને તું યોગ્ય છે. અતિથિ વૃત્તનો ભંગ જોઇ અહિયાં એને હું હણીશ એમ ચિતવન કરતું મૃત્યુ હાથમાં લોઢાનો દંડ લઇ હમેશાં તારી પૂંઠે ફ- રે છે. મન, કર્મ તથા ચક્ષુવડે ઇર્ષા અને ક્રોધનો ત્યાગકરી વિસ્મય પા- મેલો સુદર્શન આ પ્રકારે બોલ્યો—હે બ્રાહ્મણ! તારૂં કલ્યાણ હો, મને તારા ઉપર ગણી પ્રિતિ છે, ગૃહસ્થનો મુખ્ય ધર્મ પ્રાપ્ત થએલા અતિથિનું પૂ- જન એજ છે. જે ગૃહસ્થના ઘર આગળથી પૂજા કરેલો અતિથિ જાયછે, તે સમાન બીજો મોટો ધર્મ નથી; એમ વિદ્વાનો કહે છે. મારા પ્રાણ, સ્ત્રી તથા જે કંઈ ધન જણાય છે તે અતિથિઓને આપવાનું છે, એવું મારૂં વ્રત છે. આ મારૂં કહેલું વાક્ય નિઃસંદેહ છે. હે વિપ્ર! તેથીજ હું પોતે આત્માને પામ્યો છું. પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, એ પાંચ તથા બુદ્ધિ, આત્મા, મન, કાલ, દિશાઓ અને દશગુણો નિરંતર દેહનો આશ્રય કરી દેહ ધારી પ્રાણીઓનાં પુણ્ય, પાપ કર્મોને જુએ છે. આ મારી કહેલી વાણી જૂઠી નથી. તે સત્યવડે કરીને દેવતાઓ મને પાળો અથવા બાળો; હે ભરતખંડના રાજા, આ રીતે સુદર્શનનું બોલવું સાંભળી, એનું કહેવું સત્ય છે, જૂઠું નહીં એવો સઘળી દિશાઓમાં વારે વારે મોટો નાદ થયો. આકાશવાણી સાંભળી, બ્રાહ્મણ પર્ણશાળામાંથી બહાર આવ્યો. એના શ- રીરથી પૃથ્વી તથા આકાશ છવાયું. વાયુની પેઠે વૃદ્ધિ પામેલો તે બ્રાહ્મણ ત્રણ લોકને શબ્દાયમાન્ કરતો ઉંચા સ્વરથી બોલ્યો—હું ધર્મ છું. તારૂં કલ્યાણ હો. હે અનઘ! તને જાણવા માટે હું આવ્યો છું. તારૂં સત્ય

જોઇ મને ઘણી પ્રિતિ થઈ છે. હમેશાં છિદ્ર ખોળનાર તારી પૂંઠે ફરતા મૃત્યુને તેં ધીરજથી જીતી વશ કર્યું. હે પુરૂષ મધ્યે ઉત્તમ! આ તારી પતિવ્રતા સાધવી સ્ત્રીને ત્રણ લોકમાં કોઇ પણ ઊંચી દૃષ્ટિએ જોવાને શક્તિમાન્ નથી. તારા તથા પતિવ્રતાના ગુણોથી રક્ષણ થએલી આ સ્ત્રીનું વચન કદી પણ અન્યથા નહીં થાય. આ બ્રહ્મવાદિની પોતાના તપવડે કરીને લોકને પવિત્ર કરનારી શ્રેષ્ઠ નદી થશે. એ મહા ભાગા અર્ધા શરીરવડે ઓઘવતિ નામની નદિ કેહેવાશે અને અર્ધ શરીરે તારી સાથે ગતિ કરશે. કેમકે યોગ એને વશ છે. એણે સહવર્તમાન તું જ્યાંથી પાછું ન ફરવું પડે એવા તપવડે કરીને મેળવેલા શાશ્વત લોકને પામીશ. આજ શરીરવડે તે લોકને તું પામીશ. તારૂં ઉત્તમ ઐશ્વર્ય છે. અવસ્ય તેં મૃત્યુને જીત્યું. પોતાના પરાક્રમથી પંચભૂતને અતિક્રમણ કરે એવો મનનો વેગ તથા કામ અને ક્રોધ એ બેઉ ગૃહસ્થાશ્રમમાં રહી તેં જીતી લીધા. હે રાજન્, તારી સેવાથી રાજપુત્રિએ સ્નેહ, રાગ, આળસ, મોહ, તથા દ્રોહને વંશ કર્યા. ભિષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—એક હજાર ધોળા ઘોડા જોડેલો ઉત્તમ રથ લઇ ભગવાન્ ઇન્દ્ર ત્યાં આવ્યો. મૃત્યુ, આત્મા, લોક તથા પંચભૂત, બુદ્ધિ, કાલ, મન, આકાશ કામ, અને ક્રોધ તેં જીત્યાં—માટે ગૃહસ્થાશ્રમિને અતિથિ સમાન બીજું દૈવત નથી. જે મનવડે શુભ ચિંતવન કરીને અતિથિનું પૂજન કરે છે, તેવું સેંકડો યજ્ઞથી ફળ થતું નથી એમ બુદ્ધિમાનો કહે છે. જેના દ્વારિમાં સત્પાત્ર અતિથિ આવ્યો અને તેનું પૂજન ન થયું તો પોતાનું નઠારૂં કર્મ ગૃહસ્થને આપી તેનું સત્કર્મ પોતે લઇ જાય છે. હે પુત્ર! જે પ્રકારે પૂર્વે ગૃહસ્થાશ્રમીએ મૃત્યુ જીત્યું છે. મેં તને એ ઉત્તમ આખ્યાન કહ્યું. સાંભળવાની ઇચ્છાવાળાઓએ માનવું કે આ ઉત્તમ આખ્યાન ધનને આપનાર, યશને આપનાર, આયુષ્યને વધારનાર તથા સઘળાં દુષ્ટ ચરિત્રોને નાશનું કરનાર છે. હે ભર્તખંડના રાજા, આ સુદર્શનનું ચરિત્ર રોજ રોજ જે વિદ્વાન્ કહે છે તે પુણ્યવાળા લોકને પામે છે.

इदंयःकथयेद्विद्वानहन्यहनिभारत ॥
सुदर्शनस्यचरितंपुण्याँल्लोकानवाप्नुयात् ॥ ९६ ॥

इतिश्रीमहाभारतेअनु० प० दा० ध० सुदर्शनोपाख्याने गु० भा० द्वितीयोऽध्यायः ॥ २ ॥

युधिष्ठिरउवाच ॥ ब्राह्मण्यंयदिदुष्प्राप्यंत्रिभिर्वर्णैर्नराधिप ॥
कथंप्राप्तंमहाराजक्षत्रियेणमहात्मना ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે- હે મનુષ્યોના રાજા, હે બ્રહ્માત્મન્, હે મહારાજ, ત્રણે વર્ણોએ બ્રાહ્મણપણું દુઃખવડે પ્રાપ્ત થવા યોગ્ય છે, છતાં મહાત્મા ક્ષત્રિ એવા વિશ્વામિત્રે તે કેમ મેળવ્યું? તે મને સાંભળવાની ઇચ્છા છે, માટે હે પિતામહ, મને કહો. અપાર ઐશ્વર્યવાળા તે વિશ્વામિત્રે મહાત્મા એવા વસિષ્ઠ મુનિના છોકરાઓનો સઘ નાશ કર્યો, ઘણું જેનું તેજ છે એવા રાક્ષસો તથા કાલાન્તકના સરખી ઉપમાવાળા યાતુધાનો પોતાના ક્રોધાવિષ્ટ દેહવડે સૃજ્યા. સેંકડો બ્રહ્મઋષિઓ જેમાં થયા, અને વિદ્વાન્ બ્રાહ્મણો જેમની સ્તુતિ કરે છે એવો કુશિક ઋષિનો વંશ આ નરલોકમાં જેણે સ્થાપન કર્યો, મોટું જેનું તપ છે એવા ઋચીક ઋષિનો પુત્ર શુનઃશેપ પશુપણાને પામેલો, તેને મોટા યજ્ઞમાંથી છોડાવ્યો. જે હરિશ્ચંદ્ર રાજાના યજ્ઞમાં પોતાના તેજવડે દેવને સંતુષ્ટ પમાડી બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ એવા વિશ્વામિત્રના પુત્રપણાને પામ્યો. હે મનુષ્યોના રાજા, દેવતાઓએ શુનઃશેપ નામનો પુત્ર વિશ્વામિત્રને આપ્યો માટે તે મોટો છે, એમ જે પોતાના પચાસ પુત્રોએ ન માન્યું તે વિશ્વામિત્રના શાપથી ચાંડાલપણાને પામ્યા. ઈક્ષ્વાકુનો પુત્ર ત્રિશંકુ, વસિષ્ઠગુરુના શાપથી બન્ધુવર્ગે ત્યાગ કરેલો, તેને પ્રિતિવડે અવળે મોઢે સ્વર્ગમાં મોકલ્યો, જે દક્ષિણદિશાનો આશ્રય કરી રહેલો છે. દેવઋષિ, બ્રહ્મઋષિ, તથા દેવતાઓએ સેવા કરેલી, પુણ્યવાળી, કૌશિકી નામની વિશ્વામિત્રની વિશાળ નદિ છે. તપમાં વિઘ્ન કરનારી, પંચચૂડા એવી રંભા નામની અપ્સરા, જેના શાપથી પાશાણપણાને પામી ગઈ; વળી વિશ્વામિત્રના ભયથી પૂર્વે વસિષ્ઠમુનિ પોતે બંધાઈ જળમાં ડૂબી પાશ છોડી નાંખી ફરી બહાર નીકળ્યા. મહાત્મા વસિષ્ઠના તે કર્મવડે વિપાશા નામની પુણ્યવાળી મોટી વિખ્યાત નદિ તે દિવસથી થઇ. ત્રિશંકુને યજન કરાવાથી વસિષ્ઠના પુત્રોએ શાપ દીધેલા વિશ્વામિત્રે ભગવાન્ એવા ઇન્દ્રની વાણીવડે સ્તુતિ કરી જેથી પ્રસન્ન થએલા ઇન્દ્રે તેમને શાપમુક્ત કર્યા. તેમ ઉત્તાનપાદનો પુત્ર ધ્રુવ ઉત્તર દિશાનો આશ્રય કરી બ્રહ્મઋષિઓની મધ્યમાં હમેશાં પ્રકાશે છે. હે કૌરવ, તેનાં એ સઘળાં કર્મ તથા બીજાં હોય તો મને કહો. ક્ષત્રિનાં આ પ્રકારનાં કર્મ જોઇ

મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. હે ભર્તખંડના રાજા, દેહાંતર વિના તે બ્રાહ્મણપણાને કેમ પામ્યા? તે વિચારીને મને સ્પષ્ટ કહો. ચાંડાલ યોનિમાં ઉત્પન્ન થએલા મતંગને* બ્રાહ્મણપણું ન પ્રાપ્ત થયું અને સ્થાનમાં રહ્યા છતાં વિશ્વામિત્રને બ્રાહ્મણપણું કેમ મળ્યું? તે મને હે ભરતર્ષભ! કહેવાને યોગ્ય છે.

स्थानेमतंगोब्राह्मण्यंनालभद्भरतर्षभ ॥
चंडालयोनौजातोहिकथंब्राह्मण्यमाप्तवान् ॥ १९ ॥

**इतिश्रीमहा** भा० अनुशा० प० विश्वामित्रोपाख्याने गु० भा० तृतीयोऽध्यायः ॥ ३ ॥



**भीष्मउवाच** ॥ श्रूयतांपार्थतत्त्वेनविश्वामित्रोयथापुरा ॥
ब्राह्मणत्वंगतस्तातब्रह्मर्षित्वंतथैवच ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—હે પાર્થ, હે તાત! પૂર્વે વિશ્વામિત્ર બ્રાહ્મણપણું, તથા બ્રહ્મર્ષિપણાને પામ્યા તે સઘળું તું સાંભળ. ભર્તના વંશમાં યજન કરવાવાળો, અજમીઢ નામનો ધર્મિષ્ટ રાજા હતો તેનો જન્હુ નામનો પુત્ર મોટો રાજા થયો. ગંગા નદિ જે મહાત્માની પુત્રિપણાને પામી. જન્હુને પોતાના સમાન ગુણવાળો, સિંધુ દ્વીપ નામનો યશસ્વિ પુત્ર થયો. સિંધુ દ્વીપથી મહાબલવાન્, રાજર્ષિ બલાકાશ્વ થયો. તેનો સાક્ષાત્ બીજો ધર્મજ હોયની શું એવો વલ્લભ નામનો પુત્ર થયો. તેનો ઈન્દ્રના સર્ખી કાન્તિવાળો કુશિક પુત્ર થયો. કુશિકનો પુત્ર શ્રીમાન્ ગાધિ રાજા થયો. અપુત્ર એવો ગાધિરાજા સોમાભિષવ[1] નિમિત્તે પુત્રને માટે વનમાં રહ્યો. તે વનમાં રહેતાં છતાં તેને એક કન્યા ઉત્પન્ન થઈ. પૃથ્વીમાં તેના સર્ખી રૂપાળી બીજી કન્યા ન હતી. તેનું સત્યવતી એવું નામ પાડયું. તે કન્યાને ચ્યવનથી ઉત્પન્ન થએલા ભાર્ગવકુળના મોટા તપસ્વિ વિખ્યાત ઋચિકનામના ઋષિએ પરણવાને યાચના કરી. શત્રુને નાશનો કરનાર ગાધિરાજા મહાત્મા ઋચિકને દરિદ્રિ માની તેને કન્યા નહોતો આપતો. જ્યા-

* બ્રાહ્મણીને વિષે શુદ્રથી ઉત્પન્ન થયેલા તેથી.
૧ એ નામનો એક યજ્ઞ થાય છે.

રે ઋચિકે ફરી યાચના કરી ત્યારે રાજાની મધ્યે ઉત્તમ એવો ગાધિરાજા બોલ્યો—મને પણ આપોતો, મારી પુત્રિને પરણાવીશ. ઋચિક કહે છે—હે રાજેન્દ્ર, કહે હું તને શું પણ આપું? પુત્રિને કહે આ બાબતમાં સંશયવાળો થતો નહીં. ગાધિક કહે છે—હે ભૃગુના કુળમાં ઉત્પન્ન થએલા ઋચિક, વાયુના સરખા વેગવાળા, ચન્દ્રના કીરણો જેવા પ્રકાશિત, કાળા કાનના એક હજાર ઘોડા મને આપો. ભિષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે ગાધિએ એ પ્રકારની યાચના કરવાથી, ભૃગુકુળમાં સિંહ એવા, ચ્યવનના પુત્ર સમર્થ ઋચિક ઋષિએ અદિતિના પુત્ર જળના અધિપતિ વરૂણ દેવની યાચના કરી, હે દેવની મધ્યે ઉત્તમ, વાયુ સરખા વેગવાળા, ચન્દ્ર સરખી કાન્તિવાળા, કાળા કાનના એક હજાર ઘોડા હું તારી પાસે યાચુંછું. સારૂ, એ પ્રકારે કહી અદિતિનો પુત્ર વરૂણ દેવ ઋચિકની પ્રત્યે બોલ્યો-જ્યા તમારી ઇચ્છા થશે, ત્યાં તે ઘોડા ઉત્પન્ન થશે. ઋચિકના ધ્યાન કરવા માત્રમાંજ અત્યંત જેનું તેજ છે એવા હજાર અશ્વો ગંગાજળમાંથી ઉત્પન્ન થયા. કાન્યકુબ્જની સમિપે તે ગંગાના ઉત્તમતીરને અદ્યાપિ પણ લોકો અશ્વિતીર્થ કહે છે. પછી હે તાત, તપસ્વિઓમાં ઉત્તમ એવા ઋચિકે પ્રીતિવડે ગાધિ રાજાને તે એક હજાર અશ્વ પણ માટે આપ્યા. તેથી વિસ્મય થએલા ગાધિ રાજાએ શાપના ભયથી તે અલંકાર કરેલી કન્યા ભૃગુના વંશમાં ઉત્પન્ન થએલા ઋચિકને આપી. બ્રહ્મઋષિમાં ઉત્તમ એવા મુનિએ વિધિવડે તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. કન્યા તે પતિને પામીને અત્યન્ત હર્ષ પામી. તેને પરણવાથી ઋષિ ઘણો સંતોષ પામ્યા. હું તને પુત્ર આપીશ, એવા વરદાનવડે તે કન્યાને હર્ષ પમાડી. હે યુધિષ્ઠિર, તે કન્યાએ વરદાન સંબંધિ સઘળી હકીકત પોતાની માતાને કહી. તે સાંભળી કંઇક નીચું મોઢું કરી માતા દીકરીને કહેવા લાગી. હે પુત્રિ, મોટો તપસ્વિ અને સમર્થ એવો તારો ભર્તા પ્રજાપ્રદાનવડે, મને પણ પ્રસાદ કરવાને યોગ્ય છે. એવું વચન સાંભળી તે કન્યા ઉતાવળી પોતાના પતિ પાસે જઇ માતાનું સઘળું ઇચ્છિત તેને નિવેદન કર્યું. તે સાંભળી ઋચિક, સ્ત્રીની પ્રત્યે બોલ્યા. હે કલ્યાણી! મારા પ્રસાદથી તારો પ્રણય મિથ્યા નહીં થાય, થોડી મૂદતમાં તારી માતા ગુણવાન્ અપત્યને જન્મ આપશે, અને તારે પણ મોટો ગુણશ્લાઘી, અમારા વંશને કરનાર, રૂપાળો પુત્ર ઉત્પન્ન થશે, તે હું તને સ-

ળ કહુછું. હે કલ્યાણી! ઋતુ સ્નાન કર્યા પછી તે તારી માતા પીંપળાને અને તું ખાખરાના ઝાડને એમ જો બેઉ ભેટશો તો તે પ્રકારે પામશો. હે પવિત્ર હાસ્યવાળી! મંત્રવડે પવિત્ર કરેલું આ ચરૂદ્વય* છે તે તું તથા તે ભોજન કરશો, તેણે કરી બેઉ પુત્રને પામશો. પતિના કહેવાથી હર્ષ પામેલી સત્યવતી માતાની પ્રત્યે બોલી અને ઋચિકે કહેલું ચરૂદ્વય તેને કહી દેખાડયું. ત્યારે માતા પોતાની સત્યવતી દીકરીને કહેવા લાગી-હે પુત્રિ, મારા કરતાં તારે તેની જોડે વિશેષ સંબંધ છે મા… મારૂં કહ્યું કર. તારા પતિએ મંત્રવડે કલ્પેલો આ તારો ચરૂ … આપ. અને મારાવાળો તું ગૃહણ કર. હે પવિત્ર હસવાવાળી! હે ન નિંદાએલી! જો માતાનું વચન તને પ્રમાણ હોય, તો વૃક્ષોને ભેટવામાં પણ ફેરફાર કરીએ. પોતાના બાળકને સારૂં અને ડાહ્યું સર્વે ઇચ્છે. ઋચિકે કરેલું આ કાર્ય અવશ્ય એવુંજ થશે. માટે મને તારા ચરૂ તથા વૃક્ષ ઉપર ભાવ છે. કેમકે તારો ભાઈ યોગ્ય થાય એવો વિચાર તું કર. માતાના કહેવા પ્રમાણે અન્યોન્ય બેઉએ કર્યું. હે યુધિષ્ઠિર! અવશ્ય બેઉ સગર્ભા થઇ. પોતાની સ્ત્રીને સગર્ભા જોઇ ભૃગુ કુળમાં ઉત્પન્ન થએલા તે મોટા ઋષિ સત્યવતીની પ્રત્યે ખેદયુક્ત બોલ્યા. તેં ચરૂનો ફેરફાર કર્યો. તેમ હે કલ્યાણી! વૃક્ષમાં પણ ફેરફાર કર્યો. માટે ફેરફાર થશે. મેં વિશ્વમાં જે બ્રહ્મ છે, તે તારા ચરૂમાં પ્રવેશું હતું અને ક્ષાત્ર વીર્ય તેનામાં પ્રવેશું હતું. ત્રણ લોકમાં વિખ્યાત એવા બ્રાહ્મણને તું જન્મ આપે અને તે યોગ્ય ક્ષત્રિને જન્મ આપે તેવું મેં કર્યું હતું, તમે મા દીકરીએ ફેરફાર કર્યો માટે તારી મા ઉત્તમ બ્રાહ્મણને જન્મ આપશે. અને હે કલ્યાણી! ઉગ્ર કર્મના કરનારા ક્ષત્રિને તું જન્મ આપીશ. માતાના ઉપર સ્નેહવાળી તેં તે રૂડું ન કર્યું. પતિનું વચન સાંભળી શોકવડે તપેલી સત્યવતી કપાએલી સુંદીર વેલની પેઠે પૃથ્વીમાં પડી. મૂર્છા વળ્યા પછી માથું નમાવીને ગાધિની પુત્રિ ભૃગુ કુળને વિષે ઉત્તમ એવા પોતાના ભર્તાને કહેવાલાગી. હે બ્રહ્મ વિદ્યા જાણનારાઓ મધ્યે શ્રેષ્ઠ, હે વિપ્રર્ષી પ્રસાદને પમાડેલી ભાર્યાને વિષે અનુગૃહ કરો કે મારે ક્ષત્રિપુત્ર ન થાય. મારા પુત્રનો પુત્ર ઉગ્ર કર્મ કરનારો થવાને યોગ્ય છે. હે બ્રહ્મન્! મારો પુત્ર તેવો ન થાય એવો વરદાન મને આપો. મોટા તપસ્વિ ઋષિ બોલ્યા, જા તેમ થશે. તેથી સત્યવતી-

* યજ્ઞમાં કલ્પેલા ભાતના પુરોડાશના કરેલા બે શેષ ભાગ.

એ શુભ એવા જમદગ્નિને જન્મ આપ્યો અને ગાધિની યશવાળી સ્ત્રીએ વિશ્વામિત્રને જન્મ આપ્યો, તેટલામાટેજ ક્ષત્રિય છતાં બ્રાહ્મણ વંશને કરનાર વિશ્વામિત્ર બ્રાહ્મણપણાને પામ્યા. વિશ્વામિત્રના પુત્રો મહાત્મા, બ્રાહ્મણના વંશની વૃદ્ધિ કરનારા, તપસ્વિ, બ્રહ્મવિદ્યાના જાણનાર, તથા ગોત્રના કરનારા થયા. મધુચ્છંદ, દેવરાત, અક્ષીણ, શકુંત, બભ્રુ, કાલપથ, યાજ્ઞવલ્કય, સ્થૂણ, ઉલૂક, યમદૂત, સૈંધવાય, વલ્ગુ, જંઘ, ગાલવ, વર્જ, સાલંકાયન, લીલાઢ્ય, નારદ, કૂર્ચામુખ, વાદુલિ, મુસલ, વક્ષોગ્રીવ, આંઘ્રિય, શિલાયૂપ, શિત, શુચી, ચક્રક, મારૂ, તંતવ્ય, વાતઘ્ન, આશ્વલાયન, શ્યામાયન, ગાર્ગ્ય, જાબાલિ, સુશ્રુત, કારીષિ, સંશ્રુત્ય, પરપૌરવતંતવ, કપિલ, તાડકાયન, ઉપગહન, આસુરાયણ, માર્દમર્ષિ, હિરણ્યાક્ષ, જંગારિ, બાભ્રવાયણિ, ભૂતિ, વિભૂતિ, સૂત, સુરકૃત, અરાલિ, નાચિક, ચાંપેય, ઉજ્જયન, નવતંતુ, બકનખ, સેયન, યતિ, અંભોરૂહ, ચારૂમત્સ્ય, શિરીષી, ગાર્દભિ, ઊર્જયોનિ, ઉદાપેક્ષી, અને નારદી, એ સઘળા બ્રહ્મવાદી મૂનિઓ વિશ્વામિત્રના પુત્ર છે. હે રાજન્! વિશ્વામિત્ર ક્ષત્રિ હતા પણ ઋચિક ઋષિએ પૂર્વે ચરૂમાં બ્રાહ્મણપણું કલ્પ્યું હતું માટે બ્રાહ્મણપણાને પામ્યા. હે ભરતર્ષભ! એ સઘળું વ્યાખ્યાન મેં તને યથાસ્થિત કહ્યું. સૂર્ય ચન્દ્ર અને અગ્નિના સરખા તેજસ્વિ વિશ્વામિત્રનો જન્મ કહ્યો. હે રાજા મધ્યે ઉત્તમ! જ્યાં જ્યાં સંદેહ લાગે ત્યાં ત્યાં મને ફરીને પૂછ, હું તારા સંદેહોને છેદીશ.

विश्वामित्रस्यवैजन्मसोमसूर्याग्नितेजसः ॥
यत्रयत्रचसंदेहोभूयस्तेराजसत्तम ॥
तत्रतत्रचमांब्रूहिच्छेतास्मितवसंशयान् ॥ ६२ ॥

**इतिश्रीमहा** भार० अनु० प० दानधर्मेविश्वामित्रोपाख्याने गु० भा० चतुर्थोऽध्यायः ॥ ४ ॥



**युधिष्ठिरउवाच** ॥ आनृशंस्यस्यधर्मज्ञगुणान्भक्तजनस्यच ।
श्रोतुमिच्छामिधर्मज्ञतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે,—હે ધર્મજ્ઞ, હે પિતામહ! પરને દુઃખી જોઇ દુઃખી

થાય એવા ધર્મને જાણનાર ભક્તજનના ગુણને સાંભળવાને ઇચ્છુછું, તેમને કહો. ભીષ્મપિતા કહે છે—આ સ્થળમાં એક મહાત્મા એવા પોપટ અને ઇન્દ્રનો સંવાદરૂપ, પુરાતન ઇતિહાસ તને કહું છું. કાશિરાજાના દેશમાં એક પારધી ગામમાંથી નીકળી હાથમાં ધનુષ્ય બાણ લઇ મૃગને ખોળવા લાગ્યો. માંસની તૃષ્ણાવાળા પારધીએ તે વનમાં થોડે છેટે મૃગોને જોઇ બાણ ફેંક્યો. પાછું ન વાળી શકાય તેવા તે નીશાન ચૂકેલા અસ્ત્રવડે મૃગને મારવાની ઇચ્છાએ એક મોટો વનવૃક્ષ વિંધાયો. અત્યંત બળથી તિક્ષ્ણ બાણવડે લીંપાએલો ક્ષતવાળો તે વૃક્ષ, ફળ પત્ર ખરી પડી સુકાઈ ગયો. તે વૃક્ષ તેવો થયા છતાં તેની ડાળીઓમાં ઘણા કાળથી રહેલો એક પોપટ તે વૃક્ષની ભક્તિ છે તે હેતુ માટે પોતાનો વાસ છોડતો નહોતો. ગતિ કરવાની સત્તા જતી રહી, અહાર ન મળ્યો, વાણી શીથિલ થઇ, તોપણ ધર્માત્મા, કૃતજ્ઞ એવો પોપટ વૃક્ષની સાથે પોતે પણ સુકાવા લાગ્યો. સુખ દુઃખ જેને સમાન છે એવું, મનુષ્યને ટપી પડે તેવું પક્ષિનું ઉદાર ચરિત્ર જોઇ આશ્ચર્ય પામેલો ઇન્દ્ર વિચાર કરવા લાગ્યો. પક્ષિને આશું? તિર્યક યોનિમાં ન સંભવે એવા પર દુઃખે દુઃખીપણાને એ પ્રાપ્ત થયો છે? અથવા તો પોપટનું આ સ્થળે આશ્ચર્ય નથી? કેમકે સઘળા પ્રાણિઓમાં પોતપોતાની જાતિમાં કૃપા જણાય છે. પોપટનું ચરિત્ર જાણવા માટે ઈન્દ્ર મનુષ્યનું રૂપ ધારણ કરી પૃથ્વીમાં ઉતરી બ્રાહ્મણને વેષે પક્ષિની પ્રત્યે બોલ્યો. પક્ષિઓની મધ્યે શ્રેષ્ઠ એવા હેશુક! દક્ષ પુત્રિની તું રૂડી પ્રજાછું. પોપટ હું તને પૂછુંછું કે આ વૃક્ષને તું કેમ ત્યાગ કરતો નથી? એ પ્રકારે પૂછેલો પોપટ માથાવડે ઇન્દ્રને અભિવન્દન કરી બોલ્યો. હે દેવરાજ! તમે ભલે પધાર્યા. તપવડે કરીને મેં તમને ઓળખ્યા. પોપટનું વચન સાંભળી ઈન્દ્ર 'સાધુ સાધુ' એ પ્રકારે બોલ્યો. અરે પોપટને આટલું બધું જ્ઞાન! એમ આશ્ચર્ય પામતો મનવડે તેને પૂજ્યો. શુભકર્મવાળા, ધાર્મિક એવા તે પોપટને જાણતાં છતાં ઇન્દ્ર પ્રીતિવડે તેને પૂછવા લાગ્યો. આ મોટું વન છતાં પાંદડાં વગરનું, ફળ રહિત, પક્ષિઓને અસાહ્ય એવા સુકા વૃક્ષને તું શા માટે સેવે છે? પાંદડાંથી ઘટાવ ડાળીઓવાળા પક્ષિઓ જેનાપર વસે છે એવા બીજા સારા વૃક્ષો આ વનમાં ઘણાએ જણાય છે. જેનું આયુષ્ય પરવાર્યું છે, અસામર્થ્યવાળું, સાર જતો રહેલું, કાન્તિ રહિત, હે ધીર! બુદ્ધિવ-

ડે વિચારી એ વૃદ્ધ વૃક્ષને ત્યાગ કર. ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર! ઇન્દ્રનું એવું બોલવું સાંભળીને લાંબી જેની બુદ્ધિ છે એવો ધર્માત્મા, પોપટ નિઃશ્વાસ મૂકી દીનવચન બોલ્યો. હે શચીપતે! દૈવ પાછાં ઠેલાય તેવાં નથી. હે દેવના રાજા! તારા પ્રશ્નનો ઉત્તર સાંભળ. રૂડા ગુણોએ યુક્ત એવો હું આ વૃક્ષમાં ઉત્પન્ન થયોછું. બાળપણાથી રક્ષણ થએલો છું, શત્રુઓએ પિડાયો નથી; તો હે પાપરહિત! પારકે દુઃખે દુઃખી એવા મને અનન્ય ગતિ કરનાર ભક્તની મમતાને નિષ્ફળ કરવાને તું કેમ ઉશ્કેરે છે? દયા એજ સાધુ પુરૂષોના ધર્મનું મોટું લક્ષણ છે. દયા એજ સાધુ પુરૂષોને હમેશાં પ્રીતિ આપે છે. સઘળા દેવો ધર્મમાં સંશય થવાથી તને પૂછે છે. એટલા માટે તું દેવતાઓના આધિપત્યે રહેલો છે. હે સહસ્ત્ર નેત્ર વાળા, ઘણા કાળના સહવાસ વાળા વૃક્ષને ત્યાગ કરાવવાને તું યોગ્ય નથી. સમર્થ એવું મારૂં જીવન તેને હવે ત્યાગ કેમ કરૂં? પોપટના ડાહાપણ ભરેલા વાક્યવડે હર્ષ પામેલો ઇન્દ્ર પોપટની પ્રત્યે બોલ્યો. ધર્માત્મા તારા પર દુઃખે દુઃખીપણાને જોઇ હું સંતોષ પામ્યો છું. માટે વરદાન માગ; ઇન્દ્રના કહેવાથી શુકે વરદાન માગ્યો. હમેશાં તે વૃક્ષ રૂડા ઐશ્વર્ય વાળો હો. શીલ સંપત્તિવાળા પોપટને વિષે દૃઢ ભક્તિ જાણીને ઇન્દ્રે પ્રીતિવાળો થઇ વૃક્ષ ઉપર અમૃત સીંચ્યું. જેથી સુંદર પાંદડાં શાખા, ફળ વિગરે પોપટની દૃઢ ભક્તિથી તે ઝાડ સંપત્તિને પામ્યો. હે મહારાજ! પોપટ, પારકે દુઃખે દુઃખી એવા પોતાના કર્મવડે આયુષ્ય પૂરૂં થએ ઇન્દ્રના લોકને પામ્યો. હે મનુષ્યોના ઇન્દ્ર! એ પ્રકારે ભક્તિમાન્‌ને સહવાસથી પુરૂષ રૂડે પ્રકારે પોપટને આશરેલા ઝાડની પેઠે સઘળી અર્થ સિદ્ધિને પામે છે.

एवमेवमनुष्येन्द्रभंक्तिमन्तंसमाश्रितः ॥
सर्वार्थसिद्धिंलभतेशुकंप्राप्ययथाद्रुमः ॥ ३२ ॥

**इतिश्रीम०** भा० अनु० दानधर्मेशुकवासवसंवादे गु० भा० पंचमो ऽध्यायः ॥ ५ ॥



**युधिष्ठिरउवाच** ॥ पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥
दैवेपुरुषकारेर्चाकिंस्विच्छ्रेष्ठतरंभवेत् ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—સર્વ શાસ્ત્રના જાણનાર, મોટા બુદ્ધિમાન્, હે પિતામહ ! પ્રારબ્ધ અને ઉદ્યોગ એ બેઉમાં કોણ શ્રેષ્ઠ હશે ? ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર ! આ સ્થળમાં વસિષ્ઠ અને બ્રહ્માનો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ તને કહુંછું—પૂર્વે ભગવાન્ વસિષ્ઠે બ્રહ્માને પૂછ્યું, પ્રારબ્ધ અને ઉદ્યોગ એ બેઉમાં શ્રેષ્ઠ કયું ? ત્યારે કમળમાંથી જેની ઉત્પત્તિ છે, એવા દેવનાદેવ બ્રહ્માજી હેતુ સહિત અર્થવાળું મધુર વચન બોલ્યા. બ્રહ્મા કહે છે—કંઇ અબીજ થતું નથી. બીજવિના ફળ નથી; બીજ થકી બીજ થાય છે, તેમ બીજથી ફળ થાય છે. સારૂ અથવા નરસુ જેવું બીજ ખેડૂત ખેતરમાં વાવે છે, તેવું ફળ પામે છે. ઓરેલા બીજવિના ક્ષેત્ર નિષ્ફળ થાય છે, તેમ ઉદ્યોગ વિના પ્રારબ્ધ સિદ્ધ થતું નથી. ઉદ્યોગ એ ક્ષેત્ર છે, પ્રારબ્ધ એ બીજ છે. ક્ષેત્ર તથા બીજના સંયોગથી ધાન્ય પેદા થાય છે. કર્મના ફળની સિદ્ધિ, કરનાર પોતે ચાખે છે. લોકમાં કરનાર અને નહીં કરનારને પ્રત્યક્ષ દેખાય છે. રૂડુ કર્મ કરવાથી સુખ અને પાપકર્મ કરવાથી દુઃખ સર્વત્ર કરેલું ફળે છે. વગર કરેલું કદી ભોગવાય નહીં. ઉદ્યોગી ભાગ્ય પ્રમાણે પ્રતિષ્ઠા મેળવે છે, અનુદ્યોગિ ક્ષત ઉપર મીઠું પડવાની પેઠે દુઃખી થાય છે ઉદ્યોગવડે રૂપ, સૌભાગ્ય, નાનાપ્રકારનાં રત્ન સૌ પામે છે. અનુદ્યોગી પ્રારબ્ધના આશ્રયથી કંઇ મેળવી શકતો નથી. બુદ્ધિમાન્ પુરૂષને ઉદ્યોગથી સ્વર્ગ તથા ભોગ એ સઘળું કરેલા પુરૂષાકારવડે આ લોકમાં પ્રાપ્ત થાય છે. નક્ષત્ર, દેવતા, નાગલોક, યક્ષલોક, ચંદ્ર, સૂર્ય તથા વાયુ તે સઘળા પુરૂષાકારથીજ મનુષ્યપણાને ઉલ્લંઘન કરી દેવપણાને પામ્યા છે. પૈસો, મિત્રવર્ગ, કુળે યુક્ત ઐશ્વર્ય, અને શોભા, તે સર્વ કર્મ નહીં કરવાવાળાઓએ ભોગવવાં દુર્લભ છે. બ્રાહ્મણ પવિત્રતા પાળવાથી, ક્ષત્રિય પરાક્રમ કરવાથી, વૈશ્ય ઉદ્યોગ કરવાથી તથા શુદ્ર સેવા કરવાવડે લક્ષ્મીને મેળવે છે. કૃપણ, નપુંસક, ક્રિયા રહિત, અનુદ્યોગિ, નિર્બળ તથા તપ વગરનાને અર્થ કદી ભજતા નથી. જેણે ત્રણ લોક તથા દેવતા અને સઘળા દૈત્યોને સરજ્યા, તેજ ભગવાન્ વિષ્ણું સમુદ્રમાં તપ તપે છે. જો પોતાનું કર્મરૂપ ફળ ન હોય તો સઘળું નિષ્ફળ થાય છે. લોક દૈવના ઉપર નજર રાખીને છેવટ ઉદાસિન્ થાય છે, એમાં સંશય નહીં. માનુષિકર્મ ન કર્યા છતાં જે દૈવને વળગી રહે છે, તે નપુંસક પતિને પામેલી સ્રીની પેઠે મિથ્યા શ્રમિત થાય છે. પાપવડે દેવલોકમાં જેટલું ભય

ઉત્પન્ન થાય છે, તેટલું ભય શુભાશુભ કર્મથી મનુષ્ય લોકમાં નથી; ઉદ્યોગ કરનાર પ્રારબ્ધને જોડાય છે. કંઈપણ કર્મ કર્યા શિવાય દૈવ લેશફળ કોઈને આપતું નથી. ઈન્દ્રાદિક દેવતાઇ સ્થાન પણ અનિત્ય જણાય છે. સ્થાપન કરનારના પુણ્યકર્મ વિના દેવનો સમૂહ શી રીતે રહી શકે,—આ લોકમાં ઇન્દ્રાદિક દેવો કોઇને પુણ્ય માર્ગે નથી ચઢવા દેતા. પોતાનો પરાભવ થવાની બ્હીકે ભયંકર વિઘ્ન ઉત્પન્ન કરે છે, અને તેટલા માટે તપસ્વિ ઋષિઓને તથા દેવતાઓને હમેશાં વિગ્રહ થાય છે. એમ છતાં દૈવ નથી, એવી વાણી કોઈની નીકળતી નથી, માટે દૈવ પ્રવર્તે છે ખરૂં. વસ્તુતઃ જો દૈવ પ્રવર્તે છે તો તેની ઉત્પત્તિ કેમ, એ પ્રકારે પણ દેવ લોકમાં પણ બહુ ભેદ જણાય છે. અવશ્ય આત્માનો બન્ધુ તથા રિપુ આત્મા છે, તેમ આત્માનો અને કૃતાકૃતનો સાક્ષિ પણ આત્માજ છે. કંઈ પણ કૃત અને અકૃત કર્મ કર્તે છતેં સિદ્ધ થાય છે. પુણ્ય અને પાપ કર્મ યથાર્થ નથી *મળતું. દેવતાઓનું પુણ્યગૃહ પુણ્યોવડે પમાય છે. પુણ્યશીલ નરને પામીને દૈવ શું કરી શકશે? પૂર્વે સ્વર્ગથી ઢોળી પાડેલો ભ્રષ્ટ યયાતિ રાજા પૃથ્વિમાં પડ્યો. વળી દૌહિત્રોએ પુણ્ય કર્મોવડે સ્વર્ગને પમાડ્યો. પૂર્વે બ્રાહ્મણોએ તિરસ્કાર કરેલો, ઐલ એ નામનો વિખ્યાત પૃથ્વિપતિ, પુરૂરવા રાજર્ષિ સ્વર્ગને પામ્યો. વળી અશ્વમેધાદિક યજ્ઞોવડે કરીને સત્કાર કરેલો કોસલ દેશનો અધિપતિ સૌદાસ નામનો રાજા મોટા ઋષિના શાપથી પુરૂષોને ભક્ષણ કરી જાય એવા રાક્ષસપણાને પામ્યો. મુનિના પુત્ર અને ધનુષ્યના ધારણ કરનાર એવા અશ્વત્થામા પર્શૂરામ આ લોકમાં સુકૃત કર્મ કરવાથી સ્વર્ગને ન પામી શક્યા. વસુ, સેંકડો યજ્ઞ કરવાથી બીજો ઈન્દ્રજ હોયની શું! એવો છતાં પણ [1]મિથ્યાભિધાનવડે રસાતલ (પૃથ્વીના અર્ધ ભાગ)ને પામ્યો. વિરોચનનો પુત્ર બલિરાજા, દેવતાઓએ ધર્મના પાશથી બાંધ્યો, અને વિષ્ણુના પરાક્રમથી પાતાળ સદનમાં મોકલ્યો. બ્રાહ્મણની સ્ત્રીઓનો વધ કરીને જન્મેજય રાજા ઇન્દ્રના ચરણમાં જઇ રહ્યો, તથાપિ દૈવે તેને કેમ ન વાર્યો? બ્રહ્મર્ષિ એવો વૈશંપાયન અજ્ઞાનથી બ્રાહ્મણને મારીને બાળવધથી સ્પર્શાએલો દૈવે કેમ ન વાર્યો? પૂર્વે નૃગ નામનો

* કોઈ વખત પાપ કર્યા છતાં પુણ્યના અતિશયપણાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, એ પરથી એમ સિદ્ધ થાય છે કે પુણ્યે કરીને દૈવ હણાય છે.

૧ પશુયજ્ઞ શ્રુતિ પ્રમાણ નથી એમ કહેવાથી.

રાજર્ષિ મોટા યજ્ઞમાં બ્રાહ્મણોને ગોપ્રદાન કરવાથી વગર કારણે કાચંડો થયો. ધુંધુમાર નામનો રાજર્ષિ યજ્ઞોમાં ઘરડો થઇ ગયો, અને દેવોએ આપેલા વરદાનનો ત્યાગ કરી પર્વતની ખિણમાં સુતો. (અર્થાત્ યજ્ઞનું ફળ ન મળ્યું.) મોટા બળવાન ધૃતરાષ્ટ્રના પુત્રોએ હરણ કરેલું પાંડવોનું રાજ્ય તમારા બાહુ બળથી પાછું મેળવ્યું. દૈવથી નહીં. તપ અને નિયમોવડે સંયુક્ત મોટા વૃતધારી મુનિઓ, દૈવના પ્રબળથી શાપ દે છે શું? કર્મવડે નહીં? (અર્થાત્ કર્મ કરવાથીજ.) આ લોકમાં ઘણું દુર્લભ એવું સર્વ મળ્યા છતાં, પાપથી ટળી જાય છે. લોભ તથા પાપથી વિંટળાએલા પુરૂષને દૈવ રક્ષણ નથી કરતું. જેમ પવનથી ફુંકાએલો અગ્નિ સૂક્ષ્મ છતાં મોટો થાય છે, તેમ કર્મને જોડાએલું દૈવ રૂડે પ્રકારે વૃદ્ધિ પામે છે. જેમ તેલનો નાશ થવાથી દીવો ઓલવાઇ જાય છે, તેમ કર્મનો ક્ષય થવાથી દૈવ બુઝવાઇ જાય છે. પુરૂષ આ લોકમાં મોટો ધનનો ભંડાર, નાના પ્રકારના ભોગ તથા સ્ત્રીયોને મેળવી, જો ઉદ્યોગ નથી કરતો, (અર્થાત્ ક્રિયા નથી કરતો) તો તે નક્કિ ભોગવવાને શક્તિમાન નથી થતો. જો મહાત્મા પુરૂષ હમેશાં સાધનોથી જોડાય તો દેવતાઓએ રૂડે પ્રકારે રક્ષણ કરેલો પાતાળનો ભંડાર પણ અહિયાં મેળવી શકે. નિર્ધનપણાથી મનુષ્યોએ ત્યાગ કરેલા સાધુ પુરૂષને પણ સદાચરણના નિમિત્તથી શ્રધા જેમને પ્રિય છે એવા દેવતાઓ આશ્રય આપે છે. મનુષ્ય લોકથી દેવલોક શ્રેષ્ઠ હોય છે. અત્યંત સમૃદ્ધિવાળાં મનુષ્યનાં ઘર દેવતાઓને સ્મશાન તુલ્ય ભાસે છે. મનુષ્ય લોકમાં કર્મહિન (દરિદ્રિ) કંઈ ફળ નથી પામતો. અવળે માર્ગે જનાર પુરૂષને કેવળ દૈવ નથી અટકાવતું. દૈવમાં પ્રભુપણું નથી. (પાંગળું છે.) જેમ શિષ્ય ગુરૂને આગળ કરે છે, તેમ દૈવને અગ્રેસર કરી કર્મ પછવાડે ગતિ કરે છે. જે જે વિષયમાં પુરૂષકાર સંચિત હોય છે, ત્યાં ત્યાં દૈવને દોરે છે. વસિષ્ટને બ્રહ્માજી કહે છે—હે મુનિ મધ્યે ઉત્તમા એ સઘળું પુરૂષકારનું ફળ મેં તને યથાસ્થિત કહ્યું. પૂર્વકર્મજન્ય સંસ્કારરૂપ દૈવનો વ્યાપાર બે પ્રકારનો છે. એક સંચિતરૂપે, અને બીજો ભોગને માટે સમારંભ, તે બેઉમાં તદ્‌વિશષને અનુકૂળ કર્મથી ઐહિક ફળ મેળવે છે, અને શાસ્ત્ર વિધિવડે કરેલા કર્મથી સ્વર્ગને પામે છે.

अभ्युत्थानेनदैवस्यसमारब्धेनकमर्णा ॥
विधिनाकर्मणाचैवस्वर्गमार्गमवाप्नुयात् ॥ ४९ ॥

इतिश्रीमहाभारतेअनुशास० दानधर्मेदैवपुरुषकारानिर्देशे गु० भा० षष्टोऽध्यायः ॥ ६ ॥



**युधिष्ठिरउवाच** ॥ कर्मणांचसमस्तानांशुभानांभरतर्षभ ॥
फलानिमहतांश्रेष्ठप्रब्रूहिपरिपृच्छतः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતર્ષભ, હે મ્હોટાઓમાં મુખ્ય ! સઘળાં શુભ કર્મનાં ફળ મને રૂડે પ્રકારે કહો. ભીષ્મપિતા કહે છે—હે ભારત, હે યુધિષ્ઠિર, જે તું મને પૂછે છે, તે ઋષિઓનું રહસ્ય હું તને કહીશ; ચિર ઈચ્છનાર પુરૂષને મરવા પૂંઠે કર્મ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે તું સાંભળ. જેજે શરીરથી મનુષ્ય જેજે કર્મ કરે છે, તે તે શરીરવડે તે તે ફળ ભોગવે છે. જેજે અવસ્થામાં જે શુભાશુભ કર્મ કરે છે. તે તે અવસ્થામાં જન્મ, જન્મને વિષે ભોગવે છે. આ દેહમાં પાંચ ઇન્દ્રિઓએ કરેલું કર્મ નાશ નથી પામતું, ખરે, આ કર્તાને સાક્ષિના અભાવે કરેલું વૃથા થાય છે, છઠ્ઠો આત્મા હમેશાં સાક્ષિ છે–તે છતાં નાશ નથી થતું. નેત્ર, મન, રૂડીવાણીથી અતિથિને સત્કાર કરે, સામો જાય, સેવા કરે, તે પંચ દક્ષિણ નામનો યજ્ઞ કહેવાય છે. પૂર્વે નહીં દીઠેલા થાકેલા વટેમાર્ગુને પવિત્ર અન્ન આપે છે, તેનું મોટું પુણ્ય ગણાય. ચોતરાઓ ઉપર પડી રહેનારને ઘર તથા સુઇ રહેવાનું આપે, વલ્કલ પેહેરનારને સારાં વસ્ત્રાભરણ, તપનો ભંડાર એવા યોગિને વાહન તથા મેના, ટાઢે રીબાતાને અગ્નિ, રાજાને શક્તિ તથા નાના પ્રકારના રસને વૃદ્ધિ કરવાથી રૂડા ભાગ્યની પ્રાપ્તિ થાય છે. આમિષની વૃદ્ધિ કરવાથી પશુ પુત્રાદિકનું સુખ મળે છે. ઉંધે માથે જે ટિંગળાય છે, તથા અન્તરિક્ષ રહે છે, વળી હમેશાં બ્રહ્મચર્ય રાખે છે, તે પોતે ઇચ્છેલા ફળને પામે છે. અતિથિની પૂજાને માટે જે પાદ્ય, આસન, દીપ તથા આશ્રય આપે છે તે પંચદક્ષિણ નામનો યજ્ઞ કહેવાય છે. રણભૂમિ પ્રત્યે વિરશય્યામાં પોઢનાર, સ્વર્ગ લોકને પામી સઘળી પ્રકારની કામનાઓ તથા અક્ષય લોકનું સુખ મેળવે છે. દાન કરવાથી ધન મળે છે, મૌન રાખવાથી સર્વે લોક એની આજ્ઞા ઉલ્લંઘન નથી કરતું. તપવડે નાના પ્રકારના ભોગ તથા બ્રહ્મચર્યથી રૂપ, ઐશ્વર્ય, આરોગ્ય, જીવિત અને અહિંસાનું ફળ ભોગવે છે. ફળ મૂળ ખાનાર

રાજ્યને પામે છે, પાંદડાં ખાનારાઓને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. હે રાજન્, મરવાને તૈઆર થએલાઓને સઘળે સુખજ હોય છે. શાકાન્ન ખાનારાઓને પશવાદિક પુષ્કળ મળે છે. તૃણ અશન કરનાર સ્વર્ગમાં જાય છે. ત્રિકાલસ્નાન કરવાથી સારી સ્ત્રીઓ મળે છે. વાયુપાન કરવાની યજ્ઞનું ફળ થાય છે, સત્ય બોલવાથી સ્વર્ગમાં જવાય છે. યજ્ઞની દીક્ષાથી ઉત્તમ કુળમાં જન્મ થાય છે. જળ પીને રહેવાથી અવિચ્છિન્ન અગ્નિહોત્રનુ ફળ મળે છે. ગાયત્ર્યાદિમંત્રનું સાધન કરવાથી રાજ્ય પ્રાપ્ત થાય છે. હિતવાળું, પવિત્ર, થોડું અન્ન ખાવાથી અગર ન ખાવાથી સ્વર્ગ મેળવાય છે. બાર વર્ષ સુધી દૂધ પીને રહે, તથા તિર્થ યાત્રા કરે તો બ્રહ્મલોકમાં જવાય છે—ચારે વેદનું અધ્યયન કરવાથી તર્ત સઘળાં દુઃખથી મુક્ત થવાય છે. માનસિક ધર્મ આચરવાથી સ્વર્ગ લોકને પામે છે. દુર્મતિવાળાઓએ જે દુઃખવડે ત્યાગ કરવા યોગ્ય અને વૃદ્ધાવસ્થા આવ્યા છતાં જે જીરણ થતી નથી, જે પ્રાણાન્તક રોગરૂપ છે, એવી તૃષ્ણાને ત્યાગ કરનાર સુખી થાય છે. જેમ હજારો ગાયોમાંથી વાછડું પોતાની માને ખોળી કાઢે છે, તેમ પૂર્વકૃત કર્મ કર્તાને અનુસરે છે.વળી વગર પ્રેરણા કરયે પુષ્પ તથા ફળ, જેમ પોતાનો સમય ચૂકતાં નથી, તેમ પૂર્વ કરેલું કર્મ વખતે વખત આવી મળે છે. વૃદ્ધાવસ્થા થવાથી વાળ ધોળા થઇ જાય છે, દાંત પડી જાય છે, આંખ્યો અને કાન જીર્ણ થઈ જાય છે, ફક્ત એક તૃષ્ણા જીર્ણ થતી નથી; જેણે પિતૃને પ્રસન્ન કર્યા તેણે પ્રજાપતિને પ્રસન્ન કર્યો. જેણે માની પૂજા કરી તેણે પૃથ્વીને પૂજી, અને જેણે ઉપાધ્યાયને પૂજ્યા, તેણે બ્રહ્મનું પૂજન કર્યું, ઉપર બતાવેલા ત્રણને આદર કરનારે સઘળા ધર્મ આદર્યા. તે ત્રણને અનાદર કરનાર પુરૂષની સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય છે. વૈશંપાયન રાજા જન્મેજયને કહે છે કે—ભીષ્મનું એવું વચન સાંભળી, વિસ્મય પામેલા કુરૂવંશીઓ તે સમયે હર્ષ તથા પ્રીતિવાળા થયા. અમુક કામનાપર નહીં યોજના કરેલા મંત્રનું ઉચ્ચારણ વૃથા છે, દક્ષણા વગરનો સોમયાગ વૃથા છે, મંત્ર વિનાનો હોમ વૃથા છે, એ ત્રણેનું પાપ મિથ્યા વાદિઓને શિર પડે છે. હે વિભો! શુભાશુભ ફળની પ્રાપ્તિ નિમિત્ત એ સઘળું ઋષિએ કહેલું હું તને કહી ગયો. હવે તું શું સાંભળવાને ઈચ્છેછે.

इत्येतदृषिणाप्रोक्तमुक्तवानस्मियद्विभो ॥
शुभाशुभफलप्राप्तौकिमतःश्रोतुमिच्छसि ॥ २९ ॥

इतिश्रीमहाभारतेअनुशास० दानधर्मेकर्मफलिकोपाख्याने गु० भा० सप्तमोऽध्यायः ॥ ७ ॥



युधिष्ठिरउवाच ॥ केपूज्याःकेनमस्कार्याःकान्नमस्यसिभारत ॥
एतन्मेसर्वमाचक्ष्वयेभ्यःस्पृहयसेनृप ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે રાજન્, હે ભારત, પૂજા કરવાને યોગ્ય કયા, નમસ્કાર કરવાને યોગ્ય કોણ, તમે કોને નમો છો, અને કોની સ્પૃહા કરો છો, તે સઘળું મને કહો. મોટું આશ્ચર્ય છે કે અહિંયાં આટલી બધી આપત્તિમાં છતાં પણ તમારૂં મન આ મનુષ્ય લોકમાં સવત્ર ફરી વળે છે. ભીષ્મપિતા કહે છે—હું બ્રાહ્મણ વર્ણની સ્પૃહા કરૂં છું કે જેમનું બ્રહ્મ એ મોટું ધન છે; તપ અને સ્વાધ્યાય જેવું સાધન છે એવું સ્વર્ગ બ્રાહ્મણોને સિદ્ધ છે. વળી બાળક, વૃદ્ધ વિગેરે બાપ દાદાથી ચાલતા આવેલા વહિવટને જે ખેડે છે, ખેદ નથી પામતા, તેમને અવશ્ય હું વખાણું છું. વિદ્યાઓમાં આસક્તિવાળા, ઇન્દ્રિઓને નિગ્રહ કરનારા, કોમળ વાણી બોલનારા, શાસ્ત્ર સંબંધિ વૃત્તને ધારણ કરનારા, હમેશાં બ્રહ્મને જાણનાર સત્પુરૂષોને, હે તાત, હંસ જેમ મિશ્ર થએલા જળ દૂધને છૂટું પાડે છે, તેમ સમગ્ર આત્મ અનાત્મને વિવેચન કરનારા, કલ્યાણરૂપ, શોભાયમાન્, દિવ્ય મેઘના જેવા શબ્દવાળા, રૂડે પ્રકારે ઉચરેલી વાણીને સાંભળે તેવા, આ લોકમાં તથા મરીને પણ રાજાની સેવામાં સુખને વહન કરનારા, હે યુધિષ્ઠિર, એટલા તથા હમેશાં સભામાં તેમને સાંભળી અનુકરણ કરનારા વિશેષ જ્ઞાનિ તથા ગુણ સંપન્નોને હું વખાણું છું. હે યુધિષ્ઠિર, જેઓ હમેશાં રૂડે પ્રકારે સંસ્કાર કરેલું, ગુણ વાળું, પવિત્ર અન્ન તૃપ્તિને માટે બ્રાહ્મણોને આપે છે, તેઓને હું વખાણું છું. રણસંગ્રામમાં લઢવું સેહેલું, પણ ઇર્ષાએ રહિત આપવું કઠણ છે. હે યુધિષ્ઠિર, આ લોકમાં શૂરા સેંકડો છે, તેમ વીરપુરૂષો ઘણા છે, તથાપિ તેમની સંખ્યા ગણવામાં દાનશૂર તો બાકીજ રહે છે. (અર્થાત્ સર્વથી મોટા છે.) કુત્સિત બ્રાહ્મણને પણ તિરસ્કાર ન થાય ત્યારે ધન્ય કહેવાય, તો વળી ધર્માચરણિ, તપ અને વિદ્યામાં કુશળ એવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલાને તો કેમજ થાય? હે પાંડુ રાજાના પુત્ર, આ લોકમાં તારા જેટલો વધારે વ્હાલો મને બીજો

કોઇ નથી, તો પણ હે ભરતર્ષભ, તારા કરતાં બ્રાહ્મણો મને વિશેષ વ્હાલા છે; હે કુરૂકુળમાં ઉત્તમ, તારા કરતાં બ્રાહ્મણો મને વિશેષ વ્હાલા છે; તે સત્યવડે કરીને હું, જ્યાં તે શાંતનુ છે, તે લોકને પામીશ. બ્રાહ્મણો કરતાં મને પિતા વિશેષ વ્હાલો નથી, મારા દાદા પણ તેમનાથી વિશેષ વ્હાલા નથી, તેમ બીજા સગા સંબંધિઓ, બ્રાહ્મણ જેટલા મને વ્હાલા નથી, અહિંયાં બ્રાહ્મણો વિરાજ્યા છે, ત્યાં સુધી રૂડાં કામોમાં મને નાનું અગર મોટું જરા સંકટ નથી; પૂજ્ય છે, માટે તેમની પૂજા કરૂ છું, ફળની આકાંક્ષાએ નહિ; હે મોટા તપવાળા! કર્મવડે, મનથી તથા વાણીથી જે મેં બ્રાહ્મણોની સેવા કરી છે, તેથી હમણાં હું શરપંજર પર પડયો છું તથાપિ પિડા પામતો નથી. "ब्रह्मण्य" બ્રહ્મજાતિમાં આસક્ત એવી વાણી મને કોઇ કહે, તે વાણીથી હું સંતોષ પામું છું; સઘળાં પવિત્ર કરતાં એજ મોટું પવિત્ર કહ્યું છે; મેલ રહિત એવા પવિત્ર લોકને હું જોઉં છું, હે તાત! બ્રાહ્મણની પછવાડે ગતિ કરનારો હું, ઉતાવળો લાંબા કાળને માટે તે લોકમાં જઇશ. હે યુધિષ્ઠિર, જેમ લોકમાં સ્ત્રીઓનો ધર્મ પોતાના ભર્તાનો આશ્રય એજ છે, પતિ એજ દેવ, તેજ ગતિ, તેમ ક્ષત્રિયને બ્રાહ્મણ શિવાય બીજું કંઈજ નથી; ક્ષત્રિય સો વર્ષનો, ઉત્તમ બ્રાહ્મણ દશ વર્ષનો, તે બેઉ પિતા પુત્ર સમ જાણવા. બેઉની મધ્યે બ્રાહ્મણ ગુરૂ છે. જેમ પતિ મરી જવા પછી સ્ત્રી પોતાના દીયરને સ્વામિ કરે, તેમ બ્રાહ્મણને અભાવે પૃથ્વી ક્ષત્રિયને પતિ માને છે. માટે તેમને પુત્રની પેઠે રક્ષણ કરવા, ગુરૂની પેઠે ઉપાસવા, તથા અગ્નિની પેઠે જરૂર સેવવા. સરળ તે સત્યવાદી, સદાચરણી, સઘળા પ્રાણિઓપર સમાન દયાવાળા બ્રાહ્મણોને વિષ યુક્ત સર્પના જેવા ક્રોધિ હોય તે છતાં હમેશાં પૂજવા. હે યુધિષ્ઠિર, તેજ તથા તપથી હમેશાં બીવું છું, તેમના આગળ પોતાના તેજનો તથા તપનો ત્યાગ કરવો. તેમના બેઉનો પ્રકાશ ઉતાવળો જણાય છે. હે મહારાજ! ક્રોધ પામેલા તપસ્વિ બ્રાહ્મણો હણે છે. માટે વગર કોપેલા બ્રાહ્મણથી ઉભયદત્ત વૃદ્ધિ પામે છે. બેઉથી શેષ કરવું પણ દત્ત શેષને શેષ ન કરવું. જેમ હાથમાં લાકડીવાળો ગોવાળીઓ ગાયોને વિષે નિત્ય રક્ષણ કરે, તેમ ક્ષત્રિયે બ્રાહ્મણ તથા બ્રહ્મને પાન કરવું. પિતા જેમ પુત્રનું રક્ષણ કરે તેમ ધર્મવાળાં જેમનાં અન્તઃકરણ છે એવા બ્રાહ્મણોનું તું રક્ષણ કર, અને તેમનાં ઘરોમાં નજર કર કે કંઇ એમનું જીવન છે.

पितेवपुत्रान्रक्षेथाब्राह्मणान्धर्मचेतसः ॥
गृहेचैषामवेक्षेथाःकिंस्विदस्तीतिजीवनं ॥ २९ ॥
इतिश्रीमहाभारतेअनुशासनपर्व० आनु० दानधर्मे गु० भा० अष्टमोऽध्यायः ॥ ८ ॥



युधिष्ठिरउवाच—ब्राह्मणानांतुयेलोकाःपतिश्रुत्यापितामह ॥
नप्रयच्छंतिमोहात्तेकेभवन्तिमहाद्युते ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—મોટી જેની કાન્તિ છે એવા હે પિતામહ! જે લોકો બ્રાહ્મણોને આપીશ, એમ કહી પછી મોહથી નથી આપતા તે કેવા થાય છે, હે ધર્મ ધારણ કરનારાઓની મધ્યે ઉત્તમ, એ સઘળું મને કહો; દુષ્ટ જેમનો આત્મા છે એવા પુરૂષો કહ્યા છતાં નથી આપતા? ભીષ્મપિતા કહે છે—થોડું અથવા ઘણું જે કહીને નથી આપતો, તેની સઘળી આશાઓ નપુંસકની પ્રજાની ઇચ્છા માફક નિષ્ફળ થાય છે. હે ભરતખંડના રાજા, તુરત ઉત્પન્ન થઈને તુરત મરનારા જીવોની પેઠે તેનું જે જે સુકૃત તે તે જલદી નાશ પામે છે. તેનું જે કંઇ હોમેલું, આપેલું અથવા તપ તપેલું, તે સર્વ હણાઈ જાય છે. હે ભરતકુળમાં ઉત્તમ, ધર્મશાસ્ત્રના જાણનાર મનુષ્યો ઝીણી બુદ્ધિથી વિચારીને એવુંજ વચન કહે છે. વળી ધર્મશાસ્ત્રના જાણનાર પુરૂષો એમ પણ કહે છે કે-કહીને ન આપનારનું પ્રાયશ્ચિત્ત, શ્યામકર્ણના એક હજાર ઘોડાના દાનની બરોબર છે. (અર્થાત્ દુર્જર છે) હે ભારત, આ સ્થળમાં એક શીઆળ અને વાંદરાનો પુરાતન ઇતિહાસ કહું છું; પૂર્વે મનુષ્ય જન્મમાં તે બેઉ મિત્ર હતા. પછી બીજા જન્મમાં શીઆળ અને વાનરની યોનિને પામ્યા. એક વખતે સ્મશાનમાં પારકા પ્રાણને ખાતા શીઆળને જોઇ પોતાની પૂર્વ જાતિને સંભારી વાંદરો કહેવા લાગ્યો—તેં પૂર્વે શું મોટું દારૂણ પાપકર્મ કર્યું છે કે—સ્મશાનમાં પડેલાં મળવાળાં, કુત્સિત મડદાંને તું ખાય છે, વાંનરનું એવું વચન સાંભળી શીઆળ બોલ્યો—બ્રાહ્મણને આપીશ એમ કહી મેં ન આપ્યું, તેથી હે વાનર, હું આવી પાપી શીઆળની યોનિને પામ્યોછું. અને તેટલા માટેજ ભૂખ્યો થએલો હું, એવા પ્રકારનું ભક્ષ્ય ભક્ષણ કરૂં છું. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—હે નરોત્તમ, ફરીને શીઆળ વાનરને કહેવા

લાગ્યો તેં શું પાપકર્મ કર્યું છે કે—જેથી તું વાનર થયોછું. વાનર બોલ્યો. હમેશાં બ્રાહ્મણનાં ફળ ચોરવાથી હું વાનર થયોછું, એટલા માટે વિદ્વાને બ્રાહ્મણનું ધન સર્વદા ન હરવું, આપવાનો અને કહેવાનો સમાન વિવાદ રાખવો. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—હે રાજન્, એ પ્રકારે ધર્મના જાણનાર બ્રાહ્મણના મુખથી પુણ્યવાળી પુરાતની કથા કહેતાં મેં સાંભળી છે. હે પાંડવ, વળી બ્રાહ્મણની પ્રત્યે કથા કહેતા શ્રીકૃષ્ણના[1] મુખથી પણ મેં ફરી એમજ સાંભળ્યું છે. બ્રાહ્મણનું ધન ન હરવું, તેમને વિષે હમેશાં ક્ષમા રાખવી, બાળક અથવા દરિદ્રી કે કૃપણ હોય પણ અપમાન ન કરવું. એજ પ્રકારે બ્રાહ્મણો હમેશાં મને રૂડું બતાવે છે. આશા કરાવી અવશ્ય આપવુંજ. ઉત્તમ બ્રાહ્મણને વિષે વંધ્ય[2] આશા ન કરવી. હે પૃથ્વીપતે, સારી સમિધાઓવડે દીપાયમાન્ અગ્નિની પેઠે, પૂર્વકૃત આશાએ યુક્ત બ્રાહ્મણ દીપી ઉઠે છે—પૂર્વે ઉત્પન્ન થએલી આશાથી કોપેલો બ્રાહ્મણ જેને જુએ છે, તેને હે રાજન્ ! અગ્નિ જેમ અરણ્યને બાળે તેમ અવશ્ય બાળે છે. અને તેજ જો સંતુષ્ટ થયો તો વાણીથી વખાણે છે. હે ભારત, તે રાજાના દેશમાં સંતોષ પામેલો બ્રાહ્મણ ઔષધરૂપ થાય છે. પુત્ર, પૌત્ર, પશૂ, બન્ધુવર્ગ તથા પ્રધાન મંડલ અને નગર તથા દેશને ક્ષેમથી પોષે છે. આ પૃથ્વીતલમાં સહસ્ત્ર કિરણોવાળા સૂર્યની પેઠેજ બ્રાહ્મણનું એવડું મોટું તેજ જણાય છે. માટે હે યુધિષ્ઠિર, જો ઉત્તમ જાતિ મેળવવાને ઈચ્છતો હોય તો આશા કરાવેલા બ્રાહ્મણને અવશ્ય આપવુંજ. બ્રાહ્મણને આપવાથી અવશ્ય સ્વર્ગ મેળવી શકાય છે, ઘણું કરીને દાન એજ મોટી ક્રિયા છે. આ લોકમાં બ્રાહ્મણને આપવાથી પિતરો તથા દેવતા જીવે છે. માટે વિશેષ જાણનારાએ બ્રાહ્મણોને દાન આપવાં. હે ભરત કુળમાં શ્રેષ્ઠ બ્રાહ્મણજ મોટું તીર્થ કહેવાય છે. કોઈ પણ વેળામાં પૂજા કરેલો બ્રાહ્મણ અવશ્ય જવો ન જોઇએ.

महाद्भिभरतश्रेष्ठब्राह्मणस्तीर्थमुच्यते ॥
वेलायांनतुकस्यांचिद्गच्छेद्विप्रोह्यपूजितः ॥ २८ ॥

इतिश्रीमहाभारते अनुशा० पर्व० दानधर्मेशृगालवानरसंवादे गु० भा० नवमोऽध्यायः ॥ ९ ॥

---

૧ અથવા નૃગ રાજાની કથા કર્તા વ્યાસજીના મુખથી. ૨ ફળ વગરની.

युधिष्ठिरउवाच—मित्रसौहार्दयोगेनउपदेशंकरोतियः ॥
जात्याऽधरस्यराजर्षेदोषस्तस्यभवेन्नवा ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે રાજર્ષે, મિત્ર અથવા સૌહાર્દના યોગ (લોભ અથવા કૃપા)થી જે નીચ જાતિને ઉપદેશ કરે છે, તેને દોષ થાય છે વા-નથી થતો? હે.પિતામહ, એટલું સ્પષ્ટ જાણવાને ઈચ્છું છું. કેમકે ધર્મની અતિ ઝીણી છે કે જેમાં મનુષ્યો મોહ પામે છે. ભીષ્મપિતા કહે છે—હે રાજન્, પૂર્વે ઋષિઓનું કહેલું જેવું મેં સાંભળ્યું છે, તેવું યથાક્રમ અત્રે કહું છું. તે તું સાંભળ. કોઇ પણ નીચ જાતિને ઉપદેશ કરવો નહીં. ઉ-પદેશ કરવામાં ઉપદેશ કરનારનો મોટો દોષ ગણાય છે. ભરત કૂળની મ-ધ્યે શ્રેષ્ઠ એવા, હે રાજન્, હે યુધિષ્ઠિર, નીચને ઉપદેશ કરવામાં યથાપૂર્વ આ ઉદાહરણ કહું તે સાંભળ. શુભ એવા હિમાચળ પર્વતની પડખે, નાના પ્રકારના વૃક્ષના સમૂહથી વિંટળાએલું, જૂદી, જૂદી ગુલ્મ લતાઓથી વ્યાપ્ત, હરણ તથા ભ્રમરોથી સેવાયલું, સિદ્ધ તથા ચારણોએ યુક્ત, રમણિય પુ-ષ્પોથી ભરપૂર, બ્રહ્મચારીઓએ નિવાસ કરેલું, સૂર્યના સર્ખી ઉજ્વળ કા-ન્તિવાળા મોટા ભાગ્યશાળી તાપસોએ સેવા કરેલું, નિયમ અને તપમાં કુ-શળ એવા નિરાહારી દિક્ષાવાળા કૃતાર્થ તપસ્વિઓથી ભરેલું, વાલખિલ્યો અને સન્યાસિઓએ સેવેલું, તપ તથા અધ્યયનના ઘોષથી શબ્દાયમાન્, પુણ્યવાળું બ્રહ્માનું આશ્રમ સ્થાન હતું. ત્યાં કોઇ દયાપાત્ર શુદ્ર, તપસ્વિઓ-એ સત્કાર કરેલો તે આશ્રમપદમાં આવ્યો. વિવિધ પ્રકારની દિક્ષાઓને વહન કરનારા, દેવના સર્ખા મોટા તેજસ્વી મુનિઓના તે સમૂહને જોઈ ઘણો હર્ષ પામ્યો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, પછી તેની બુદ્ધિ હું તપ કરીશ, એવી થઇ. કુલપતિ નામના ઋષિના ચરણમાં પડી તે કહેવા લાગ્યો. હે બ્રાહ્મણોમાં ઉત્તમ! તમારા પ્રસાદથી હું ધર્મ કહેવાને ઈચ્છું છું. હે ભગ-વન્! તમે મને વિધિવાળો ઉચિત કર્મનો ત્યાગ કરાવવા (સન્યસ્ત આપવા) ને યોગ્ય છો. હે ભગવન્, હું છેલ્લી વર્ણ એવો શુદ્ર જાતિ છું—હું સેવા કરવાને ઇચ્છું છું, શરણે આવેલા મને પ્રસન્ન થાઓ. કુલપતિ કહે છે—શુદ્રે સન્યસ્તનું ચિન્હ ધારણ કરી વર્તવું અશક્ય છે. જો તારી મરજી હોય તો રહે, સેવા કરવામાં આસક્ત થા, સેવાથી ઉત્તમ લોકને પામીશ, એમાં સંશય નહીં. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—હે નૃપ, મુનિએ એ પ્રકારે કહેલો શુદ્ર ચિંતા કરવા લાગ્યો. હવે મારે કેમ કરવું, મને ધર્મને

વિષે મોટી શ્રદ્ધા છે. મુનિએ એવું છો કહ્યું, હું તો આત્માને પ્રિય કરીશ, એમ ધારી આશ્રમસ્થાનથી દૂર પર્ણકુટી કરી. હે ભરતકુળ મધ્યે શ્રેષ્ઠ, ત્યાં પૂજાને માટે વેદી તથા શયનભૂમિને દેવતાનાં સ્થાન કલ્પિ, નિયમમાં રહી મોટો મુનિ થયો. દેવનાં મંદીરોમાં અભિષેક તથા નિયમો અને બલિદાન કરી, હોમ આપી દેવતાનું પૂજન કરવા લાગ્યો. ફલાહાર કરી ઈન્દ્રિઓને જીતી, ચિત્તની વૃત્તિઓને નિરોધ કરેલો પોતાના આશ્રમમાં આવતા અતિથીઓને સત્કાર કરી, હમેશાં રાખેલાં ફળ મૂળ વગેરેથી પૂજા કરતો હતો. એમ કરતાં ઘણો કાળ જતો રહ્યો. એક દિવસ તેના આશ્રમમાં એક મોટા મુનિ આવ્યા. વિધિવડે તેમનું પૂજન કરી રૂડે પ્રકારે સંતોષ પમાડયા. અનુકૂળ કથાઓ કરી તમે કયાંથી આવ્યા ઇત્યાદિ ખબર પૂછી. ઉત્તમ વ્રતવાળા, મોટા તેજસ્વિ, ધર્માત્મા ઋષિ, એમ ઘણો કાળ તે શૂદ્રના આશ્રમમાં તેને શુદ્ર જાણીને રહ્યા. એક દિવસ તે શૂદ્ર તાપસને કહેવા લાગ્યો. હું પિતૃકાર્ય કરીશ તેમાં મને અનુગ્રહ કરો. મુનિએ કહ્યું, 'ઠીક હું કરીશ.' શૂદ્રે પવિત્ર થઇ તે ઋષિને માટે પાદ્ય આણ્યું. દર્ભ, ફળ, મૂળ તથા ઓષધી અને પવિત્ર આસન તથા બૃસી (આસનકૂર્ચ) મૂકયો. આસનકૂર્ચને પશ્ચિમાગ્ર મૂકેલો, તે અન્યાય જોઇ ઋષિ શૂદ્રની પ્રત્યે બોલ્યા. આ બૃસીને પૂર્વ દિશાના માથાવાળી કર અને તું પવિત્ર થઈ ઉત્તર દિશાને મોઢે બેશ. શૂદ્રે ઋષિના કહેવા પ્રમાણે સઘળું કર્યું. બુદ્ધિમાન્ ઋષિએ દર્ભ, અર્ઘ વગેરે જે જેમ જોઇએ તેવો યથાસ્થિત ઉપદેશ કર્યો. તે તપસ્વિએ [1]હવ્ય અને [2]કવ્યનો સઘળો વિધિ બતાવ્યો. ઋષિએ પિતૃકાર્યમાં ઉપદેશ કરેલો તે ધર્મને રસ્તે ચઢયો. પિતૃકાર્ય કર્યા પછી મુનિ ત્યાંથી ચાલી નીકળ્યા. ત્યાર પછી દીર્ઘ કાળે તે તપસ્વિ શૂદ્ર, તપ કરતાં છતાં તે વનમાં મૃત્યુ પામ્યો. તેના તે સુકૃતવડે મોટા રાજાના વંશમાં ઘણી કાન્તિવાળો થઇ જન્મ્યો. હે તાત, તેજ પ્રકારે તેને ઉપદેશ આપનાર ઋષિ પણ કાળ આવી પહોંચવાથી મરણ પામ્યા. હે ભરતકૂળમાં શ્રેષ્ઠ, તે પણ તેજ રાજાના પુરોહિત કુળમાં બ્રાહ્મણ થઇને અવતર્યા. એમ મુનિ તથા શૂદ્ર બેઉ ત્યાં ઉત્પન્ન થયા. બેઉ ક્રમે કરીને વૃદ્ધિ પામ્યા તથા વિદ્યામાં કુશળ થયા. ઋગ્ આદિ ત્રણે વેદ, સૂત્રોક્ત યજ્ઞપ્રયોગ તથા જ્યોતિષમાં તે ઋષિ પારંગત થયા. તેમ સાંખ્ય શાસ્ત્રમાં તેમની પ્રીતિ ઘણી વધી. બાપના મરી જવા

---

૧ દેવનું અન્ન. ૨ પિતૃઓનું અન્ન.

પછી પ્રધાનોએ પુરોહિત એવા તે ઋષિ પાસે અભિષેક કરાવેલા તે પવિત્ર રાજપુત્રને ગાદીએ બેસાડ્યો. પૂર્વ જન્મે શૂદ્ર એવો તે રાજપુત્ર તે સુખ મેળવી વસવા લાગ્યો. ધર્મવડે પ્રજાનું પાલન કર્તો રાજ્યને ભોગવતો હતો. પુણ્યાહવાચન તથા બીજાં ધર્મકાર્યોમાં હમેશાં પોતાના તે પુરોહિતને જોઇ વારંવાર રાજા હસતો હતો. હે રાજન્! એમ પુરોહિતને તે ઘણી વખત હસ્યો. વારે વારે પોતાના સામું જોઇ હસતા તે રાજાની ઉપર પુરોહિતને માઠું લાગ્યું. એક દિવસ એકાન્તમાં પુરોહિત રાજાને મળ્યા. અનુકૂળ કથાઓ કહી રાજાને રાજી કર્યો. પછી નરેન્દ્રની પ્રત્યે તે બોલ્યા. હે મોટી કાન્તિવાળા, તારો આપેલો એક વરદાન લેવાને હું ઇચ્છું છું. પુરોહિતનું એવું વચન સાંભળી રાજા કહેવા લાગ્યો. હે બ્રાહ્મણો મધ્યે ઉત્તમ, તમને સેંકડો વરદાન આપું તો એકમાં તો શું? સ્નેહ તથા માનથી તમને ન આપું એવું મારે કંઇ નથી. પુરોહિત કહે છે—હે રાજન્! જો સંતુષ્ટ થયો હોઊં તો એકજ વર માગું છું, તું જાણે છે, માટે સત્ય કહેજે, જૂઠું બોલીશ માં. ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર, રાજાએ પુરોહિતને કહ્યું કે ઠીક, જાણતો હોઇશ તો કહીશ, નહીં જાણતો હોઉ તો બોલીશ નહીં. પુરો હિત પૂછે છે—પુણ્યાહવાચન, શાન્તિ હોમ તથા બીજાં ધર્મ કૃત્યોમાં, તું વારે વારે મારા સામું જોઇ હમેશાં કેમ હસે છે વારૂ? તારા હસવાથી અવશ્ય મારૂં મન ગ્લાનિ પામે છે. હે રાજન્, ખરેખરૂં કહે, જૂઠું બોલવાને તું યોગ્ય નથી; તારા હસવામાં ખરૂં સકારણ છે; હસવું અકારણ નથી. એ મને મોટું કૌતક ભાસે છે, માટે સ્પષ્ટ કહે, પુરોહિતનું આવું વચન સાંભળી રાજા બોલ્યો. હે વિપ્ર, તમારા આમ કહેવા છતાં ન કહું એમ કદી હોય? અવશ્ય કહીશ; હે બ્રાહ્મણો મધ્યે ઉત્તમ! ચિત્ત દઇ. સાંભળો. પૂર્વ જન્મનું જે વૃત્તાંત તે મારાથી જાણો. હે બ્રહ્મન્, મારી જાતિને હું સંભારૂં છું. યથાસ્થિત સાંભળજો. પૂર્વે ઘણા તપવાળો, હું શૂદ્ર હતો અને તમે ઉગ્ર તપસ્વી એવા ઋષિ હતા. હે બ્રહ્મન્! પાપ થકી રહિત, મને પ્રસન્ન થાઓ, એવી પૂર્વે મેં તમારી સ્તુતિ કરી, તેથી તમે અનુગ્રહ બુદ્ધિથી પિતૃકાર્યમાં આસનકૂર્ચ, દર્ભ તથા હવ્ય અને કવ્યમાં મને ઉપદેશ કર્યો. હે દ્વિજોત્તમ, શૂદ્રને ઉપદેશ કર્યો તે કર્મના દોષવડે આ જન્મમાં તમે પુરોહિત થયા અને હું રાજા થયો, હે વિપ્રેન્દ્ર, કાળનો વિપર્યય જુઓ? મને શૂદ્રને ઉપદેશ કરવાથી તમને આ ફળ મળ્યું.

એટલાજ કારણુ માટે હે બ્રહ્મન્, હું તમને હસુંછું. તિરસ્કાર બુદ્ધિથી નથી હસતો; કેમકે તમે ગુરૂ છો. વિપર્યય થવાથી મારૂં મન ખેદ પામે છે. મુનિ એવા તમે પણ પુરોહિત થયા! એટલા માટે તમને હસુંછું. એટલું બધું તમારૂં ઉગ્રતપ શૂદ્રને ઉપદેશ કરવાથી નાશ પામ્યું! પુરોહિતપણું છોડી હવે પછી બીજા જન્મમાં અધમ યોનિને ન પામો માટે હે વિપ્ર, દ્રવ્ય લ્યો, અને પવિત્રાત્મા થાઓ. ભીષ્મપિતા કહે છે—ત્યારપછી રાજાએ એ પ્રકારે કહેલા વિપ્રે બ્રાહ્મણોને અનેક દાન આપ્યાં. ધન, પૃથ્વી, ગામો એ સઘળું આપી દીધું. બ્રાહ્મણોએ યથાશાસ્ત્ર બતાવેલાં કૃછ્રો આચરી, તીર્થમાં જઈ વિવિધ પ્રકારનાં દાન તથા ગાયો બ્રાહ્મણોને આપી, આત્મજ્ઞાનને જાણવાવાળો પોતે પવિત્ર થયો. અને પ્રથમના તેજ આશ્રમમાં જઇ ભારે તપ આચર્યું. તેથી હે રાજા મધ્યે ઉત્તમ, બ્રાહ્મણ મોટી સિદ્ધિને પામ્યો અને તે આશ્રમમાં વસનારાઓની સમાન થયો. હે-રાજાઓની મધ્યે ઉત્તમ, ઋષિ છતાં એટલું મોટું કષ્ટ વેઠ્યું. માટે બ્રાહ્મણે અવર વર્ણના મનુષ્યને ઉપદેશ ન કરવો. બ્રાહ્મણ, ક્ષત્રિ તથા વૈષ્ય એ ત્રણેની દ્વિજ સંજ્ઞા છે, માટે તેમને ઉપદેશ કર્તા બ્રાહ્મણને દોષ લાગતો નથી. માટે સત્પુરૂષોએ કોઇની આગળ કંઇ કહેવું નહીં; અવશ્ય ધર્મની ગતિ સૂક્ષ્મ છે. તેમ સાધારણ પુરૂષોએ જાણવી ઘણી કઠિણ છે. તેટલામાટે મુનિઓ મૌનવૃત્તથી દિક્ષાઓ કરે છે. હે રાજન્, દુરૂક્તિના ભયથી કંઈ બોલતા નથી. ધાર્મિક, ગુણ સંપન્ન, સત્ય તથા આર્જવવાળા પુરૂષો, આ લોકમાં દુરૂક્ત વાણીઓ કહેવાથી દુષ્કૃતને પામે છે. ક્યારે પણ કોઇને ઉપદેશ કરવો નહીં, ઉપદેશથી થતું તે પાપ બ્રાહ્મણને ભોગવવું પડે છે માટે ધર્મને ઈચ્છનાર ડાહ્યા પુરૂષે વિચારીને બોલવું. સાચા જૂઠાથી ઉપદેશ કરનાર નાશ પામે છે. પૂછીને નિશ્ચય કરીને પછી ઉપદેશ કરવો કે જેથી ધર્મને પમાય છે. ઉપદેશના કાર્યમાં મેં તને એ સઘળું કહ્યું, અવશ્ય મોટો ક્લેશ ઉત્પન્ન થાય છે, માટે અત્રે ઉપદેશ ન કરવો.

एतत्तेसर्वमाख्यातमुपदेशकृतेमया ॥
महान्क्लेशोहिभवातितस्मान्नोपदिशोदिह ॥ ७४ ॥

इतिश्रीमहाभारते अनु० पर्व० दानधर्मेशूद्रमुनिसंवादे गु० भा० दशमोऽध्यायः ॥ १० ॥

युधिष्ठिरउवाच--कीदृशेपुरुषेतातस्त्रीषुवाभरतर्षभ ॥
श्रीःपद्मावसतेनित्यंतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હેતાત, હે ભરતકુળમાં શ્રેષ્ઠ, હે પિતામહ, કયા પુરૂષ અથવા સ્ત્રીઓ સમિપે રૂપ ઔદાર્યાદિએ યુક્ત ધન સમૃદ્ધિ હમેશાં વસે છે, તે મને કહો. ભીષ્મપિતા કહે છે—દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાનની સાનિધ્ય રૂક્મિણિએ લક્ષ્મીને પૂછેલું વૃત્તાંત જેવું મેં સાંભળ્યું છે, તેવું આ સ્થળમાં હું તને કહીશ. કમળના સર્ખા વર્ણવાળી, દીપાયમાન્, નારાયણના ખોળામાં બેઠેલી એવી લક્ષ્મીને જોઇ, કુતૂહલથી વિસ્મય પામ્યાં છે સુંદર નેત્ર જેનાં એવી, કામદેવની માતા રૂક્મિણિ પૂછવા લાગી—હે ત્રણ લોકના ઇશ્વરની સ્ત્રી, આ લોકમાં તું કયાં પ્રાણિઓને સેવેછે, અને સઘળાં ઐશ્વર્યરૂપે કયા પુરૂષોની પાસે સ્થિર થાય છે, તે સઘળું મને યથાસ્થિત કહે. શ્રીકૃષ્ણની સમક્ષ રૂક્મિણિએ એ પ્રકારે પૂછાએલી, ચંદ્રના સરખી પ્રસન્ન મુખ વાળી, લક્ષ્મી, મનને હરણ કરે એવું મધુર વચન બોલી. લક્ષ્મી કહે છે—હે સુભગે, વિવેકી, ડાહ્યા, ક્રોધરહિત, શ્રદ્ધાળું, જીતેન્દ્રિય, બળવાન્ તથા કૃતના જાણનાર પુરૂષ પાસે હમેશાં હું વસું છું. દરીદ્રિ, નાસ્તિક, વર્ણસંકર, કૃતઘ્નિ, ભિન્નવૃત્તિવાળા, ખોટું ભાષણ કરનારા, ચોર તથા ઈર્ષાળુ પુરૂષ પાસે હું કદાપિ રહેતી નથી; જેઓ થોડી બુદ્ધિ તથા શૌર્યનું અભિમાન રાખી જ્યાં ત્યાં કલેશ અને કોપ કરે છે, તેવા ઢંકાઈ ગએલા મનોરથવાળા પુરૂષો પાસે હું સ્થિતિ કરતીજ નથી. જે મનમાં કંઇ સંકલ્પ કરતો નથી, જે મૂઢ છે, તેવા અલ્પસંતોષી નરોની પાસે હું રૂડે પ્રકારે વસતી નથી. સ્વધર્મશીલ, ધર્મવાળા, રૂડા વૃદ્ધોની સેવા કરનાર દાન્ત પુરૂષોની પાસે હું રહું છું. તેજ પ્રકારે કુશળ, સમર્થ, શાન્તિવાળી, ઇન્દ્રિઓને જીતેલી, સત્ય સ્વભાવવાળી, વિનય યુક્ત, દેવ તથા બ્રાહ્મણોની પૂજા કરનારી અબળાઓ પાસે રૂડે પ્રકારે હું વસું છું. ગંદાં પાત્રવાળી, અનિશ્ચિત કરનારી, સ્વામીને પ્રતિકૂળ વચન બોલનારી, વગર કારણે પારકે ઘેર ભટકનારી, લજ્જા વગરની, એવી સ્ત્રીને હું ત્યાગ કરૂં છું. નિર્દય, અપવિત્ર, સદા ક્રોધી, ધૈર્ય વગરની, જેને કંકાસ વ્હાલો એવી, ઘણી ઉંઘનારી તથા હમેશાં સુનારી, એવી સ્ત્રીને હું તજુ છું. નિરંતર સત્ય બોલનારી, વ્હાલી લાગે તેવી રૂપાળી, સારા સૌભાગ્યવાળી, રૂડા ગુણોથી ભરેલી, સદાચરણી, રૂડાં આ-

ભૂષણથી ઢંકાએલી પતિવ્રતા સ્ત્રીઓને વિષે હું વાસ કરૂં છું. વાહનો, કન્યાઓ, આભૂષણો, યજ્ઞો, મેઘ, વૃષ્ટિ, પુષ્પો, પદ્મિનીઓ (કમળિનિઓ), નક્ષત્રની પંક્તિઓ, શારદિઓ (શરદ્ઋતુની શોભાઓ), હાથી, ગાયના નેહડાઓ, આસન, સરોવરોમાં પ્રફુલ્લિત થએલાં કમળો, હંસ તથા ક્રૌંચ જાતના પક્ષિઓના સ્વરથી શોભિતી, ઘટાદાર વૃક્ષોની લતાથી વિરાજમાન્ સ્તૂટોવાળી, રૂડા તપસ્વિ તથા સિદ્ધ બ્રાહ્મણોએ સેવા કરેલી, નિરંતર ઘણા જળથી ભરેલી, સિંહ તથા હાથિઓએ ડોળાતા જળવાળી, નદિઓને વિષે હું વસું છું. મત્ત હાથી, ગાયો, આખલા તથા સિંહાસન, રાજા અને સત્પુરૂષોને વિષે હું નિરંતર રહું છું. જેના ઘરમાં મનુષ્ય અગ્નિને હોમ આપે છે, ગાય, બ્રાહ્મણ, તથા દેવતાનું અર્ચન કરે છે, અને કાળે કાળે પુષ્પોવડે બલિઓ કરે છે, તેના ઘરને વિષે હું નિત્ય વાસ કરૂં છું. નિરંતર સ્વાધ્યાયમાં કુશળ બ્રાહ્મણો, સ્વધર્માસક્ત ક્ષત્રિઓ, કૃષિ કરવામાં કુશળ વૈસ્યો તથા નિત્ય શુશ્રૂષાવાળા શૂદ્રોને વિષે હું રહું છું. એક નારાયણની પાસેજ સર્વ ભાવનાથી એક નેષ્ઠાએ શરીરરૂપે રહું છું. તેમને વિષે રૂડા પ્રકારનો મહાન્ ધર્મ, બ્રહ્મણ્યતા તથા પ્રિયપણું રહેલું છે. નારાયણ શિવાય અન્યત્ર શરીરરૂપે નથી વસતી, હે દેવી, એજ પ્રકારે મેં અન્યનું ધારણ થવું અશક્ય છે. જે પુરૂષને વિષે હું ભાવથી વસું છું, તે ધર્મ, અર્થ તથા કામથી વૃદ્ધિ પામે છે.

नाहंशरीरेणवसामिदेविनैवंमयाशक्यमिहाभिधातुं ॥
भावेनयस्मिन्निवसामिपुंसिसवर्धतेधर्मयशोर्थकामैः ॥ २१ ॥

इतिश्रीमहाभारते अनुशा० पर्व० दानधर्मेश्रीरुक्मिणीसंवादे गु० भा० एकादशोऽध्यायः ।. ११ ॥



युधिष्ठिरउवाच—स्त्रीपुंसयोःसंप्रयोगेस्पर्शःकस्याधिकोभवेत् ॥
एतस्मिन्संशयेराजन्यथावद्वक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે—હે રાજન્, સ્ત્રીપુરૂષના સમાન વ્યવહારમાં વૈષયિક સુખ કોને અધિક હોય છે, એ સંશયમાં યથા પ્રકારે કહેવાને તમે યોગ્ય છો. ભીષ્મપિતા કહેછે—આ સ્થળમાં ભંગાસ્વન તથા ઇન્દ્રને પૂર્વે જે

વૈર થયું, તે પુરાતન ઇતિહાસ તને કહીશ. હે પુરૂષો મધ્યે સિંહ, પૂર્વે ભંગાસ્વન નામનો મોટો ધાર્મિક રાજર્ષિ હતો. તે અપુત્ર હોવાથી પુત્રને માટે યજ્ઞ કરવા લાગ્યો. મોટો બળવાન્ એવો તે રાજર્ષિ, મનુષ્યોનાં પ્રાયશ્ચિત્તોમાં પુત્રની કામનાઓને વિષે, ઈન્દ્રદ્વિષ્ટ* એવો અગ્નિષ્ટુત્ નામનો યજ્ઞ કરતો હતો. મોટો ભાગ્યશાળી, દેવતાઓનો ઇશ્વર એવો ઈન્દ્ર સાવધાન થઇ, તે યજ્ઞને જાણી, તે રાજર્ષિને અન્તર ઇચ્છવા લાગ્યો. હે રાજન્, તે મહાત્મારાજાનું કંઇ છીદ્ર તેણે દીઠું નહીં; એટલામાં કોઈ સમયે ભંગાસ્વન રાજા મૃગયાએ ગયો. આ અન્તર છે, એમ વિચારી એકલો ઘોડા સાથે ગતિ કરતો ભ્રાન્તિવાળો રાજા, ઈન્દ્રે મોહ પમાડયો. તે કાળે ભૂખ તથા તરષથી પીડાએલા તે રાજાને દિશા સુઝી નહીં, થાક અને તર્ષથી પીડાએલો રાજા આમથી તેમ ભમવા લાગ્યો. તેવામાં નિર્મળ જળથી ભરેલું સુંદર મોટું સરોવર તેણે દીઠું. હે તાત, સરોવરના તટમાં ઉતરી અશ્વને તેણે જળપાન કરાવ્યું. જળ પીધેલા અશ્વને વૃક્ષે બાંધી, ઉત્તમ રાજા, સરોવરમાં નાહ્યો. તેમાં સ્નાન કરવાથી પોતે સ્રીપણાને પામી ગયો. પોતાને સ્રીરૂપ થએલો જોઇ રાજા ઘણું લજવાયો. મનમાં ઘણી ચિંતા ઉત્પન્ન થઇ,તેમ ઇન્દ્રિઓ આકુળવ્યાકુળ થઇ ગઇ, હું ઘોડા ઉપર શી રીતે બેશીશ? નગર પ્રત્યે કેમ કરીને જઇશ? અગ્નિષ્ટુત્ યજ્ઞ કરવાથી સો ઔરસ પુત્રો મારે ઊત્પન્ન થયા છે, તે બળવાન પુત્રોને હું શું કહીશ? વળી મારી સ્રીઓ તથા દેશની પ્રજાને શો જવાબ આપીશ? ધર્મ તત્વના અર્થ દેખાડનાર ઋષિઓએ વર્ણવેલાં, મૃદુપણું, લાવણ્યતા તથા વિકલપણું, એ ગુણો મને પ્રાપ્ત થયા છે, અને મુસાફરી કરવામાં સહનતા તથા ઐશ્વર્ય એ પુરૂષના ગુણો અવસ્ય મારામાંથી નાશ પામી આવું સ્રીપણું મને કેમ પ્રાપ્ત થયું? સ્રીભાવથી હવે હું અશ્વ ઉપર બેસવાને કેમ ઉત્સાહવાળો થાઉં? એ પ્રકારે પશ્ચાત્તાપ કરતો રાજા મહાકષ્ટે અશ્વ ઉપર બેસી ફરીને નગર પ્રત્યે આવ્યો. પુત્રો, સ્રીઓ, નગરની પ્રજા તથા દેશના લોકો, રાજાને સ્રીરૂપ જાણી આ શું? એમ વિસ્મય પામવા લાગ્યા; એમ બધાને આશ્ચર્ય પામતા જોઇ, બોલનારાઓની મધ્યે ઉત્તમ સ્રીપણા-

પામેલો, તે રાજર્ષિ, તેમની પ્રત્યે કહેવા લાગ્યો—દૃઢ સૈન્યથી વિંટળા-

* લિગુણી અગ્નિષ્ટોમને અગ્નિષ્ટુત્ કહે છે, તેમાં ફક્ત અગ્નિની સ્તુતિ કરે છે, ઇન્દ્રનું પ્રાધાન્યપણું હોતું નથી.

એલો હું, મૃગયાને અર્થે ગયો હતો. ભ્રાન્તિ થવાથી દૈવે પ્રેરણા કરેલો હું ઘોર અરણ્યમાં પેઠો. તે ઘોર માર્ગમાં તૃષાથી પીડાએલા તથા નષ્ટ ચેતનવાળા મેં પક્ષિઓથી વીંટળાએલું એક સુંદર સરોવર દીઠું. દૈવે ઠગાએલો તેમાં સ્નાન કરવાથી હું સ્ત્રીપણાને પામી ગયો. સ્ત્રીઓ તથા પ્રધાનોને નામ ગોત્ર બતાવી, પછી સ્ત્રીરૂપ થએલો તે ઉત્તમ રાજા પોતાના પુત્રોની પ્રત્યે બોલ્યો—હે પુત્રો, તમે સુખથી રાજ્ય ભોગવો, હવે હું તો વનમાં જઇશ. સો પુત્રોને એ પ્રકારે કહીને વનમાંજ ગયો. કોઈ આશ્રમ પ્રત્યે જઇ તે સ્ત્રી એક તાપસને મળી. તાપસની સાથે ગૃહસ્થાશ્રમ માંડવાથી તેને તે આશ્રમમાં પાછા સો પુત્ર થયા. પૂર્વે રાજાના શરીરથી થએલા સો પુત્રોને તે આશ્રમમાં બોલાવી આ સ્ત્રી કહેવા લાગી—મારા પુરૂષપણામાં ઉત્પન્ન થએલા તમે સો છોકરાઓ છો, અને આ સો પુત્રો સ્ત્રીપણાંમાં ઉત્પન્ન થયા છે, હે પુત્રો, તમે બસેય જણ હળી મળી ભ્રાતૃભાવથી એકઠા રાજ્ય ભોગવો. માતાપિતારૂપ એવી તેની આજ્ઞા માની સઘળા ભાઈઓ હળી મળી રાજ્ય કરવા લાગ્યા. ભ્રાતૃભાવથી ઉત્તમ રાજ્ય ભોગવતા તેઓને જોઇને દેવનો રાજા ઇન્દ્ર, ક્રોધ યુક્ત થઈ ચિંતા કરવા લાગ્યો—મેં તે રાજર્ષિને સ્ત્રીપણું બક્ષ્યુ, તે અપકાર નહીં પણ ઉપકાર કીધો; (કેમકે તેને સો પુત્રને બદલે બસો પુત્ર થયા) તેટલા માટે બ્રાહ્મણનું રૂપ લઇ દેવના રાજા ઇન્દ્રે નગર પ્રત્યે જઈ તે રાજપુત્રોમાં માંહોમાંહ્ય કલહ ઉભો કર્યો. એક બાપના દીકરા છતાં ભાઇઓમાં ભ્રાતૃભાવ હોતો નથી, દેવ તથા દૈત્યો કશ્યપના પુત્ર છતાં રાજ્યને માટે વઢી મૂઆ, તો તમે તો ભંગાસ્વન રાજાના પુત્ર છો, અને આ બીજા સો પુત્ર તાપસના છે, દેવ તથા દૈત્યો તો એક કશ્યપનાજ પુત્ર હતા. તમારા બાપ દાદાનું રાજ્ય એ શું તાપસના છોકરાઓ ભોગવશે? એ પ્રકારે ઇન્દ્રે ભેદ પમાડેલા તે પુત્રોએ યુદ્ધને વિષે અન્યોન્ય એક બીજાને પાડી નાંખ્યા. આ હકીકત સાંભળી તાપસી પણ ઘણો ખેદ કરતી રડવા લાગી. એટલામાં કપટથી બ્રાહ્મણનો વેશ ધારણ કરેલો ઈન્દ્ર આશ્રમમાં આવી તેને પૂછવા લાગ્યો—હે સુંદર મુખવાળી, શા દુઃખથી તપેલી તું આમ રડે છે? બ્રાહ્મણ, મને પૂછે છે, એમ જાણી તે સ્ત્રી તેની પ્રત્યે કરૂણ વચન બોલી. હે બ્રહ્મન્, મારા બસો પુત્ર કાલે નાશ પમાડયા. હે વિપ્ર, પૂર્વે મારૂં રાજાનું શરીર હતું, તેથી સો પુત્ર થએલા અને પછીથી એક દિવસ મૃગયા પ્રત્યે ગએલા મને ભ્રાન્તિ થવાથી ગહન

વનમાં એક સરોવરમાં સ્નાન કરવાથી આવું સ્ત્રીપણું પ્રાપ્ત થયું. પ્રથમના પુત્રોને રાજ્ય ગાદી સોંપી હું વનમાં ગયો. ત્યાં સ્ત્રીરૂપે મને મોટા તાપસથી સો પુત્ર તે આશ્રમમાં ઉત્પન્ન થયા. મેં તેઓને નગર પ્રત્યે મોકલ્યા. હે દ્વિજ, કાળયોગથી તેમને માંહોમાંહ્ય વૈર ઉત્પન્ન થયું. હે બ્રહ્મન્, દૈવથી હણાએલી હું એ શોક કરૂંછું. ઇન્દ્ર તે સ્ત્રીને દુઃખી જોઇ પુરૂષ વચન બોલ્યો. હે ભદ્રે, પૂર્વે તેં મને સહન ન કરી શકાય તેવું દુઃખ કર્યું છે. હે દુર્બુદ્ધિવાળી, હું ઈન્દ્ર છું; મને વગર બોલાવ્યે ઈન્દ્રદ્વિષ્ટ એવા અગ્નિષ્ટુત્ યજ્ઞવડે યજન કરતા એવા તેં મારી સાથે વૈર પેદા કર્યું છે. ઇન્દ્રને જોઇનેજ તે રાજર્ષિએ તેના બેઉ પગમાં માથું મૂક્યું. હે દેવતાઓ મધ્યે શ્રેષ્ઠ, પુત્રોની કામનાથી ઋતુએ સહવર્તમાન તમે મને પ્રસન્ન થાઓ. હે દેવોની મધ્યે સિંહ, તે કાર્યમાં ઇષ્ટ એવા તમે મને ક્ષમા કરવાને યોગ્ય છો. તેના પ્રણિપાતવડે પ્રસન્ન થએલો ઈન્દ્ર તેને વર આપવા લાગ્યો. હે રાજન્, સ્ત્રીરૂપે થએલા તારા સો પુત્ર તથા પ્રથમ પુરૂષરૂપથી થએલા સોએ બેઉમાંથી કયા પુત્ર જીવો, તે તું મને કહે. હાથની અંજલી કરી તાપસી શક્રને કહેવા લાગી—હે ઇન્દ્ર, મારા સ્ત્રીરૂપે થયેલા સોય પુત્રો જીવો. ઇન્દ્ર તો આવું સાંભળી વિસ્મય પામ્યો. ફરીને સ્ત્રીને પૂછ્યું, પુરૂષપણાથી ઉત્પન્ન થએલા છોકરાઓ ઉપર તને દ્વેષ કેમ? અને સ્ત્રીભાવમાં ઉત્પન્ન થયેલા ઉપર અધિક સ્નેહ શાથી? તેનું કારણ મને સાંભળવાની ઇચ્છા છે, માટે તે તું કહેવાને યોગ્ય છું. સ્ત્રી કહે છે—હે શક્ર, સ્ત્રીને વૈષયિક સુખને વિષે અધિક સ્નેહ છે, તેટલો પુરૂષને નથી; માટે સ્ત્રીપણામાં થએલા પુત્રો જીવતા થાઓ. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે—એ પ્રકારે કહેલો ઈન્દ્ર, પ્રસન્ન થઇ વચન બોલ્યો, હે સત્ય બોલનારી, તે તારા સઘળા પુત્રો જીવો. હે રૂડા વ્રતના ધારણ કરનાર, રાજા મધ્યે ઈન્દ્ર, પુરૂષત્વ અથવા સ્ત્રીત્વ, જેની તને ઇચ્છા હોય, તે તું મારી પાસે માગ્ય. સ્ત્રી બોલી—હું સ્ત્રીપણુંજ યાચું છું, હે શક્ર, પુરૂષપણાની મને રૂચી નથી. એ પ્રકારે બોલતી સ્ત્રીને સાંભળી ઇન્દ્ર બોલ્યો—હે વિભો, પુરૂષપણાનો ત્યાગ કરી, સ્ત્રીપણું કેમ માગે છે? ઈન્દ્રે એ પ્રકારે કહેલો, સ્ત્રીરૂપ રાજા કહેવા લાગ્યો—સ્ત્રી પુરૂષના સંયોગમાં હમેશાં સ્ત્રીને વિશેષ પ્રીતિ હોય છે, તે કારણ માટે હું સ્ત્રીપણું માગું છું. હે દેવ મધ્યે ઉત્તમ, સ્ત્રીમાં સુંદરતા

વિશેષ છે, માટે સ્ત્રીભાવથી હું સંતોષ પામું છું. હે દેવતાઓના રાજા, જાઓ એ પ્રકારે હો; એમ કહી તેને પૂછી ઈન્દ્ર સ્વર્ગ પ્રત્યે ગયો. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે, હે મોટા રાજા, એ પ્રકારે સ્ત્રીની અધિક પ્રીતિ કહી છે.

एवमस्त्वितिचोक्त्वातामापृच्छ्यत्रिदिवंगतः ॥
एवंस्त्रियामहाराजअधिकाप्रीतिरुच्यते ॥ ५४ ॥

इतिश्रीमहाभारते अनुशा० पर्व० दानधर्मेभंगास्वनोपाख्याने गु० भा० द्वादशोऽध्यायः ॥ १२ ॥

---

**युधिष्ठिरउवाच**–किंकर्तव्यंमनुष्येणलोकयात्राहितार्थिना ॥
कथंवैलोकयात्रांतुकिंशीलश्चसमाचरेत् ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—આ લોકમાં શિષ્ટાચાર તથા પારલૌકિક શ્રેયને ઈચ્છનારા મનુષ્યે શું કરવું ? ઉભયલોકના કલ્યાણનું સાધન શું? અને કયું આચરણ આચરે ? ભીષ્મપિતા કહે છે. દેહવડે થતાં ત્રણ પ્રકારનાં કર્મ, તથા વાણીથી કરાતાં ચાર અને મનવડે આચરાતાં ત્રણ, એ દશ પ્રકારના સ્વાભાવિક કર્મમાર્ગને તજીદે; હિંસા, ચોરી તથા પરસ્ત્રીગમન, એ ત્રણ શરીરથી થતાં પાપોનો સર્વથા ત્યાગ કરે; હે રાજેન્દ્ર, વિષય સંબંધિ વાતો, કઠોર ભાષણ, ચાડીઆપણું તથા જૂઠું બોલવું, એ ચાર વાણીથી થતાં પાપને બોલે નહીં, તેમ ચિંતવન પણ ન કરે; પારકાદ્રવ્યની ઈચ્છા, બીજાનું બૂરૂ તાકવું, તથા વેદમાં બતાવેલાં કર્મોપર અનાસ્તા એ ત્રણ મનવડે આચરાય છે. તેટલા કારણ માટે વાણી, શરીર તથા મનવડે પુરૂષે અશુભ ન આચરવું, શુભ તથા અશુભ કર્મો કરનાર પુરૂષ અવસ્ય તે તે પ્રકારનું ફળ ભોગવે છે.

तस्माद्वाक्कायमनसानाचरेदशुभंनरः ॥
शुभाशुभान्याचरन्हितस्यतस्याश्नुतेफलम् ॥ ६ ॥

इतिश्रीमहाभारते अनुशा० पर्व० दानधर्मेलोकयात्राकथने गु० भा० त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

**युधिष्ठिरउवाच**—त्वयापगेयनामानिश्रुतानीहजगत्पतेः ॥
पितामहेशायविभोनामान्याचक्ष्वशंभवे ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ગંગાના પુત્ર તમોએ જગત્પતિનાં નામ સાંભળ્યાં છે, હે વિભો, દેવ તથા દૈત્યના ગુરૂ, જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કારણ, મોટા ભાગ્યશાળી, શંકર વિશ્વરૂપ બભ્રુ એવા શંભુનાં સઘળાં નામ (મને) કહો. ભીષ્મપિતા કહે છે—જે સર્વને વિષે વ્યાપ્ત અને સઘળે સ્થળે પ્રત્યક્ષ નથી દેખાતા એવા બુદ્ધિમાન્ દેવ તે મહાદેવના ગુણોને કેહેવાને હું શક્તિમાન્ નથી. દેવતાઓના ઈશ્વર બ્રહ્મા તથા વિષ્ણુને સૃજનાર તે સમર્થ છે. ખરે, બ્રહ્માથી માંડીને પિશાચાન્ત દેવો જેની ઉપાસના કરે છે, પંચતન્માત્રા, અહંકાર વગેરે મહદવ્યક્તો (વિશ્વનાં કારણો)થી જે પર છે. યોગ વિદ્યાના જાણનાર મોટા તત્વદર્શિ ઋષિઓ, અક્ષર, પરબ્રહ્મ, સદસત્ એવા તે અનિર્વચનિયનું ચિંતવન કરે છે, માયા તથા નારાયણને પોતાના તેજથી ક્ષોભ પમાડીને જેણે બ્રહ્માને સૃજ્યા, મહતત્વથી દેવના દેવ એવા તે પ્રજાપતિ ઉત્પન્ન થયા. ગર્ભ, જન્મ, જરા તથા મૃત્યુએ વિંટળાએલો કોણ મનુષ્ય, દેવના દેવ ધિમાન્ શંકરના ગુણોને વર્ણવવાને શક્તિમાન્ છે? હે પુત્ર, શંખ, ચક્ર તથા ગદાના ધારણ કરનાર નારાયણ શિવાય, અદૃશ્ય એવા પરમેશ્વર શિવને જાણવાને કોણ સમર્થ છે? એ મોટા ગુણવાળો, પરમ દુર્જય, દિવ્ય નેત્રવાળો, મોટો તેજસ્વિ વિદ્વાન્ વિષ્ણું, પોતાનાં યોગચક્ષુઓવડે, જેને જુએ છે, રૂદ્રની ભક્તિથી મહાત્મા કૃષ્ણવડે સઘળું જગત્ વ્યાપ્ત છે. હે રાજેન્દ્ર, બદ્રિકાશ્રમમાં તપવડે શિવને પ્રસન્ન કરી, દિવ્ય દૃષ્ટિ એવા મહેશ્વરના પ્રસાદથી કૃષ્ણ સર્વ લોકમાં ઘણાજ પ્રિયપણાને પામ્યા છે. સ્થાવર જંગમના ગુરૂ, વરદાનના આપનાર દેવ શિવને પ્રસન્ન કરવા એ માધવે પૂરાં હજાર વર્ષ તપ તપ્યું છે. યુગયુગમાં કૃષ્ણે મહાદેવને સંતોષ પમાડ્યા છે. મોટી ભક્તિવડે તે મહાત્માની તેના ઉપર પ્રીતિ છે, જગત્‌ના બીજરૂપ મહાત્મા એવા તે શંકરનું ઐશ્વર્ય, પુત્રને અર્થે અચ્યુત એવા હરિએ પ્રત્યક્ષ દિઠું છે. તે હે ભારત, જે ઐશ્વર્યથી પર બીજું હું દેખતો નથી. દેવના દેવ ભગવાન્ શંકરનાં સઘળાં નામ ગુણ તથા મહેશ્વર સંબંધિ સત્ય વિભૂતિને સમગ્રપણે કહેવાને આ મહા બાહુ વિષ્ણું શક્તિમાન્ છે. વૈશંપાયન ઋષિ, રાજા જનમેજયને કહે છે—મોટા યશવાળા ભીષ્મપિતા એ પ્રકારે કહીને વાસુદેવની પ્રત્યે શિવજી-

ના મહાત્મ્યે યુક્ત આવું કહેવા લાગ્યા. ભીષ્મપિતા કહે છે—હે દેવ તથા દૈત્યોના ગુરૂ, હે દેવ, હે વિષ્ણો, મને રાજા યુધિષ્ઠિરે જે પૂછ્યું, તે વિષ્ણુરૂપ એવા શિવજીના ગુણને કહેવાને તમે યોગ્ય છો. બ્રહ્મયોનિ એવા તંડિએ બ્રહ્મલોકમાં દેવનાં સહસ્ર નામનું નિવેદન કર્યું છે, જે પૂર્વે બ્રહ્માથી થયાં છે, તે દ્વૈપાયન આદિ રૂઢાવ્રતના ધારણ કરનાર, દાન્ત એવા તપસ્વિ ઋષિઓ તમારાં કહેલાં સાંભળો. હે વિભો, પ્રાણિ માત્રના દેહને વિષે રહેલા, આનંદમય, વિજ્ઞાનમય, રક્ષણ કરનારા, અગ્નિરૂપ, મુંડિન્ તથા કપર્દિનું પરાક્રમ કહો. વાસુદેવ કહે છે—બ્રહ્મા પ્રમુખ દેવો તથા ઈન્દ્રે સહવર્તમાન્ એવા મોટા ઋષિઓ, મહાદેવના ચરિત્રની ગતિ જાણવાને શક્તિવાળા નથી. સૂક્ષ્મ દૃષ્ટિવાળા આદિત્યો જેનું હાર્દ નથી જાણતા, તે સત્પુરૂષોની ગતિ મનુષ્ય માત્રથી શી રીતે જાણી શકાય? દૈત્યોને હણનાર એવા તે ભગવાનના કેટલા ગુણ યથાપ્રકારે હું તમને કહીશ. વૈશંપાયનઋષિ, રાજા જનમેજયને કહે છે. એ પ્રકારે કહીને ભગવાન્ આચમન કરી પવિત્ર થઈ, તે મહાત્માના ગુણ કહેવા લાગ્યા. વાસુદેવ કહે છે—હે બ્રાહ્મણ મધ્યે ઇન્દ્રો, તમે તથા હે તાત, હે યુધિષ્ઠિર તમે સાંભળો-વળી ગંગાના પુત્ર તું પણ કપર્દિનાં નામ સાંભળ. સાંબના હેતુ માટે પૂર્વે મને દુર્લભ દર્શન થયું છે. મેં પૂર્વે સમાધિવડે યથાસ્થિત ભગવાન્ દીઠા છે. બુદ્ધિમાન્ રૂકિમણીના પુત્રે પૂર્વે શંબરને માર્યો, ત્યાર પછી બાર વર્ષે જાંબુવતિ મારી પ્રત્યે બોલી. હે યુધિષ્ઠિર, પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ આદિ રૂકિમણીના પુત્રને જોઈ, પુત્રની ઇચ્છાવાળી મારી પાસે આવી વચન કહેવા લાગી—બળવાનોની મધ્યે ઉત્તમ, વ્હાલો લાગે તેવો રૂપાળો, કલ્મષ રહિત, તમારા સર્ખો શૂરો પુત્ર મને આપો, હે અચ્યુત, વિલંબ માં કરો, ત્રણ લોકમાં કંઇ પણ અપ્રાપ્ય તમને નથી; હે યદુકુળને વહન કરનાર, તમે ઇચ્છા પ્રમાણે બીજાને સૃજો છો, તમોએ વ્રત આચરી, કષ્ટ વેઠી બાર વર્ષ મહાદેવનું આરાધન કરી રૂકિમણીને વિષે પુત્ર ઉત્પન્ન કર્યા છે, ચારૂદેષ્ણ, સુચારૂ, ચારૂદેશ, યશોધર, ચારૂશ્રવા, ચારૂયશા, પ્રદ્યુમ્ન અને શંભુ વગેરે સુંદર પરાક્રમી પુત્રો, જેમ રૂકિમણીને વિષે ઉત્પન્ન કર્યા છે, તેમ હે મધુ દૈત્યને મારનાર, મને પણ પુત્ર આપો, એ પ્રકારેજ પ્રેરણા કરેલો હું રૂડા મધ્ય ભાગવાળી તે જાંબુવતિની પ્રત્યે બોલ્યો. હે રાણી જાણજે કે હું તારૂં વચન કરીશ. જાંબુવતિ મારી પ્રત્યે કહેવા લાગી—વિજય એવા શિ-

વની પાસે જાઓ. બ્રહ્મા, શિવજી, કશ્યપના પુત્રો, મનોતુંગ એવા દેવતાઓ, ક્ષેત્ર, ઓષધિઓ, યજ્ઞને વહન કરનાર વેદના મંત્રો, ઋષિના સમૂહો, યજ્ઞ, સમુદ્રો, દક્ષિણાઓ. હું'મા' ઇત્યાદિ સામ પૂરણ અક્ષરો, નક્ષત્રો, પિતૃઓ, ગ્રહ, દેવની સ્ત્રીઓ, દેવકન્યાઓ અને દેવ માતાઓ, મન્વતરો, ગાયો, ચંદ્રમા, સૂર્ય, હરિ, સાવિત્રી તથા બ્રહ્મવિદ્યા, ઋતુઓ તથા સંવત્સરો, ક્ષણ, લવ, મહૂર્ત્ત, નિમેષ અને યુગપર્યય, એ સર્વ સ્થળને પ્રાપ્ત થએલા તને રક્ષણ કરો અને હે યાદવ તારા સુખને અર્થે હો. માર્ગમાંથી અરિષ્ટ જાઓ, હે પાપરહિત, તું સાવધાન રહો. તેણીએ એ પ્રકારે આશિર્વાદ આપેલો હું જાંબુવાનની પુત્રીની આજ્ઞા લઇ, માતા પિતા તથા આહુક રાજાની પાસે ગયો. વિદ્યાધરેન્દ્રની ઘણી પીડાએલી પુત્રીનું કહેલું તેમને નિવેદન કરી ઘણા કષ્ટે તેમની આજ્ઞા લઈ, ગદને તથા અતિબળ એવા રામને જણાવ્યું. તે સમયે પ્રીતિયુક્ત એઉએ, તમને અવિઘ્ન તપસ્મૃદ્ધિ હો, એવો આશિર્વાદ આપ્યો. ગુરૂજનથી આજ્ઞા લઇ, મેં ગરૂડને ચિંતવ્યો. તેણે વહન કરેલો હું હીમાચળ પ્રત્યે આવ્યો. તે ઉત્તમ ગિરિમાં મેં અદ્ભૂત શોભાઓ દીઠી. મહાત્મા ઉપમન્યુનું, તપનાં સ્થાનોની મધ્યે ઉત્તમ એવું આશ્ચર્યવાળું દિવ્ય ક્ષેત્ર મેં દીઠું. દેવ, ગંધર્વોએ પૂજા કરેલું તથા બ્રાહ્મિ, લક્ષ્મીએ વિંટળાએલું, ધાવરો, કુંભ, કદંબ, નાળિએર, કુરબક, કેતક, જાંબુ, પાટળ, વડ, એખરા, પીલું, બીલી, સરળ, કોઠી, પીંપર, સાળ, તાળ, બોરડી, કુંદ, નાગકેસર, આસોપાલવ, આંબા, અતિમુક્તક, મહુડા, કોવિદાર, ચંપા તથા પનસ વગેરે ફળ પુષ્પનાં આપનાર બીજાં નાનાં પ્રકારનાં વનવૃક્ષોથી શોભિતું, પુષ્પ ગુલ્મલતાઓ, કેળ વૃક્ષોથી વ્યાપ્ત. અનેક પક્ષિઓને ખાવા યોગ્ય ફળ વૃક્ષોથી અલંકૃત, યથાસ્થાને ગોઠવાએલા ભસ્મરાશિઓથી ઢંકાએલા અગ્નિઓવડે આભૂષાએલું, સિંહ, વાઘ, હાથિ તથા દીપડાંથી આકુળ; હરણ, મોર, વનબીલાડા અને સર્પોથી વીંટળાએલું, મૃગ જાતનાં ટોળાં, પાડા તથા રીંછોએ સેવેલું, ભેદાએલા માથાવાળા હાથિઓથી શોભતું, નાના પ્રકારનાં કલોલ કરતાં પક્ષિઓએ સેવા કરેલું, મેઘથી પ્રકાશ પામેલાં પ્રફુલ્લિત, વિચિત્ર ત્રણાંકુરોવડે સુશોભિત, તથા નાના પ્રકારના પુષ્પોની રજથી મિશ્ર થએલો, હાથિઓના માથામાંથી ઝરતા મદથી સુવાસિત, સ્વર્ગની સ્ત્રીઓના ગીતરવથી પૂરાએલો વાયુ સન્મુખ વ્હાતો હતો.

ઘનગર્જના અને પક્ષિઓના શુભ નાદ તથા હાથિઓના શબ્દોવડે, હે વીર, કિન્નરોનાં ગીત તથા સામગાન કરનારાના શુભ સ્વરોવડે તે ક્ષેત્ર શોભતું હતું. અન્ય પુરૂષોએ મનવડે પણ ચિંતવન ન થાય તેવું, પુષ્પવાળાં વૃક્ષોથી વિંટળાએલાં વિશાળ સરોવરોથી અલંકૃત કરેલું, પુણ્યવાળાં પવિત્ર જળથી ભરેલી, જન્હુ ઋષિની પુત્રી ગંગાથી શોભિતું, ધર્મધારણ કરનારાઓની મધ્યે શ્રેષ્ઠ, વન્હિસમાન તેજવાળા, મહાત્માઓએ શોભિતું, વાયુ અહાર કરનારા તથા જળપીનારા, શુદ્ધ યોગિયોથી તથા ધૂમાડો પ્રાશન કરનારા, વરાળપીનારા, અને દૂધ પાન કરનારા મોટા બ્રાહ્મણોથી ચારે પાસે ભરપૂર, ગાયની પેઠે મુખથી ચરનારા, પાષાણનું ચૂર્ણ ભક્ષણ કરનારા, ચન્દ્રના કિરણો પાન કરનારા, ફીણ પીનાર, તેમ મૃગની પેઠે ચારો ચરનારા, પીંપળાનાં ફળ ખાનારા તથા જળમાં સુનારા, મૃગચર્મ ધારણ કરનારા, વલ્કલ પેહેરનારા, વગેરે દુઃસહનિયમોને વહન કરનારા ઘણા પ્રકારના, રૂડા તપોધન મુનિઓને જોતા જોતા તે ક્ષેત્રમાં પેઠા. હે રાજન્! પુણ્યવાળા દેવના સમૂહો તથા ભારે કર્મવાળા શિવાદિક મહાત્માએ રૂડે પ્રકારે પૂજા કરેલું તે આશ્રમમંડળ, આકાશમાં રહેલા ચન્દ્રમંડળની પેઠે શોભતું હતું. ત્યાં ઉજ્વળ તપવાળા મહાત્માઓના પ્રભાવથી સર્પ તથા નોળીઆઓ અને હરણાં તથા વાઘ, મિત્રની પેઠે રમતાં હતાં. નાના પ્રકારના નિયમોવાળા વિખ્યાત રૂડા મહાત્મા ઋષિઓ તથા વેદ અને વેદનાં અંગ જાણનારા સિંહ સરખા બ્રાહ્મણોએ સેવેલા સર્વ પ્રાણિઓના મનને રમણિય લાગે તેવા શ્રેષ્ઠ તે આશ્રમપદમાં પેસતાંજ, તેજ અને તપવડે કરીને અગ્નિની પેઠે જળહળતા, શિષ્યોએ વિંટેલા, યુવાન, બ્રાહ્મણોની મધ્યે ઉત્તમ, લાંબી જટા ધારણ કરનાર એવા ઉપમન્યુને દીઠા. માથુ નમાવેલા મને, ઉપમન્યુ કહેવા લાગ્યા—હે પુંડરીકાક્ષ, 'ભલે પધાર્યા.' તમારાં તપ સફળ હો, તમે પૂજ્ય છતાં મને પૂજો છો. દર્શન કરવા યોગ્ય છતાં મારૂં દર્શન ઇચ્છો છો, એમ કહેતા તે ઉપમન્યુને હું હાથ જોડી, મૃગપક્ષિઓનું, અગ્નિ તથા ધર્મ અને શિષ્યવર્ગનું, કુશળ પૂછવા લાગ્યો. ત્યાર પછી ભગવાન્, પરમ મધુર વાણીવડે મારી પ્રત્યે બોલ્યા—હે કૃષ્ણ, તું સંશય રહિત એવા આત્મતુલ્ય પુત્રને પામીશ, માટે મોટું તપ આદરી ઇશાન એવા ઇશ્વરને સંતોષ પમાડ. હે અધોક્ષજ, ભવાનીએ સહિત શંકર આ આશ્રમમાં અર્બુદ વર્ષ ક્રીડા કરે છે. હે જનાર્દન, આ ક્ષેત્રમાં પૂ-

ર્વે, ઋષિગણોએ સહવર્તમાન દેવતાઓએ, તપ, બ્રહ્મચર્ય, સત્ય તથા ઇન્દ્રિય નિગ્રહથી મહાદેવને સંતોષ પમાડી, શુભ કામ સંપાદન કર્યાં છે. હે શત્રુને હણનાર, તું જેને પ્રાર્થના કરે છે, એવા તેજ તથા તપના ભંડાર, તે ભગવાન, આ ક્ષેત્રમાં શુભ તથા અશુભે યુક્ત, કામાદિ ભાવને સૃજતા તથા છોડી દેતા એવા એ પણ ભવાનીએ હમેશાં ચિંતવન કરેલા વસે છે. જે મેરૂ કંપાવે એવો હિરણ્યકશપુ નામનો દાનવ થયો, તેણે સર્વ દેવનું ઐશ્વર્ય, એક અર્બુદ વર્ષ પર્યન્તનું મહાદેવજી થકી મેળવ્યું. હિરણ્યકશપુના મંદાર નામના પ્રખ્યાત પુત્રે મહાદેવના વરદાનથી ઇન્દ્રની સાથે અર્બુદ વર્ષ સૂધી યુદ્ધ કર્યું. હે કેશવ, વિષ્ણુનું ચક્ર તથા ઈન્દ્રનું વજ્ર, મંદાર દૈત્યના અંગોને સ્પર્શ થવાથી બુંઠું થઇ પરાભવ પામ્યું. હે પાપરહિત, એ ચક્ર પૂર્વે ભગવાને તમને આપ્યું. જળમાં ગતિ કરનારા, બળવડે કરીને ગર્વિષ્ટ એવા દૈત્યને હણવા, અગ્નિના સરખું પ્રકાશમાન્ ઉપજાવ્યું. દુર્ધર્ષ તેજવડે અદ્ભૂત એવું જે, પૂર્વે શંકરે તને આપ્યું પિનાકિ શિવાય બીજાથી તે જોઈ પણ ન શકાય, તે તે રૂડા દર્શન વાળું થાઓ, એમ શંકરે તે સમયે કહ્યું, ત્યારથી લોકમાં તેનું નામ 'સુદર્શન' પ્રસિદ્ધ થયું. હે તાત, હે કેશવ, તે મંદારના અવયવોમાં જીર્ણ થયું, વરદાન પામેલા, બુદ્ધિમાન્, બળવાન એવા મંદારના અંગને વિષે શેંકડો વૃજ્રો, ચક્ર તથા શસ્ત્રો વહન થયાં નહીં. ઘણા બળવાન એવા મંદાર દૈત્યે દેવને પીડયા. તેમ શિવે વરદાન આપેલા મોટા દૈત્યોને દેવતાએ હણ્યા. ભગવાન અવિનાશી શંકરે પ્રસન્ન થઇ, વિદ્યુત્પ્રભાને એક લાખ વર્ષ સૂધીનું ત્રણલોકનું રાજ્ય આપ્યું, અને હમેશાં તું મારોજ અનુચર થયોછું, એમ બોલ્યા. વળી અવિનાશી ભગવાને તેને એક કરોડ પુત્ર આપ્યા. રાજ્યે સહવર્તમાન કુશદ્વિપ પણ આપ્યો. તેજ પ્રકારે બ્રહ્માનો સૃજેલો, મોટો બળવાન શતમુખ નામનો દૈત્ય હતો. જેણે આગળ પોતાના માંસવડે અગ્નિનો હોમ કીધો. શંકરે પ્રસન્ન થઇ તેને કહ્યું, હું શું કરૂં? શતમુખ શંકરની પ્રત્યે બોલ્યો—મને અદ્ભૂત યોગ હો, અને દેવતાઓનું શ્રેષ્ઠ બળ આપો? 'તે પ્રકારે થશે', એવું વચન ભગવાન તેની પ્રત્યે બોલ્યા. પૂર્વે બ્રહ્માથી ઉત્પન્ન થએલો ક્રતુ પણ તેના પુત્રપણાને અર્થે કલ્પાયો. ત્રણસે વર્ષ સૂધી આત્માને યોગ યુક્ત કરી, તેને ક્રતુ નામના એક હજાર છોકરા આપ્યા. હે કૃષ્ણ, દેવે કહેલા યોગેશ્વરને તું જાણે છે, એમાં સંશય નહીં. યાજ્ઞવ-

હકય નામના પ્રખ્યાત ઋષિ મોટા ધાર્મિક હતા. તે મહાદેવને આરાધન કરીનેજ અતુલ યશને પામ્યા. પરાશરના પુત્ર, યોગિ એવા વેદવ્યાસ મુનિ, તે પણ શંકરનું આરાધન કરી અતુલ યશને પ્રાપ્ત થયા. પૂર્વે વાલખિલ્યોની ઇન્દ્રે અવગણના કરી, તેમણે ક્રોધથી તપવડે ભગવાન રૂદ્રને સંતોષ પમાડ્યા. દેવતાઓની મધ્યે ઉત્તમ, જગત્‌ના પતિ, પ્રીતિવડે તે વાલખિલ્યોની પ્રત્યે બોલ્યા. તપવડે તમે સોમ (ચંદ્ર)ને હરનાર સુપર્ણને ઉત્પન્ન કરશો, પૂર્વે મહાદેવના રોષથી જળ નાશ પામ્યું. જે દેવતાઓએ રૂદ્રના યજનથી પુનઃ ઉત્પન્ન કર્યું, ત્ર્યંબક પ્રસન્ન થવાથી પૃથિવિમાં જળ થયું, બ્રહ્મ વિદ્યાના જાણનાર અત્રિની સ્ત્રી પોતાના ભર્તારનો ત્યાગ કરી, હું ફરીને તે મુનિને વશ નહીં થાઉં, એમ કહી અવશ્ય મહાદેવને શરણે ગઈ, અને અત્રિ મુનિના ભયથી નિરાહાર રહી. ત્રણસે વર્ષ સૂધી શંકરને પ્રસન્ન કરવા કાષ્ટના ખીલાઓ ઉપર સુતી. શંકરે હસીને તેને કહ્યું, અવશ્ય તને પુત્ર થશે, સ્વામિ વગર રૂદ્રથી થશે એમાં સંશય નહીં, અને વંશમાં તારાજ *નામથી ઈચ્છેલી ખ્યાતી મેળવશે. હે મધુસુદન, એજ પ્રકારે ભક્ત એવો વિકર્ણ, સુખને વહન કરનાર મહાદેવને પ્રસન્ન કરી, સિદ્ધિને પામ્યો. હે કેશવ, વખાણવા યોગ્ય છે આત્મા જેનો એવા શાકલ્ય નામના ઋષિએ, મનોયજ્ઞથી નવસે વર્ષ સૂધી મહાદેવનું આરાધન કર્યું. પ્રસન્ન થએલા શંકરે તેને કહ્યું, તું મોટો ગ્રંથકાર થઇશ, અને હેવત્સ, જરૂર તારી અક્ષયકીર્તિ ત્રણ લોકમાં થશે, મોટા ઋષિઓએ શોભાવેલું તારૂં કુળ, અક્ષય હો; હે બ્રાહ્મણો મધ્યે શ્રેષ્ઠ, તારો છોકરો સૂત્રકર્ત્તા થશે, સત્યયુગમાં એક સાવર્ણિ નામના પ્રખ્યાત ઋષિ હતા, તેમણે આહીંમાં છ હજાર વર્ષ સૂધી તપ કર્યું, તેની પ્રત્યે ભગવાન્ રૂદ્ર કેહેવા લાગ્યા—હે પાપ રહિત, તારા ઉપર હું સાક્ષાત્ સંતુષ્ટ થયો છું, તું લોકને વિષે વિખ્યાત એવો ગ્રંથ કરનાર અજરામર થઇશ. હે જનાર્દન, પૂર્વે, દિશાઓરૂપી વસ્ત્ર જેણે ધારણ કર્યાં છે, તથા શરીરે ભસ્મ ચોળી છે, એવા શંકરનું ભક્ત એવા ઇન્દ્રે, વારાણસિમાં આરાધન કર્યું હતું. તે મહાદેવને આરાધન કરી, દેવનું રાજ્ય પામ્યો. પૂર્વે નારદે ભક્તિથી આ મહાદેવને આરાધ્યા, તેના ઉપર પ્રસન્ન થએલા, દેવના ગુરૂના ગુરૂ, મહાદેવે કહ્યું, તેજ, તપ તથા કીર્ત્તિવડે તારા સમાન કોઈ નીવડશે નહીં. ગીત વાજીત્ર કર્ત્તા તું હમેશાં મારી પૂઠે ફરીશ. હે

* અનસૂય.

વિભો, મેં પણ પૂર્વે દેવનાદેવ શંકરને દીઠો છે, હે તાત, હે માધવ, સાક્ષાત પશૂપતિનેજ, તે તું સાંભળ. હે વિભો, જેટલા માટે મેં, મોટા તેજસ્વિ દેવને પ્રયત્નથી જગાડયો છે, તે વિસ્તારથી સાંભળ, હે પાપરહિત, દેવનાદેવ મહેશ્વરથી જે મને મળ્યું, તે સઘળું, યથાસ્થિત તને કહીશ. હે તાત, પૂર્વે સત્યયુગમાં, દેવને દેવનાં અંગ જાણવાવાળા, મોટા યશસ્વિ વ્યાઘ્રપાદ નામે ઋષિ હતા. તેમને હું પુત્ર થયો, અને મારે ધૌમ્ય નામે બીજો નાનો ભાઇ થયો. હે માધવ, એક વખતે હું, મારા નાનાભાઇ સાથે રમતો, રમતો, આત્માની સંભાવના કરનાર ઋષિઓના આશ્રમ પ્રત્યે ગયો; ત્યાં મેં દૂઝણી ગાય દોહોતાં દીઠી, અને અમૃતના સરખા સ્વાદવાળું દૂધ મેં જોયું, ત્યારપછી ઘેર આવી, મારી બાળક અવસ્થા માટે મેં મારી માને કહ્યું, મને દૂધ ભાત ખાવા આપ, દૂધ ન હોવાથી તે સમયે મારી મા દુઃખી થઈ. હે માધવ, પછી તે ચાળેલા લોટમાં જળ ભેળવી, આ દૂધ છે, એમ કહી અમારે બેઉ ભાઇને પીવા માટે આપ્યું. એટલામાં એક સમયે ગાયનું દૂધ મેં ખાધું. એક વખતે પિતા મને જ્યાં જ્ઞાતિ કુળ એકઠું થયું હતું, તે યજ્ઞમાં લઈ ગયા. ત્યાં દિવ્ય એવી કામધેનું આવી હતી, તેનું અમૃતના સરખા સ્વાદવાળું દૂધ મેં પીધું, દૂધના ગુણ તથા સંભવ મેં નક્કી જાણ્યો. પછી હે તાત, તે પાણીમાં ભેળવેલા લોટનો રસ મને સારો ન લાગ્યો. ત્યારે હું બાળભાવથી મારી મા પ્રત્યે બોલ્યો, હે માતા, જે તું મને આપે છે, તે દૂધ ભાત ન હોય,•હે માધવ, મારૂં આવું વચન સાંભળી, દુઃખ તથા શોકે યુક્ત, પુત્રભાવથી મને હૃદયમાં ચાંપી મારૂં માથુ સુંઘતી કેહેવા લાગી—હે વત્સ, વનમાં રહેનારા, કંદમૂળ તથા ફળનો અહાર કરનારા, વાલખિલ્યોએ સેવેલી ગંગા નદિ ઉપર પડી રહેનારા, ભવિષ્યવાદિ ઋષિઓના ઘરમાં દૂધ ભાત ક્યાંથી? વગડામાં આશ્રમ બાંધી નીવાસ કરનારા, વાયુ તથા જળપીને રહેનારા, ડુંગરામાં પડી રહેનારા, વગડાઉઓના ઘરમાં દૂધ ક્યાંથી? હે પુત્ર, સુરભીના ગોત્રથી વર્જીત એવા અરણ્યમાં, ગ્રામ્ય અહારથી નિવૃત્તિ પામેલા, વગડાનાં ફળ અશન કરનારાઓને ત્યાં દૂધ નથી, નદી અને ગવ્હર ડુંગરાઓ તથા વિવિધ પ્રકારનાં તીર્થોને વિષે તપવડે કરીને અવિનાશિ એવા આપણી ઉત્તમ ગતિ જપ કરવાને યોગ્ય એવા શિવજી છે. હે વત્સ, અવિનાશી, વરદાનના આપનાર, સ્થાણુ એવા વિરૂપાક્ષને પ્રસન્ન કર્યા

શિવાય, સારાં, વસ્ત્ર તથા દૂધ ભાત ક્યાંથી હોય? હે વત્સ, સર્વ કામનાઓને અર્થે, તે શંકરની શરણે જઇ, નિરંતર સમસ્ત ભાવનાથી તેને સંતોષ પમાડ; તેના પ્રસાદથી હે પુત્ર, તું ફળ પામીશ. હે શત્રુને નાશ કરનાર, માતાનું એવું વચન સાંભળીને તરત હાથ જોડી જનનીને એપ્રકારે પૂછ્યું—હે અંબ, એ મહાદેવ કોણ? તે કેમ કરીને પ્રસન્ન થાય? તે દેવ ક્યાં રહે છે? તેનું દર્શન શી રીતે થાય? તે શર્વ સંતુષ્ટ કેમ થાય? તેનું રૂપ કેવું છે? હે જનની, તેમને પ્રસન્ન એવો કેમ જણાય? અથવા પ્રત્યક્ષ શી રીતે થાય? હે કૃષ્ણ, એ પ્રકારે પૂછાએલી, પુત્રને વિષે સ્નેહવાળી મારી માતા, હે ગોવિંદ, આંસુથી વ્યાકુળ થયાં છે નેત્ર જેનાં એવી મારૂં માથું સુંઘીને તથા મારાં ગાત્રોને લુંછી નાંખતી, ગરીબ જેવી થઈ, હે મધુસુદન, હે સુરોત્તમ, જનની આ પ્રકારે બોલી. અંબા કહે છે—મહાદેવ દુઃખવડે કરીને જાણવા યોગ્ય છે, મનવડે ધારણ કરવો અશક્ય છે, તેને વિષે દુષ્ટ બન્ધક ઘણાં છે, તેમાં દુષ્ટ બાધ નડે છે, વ્યગ્ર અન્તઃકરણિઓથી દુઃખવડે ગ્રહણ કરવા યોગ્ય તથા દુર્દર્શ્ય છે. પંડિતો જેનાં અનેક રૂપ કહે છે, તેનાં સ્થાન વિચિત્ર છે, તથા પ્રસાદ પણ અનેક છે. ઇશ્વરનુ શુભ ચરિત્ર સમગ્રપણાવડે કોણ જાણે છે? દેવનાદેવ, જૂદાં રૂપથી ક્રીડા કરે છે. વળી શર્વ જૂદાં રૂપથી પ્રસન્ન થાય છે. વિશ્વરૂપ એવા મહેશ્વર સઘળાં પ્રાણિઓનાં હૃદયને વિષે રહેલા છે. ભક્તો ઉપર અનુકંપાને અર્થે પ્રત્યક્ષ દર્શન મેં સાંભળ્યું છે. મુનિઓના મુખથી ઇશાનનું શુભ ચરિત્ર મેં જેવું સાંભળ્યું છે, બ્રાહ્મણોના અનુગ્રહને માટે તેનાં જે રૂપ દેવોએ વર્ણવ્યાં છે, તે સઘળાં હે વત્સ, તું મને પૂછે છે, તો હું સંકોચથી તને કહીશ. અંબા કહે છે—બ્રહ્મા, વિષ્ણુ, સુરેન્દ્રો, એકાદશ રૂદ્ર, બાર આદિત્ય, અશ્વિનો તથા વિશ્વના ઈશ્વર એવા દેવોનાં શરીર પણ શંકર ધારણ કરે છે—પુરૂષોનાં, સ્ત્રીઓનાં, તથા પ્રેત પિશાચોનાં, ભિલ્લ શબર જાતિ અને જળ થકી ઉત્પન્ન થએલા, શંખ તથા પ્રવાળાના અંકુરનું જેને આભૂષણ છે એવા કૂર્મ તથા મત્સ્ય, અને યક્ષ, રાક્ષસ, દૈત્ય, દાનવ તથા રાફડામાં વસનારા સર્પોનું શરીર પણ શંકર ધારણ કરે છે. વ્યાઘ્ર, સિંહ તથા મૃગોનું અને તરક્ષુ, રીંછ તથા પક્ષિઓનું, ઘૂવડ, શ્વાન તથા શીઆળનાં રૂપ પણ શંકર કરે છે હંસ, કાગડાઓ, મોર, કૃકળાસ, સારસ, બલાક, ગૃધ્ર તથા ચક્રાંગનાં રૂપ ધારણ

કરે છે, વળી પર્વતમાં પણ વાસ કરે છે. વૃષભ, હાથિ, અશ્વ, ઉંટ, ખર, મેંઢા, સિંહ, અનેક જાતના મૃગ, તથા દિવ્ય એવાં અંડજોનું શરીર શંકર ધારણ કરે છે. દંડી, છત્રી, કુંડી, બ્રાહ્મણોનું શરીર ધારણ કરનારા, વારણ, ષણ્મુખ, બહુ મુખ, ત્રણ નેત્રવાળા, ઘણાં માથાંવાળા, જેને અનેક કટિઓ છે એવા, હજારો પગ, હજારો પેટ, હજારો મુખને ધારણ કરનાર, હજારો હાથ, હજારો પડખાં, અનેક ગણે વિંટાએલા, અને ઋષિ, ગાંધર્વ, સિદ્ધ તથા ચારણોનું રૂપ ધારણ કરનાર, ભસ્મવડે જેનાં પીળાં ગાત્ર છે એવા, અર્ધ ચંદ્રના આભૂષણવાળા, અનેક શબ્દોથી શબ્દાયમાન્, અનેક સ્તુતિઓવડે શુદ્ધ, સર્વ પ્રાણિના અન્તને કરનાર, સર્વ તથા સર્વ લોકને વિષે સ્થિત, સઘળા લોકના અન્તરઆત્મા, સર્વને વિષે ગતિ કરનારા, સર્વ વાદિ, સર્વ સ્થળમાં, તથા સર્વ દેહિઓમાં ભગવાન શંકરને જાણજે. જે પુરૂષ જેવી કામના કરે, અથવા જેને અર્થે અર્ચન કરે, તે સઘળું દેવતાઓના ઇશ જાણે છે, જો તું ઈચ્છતો હોઉં તો તેની શરણે જા. તે આનંદ પામે છે, કોપે છે અને વખતે 'હું' કારપણ કરે છે. ચક્ર, શૂલ, ગદા, મુસળ, ખડ્ગ, પટ્ટિશ, વગેરે હથિઆરોને ધારણ કરનાર, પૃથ્વિને ધરનાર શેષરૂપ નાગનાં ઉપવિતવાળા, સર્પનાં જેને કુંડળ છે એવા, નાગની મૌંજીવાળા, હાથિના ચામડાનો જેને ઓઢ્ણ છે એવા, શંકર હસે છે, વખતે ગાય છે, અને મનોહર નૃત્ય કરે છે, પોતાના ગણોએ યુક્ત વિચિત્ર વાજાં વગાડે છે. ઉન્મત્ત તથા મત્તરૂપના ધારણ કરનાર, હસે છે, રડે છે. રડાવે પણ છે. ઘણુંજ હસે છે, નેત્રોવડે મનુષ્યને ભયંકર ત્રાસ પમાડે છે, જાગે છે, વળી સુએ છે, વખતે મોહિત થાય છે, સ્વેચ્છા પ્રમાણે આચરે છે. જપે છે, વખતે નથી જપતા, તપ કરે છે, નથી પણ કર્તા, આપે છે, લઇ લે છે, ધ્યાન કરે છે, નથી પણ કર્તા, વેદીના મધ્ય ભાગમાં, યૂપ (યજ્ઞમાં રોપેલો સ્તંભ)ને વિષે, ગાયોના નેહડામાં, અગ્નિને વિષે, દેખાય છે, વળી નથી પણ દેખાતા, બાળક જેવા, વૃદ્ધ અને ઘડીમાં યુવાવસ્થા ધારણ કરે છે, ઋષિ કન્યાઓ તથા ઋષિઓની સ્ત્રીઓ સાથે ક્રીડા કરે છે, ઉંચા કેશવાળા, મોટું જેને લિંગ છે એવા, નગ્ન, વિકૃતિ નેત્રવાળા, ગૌર, શ્યામ કૃષ્ણ, પાંડુર (પીળા વર્ણવાળા) ધૂમ લોહિત, વિકૃતાક્ષ, વિશાળ નેત્રવાળા, દિશાઓરૂપી વસ્ત્રને ધારણ કરનારા, સર્વના આચ્છાદક, નિષ્કળ, માયાવિ, હિરણ્ય ગર્ભ, કારણશૂન્ય,

અવિનાશી એવા શંકરનો સમગ્ર પાર કોણ જાણે છે? અન્નમય, પ્રાણમય, મનોમય, તથા વિજ્ઞાનમય કોશરૂપ, યોગાત્મા, યોગસંજ્ઞિક, ધ્યાનરૂપ, અવશેષના અવશેષ, આત્મા, સૂક્ષ્મ વૃત્તિવડે ગૃહણ કરવા યોગ્ય, મહેશ્વર, વાદક, ગાયનરૂપ, લક્ષ નેત્રવાળા, એક [૧]મુખવાળા, બે [૨]મુખવાળા, ત્રણ [૩]મુખવાળા તથા અનેક [૪]મુખવાળા, તે શંકરનો ભક્ત થઈ, હે પુત્ર, હમેશાં તદ્‌ગત, તેમાંજ નિષ્ઠાવાળો તત્પરાયણ થઇ, મહાદેવને ભજ; તેનાથી ઈચ્છેલું ફળ તું પામીશ. માતાનું તે વચન સાંભળી, ત્યારથીજ હે શત્રુના હણનાર, મારી મહાદેવને વિષે નેષ્ઠાવાળી ભક્તિ ઉત્પન્ન થઇ, ત્યાર પછી મેં એક હજાર વર્ષ સૂધી વામ પગના અંગુઠાના અગ્ર ભાગે, કાયા તોળી, તપનો આશ્રય કરી શંકરને સંતોષ પમાડ્યા. એક સો વર્ષ સૂધી ફલાહાર કર્યું, બસો વર્ષ સુકાં પાંતરાં ખાધાં, ત્રણસો વર્ષ જળપાન કરીને રહ્યો, અને સાતસો વર્ષ વાયુ ભક્ષણ કર્યો, એક હજાર વર્ષ તો મેં દિવ્ય આરાધન કર્યું. ત્યાર પછી સર્વ લોકના ઇશ્વર પ્રભુ એવા મહાદેવ સંતુષ્ટ થયા અને મુખ્ય ભક્ત જાણી, તે સમયે જીજ્ઞાસા કરી; સઘળા દેવના સમૂહથી વિંટળાએલા, તે ઇન્દ્રનું રૂપ લઈ, સહસ્રાક્ષ બની વજ્ર જેના હાથમાં છે એવા, મોટા યશવાળા; મુકૂટ, હાર, બાજુબંધ વગેરે આભૂષણોથી ઓપતા, પોતાના તેજવડે પ્રકાશમાન્ તે ભગવાન્, ચૂના સરખાં ઉજ્વળ રાતાં નેત્રવાળા. થંભેલા કાન જેને છે, એવા વિટળાએલી ઘોર સુંઢ તથા ચાર દાઢોવાળા, મોટા હાથિ ઉપર બેઠેલા, મારી પ્રત્યે આવ્યા. માથા ઉપર પીળું છત્ર ધારણ કરેલા દિવ્ય ગંધર્વોએ નાદિત એવી અપ્સરાઓએ સેવાયલા, દેવેન્દ્ર, સંતુષ્ટ થઈ મને કહેવા લાગ્યા, હે દ્વિજોત્તમ, તારા મનની ઈચ્છા પ્રમાણે વરદાન મારી પાસે માગ. ઇન્દ્રનું તે વચન સાંભળી, મારા મનમાં પ્રીતિ ન ઉપજી, પછી સંતોષ નહીં પામેલો હું, દેવરાજની પ્રત્યે આવું વચન બોલો. તારી પાસેથી વરદાન લેવાને હું ઈચ્છતો નથી, તેમ હે સૌમ્ય, હું તને એ સત્ય કહું છું કે—મહાદેવ શિવાય અન્ય દૈવતથી વર લેવાને પણ હું ઈચ્છતો નથી. હે શક્ર, અમારૂ રૂડે પ્રકારે નિશ્ચય કરેલું એ વાક્ય અવસ્ય સત્ય, સત્ય છે, મહેશ્વરને મૂકી અન્ય કથા મને રોચતી નથી. પશુપતિના વચનથી હમણાં કીડો અથવા અનેક શાખા-

---

૧. પ્રાજ્ઞ, ૨. તૈજસ, ૩. વિશ્વ, ૪. વિરાટ્, જાગૃત, સ્વપ્ન અને શુષુપ્તિ અવસ્થાના સાક્ષિ તથા સમષ્ટિ અભિમાનિ એવા શંકર.

ચાગું વૃક્ષ થાઉં, તથાપિ પશુપતિ શિવાય બીજાના વરદાનથી મળેલી ત્રણ ભુવનના રાજ્યની 'અવિનાશી વિભૂતિ પણ મને અનિષ્ટ લાગે છે. મહાદેવના ચરણને નમન કરવામાં આસક્ત એવા મારો જન્મ, ચાંડાલ યોનિમાં ભલે થાઓ, પણ શંકરની ભક્તિથી વિમુખ એવો હું ઇન્દ્રના લક્ષ્મી ભવનમાં જન્મ પામું. વાયુ તથા જળ ભોજન કરવા છતાં પણ જેને સુર તથા અસુરના ગુરૂ એવા વિશ્વેશ્વરને વિષે ભક્તિ નથી, તે પુરૂષના દુ:ખનો ક્ષય ક્યાંથી થાય? જેમને શંકરના ચરણ સ્મરણનો વિચ્છેદ એક ક્ષણ પણ રૂચતો નથી, તેમની અન્ય ધર્મે યુક્ત એવી અન્ય કથાઓવડે પરીપૂર્ણતા ભલે હો, વળી વક્ર એવા કળિયુગને પામી, શંકરના ચરણમાં આસક્ત મતિવાળાએ ઉત્પન્ન થવું યોગ્ય, કેમકે શિવજીની ભક્તિરૂપ રસાયન પાન કરવાથી સંસારનો ભય થતો નથી. દિવસ અથવા દિવસનું અર્ધ મુહૂર્ત, ક્ષણ અથવા લવ, જેણે પ્રસાદ મેળવ્યો નથી તેની શંકરને વિષે ભક્તિ હોતી નથી. શંકરની આજ્ઞાથી કીટ અથવા પતંગ પણ થઈશ, તથાપિ હે શક્ર, તેં આપેલું ત્રણ લોકનું રાજ્ય પણ હું ઇચ્છતો નથી. મહેશ્વરના વચનથી શ્વાન પણ થાઉં, તથાપિ શિવજી શિવાય બીજાએ આપેલું દેવના સમૂહનું રાજ્ય પણ હું ઈચ્છતો નથી, સ્વર્ગમાં રેહેવાને હું ઈચ્છતો નથી, તેમ દેવનું રાજ્ય મારે જોઈતું નથી. બ્રહ્મલોકની કામના હું કર્તો નથી, સઘળી કામનાઓને હું વરતો નથી, શંકરનું દાસપણું હું માગું છું. જ્યાં સૂધી, ચન્દ્રની ધોળાશથી ધોળો મેલ રહિત એવો મુકુટ જેણે બાંધ્યો છે એવા પશુ પતિ ભગવાન્ મારા ઈશ પ્રસન્ન નહીં થાય, ત્યાં સૂધી જરા મરણ, જન્મ એવા સેંકડો ઘાતથી દેહને વિષે રહેલાં દુ:ખને હું વહન કરીશ, સૂર્ય, ચન્દ્ર તથા અગ્નિરૂપે પ્રકાશમાન્, ત્રણ ભુવનના સારરૂપ, આદિ એક એવા અજરામર રૂદ્રને પ્રસન્ન કર્યા શિવાય જગત્‌ને વિષે કોણ પુરૂષ શાન્તિને પામશે? મારા આ દોષોવડે કદી વારેવારે નામ જન્મ થાય, તે તે જન્મમાં મારી અક્ષય ભક્તિ શંકરને વિષે હોજો. ઇન્દ્ર કેહે છે—કારણના કારણ શંકરની સત્તામાં એવડો શો હેતુ છે કે—જેથી તું *શર્વ શિવાય બીજાથી પ્રસાદની આકાંક્ષા કર્તો નથી. ઉપમન્યુ ઋષિ કહે છે—બ્રહ્મવાદિઓ જેને સત્, અસત્, વ્યક્ત, અવ્યક્ત, નિત્ય, એક તથા અનેક કહે છે, માટે

* શંકર પ્રલય કાળમાં સમસ્ત જગત્‌નો સંહાર કરે છે, તેનાથી વર ઇચ્છે છે, માટે તું મૂઢ છે, એટલો અભિપ્રાય છે.

તેમનાથી હું વર મેળવવાને ઇચ્છું છું, આદિ મધ્ય તથા અન્ત રહિત, જ્ઞાનરૂપ, ઐશ્વર્યરૂપ, કોઇથી ચિંતવન ન થઇ શકે તેવા મોટા પરમાત્મા છે, માટે હું તેમનાથી વરદાન મેળવવા ઈચ્છું છું, જે અબીજ થકી સમગ્ર ઐશ્વર્ય બીજરૂપે ઉત્પન્ન થયું છે, જે અનુત્પાદિત તથા અવ્યય છે, માટે વર ઇચ્છું છું, અવિદ્યાથી પર જ્યોતિરૂપ અને તેમનામાં વૃત્તિ જોડનારાઓને પરમ તપરૂપ છે, જેને જાણવા પછી તેઓ શોક કર્તા નથી, માટે વરદાન માગું છું, હે પુરંદર, પંચભૂતને રચનાર, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્, સંહારના કરનાર, સર્વમાં ગતિ કરનાર, સર્વ આપનાર દેવને હું પૂજુ છું, હેતુ તથા વાદથી નિર્મુક્ત, સાંખ્ય તથા યોગમાર્ગથી સાક્ષાત્કાર થનાર એવા પર, કે જેને તત્વના જાણનાર ઉપાસે છે, માટે વરદાન ઇચ્છું છું, હે મઘવન્, જીવ માત્રના અંતરાત્મા કે જેને સર્વ ભૂતના ગુરૂ, દેવ તથા દેવના ઇશ્વર કહે છે, માટે વર માગું છું, જેણે પૂર્વે પોતાની સત્તાથી વ્યાપ્ત થઈ, પાંચભૌતિક બ્રહ્માંડ સૃજીને તેના અંતરગત, લોકને ઉત્પન્ન કરનાર દેવ એવા બ્રહ્માને સૃજ્યા, તેટલા કારણ માટે વરદાન માગું છું, અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી, આકાશ, બુદ્ધિ તથા મન, એમનો સૃજનાર પરમેશ્વર શિવાય બીજો કોણ? તે કહે. હે શક્ર કહે, મન, બુદ્ધિ, અહંકાર, તન્માત્રા અને ઇન્દ્રિઓ, તેમનું ઉત્પત્તિ કારણ પરમ શિવ શિવાય બીજો કોણ છે? અહિંયાં ત્રણ ભુવનને સૃજનાર બ્રહ્મા છે, એમ સઘળા કહે છે, તે પણ દેવના ઇશ એવા શંકરનું આરાધન કરવાથીજ એવડી મોટી લક્ષ્મી ભોગવે છે. બ્રહ્મા તથા વિષ્ણુ સંબંધિ ઉત્તમ ઐશ્વર્ય ભગવાન્ શિવને વિષે જણાય છે, તો કહે કે, પરમેશ્વર મહાદેવ શિવાય કોઇ બીજો ઇશ્વર છે? દિતિના પુત્રોને મોટા દૈત્ય દાનવોનું અધિપતિપણું, તથા શત્રુઓની પીડાથી મુક્ત થવાનું સામર્થ્ય આપવાને શંકર શિવાય બીજો કોણ શક્તિમાન્ છે? દિશાઓ, કાળ, સૂર્ય, તેજ, ગ્રહો, વાયુ, ચંદ્ર તથા તારાઓ, એ સઘળા મહાદેવથીજ તું જાણ, પરમેશ્વર શિવાય બીજા કોનાથી થાય તે તું કહે. દક્ષનો યજ્ઞ, તથા ત્રિપુર દૈત્યની ઉત્પત્તિ અને વિનાશ, તેને દૈત્ય દાનવોનું અધિપતિપણું, તથા શત્રુ મર્દન સામર્થ્ય શંકર શિવાય બીજો કોણ આપી શકે? દેવતાઓની મધ્યે ઉત્તમ એવા હે પુરંદર, આ સ્થળમાં સહસ્ત્ર નેત્રવાળા તને જોઇ, હેતુવાદે યુક્ત બહુ દાખલાઓવડે કરીને શું? હે કુશિક કૂલને વિષે ઉત્તમ, સિદ્ધ, ગંધર્વ, દેવ તથા

ઋષિઓએ પૂજેલું તે સઘળું દેવના દેવ મહાદેવના પ્રસાદથી છે. હે ઇન્દ્ર, આ લોકમાં સર્વ વ્યાપક ઈશ્વરનું ઉત્પન્ન કરેલું સ્થાવર જંગમ વગેરે માયિક પદાર્થ જીવના ઉપભોગને માટે જણાય છે, તે મહેશ્વરથી તું જાણ જે; હે ભગવન્, હે ઈન્દ્ર, સ્વર્ગ, મૃત્યુ, પાતાળ, મહાંત એવાં લોકલોકાંન્તર, દ્વીપ સ્થાન, મેરૂના ઐશ્વર્ય તથા અંતરોને વિષે શંકર રહ્યા છે, એમ તત્વદર્શિઓ કહે છે—હે શક્ર, જો દેવતાઓ શંકર સમાન અન્ય મૂર્ત્તિને જુએ છે, તો અસુરોએ પીડા કરેલા તેની શરણે કેમ જતા નથી? યક્ષ, ઉરગ, રાક્ષસ તથા દેવતાઓના પરસ્પર યુદ્ધમાં એક બીજાનો વિનાશ થયે, પોતાનું સ્થાન તથા ઐશ્વર્ય શંકર આપે છે. અંધક, ઇન્દ્ર, દુંદુભિ, મહિષ, કુબેર, બલરક્ષ તથા નિવાત કવચો વગેરેને વરદાન આપનાર તથા મર્દન કરનાર મહેશ્વર શિવાય બીજો કોણ છે? પૂર્વે દેવ તથા દૈત્યના ગુરૂ અગ્નિના મુખમાં કોનું રેત હોમાયું? સોનાનો પર્વત બીજા કોના વિર્યથી થયો? દિશાઓરૂપી વસ્ત્રવાળો બીજો કોણ કહેવાય છે? લોકમાં ઉર્ધ્વરેતા કોણ છે? ભવાની કોના અર્ધાંગે બીરાજે છે? કામદેવને કોણે જીત્યો? હે ઈન્દ્ર કહે કે, દેવતાઓ પરંપદ કોનું વખાણે છે? સ્મશાનમાં રમવાનું પ્રયોજન કોને છે? નૃત્યને વિષે કોણ શોભે છે? સમાન ઐશ્વર્ય કોનું છે? ભૂત પિશાચોની સાથે પણ ક્રીડા કોણ કરે? તુલ્ય બળ તથા પરાક્રમથી ગર્વવાળા કોના ગણ છે? પણ લોકે પૂજા કરેલું કૈલાસરૂપી અચળ સ્થાન કોનું છે? અન્ય કોણ વર્ષે છે? બીજો કોણ તપે છે? તેજવડે બીજો કોણ પ્રકાશમાન્ છે, ઔષધિ તથા સંપત્તિ કોનાથી? વસુને કોણ ધારણ કરે છે? સ્થાવર જંગમ ત્રણ લોકમાં સ્વેચ્છાથી કોણ ક્રીડા કરે છે? હે હરે, જ્ઞાન, સિદ્ધિ ક્રિયા તથા યોગવડે ઋષિ, ગંધર્વ, સિદ્ધ તથા યોગિઓએ સેવાએલા તે શિવને કારણરૂપ એવા તું જાણ; કર્મ, યજ્ઞ, ક્રિયા અને યોગવડે સુર તથા અસુરોથી સેવાએલા, હમેશાં કર્મના ફળથી રહિત એવા તે શંકરને હું કારણ કહું છું. સ્થૂલ, સૂક્ષ્મ, ઉપમા ન આપી શકાય એવા, મન વાણી તથા ઇન્દ્રિયોવડે ગ્રહણ ન થઇ શકે એવા, ગુણને વિષે ગતિ કરનારા, ગુણ રહિત, ગુણના અધ્યક્ષ, મોટા સ્થાનરૂપ, માહેશ્વર, ઉત્પત્તિ, સ્થિતિનું કારણ, તથા લોકાલોકના અંતનું કારણ, ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન કાળરૂપ જનક, સર્વના કારણ, અક્ષર, ક્ષર, અવ્યક્ત, વિદ્યા, અવિદ્યા, કૃત, અકૃત, તથા ધર્માધર્મને પ્રકાશ કરનાર તે શંકરને હું કારણ કહું છું. હે દેવેન્દ્ર,

દેવનાદેવ તથા સૃષ્ટિના સંહારનો હેતુ એવા રૂદ્રનું ભગવડે અંકિત એવું લિંગ અહિયાં પ્રત્યક્ષ જો. લોકના કારણના કારણ એવા શંકર પૂર્વે મારી માતાએ મને કહ્યા છે, હે શક્ર, ઈશ થકી પર કંઈ નથી, જોતું ઈચ્છતો હોઉ તો તેની શરણે જા. હે દેવના ઇશ, વિકારે સહવર્તમાન નિર્ગુણથી સમૂહરૂપે બ્રહ્માદિકના રેતથી જેનો ઉદ્ભવ છે એવું, સંયોગવાળા લિંગથી ઉત્પન્ન થએલું ત્રણ લોક શું પ્રત્યક્ષ તેં નથી જાણ્યું? જેટલા કારણ માટે હજારો કામનાઓથી કલ્પિત બુદ્ધિવાળા, બ્રહ્મા, ઇન્દ્ર, અગ્નિ, વિષ્ણુ, દેવ તથા દૈત્યો જે શંકરથી પર બીજું કંઇ વર્ણવતા નથી. વેદને વિષે ઉત્તમ એવા સચરાચર, જગતના તે દેવ એવા શિવને કામાર્થી એવો હું, મનને નિયમે રાખી મોક્ષને માટે વરૂં છું. તેવાં બીજાં કારણોવડે કરીને શું? કારણનું કારણ ઇશજ છે. દેવોએ લિંગનું અર્ચન કર્યું છે, અન્યની સેવા કરી નથી; સર્વ દેવતાઓએ લિંગને મૂકી પૂર્વે બીજા કોની પૂજા કરી છે, અથવા કરે છે, જો તેં સાંભળ્યું હોય તો કહે. બ્રહ્મા, વિષ્ણું તથા દેવતાએ સહવર્તમાન તું પણ હમેશાં લિંગને પૂજુ છું માટે તે સર્વોત્તમ છે; પદ્મ, ચક્ર કે વજ્રથી અંકિત કોઇ પ્રજાઓ નથી, પણ લિંગ તથા ભગથી ચિન્હિત જણાય છે, માટે માહેશ્વરી પ્રજા કહેવાય છે. દેવીના કારણરૂપ ભાવથી ઉત્પન્ન થએલી, સઘળી ભવથી અંકાએલી સ્ત્રીઓ છે, અને હરના લિંગથી પણ પ્રત્યક્ષ ચિન્હિત કરેલા પુરૂષો જણાય છે, એમ છતાં જે પુરૂષ શંકર શિવાય બીજું કારણ કહે છે, અને દેવીથી અનંકિત્ માનેછે, તે પુરૂષ, સચરાચર ત્રણ લોકમાં દુર્મતિવાળો મૂઢ હોય છે. સર્વ પુરૂષ લિંગવાળા ઇશાનરૂપ અને સઘળી સ્ત્રીલીંગને તું ઉમારૂપ જાણજે. તે બેઉના શરીરથી આ સ્થાવર જંગમ જગત્ વ્યાપ્ત છે, માટે હે કૌશિક, વરદાનની તથા નાશની પણ આકાંક્ષા તેમનાથીજ રાખું છું. હે શક્ર, જા, અથવા ઉભો રહે, તારી મરજી મુજબ કર, મહેશ્વરથી મને વર મળે, અથવા શાપ થાય, તથાપિ સર્વ કામનાની પૂર્ણ કરનાર અન્ય દેવતાઓને હું નથી ઈચ્છતો, ઇન્દ્રને એ પ્રકારે કહી દુઃખથી વ્યાકુળ ઈન્દ્રિઓવાળો હું, એ પ્રકારે વિચાર કરવા લાગ્યો, હજુ શંકર મને કેમ પ્રસન્ન થતા નથી? એટલામાં ફરીને ક્ષણવારમાંતો મેં તે ઐરાવત હાથીને સાક્ષાત્ ક્ષીરસમુદ્રજ હોય નહીં શું! એવા હંસના સરખો ધોળો, કમળના દીંટા જેવો, રૂપેરી કાન્તિવાળો, કુબેરના જેવો, વૃષ (નંદી)નું રૂપ ધારણ કરેલો દીઠો; તે કાળા પૂંછડાવાળા, મહાકાય, મોટા-

ના ફૂળ સરખાં પીળાં નેત્ર, સુંદિર મુખ, ખરીઓ, નાસિકા, કાન, કટિનો ભાગ, મજેની પીઠ, ઘણી ભારે ખાંધ, સોનાથી મઢેલાં વજ્ર સરખાં તિક્ષ્ણ, સુંવાળાં શિંગડાંના રાતા એવા અગ્ર ભાગથી પૃથ્વીને ઉખેડતા, જાંબુનદના સૂવર્ણથી રચેલા દામણાથી સઘળીપા દામેલા, બરફના પર્વત સરખા તથા ધોળાં વાદળાંના શિખરડાં સરખા વૃષભ ઉપર બેટેલા, ઉમયાએ સહવર્તમાન દેવના દેવ ભગવાન્ મહાદેવજી પૂર્ણ માસિને દિવસે ઉગેલા ચંદ્રની પેઠે શોભતા હતા. તે શિવના તેજથી મેઘે સહવર્તમાન કાટકાવાળો અગ્નિ, હજારો સૂર્યોની પેઠે સઘળે વ્યાપ્ત થઇ ગયો. પ્રલય સમયે સર્વ ભૂતને બાળવા સંવર્તક નામનો અગ્નિજ ઉત્પન્ન થયો હોય નહીં, એવા મોટા તેજવાળા ઇશ્વરના તેજથી વ્યાપ્ત થએલું સઘળું ક્ષેત્ર દુઃખવડે જોઇ શકાય તેવું થયું, ફરીને ઉદ્વેગ હૃદયવાળો હું, 'આતે શું'? એમ વિચાર કરવા લાગ્યો; મુહૂર્ત્ત વાર તો તેના તેજથી સઘળી દશે દિશાઓ વ્યાપ્ત થઇ. પછી થોડી વારમાં દેવના દેવની માયાથી સર્વ દિશાઓમાં પ્રશાન્ત થયું, એટલે શ્વેત વસ્ત્ર તથા સર્વ આભૂષણ, ધોળાં પુષ્પ, ચંદન, ધોળું ઉપવિત વગેરે ધારણ કરેલા, અડકી શકાય નહીં એવા, અરાઢ ભુજાવાળા, તેજના ભંડાર, સ્થાણુ, મહાત્મા નીલકંઠ ભગવાન્ મહેશ્વરને દીઠા. સર્વ પાસે ગાન કર્તા, વગાડતા તથા નાચતા એવા, પોતાની પછવાડે ગતિ કરવાવાળા, સમાન પરાક્રમીથી વિંટળાએલા, બાળ ઇંદુના જેવા અને શરદ્ ઋતુના ઉદય પામેલા પીળા ચંદ્રના સરખા મુકુટવાળા, સૂર્યના જેવાં ત્રણ નેત્રોએ યુક્ત શોભતા હતા. તે દેવના ગોરા ગાત્રમાં તાજા કમળથી ગૂંથેલી અને રત્નોવડે આભૂષિત, માળા દીપતી હતી. હે ગોવિંદ, અત્યંત તેજવાળા, શિવનાં સર્વ તેજોમય મૂર્ત્તિમાન્ હથિઆર મેં દીઠાં. ઈંદ્રાયુધના સદૃશ કાન્તિવાળું તે મહાત્માનું પિનાક એ નામથી પ્રસિદ્ધ ધનુષ્ય, સાત માથાંવાળા, મહાકાય, વિષવડે ઉલ્વણ, જેની તીક્ષ્ણ દંષ્ટ્રાઓ છે, એવા સર્પરૂપે થઇ ગયું. પણછે વિંટાઈ રહેલો, મોટી ડોકવાળો, પુરૂષદેહરૂપ, પ્રલય કાળના અગ્નિ સમાન, તેજવાળો, સૂર્ય સદૃશ બાણ મેં દીઠો. એ મોટું દિવ્ય, ઘોર પાશુપત અસ્ત્ર, અદ્વિતીય, દેખાડી ન શકાય એવું, સર્વ ભૂતને ભય વહન કરનારૂ, ફૂંકારેલા મોટા શરીરવાળું, અગ્નિને છોડતું હોય એવું, એક પગવાળું, મોટી ડાઢો, હજારો માથાં તથા પેટ, હજારો હાથ અને જીવ્હાઓ તથા નેત્રથી અનળને વમન

કરેતું, બ્રહ્માસ્ત્ર, નારાયણાસ્ત્ર, ઇન્દ્ર, અગ્નિ તથા વરૂણાસ્ત્રથી પણ જે અવશેષ, સર્વ અસ્ત્રને વિઘાતન કરનારૂં, જે વડે પૂર્વે ક્ષણવારમાં એક શરથી મહાદેવે લીલાવડે ત્રીપુરને બાળીને ભસ્મ કર્યું, જે મહેશ્વરના હાથમાંથી છૂટેલું, નિમેષના અર્ધ ભાગમાં સ્થાવર જંગમ ત્રણ લોકને બાળી મૂકે એમાં સંશય નહીં; જેને આ લોકમાં બ્રહ્મા વિષ્ણુ તથા દેવને વિષે કોઇ અવધ્ય નથી, તે ઉત્તમ આશ્ચર્ય વાળું આ અસ્ત્ર મેં ત્યાં દીઠું, બીજું શ્રેષ્ઠ છાનું અસ્ત્ર પાશુપતતુલ્ય અથવા તેથી અધિક એવું, જે શૂલ એ પ્રકારના નામથી પ્રસિદ્ધ, જેને ધારણ કરવાથી સર્વ લોકને વિષે શંકર શૂલિન્ એ પ્રકારે કહેવાય છે. જેનાથી આખી પૃથ્વી ખોદાઇ જાય, તથા સમુદ્રને શોશીલે, અથવા સમસ્ત જગત્નો સંહાર કરે, એવું તે શૂલપાણીએ સર્જ્યું છે. જેણે પૂર્વે ચક્રવર્તિ, મોટા તેજવાળો, ત્રણ લોકમાં વિજયનો મેળવનાર રાજા, યૌનાશ્વ એવો માંધાતા સૈન્યે સહવર્તમાન હણાયો. હે ગોવિંદ, વળી મહાબળવાન્, ઈન્દ્રના સર્ખો પરાક્રમી, ઐશ્વર્યવાળો, લવણ નામનો રાક્ષસ, શંકરના હાથમાં રહી જેણે હણ્યો. તે શૂલ, ઘણાજ તીના અગ્રભાગવાળું, મોટું ભયંકર, રૂંવાંટી કપાવે એવું, ભૃગુટી ચઢાવી ધ્રુજતું હોય એવી સ્થિતિ યુક્ત, જ્વાળાએ સહવર્તમાન ધૂમાડા જેવું કાળુ, કાળસૂર્ય સદૃશ ઉદય થએલું, હાથમાં સર્પવાળું, દેખાડી ન શકાય તેવું, જાણે કાળજ હોયની શું? એમ હાથમાં પાશ પકડેલું, હે ગોવિંદ, એવું તે શૂલનું હથિઆર ત્યાં મેં શંકર સાનિધ્ય દીઠું. તીક્ષ્ણ ધારવાળું પરશુ કે જે પૂર્વે પ્રસન્ન થએલા મહાદેવે, જમદગ્નિના પુત્ર રામને ક્ષત્રિઓનો ક્ષય કરવાને આપ્યું હતું, જેણે ચક્રવર્તિ સહસ્ત્રાર્જુન મોટા સંગ્રામમાં હણ્યો. જેનાથી હે ગોવિંદ, જમદગ્નિના પરાક્રમી પુત્ર પરશુરામે એકવીશ વખત પૃથ્વી ક્ષત્રિ વિનાની કરી નાખી, દીપાવેલી ધાર તથા ભયંકર મુખવાળું, સર્પ જેણે ગળામાં નાંખ્યો છે એવું સેંકડો અગ્નિની પેઠે પ્રકાશમાન્, તે પરશુ શંકરની સમીપમાં હતું. હે પાપ રહિત, ધીમાન્ તે શંકરનાં પ્રકાશવાળાં બીજાં અનેક શસ્ત્ર છે, તેમાંથી મેં તને કહ્યાં. શંકરના જમણા પડખામાં, લોકના પિતામહ બ્રહ્માજી હંસ જોડેલા મનના સરખા વેગવાળા દિવ્ય વિમાનમાં બેઠેલા, તથા ડાબી પડખે શંખ, ચક્ર, ગદાના ધારણ કરનાર વિષ્ણું ગરૂડ ઉપર બેઠેલા ઉભા હતા. ભવાનીની સમીપે કાર્તિકસ્વામી મોર ઉપર બેઠેલા હતા. શક્તિ તથા ઘંટા ઝાલી

દેવની પછવાડે, બીજો અગ્નિજ હોય નહીં! એવો નંદિ ઉભેલો મેં દીઠો. હાથમાં શૂલ લઈને બીજા શંકરજ ઉભા રહ્યા હોય તેવો દેખાતો હતો. સ્વાયંભુ આદિ લઇને સઘળા મનુઓ તથા ભૃગુ આદિ સઘળા ઋષિઓ, અને ઇન્દ્રાદિ દેવતાઓ સઘળા ત્યાં આવ્યા. સઘળાં ભૂતનાં ટોળાં, વિવિધ પ્રકારની માતૃ દેવતાઓ આવીને ઉભી રહી. તે સઘળાં મહાત્મા એવા શંકરને અભિવાદન કરી, ચારે પાસે વિટળાએલાં, વિવિધ પ્રકારના સ્તોત્રોવડે મહાદેવની સ્તુતિ કરવા લાગ્યાં. ત્યાં બ્રહ્માજી, મહાદેવને ઉદ્દેશી, મોટા સામવેદનું ગાન કરવા લાગ્યા. તેમ નારાયણ પણ સ્તુતિ કરવા લાગ્યા. વેદ વિદ્યામાં કુશળ એવો ઇન્દ્ર ઉત્તમ શત રૂદ્રિયનું ગાન કરતો હતો. બ્રહ્મા, નારાયણ, તથા દેવનો રાજા ઇન્દ્ર, એ ત્રણે ત્રણ અગ્નિના સરખા શોભતા હતા. તેમના મધ્યમાં ભગવાન શિવ બિરાજતા હતા. હે કેશવ, શરદ્ઋતુમાં વાદળાંથી નિર્મુક્ત થએલા, પૃથ્વીની મેખળાને અડકેલા સૂર્યના સરખા અનેક ચંદ્ર સૂર્યને જોઇ, વિશ્વના જગત્પતિ દેવ એવા મહાદેવની હું સ્તુતિ કરવા લાગ્યો. ઉપમન્યુ કહે છે—દેવતાઓના અધિ દેવને હું નમસ્કાર કરૂં છું, મહાદેવને નમુંછું, શક્રરૂપ, શક્ર, શક્રનો વેષ ધારણ કરનારા, હાથમાં વજ્ર લીધેલા, પીળા તથા રક્ત એવાને નમુંછું, પિનાક જેના હાથમાં છે, તથા હમેશાં શૂળ અને શંખને ધારણ કરનાર, કૃષ્ણ વસ્ત્રવાળા, વાંકડા કાળા કેશ જેમને માથે છે, એવા શંકરને હું નમુંછું. કૃષ્ણાજીનનું જેને ઉત્તરીય છે, એવા કૃષ્ણાષ્ટમિરત શુક્લ વર્ણ, શુક્લ તથા શુક્લાંબર ધારણ કરનારા, શુક્લ ભસ્મ ચોળેલા, સારાં કર્મમાં આસક્ત તથા રક્તવર્ણ, રક્તાંબર ધારણ કરનારા, રાતી જેની ધજા તથા પતાકા છે, એવા, રાતા ચંદનથી લીંપાયલા, વળી પીળો વર્ણ તથા પિતાંબર ધારણ કરનારા શંકરને હું નમુંછું. ઉંચા છત્રવાળા, શ્રેષ્ઠ મુકુટ ધારણ કરેલા, અર્ધોહાર, અર્ધો બાજુબંધ તથા અર્ધ કુંડળ જેના કાનમાં છે, એવા શંકરને નમુંછું; પવનના સરખા વેગવાળાને નમુંછું; દેવને વારેવારે નમુંછું, દેવના ઈન્દ્ર, મુનિઓના ઇન્દ્ર, તથા મહેન્દ્ર એવા તમને નમુંછું, કમળોવડે મિશ્ર એવી અર્ધપદ્મ માળાવાળા, અર્ધ ચંદનથી લીંપાએલા, અર્ધ સ્રક્‌ના અનુલેપવાળા, મહાદેવને હું નમુંછું- સૂર્યના સર્ખા નેત્ર તથા મુખવાળાને નમુંછું, આદિત્યની પ્રતિમારૂપ આદિત્ય વર્ણવાળાને હું નમસ્કાર કરૂંછું. ચંદ્રરૂપ એવા તમને નમુંછું, સૌમ્ય (બુધ) તથા સૌમ્ય વક્ત્રવાળાને નમસ્કાર કરૂંછું,

સુંદર રૂપવાળા, મુખ્ય, શોભિતી ડાઢોવાળાને નમુંછું, શ્યામ તથા ગૌર શંકરને નમસ્કાર કરૂંછું, અર્ધપીત અથવા અર્ધપાંડુને નમન કરૂંછું, નારી શરીર તથા નરના શરીરને ધારણ કરનાર સ્ત્રી પુરૂષરૂપ શંકરને નમસ્કાર કરૂંછું, વૃષભવડે વહન થતા શંકરને નમન કરૂંછું, ગજેન્દ્રના સરખી ગતિવાળા, દુર્ગમ તથા અગમ્યને વિષે ગમન કરનાર મહાદેવને નમસ્કાર કરૂંછું, ગણનું ગાન કરનારા અને ગણનાં ટોળાંને વિષે આસક્ત એવા શંકરને નમુંછું, ગણની પછવાડે ગતિ કરનારા તથા હમેશાં ગણથી વિંટાએલાને નમસ્કાર કરૂંછું, ધોળાં વાદળાંના સરખા વર્ણવાળા તથા સંધ્યાકાળના સરખી જેની કાન્તિ છે એવા, ઉદ્વેગ રહિત, નામ સ્વરૂપ માત્રને નમસ્કાર કરૂંછું, રક્ત છે અગ્રભાગ જેના એવાં વસ્ત્ર, રાતું સૂત્ર, રક્ત માળા, વિચિત્ર એવાં રાતાં વસ્ત્રને ધારણ કરનારાને નમુંછું, મણિ તથા અર્ધચંદ્રનું જેના મૂર્દ્ધાસ્થાનમાં આભૂષણછે, અને વિચિત્ર મણિ માથામાં રાખે છે, તથા કુસુમાષ્ટ ધારણ કરનારાને નમન કરૂંછું, અગ્નિના સરખું મુખ તથા હજાર ચંદ્રના સરખાં નેત્રવાળાને નમસ્કાર કરૂંછું, અગ્નિરૂપ, કાન્ત, ગહન, આકાશમાં ગતિ કરનારા તથા પૃથ્વીમાં ગતિ કરનારાઓને વિષે અનાસક્ત, ભૂચર, ભુવન, તથા અનંત એવા શિવને નમુછું, અધિવાસ, સુવાસસ્, અને નિરંતર દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરનારને નમસ્કાર કરૂંછું, જગત્‌ના નિવાસભૂત તથા પ્રતિપત્તિ એવા સુખરૂપ શંકરને નમસ્કાર કરૂંછું, નિરંતર મુકુટના ધારણ કરનાર તથા મોટો બાજુબંધ બાંધનારા શંકરને નમુ છું, કંઠમાં સર્પના હાર પેહેરનારા, વિચિત્ર આભરણના ધારણ કરનારા, ત્રીનેત્ર, લક્ષ લોચન, સ્ત્રી પુરૂષ તથા નપુંસકરૂપ, સાંખ્ય માર્ગના પ્રવર્તાવનારા યોગિ એવા શંકરને નમન કરૂં છું, કલ્યાણને અભિસ્ત્રવતા અથર્વરૂપ શંકરને નમસ્કાર કરૂં છું, સર્વનાં દુઃખ તથા શોકને હરણ કરનારા મહાદેવને નમું છું, મેઘના સરખા નાદવાળા, બહુ માયાઓને ધારણ કરનારા, બીજ તથા ક્ષેત્રને રક્ષણ કરનારા સ્રષ્ટાને નમસ્કાર કરૂં છું, દેવ અને દૈત્યના ઈશ્વર, વિશ્વના ઇશ, પવનના સરખા વેગવાળા, પવનરૂપ શંકરને નમન કરૂં છું. કાંચનની માળા તથા ગિરિમાળા વાળાને નમું છું, દેવના શત્રુની માળાવાળા ચંડવેગીને નમસ્કાર કરૂં છું. બ્રહ્માના માથાને હરણ કરનારા, તથા મહિષાસુરને હણનારા શંકરને નમસ્કાર કરૂંછું, સ્ત્રીરૂપ ધારણ કરનારા, દક્ષના યજ્ઞનો વિધ્વંસ કરનારાને નમસ્કાર કરૂંછું, ત્રિપુર હ-

સો, યજ્ઞ વિધ્વંસ, કામદેવનો નાશ કરનારા, કાલદંડધારી શંકરને નમન કરૂંછું, બ્રહ્માંડરૂપ, કાર્ત્તિકસ્વામિ એવાને નમન કરૂંછું, ભવ, શર્વ, વિશ્વરૂપ, ઈશાન, ભવઘ્ન (સંસારને હણનાર) અંધકને ઘાત કરનારા, વિશ્વરૂપ, માયારૂપ, ચિંત્ય તથા અચિંત્યને નમન કરૂંછું. અમારી ગતિ તથા હૃદય શ્રેષ્ઠ એવા તમેજ છો, સઘળા દેવની મધ્યે બ્રહ્મા તમે છો, રૂદ્રોની મધ્યે નીલલોહિત તમે છો, સઘળાં ભૂત માત્રના આત્મા તથા સાંખ્યને વિષે પુરૂપ, તમને કહે છે, પવિત્રોની મધ્યે પવિત્ર તમે છો, યોગિયોની મધ્યે નિષ્કળ એવા શિવ તમે છો, આઆશ્રમ ધારીઓમાં ગૃહસ્થ તમે છો, ઈશ્વરોમાં મહેશ્વર, સર્વ યક્ષમાં કુબેર, તથા સર્વ યજ્ઞોમાં વિષ્ણુ તમને કહે છે, પર્વતોમાં મેરૂ તમે છો, નક્ષત્રોમાં ચંદ્રમા, ઋષિઓમાં વસિષ્ઠ, તથા ગ્રહોમાં સૂર્ય તમને કહે છે, આરણ્યવાસી પશુઓમાં પરમેશ્વર એવા, સિંહ તમે છો, ગ્રામ્યપશુઓમાં લોકોએ પૂજેલા ગાય તથા વૃષરૂપ તમે છો, બાર આદિત્યોમાં વિષ્ણુ તમે છો, આઠ વસુમાં પાવક તમે છો, પક્ષિઓમાં ગરૂડ અને સર્પોમાં અનંત એ તમારૂ સ્વરૂપ છે, ચાર વેદમાં સામવેદ તથા યુજુરવેદમાં શતરૂદ્રિય તમે છો, યોગની મધ્યે સનત્કુમાર, તથા સાંખ્યમાં કપિલ મુનિ તમે છો, હે દેવ, મરૂતોની મધ્યે શક્ર તમે છો, પિતૃઓની મધ્યે હવ્યવાટ્ તમે છો, સઘળા લોકની મધ્યે બ્રહ્મલોક તમે છો, પર્વતોની મધ્યે હિમાચળ તમે છો, ચાર વર્ણમાં બ્રાહ્મણ તમે છે, વિપ્રોની મધ્યે દીક્ષિત બ્રાહ્મણ તમે છો, લોકના આદિ, તથા સંહારના કરનાર કાળરૂપ તમે છો; જે લોકમાં અન્ય અધિક તેજ કહ્યું છે, તે સઘળું ભગવાન્ શંકરજ છે, એવી મારી દૃઢ બુદ્ધિ છે. હે ભગવાન્ તને નમસ્કાર કરૂં છું, હે ભક્તવત્સલ, તને નમું છું, યોગિ પુરૂષના ઈશ્વરને નમું છું, હે વિશ્વની સંભાવનાના કરનાર તને નમું છું, રાંક તથા કૃપણ એવા મને ભક્તને પ્રસન્ન થાઓ. મારા પામરની સનાતન ગતિ તમે હો, હે પરમેશ્વરા વગર જાણે જે અપરાધ મેં કર્યો, તે હે દેવેશ, મારો ભક્ત છે, એમ જાણી માફ કરો, હે દેવેશ, તેં રૂપ બદલ્યાથી હું મોહ પામ્યો, હે મહેશ્વર, તેથી મેં અર્ધ્ય ન આપ્યો, પાદ્ય પણ ન કર્યું, એ પ્રકારે સ્તુતિ કરી, પછી મેં ભક્તિવડે હાથ જોડી, પાદ્ય તથા અર્ધ્ય સઘળું ઇશાનને નિવેદન કર્યું. એટલે ટાઢા જળે યુક્ત, દિવ્યગંધ મેળવેલી પુષ્પની શુભ વૃષ્ટિ મારા માથાપર પડી, અને દેવના કિંકરોએ દિવ્ય દુંદભિ વગાડ્યાં.

સુગંધિવાળો, સુખને વહન કરે એવો પુણ્યવાન્ વાયુ વાવા લાગ્યો; ત્યારપછી પત્નિએ સહવર્તમાન વૃષધ્વજ મહાદેવ પ્રસન્ન થઈ, મને હર્ષ પમાડતા હોય તેમ દેવતાઓ તથા ઋષિઓની પ્રત્યે બોલ્યા. હે દેવતાઓ, મહાત્મા ઉપમન્યુની, એકભાવથી નિષ્ઠાવાળી, ઉત્તમ ભક્તિ મારે વિષે જુઓ? હે કૃષ્ણ, મહાદેવે એ પ્રકારે કહેલા સઘળા દેવતાઓ, વૃષધ્વજને નમસ્કાર કરી હાથ જોડી કેહેવા લાગ્યા—હે દેવના દેવેશ, હે ભગવન્ હે લોકનાનાથ, હે જગત્ના પતે, આ ઉત્તમ બ્રાહ્મણ તમારાથી સઘળી કામનાઓનું ફળ પામો. ત્યારપછી, બ્રહ્માદિ દેવોએ એ પ્રકારે કહેલા, શર્વ, ભગવાન, ઇશ એવા શંકર હસીને મારી પ્રત્યે બોલ્યા. ભગવાન્ કહે છે—મુનિ મધ્યે ઉત્તમ, હે વત્સ, હે ઉપમન્યુ, મને જો, હું તારા ઉપર સંતુષ્ટ થયો છું, હે બ્રહ્મર્ષિ, તું મારો દૃઢ ભક્ત છું, મેં તને જાણ્યો છે, આ તારી ભક્તિવડે હું ઘણો પ્રીતિમાન્ છું, માટે તારી ઇચ્છા પ્રમાણે હમણાં સઘળાં કામ આપુ છું, ધીમાન્ મહાદેવે એ પ્રકારે કહેલા મને હર્ષવડે આંસુ ચાલ્યાં તથા રોમહર્ષ ઉત્પન્ન થયો. ત્યાં ઢીચણીએ પડી, વારેવારે નમસ્કાર કરતો હું, તે દેવ પ્રત્યે બોલ્યો. આજે મારો જન્મ સફળ થયો, કેમકે જે દેવ તથા દૈત્યના ગુરૂ, તેજ આજે મારા મોં આગળ પ્રત્યક્ષ ઉભા છે. અપાર બળવાળા દેવતાઓ જેને પ્રત્યક્ષ જોઇ શકતા નથી, તેજ દેવને મેં દીઠા! મારા સમાન અતિશય ધન્ય, બીજો કોણ? તત્વરૂપ, સનાતન પર એવા શંકરને, વિદ્વાનો એ પ્રકારે ધ્યાન કરે છે. જે અજ, અક્ષય તથા જ્ઞાનરૂપ છે, તેનો ભેદ એ પ્રમાણે કહ્યો, તે ભગવાન્ શંકર, શર્વ, સત્વાદિ એવા અવિનાશી, સઘળાં તત્વના વિધાનને જાણનાર, પ્રધાન પુરૂષ; પર, જેણે લોકના ઉત્પત્તિ કારણ એવા બ્રહ્માને જમણા અંગથી સૃજ્યા તેજ પ્રકારે લોકની રક્ષાને માટે ડાબા પડખાથી વિષ્ણુને ઉત્પન્ન કર્યા. યુગનો અંત આવ્યે ઇશ પ્રભુ, રૂદ્રને સૃજે છે, તે રૂદ્ર સઘળું સ્થાવર જંગમ જગત્સંહારી, કાળરૂપે થઇને મોટા તેજવાળા સંવર્તક વન્હિજ હોયની શું! એમ પ્રલય સમયે સર્વ ભૂતોને ગળી જઈ પોતે એકલા રહે છે, હે દેવ, મહાદેવ, સ્થાવર જંગમના સૃષ્ટા છો, પ્રલયમાં સસઘળાંની સ્મૃતિને આક્ષેપીને રહો છો. સર્વને વિષે ગતિ કરનારા, સર્વ ભૂતના આત્મા, સર્વ ભૂતને ઉત્પન્ન કરનારા, સર્વ દેવતોથી અદૃશ્ય એવા નિરંતર સર્વમાં વ્યાપ્ત થઇને રહો છો, હે પ્રભો, હે દેવ, હે સુરેશ્વર, જો

મને પ્રસન્ન છો અને વરદાન આપતા હો, તો મારી ભક્તિ હમેશાં તમારે વિષે હો; વળી હે દેવતાઓની મધ્યે ઉત્તમ હે વિભો, તમારા પ્રસાદથી, ભૂત, વર્તમાન તથા ભવિષ્યની ખબર પડે એવી બુદ્ધિ મને આપો, મારા બાંધવોએ સહવર્તમાન હું અક્ષય ભાતને દૂધ જમું, અને અમારા આશ્રમમાં નિરંતર તમે સાન્નિધ્ય રહો, એ પ્રકારે કહેતા એવા મારી પ્રત્યે લોકે પૂજેલા, મોટા તેજસ્વિ, સ્થાવર જંગમના ગુરૂ, ભગવાન શિવજી બોલ્યા. શ્રી ભગવાન કહે છે—તું દુઃખ રહિત, યશસ્વિ, તેજવાળો, દિવ્યજ્ઞાન યુક્ત, અજરામર રહો; મારા પ્રસાદવડે તું, સદાચરણિ, ગુણસંપન્ન, સર્વજ્ઞ, પ્રિયદર્શનવાળો, ઋષિઓની મધ્યે અગ્રેસર થઈશ. તારૂ યૌવન અક્ષય હો, જ્યાં, જ્યાં, તું ઇચ્છા કરીશ, ત્યાં, ત્યાં, દૂધનો સમુદ્ર થશે, તે દૂધના સમુદ્રની સાનિધ્ય, તારી ઈચ્છા પ્રમાણે અમૃતે યુક્ત દૂધ ભાતનું બન્ધુએ સહવર્તમાન કલ્પ પર્યન્ત ખાઓ, ત્યારે પછી તું મને પામીશ. તારૂ કુળ, ગોત્ર, તથા બાન્ધવો અક્ષય હો, હે બ્રાહ્મણો મધ્યે શ્રેષ્ઠ, મારે વિષે અખંડિત ભક્તિ તને પ્રાપ્ત થશે, હે દ્વિજોત્તમ, હમેશાં તારા આશ્રમ પ્રત્યે હું સાન્નિધ્ય રહીશ, હે વત્સ, હે વિપ્ર, નીરાંતે બેશ, ચિંતા કરીશમાં, તેં સ્મરણ કરેલો હું ફરીને દર્શન આપીશ. એ પ્રકારે કહી, કરોડો સૂર્યના સરખી જેની કાન્તિ છે, એવા તે ઈશાન ભગવાન, વર આપીને અંતરધ્યાન થયા. હે કૃષ્ણ, એ પ્રકારે દેવના દેવ શંકર મેં સમાધિવડે દીઠા, અને તેમણે કહેલું સઘળું મને મળ્યું. હે કૃષ્ણ, તારી પ્રત્યક્ષ રહેલા, સિદ્ધ, ઋષિ, વિદ્યાધર, યક્ષ, ગાન્ધર્વ તથા અપ્સરાઓને જો, સર્વ પ્રકારનાં ફળ પુષ્પને આપતાં એવાં વૃક્ષ, લતાઓ. તથા ગુલ્મને તું જો, તે સુગંધિવાળાં સર્વ ઋતુઓનાં પુષ્પોથી તથા સુંદર પાંતરાંથી યુક્ત છે, હે મહાબાહો, દિવ્યભાવે યુક્ત આ સઘળું જણાય છે, તે મહાત્મા ઇશ્વર દેવના દેવ શંકરના પ્રસાદથીજ છે. વાસુદેવ કહે છે—ઉપમન્યુનું એવું બોલવું સાંભળી, પ્રત્યક્ષ દર્શનજ ન થયું હોય, તેમ મોટું આશ્ચર્ય પામી, તે મોટા મુનિની પ્રત્યે બોલ્યા. હે વિપ્રેન્દ્ર, તને ધન્ય છે, તારા સરખો પુણ્યવાન્ પુરૂષ બીજો કોણ, કે જેના આશ્રમમાં દેવના દેવ સાન્નિધ્ય રહે છે? હે મુનિમધ્યેસિંહ, ભગવાન્, શંકર એવા શિવજી મને પણ દર્શન તથા પ્રસાદ આપો; ઉપમન્યુ કહે છે—હે પુંડરીકાક્ષ, હે પાપ રહિત, જેમ મેં દીઠા, તેમ તું પણ મહાદેવને

થોડા કાળમાં જોઇશ, એમાં સંશય નહીં. અપાર જેનું પરાક્રમ છે, એવા શંકરને દિવ્ય ચક્ષુથી હું જોઉં છું, અને હે પુરૂષોત્તમ, તું આજથી છઠે માસે મહાદેવને જોઇશ. હે યાદવ કુળની મધ્યે ઉત્તમ, હું તને સત્ય કહું છું, કે-ઉમયાએ સહવર્ત્તમાન્ મહેશ્વરથી તું પણ સોળ * અને આઠ એવાં, વરદાન પામીશ. તે ધીમાન્ શંકરના પ્રસાદથી ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાન કાળનું હમેશાં મને જ્ઞાન છે, બીજા હજારોને શંકર રૂડે પ્રકારે ચાહ્યા છે, તો હે માધવ, તને શા કારણ માટે પ્રસાદ નહીં કરે, દેવની મધ્યે તારા સર્ખાની સંધાથે જે સમાગમ, તે વખાણવા યોગ્ય છે. બ્રહ્મને વિષે, નિર્દયતા રહિત શ્રદ્ધાથી જે જપવા યોગ્ય છે, તે હું તને ખરા મનથી આપીશ, જેથી તું શંકરને જોઇશ. વિષ્ણુ કહે છે—હે બ્રહ્મન્, તે મને કહે. હે મોટા મુને, તારા પ્રસાદથી હું, દૈત્યોના સમૂહને નાશ કરનાર દેવતાઓના ઇશને દેખું. હે ભારત, એ પ્રકારે પૂછેલા તે ઉપમન્યુ ઋષિને મહાદેવની કથા કહેતાં આઠ દિવસ એક મુહૂર્ત્તની પેઠે જતા રહ્યા. આઠમે દિવસે ઉપમન્યુ બ્રાહ્મણે મને યથાવિધિ દિક્ષાવાળો કર્યો, દંડ, મુંડ, કુશ (દર્ભ) ચીર, ઘૃતાક્ત (ઘી વડે પ્રોક્ષણ કરેલો) તથા મેખળાવાળો કર્યો. પેહેલા માસમાં ફલાહાર, બીજામાં જળપાન, તેમ ત્રીજા, ચોથા તથા પાંચમા માસમાં પણ જળપાન કરી, સાવધાન થઈ, ઉંચા હાથ રાખી, એક પગવડે ઉભો રહ્યો. હે ભારત, પછી આકાશમાં હજાર સૂર્યનું તેજ મેં દીઠું. તે તેજના મધ્યમાં અનેક ઈંદ્રધનુષ્યવાળા નીલમેઘ તથા શ્વેત મેઘનાં પર્વતો જેવાં વાદળાંનું વિચિત્ર તેજ મેં જોયું, તે તેજમાં મોટી કાન્તિવાળા, દેવોએ સહવર્ત્તમાન્ ભગવાન્ રહ્યા હતા. ભાર્યાએ સહવર્ત્તમાન્ મહેશ્વર ભગવાન્ તપ, તેજ તથા દિપ્ત કાન્તિવડે, મેઘમંડળમાં ચન્દ્રે સહિત સૂર્યજ રહ્યો ન હોય, એવા વિરાજતા હતા. હે કુંતાના પુત્ર, વિસ્મય પામવાથી રોમાંચિત થએલો પ્રફુલ્લિત નેત્રવાળો હું, દેવના સમૂહોની ગતિરૂપ તથા દુઃખને હરણ કરનારા હરને દેખતો હતો. મુકુટ તથા બાજુબંધ ધારણ કરેલા, હાથમાં શૂલવાળા, વાઘનું ચામડું તથા જટાને ધારણ કરેલા, હાથમાં દંડવાળા, પિનાક, તથા વજ્ર જેણે લીધું

* આઠ શંકરથી, અને આઠ ભવાનીથી, બેઉ મળીને સોળ, અથવા આઠ પ્રાર્થના કરવાથી ભવાનીએ આપેલાં, આઠ તેણે પોતાની ઈચ્છાથી આપેલાં એ સોળ અને આઠ શંકરથી મળી ચોવીશ.

છે એવા, તિક્ષ્ણ દાઢચો વાળા, શુભગદાવાળા, સર્પનું ઉપવિત ધારણ કરેલા, કોટમાં અને કપર્ણવાળી, ઘૂંટી સૂધી પહોંચેલી દિવ્ય માળા પેહેરેલા, વૃષ્ટિ થઈ રહ્યા પછી સંધ્યાકાળે સહવર્ત્તમાન્ પરિવેષ્ટિત ચંદ્રના સરખા મેં દીઠા. ચારેપાસ પ્રથમ નામના ગણોથી વિંટળાએલા, શરદ્ ઋતુના કુંડુ પડેલા સૂર્યની પેઠે દુઃખવડે જોઈ શકાય એવા, શુભ કર્મવાળા, વૃષભ ઉપર બેઠેલા શંકરની અગીઆરસેં રૂદ્રો સ્તુતિ કરતા હતા. બાર આદિત્યો, આઠ વસુ, સાધ્યદેવ, વિશ્વદેવો, તથા બે અસ્વિનો બ્રહ્મપરત્વ સ્તુતિઓવડે સર્વેશ્વરનું સ્તવન કરતા હતા. અદિતિના પુત્ર ઈન્દ્ર તથા વિષ્ણુ, અને બ્રહ્માજી શંકરના સમીપમાં સામવેદનું ગાન કરતા હતા. એજ પ્રકારે ત્રણ યોગેશ્વરો તથા પુત્રોએ સહિત બ્રહ્મર્ષિ અને દેવ ઋષિઓ, યોગના આપનાર, પિતા, ગુરૂ એવા શંકરની સ્તુતિઓ કરતા હતા. પૃથ્વી, અંતરિક્ષ, નક્ષત્રો, ગ્રહ, માસ, પખવાડીયાં, ઋતુઓ, રાત્રિ, સંવત્સર, ક્ષણ, મુહૂર્ત્ત, નિમેષ તથા યુગપર્યય, સઘળી વિદ્યાઓ, સત્વના જાણનાર સનત્કુમારો, દેવ, ઈતિહાસો, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, મનુઓ, સપ્તસોમ, અથર્વાસ, બૃહસ્પતિ, ભૃગુ, દક્ષ, કાસ્યપ, વસિષ્ઠ, કાસ્ય, છંદ, દિક્ષાઓ, યજ્ઞ, દક્ષિણાઓ, પાવક તથા હવિ વગેરે યજ્ઞનાં ઉપયોગિ દ્રવ્યો મૂર્ત્તિમાન થઈ, હે રાજા યુધિષ્ઠિર, શંકરને નમતાં હતાં. પ્રજાઓના પાળકો, સર્વે નદિઓ, નાગ લોક, પર્વતો, દેવની માતાઓ, તથા કન્યાઓએ સહિત દેવપત્નિઓ, તથા હજારો, [૧]અયુત અને અર્બુદ મુનિઓ શાન્ત એવા પ્રભુને નમસ્કાર કરતા હતા, પર્વતો, સાગર દિશાઓ શંકરને નમતાં હતાં, ગીત વાદિત્રમાં કુશળ એવાં, ગાંધર્વ અને અપ્સરાઓ દિવ્યતાળમાં અદ્ભુત ગાન કરી શંકરની સ્તુતિ કરતાં હતાં, હે મહારાજ, વિદ્યાધર લોક, દાનવો, ગુહ્યકો, રાક્ષસો, સ્થાવર જંગમ સઘળાં ભૂત માત્ર મન તથા કર્મવડે વિભુ એવા મહાદેવને નમતાં હતાં, પ્રજાપતિએ સહવર્ત્તમાન ઇન્દ્ર જેની પછવાડે ઉભો છે, એવા શંકરને મારા સન્મુખ દીઠા, મહાદેવને જોવાને મારી શક્તિ ન ચાલી, ત્યારે દેવે કહ્યું, હે કૃષ્ણ જો, અને સ્તુતિ કર. તેં આરાધેલો હું સેંકડો હજારો ઘણો ખુશી છું, અવશ્ય તારા સર્ખો વહાલો મને ત્રણ લોકમાં કોઈ નથી. મહાદેવની પ્રત્યે મેં માથું નમાવ્યું, તે સમયે ઉમયા પ્રસન્ન થયાં, ત્યારપછી બ્રહ્માદિ દેવોએ સ્તુતિ કરેલા સ્થાણું

---

[૧] દશ હજાર.

એવા શિવજી પ્રત્યે હું બોલ્યો. વિષ્ણુ કહે છે—ઋષિ લોક વેદને સ્તુતિ કરવા યોગ્ય તમે છો, એમ કહે છે, અને સાધુપુરૂષો, તપ, સત્વ, રજ, તમ તથા સત્યરૂપ પણ તમનેજ કહે છે, નિરંતર તથા સર્વનું બીજરૂપ એવા તમને નમસ્કાર કરૂં છું. બ્રહ્મા, રૂદ્ર, વરૂણ, અગ્નિ, મનુ, ભવ, ધાતા, ત્વષ્ટા, વિધાતા તથા સર્વ મુખ એવા પ્રભુ તમેજ છો. સ્થાવર જંગમ ભુતમાત્ર તારાથી ઉત્પન્ન થયાં છે, આ સ્થાવર જંગમ સઘળું ત્રણ લોક તેં સૃજ્યું છે. હે દેવ, અહિયાં જે ઇન્દ્રિઓ, મન, સઘળા વાયુ, સાત પ્રકારના અગ્નિ, તથા સ્તુતિ કરવા યોગ્ય દેવતા જણાય છે, એ બધાની સમાપ્તિ તમારે વિષે છે, માટે ઋષિઓ તે સમુદાયથી તમને 'પર' એ પ્રકારે કહે છે. વેદ, યજ્ઞ, સોમ, દક્ષિણા, અગ્નિ તથા હવિ વગેરે યજ્ઞને ઉપયોગિ જે કંઇ છે, તે અવસ્ય ભગવાન્ શંકરજ છે. હોમવું, આપવું, ભણવું, જેટલાં વ્રત તથા નિયમ, લજ્જા, કીર્ત્તિ, શ્રી, કાન્તિ, તુષ્ટિ, અને સિદ્ધિ એ સર્વ તારા સ્વરૂપને પામેલાં છે. હે ભગવન્, કામ, ક્રોધ, ભય, લોભ, મદ, સ્તંભ, મત્સર, આધિ તથા વ્યાધિ એ સઘળા તારાજ પુત્ર છે. ક્રિયા, વિકાર, પ્રણય, પ્રધાનરૂપ, અવિનાશી બીજરૂપ, મનની પરમ એવી યોનિરૂપ, ઐશ્વર્ય, નિરંતર, અવ્યક્ત, પવિત્ર, ચિંતવન કરવા યોગ્ય, સહસ્ત્રાંશુ જ્યોતિરૂપ, તથા સર્વ તત્વોના આદિ અને જીવિતા આશ્રય તમે છો. મહાન્, આત્મા, મતિ, બ્રહ્મા, વિશ્વ, શંભુ, સ્વયંભુ, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, સંવિત્ (જ્ઞાનરૂપ), ખ્યાતિ, ધૃતિ, સ્મૃતિ, ઇત્યાદિ પર્યાયવાચક શબ્દોવડે કરીને વેદને વિષે પરમાત્મા તમનેજ કહ્યા છે. તમને જાણી વિદ્વાન્ બ્રાહ્મણ અવિદ્યાજનક મોહને જલદી ટાળી દેછે. સર્વ પ્રાણિઓનું હૃદય તથા ઋષિઓએ સ્તુતિ કરેલા ક્ષેત્રજ્ઞ તમે છો. સર્વના હાથ પગ તથા સર્વનાં નેત્ર, મુખ અને માથું તમે છો, સર્વ શ્રુતિઓવાળા, સઘળે વિંટળાઇને તમે રહો છો, સતકર્મને વિષે અતિ તેજસ્વિ એવા ફળરૂપ તમે છો, પ્રભા તથા અર્ચિ એવા પુરૂષરૂપે, સર્વના હૃદયને વિષે આશ્રય કરીને રહેલા છો. દુઃખવડે જોઇ શકાય એવા સત્તામાત્ર પ્રાપ્તિરૂપ, ઈશાન, તેજોમય, અવિનાશી એવા તમે છો. જે નિત્ય યોગવાળા, સત્ય સંકલ્પથી ઇન્દ્રિઓને જીતેલા ધ્યાન કરનારા બુદ્ધિ અથવા મતિએ યુક્ત લોક તમારે વિષે શરણ થએલા છે, તે તમારો આશ્રય કરે છે. જે બુદ્ધિમાન્ પુરૂષ, તમને અવિચળ, છાંના આશયરૂપ, પુરાણપુરૂષ, અનુ-

ભવરૂપ, હિરણ્મય, બુદ્ધિવાળી પર એવી ગતિરૂપ જાણે છે, તે પુરૂષ બુદ્ધિને અતિક્રમણ કરીને રહે છે. મૂર્ત્તિવડે સાત [1]સૂક્ષ્મ, તથા છ [2]અંગ એવા તમને જાણીને પ્રધાન એવા વિધિયોગને વિષે રહેલો પંડિત તમારે વિષેજ પ્રવેશ કરે છે. હે પાર્થ દુઃખને નાશ કરનાર શંકરને એ પ્રકારે મેં કહ્યું, તે સમયે સ્થાવર જંગમ સઘળા જગતે નાદ કર્યો. પછી બ્રાહ્મણો, દેવતા, દૈત્ય, નાગ, પીશાચ, પિતરો, પક્ષિઓ, રક્ષગણ, ભૂતગણ તથા સર્વે મહર્ષિઓએ તે શંકરને નમસ્કાર કર્યો. મારા માથાપર દિવ્ય સુગંધીવાળાં પુષ્પોના ઢગલા પડવા લાગ્યા, અને રૂડો સુખવાળો વાયુ વાવા લાગ્યો. જગત્‌ના હિતરૂપ ભગવાન્ શંકર ઉમા, ઇન્દ્ર તથા મને જોઇને, પોતે મારી પ્રત્યે કહેવા લાગ્યા. હે શત્રુઓને નાશના કરનાર હે કૃષ્ણ, અમારે વિષે તારી ઉત્તમ ભક્તિ જાણી; તારાપર મને ઘણી પ્રીતિ છે, માટે પોતાના શ્રેયને માટે વરદાન માગ્ય. હે કૃષ્ણ, હે ઉત્તમ, આઠ વરદાન માગ્ય, હું તને આપીશ. હે યાદવકુળ મધ્યે સિંહ, જે ઘણા દુર્લભ એવા તું ઈચ્છે છે, તે કહે.

वृणीष्वाष्टौवरान्कृष्णदातास्मितवसत्तम ॥
ब्रूहियादवशार्दूलयानिच्छासिसुदुर्लभान् ॥ ४२९ ॥

इतिश्रीमहा भा० अनु० प० दानधर्मेमेघवाहनोपाख्याने गु० भा० चतुर्दशोऽध्यायः ॥ १४ ॥



कृष्णउवाच ॥ मूर्ध्नानिपत्यानियतस्तेजःसन्निचयेततः ॥
परमंहर्षमागत्यभगवंतमथाब्रुवं ॥ १ ॥

કૃષ્ણ કહે છે—ત્યારપછી વરદાનને માટે પ્રેરણા કરેલો હું તત્પર થઇ, તેજના સમૂહને વિષે સ્થિત એવા શંકરને માથું નમાવી, હર્ષને પામી ભગવાનની પ્રત્યે આ પ્રકારે બોલ્યો—ધર્મમાં દૃઢપણું, યુદ્ધમાં શત્રુઓનો

---

१ सूक्ष्माणि, महदहंकारपंचतन्मात्राणि, २ सर्वज्ञतातृप्तिरनादिबोधःस्वतंत्रतानित्यमलुप्तशक्तिः अनंतशक्तिश्चाविभोर्विभुज्ञाःषडाहुरंगानिमहेश्वरस्ये ॥

નાશ, મોટો યશ, પરમબળ, યોગેસહિત પ્રિયપણું, તમારી સમીપે રહેવું, તથા દશ હજાર પુત્રો માગું છું. મેં એ પ્રકારે વરેલા શંકર, 'તારે તેમ હો.' એવું વચન બોલ્યા. ત્યારપછી સર્વને પવિત્ર કરનારી, તથા પોષણ કરનારી, માન્યવાળી, શંકરની સ્ત્રી ઉમા બોલ્યાં—હે પાપ રહિત, તપનો ભંડાર એવો સાંબ નામનો પુત્ર ભગવાન્ શંકરે તને આપ્યો, હવે મારાથી પણ ઇચ્છીત એવા આઠ વરદાન, તું માગ્ય, હું તને આપું છું; હે પાંડુનંદન, માથું નમાવી હું તેની પ્રત્યે આ પ્રકારે બોલ્યો—બ્રાહ્મણોને વિષે ક્ષમા, પિતાથી પ્રસાદ, સો પુત્ર, ઉત્તમ ભોગ, કુળને વિષે પ્રીતિ, માતાથી પ્રસાદ, શમની પ્રાપ્તિ, અને દાક્ષ્ય (ડાપણુ) એટલા આઠ વરદાન માગું છું. ઉમા કહે છે—હે દેવતાઓને વિષે પ્રભાવવાળા, તારે "એ પ્રકારે હો;" હું કદી મિથ્યા બોલતી નથી. તારે સોળ હજાર સ્ત્રીઓ તેમને વિષે પ્રિયપણું તથા અક્ષય ધન ધાન્યાદિક હો, બાંધવો થકી તું ઘણી પ્રીતિ સંપાદન કરીશ, હું તને શરીર સંબંધિ કામના આપું છું, વળી હમેશાં તારે ઘેર સાત હજાર અતિથિઓ ભોજન કરશે. વાસુદેવ કહે છે—હે ભારત, હે ભીમના મોટાભાઈ, શંકર તથા ભવાની એ પ્રકારે મને વરદાન આપી તેજ ક્ષણે અંતર્ધ્યાન થયાં. હે રાજાઓ મધ્યે ઉત્તમ, આ શંકરનું અદ્‌ભુત એવું સઘળું ચરિત્ર પૂર્વે મેં અતિ તેજસ્વિ એવા ઉપમન્યુ બ્રાહ્મણને કહ્યું હતું. હે રૂડા વ્રતના ધારણ કરનાર, પછી તે ઉપમન્યું દેવનાદેવ શંકરને નમસ્કાર કરી મારી પ્રત્યે બોલ્યો. ઉપમન્યુ કહે છે—શંકર સમાન બીજો દેવ નથી, શંકર સમાન બીજી ગતિ નથી, દાનને વિષે શંકર સમાન બીજો નથી, તેમ રણને વિષે શંકર સમાન બીજો કોઇ નથી.

नास्तिशर्वसमोदेवोनास्तिशर्वसमागतिः ।
नास्तिशर्वसमोदानेनास्तिशर्वसमोरणे ॥ ११ ॥

इतिश्रीमहा भा० अनु० प० मेघवाहनोपाख्याने गु० भा० पंचदशोऽध्यायः ॥ १९ ॥



उपमन्युरुवाच ॥ ऋषिरासित्कृतेताततांडिरित्येवविश्रुतः ॥

दशवर्षसहस्राणितेनदेवःसमाधिना ॥ १ ॥
आराधितोभूक्तेनतस्योदर्कंनिशामय ॥

ઉપમન્યુ કહેછે–હે તાત, કૃતયુગમાં તંડિ નામના વિખ્યાત ઋષિ હતા. તે ભક્તે સમાધિવડે દશહજાર વર્ષ સૂધી મહાદેવનું આરાધન કર્યું હતું, તેનો ફળોદય સાંભળ. તે તંડીએ મહાદેવને દીઠા, પછી સ્તવનોવડે વિભુની સ્તુતિ કરવા લાગ્યા. એ પ્રકારે તંડિ તપ તથા યોગથી અવિનાશી એવા પરમાત્માને ચિંતવન કરીને વિસ્મય પામેલા, મહાત્માની પ્રત્યે આ પ્રકારે બોલ્યા. સાંખ્ય માર્ગિઓ જે પર એવા પ્રધાન પુરૂષનું હમેશાં પઠન કરે છે, અને યોગિયો જે અધિષ્ઠાતૃ એવા ઇશ્વરને ચિંતવન કરે છે, વળી પંડિતો જેને ઉત્પત્તિ તથા વિનાશને વિષે કારણ જાણે છે, દેવ દૈત્ય તથા મુનિઓને જેનાથી પર બીજું જણાતું નથી, તે, અજ, ઇશાન, આદિ તથા અંતથી રહિત પ્રભુ, પાપ રહિત તથા અત્યંત સુખી એવા દેવને શરણે હું જાઉં છું. એ પ્રકારે ધ્યાનમાર્ગે સ્તુતિ કરેલા તપના ભંડાર તે શંકરને તંડિએ પ્રત્યક્ષ દીઠા. તે, અવ્યય, અનૌપમ્ય (ઉપમા ન આપી શકાય એવા) અચિંત્ય, શાશ્વત (નિરંતર) કુટસ્થ (દેહને વિષે રહેલા) નિષ્કળ, સકળ, બ્રહ્મ, નિર્ગુણ, ગુણગોચર (ગુણને વિષે ગતિ કરનારા) યોગિઓના પરમાનંદરૂપ, અક્ષર, મોક્ષસંજ્ઞિક, મન, ઇન્દ્ર, અગ્નિ, મરૂત (વાયુરૂપ), વિશ્વની ગતિરૂપ, બ્રહ્મ, અગ્રાહ્ય (ગ્રહણ ન થઇ શકે એવા), અચળ, શુદ્ધ, બુદ્ધિગ્રાહ્ય, મનોમય, દુર્વિજ્ઞેય (દુઃખવડે જાણવા યોગ્ય), અસંખ્યેય અકૃતાર્થોએ દુષ્પ્રાપ્ય, વિશ્વની યોનિરૂપ, જગત્ તથા તમથી પર, પરથકી પર, પ્રાણવાળા, આત્મા, જ્યોતિરૂપ, જીવને વિષે સ્થિત મન એવા તે દેવના દર્શનનો બહુ વર્ષથી આકાંક્ષી ઋષિ તંડિ ઉગ્રતપમાં બેઠેલો ઇશ્વરને જોઇને સ્તુતિ કરવા લાગ્યો. તંડિ કહે છે—પવિત્રને પણ પવિત્ર કરનાર તમે છો, ગતિમાનોની ઉત્તમ ગતિ તમે છો, તેજની મધ્યે અતિ ઉગ્રતેજ તમે છો, તપની મધ્યે ઉત્તમ તપ તમે છો, વિશ્વાવસુ, હિરણ્યાક્ષ, પુરૂહૂત, નમસ્કૃત એવા હે વિભો, ભારે કલ્યાણના આપનાર અત્યંત અબાધ્ય એવા તમને નમસ્કાર કરૂંછું. હે વિભો, ભયશીલોને મૃત્યુરૂપ તથા યત્નકર્તા યતિઓને મોક્ષના આપનાર એવા સહસ્રાંશ તને નમસ્કાર કરૂંછું; હે સુખરૂપ આશ્રય, તને નમું છું. બ્રહ્મા, ઇન્દ્ર, વિષ્ણુ, વિશ્વદેવા તથા મોટા ઋષિઓ તને નથી જાણતા, તો તત્વવડે કરીને અમે કીએ પ્રકારે

જાણી શકીએ ? સઘળું તારાથી પ્રવર્ત્તે છે, સઘળું તારે વિષે રહેલું છે' કાળ, પુરૂષ, બ્રહ્મા, એ સઘળાં નામ તમારાંજ છે. પુરાણના જાણનાર દેવ તથા ઋષિઓએ બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણ તમારાં શરીર કહેલાં છે. અધિ* પૌરૂષ, અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવત, અધિલોક, અધિ વિજ્ઞાન તથા અધિયજ્ઞ તમેજ છો. દેવતાઓએ પણ દુઃખવડે કરીને જાણવા યોગ્ય એવા, પોતાના દેહમાં રહેલા તમને જાણીને નિર્મુક્ત થએલા વિદ્વાનો વિઘ્ને રહિત પરંભાવને (મોક્ષ) પામી જાય છે. હે વિભો, તને જાણવાને નહી ઇચ્છા કરતા પુરૂષોને વારેવારે આ સંસારમાં મરવું અવતરવું પડે છે, સ્વર્ગ તથા મોક્ષનાદ્વારને બંધ કરનારા તથા આપનારા તમે છો. સ્વર્ગ તથા મોક્ષ તમેજ છો; કામ, ક્રોધ, સત્વ, રજ, તમ તથા અધ અને ઉર્ધ્વરૂપે તમેજ છો; બ્રહ્મા, ભવ, વિષ્ણું, સ્કંદ (કાર્ત્તિક સ્વામિ), ઇન્દ્ર, સૂર્ય, યમ, વરૂણ, ચંદ્ર, મનુ, ધાતા, વિધાતા અને ધનેશ્વર (કુબેર) તમે છો; भू (પૃથિવિ), વાયુ, सलिल (જળ), અગ્નિ, ख (આકાશ), વાણી, બુદ્ધિ, સ્થિતિ (સત્તા), મતિ, કર્મ, સત્ય તથા अनृत (જૂઠું)એ બેઉ પણ તમેજ છો, વા નથી;(અર્થાત્ અનિર્વચનિય છો).ઇન્દ્રિઓ તથા ઇન્દ્રિઓના અર્થરૂપ પ્રકૃતિથી પર, કુટસ્થ, કાર્ય તથા કારણથી ભિન્ન, સત્તામાત્ર, सोपाधिकરૂપે ચિંત્ય, निरुपाधिक રૂપે અચિંત્ય, તમેજ છો; જે પરબ્રહ્મ, જે પરંપદ અને સાંખ્ય તથા યોગની જે ગતિરૂપ તમે છો, એમાં સંશય નહીં. અવશ્ય આજ અમે કૃતાર્થ થયા, નક્કિ આજ અમે સદ્દગતિને પામ્યા, કેમકે, ગતિની જ્ઞાનવડે નિર્મળ થએલી બુદ્ધિઓવાળા પુરૂષો પ્રાર્થના કરે છે; અહો ! અમે મૂઢ છીએ, ઘણો કાળ ગયા છતાં, દેવો જેને શાશ્વત કહે છે, તે શ્રેષ્ઠ દેવને અમારા મૂઢ અન્તઃકરણથી જાણ્યા નહીં, મેં ઘણા જન્મવડે તે આ તમારી ભક્તિ સાક્ષાત્ સંપાદન કરી. આ શંકર, ભક્તને વિષે અનુગ્રહ કરવાવાળા છો, એમ જે પુરૂષ જાણે છે, તે મોક્ષને ભોગવે છે. દેવ અસુર તથા મુનિઓનું ગુહાને વિષે છાનું રહેલું જે સનાતન બ્રહ્મ છે, તે દેવોએ પણ દુઃખવડે જાણવા યોગ્ય છે. તેજ આ ભગવાન દેવ, સર્વના કરનાર, સર્વતો મુખ, સર્વાત્મા, સર્વદર્શી, સર્વને વિષે ગતિ કરવા-

* આ સ્થળમાં સાત એવી અધિપૌરૂષાદિ સંહિતાઓવડે સમગ્ર हेय તથા उपादेय, તમેજ છો એ પ્રકારે કહે છે.

વાળા, સર્વને જાણનારા, દેહકૃત, દેહને પોષણ કરનારા, દેહને ધારણ કરનારા (જીવરૂપ), દેહ સંહર્ત્તા, દેહધારીઓની ગતિરૂપ, તે આ ઇશ્વર શંકર છે. આ, સર્વ પ્રાણિને શુભ અને અશુભ એવી ગતિને રૂડે પ્રકારે આપવાવાળા છે, યજન કરનારા, ધ્યાન કરનારા તથા આત્મવિદ્યાના જાણનાર પુરૂષોની, અને ફરીને સંસારની કામના રાખનાર પુરૂષોની અધ્યાત્મગતિરૂપ તે આ ઇશ્વર છે. પૃથ્વી આદિ સઘળાં ભુવનને ઉત્પન્ન કરી, દેવતાએ સહવર્ત્તમાન જે દેવ પોતાનાં આઠ[1] શરીરવડે તેને ધારણ કરે છે તથા પોષણ કરે છે. એથી સઘળું પ્રવર્ત્તે છે, આ સઘળું એમને વિષે રહેલું છે. પ્રલય પણ એમાંજ થાય છે, એ એક સનાતન છે. કામનાઓવાળાનું સ્વર્ગ, ઉર્દ્ધ રેતાઓનું સત્ય લોક, મુક્ત પુરૂષોનું અપવર્ગ (મોક્ષ) અને આત્મવેદીઓનું કૈવલ્ય, આ શંકર છે. દેવ, અસુર અને મનુષ્યોના જાણવામાં ન આવે માટે આ પ્રભુને બ્રહ્માદિ સિદ્ધ પુરૂષોએ ગુહામાં[2] છાના રાખ્યા છે જેથી મોહ પામેલા દેવ, અસુર તથા મનુષ્યથી, હૃદયમાં રહેલા અપ્રકાશિત હોવાથી તેને સ્પષ્ટ જાણતા નથી. જે ભાવવાળા પુરૂષો ભક્તિના યોગથી એની શરણે જાય છે, તેમને તે કામદેવ આત્માવડે આત્મને દર્શન આપે છે. જેને જાણ્યા પછી જન્મ મરણ રહેતું નથી. તથા તે શંકરને જાણ્યા પછી જાણવાનું રહેતું નથી. જેને મેળવ્યા પછી પંડિત પુરૂપ, બીજો અધિક લાભ માનતો નથી. વળી તે, અક્ષય રૂપા તથા અવ્યકરૂપા એવી પરમ ઝીણી ગતિને પામે છે. સાંખ્ય શાસ્ત્રને વિષે કુશળ એવા ઘણા સૂક્ષ્મ જ્ઞાનિઓ, સાંખ્યના ગુણ તત્વને જાણનારા જેને જાણીને સંસારના બંધનોથી મૂકાઈ જાય છે તેને વેદ વિદ્યાના જાણનારાઓ જાણે છે. અને તે વેદાંતમાં રહેલા છે. હમેશાં પ્રાણાયામ કરનારાઓ તેને જપે છે, અને તેમાં પ્રવેશ કરે છે, તેઓ ઓંકારરૂપી રથમાં બેશી મહેશ્વર પ્રત્યે પ્રવેશ કરે છે. દેવ માર્ગે ગતિ કરનારાઓનું સૂર્યદ્વાર આ શંકર કહેવાય છે, અને પિતૃ માર્ગે જનારાઓનું ચંદ્રદ્વાર પણ શંકર છે. કાષ્ટા, દિશાઓ, સંવત્સર, દક્ષિણાયન અને ઉત્તરાયનરૂપ આ શંકર છે; પૂર્વે પ્રજાપતિ ઘણાં સ્તવનોવડે નીલલોહિત સંજ્ઞિક એવા એને આરાધી, પ્રજાને માટે વર્યા. ઋગ્વેદીઓ ઋગ્વેદના મંત્રોથી તે અનારોપિતરૂપને

---

૧ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર, યજમાન, એ નામનાં આઠ શંકરનાં શરીર કહેલાં છે. ૨ શાસ્ત્રને વિષે.

વખાણે છે, અધ્વર્યુ બ્રાહ્મણો ત્રણ પ્રકારના યજ્ઞમાં યજુર્વેદના મંત્રોવડે જે-ને આહુતી આપે છે. શુદ્ધ બુદ્ધિવાળા સામગો સામ મંત્રથી જેનું ગાન કરે છે, અથર્વણિ બ્રાહ્મણો ऋतं, सत्यं, परंब्रह्म, એવાં નામથી જેની સ્તુતિઓ કરે છે, યજ્ઞની મોટી યોનિરૂપ અને જેમને યજ્ઞમાં પતિ કહે છે. રાત્રિ, દિવસ, શ્રોત્ર નયન, પક્ષ, માસ, શિર, ભુજ, ઋતુ, વીર્ય, તપ, ધૈર્ય, અબ્દ (વર્ષ), ગુહ્ય, મૃત્યુ, યમ, હુતાશ (અગ્નિ), કાળ, સંહાર, કાળની મોટી યોનિરૂપ, સનાતન કાળ, ચંદ્ર, સૂર્ય, નક્ષત્ર, વાયુ સહવર્તમાન ગ્રહો, ધ્રુવ, સપ્ત ઋષિ, સપ્ત ભુવન, પ્રધાનરૂપ, મહદવ્યક્ત, ભેદ તથા અંતવાળું, બ્રહ્માદિ સ્તંબ પર્યંત સત્‌અસત્ જે કંઇ ભૂતાદિ જણાય છે, તે સઘળું શિવરૂપ છે. * આઠ પ્રકૃતિરૂપ તથા પ્રકૃતિઓથી જે પર એ માયાવિ દેવના અંશરૂપ એવું સમગ્ર જગત વર્તે છે, તે એનાથી પરમ આનંદરૂપ, શાસ્વત (નિરંતર) છે. વિરક્ત પુરૂષોની ગતિ એ છે, સત્ પુરૂષોનો ભાવ પણ એ છે, મોટી શાન્તિ તથા નિર્વૃત્તિ આ શિવજી છે, યોગિપુરૂષો જેને પામીને કૃતકૃત્ય થાય છે, તુષ્ટિ, સિદ્ધિ, શ્રુતિ, સ્મૃતિ, ઈષ્ટ પુરૂષોને અધ્યાત્મ ગતિ, વિદ્વાનોને અવ્યયરૂપા પ્રાપ્તિ, આ મહાદેવજી છે. કામનાઓ માટે ભારે દક્ષિણાઓથી મખવડે યજન કરનારા યજ્ઞ શીલોની જે ગતિ થાય છે, તે ગતિ તમે છો, એમાં સંશય નહીં. હે દેવ, રૂડા પ્રકારના યોગ તથા જય, શાન્તિ અને નિયમોવડે દેહ તાપનોની તપ તપવાથી જે ગતિ થાય છે, તે મોટી ગતિ તમે છો. હે સનાતન, કર્મનો ન્યાસ કરનારા વિરક્ત સન્યાસિઓની જે બ્રહ્મ સદનમાં ગતિ થાય છે, તે તમે છો. જેને પુનઃ સંસારમાં કામના નથી એવા વૈરાગ્યને વિષે વર્તનારાઓની, તથા પ્રકૃતિલય પુરૂષોની જે ગતિ થાય છે, તે તમે છો. જ્ઞાન વિજ્ઞાને યુક્ત પુરૂષોની, નિરૂપાખ્યા, નિરંજના એવી કૈવલ્યા (મોક્ષાખ્યા) નામની જે ગતિ છે, તે મોટી ગતિ તમે છો. હે વિભો, વેદ, શાસ્ત્ર અને પુરાણોમાં બતાવેલી તે પાંચ ગતિઓ કહી, તે તમારા પ્રસાદથી પ્રાપ્ત થાય છે, અન્યથા મળતી નથી. એ પ્રકારે તપના ભંડાર તંડિ ઋષિએ, પોતે મહાદેવની સ્તુતિ કરી, અને પૂર્વે લોકના સૃજનાર બ્રહ્માએ જે બ્રહ્મનું ગાન કર્યું હતું તે 'परंब्रह्म' ગાયું. ઉપમન્યુ કહે છે—બ્રહ્મવાદિ તંડિએ એ પ્રમાણે

* ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર, આઠ.

સ્તુતિ કરેલા ભગવાન્ મહાદેવ ઉમયાએ સહિત બોલ્યા—'બ્રહ્મા, વિષ્ણું, ઇન્દ્ર, વિશ્વદેવા તથા મોટા ઋષિઓ તમને નથી જાણુતા.' તંડિના કહેલા એ વાક્યથી સંતુષ્ટ થએલા શિવ તેની પ્રત્યે બોલ્યા. શ્રી ભગવાન કહે છે—તેજસ્વી, યશસ્વી, દિવ્ય જ્ઞાનવાળો, દુઃખવર્જિત, અક્ષય તથા અવ્યય તું હો; હે બ્રાહ્મણો મધ્યે શ્રેષ્ઠ, મારા પ્રસાદથી ઋષિઓને અભિગમ્ય એવો સૂત્ર કર્તા પુત્ર તારે થશે, એમાં સંશય નહીં—હે વત્સ, હું તને શું વરદાન આપું? તારી ઇચ્છા હોય તે બોલ, હાથ જોડી તે તંડિ એમ બોલ્યો કે તમારે વિષે મારી દૃઢ ભક્તિ હો; ઉપમન્યું કહે છે—તંડિ ઋષિને એ પ્રકારના વર આપીને દેવ ઋષિઓએ અભિવંદન કરેલા તથા દેવતાઓએ સ્તુતિ કરેલા ભગવાન શંકર અંતરધાન થયા. હે યાદવોના ઈશ્વર, અનુગોએ સહવર્તમાન્ ભગવાન્ અંતર ધ્યાન થવા પછી તંડિ ઋષિએ મારા આશ્રમમાં આવી શંકરનું તે સઘળું ચરિત્ર મને કહ્યું. હે મનુષ્યોની મધ્યે શ્રેષ્ઠ, આગળ શંકરનાં જે પ્રખ્યાત નામ તંડિએ મને કહ્યાં છે, તે નામ સિદ્ધિને માટે તું સાંભળ, બ્રહ્માજીએ સર્વનાં દશ હજાર નામ દેવોને કહ્યાં છે, તેજ પ્રકારે શાસ્ત્રોમાં એક હજાર નામ છે. હે અચ્યુત, પૂર્વે બ્રહ્માએ તે નામ મહાત્માને કહ્યાં, અને તે દેવના પ્રસાદથી ભગવતનાં આ ગુહ્ય નામ તંડિએ મને કહ્યાં છે.

गुह्यानीमानिनामानितंडिर्भगवतोच्युत ॥
देवप्रसादाद्देवेशःपुराप्राहमहात्मने ॥ ७६ ॥

इतिश्रीमहा भा० अनु० प० मेघवाहनपर्वाख्याने गु० भा० षोडशोऽध्यायः ॥ १६ ॥



**वासुदेवउवाच** ॥ ततःसप्रयतोभूत्वाममतातयुधिष्टिर ॥
प्रांजलिःप्राहविप्रर्षिनामसंग्रहमादितः ॥ १ ॥

વાસુદેવ કહેછે—હે તાત, હે યુધિષ્ઠિર, ત્યાર પછી બ્રહ્મર્ષિ એવો તે ઉપમન્યુ, હાથ જોડી સાવધાન થઇ, શિવજીના નામનો સંગ્રહ પ્રથમથી મને કહેવા લાગ્યો. ઉપમન્યુ કહે છે—બ્રહ્માએ અને ઋષિઓએ કહેલાં, વેદ તથા વેદનાં અંગથી ઉત્પન્ન થએલાં, સર્વ લોકમાં પ્રસિદ્ધ એવાં ના-

મથી, સ્તુતિ કરવા યોગ્ય, વિખ્યાત એવા શંકરને હું સંતોષ પમાડીશ. સર્વ અર્થના સાધનારા મોટા સિદ્ધોએ કહેલાં અર્થવાળાં તથા ભક્તિવડે તંડિ નામના ઋષિએ વેદમાંથી છુટાં પાડેલાં, તત્વોને જોનાર પ્રખ્યાત મુનિઓ તથા સાધુઓએ યથા પ્રકારે વર્ણવેલાં, બ્રહ્મલોકથી સર્વ જગત્‌ને વિષે ઉતારેલાં, અર્થવાળાં, વેદમાં કહેલાં તે નામથી, સઘળા પ્રાણિઓનું શુભહિત જેમાં છે, એવું સ્વર્ગનું આપનાર સનાતન તે બ્રહ્મ વર્ણવ્યું છે. તેને વિસ્તારથી સંપૂર્ણ કહેવાને કોઇપણ શક્તિમાન્ નથી. જેની વિભૂતીઓનો આદિ, મધ્ય તથા અંત સેંકડો વર્ષ સૂધીમાં, ખબડદારીથી દેવો એ પણ ન પામી શકાય તો હે માધવ, તેના સમગ્ર ગુણોને વર્ણન કરવાને કોણ મનુષ્ય શક્તિવાળો થાય? કેમકે તે સંક્ષિપ્તાર્થવાળાં પદ તથા અક્ષરોમાંથી, ધીમાન્ શંકરના પ્રસાદથી શક્તિ પ્રમાણે તેમનું ચરિત્ર વર્ણવીશ. તેની આજ્ઞા મેળવ્યા શિવાય ઈશ્વરની સ્તુતિ થવી અશક્ય છે. જ્યારે તેણે આજ્ઞા કરી ત્યારે તેની સ્તુતિ કરેલો હું, આદિ, મધ્ય તથા અંતથી રહિત, જગતની યોનિરૂપ, મહાત્મા, વરદાનના આપનાર, વરેણ્ય, ધીમાન્, વિશ્વરૂપ અવ્યક્ત યોની શંકરનાં નામનો કિંચિત્ સમુદ્દેશ કહીશ. હે કૃષ્ણ, બ્રહ્માએ કહેલાં તે દશહજાર નામમાંથી, દહીને મંથન કરી જેમ ઘી કાઢી લે, અથવા ગિરિમાંથી સોનુ, પુષ્પમાંથી મધુ, અને ઘીમાંથી મંડ ઉદ્ધારે તેમ એક હજાર નામ કાઢી લીધાં છે. સર્વ પાપને ટાળનારાં વેદને વિષે રહેલાં, આ એક હજાર નામનું સ્તોત્ર પ્રયત્નવડે પ્રાપ્ત થવાને તથા ધારણ કરવાને યોગ્ય છે. તે, કલ્યાણકારિ, પૌષ્ટિક, રાક્ષસોને હણનારૂં, તથા મોટું પવિત્ર છે. આ, શ્રદ્ધાવાળા, આસ્તિક ભક્તને આપવું, અશ્રદ્ધાળુ, અરૂપ, નાસ્તિક તથા વિષયીને ન આપવું. હે કૃષ્ણ, જે પુરૂષ, કારણાત્મન્ એવા શંકરની પ્રત્યે ઇર્ષા કરે છે, તે પોતાના પૂર્વજો તથા પુત્ર પૌત્રાદિકોએ સહવર્તમાન નર્કમાં જાય છે. ધ્યાન, યોગ, અનુત્તમધ્યેય, જપ્ય તથા રહસ્ય એવું ઉત્તમ જ્ઞાન આ છે. અંતકાળમાં પણ જેને જાણીને મોટી ગતિ પામે છે. સર્વ લોકના પિતામહ બ્રહ્માએ, આ સ્તોત્ર રચીને સઘળાં દિવ્ય સ્તોત્રને માથે કલ્પ્યું. ત્યારથી મહાત્મા ઇશ્વર એવા શંકરનું, દેવોએ પૂજા કરેલું આ સ્તોત્ર જગતમાં સ્તવરાજ એ નામથી પ્રસિદ્ધ થયું. બ્રહ્મ લોકમાંથી આ સ્તવરાજ સ્વર્ગમાં ઉતાર્યો, ત્યાંથી પૂર્વે તંડિને મળ્યો, તેથી તંડિકૃત થયો, સ્વર્ગમાંથી અહીંયાં પૃથ્વીમાં તંડિએ આણ્યો; હે મહાબાહો, સર્વ

કલ્યાણનું કલ્યાણ, સઘળા પાપને નાશ કરનારૂં, વેદથીપર, પરથીપર, સ્તોત્રોની મધ્યે ઉત્તમ સ્તોત્ર હું તને કહીશ. તેજની મધ્યે જે તેજરૂપ, તપમાં પણ તપરૂપ, શાન્તોની મધ્યે પણ શાન્ત, કાન્તિઓની મધ્યે જે કાન્તિરૂપ, દાન્તોમાં પણ જે અતિદાન્ત, બુદ્ધિમાનોમાં જે બુદ્ધિરૂપ, દેવોની મધ્યે ઉત્તમ દેવ, ઋષિઓની મધ્યે જે ઉત્તમ ઋષિ, યજ્ઞોની મધ્યે જે ઉત્તમ યજ્ઞ, કલ્યાણમાં મુખ્ય કલ્યાણ, રૂદ્રમાં પણ જે મુખ્ય રૂદ્ર, યોગિઓમાં પણ જે મુખ્ય યોગિ, કારણોનું મુખ્ય કારણ, જેનાથી લોકો ઉત્પન્ન થાય છે, જેથી પુનઃ નથી થતા, એવા સર્વ ભૂતના આત્મારૂપ, અપરિમિત, તેજસ્વિ, એવા હરનાં એક હજાર આઠ નામ સાંભળ, હે મનુષ્યોની મધ્યે વ્યાઘ્ર, જેને સાંભળવાથી સર્વ કામનાઓને તું પામીશ.

## * शीवसहस्त्रनामस्तोत्रनोआरंभकरे छे—

૧ અચંચળ, કુટસ્થ, નિત્ય, ૨ સર્વનો [1]આશ્રય, ૩ ઇશ્વર, અન્તર્યામિ, પરમાર્થ, સત્યરૂપ, વિશ્વના કર્તા, સર્વજ્ઞ. ૪ જેનાથી જગત્ ભય પામે છે એવા, સંહર્તા, ૫ શ્રેષ્ઠ, ૬ ઇષ્ટપ્રદ (ઇચ્છેલું આપનારા). ૭ સર્વને આચ્છાદન કરનારા, ૮ વ્યાપક, પ્રાણ ધારણ કરનારાઓના અંતરાત્મા. ૯ સર્વત્ર, સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ પ્રાણિઓમાં પ્રસિદ્ધ. ૧૦ વ્યાપક,[2] ૧૧ સર્વને કરનારા, વિશ્વના કર્તા,[3] ૧૨ જેનાથી વિશ્વ ઉત્પન્ન થાય છે, અથવા જેમાં લય થાય છે, સર્વની ઉત્પત્તિ તથા લયનું સ્થાન, સત્તા માત્ર સ્વરૂપ. ૧૩ જટા (કેશનો સમૂહ) વાળા, ૧૪ વાઘ અથવા હાથિનું ચર્મ ધારણ કરનારા, ૧૫ મોરની કળાની પેઠે ફેંકારેલી જટાવાળા, અથવા જટાના અગ્ર ભાગના ગુચ્છને શિખંડ કહે છે એટલે અંબોડાવાળા, ૧૬ સઘળું જગત્ જેનો અવયવ ભૂત છે એવા, વિરાટ્રૂપ.

---

* આ શિવસહસ્ત્ર નામ સ્તોત્રમાં કેટલાંક નામની પુનરોક્તિ જણાય છે, તથાપિ કેટલેક સ્થળે શબ્દ એક છતાં અર્થ જૂદા, જૂદા હોયછે, અને કેટલીક જગોએ અર્થ એક છતાં, શબ્દ ભિન્ન હોય છે, વળી તે નામ અપૂર્વ અર્થવાળાં છે, માટે તેમાં વિદ્વાનોએ પુનરોક્તિની શંકા લેવી નહીં.

१ 'संसारमंडपस्यास्यमूलस्तंभायशंभवइति'

२ 'सर्वसमान्योषिततोसिसर्वे' इतिभगवद्वचनात् ॥

૩ એ બેઉ નામથી उपादानत्व, તથા निमित्तत्व કહ્યું.

૧૭ વિશ્વકર્તા, ૧૮ સર્વને સંહાર કરનારા, ૧૯ હરણના સરખાં નેત્રવાળા, ૨૦ સર્વ ભૂતને હરનારા, ૨૧ સર્વના ભોક્તા, ૨૨ રૂપપણે યથાસ્થિત વર્તનારા, ૨૩ નિરૂધમપણે વર્તનારા, ૨૪ ઇન્દ્રિઓને નિયમમાં રાખનારા, તપસ્વિ, ૨૫ નિત્ય, ૨૬ અચળ, ૨૭ શ્મશાનમાં વસનારા, [1]કાશીમાં વસનારા. ૨૮ સમગ્ર ઐશ્વર્ય, જ્ઞાન, યશ, શ્રી, વૈરાગ્ય તથા ધર્મ, એ છ ભાગ્ય જેમાં છે, એવા. ૨૯ આકાશમાં[2] ગતિ કરનારા, ૩૦ ઇન્દ્રિઓવડે વિષયરૂપે ગતિ કરનારા, અથવા ઇન્દ્રિઓવડે વિષયોને ભોગવનારા, વિષયભુક્, ૩૧ કાલાન્તકરૂપે પાપી મનુષ્યને પીડા કરનારા, ૩૨ સર્વને નમસ્કાર કરવા યોગ્ય, અથવા સ્તુતિ કરવા યોગ્ય એવા, ૩૩ સૃષ્ટિ ઇત્યાદિક મોટું કર્મ કરનારા, ૩૪ તપવાળા, ૩૫ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ તથા આકાશ એ પંચભૂતને સંકલ્પ માત્રવડે સૃજનારા, ૩૬ દિશાઓરૂપી વસ્ત્રને ધારણ કરનારા, ૩૭ દુઃખવડે જાણવા યોગ્ય, ૩૮ સર્વ લોક એવી સઘળી પ્રજાઓના સ્વામી, ૩૯ અપરિછેદ્ય, અખંડિત. ૪૦ વૈરાગ્રૂપી સ્થૂળ શરીરવાળા, ૪૧ ધર્મરૂપ, ૪૨ મોટા યશસ્વી, પરમેશ્વર. ૪૩ મોટા મનવાળા, ૪૪ સર્વ ભૂતને જોનારા, ૪૫ વિશ્વરૂપ, અથવા વિશ્વને વિષે પ્રગટ થનારા, ૪૬ વિશ્વને ગળવાને સમર્થ એવી મુખની ઉપલી તથા નીચલી, બેઉ ફાડયોવાળા, ૪૭ દશે દિશાઓના દિગ્પાળરૂપ, ૪૮ અવિદ્યાએ કલ્પેલા અહંકારાદિથી અખંડિત, એકરસ સ્વભાવવાળા, ૪૯ પ્રી-

---

૧ મૃત જીવો, જ્યાંથી ફરી ઉઠી ન શકાય તેવા સ્થળમાં શયન કરે તે જગોનું નામ श्मशान, શ્મશાન શબ્દનો અર્થ काशीक्षेत्र છે. શબ દહન કરવાના સ્થળમાં, श्मशान શબ્દ ગૌણ અર્થમાં લાગુ પડે છે, કારણ કે—મરવા પછી બાળી મૂકવાના જડ દેહ વિશ્રાન્તિને યોગ્ય નથી. તેમ દેહને ધારણ કરનાર જીવોને યાતના વગેરે અન્યદેહ ભોગવવા પડે છે, માટે વિશ્રાન્તિનો અભાવ છે, काशीक्षेत्र માં મરનારા ફરી જન્મ લેતા નથી, એવાં શાસ્ત્રનાં હજારો પ્રમાણ છે, માટે श्मशान શબ્દની મુખ્ય પ્રવર્ત્તિ काशीक्षेत्रમાં છે, તે કાશીમાં વસનારા માટે श्मशानवासी. ( अविमुक्त निरुक्ति सारमां जोवुं)

२ 'शंभुराकाशमध्ये' इतिश्रुतिप्रसिद्धः ॥

તિરૂપ, ૫૦ જેના રથને અશ્વતરીઓ[1] (ખચરીઓ) વહન કરે છે એવા, ૫૧ સંસારરૂપી વજ્રપાતથી રક્ષણ કરનારા, ૫૨ પૂજ્ય, ૫૩ પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય, (ભણવું) ઇશ્વર પ્રણિધાન વગેરે નિયમોથી પ્રાપ્ત થનારા. ૫૪ નિયમોથી આશ્રીત, નારાયણ, દક્ષિણામૂર્ત્તિ ઇત્યાદિ રૂપવડે નિયમોના આશ્રયભૂત, ૫૫ સઘળી શિલ્પ વિધાના આચાર્ય, વિશ્વકર્મા. ૫૬ નિત્યસિદ્ધ, ૫૭ સર્વના આદિરૂપ,[1] ૫૮ હિરણ્ય ગર્ભ, સ્રષ્ટા. ૫૯ પદ્મ, શંખ, ઇત્યાદિરૂપે, અખંડ ઐશ્વર્ય ૬૦ હજારો[2] હાથ, પગ તથા નેત્રાદિવાળા, અથવા દેવતાના રાજા[3] ઇન્દ્ર. ૬૧ વિશાળ ઇન્દ્રિઓવાળા, ૬૨ ચંદ્ર, લતાઓ અથવા યજ્ઞ સંબંધિ હવિરૂપ, ૬૩ આકાશને વિષે દિપ્યમાન એવાં નક્ષત્રોના સાધક, ૬૪ ચંદ્ર, ૬૫ સૂર્ય, ૬૬ શનિ, ૬૭ કેતુ, ૬૮ રાહુ, ૬૯ મંગળ, ૭૦ શુક્ર તથા બૃહસ્પતિ, ૭૧ બુધ, વગેરે ગૃહરૂપ, ૭૨ અત્રિની સ્ત્રી અનસુયાને નમસ્કાર કરનારા, (દત્તાત્રેય અથવા દુર્વાસારૂપે તેના પુત્ર છે, માટે) ૭૩ મૃગરૂપ ધારિણ્ એવા યજ્ઞને વિષે બાણઆર્પણ કરનારા, ૭૪ યજ્ઞને હણવા છતાં, તેજસ્વી તથા સ્વતંત્ર છે, માટે નિષ્પાપ, ૭૫ મોટા તપવાળા, ૭૬ ઘોર તપવાળા, ૭૭ મોટા મનવાળા, ૭૭ શરણ આવેલાને ઇચ્છિત આપવાવાળા, ૭૮ સંવત્સરના કર્તા, (કાળ ચક્રના પ્રવર્ત્તાવનાર). ૭૯ પ્રણવાદિરૂપ, ૮૦ વેદ શાસ્ત્રાદિરૂપ, ૮૧ મોટા તપરૂપ[1], ૮૨ યોગ નિષ્ટા ૮૩ બ્રહ્મને વિષે પ્રવિલાપનિય, ૮૪ કારણના કારણરૂપ, ૮૫ જડને સત્તા આપવાવાળા, ૮૬ મોટા સામર્થ્યવાળા, ૮૭ હિરણ્મય[2] બ્રહ્માંડના સ્રષ્ટા, સર્વને જાણનારા, ૮૮ વિકાર રહિત એવા બીજરૂપે સર્વના કારણરૂપ, ૮૯ અવિદ્યાજનિત કામ તથા કર્મ એજ વાહન

---

१ 'रुद्रोवाएषयदग्निःअश्वतरीरथेनाग्निराजिमधावत्'इतिश्रुतेः ॥

१ सर्वेशरीरीप्रथम, इतिश्रुतेः ॥ २ 'सर्वतपाणिपादंतत्सर्वतोक्षिशिरोमुखं' इत्यादिशास्त्र ३ 'ब्रह्मैवेदंसर्वं' इत्यादिश्रुतेः ॥ बृहस्पतिर्हिशुक्रोभूत्वेतिमैत्रायणीयश्रुतौशुक्रस्यबृस्पत्यवतारत्वश्रवणात् ॥

१ 'अयंतुपरमोधर्मोयद्योगेनात्मदर्शनं' इतियाज्ञयवल्क्योक्तोधर्मः॥ २ 'अपएवससर्जाग्रेतासुवीर्यमवासृजत् । तदंडमभवद्धैमंसहस्रांशुसमप्रभं' इतिस्कांदात् ॥

છે જેને એવા, ૯૦ દશ હાથવાળા, ૯૧ નિમિષ રહિત, ૯૨ નીલકંઠ,[1] ૯૩ ઉપનિષત્પ્રસિદ્ધ એવી બ્રહ્મવિદ્યાના આપનાર, અથવા હિમાચલની પુત્રી પાર્વતીના પતિ, ૯૪ વિશ્વરૂપ, ૯૫ પોતાની મેળે ઉત્તમ, ૯૬ અસાધ્ય કર્મના કરનારા, ૯૭ નિઃસામર્થ્ય, ૯૮ તત્વ સમૂહ, ૯૯ તત્વ સમૂહને કરનારા, ૧૦૦ ચોવિશ તત્વના સ્વામી, ૧૦૧ દારૂકા વનમાં મુનિપત્નિઓને મોહ પમાડવા માટે નગ્નપણું ધારણ કરનારા, અથવા દિશાઓરૂપી વસ્ત્ર[2] ધારણ કરનારા, ૧૦૨ કામરૂપ, ૧૦૩ મંત્રના જાણનારા, ૧૦૪ પરમ મંત્રરૂપ, ૧૦૫ જગત્કારણ, ૧૦૬ આત્યંતિક ક્ષયરૂપ, ૧૦૭ કમંડળને ધારણ કરનારા, ૧૦૮ ધનુષ્યવાળા, ૧૦૯ જેના હાથમાં બાણ છે એવા, ૧૧૦ કપાળને[3] ધારણ કરનારા, ૧૧૧ વજ્રવાળા, ૧૧૨ શતધ્ની નામની શક્તિને ધારણ કરનારા, ૧૧૩ ખડ્ગવાળા, ૧૧૪ પટ્ટિશનું હથિઆર ધારણ કરેલા, ૧૧૫ શૂળવાળા, ૧૧૬ પૂજ્ય, ૧૧૭ શરવો જેના હાથમાં છે એવા, ૧૧૮ સુરૂપ, ૧૧૯ તેજસ્વી, ૧૨૦ ભક્તોને કાન્તિ આપનારા, નિધિરૂપ; ૧૨૧ માથાંની માળાવાળા, ૧૨૨ સુંદર મોઢાવાળા, ૧૨૩ ઉર્જિતરૂપ, ૧૨૪ વિનયવાળા, ૧૨૫ ઘણા ઉંચા, ૧૨૬ ઇન્દ્રિયદ્વારા તત્ તત્ પ્રકારના અર્થને પ્રકાશ કરનારા અથવા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ મૂર્તિરૂપ, ૧૨૭ સુતીર્થ (મોટા ગુરૂ), ૧૨૮ [4]કૃષ્ણરૂપ, ૧૨૯ શૃગાળરૂપ, ૧૩૦ સિદ્ધ અર્થવાળા, ૧૩૧

---

૧ દેવ તથા દૈત્યોએ અમૃત કાઢવા માટે ક્ષીર સમુદ્રનું મંથન કર્યું, તેમાંથી પ્રથમ ત્રણ લોકનો નાશ કરે એવું ઝેર ઉત્પન્ન થયું, તેથી બીને તે શંકરની શરણે ગયા. તેમનું દુઃખ જોઈ કરૂણાળુ શંકરે તે ઝેરને કંઠમાં રાખ્યું માટે જેનો કંઠ નીલ થયો, તેથી નીલકંઠ કહેવાયા. પુરાણાંન્તર કથા (ભા૦ ક૦)

૨ 'ईशावास्यमिदंसर्वंयात्किंचजगत्यांजगदीति'

૩ બ્રહ્માનું માથું કાપી, તેના કપાળને ધારણ કરનારા.

'૪ कृषिर्भूवाचकःशब्दोणश्चनिर्वृतिवाचकः॥ तयोरैक्यंपरंब्रह्म कृष्णइत्याभिधीयते' इतिश्रुतेः आनंद सन्मात्रइत्यर्थः ॥ અથવા બ્રહ્મોત્તર ખંડમાં ગોપના બાળકની પ્રત્યે મહાદેવનું વચન છે, કે તમારા વંશમાં સાતમો પુરૂષ હું થઈશ, એ પ્રકારના વરદાનથી કૃષ્ણ એ મહાદેવનોજ અવતાર છે.

મુંડ ( परिव्राट् ), ૧૩૨ સર્વ ભૂતને અભયના આપનાર, ૧૩૩ અજરૂપ, ૧૩૪ બહુરૂપ, ૧૩૫ ગંધના ધારણ કરનારા, જટા જૂટમાં ગંગાને ધારણ કરનારા, અને ગંગાને ગમન કરવાનું સામર્થ્ય આપનારા, ૧૩૬ અવિપ્લુત બ્રહ્મચર્યવાળા, ૧૩૭ ઊર્ધ્વલિંગ, ૧૩૮ ઉર્ધ્વશાયી, ૧૩૯ આકાશ એજ જેમનું સ્થાન છે એવા, ૧૪૦ ત્રિજટી, ૧૪૧ ચીરવાસા, ૧૪૨ રૂદ્ર[૧], ૧૪૩ સેનાઓના પતિ, ૧૪૪ સમર્થ, ૧૪૫ દિવસે ગતિ કરનારા, ૧૪૬ રાત્રિએ ગતિ કરનારા, ૧૪૭ તીક્ષ્ણ ક્રોધી, ૧૪૮ અધ્યયન, તપ ઇત્યાદિથી ઉત્પન્ન થએલું તેજ જેને વિષે છે એવા, ૧૪૯ [૨]ગજાસુર દૈત્યને મારનારા, ૧૫૦ દૈત્યોને હણનારા, ૧૫૧ કાળરૂપ, ૧૫૨ લોકના ઇશ્વર, ૧૫૩ ગુણનો ભંડાર, ૧૫૪ સિંહ તથા વ્યાઘ્રરૂપ, ૧૫૫ હાથીના ચર્મથી વીંટાએલા, ૧૫૬ કાળયોગી, ૧૫૭ મોટા નાદવાળા, ૧૫૮ સર્વ કામરૂપ, ૧૫૯ અનાહત ધ્વનિરૂપ, ૧૬૦ ચતુષ્પથ (ઉપાસનાને માટે જેના ચાર માર્ગ છે એવા), ૧૬૧ નિશાચર (વેતાળાદિરૂપ), ૧૬૨ પ્રેતચારી, ૧૬૩ ભૂતચારી, ૧૬૪ મહેશ્વર, ૧૬૫ બહુભુવન, ૧૬૬ મોટા પ્રપંચને ધારણ કરનારા, ૧૬૭ સ્વર્ભાનુ (મૂલ અજ્ઞાનરૂપ તમ) ૧૬૮ અનંત (ભૂમા), ૧૬૯ ગતિરૂપ, ૧૭૦ તાણ્ડવેશ્વર, ચિદંબર મૂર્તિ, ૧૭૧ નિત્યનર્તન (હમેશાં નૃત્ય કરનારા ), ૧૭૨ નર્તક ( नर्तायिता ), ૧૭૩ વિશ્વબંધુ, ૧૭૪ ઘોરરૂપ, ૧૭૫ મહાતપા, ૧૭૬ પાશરૂપ, ૧૭૭ નિત્ય (ધ્વંસરહિત), ૧૭૮. ગિરિરૂહ (પર્વતારૂઢ), કૈલાસવાસી, ૧૭૯ નભરૂપ, ૧૮૦ હજાર હાથવાળા, ૧૮૧ વિજય, ૧૮૨ વ્યવસાય, ૧૮૩ અતંદ્રિત, ૧૮૪ અપ્રકંપ્ય, ૧૮૫ યજ્ઞહા (યજ્ઞને હણનારા), ૧૮૬ અભયરૂપ, ૧૮૭ કામને નાશ કરનારા, ૧૮૮ દક્ષના યજ્ઞને ધ્વંસ કરનારા, ૧૮૯ સૌમ્ય, ( ડાહ્યા ), ૧૯૦ મધ્યમ, ૧૯૧ અતિ ક્રૂર, ૧૯૨ બળ દૈત્યને મારનારા, ૧૯૩ મુદિત (નિત્ય આનંદરૂપ ), ૧૯૪ અર્થરૂપ, ૧૯૫ અજીત, ૧૯૬ અવર (જેનાથી બીજો શ્રેષ્ઠ નથી એવા), ૧૯૭ ગંભીર શબ્દવાળા, ૧૯૮ ગંભીર, ૧૯૯ ગંભીર સૈન્યને વહન કરનારા, ૨૦૦ સંસાર વૃક્ષ,

---

૧. સર્વના પ્રાણરૂપ, 'प्राणावावरुद्राएतेहीदंसर्वंरोदयंति' इतिश्रुतेः ॥ २ 'वाराणस्यांपुरायातोगजरूपीमहासुरः ॥ जघ्नेतंकुंजरं भीममधृष्यंमपिशंकर' इतिस्कांदे ॥

૨૦૧ વટરૂપ, વટ નિકટવાસી દક્ષિણામૂર્ત્તિરૂપ, ૨૦૨ વૃક્ષના પત્ર પર સ્થિતિ કરનારા, ૨૦૩ વિભુ (ભક્તને માટે વિવિધ રૂપના ધારણ કરનારા), ૨૦૪ ઘણા તીક્ષ્ણ દાંતવાળા, ૨૦૫ મહાકાય, ૨૦૬ મોટા મુખવાળા, ૨૦૭ વિષ્વક્સેન, ૨૦૮ હરિ (ગજેન્દ્રને આપત્માંથી છોડાવનારા), ૨૦૯ યજ્ઞ (સૃષ્ટિના બીજભૂત), ૨૧૦ અગ્નિરૂપ, ૨૧૧ હર્યશ્વ (અતિ વેગવડે વહન કરનારા છે અશ્વ જેના એવા), ૨૧૨ જીવના સખા, ૨૧૩ વૃષરૂપ ધ્વજ એજ જેનું વાહન છે એવા, ૨૧૪ કર્મ તથા કાળને જાણનારા, ૨૧૫ વિષ્ણુ પ્રસાદિત, ૨૧૬ યજ્ઞનારાયણ, ૨૧૭ સમુદ્રરૂપ, ૨૧૮ વડવામુખ અગ્નિરૂપ, ૨૧૯ અગ્નિને સહાયભૂત, ૨૨૦ પ્રશાંતાત્મા, ૨૨૧ હુતાશન, ૨૨૨ ઉગ્ર તેજવાળા, ૨૨૩ મોટા તેજવાળા, ૨૨૪ જન્ય (સંગ્રામમાં સાધુ), ૨૨૫ વિજયના સમયને જાણનારા, ૨૨૬ જ્યોતિઃશાસ્ત્રને જાણનારા, ૨૨૭ સિદ્ધિરૂપ, ૨૨૮ સર્વ વિગ્રહ (સર્વ દેહ), ૨૨૯ શિખાવાળા (ગૃહસ્થ), ૨૩૦ (મુંડી સન્યાસી), ૨૩૧ જટાવાન્ (વાનપ્રસ્થ), ૨૩૨ જ્વાળાવાન્ (અર્ચિ ઇત્યાદિ માર્ગવાળા), ૨૩૩ મૂર્ત્તિજ (મૂર્ત્તિને વિષે ઉત્પન્ન થનારા), ૨૩૪ મૂર્ધગ, ૨૩૫ બળવાન્, ૨૩૬ વેણુવી (વાંસળીવાળા), ૨૩૭ પણવી ૨૩૮ તાલી (તાળવાળા), ૨૩૯ ખળાવાળા, ૨૪૦ કાલકંટક, ૨૪૧ દૈવજ્ઞ, ૨૪૨ જીવરૂપ, ૨૪૩ અગમ, ૨૪૪ અચંચળ, ૨૪૫ પ્રજાપતિ, વિરાટ્, ૨૪૬ વિશ્વબાહુ, ૨૪૭ વિભાગરૂપ, ૨૪૮ સર્વગ (સમષ્ટિ કાર્યરૂપ), ૨૪૯ અમુખ, ૨૫૦ સંસારમોચક, ૨૫૧ સુપ્રાપ, ૨૫૨ હિરણ્ય કવચ (સોનાના કવચવાળા), ૨૫૩ મેઢ્રજ, ૨૫૪ વનેચર, શબર, ૨૫૫ મહીચારી, ૨૫૬ સર્વને વિષે ગતિ કરનારા, ૨૫૭ સર્વ તુર્યનિનાદી, ૨૫૮ પશુપતિ, ૨૫૯ શેષાત્મા, ૨૬૦ ગુહાવાસી, ૨૬૧ ગુહ (કાર્તિકેય), ૨૬૨ વનનીમાળા ધારણ કરનારા, ૨૬૩ તરંગવિત્ (તરંગવાળા), ૨૬૪ ત્રિદશ (ઉત્પત્તિ, પાલન તથા નાશ જેનાથી છે એવા), ૨૬૫ ત્રિકાળધૃક (ત્રિકાલિક વસ્તુને ધારણ કરનારા), ૨૬૬ સઘળાં કર્મબંધનથી છોડવનારા, ૨૬૭ બળી રાજાને બાંધનારા, ૨૬૮ યુધિ, (શત્રુ વિનાશન), ૨૬૯ સાંખ્ય જ્ઞાનને આપનારા (દત્તાત્રેય), ૨૭૦ દુર્વાસા, ૨૭૧ બ્રાહ્મણોના રાજા (સોમ), ૨૭૨ બ્રહ્માદિકના નિયન્તા, ૨૭૩ પ્રાણિઓનાં યથાયોગ્ય કર્મના ફળને વેંચનારા, ૨૭૪ અતુલ્ય, ૨૭૫ યજ્ઞના વિભાગોને જાણનારા, ૨૭૬ સર્વત્ર વાસવાળા, ૨૭૭ સર્વમાં ગતિ કરનારા, ૨૭૮

દુર્લભ વસ્ત્રવાળા, ૨૭૯ વાસવ, ૨૮૦ અમર, ૨૮૧ હિમનો સમૂહ (હિમાલય પર્વતરૂપ), ૨૮૨ સુવર્ણ[1]કર્તા (સોનાના કરનારા), ૨૮૩ સઘળાં કર્મનાં ફળને ધારણ કરનારા, ૨૮૪ નિષ્કર્મા, ૨૮૫ બ્રહ્માંડને ધારણ કરનારા, ૨૮૬ રાતાં નેત્રવાળા, ૨૮૭ વિશ્વવ્યાપક ઈન્દ્રિઓવાળા, ૨૮૮ વિજયને વહન કરે એવા રથવાળા, ૨૮૯ પંડિત, ૨૯૦, સંગ્રહ ૨૯૧ નિગ્રહ (દંડરૂપ), ૨૯૨ કર્તા, ૨૯૩ સર્પ એજ જેને વસ્ત્રનો વિશ્રામ છે એવા, ૨૯૪ મુખ્ય, ૨૯૫ અમુખ્ય, ૨૯૬ દેહ, ૨૯૭ કાહલિ (કાહલા જાતના વાજાવાળા), ૨૯૮ સર્વે કામનાઓને આપનારા, ૨૯૯ સર્વે કાળમાં પ્રસન્ન થનારા, ૩૦૦ • દયાના ભંડાર, ૩૦૧ બળરામનુંરૂપ ધારણ કરનારા, ૩૦૨ મોક્ષરૂપ, ૩૦૩ સર્વદ (સઘળું આપનારા), ૩૦૪ ચારે પાસ મુખવાળા, ૩૦૫ આકાશની પેઠે વિવિધ પ્રકારનાં રૂપ ધારણ કરનારા, ૩૦૬ નિપાતી, ૩૦૭ અવશ, ૩૦૮ ખગરૂપ, ૩૦૯ ભયંકર રૂપવાળા, ૩૧૦ અંશુ,[2] ૩૧૧ આદિત્ય, ૩૧૨ સૂર્ય, ૩૧૩ સુંદર તેજવાળા, ૩૧૪ વાયુના સર્ખા વેગવાળા, ૩૧૫ મોટા વેગવાળા, ૩૧૬ નિશાચર, ૩૧૭ મન કરતાં અધિક વેગવાળા, ૩૧૮ સઘળાંના શરીરમાં વસનારા, ૩૧૯ શ્રીએ સહિત વસનારા, ૩૨૦ ઉપદેશ કરનારા, ૩૨૧ અકર, ૩૨૨ મૌનવાળા, ૩૨૩ દેહની ઉપાધિથી મુક્ત થઇ આત્માને ઓળખનારા, ૩૨૪ સારી રીતે સેવાએલા, ૩૨૫ ધનાદિક હજારો પદાર્થના આપનારા, ૩૨૬ પક્ષીરૂપ, ૩૨૭ સહાયભૂત, ૩૨૮ કરોડો સૂર્યનારાયણના જેવા *તેજસ્વી, ૩૨૯ સાર્વભૌમ, ૩૩૦ મોહક, ૩૩૧ અનંગ, ૩૩૨ વિષયરૂપ, ૩૩૩ સંસાર વૃક્ષરૂપ, ૩૩૪ અર્થકર, ૩૩૫ કીર્તિપ્રદ, ૩૩૬ વામદેવ, ૩૩૭ આનંદ માત્ર સ્વરૂપ, ૩૩૮ સર્વના આદિરૂપ, ૩૩૯ ત્રણ લોકને આક્રમણ કરવાને સમર્થ, ૩૪૦ વામનરૂપ (બળીરાજાને બંધન કરનારા), ૩૪૧ સિદ્ધ (યોગી સનત્કુમારરૂપ), ૩૪૨ મોટા ઋષિ (વસિષ્ઠાદિરૂપ), ૩૪૩ સિદ્ધાર્થ (ઋષભ, દત્તાત્રેય ઇત્યાદિરૂપ), ૩૪૪ સિદ્ધ સાધક, ૩૪૫ હંસ, ૩૪૬ પરમહંસ, ૩૪૭ દંડાદિ રહિત, ૩૪૮ સઘળાં પ્રાણિઓને અભયના આપનારા, ૩૪૯ નિર્વિકાર, ૩૫૦ કાર્તિક સ્વામી, ૩૫૧ વિશાખ, ૩૫૨ સાઠે તત્વને ગળી

---

૧ મહાદેવના વિર્યથી સુવર્ણ ઉત્પન્ન થએલું છે, એવી પુરાણોમાં કથાઓ છે.

૨ એ નામની દેવતા, તે રૂપ,

જનારા, ૩૫૩ ઇન્દ્રિઓના પતિ, ૩૫૪ હાથમાં વજ્રવાળા (ઇન્દ્રરૂપ), ૩૫૫ વિ-સ્તારવાળા, ૩૫૬ સૈન્યને સ્તંભન કરનારા, ૩૫૭ યુદ્ધમાં રથવડે શત્રુના સૈન્યને ભેદી પુનઃનિર્વિઘ્ન કરનારા, ૩૫૮ શુદ્ધ બ્રહ્મને જાણુનારા, ૩૫૯ વસંત ઋતુ-રૂપ, ૩૬૦ મધુક પક્ષિના સર્ખા નેત્રવાળા, અથવા ક્ષૌદ્રના સર્ખા પિંગ નેત્રવા-ળા, ૩૬૧ વાચસ્પત્ય (દેવના ગુરૂ બૃહસ્પતિ), ૩૬૨ યજ્ઞમાં અધ્વર્યુંનું કર્મ કરનારા, ૩૬૩ હમેશાં આશ્રમમાં પૂજાએલા, ૩૬૪ બ્રહ્મનિષ્ઠ, ૩૬૫ લોક, ને વિષે (બ્રાહ્મણુદિકના ઘરોમાં) ભિક્ષા કરનારા, ૩૬૬ સર્વને* વિષે ગતિ કરનારા, ૩૬૭ વિચારવાળા, ૩૬૮ ઇશાન (નિયંતા), ૩૬૯ ઈશ્વર, ૩૭૦ કાલ (સર્વ પ્રાણીઓને પાપ તથા પુણ્યનું ફળ બરોબર આપવા માટે ગ-ણુના કરનારા, ચિત્રગુપ્ત), ૩૭૧ નિશાચારી (મહાપ્રલયરૂપ નિશામાં પણુ ગતિ કરનારા), ૩૭૨ પિનાક ધનુષ્યના ધારણુ કરનારા, ૩૭૩ નિમિત્તને વિષે રહેલા, ૩૭૪ નિમિત્તરૂપ, ૩૭૫ જ્ઞાનસંપદ્રુપ, ૩૭૬ સંપત્કર, ૩૭૭ હરિ (હનુમાનરૂપ), ૩૭૮ નંદી (શિવનો ગણુ)ના ઈશ્વર, ૩૭૯ નંદીરૂપ, ૩૮૦ નંદન, ૩૮૧ નંદિવર્ધન, ૩૮૨ ઐશ્વર્યને હરનારા, ૩૮૩ નિહંતા, ૩૮૪ ચોસઠ કળાઓમાં નિવાસ કરનારા, ૩૮૫ બ્રહ્મારૂપ, ૩૮૬ પિતામ-હ (વિષ્ણુના પણુ [૧]પિતા), ૩૮૭ ચાર મુખવાળા (વિધાતા), ૩૮૮ મોટા લિંગવાળા, ૩૮૯ રમણિય વેષવાળા, ૩૯૦ પ્રવૃત્તિ તથા નિવૃત્તિને નિયમે રાખનારા, ૩૯૧ દેવના અધ્યક્ષ ( મુખ્ય ), ૩૯૨ યોગાધ્યક્ષ ( યોગ-નીં મધ્યે મુખ્ય ), ૩૯૩ યુગને વહન કરનારા, ૩૯૪ બીજાધ્યક્ષ ( ધર્માધર્મના ફળદાતા ), ૩૯૫ બીજકર્તા, ૩૯૬ સાધક, ૩૯૭ બળરૂપ, ૩૯૮ ઈતિહાસરૂપ, ૩૯૯ સકલ્પ (પ્રયોગ વિધિ અને વિ-ચારે સહિત મીમાંસા અને ન્યાયનો સમૂહ), ૪૦૦ ગૌતમ (તર્ક શાસ્ત્રના બનાવનાર), ૪૦૧ નિશાકર (ચંદ્રરૂપ), ૪૦૨ શત્રુને દમનારા, ૪૦૩ દંભર-હિત, ૪૦૪ ધર્મધ્વજપણાથી રહિત પુરૂષોમાં પોતે મુખ્ય, ૪૦૫ ભક્તા-ધિન, ૪૦૬ અન્યને વશ કરવાને સમર્થ, ૪૦૭ કલિ ( દેવ તથા દૈત્યોને વૈર કરાવનારા), ૪૦૮ ચૌદ ભુવનને નિર્માણુ કરનારા, ૪૦૯ જીવરૂપી પશુ-

---

* 'सइदंसर्वंभवति' इतिश्रुतेः

૧ ઇન્દિરા એટલે લક્ષ્મી લોકની માતા, એમ જગત્માં પ્રસિદ્ધ છે, તેના સ્વામી માટે વિષ્ણુ લોકના પિતા તેના પિતા માટે પિતામહ.

ઓના પાળક, ૪૧૦ પંચમહાભૂતને સૂજનારા, ૪૧૧ ઔષધ રહિત, ૪૧૨ અક્ષર, ૪૧૩ પરમબ્રહ્મ (ઉત્કૃષ્ટ આનંદ માત્ર સ્વરૂપ), ૪૧૪ બળાભિમાનિ દેવતારૂપ, ૪૧૫ ઇન્દ્રરૂપ, ૪૧૬ નીતિરૂપ, ૪૧૭ અનીતિરૂપ, ૪૧૮ પવિત્ર મનવાળા, ૪૧૯ દોષરહિત, ૪૨૦ માનને યોગ્ય, ૪૨૧ ગતાગતરૂપ (યાતા યાતવાન્), ૪૨૨ બહુ પ્રસાદ, ૪૨૩ સ્વપ્નાવસ્થાના અભિમાની, તૈજસરૂપ, ૪૨૪ દર્પણરૂપ (વિશ્વના તક્તારૂપે), ૪૨૫ શત્રુઓને જિતનારા, ૪૨૬ વેદના કર્તા, ૪૨૭ મંત્ર કર્તા, ૪૨૮ વિદ્વાન્, ૪૨૯ સંગ્રામમાં શત્રુઓને મર્દન કરનારા, ૪૩૦ પ્રલયના મેઘમાં વાસ કરનારા, ૪૩૧ મોટા ઘોરરૂપ, ૪૩૨ સર્વ જેને વશ છે એવા, ૪૩૩ સંહાર કર્તા, ૪૩૪ અગ્નિના સર્ખી જ્વાળાઓવાળા, ૪૩૫ મોટી જ્વાળાઓવાળા, ૪૩૬ ધૂમ્રમય (ધૂમાડારૂપ), ૪૩૭ હોમવડે પ્રસન્ન, ૪૩૮ હુતદ્રવ્યરૂપ, ૪૩૯ ધર્મરૂપ, ૪૪૦ શંકર (સુખના આપનાર), ૪૪૧ નિરંતર કાન્તિમાન્, ૪૪૨ વન્હિરૂપ, ૪૪૩ મરકત મણિના સર્ખા નીલ વર્ણવાળા, ૪૪૪ હમેશાં લિંગમાં રહેલા, ૪૪૫ કલ્યાણનો હેતુ, ૪૪૬ પ્રતિબંધશૂન્ય, ૪૪૭ સ્વસ્તિના આપનાર, ૪૪૮ સમીપ સત્તાવાળા, ૪૪૯ યજ્ઞમાં ભાગવાળા, ૪૫૦ યજ્ઞ સંબંધિ હુતદ્રવ્યને વેંચનારા, ૪૫૧ લઘુ (શીઘ્ર), ૪૫૨ અસંગ (સંગ રહિત), ૪૫૩ મહાલિંગ, ૪૫૪ મહાન્ ગર્ભ ઉત્પન્ન કરનારા, ૪૫૫ કાળો વર્ણ ધારણ કરનારા, ૪૫૬ શ્વેત વર્ણવાળા, ૪૫૭ સર્વેંદ્રિયરૂપ, ૪૫૮ મહાપાદ (મોટા પગવાળા), ૪૫૯ મહા હસ્ત (મોટા હાથવાળા), ૪૬૦ મહા કાય (મોટા શરીરવાળા) ૪૬૧ મોટા યશવાળા, ૪૬૨ મહામૂર્ધા ( મોટા મૂર્ધસ્થાનવાળા ), ૪૬૩ મહા માત્ર (મોટા પ્રમાણવાળા), ૪૬૪ મોટાં નેત્રવાળા, ૪૬૫ અવિદ્યાના સ્થાનરૂપ, ૪૬૬ મહાંતક (મૃત્યુના મૃત્યુ), ૪૬૭ મહા કર્ણ, ૪૬૮ મહોષ્ઠ (મોટા હોઠવાળા), ૪૬૯ મહાહનુ (મોટી હડપચીવાળા), ૪૭૦ મોટા નાકવાળા, ૪૭૧ મોટા કંઠવાળા, ૪૭૨ મોટી ડોકવાળા, ૪૭૩ શ્મશાનને ભજનારા, ૪૭૪ મોટા વક્ષસ્થળવાળા, ૪૭૫ મોટા ઉરૂવાળા, ૪૭૬ અંતરાત્મા, ૪૭૭ મૃગના આલયરૂપ, ૪૭૮ જેને વિષે અનેક બ્રહ્માંડ લટકે છે એવા,.૪૭૯ પ્રલય કાળમાં વિશ્વને ગળવા લાંબા કર્યા છે બેઉ ઓઠ જેમણે એવા, ૪૮૦ મોટી માયાવાળા, ૪૮૧ ક્ષીરસમુદ્રરૂપ, ૪૮૨ મોટા દાંતવાળા, ૪૮૩ મોટી દાઢોવાળા, ૪૮૪ મોટી જીભ્હાવાળા, ૪૮૫ મોટા મુખવાળા, ૪૮૬ મોટા નખવાળા (નૃસિંહરૂપ), ૪૮૭ મોટાં રૂવાંટાંવાળા (વરાહરૂપ), ૪૮૮ મોટા પેટવાળા, ૪૮૯ મોટી જટાવાળા, ૪૯૦ પ્રસન્ન,

૪૯૧ પ્રસાદ, ૪૯૨ અનુભવરૂપ, ૪૯૩ પર્વતના સાધનવાળા, ૪૯૪ પિતાની પેઠે પ્રજા ઉપર સ્નેહવાળા, ૪૯૫ સ્નેહ રહિત, ૪૯૬ અજિત, ૪૯૭ ઘણા મૌનવાળા, ૪૯૮ સંસાર વૃક્ષરૂપ, ૪૯૯ સંસાર વૃક્ષવડેજ જાણવાને યોગ્ય, ૫૦૦ અનલરૂપ, ૫૦૧ વાયુવાહન, ૫૦૨ ઉંચ પ્રદેશમાં ગતિ કરનારા, ૫૦૩ મેરૂ પર્વત જેતું ધામ છે એવા, ૫૦૪ દેવોના અધિપતિ. ૫૦૫ અથર્વવેદરૂપી મસ્તકવાળા, ૫૦૬ સામ વેદરૂપી છે મુખ જેને એવા, ૫૦૭ ઋગ્વેદરૂપી સહસ્રધા અમિત દૃષ્ટિવાળા, ૫૦૮ યજુર્વેદ એજ જેના હાથ પગ છે એવા, ૫૦૯ ઉપનિષદ્ એજ જેને ગુહ્ય ભાગ છે એવા, ૫૧૦ કર્મકાંડરૂપ, ૫૧૧ જંગમરૂપ, ૫૧૨ જેને વિષે અમોઘ યાચના રહેલી છે એવા, ૫૧૩ દયાળુ, ૫૧૪ સુખવડે પ્રાપ્ત થવા યોગ્ય ૫૧૫ મંગળકારી છે દર્શન જેતું એવા, ૫૧૬ ઉપકારરૂપ, ૫૧૭ સુખદાયી, ૫૧૮ સર્વ (સન્મુખ થનારા), ૫૧૯ સુવર્ણરૂપ, ૫૨૦ કાંચનચ્વિ, ૫૨૧ યજ્ઞની નાભિરૂપ, ૫૨૨ યજ્ઞફળની સમૃદ્ધિને આપનારા, ૫૨૩ યજ્ઞની શ્રદ્ધારૂપ, ૫૨૪ બ્રહ્માંડના સ્વામી, ૫૨૫ સ્થિર, (પર્વતાદિરૂપ), ૫૨૬ દ્વાદશ (સંસારની આપેક્ષા એ મોક્ષ કહેવાય છે), ૫૨૭ ભયના ઉત્પન્ન કરનારા, ૫૨૮ આદ્ય (સંસારથી પેહેલા), ૫૨૯ યજ્ઞ (જીવ તથા ઈશ્વર બેઉને સંગતિ કરાણુરૂપ ઉપયોગ), ૫૩૦ યજ્ઞમાં રહેલા, ૫૩૧ મહામોહરૂપ, ૫૩૨ કલિરૂપ (કામ, ક્રોધ, લોભાદિરૂપ), ૫૩૩ કાલ, ૫૩૪ મકરાકારે શિશુમાર ચક્રરૂપ, ૫૩૫ મૃત્યુએ પૂજેલા, ૫૩૬ ગણે યુક્ત, ૫૩૭ ગણને કરનારા, ૫૩૮ યોગ ક્ષેમના નિર્વાહક બ્રહ્મા જેના સારથિ છે એવા, ૫૩૯ भस्मशयः[1] ભસ્મમાં સુનારા, ૫૪૦ भस्मगोप्ता[2] ભસ્મવડે રક્ષણ કરનારા ૫૪૧

---

૧ શંકર ધારણ કરે છે, ભસ્મમાં પોઢે છે, માટે ભસ્મ પવિત્ર છે. ભસ્મ ધારણ કરનારા પાપથી મુક્ત થાય છે, वासिष्ठलैंगમાં કહ્યું છે કે 'भर्त्सनात्सर्वपापानां पाशानांचमहामुने । भस्मेतिकीर्त्यतेरक्षारोगाणांचापिभर्त्सनात्' ॥ વળી અથર્વ શિરસિશ્રુતિ—'भस्मगृहीत्वाभिमृज्यांगानिसंस्पृशेद्व्रतमेतत्पाशुपतंपशुपाशविमोक्षाय' इति ભસ્મ ધારણ કરવાનું મહાત્મ્ય વૃદ્ધ શાતાતપે પણ આ પ્રમાણે લખ્યું છે—'स्तेयंकृत्वागुरुदारांश्चगत्वामद्यंपीत्वाब्रह्महत्यांचकृत्वाभस्मच्छन्नोभस्मशय्यांशयानोरुद्राध्यायीमुच्यतेसर्वपापैः' ॥ इति ૨, શંકર ભસ્મવડે જગતનું રક્ષણ કરે છે, તેને માટે ભવાની પ્રત્યે શંકરનું વચન છે—'रक्षार्थमंगलार्थंचपवित्रार्थंचभामिनि । लांछनार्थंचभक्तानांभस्मदत्तंमयापुरा' ॥ इति.

ભસ્મભૂત,[1] ૫૪૨ કલ્પ વૃક્ષાદિરૂપ, ૫૪૩ ગણરૂપ, ૫૪૪ લોકપાળ (ચૌદ ભુવનને પાળનારા), ૫૪૫ લોકાતીત, ૫૪૬ મહાત્મા (પૂર્ણ), ૫૪૭ સર્વ પૂજીત, ૫૪૮ શુકલ (શુદ્ધ), ૫૪૯ ત્રિશુકલ (કાયા, વાણી તથા મન જેમનું શુદ્ધ છે એવા), ૫૫૦ સંપન્ન (કુશળ), ૫૫૧ પવિત્ર, ૫૫૨ પૂર્વાચાર્યોએ સેવેલા, ૫૫૩ આશ્રમને વિષે રહેનારા, ૫૫૪ ક્રિયારૂપ અવસ્થાવાળા, ૫૫૫ વિશ્વકર્માની બુદ્ધિરૂપ, ૫૫૬ શ્રેષ્ઠ, ૫૫૭ લાંબા હાથવાળા, ૫૫૮ તામ્રોષ્ઠ (લાલ ઓઠવાળા), ૫૫૯ જળસમૂહરૂપ, ૫૬૦ સુનિશ્ચલ (ઘણા દૃઢ), ૫૬૧ કપિલ, ૫૬૨ કપિશ, ૫૬૩ શુકલ, ૫૬૪ આયુષ્યરૂપ, ૫૬૫ પ્રાચીન, ૫૬૬ અર્વાચીન, ૫૬૭ ગંધર્વરૂપ, ૫૬૮ અદિતિરૂપ, (દેવની માતા અથવા પૃથ્વીરૂપ), ૫૬૯ ગરૂડરૂપ, ૫૭૦ સુખવડે જાણવાને યોગ્ય, ૫૭૧ સુંદર વાણીવાળા, ૫૭૨ પરશ્વધ (કોવાડો) આયુધને ધારણ કરનારા, ૫૭૩ દેવ, ૫૭૪ અનુકારી, (ભીષ્મને હણવાને આયુદ્ધ ફેંકનારા), ૫૭૫ અર્જુન સખા, ૫૭૬ વીણાને ધારણ કરનારા, ૫૭૭ મહાક્રોધ, ૫૭૮ ઉર્ધ્વરેતા, ૫૭૯ જળમાં સુનારા (શેષશાઈરૂપ ભગવાન્), ૫૮૦ ઉગ્ર, ૫૮૧ વંશ કરનારા, ૫૮૨ પ્રસિદ્ધ, ૫૮૩ વંશનાદ, ૫૮૪ અનિંદિત, ૫૮૫ સર્વ અવયવોની સુંદરતાવાળા, ૫૮૬ માયાવી, ૫૮૭ સુહૃદ, ૫૮૮ અનિલ ( વાયુ ), ૫૮૯ અનલ (અગ્નિ), ૫૯૦ બંધનરૂપ (સંસાર પાશ), ૫૯૧ બંધ કર્તા, ૫૯૨ માયાના પાશથી છોડવનારા, ૫૯૩ યજ્ઞના શત્રુઓની સાથે રહેનારા, ૫૯૪ કામના શત્રુઓની સાથે વસનારા, ૫૯૫ મહાદંષ્ટ્ર, ૫૯૬ મહાયુધ ૫૯૭ બહુ[1] પ્રકારે નિંદાએલા, ૫૯૮ શર્વ (દારૂકા વનમાં રહેનારા ઋષિઓને મોહ પમાડનારા), ૫૯૯ शंकर (તેમનું કુશળ પોતાના હાથમાં માટે), ૬૦૦ शंकर (સર્વ સંશયને દહન કરનારા માટે), ૬૦૧ ધન વગરના, ૬૦૨ દેવતાઓના ઇશ,

---

૧ મંકણક નામના ઋષિ પોતાના હાથમાં શાકરસ ખરતો જોઈ પોતે નાચવા લાગ્યા, તેમને નાચતા બંધ કરવાને મહાદેવે પોતાની આંગળી કાપી માંહેથી ભસ્મ ખેરવી દેખાડી તેથી શંકરનું શરીર ભસ્મમય કહેવાય છે, पुराणान्तर कथा.

૧ દારૂકા વનમાં ઘણું બ્હાલું લાગે તેવું રૂપ ધારણ કરી નગ્ન થઈ શંકર રમે છે, ત્યાંના રહેનાર ઋષિઓ એમ માને છે કે—અમારી પત્નીઓનાં ચિત્ત મોહ પમાડવાને તે આમ કરે છે, માટે ઋષિઓએ નિંદેલા-

૬૦૩ *મહાદેવ, ૬૦૪ વિશ્વદેવ, ૬૦૫ દેવના શત્રુને હણનારા, ૬૦૬ શેષ-સ્વરૂપ, ૬૦૭ વાયુની પેઠે અદૃશ્ય, ૬૦૮ વિજ્ઞાનવાળા, ૬૦૯ હવિરૂપ, ૬૧૦ અનેકપાદ્ (એકાદશ રૂદ્રમાંના એક રૂદ્રનું નામછે), ૬૧૧ કપાલને ધારણ કરનારા, ૬૧૨ त्रिशंकुः† ત્રણ ગુણ ખીલાની પેઠે જેના વિષ્ટંભક છે એવા (સંસારી), ૬૧૩ ત્રણ ગુણવડે વશ થાય નહીં તેવા, ૬૧૪ નિરૂપાધિ, ૬૧૫ ધન્વંતરિ, ૬૧૬ ધૂમકેતુ, ૬૧૭ સ્કંદ, ૬૧૮ વૈશ્રવણ, ૬૧૯ ધાતા, ૬૨૦ શક્ર, ૬૨૧ વિષ્ણુ, ૬૨૨ મિત્ર, ૬૨૩ ત્વષ્ટા, ૬૨૪ ધ્રુવ, ૬૨૫ ધર, ૬૨૬ પ્રભાવ નામના વસુરૂપ, ૬૨૭ સૂત્રાત્મા, ૬૨૮ અર્યમા, ૬૨૯ સવિતા, ૬૩૦ રવિ, ૬૩૧ ઉષંગુ (એ નામનો રાજા તે રૂપ), ૬૩૨ વિધાતા (વિવિધ પ્રકારે પોષણના કરનારા), ૬૩૩ માંધાતા (જીવને તૃપ્તિ કરનારા), ૬૩૪ ભૂત માત્રની સંભાળના કરનારા, ૬૩૫ વિભુ (વિવિધરૂપે થનારા), ૬૩૬ વિવિધ વર્ણની ભાવના કરનારા, ૬૩૭ સઘળી કામનાઓ તથા ગુણને વહન કરનારા, ૬૩૮ પદ્મનાભ, ૬૩૯ મહાગર્ભ, ૬૪૦ ચંદ્રવક્ર, ૬૪૧ અનિલ, ૬૪૨ અનલ, ૬૪૩ બળવાન્, ૬૪૪ ઉપશાંત, ૬૪૫ પુરાણ, ૬૪૬ પુણ્યચંચુ, ૬૪૭ ई રૂપ, (લક્ષ્મીરૂપ), ૬૪૮ કુરૂક્ષેત્રના કર્તા, ૬૪૯ કુરૂક્ષેત્રમાં રહેનારા, ૬૫૦ કુરૂભૂત, ૬૫૧ ઐશ્વર્ય (જ્ઞાન, વૈરાગ્ય ધર્માદિ) ને ઔષધની પેઠે દિપાવનારા, ૬૫૨ સર્વનું લયસ્થાન, ૬૫૩ દર્ભચારી, ૬૫૪ સર્વ પ્રાણિઓના પતિ, ૬૫૫ દેવના દેવ, ૬૫૬ સુખને વિષે આસક્તિવાળા, ૬૫૭ સત્કારણ, ૬૫૮ અસત્કાર્ય, ૬૫૯ સર્વ રત્નવિત્, ૬૬૦ કૈલાસ ગિરિવાસી (કૈલાસ પર્વત ઉપર રહેનારા), ૬૬૧ હિમાચલ પર્વતના સંશ્રયવાળા, ૬૬૨ મોટા પ્રવાહરૂપે તીરમાં રહેલાં વૃક્ષોને ઉખેડનારા, ૬૬૩ મોટી તરોને કરનારા, ૬૬૪ બહુ વિધ, ૬૬૫ બહુપદ, ૬૬૬ વણિક્, ૬૬૭ વર્ધકી, ૬૬૮ વૃક્ષરૂપ (સંસાર વૃક્ષરૂપ), ૬૬૯ બકુલરૂપ, ૬૭૦ ચંદનરૂપ, ૬૭૧ સપ્તપર્ણ, ૬૭૨ દૃઢ ખાંધવાળા, ૬૭૩ મોટી જત્રુ (હાંસડી) વાળા, ૬૭૪ અલોલ, ૬૭૫ મહૌષધ

---

'शैवपुराणे'---पूज्यतेयः सुरैः मर्त्यैर्महांश्चैवप्रमाणतः । महेति धातुः पूजायां महादेवस्ततः स्मृतः ॥ इ०

† સંસારી, ગીતામાં કહ્યું છે કે—' नतदस्तिपृथिव्यांवा दिविदेवेषु वापुनः । सत्वंप्रकृतिजैर्मुक्तंयदेभिः स्यात्रिभिर्गुणैः ॥ इति.

( વ્રીહિયવરૂપ ), ૬૭૬ સિદ્ધાર્થકારી, ૬૭૭ સિદ્ધાન્તરૂપ, ૬૭૮ સિંહનાદ, ૬૭૯ સિંહદંષ્ટ્ર, ૬૮૦ સિંહારૂઢ, ૬૮૧ સિંહ વાહન (સિંહયુક્ત જેનું વાહન છે એવા), ૬૮૨ સત્તારૂપ, ૬૮૩ જગત્કાળ એજ જેનું ભોજન પાત્ર છે એવા, ૬૮૪ લોકહિત, ૬૮૫ તરૂસ્તારક, ૬૮૬ સારંગ (એક જાતનું પક્ષિ) રૂપ, ૬૮૭ નવચક્રાંગ, ૬૮૮ કેતુમાલી ( શિખાવડે શોભિતા), ૬૮૯ ધર્મની પરીક્ષાના સ્થાનને રક્ષણ કરનારા, ૬૯૦ ભૂતાલય, ૬૯૧ ભૂતપતિ, ૬૯૨ અહોરાત્ર, ૬૯૩ અનિંદિત, ૬૯૪ સર્વ ભૂતને વહન કરનારા, ૬૯૫ સર્વ ભૂતનું સ્થાનરૂપ, ૬૯૬ વિભુ (અજન્મા), ૬૯૭ ભવ, ૬૯૮ અમોઘ (સફળ), ૬૯૯ સમાધિવાળા, ૭૦૦ અશ્વરૂપ, ૭૦૧ અન્નદાતા, ૭૦૨ પ્રાણ ધારણ, ૭૦૩ ધૃતિમાન્, ૭૦૪ મતિમાન્, ૭૦૫ ઉત્સાહી, ૭૦૬ સત્કૃત, ૭૦૭ ધર્મ તથા અધર્મનું ફળ આપનારા, ૭૦૮ ઈન્દ્રિઓને પાળનારા, ૭૦૯ કિરણોના પતિ, ૭૧૦ સમૂહ, ૭૧૧ ગોચર્મ વસન, ૭૧૨ ભક્તોના દુઃખને હરનારા (હરિ), ૭૧૩ હિરિણ્ય બાહુ (રમણીય હાથવાળા), ૭૧૪ પ્રવેશ શીલયોગિઓનાં શરીરને રક્ષણ કરનારા, ૭૧૫ બારીકાઈથી શત્રુઓને નિર્મૂલ કરનારા, ૭૧૬ મહા હર્ષ, ૭૧૭ જિતકામ, ૭૧૮ જિતેંદ્રિય, ૭૧૯ ગાંધારરૂપ (એક જાતનો સ્વર), ૭૨૦ સુંદિર વાસ ( સ્થાન ) વાળા, ૭૨૧ તપાસક્ત, ૭૨૨ પ્રીતિરૂપ, ૭૨૩ નર (વિરાટ્) રૂપ, ૭૨૪ મહાગીત, ૭૨૫ મહાનૃત્ય, ૭૨૬ અપ્સરાના સમૂહોએ સેવેલા, ૭૨૭ મોટી ધ્વજાવાળા, ૭૨૮ મેરૂપર્વતરૂપ, ૭૨૯ અનેક શીખરપર રૂડે પ્રકારે ગતિ કરનારા, ૭૩૦ ચલ, ૭૩૧ ગુરૂઓથી ઉપદેશ થવાને શક્ય, ૭૩૨ સાક્ષાદુપદેશરૂપ, ૭૩૩ સર્વ ગંધને સુખવડે વહન કરનારા, ૭૩૪ તોરણ (પુરદ્વારાદિરૂપ) રૂપ, ૭૩૫ તારણ, ૭૩૬ વાતરૂપ, ૭૩૭ કિલ્લારૂપ, ૭૩૮ ગરૂડરૂપ, ૭૩૯ સંયોગરૂપ, ૭૪૦ વૃદ્ધ, ૭૪૧ અતિવૃદ્ધ, ૭૪૨ ગુણાધિક, ૭૪૩ નિત્ય આત્મસાહ્ય, ૭૪૪ દેવ તથા અસુરોના પતિ, ૭૪૫ પતિ, ૭૪૬ યુક્ત, ૭૪૭ શત્રુઓને મર્દન કરવા યોગ્ય હાથવાળા, ૭૪૮ સ્વર્ગના દેવતા ઈન્દ્રે આરાધન કરવાને યોગ્ય, ૭૪૯ સર્વ સહન કરવાનું સામર્થ્ય આપવાવાળા, ૭૫૦ *સુષાઢ, ૭૫૧ ધ્રુવ [અચળ] રૂપ, ૭૫૨ હરિણ (શુદ્ધ), ૭૫૩ હર (શૂલિ), ૭૫૪ સેવકોને ધન આપનારા, ૭૫૫ ધનથી અધિક, ૭૫૬ શિષ્ટાચારરૂપ,

* સુ ઇષત્ અર્થમાં વાપરેલું છે, બાકી અર્થ પાછલા નામ જેવો સમજવો.

૭૫૭ બ્રહ્માના શિરને છેદનારા, ૭૫૮ સર્વ લક્ષણ યુક્ત, ૭૫૯ રથ યોગી, ૭૬૦ સર્વ યોગી, ૭૬૧ મહાબળ, ૭૬૨ વેદરૂપ, ૭૬૩ અસામ્નાય (સ્મૃતિ, ઈતિહાસ, પુરાણાગમાદિરૂપ), ૭૬૪ તીર્થ દેવ, ૭૬૫ મહારથ, ૭૬૬ નિ-ર્જીવ (પ્રપંચાત્મા), ૭૬૭ જીવન, ૭૬૮ મંત્રરૂપ, ૭૬૯ શાન્ત દૃષ્ટિ, ૭૭૦ ઘણા કઠણ, ૭૭૧ રત્નપ્રભૂત (ઘણી ઉત્તમ વસ્તુઓ જેને વિષે છે એવા), ૭૭૨ રાતા અંગવાળા, ૭૭૩ મોટા સમુદ્રોને કૂવાની બહાર કરેલી કુંડીની પેઠે પીજનારા, ૭૭૪ મૂળ (સંસારરૂપી ઝાડનું અધિષ્ઠાન), ૭૭૫ વિશાલ, ૭૭૬ અમૃતરૂપ, ૭૭૭ વ્યક્તાવ્યક્તરૂપ (કાર્ય કારણાત્મા), ૭૭૮ તપનો ભંડાર, ૭૭૯ આરોહણરૂપ, ૭૮૦ અધિરોહ, ૭૮૧ શીલ (સદાચાર)ને ધારણ કર-નારા, ૭૮૨ મોટા (પવિત્ર) યશવાળા, ૭૮૩ સેનારૂપી અલંકારવાળા, ૭૮૪ મહાકલ્પ (દિવ્ય ભૂષણ), ૭૮૫ યોગ (ચિત્તની વૃત્તિનો નિરોધ) રૂપ, ૭૮૬ કલ્પાદિપ્રદ, ૭૮૭ હરિ (પાદાભિમાનિનિ દેવતા), ૭૮૮ યુગરૂપ (ધર્માધર્મતત્ સંકરરૂપ), ૭૮૯ મોટા અરૂપ, ૭૯૦ મહા નાગહન (ગજાસુર દૈત્યને માર-નારા), ૭૯૧ વધરૂપ (મૃત્યુ), ૭૯૨ ન્યાય યુક્ત દાન આપનારા, ૭૯૩ પાદ (ગમ્મ), ૭૯૪ પંડિત (પરોક્ષજ્ઞાની), ૭૯૫ અચલોપમ (નિશ્ચલ), ૭૯૬ અ-નંતલીલાવાળા, ૭૯૭ મોટી માળાવાળા, ૭૯૮ શશિચંદ્ર ( શાન્ત દૃષ્ટિરૂપ ), ૭૯૯ ખારા સમુદ્રરૂપ, ૮૦૦ ત્રિયુગરૂપ, ૮૦૧ સફલોદય, ૮૦૨ ત્રિલોચન, ૮૦૩ શુદ્ધભ્રમા, ૮૦૪ મણિવિદ્ધ (કુંડળવાળા), ૮૦૫ જટાધર, ૮૦૬ અનુસ્વારરૂપ, ૮૦૭ વિસર્ગરૂપ, ૮૦૮ વ્યક્તવર્ણ, ૮૦૯ શરરૂપ. ૮૧૦ સર્વયુધ, ૮૧૧ સહ, ૮૧૨ નિવેદન, ૮૧૩ સુખવડે ઉત્પન્ન થનારા, ૮૧૪ ગંધાર દેશમાં ઉત્પન્ન થનારા, ૮૧૪ ગંધાર દેશમાં ઉત્પન્ન થએલા, ૮૧૫ મોટા ધનુષ્યવાળા, ૮૧૬ વાસનામય, ૮૧૭ ઉત્થાન (સઘળાં કર્મ જેનાથી ઉઠે છે એવા), ૮૧૮ વિ-શ્વનો નાશ કરવાને સમર્થ, ૮૧૯ સકળ (પૂર્ણ), ૮૨૦ સર્વને જોનારા, ૮૨૧ તલસ્તાલ (વાદ્યવિશેષરૂપ), ૮૨૨ હાથમાં ભોજનના પાત્રવાળા, ૮૨૩ દૃઢ શરીરવાળા, ૮૨૪ ઘણા ઉંચા, ૮૨૫ છત્રરૂપ, ૮૨૬ સુચ્છત્ર, ૮૨૭ વિ-ખ્યાત, ૮૨૮ સર્વાશ્રયરૂપ છે પાદવિક્ષેપ જેનો એવા, ૮૨૯ મુંડ, ૮૩૦ વિકટ-રૂપ, ૮૩૧ સઘળી વિક્રિયાને પામેલા, ૮૩૨ દંડી, ૮૩૩ કુંડી, ૮૩૪ અ-કર્ત્તા, ૮૩૫ સિંહરૂપ, ૮૩૬ સર્વ દિશાઓ રૂપ, ૮૩૭ વજ્ર, ૮૩૮ સો જી-ભ્હાઓવાળા, ૮૩૯ હજારો પગ તથા માથાંવાળા, ૮૪૦ દેવેન્દ્ર, ૮૪૧ સર્વ દેવમય, ૮૪૨ ગુરૂ, ૮૪૩ હજારો હાથવાળા, ૮૪૪ સર્વને પામનારા, ૮૪૫

શરણ્ય, ૮૪૬ સર્વ લોકને કરનારા, ૮૪૭ પવિત્ર, ૮૪૮ ત્રિકકુન્મંત્રવાળા, ૮૪૯ કનિષ્ઠ (નાના), ૮૫૦ કૃષ્ણ પિંગલ (હરિહરમૂર્તિ), ૮૫૧ બ્રહ્મદંડને નિર્માણ કરનારા, ૮૫૨ શતઘ્ની નામની શક્તિવાળા, ૮૫૩ પદ્મગર્ભ (બ્રહ્મારૂપ), ૮૫૪ મહાગર્ભ, ૮૫૫ બ્રહ્મ ગર્ભ, ૮૫૬ જળથી ઉત્પત્તિવાળા, ૮૫૭ કિર્ણોવાળા, ૮૫૮ વેદકર્તા, ૮૫૯ વેદાધ્યાયી, ૮૬૦ વેદના અર્થને જાણનારા, ૮૬૧ બ્રહ્મિષ્ટ, ૮૬૨ બ્રહ્મિષ્ટોની પરમગતિરૂપ, ૮૬૩ અનંતરૂપ, ૮૬૪ અનેક શરીરને ધારણ કરનારા, ૮૬૫ દુઃસહ પરાક્રમવાળા, ૮૬૬ ત્રણ પ્રકારના ઉપાધિથી મુક્ત સ્વરૂપવાળા, ૮૬૭ પશુપતિ (જીવોના ઈશ્વર), ૮૬૮ વાયુના સર્ખા વેગવાળા, ૮૬૯ મનના જેવા વેગવાળા, ૮૭૦ પદ્મનાલાગ્ર (પદ્મનાળ જેના અગ્ર ભાગમાં છે એવા, ૮૭૧ ચંદનવડે લીંપાએલા, ૮૭૨ સુરભ્યુત્તરણ (કામધેનુને ઉતારનાર), ૮૭૩ નર, ૮૭૪ ધંતુરાના પુષ્પની મોટી માળાવાળા, ૮૭૫ નીલા મુગટવાળા, ૮૭૬ પિનાકના ધારણ કરનારા, ૮૭૭ ઉમાના પતિ, ૮૭૮ ઉમાકાન્ત, ૮૭૯ જાન્હવીને ધારણ કરનારા, ૮૮૦ ઉમાધવ (ઉમયાના ભર્તા), ૮૮૧ વરાહરૂપ, ૮૮૨ વરના આપનાર, ૮૮૩ વરણીય, ૮૮૪ હયગ્રીવ, ૮૮૫ મહાપ્રસાદ, ૮૮૬ દમન, ૮૮૭ શત્રુને હણનારા, ૮૮૮ શ્વેતપિંગળ (જમણે પડખે ધોળા અને ડાબે પડખે પીળા), ૮૮૯ પીળા શરીરવાળા, ૮૯૦ પરમાત્મા, ૮૯૧ શુદ્ધચિત્ત, ૮૯૨ ત્રિગુણાત્મ જગતના કારણરૂપ, ૮૯૩ સઘળીપા મુખવાળા (પંચવક્ત્ર), ૮૯૪ ત્રણ નેત્રવાળા, ૮૯૫ વર (શ્રેષ્ઠ), ૮૯૬ ચરાચરાત્મા, ૮૯૭ સૂક્ષ્માત્મા, ૮૯૮ અમૃતરૂપ, ૮૯૯ સાધ્યદેવોના આચાર્ય, ૯૦૦ વસુ (દેવતા વિશેષ), ૯૦૧ વિવસ્વાન્ (સૂર્યરૂપ), ૯૦૨ વ્યાસરૂપ, ૯૦૩ સર્ગ, ૯૦૪ વૈશ્વાનર, ૯૦૫ ઋતુ, ૯૦૬ સંવત્સર, ૯૦૭ માસરૂપ, ૯૦૮ યજ્ઞરૂપ, ૯૦૯ સંધ્યા સમાપ્તિરૂપ, ૯૧૦ કલારૂપ, ૯૧૧ કાષ્ઠારૂપ, ૯૧૨ લવરૂપ, ૯૧૩ માત્રારૂપ, ૯૧૪ ક્ષપારૂપ, ૯૧૫ ક્ષણરૂપ, ૯૧૬ વિશ્વક્ષેત્ર, ૯૧૭ પ્રજાઓના બીજરૂપ, ૯૧૮ મહતત્વરૂપ, ૯૧૯ પ્રથમ અહંકારરૂપ, ૯૨૦ સત્ (કાર્ય), ૯૨૧ અસત્ (કારણ) રૂપ, ૯૨૨ વ્યક્ત (ઈન્દ્રિયગ્રાહ્ય), ૯૨૩ અવ્યક્તરૂપ, ૯૨૪ પિતા, ૯૨૫ માતારૂપ, ૯૨૬ પિતામહ, ૯૨૭ સ્વર્ગદ્વાર (તપ), ૯૨૮ પ્રજાદ્વાર (રાગ), ૯૨૯ મોક્ષદ્વાર (વૈરાગ્ય), ૯૩૦ ત્રિવિષ્ટપ, ૯૩૧ નિર્વાણ (મોક્ષરૂપ), ૯૩૨ આનંદના આપનાર, ૯૩૩ બ્રહ્મલોકરૂપ, ૯૩૪ પરા નામની ગતિરૂપ, ૯૩૫ દેવ તથા દૈત્યોને નિમાણ કરનારા, ૯૩૬ દેવ તથા દૈત્યના ગુરૂ, ૯૩૭ દેવાસુર પરાયણ, ૯૩૮ દેવ,

**૯૩૯ દેવ તથા દૈત્યોએ નમસ્કાર કરેલા, ૯૪૦ દેવ તથા દૈત્યોથી શ્રેષ્ઠ,** ૯૪૧ દેવ તથા દૈત્યોના સમૂહનો આશ્રયરૂપ, ૯૪૨ દેવ તથા દૈત્યોના સમૂહના અધ્યક્ષ, ૯૪૩ દેવ તથા દૈત્યના સૈન્યના અગ્રણી (કાર્તિકસ્વામિ તથા કેશિ નામના દૈત્યરૂપ), ૯૪૪ ઇન્દ્રિઓને અતિક્રમણ કરી પોતે પોતાની મેળે પ્રકાશમાન્, ૯૪૫ દેવર્ષિ (નારદાદિરૂપ), ૯૪૬ દેવ તથા દૈત્યને વરદાન આપવાવાળા, ૯૪૭ દેવ તથા દૈત્યોના ઇશ્વર, ૯૪૮ વિશ્વરૂપ, ૯૪૯ દેવ તથા દૈત્યોના મોટા ઇશ્વર, ૯૫૦ સર્વદેવમય, ૯૫૧ અચિંત્ય, ૯૫૨ દેવતાઓના અન્તરાત્મા, ૯૫૩આત્મ સંભવ, ૯૫૪ સ્થાવરરૂપ, ૯૫૫ ત્રિવિક્રમરૂપ, ૯૫૬ વિદ્યાવાળા, ૯૫૭ નિર્મળ, ૯૫૮ રજોગુણ રહિત, ૯૫૯ અમર, ૯૬૦ સ્તુત્ય, ૯૬૧ હસ્તીશ્વર, ૯૬૨ કલિંગરૂપ, ૯૬૩ દેવતાઓના સિંહ, ૯૬૪ નરોની મધ્યે શ્રેષ્ઠ, ૯૬૫ ઘણું જાણવાવાળા, ૯૬૬ યજ્ઞાદિ ભાગોને પ્રથમ ગ્રહણ કરનારા, ૯૬૭ સૂક્ષ્મ, ૯૬૮ સર્વદેવ, ૯૬૯ તપોમય, ૯૭૦ પ્રત્યક્ષ, ૯૭૧ કલ્યાણરૂપ, ૯૭૨ વજ્રના આયુધવાળા, ૯૭૩ પ્રાસાદિક હથિઆરોનું ઉત્પત્તિસ્થાન, ૯૭૪ અવ્યય (અવિનાશી), ૯૭૫ કુમાર, ૯૭૬ સુખની સીમારૂપ, ૯૭૭ પોતા થકી સર્વને સૃજનારા, ૯૭૮ વજ્ર સરખા મૃત્યુરૂપી દુઃખને ટાળનારા, ૯૭૯ બ્રહ્માદિક સઘળા દેવોને પવિત્ર કરનારા, ૯૮૦ શિગડાંવાળા, ૯૮૧ પર્વતના શિખરપર આશ્રય કરનારા, ૯૮૨ બભ્રુ, ૯૮૩ કુબેર, ૯૮૪ નિર્દોષ, ૯૮૫ પ્રીતિ ઉત્પન્ન કરનારા, ૯૮૬ દેવના સમૂહરૂપ, ૯૮૭ વિરાગરૂપ, ૯૮૮ સઘળાં સાધનરૂપ, ૯૮૯ કપાળમાં નેત્રવાળા, ૯૯૦ બ્રહ્માંડરૂપી દડાવડે રમનારા, ૯૯૧ મૃગરૂપ, ૯૯૨ બ્રહ્મતેજને ધારણ કરનારા, ૯૯૩ સ્થાવરોના સ્વામિ, ૯૯૪ ઇન્દ્રિઓનો નિગ્રહ કરી સમાધિમાં મગ્ન થનારા, ૯૯૫ તત્વજ્ઞાનના અર્થવાળા, ૯૯૬ સિદ્ધ થએલા અર્થવાળા, ૯૯૭ અચિંત્ય, ૯૯૮ સત્યવ્રત, ૯૯૯ નિર્મલ ચિત્તવાળા, ૧૦૦૦ તત્તત્ પ્રકારના વ્રતનાં ફળને આપનારા, ૧૦૦૧ અર, ૧૦૦૨ બ્રહ્મ, ૧૦૦૩ ભક્તોને ઉત્તમ ગતિને આપનારા, ૧૦૦૪ વિમુક્ત (વિશેષ મૂકાએલા), ૧૦૦૫ લિંગ શરીરથી મૂકાએલા, ૧૦૦૬ શ્રીમાન્, ૧૦૦૭ શ્રીવર્ધન (લક્ષ્મી અથવા કાન્તિને વધારનારા), ૧૦૦૮ જગતરૂપ, ભક્તિવડે સ્તુતિ કરેલા, ભગવાનશંકરના અનેક નામમાંથી તારવી કાઢી **આ મુખ્ય સહસ્ત્ર નામ મેં તને કહ્યાં. બ્રહ્માદિક દેવો તથા ઋષિઓ તે પરિપૂર્ણ નથી જાણતા. એ પ્રકારે ભક્તિવડે સમર્થ એવા યજ્ઞના પતિ શંકરને**

મેં સ્તવ્યા છે, સ્તુતિ, અર્ચન તથા નમસ્કાર કરવાને યોગ્ય જગતના પતિ શંકરને એ રીતે બીજો કોણ સંતોષ પમાડશે? મારી માતાની અનુજ્ઞા મેળવી, મતિમાનોમાં ઉત્તમ એવા શિવની મેં સ્તુતિ કરી છે. સંસારથી મૂકાએલો જે પવિત્ર ભક્ત પુષ્ટિનાં વધારનાર આ હજાર નામથી મહાદેવની હમેશાં સ્તુતિ કરે તે પોતે પોતાની મેળે આત્મજ્ઞાનને પામે. આ ઉત્કૃષ્ટ બ્રહ્મને પામવાની સાધનભૂત વિદ્યા છે, તેનો નિરન્તર જપ કરવાથી મનુષ્ય પરબ્રહ્મ (કૈવલ્ય પદ) ને પામે છે. ઋષિયો તથા દેવો એજ સ્તોત્રવડે પરબ્રહ્મની સ્તુતિ કરે છે. દેહને નિયમે રાખી એ પ્રકારે સ્તુતિ કરેલા, ભક્તને વિષે દયાવાળા મોક્ષના આપનાર, સમર્થ ભગવાન્ તેયોના ઉપર પ્રસન્ન થાય છે. તેજ પ્રકારે ઘણા જન્મની સ્તુતિઓવડે મનુષ્યોમાં મુખ્ય આસ્તાવાળા શ્રદ્ધાળું જનો, સુતાં, જાગતાં, હીંડતાં, બેસતાં, ધ્યાનમાં, વગર ધ્યાનમાં અનન્ય ભક્તિવડે દેહ, મન તથા વાણીથી શ્રદ્ધા રાખી, અત્યંત તેજસ્વી સનાતન એવા દેવના દેવ ઈશાનનું વારે વારે ચિંતવન કરે છે, તેની કથાઓ સાંભળે છે, બીજાને સંભળાવે છે, અથવા પોતે કહે છે, સ્તુતિ કરે છે, વળી સ્તુતિ કરેલા સંતોષ પામે છે અને રાત્રિ દિવસ તેમાંજ રમે છે, સંસારમાં અનેક પ્રકારની યોનિઓમાં ભમતાં ભમતાં જંતુ પાપથી મૂકાય છે ત્યારે શંકરને વિષે ભક્તિ ઉત્પન્ન થાય છે. ભાગ્યવશાદ્ સર્વ સાધન વાળી, સર્વપ્રકારની અનન્ય ભક્તિ શંકરને વિષે સર્વ શ્રદ્ધાથી ઉત્પન્ન થાય છે. વિઘ્ન રહિત, અવ્યભિચારિણી નિશ્ચલ ભક્તિ રૂદ્રમાં ઉત્પન્ન થવી, તે દેવતાઓને વિષે દુષ્પ્રાપ્ય છે તો મનુષ્યોને વિષે પ્રાપ્ત નજ થાય, શંકરની કૃપાથી મનુષ્યોને તે પ્રાપ્ત થાય, જેથી ભગવાન્ શંકરને વિષે આસક્ત અંતઃકરણવાળા મોટી સિદ્ધિને પામી જાય છે. જે પુરૂષો સર્વભાવનાથી મહેશ્વરને શરણે જાય છે, તે પુરૂષોને શરણે આવેલાને વિષે દયાળુ શંકર સંસારથી ઉદ્ધારે છે. સંસાર મોચન સદાશિવ શિવાય બીજા દેવો મનુષ્યોના તપોબળમાં વિઘ્ન કરે છે, તેમની બીજી શક્તિ નથી. હે કૃષ્ણ, એ પ્રકારે તે રૂડી બુદ્ધિવાળા, ઈન્દ્રકલ્પ એવા તંડિ મુનિએ, ગજ ચર્મના ધારણ કરનાર સદસત્ના પતિ ભગવાન શંકરને સ્તુતિ કર્યા છે, તંડિના કહેલા આ ભગવાન શંકરના સ્તોત્રને બ્રહ્મા પોતે ધારણ કરે છે અને શંકરને સાનિધ્ય બ્રહ્મા નિત્ય ગાન કરે છે, એટલા માટે તેને બ્રાહ્મણ જાણે છે. આ સ્તોત્ર, પુણ્યનું આપનાર, પવિત્ર, નિરંતર પાપને નાશ કરનારૂં, યોગને આપનારૂં, સંતોષ, સ્વર્ગ તથા

મોક્ષને આપનારૂં છે. જે પુરૂષ તે સ્તોત્રથી એક ભક્તિવડે શંકરનો પાઠ કરે, તે પુરૂષ, સાંખ્ય યોગિઓ જે ગતિને મેળવે છે, તે ગતિને પામે. સાવધાન થઈ શંકરની પાસે એક વર્ષ દિવસ આ સ્તોત્રથી જે ભક્ત પાઠ કરે તે ઈપ્સિત ફળને પામે, આ મોટું રહસ્ય બ્રહ્માના હૃદયમાં હતું, બ્રહ્માએ તે ઈન્દ્રને કહ્યું, ઈન્દ્રે મૃત્યુને કહ્યું, મૃત્યુએ રૂદ્રોને કહ્યું, રૂદ્રોએ તંડીને કહ્યું, બ્રહ્મ સદનમાં તંડિએ મોટા તપથી તે મેળવ્યું છે. તંડિએ શુક્રને કહ્યું, તે ભાર્ગવ મુનિએ ગૌતમને શિખવ્યું, ગૌતમે વૈવસ્વત મનુને આપ્યું, તેણે સમાધિનિષ્ટ એવા બુદ્ધિમાન્ સાધ્ય નારાયણને કહ્યું, અચ્યુત એવા સાધ્ય નારાયણે યમરાજાને બતાવ્યું, ભગવાન્ વૈવસ્વત એવા યમરાજાએ નાચિકેતને કહ્યું, હે વાર્ષ્ણેય, નાચિકેતે માર્કંડેયને કહ્યું, હે જનાર્દન, એમ નિયમથી માર્કંડેયથી મને મળ્યું. હે શત્રુને હણનારા, કોઈ દિવસ નહીં સાંભળેલું એવું આ સ્તોત્ર હું પણ તને આપું છું, તે સ્વર્ગને આપનારૂં તથા રોગને નાશ કરનારૂં છે, આયુષ્યને આપનાર તથા ધનને આપનાર વેદે અંગિકાર કરેલા આ સ્તોત્રનો પાઠ કરનારા પુરૂષને યક્ષો તથા રાક્ષસો, પિશાચો, યાતુધાનો, ગુહ્યકો અને સર્પો પણ વિઘ્ન કરી શકતા નથી. હે પાર્થ, જે પુરૂષ ઈન્દ્રિઓને જીતી બ્રહ્મચર્ય પાળી પવિત્ર થઈ એક વર્ષ સુધી અખંડિત યોગવાળો આ સ્તોત્રનો પાઠ કરે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.

यःपठेतशुचिःपार्थ ब्रह्मचारीजितेन्द्रियः ॥
अभग्नयोगोवर्षंतु सोश्वमेधफलंलभेत् ॥ १८२ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्ममहादेवसहस्त्रनामस्तोत्रे गु० भा० सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

**वैशंपायनउवाच॥** महायोगीततः प्राहकृष्णद्वैपायनोमुनिः ॥
पठस्वपुत्रभद्रंतेप्रीयततांतेमहेश्वरः ॥ १ ॥

વૈશંપાયન રાજા જનમેજયને કહે છે—ત્યારપછી મોટા યોગી એવા વ્યાસજી યુધિષ્ઠિરની પ્રત્યે કહેવા લાગ્યા. હે પુત્ર, તું શિવ સહસ્ત્ર નામનો પાઠ કર, તારૂં કલ્યાણ થશે અને મહાદેવજી તને પ્રસન્ન થાઓ; હે પુત્ર પૂર્વે મેં મેરૂ પર્વત ઉપર પુત્રને સારૂ મોટું તપ કર્યું, ત્યારે આ સ્તોત્રનો

પાઠ કર્યો હતો, હે પાંડુ રાજાના પુત્ર તેથી ઇચ્છેલા સઘળા કામને હું પામ્યો છું; તેજ પ્રમાણે તું પણ અવસ્ય શંકરથી સઘળી કામનાઓને પ્રાપ્ત થઇશ. સાંખ્ય માર્ગના આચાર્ય કપિલ મુનિ કહેવા લાગ્યા કે–મેં અનેક જન્મ સુધી ભક્તિવડે મહાદેવનું આરાધન કર્યું છે. જેથી પ્રસન્ન થઇ ભગવાન્શંકરે મને સંસારને ટાળી દે એવું જ્ઞાન આપ્યું. ત્યાર પછી આલંબ ગોત્રમાં ઉત્પન્ન થએલા, પ્રખ્યાત, દયાળુ એવા ઇંદ્રના ઇષ્ટ મિત્ર ચારૂશીર્ષ નામના ઋષિ બોલ્યા–મેં પૂર્વે ગોકર્ણ નામના તીર્થમાં સો વર્ષ સુધી તપ કર્યું છે, હે પાંડુ રાજાના પુત્ર, મહાદેવજીથી હું પણ દાન્ત સ્વભાવવાળા ઘણા તેજસ્વિન્ ધર્મના જાણનાર, અયોનિ સંભવ એવા જરા તથા દુઃખથી રહિત લક્ષ વર્ષના આયુષ્યવાળા સો છોકરાને પામ્યો છું. વળી ભગવાન્ વાલ્મીકિ મુનિ રાજા યુધિષ્ઠિરને એ પ્રકારનું વચન કહેવા લાગ્યા કે પૂર્વે સાગ્નિક મુનિઓની સાથે વાદ થવાથી તું બ્રહ્મહત્યારો થા, એવો તેમણે મને શાપ દીધો. હે ભારત, કહેતાં માત્રમાં તે પાપથી વિંટાએલો હું પાપ રહિત, અમોઘ એવા ઈશાન (શંકર)ની શરણે ગયો, દુઃખને ઉખેડી નાંખનાર શંકરે તે પાપોથી મને મુક્ત કર્યો. વળી ત્રિપુર દૈત્યને હણનાર શંકરે મને કહ્યું કે—જરૂર આગળ તારો યશ થશે. જળહળતા સૂર્યની પેઠે ઋષિઓની મધ્યે ઉત્તમ એવા જમદગ્નિના પુત્ર પર્શુરામે કુન્તિના પુત્ર યુધિષ્ઠિરને આ પ્રકારે કહ્યું. હે પાંડવાગ્રજ, મોટા ભાઈઓના વધથી દુઃખી થએલો હું પવિત્ર થઈ મહાદેવની શરણે ગયો, સહસ્ત્રનામોવડે સ્તુતિ કરેલા મહાદેવ મને પ્રસન્ન થયા. પછી મને પર્શુ તથા બીજાં દિવ્ય અસ્ત્ર આપ્યાં, અને કહ્યું કે—તને પાપ નહીં લાગે તથા તું અજેય થઈશ, મૃત્યુ તારો પરાભવ નહીં કરે, તું જરા વગરનો હોઈશ. કલ્યાણકારક શરીરવાળા શંકરે મને એ પ્રકારે કહ્યું, તેમના પ્રસાદથી તે સઘળું કહેલું મને મળ્યું. વિશ્વામિત્ર કહે છે—જ્યારે હું ક્ષત્રિય હતો ત્યારે બ્રાહ્મણ થવાને શંકરનું આરાધન કર્યું તેના પ્રસાદથી મોટું દુર્લભ એવું બ્રાહ્મણપણું મને મળ્યું. અસિત તથા દેવળ મુનિ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા–હે કુન્તિના પુત્ર, હે વિભો, પૂર્વે ઇન્દ્રના શાપથી અમારો ધર્મ નાશ પામ્યો, ત્યારે પ્રભુ (શંકર) એ અમને યશ, આયુષ્ય ધર્મ તથા મોટાઈ એ સઘળું આપ્યું. બૃહસ્પતિના સરખી કાન્તિવાળા ઇંદ્રના વહાલા સખા ભગવાન્ ગૃત્સમદ નામના ઋષિ યુધિષ્ઠિરને કહે છે–અચિંત્ય એવા શતક્રતુના એક હજાર વર્ષના ચાલતા યજ્ઞમાં મારાથી વે-

દનો મંત્રોચ્ચાર અન્યથા પ્રકારે થતો જોઈ ભગવાન્ ચાક્ષુષ મનુનો વરિષ્ઠ નામનો છોકરો રથંતરની પ્રત્યે બોલ્યો, હે બ્રાહ્મણોમાં ઉત્તમ, એ બરોબર નથી વર્તતો; હે દ્વિજોત્તમ, મિથ્યાભિ નિવેશનો ત્યાગ કરી બુદ્ધિવડે વિચાર કર, હે દુર્મતે, યજ્ઞ ન સાંખી શકે એવું પાપ તેં કર્યું. એ પ્રકારે કહીને મહા ક્રોધી શંભુને કેહેવા લાગ્યો કે–બુદ્ધિ વગરનો દુ:ખી, હમેશાં બીનારો એ વનચર છે. અગીઆર હજાર અને આઠસે વર્ષ સૂધી પાણી તથા પવન વગરના અને મૃગ તથા બીજાં પ્રાણિઓએ વર્જીત એવા, રુરુ તથા સિંહ જાતના પ્રાણિઓએ સેવેલા યજ્ઞિય વૃક્ષ જેમાં નથી એવા વનમાં મહા દુ:ખે વિંટલાએલો તું ક્રૂર મૃગ થાઓ; હે પાર્થ, એના કહેવા પછી તરત હું મૃગ થયો. ત્યાર પછી હું શંકરની શરણે ગયો, યોગી એવા મહેશ્વર મને કહેવા લાગ્યા–દુ:ખે વર્જીત એવો તું અજરામર થાઓ, તને અવૈષમ્ય સુખ હો, તમારો એઉનો યજ્ઞ વૃદ્ધિ પામો, એ પ્રકારે એ સમર્થ ભગવાન્ શંકર અનુગ્રહ કરે છે. હમેશાં સુખ દુ:ખને વિષે જેમ સારૂ થય તેમ તે ધાતા તથા વિધાતારૂપે કરે છે. કર્મ, વાણી તથા મનવડે તે ભગવાન્ અચિંત્ય છે. હે યુદ્ધને વિષે શ્રેષ્ઠ, મારા સમાન વિદ્યાથી બીજો શ્રેષ્ઠ પંડિત નથી. તે સમયે બુદ્ધિમાનોની મધ્યે શ્રેષ્ઠ એવા વાસુદેવ કહેવા લાગ્યા, સોનાના જેવાં જેનાં નેત્ર છે, એવા મહાદેવને મેં તપ કરીને સંતોષ પમાડ્યા, ત્યાર પછી હે યુધિષ્ઠિર, પ્રસન્ન થએલા તે મારી પ્રત્યે બોલ્યા–મારા પ્રસાદથી તું લોકને ઘણોજ પ્રિય થઈશ, યુદ્ધમાં તું કોઈથી નહીં જીતાય, અગ્નિના જેવું તેજ તથા બીજા હજાર વર મહાદેવે મને આપ્યા. વળી એક વખત પૂર્વે મણિમય શૈલપર મેં અગીઆર લાખ વર્ષ સૂધી શંકરને પૂજ્યા, ત્યારે પ્રસન્ન થઈ ભગવાને મને આવું વચન કહ્યું, તારા મનની ઈચ્છા પ્રમાણે વરદાન માગ, તારૂં કલ્યાણ હો, પછી માથું નમાવી હું એ પ્રકારે બોલ્યો–હે મહાદેવ, મારી પરમ ભક્તિવડે જો પ્રસન્ન થયા હોતો, હે ઈશાન, નિત્ય કાળ તમારી સ્થિર ભક્તિ મને હો, પછી શિવજી—એ પ્રકારે હો, એમ કહી ત્યાં અંતરધ્યાન થયા. જૈગીષવ્ય ઋષિ બોલ્યા—હે યુધિષ્ઠિર, પૂર્વે વાણારસીમાં બળવાન ભગવાને મને બીજા યત્નવડે આઠ ઘણું ઐશ્વર્ય આપ્યું છે. ગર્ગાચાર્ય કહે છે–હે પાંડવ, સરસ્વતીના તટમાં મનોયજ્ઞથી સંતુષ્ટ થએલા મહાદેવે ચોસઠ જેને અંગ છે એવી કળાઓના સમૂહનું અદ્‌ભૂત જ્ઞાન મને આપ્યું. વળી વેદ વિદ્યાના જાણનારા મારા સમાન એક

હજાર પુત્રો આપ્યા અને પુત્રે સહવર્તમાન મને દશ લાખ વર્ષનું આયુષ્ય આપ્યું. પરાશર ઋષિ કહે છે—હે નૃપ, અહિયાં પૂર્વે માનસિક પૂજન કરી મહાદેવને પ્રસન્ન કરી, મોટા તપવાળો, મહા તેજસ્વિ, મોટો યોગી, શોભા વાળો, કરૂણાળુ વેદ વ્યાસ નામનો મોટો યશસ્વી, એવો આ પુત્ર પણ મને મહેશ્વરથી થાય, એવો મારા હ્રદયનો અભિપ્રાય જાણી, દેવતાઓની મધ્યે ઉત્તમ એવા શંકરે મને કહ્યું, તેં જે અમારી સંભાવના કરી તે પુણ્યથી તને કૃષ્ણ નામનો પુત્ર ઉત્પન્ન થશે, તે સાવરણી મન્વંતરમાં સપ્તર્ષિના પદને પામશે; વળી તે વેદનો વક્તા તથા કુરૂ વંશને કરનારો, જગતના હિતને માટે ઈતિહાસ પુરાણ કરનારો તે મહામુનિ મહેન્દ્રને વહાલો થશે. હે પરાશર, તારો છોકરો અજરામર થશે, એ પ્રકારે કહી, હે યુધિષ્ઠિર મોટા યોગી ઐશ્વર્યવાળા, અક્ષય અવિનાશી એવા શંભુ ત્યાંજ અંતરધ્યાન થયા. માંડવ્ય ઋષિ કહે છે—હે મનુષ્યોના ઈશ્વર, હું ચોર ન છતાં ચોરની શંકાએ શૂલીએ ચઢ્યો ત્યારે શૂલી ઉપર રહેલા મેં સ્તુતિ કરેલા દેવે મને કહ્યું. તું મોક્ષ પામીશ અને શૂલથી તું અર્બુદ વર્ષ જીવીશ, હે વિપ્ર, શૂલથી થએલી પીડા તને નહીં જણાય, આધિ તથા વ્યાધિથી તું મુક્ત થઈશ, કેમકે હે મુને, તપ, શૌચ, દમ, અને સત્ય એ ચતુષ્પાદ્ ધર્મથી તારૂં શરીર ઉત્પન્ન થયું છે. તું અનુપમ થઈશ, અવશ્ય જન્મને સફળ કર, તું વિઘ્ને રહિત સઘળાં તીર્થના અભિષેકને પામીશ, હે વિપ્ર, અક્ષય સ્વર્ગ હું તને આપીશ, એ પ્રકારે કહીને ગજાસુરનું ચર્મ જેણે ઓઢયું છે એવા મોટી કાન્તિવાળા, મહારાજ મહેશ્વર ભગવાન્ વૃષભ ઉપર બેઠેલા દેવતાઓની મધ્યે શ્રેષ્ઠ, ગણોએ સહવર્તમાન્ ત્યાં અંતરધ્યાન થઈ ગયા. ગાલવ ઋષિ કહેવા લાગ્યા કે—વિશ્વામિત્રે નહીં આજ્ઞા કરેલો હું પિતાની પાસે આવ્યો, ત્યારે દુઃખી થએલી અત્યંત રડતી રડતી મારી મા મને કહેવા લાગી. હે તાત, હે પાપ રહિત, વિશ્વામિત્રે નહીં આજ્ઞા કરેલા, દાંત તથા તરૂણ એવો વેદાભૂષિત છતાં તને પિતા નહીં જુવે. માતાનું વચન સાંભળી, પિતાના દર્શનથી નિરાશ થએલો, નિયતાત્મા (ઈંદ્રિય નિગ્રહ) થઈ મહાદેવ પાસે ગયો, તે મારી પ્રત્યે બોલ્યા—તારાં માતા પિતા તથા તું મૃત્યુ વિવર્જિત થશો; અને ઉતાવળો ઘેર જા, તું પિતાને દેખીશ. પછી હે યુધિષ્ઠિર, ભગવાને આજ્ઞા કરેલો હું ઘેર ગયો તો અગ્નિહોત્રથી પરવારીને બહાર નિકળેલા પિતાને દીઠા. વાયુના અથડાવાથી વેરાતાં તે અન્નાદિકને છોડી દઈ, જળનો સ્પર્શ કરી, હાથમાં ઈધ્મકુશ ગૃ-

હણ કરી, પ્રેમનાં આંસુ પડવાથી જેનાં નેત્ર વિલાં થયાંછે એવા, નમસ્કાર કર્તા મને, માથું સુધી છાતી સર્સો ડબાવી બોલ્યા—હે પુત્ર, મારૂં મોટું ભાગ્ય, મેં તને આજ વેદ વિદ્યામાં નિપુણ થએલો આશ્રમમાં આવેલો દીઠો છે. વૈશંપાયન રાજા જનમેજયને કહે છે—મહાત્મા શંકરનાં એટલાં બધાં અદ્ભૂત કર્મ ઋષિઓએ કહેલાં સાંભળી યુધિષ્ઠિર વિસ્મય પામ્યો. ત્યાર પછી બુદ્ધિમાનોની મધ્યે ઉત્તમ એવા કૃષ્ણ ફરીને, ઈન્દ્રની પ્રત્યે જેમ વિષ્ણુ કહે, તેમ ધર્મના ભંડાર યુધિષ્ઠિરની પ્રત્યે વચન કહેવા લાગ્યા. વાસુદેવ કહે છે—જાણે સૂર્યજ તપતા ન હોય એવા ઉપમન્યુ ઋષિ મારી પ્રત્યે બોલ્યા—જે પુરૂષો અશુભ એવાં પાપ કર્મોથી ઠગાએલા છે, તે રજોગુણ તથા તમો ગુણની વૃત્તિઓવાળા પુરૂષો શંકરની શરણે નથી જતા, પણ જે ભાવને જાણનારા ભાવિક એવા બ્રાહ્મણો છે તે શંકરની શરણે રૂડે પ્રકારે જાય છે. વગડામાં વસનારા આત્મજ્ઞાનને જાણનારા મુનિઓની મધ્યે જે સવર્થા પ્રકારે પરમેશ્વરને વિષે દૃઢ ભક્ત થાય છે, તેને સંતુષ્ટ થએલા રૂદ્ર, બ્રહ્મત્વ, કેશવત્વ, શિવત્વ અથવા દેવતાઓએ સહિત ત્રણ લોકનું આધિપત્ય રૂડેપ્રકારે આપેછે. હે તાત, મનવડે પણ જે મનુષ્યો શિવની શરણે જાયછે, તે સઘળાં પાપ ધોઈ નાંખી દેવની સંઘાથે વસેછે, જે મર્યાદાને ભેદી આ સઘળું જગત્ ત્યાગ કરી, વિરૂપાક્ષ દેવનું યજન કરેછે, તે પાપથી લીંપાતા નથી. સર્વ લક્ષણથી હીન હોય, સઘળાં પાપથી વિંટાએલો હોય. તથાપિ મનવડે શિવની સ્તુતિ કરે તો તેનાં તે સઘળાં પાપને ટાળી દેછે. હે કેશવ, મહાદેવના શરણને પામેલા કીટ, પતંગ, પક્ષિ તથા તિર્યંકોને પણ લેશ ભય નથી જણાતો. પૃથ્વીમાં જે મનુષ્યો એક મહાદેવનાજ ભક્ત છે, તે સંસારને વશ થતા નથી, એ પ્રકારે મારી બુદ્ધિનો નીશ્ચય છે. વળી ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કૃષ્ણ વચન કહેછે; વિષ્ણુ બોલ્યા—આદિત્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, સ્વર્ગ, પૃથ્વી, જળ, વસુ, વિશ્વદેવા, બ્રહ્મા, શક્ર, મારૂત, બ્રહ્મ, સત્ય, વેદ, યજ્ઞ, દક્ષિણા, ઉપનિષદ્, સોમ, યષ્ટા, હવિ, રક્ષા, દિક્ષા, સંયમ, સ્વાહા, વષટ્કાર, બ્રાહ્મણો, ગાય, ધર્મ, કાળચક્ર, બળ, યશ, દમ, બુદ્ધિમાનોની સ્થિતિ, પાપ, પુણ્ય, સપ્તઋષિ, બ્રહ્માકારવૃત્તિ, મનવડે તથા દર્શનોવડે સ્પર્શ, કર્મોની જે મુખ્ય સિદ્ધિ, દેવના સમૂહ, સોમપાન કરનારા, વરાળ પીનારા લેખા (દેવતા), સુયામા (એક જાતના દેવ), તુષિતા દેવો, બ્રહ્મકાય, આભસુર, ગંધપાન કરનારા, ધુમ્રપાન કરનારા, વાણીના નિયમવાળા, મનને નિય-

મે રાખનારા, શુદ્ધ, યોગમાર્ગવડે અનેક શરીરના ધારણ કરનારા, સ્પર્શ કરીને જીવનારા, આસન જીતેલા, દૃષ્ટિવડે પાન કરનારા તથા ઘી પીનારા દેવ, સંકલ્પિત વસ્તુને દેખાડનારા, એ દેવતાઓમાં મુખ્ય અને બીજા દેવતાઓ, સુપર્ણ, ગંધર્વ પિશાચ, દાનવ, યક્ષલોક, ચારણ, પન્નગ, સ્થૂળ, સૂક્ષ્મ, મૃદુ, સુખ, દુઃખ, સાંખ્ય, યોગ, એ બધાં જે મેં કહ્યાં તે સઘળાં બ્રહ્મ થકી પર એવા શંકરથી ઉત્પન્ન થયેલાં તું જાણ. શુદ્ધ તત્વ ને જાણવાની ઈચ્છા રાખનારાએ વર્ણન કરેલા, સઘળાં ભૂતને રચનારા શંકરથી ઉત્પન્ન થએલા સઘળા દેવો આ ભુવનને પાળે છે, અને જેયો આ પૃથ્વીમાં આવી તે શિવની રચેલી પુરાતની સૃષ્ટિનું રક્ષણ કરે છે તથા તપવડે તેના સ્થૂલ સ્વરૂપને ચિંતવન કરેછે, એવા વાણી તથા મનથી અગોચર તત્વરૂપ શંકરને જીવન તથા મોક્ષને અર્થે નમસ્કાર કરૂં છું. તે સ્તુતિ કરેલા અવિનાશી પ્રભુ વેદરૂપ ઈશ્વર અમને હમેશાં ઈચ્છેલા વરદાન આપો. જે પુરૂષ પવિત્ર થઈ, ઈન્દ્રિઓને નિયમે રાખી, અખંડિત યોગ વાળો થઈ, આ સ્તોત્રનો એક માસ પર્યંત પાઠ કરે તો તે અશ્વમેધ યજ્ઞનું ફળ પામે. બ્રાહ્મણ સઘળા વેદને પામે, ક્ષત્રિ પૃથ્વીને સંગ્રામમાં મેળવે, અને વૈશ્ય લાભને પામે, શુદ્ર આ લોકમાં સુખ તથા ડાહાપણ મેળવી અન્તે ગતિને પામે. મનુષ્ય આ સ્તવરાજનો પાઠ કરવાથી તથા રૂદ્રને વિષે મન ધારણ કરવાથી સર્વ દોષને ટાળે એવું પુણ્ય તથા પવિત્ર યશ મેળવે, હે ભરતખંડના રાજા, એના શરીરમાં જેટલાં રૂંવાટાં છે તેટલાં હજાર વર્ષ સૂધી તે મનુષ્ય સ્વર્ગમાં વસે.

यावंत्यस्यशरीरेषुरोमकूपाणिभारत ॥
तावंत्यब्दसहस्राणिस्वर्गेवसतिमानवः ॥ ८२ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेमेघवाहनोपाख्याने गु० भा० अष्टदशोऽध्यायः ॥ १८ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ यदिदंसहधर्मेतिप्रोच्यतेभरतर्षभ ॥
पाणिग्रहणकालेतुस्त्रीणामेतत्कथंस्मृतम् ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતકુળમાં ઉત્તમ, હસ્તમેલાપ સમયે જે **'सहधर्मे'** એ પ્રકારે બોલે છે, તે સ્ત્રીઓને કેમ ઘટે વારૂ? **'सहधर्मे'**

એ પ્રકારે મોટા ઋષિઓએ પૂર્વે કહેલું વાક્ય આર્ષ વિવાહ, પ્રાજાપત્ય અથવા આસુર વિવાહરૂપ ધર્મની અપેક્ષાએ બોલાય છે કે કેમ? એ મારા મનમાં મોટો સંદેહ છે. મારી બુદ્ધિ એથી વિરૂદ્ધ છે, આ લોકમાં 'सहधर्म' (સ્ત્રીપુરૂષે સાથે ધર્મ આચરવો) ઘટે પણ મરવા પૂંઠે તે સહધર્મ ક્યાં રહ્યો? હે પિતામહ, મરનારાંઓને સહધર્મ સ્વર્ગ મળે? પેહેલું એક મરી જાય, તો પછી એક ક્યાં રહે? તે મને કહો. જ્યારે જૂદાં જૂદાં કર્મની વાસનાઓથી ભિન્ન, ભિન્ન આચરણવડે પ્રથક્ પ્રથક્ ફળને મેળવતા અનેક પ્રકારનાં નરકને આશરેલા ઘણા મનુષ્યો જણાયછે, અને સૂત્રકારે પણ સ્ત્રીઓને સાહસ કરનારી મૂર્ખ ઠરાવેલી છે, ત્યારે હે તાત, અનૃતા સ્ત્રીઓને 'सहधर्म' એ કેમ ઘટે છે? સ્ત્રીઓ અનૃતા છે, એમ વેદ પણ કહેછે, તો એ ધર્મ, પૂર્વે બતાવેલી સંજ્ઞારૂપ ધર્મ થયો કે ઉપચાર અને ક્રિયાવિધિરૂપ થયો, મને રાત્રિ દિવસ વિચાર કર્તા એ ઘણું કઠણ ભાસેછે, માટે હે બુદ્ધિમાન્, હે પિતામહ, એ સઘળું જેમ છે, જે પ્રકારે પ્રવર્તેછે, તે શ્રુતિના અભિપ્રાય પ્રમાણે સઘળું નિઃસંદેહ મને કહો. ભીષ્મ પિતા કહેછે—હે ભારત, આ સ્થળમાં પણ હું તને અષ્ટાવક્ર ઋષિનો દિશાની સાથે થએલો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ ઉદાહરણ તરીકે કહુંછું—પૂર્વે અષ્ટાવક્ર નામના મોટા તપસ્વિ ઋષિએ પરણવાની ઈચ્છાએ મહાત્મા વદાન્ય ઋષિની કન્યાની યાચના કરી. તે કન્યાનું નામ સુપ્રભા હતું, રૂપ, ગુણ, પ્રભાવ, શીલ, ચારિત્ર અને શોભાવાળી એના સર્ખી બીજી પૃથ્વીમાં નહોતી. સુંદર નેત્રવાળી તે કન્યાએ વસંત ઋતુમાં પુષ્પથી યુક્ત શોભિતી વનરાજીની પેઠે અષ્ટાવક્રનું મન હરી લીધું. વદાન્યઋષિ કહેવા લાગ્યો—મારી પુત્રી તને આપું, પણ સાંભળ જ્યારે તું પુણ્યવાળી ઉત્તર દિશાને જોઈ આવેતોજ આપું. અષ્ટાવક્ર પૂછેછે—ત્યાં શું જોવાનું છે તે તું મને કહેવાને યોગ્ય છે, પછી હું તારા કહેવા પ્રમાણે હમણાંજ કરીશ. વદાન્યઋષિ કહે છે—હિમાચલ પર્વત અને કુબેરનું આલય મૂકી રૂદ્રનું સ્થાન આવે છે. તે સિદ્ધચારણોએ સેવા કરેલું, વિવિધ પ્રકારનાં જેમનાં મુખ છે એવા હર્ષવડે નાચતા પાર્ષદોએ વ્યાપ્ત, બીજાં અનેક પ્રકારના શરીરવાળાં દિવ્ય પીશાચો હાથમાં કાંસી જોડાં લઈ વિજળીની પેઠે ભ્રમણ કર્તાં હર્ષ યુક્ત નૃત્યોવડે ત્યાં શંકરની સેવા કરે છે. અવશ્ય તે પર્વતમાં દિવ્ય એવું ઈપ્સિત સ્થાન છે, એમ સાંભળ્યું છે, અને પાર્ષદો તથા શંકર હમેશાં ત્યાં રહ્યા છે. ત્યાં શંકરને

અર્થે દેવીએ દુશ્ચર તપ આચર્યું છે, માટે ઉમયા તથા શંકરને તે ઘણું વ્હાલું છે, એમ સાંભળ્યું છે. તે મોટા પર્વતની પૂર્વે તથા ઉત્તરમાં દેવની તથા મનુષ્યની ઋતુ, કાળ, તથા રાત્રિ એ સઘળાં દિવ્યરૂપ ધારણ કરી શંકરની ઉપાસના કરે છે, તે સ્થાનને છોડી જરૂર તારે આગળ જવું; પછી તું મેઘના સર્ખી કાન્તિવાળા નીલ વનને જોઈશ, ત્યાં રમણીય તથા મનને હરણ કરે એવી સ્ત્રીને દેખીશ. તપસ્વિની, મોટા ભાગ્યવાળી, દીક્ષામાં બેઠેલી તે વૃદ્ધાને જોઇ, પ્રયત્નથી તેની પૂજા કરી તેનાં દર્શન કરી પાછો વળ. પછી તું પાણિ ગ્રહણ કરીશ, આ સઘળો સમય સાધ્ય અને ત્યાં જા. અષ્ટાવક્ર કહે છે—ઘણું સારૂ, સમય સાધું છું, તારા કહેવા પ્રમાણે હું ત્યાં જઇશ; હે સાધ્વી, તમારી વાણી સત્ય હો, ભીષ્મપિતા કહે છે—

એમ કહી ભગવાન્ અષ્ટાવક્ર ઉત્તમ એવી ઉત્તર દિશામાં સિદ્ધ અને ચારણ લોકોએ સેવેલા હિમાલય પર્વત પ્રત્યે ગયા. બ્રાહ્મણોની મધ્યે સિંહ એવા તે અષ્ટાવક્ર ઋષિ, મોટા હિમાચળ પર્વતમાં ઘણા જળવાળી, ધર્મશાલિની, પુણ્યવાળી એવી ગંગા નદી પ્રત્યે આવી ઘણા પવિત્ર એવા અશોક તીર્થમાં સ્નાન કરી દેવતાઓનું તર્પણ કરવા લાગ્યા. તે રાત્રિ દર્ભની સાદડી ઉપર સુઈ સુખવડે ત્યાં ગાળી. પ્રાતઃકાળે ગંગામાં સ્નાન કરી, અગ્નિ સળગાવી મુખ્યત્વે તેની સ્તુતિ કરી. ત્યાં રૂદ્ર તથા રૂદ્રાણીને મળી હૃદયમાં ચિંતવન કર્યું. થોડીવાર વિશ્રામ લઈ, ઉઠીને કૈલાસ ભણી ચાલ્યા. પછી તેણે મંદાકિની અને નલિની એવું મહાત્મા કુબેરનું સાક્ષાત્ લક્ષ્મીની પેઠે શોભતું સોનાનું દ્વાર દીઠું. સઘળા રાક્ષસો હથિઆરોવડે તે પદ્મિનીને રક્ષણ કરતા હતા. ભગવાન્ અષ્ટાવક્રને આવતા જોઈ મણિભદ્ર આદિ સઘળા દ્વાર રક્ષકો ઉઠીને તેના સામા આવ્યા. ભારે જેમનું પરાક્રમ છે એવા તે રક્ષકોને સત્કાર કરી મને કુબેરની પાસે સત્વર લઈ જાઓ એમ તે રાક્ષસોની પ્રત્યે બોલ્યા. હે રાજન્, તે રાક્ષસોએ ભગવાન અષ્ટાવક્રને કહ્યું, એ કુબેર રાજા પોતે તમારી પાસે આવે છે. તમારા આવવાનું જે કાર્ય તે તેણે જાણ્યું છે. તેજવડે પ્રકાશમાન્ ભાગ્યશાળી તેને તમે જોશો. પ્રતિહારો એમ કહે છે એટલામાં કુબેરે ત્યાં આવી અનિંદિત અષ્ટાવક્રને વિધિવત્ કુશળ પૂછ્યું. પછી બ્રહ્મર્ષિ એવા તે તેની પ્રત્યે બોલ્યા—સુખ પામેલા તમે મારાથી શું કરવાની ઈચ્છા રાખો છો, હે બ્રાહ્મણ મને કહો, જે કહેશો તે સઘળું હું કરીશ. હે દ્વિજોત્તમ, યથેચ્છિત કામનાવાળા મારા ઘરમાં પ્રવેશ કરો. સત્કાર કરેલા

કૃતકાર્ય એવા તમે નિર્વિઘ્ન ગતિ કરશો. બ્રાહ્મણોની મધ્યે ઉત્તમ એવા અષ્ટાવક્રનો હાથ ઝાલી તેને પોતાના ઘરમાં આણ્યો. પાદ્ય, અર્ધ્ય તથા પોતાનું આસન અષ્ટાવક્રને આપ્યું. અષ્ટાવક્ર તથા કુબેરના બેઠા પછી મણિભદ્ર આદિ કુબેરના યક્ષ, ગાંધર્વ તથા કિન્નરો ત્યાં આવ્યા. ત્યારપછી બેઠેલા એવા તેઓને કુબેર કહેવા લાગ્યો. તમારી મરજી પ્રમાણે આજ્ઞા લઈ અપ્સરાઓના ગણ અત્રે નૃત્ય કરો. તમારૂં આતિથ્ય તથા સેવા રૂડે પ્રકારે કરવી. અષ્ટાવક્ર મુનિ મધુર વાણીથી બોલ્યા. કુબેરના કહેવા પ્રમાણે કરો. પછી ઉર્વરા, મિશ્રકેશી, રંભા, ઉર્વશી, અલંબુષા, ઘૃતાચી, મિત્રા, ચિત્રાંગદા, રૂચિ, મનોહરા, સુકેશી, સુમુખી, હાસિની, પ્રભા, વિદ્યુતા, પ્રશમી, દાન્તા, વિદ્યોતા તથા રતિ એટલી અને બીજી ઘણી અપ્સરાઓ શુભનૃત્ય કરવા લાગી, અને ગાંધર્વો વિવિધ પ્રકારનાં વાજીત્ર વગાડવા લાગ્યા. દિવ્ય આસન ઉપર ઋષિ બેઠેલા ગાંધર્વો જેના મોં આગળ ગાન કરે છે, એમ ત્યાં તે મોટા તપવાળા અષ્ટાવક્ર ને દેવનો સંવત્સર વીતી ગયો. ત્યારે ભગવાન્ અષ્ટાવક્રને કુબેર કહ્યું, હે વિપ્ર, તમને અહીંયાં જોતાં જોતાં સો વર્ષ થયાં. હે બ્રહ્મન્, આ ગાંધર્વ નામનો વિષય મન હરણ કરે એવો છે. હે વિપ્ર, તમારી ઈચ્છા પ્રમાણે જેમ કહો છો તેમ વર્તાય છે. તમે અતિથિ અમારે પૂજા કરવા યોગ્ય છો, આ ઘર તમારૂં છે, તમે ઉતાવળા આજ્ઞા કરો તે પ્રમાણે તમારે વિષે વર્તીએ. કુબેરનું વચન સાંભળી તેના ઉપર પ્રસન્ન થએલા ભગવાન્ અષ્ટાવક્ર બોલ્યા—હે ધનેશ્વર, યથા ન્યાય તેં મારૂં અર્ચન કર્યું છે, હવે હું જઈશ. હે ધનાધિપ, આ સઘળું તને યોગ્ય છે, હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તારા પ્રસાદથી અને મહાત્મા ભગવાન્ મહર્ષિના નિયોગથી હમણાં હું જાઊં છું, તું વૃદ્ધિ તથા ઋદ્ધિવાળો થા. એ પ્રકારે કહી ત્યાંથી ભગવાન્ અષ્ટાવક્ર ઉત્તર દિશા તરફ ચાલ્યા. કૈલાસ પર્વત, મંદરાચલ તથા હિમાચળ સર્વ સ્થળે ફર્યા, તે મોટા શૈલોને મૂકી ઉત્તમ એવા કૈરાત (ભિલ્લનો વેષ ધારણ કરેલા મહાદેવના) સ્થાનમાં આવ્યા, સાષ્ટાંગ નમન કરી તેની પ્રદક્ષિણા કરી. પછી પૃથ્વીમાં ઉતરી તે પવિત્ર દેહવાળા થયા. ત્રણે પર્વતોની પ્રદક્ષિણા કરી ઉત્તર દિશાએ સપાટીવાળી પૃથ્વીપર હર્ષ યુક્ત ચાલ્યા. આગળ જતાં રમણિય વનોદ્દેશ દેખાયો, સર્વ ઋતુઓનાં ફળ, મૂળ અને પક્ષિઓવડે ભરપૂર એવા વનોદ્દેશોથી સ્થળે સ્થળે શોભિતું જણાતું હતું, તે વનોદ્દેશમાં ભગવાન અષ્ટાવક્રે દિવ્ય આશ્રયપદ દીઠું. સુવર્ણ તથા રત્નથી આભૂ-

ભિત એવા વિવિધ પ્રકારના શૈલો નજરે પડ્યા. કમળ ઉગેલી મણિની પૃથ્વી દીઠી. બીજાં પણ રમણીય બહુ જણાતાં હતાં, તે મહાત્મા ઋષિનું મન ઘણું હર્ષ પામ્યું. કુબેરના ઘરથી ઉત્તમ રત્નમય સોનાનું ઘર ત્યાં ઋષિએ દીઠું. જ્યાં વિવિધ પ્રકારના મણિ અને સોનાના પર્વત જણાતા હતા અને વિવિધ પ્રકારનાં રત્નવાળાં સુંદર વિમાનો તથા મંદારનાં પુષ્પો અને મંદાકીની નામની નદી, સ્વયંપ્રકાશ મણિ તથા વજ્ર જાતના મણિઓવડે તે પૃથ્વી શોભીતી જણાતી હતી. મોતીની લટરોવાળાં નાના પ્રકારનાં રત્ન તથા મણિનાં તોરણોવાળાં અનેક પ્રકારનાં ભુવનોથી ચારે પાસે મન તથા દૃષ્ટિને હરણ કરે એવાં શુભ સ્થાન તથા ઋષિઓથી વિંટાએલો તે આશ્રમ મનોહર દીસતો હતો. અષ્ટાવક્રના મનમાં ચિંતા થઈ કે અત્રે કોણ રહેતું હશે? પછી બારણાના સન્મુખ જઈ ઉભા રહી આ પ્રકારે બોલ્યા–આ સ્થાનમાં જે રહેતું હોય તેને કહુંછુંકે–હું અતિથી આવ્યો છું તે જાણજો. એટલું કહેતામાં તે ઘરમાંથી મનને હરણ કરે તેવી નાના પ્રકારનાં રૂપ વાળી સાત કન્યાઓ બહાર આવી વિંટાઈને ઉભી રહી. ખરે જે જે કન્યાને અષ્ટાવક્ર જોવા લાગ્યા, તે તે એક કર્તા બીજી અધિક મનોહરા જણાતી હતી. અષ્ટાવક્ર પોતાના મનને વારવાને શક્તિવાળા ન થયા. તેનામાં મન વિકલ થયું. થોડીવારે બુદ્ધિમાન્ બ્રાહ્મણને ધીરજ આવી, પછી તે સ્ત્રીઓએ કહ્યું, ભગવાન્ ઘરમાં પ્રવેશ કરો. તે અષ્ટાવક્ર બ્રાહ્મણ, સુરૂપા કન્યાઓના તે ઘરમાં આશ્ચર્ય યુક્ત પેઠા. તે ઘરમાં વિજળીના જેવાં વસ્ત્ર પહેરેલી નાના પ્રકારના અલંકારવાળી એક વૃદ્ધા પર્યંકપર બેઠેલી દીઠી. અષ્ટાવક્રે 'स्वस्ती' એ પ્રકારે તેને આશિર્વાદ દીધો, વૃદ્ધા ડોસી સામી આવી બીરાજો એ પ્રકારે અષ્ટાવક્રનો સત્કાર કર્યો. અષ્ટાવક્ર બોલ્યા–જે ડાહી અને ઘણી શાન્ત હોય તે એકજ મારી પાસે રહો અને બાકીની પોતાની ઈચ્છા પ્રમાણે સૌ સૌના મંદીર પ્રત્યે જાઓ. ઋષિના કહેવાથી તે સાતે અષ્ટાવક્રની પ્રદક્ષિણા કરી તે ઘરમાંથી નીકળી ગઈ. ફક્ત વૃદ્ધાજ ત્યાં રહી. પછી થોડીવારે અષ્ટાવક્ર સુંદર શયન સ્થળમાં પ્રવેશ કરી તે વૃદ્ધાને કહેવા લાગ્યા–હે કલ્યાણી! તમે પણ સુઈ જાઓ, રાત્રિ ઘણી ગઈ છે. સુંદર આલાપ વડે વિનવેલી વૃદ્ધા બીજા મોટા કાંન્તિવાળા પર્યંકમાં સુતી. થોડીવાર પછી ટાઢના નિમિત્તથી શરીરે કાંપતી તે વૃદ્ધા મોટા ઋષિ એવા અષ્ટાવક્રને જણાવી તેની શય્યામાં આવી, સ્વાગતાથી આવેલી તે વૃદ્ધાને અષ્ટાવક્રે જોઈ.

હે નરમધ્યે શ્રેષ્ઠ, તેણે પ્રીતિથી પોતાના બેઉ હાથે કાષ્ટમાં રહેલા કીડાના સખો નિર્વિકાર ઋષિને આલિંગન કીધું. તેને જોવાથી દુઃખી થએલી વૃદ્ધા ઋષિની સાથે બોલવા લાગી—હે બ્રહ્મન્, પુરૂષના સંયોગથી કામ ઉત્પન્ન થયેલી સ્ત્રીઓને સર્વથા ધીરજ રહેતી નથી. કામભાવથી મોહ પામેલી તમને ભજતી એવી મને તમે સ્વિકારો; હે મહર્ષે, મારી સાથે સન્મુખ આવી જાગૃત કામવાળા થાઓ અને હે વિપ્ર, તારે વિષે કામ-ભાવથી પીડાએલી મને આલિંગન આપ્ય. હે ધર્માત્મન્, આ તારા તપના ફળને હું પૂજુ છું. દર્શન થવાથીજ પ્રાર્થના કરેલી ભજન કર્તી એવી મને ભજો. મારૂં આ ધન અને બીજું સઘળું જે તું જુએ છે, તેનો તથા મારો સ્વામિ તું થઈશ, એમાં સંશય નહીં. મારી સાથે રમ્ય, હે વિપ્ર, આ ફળ-પ્રદ એવા સુંદર વનમાં હું તારા સઘળા કામ પૂરા કરીશ; જો મારી સા-થે રમીશ તો હું તારે વશ થઈશ. મન્મથે (કામે) પ્રેરણા કરેલી સ્ત્રીઓ પોતાની મરજી પ્રમાણે વર્તે છે, તપેલી વેળુઓથી પણ દાઝતી નથી. અ-ષ્ટાવક્ર કહે છે—હે કલ્યાણી, કદાપિ હું પરસ્ત્રી સાથે સંગ કર્તો નથી, પર-દારાઓનું અભિમર્શન ધર્મશાસ્ત્ર જાણનારાઓએ દુષિત ગણ્યું છે. હે ભદ્રે, ધર્મ સંકલ્પથી પરણવાને ઈચ્છાવાળો મને તું અવસ્ય જાણજે. વિષયોમાં પ્રીતિવાળો નથી, ધર્મને અર્થે સંતતિની ઈચ્છાવાળો છું. પુત્રોથી હું ઇચ્છેલા લોકને પામીશ એમાં સંશય નહીં, માટે હે કલ્યાણી, ધર્મને વિશેષ જાણી અને તું વિરામ પામ. વૃદ્ધા સ્ત્રી કહે છે—હે બ્રાહ્મણ, રતિશીલા યોષિતાઓને જેટલો કામ વ્હાલો છે, એટલા વાયુ, અગ્નિ, વરૂણ તથા બીજા દેવો વ્હાલા નથી; અવસ્ય હજારો સ્ત્રીઓમાં રતિશીલા એક સ્ત્રી ભાગ્યે મળી આવે છે અને તેમજ લાખો સ્ત્રીઓમાં પણ પતિવ્રતા પણ એક ભાગ્યેજ જણાય છે. તે સ્ત્રીઓ, પિતા, કુળ, માતા, ભાઈઓ, ભર્તા કે પુત્ર અને દે-વરોને નથી જાણતી, રતિને ઈચ્છનારી સ્ત્રીઓ મોટી ભેખડોને ખોદતી નદી-ની પેઠે કુળનો નાશ કરે છે. સઘળા દોષ માનીને પ્રજાપતિ ઉતાવળા એમ બોલ્યા છે. ભીષ્મપિતા કહે છે—વૃદ્ધાનું આવું બોલવું સાંભળી એકાગ્ર એવા તે અષ્ટાવક્ર ઋષિ સ્ત્રીની પ્રત્યે બોલ્યા—તું રૂચિને જાણનારી મને ઈચ્છે છે, હું તો અરૂચિજ્ઞ છું, માટે તને સ્પર્શ કરવાની ઈચ્છા નથી કર્તો, એમછે તો પણ તારૂં મારે શું કરવું તે તું મને કહે. તે સ્ત્રી બોલી—હે ભગવન્, દેશ અને કાળવડે સ્પર્શનું સુખ તું જાણીશ, હે મહા ભાગ્યશાળી, તેટલો કાળ અહીં

રહે, તું કૃતાર્થ થઈશ. હે યુધિષ્ઠિર, અષ્ટાવક્ર તે સ્ત્રીને કહેવા લાગ્યા. મને તારે વિષે ઉત્સાહ ઉત્પન્ન થશે ત્યાં સુધી હું અત્રે રહીશ, એમાં સંશય નહીં. પછી અષ્ટાવક્ર જરાવડે અર્દિત એવી તે વૃદ્ધાને જોઇ સંતપ્તની પેઠે મોટી ચિંતામાં પડ્યા. બ્રાહ્મણોમાં ઉત્તમ એવા અષ્ટાવક્ર જ્યારે એનું પ્રત્યેક અંગ જોવા લાગ્યા, ત્યારે તત્તત્ અંગમાં પ્રીતિ ન થતાં વૈરાગ્ય પેદા થયો. આ ગૃહ દેવતા સ્ત્રી શું શાપથી વિરૂપપણાને પામી હશે? માયાવડે તેનું કારણ જાણી શકાતું નથી, એ પ્રકારે તેના વૃદ્ધાપણાનું કારણ જાણવાને ઈચ્છાવાળા ચિંતા કર્તા તે અષ્ટાવક્ર ઋષિને મનની વ્યાકુળતામાં શેષ દિવસ જતો રહ્યો. પછી તે વૃદ્ધા સ્ત્રી બોલી—હે ભગવન્, સંધ્યા સમયનાં વાદળાંથી રક્ત થએલા સૂર્યને જુઓ, હવે તમને શું આપું? પછી ઋષિ તે સ્ત્રીની પ્રત્યે બોલ્યા, ન્હાવાનું જળ અહીંયાં લાવ, વાણી તથા ઇંદ્રિઓને નિયમે રાખેલો હું સંધ્યા કરીશ.

सउवाचततस्तांस्त्रींस्नानोदकमिहानय ॥
उपासिष्येततःसंध्यांवाग्यतोनियतेंद्रियः ॥ १०४ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेअष्टावक्रदिक्संवादे गु० भा० उनर्विशोऽध्यायः ॥ १९ ॥

---

भीष्मउवाच ॥ अथसास्त्रीतमुवाचबाढमेवंभवत्विति ।
तैलंदिव्यमुपादायस्नानशारीमुपानयत् ॥ १ ॥

ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે—પછી તે સ્ત્રીએ સારૂ, એમ હો, એવું કહ્યું, અને દિવ્યતેલ તથા નહાવાનું વસ્ત્ર આણી આપ્યું. તે મહાત્મા મુનિએ આજ્ઞા કરેલી તે સ્ત્રી તેનાં સઘળાં અંગને તેલમર્દન કરવા લાગી. હળવે રહી તેમને ઉઠાડી સ્નાનશાળામાં લાવી, તે નવા વિચિત્ર ભદ્રાસન ભણી આવ્યા. જ્યારે તે ભદ્રાસનપર બેઠા, ત્યારે તે હળવે હાથે સુખવડે અષ્ટાવક્રને સ્નાન કરાવા લાગી. વિધિવડે તેણે મુનિને દિવ્ય ઉપચાર કર્યા, મોટા વ્રતવાળા તે ઋષિએ ઘણા સુખરૂપ સ્નાનથી તથા તેણીના હાથના સ્પર્શ સુખમાં આખી રાત્રિ વિતી ગઈ તે જાણી નહીં. સ્નાન કરીને ઉઠ્યા પછી તે મુનિ આશ્ચર્ય પામ્યા. પૂર્વ દિશામાં સૂર્યને ઉદય પામેલો દીઠો. તેની બુદ્ધિ આવી કેમ થઈ? આ મોહતત્વ વિના બીજું કાંઈજ નહીં.

હવે સૂર્યને ઉપાસીને શું કરીશ એમ તે સ્ત્રી પ્રત્યે બોલ્યા. તે સ્ત્રીએ ભગવાન્ અષ્ટાવક્રને અમૃતના રસ સરખું અન્ન આણી આપ્યું, તે અન્નના સ્વાદથી બીજું કંઈ જાણ્યું નહીં અને બાકીનો સઘળો દિવસ નિર્ગમન થયો, વળી ફરી સંધ્યાકાળ પડી. પછી તમે સુઈ જાઓ, એમ તે સ્ત્રીએ ભગવાન્ અષ્ટાવક્રને કહ્યું, તે ઘરમાં સ્ત્રી તથા અષ્ટાવક્રનાં બે દિવ્ય શયન કલ્પ્યાં હતાં. મુનિ તથા સ્ત્રી બેઉ પૃથક્ સુતાં. મધ્યરાત્રે તે સ્ત્રી અષ્ટાવક્રના શયન પ્રત્યે આવી, અષ્ટાવક્ર કહેવા લાગ્યા—પરસ્ત્રીઓમાં મારૂં મન બરોબર લીંપાતું નથી. હે ભદ્રે, ઉઠ, તારૂં કલ્યાણ હો, તું પોતેજ વિરામ પામ. ભીષ્મપિતા કહે છે—એ પ્રકારે બ્રાહ્મણે નિવૃત્તિ પમાડેલી તે સ્ત્રી, આ ધર્મછલ (પરપુરૂષ પ્રલોભન) નોહ્ય, કેમકે હું સ્વતંત્રા છું, એમ તે ઋષિની પ્રત્યે બોલી. અષ્ટાવક્ર કહેછે—સ્ત્રીઓને સ્વતંત્રતા નથી, યોષિતાઓ પરતંત્રાજ છે; પ્રજાપતિનો એવો અભિપ્રાય છે કે-સ્ત્રીઓ સ્વતંત્રપણાને યોગ્ય નથી. સ્ત્રી કહે છે-હે વિપ્ર, મારી ભક્તિ તું જો, અવશ્ય મૈથુન મને બાધ કરે છે, હે વિપ્ર, જે તું આ મને તિરસ્કાર કરે છે, માટે અધર્મને પામીશ. અષ્ટાવક્ર કહે છે—સ્વેચ્છા પ્રમાણે વર્તનાર પુરૂષને કામ ક્રોધાદિક દોષો હરણ કરી લેછે અને હમેશાં હું તેમનો ધીરજથી પરાભવ કરૂંછું, માટે હે કલ્યાણી, તારા શયન પ્રત્યે ગતિ કર. સ્ત્રી કહે છે—હે બ્રાહ્મણ, તને માથું નમાવું છું, મારા ઉપર પ્રસાદ કરવાને તું યોગ્ય છું; હે પાપ રહિત, પૃથ્વીમાં પડેલી મને શરણું આપ. કદી જો પરદારાઓમાં દોષ ઉત્પન્ન થાય છે, એમ તું જોઉંછું તો હમણાં હું દેહને સ્પર્શ કરૂંછું, હે દ્વિજ, મારો પાણીગ્રહણ કર. હું સત્યથી કહુંછું કે તને દોષ નહીં લાગે; કેમકે આત્મપ્રદાન કરવાને તું મને સ્વતંત્રા એવી જાણ; જે અધર્મ થાય તે મારે વિષે હો. તારે વિષે આસક્ત ચિત્તવાળી હું સ્વતંત્રા છું, માટે મને સ્વિકાર. અષ્ટાવક્ર કહેછે—હે ભદ્રે, તું સ્વતંત્રા કેમ? અવશ્ય તેનું કારણ મને તું કહે, ત્રણ લોકમાં એવી સ્ત્રી કોઈ નથી કે જે સ્વાતંત્ર્યને યોગ્ય હોય; કૌમાર અવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવામાં ભર્તા અને વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રો રક્ષણ કરે છે, સ્ત્રીઓને કદી સ્વતંત્રતા નથી. સ્ત્રી કહે છે—હે વિપ્ર, હું કુમારી બ્રહ્મચર્યવાળી કન્યા છું, મને પત્નિ કર, મારી શ્રદ્ધાને માં હણીશ. અષ્ટાવક્ર કહે છે—હું મારા પોતાના દૃષ્ટાન્તથીજ તને કામભાવથી આતુર એવીને જાણું છું, તેમ તું પણ પોતાના દૃષ્ટાંતથી મને કામાતુર એવાને જાણ. કન્યાર્થે પ્રાર્થના કરેલા

મને તારી કરેલી આ જીજ્ઞાસા સારી, નર્તી કે વિઘ્નરૂપ નહીં થાય શું ? (અર્થાત્ વિઘ્નરૂપ થશેજ) આ મોટું આશ્ચર્ય છે, ખરે હવે મારો શ્રેય શી રીતે થશે ? દિવ્ય એવાં વસ્ત્રાભરણ વાળી આ કન્યારૂપે મારી પાસે ઉભી રહી, એનું પરમ રૂપ શું ? વળી તે વૃદ્ધારૂપે પૂર્વે કેમ જણાતી હતી ? હમણાં એ કન્યારૂપે જણાય છે, આગળ હવે મારૂં શું થશે ? શક્તિ અને ધીરજ એ બેઉથી એનો સ્વીકાર કીએ પ્રકારે ન કરૂં? સ્વીકાર તો મને રૂચ-તો નથી, માટે સત્યથી નહીં ચળું.

यथापरंशक्तिधृतेनव्युत्थास्येकथंचन ॥
नरोचतेहिव्युत्थानंसत्येनासादयाम्यहं ॥ २९ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेअष्टावक्रदिक्संवादे गु० भा० विंशोऽध्यायः ॥ २० ॥

---

**युधिष्ठिरउवाच** ॥ नबिभेतिकथंसास्त्रीशापाच्चपरमद्युते ॥
कथंनिवृत्तोभगवान्स्तद्भवान्प्रब्रवीतुमे ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે મોટી કાન્તિવાળા, તે સ્ત્રી શાપથી કેમ ન બી-ની ? અને ભગવાન્ અષ્ટાવક્ર એનાથી કેમ નિવૃત્ત થયા? તે તમે મને રૂડે પ્રકારે કહો, ભીષ્મપિતા કહે છે—અષ્ટાવક્રે તેને પૂછ્યું તું જૂદી જૂદી અ-વસ્થાને કેમ ધારણ કરે છે? બ્રાહ્મણથી માનની લીપ્સાએ જૂઠું ન બોલી-શ. સ્ત્રી કહેવા લાગી—હે બ્રાહ્મણ મધ્યે ઉત્તમ, હે સત્ય પરાક્રમવાળા, તું સાવધાન થઈને સઘળું સાંભળ, સ્વર્ગ અને પૃથ્વી એ બેઉ સ્થળમાં જ્યાં જાય ત્યાં સ્ત્રી પુરૂષોની અન્યો અન્ય અભિલાષારૂપ ઈચ્છા સમાન છે. (મો-ક્ષ શિવાય બીજું નિષ્કામ પદ કોઈ નથી) હે પાપ રહિત, તને સ્થિરી ભૂત કરવાને મેં આ જીજ્ઞાસા પ્રયોજી છે, હે સત્ય પરાક્રમવાળા, મારો સ્વિકાર ન કરવાથી તેં સઘળા લોક જીત્યા છે, હું ઉત્તરા નામે દિશા છું, એમ તું જાણજે, તેં સ્ત્રીનું ચાપલ્ય જોયું, વૃદ્ધા સ્ત્રીઓને પણ મૈથુનજ્વર બાધ કરે છે; તારા ઉપર ઇન્દ્રે સહવર્તમાન સઘળા દેવ તથા બ્રહ્માજી પ્રસન્ન થયા, હે ભગવાન, જેટલા કાર્ય માટે તું અતે આવ્યો છે અને તે કન્યાના નિમિત્તે તેના પિતા વદાન્ય નામના બ્રાહ્મણે તને ઉપદેશને માટે મોકલ્યો-છે, તે સઘળું મેં કર્યું; નિર્વિઘ્ન તું ઘેર જઇશ, તને શ્રમ નહીં થાય, હે વિ-

પ્ર, તે કન્યાને તું પામીશ, તે પુત્રવાળી થશે. આપણે બેઉએ કામનાથી અન્યોન્ય પૂછ્યું, તે ઉત્તમ પ્રકારે મેં તને કહ્યું, તે કામના હમેશાં ત્રણ લોકથી અતિક્રમણ થાય તેવી નથી; પોતાનું સુકૃત કરીને તું જા, બીજું શું સાંભળવાને ઇચ્છે છે? હે વિપ્રર્ષે, હે અષ્ટાવક્ર, જેટલું હું બોલી તે જેવું હતું તેજ છે. હે દ્વિજર્ષભ, તારે માટે વદાન્ય ઋષિથી હું પ્રસાદવાળી થઇ છું, તેના સન્માનને અર્થે મેં તારી પ્રત્યે વચન કહ્યું. ભીષ્મપિતા કહે છે–તે દિશારૂપ સ્ત્રીનું વચન સાંભળી અષ્ટાવક્ર હાથ જોડી ઉભા રહ્યા, પછી તેણે આજ્ઞા કરેલા પોતાને ઘેર ગયા. ઘેર આવી વિશ્રાન્તિ લઈ, સ્વજનોને પૂછી, હે કુરૂકુળમાં ઉત્પન્ન થએલા, ન્યાયવડે વદાન્ય બ્રાહ્મણને ત્યાં ગયા. વદાન્યે પૂછ્યું, ત્યાં જે દીઠું તે પ્રકાશ કરો. અષ્ટાવક્ર પ્રસન્ન થઈ કહેવા લાગ્યા—તમે આજ્ઞા કરેલો હું ગંધમાદન પર્વત પ્રત્યે ગયો. તેની ઉત્તર દિશાના દેશમાં મેં મોટું દૈવત દીઠું, હે પ્રભો, તમે રૂડે પ્રકારે કહેલો અને તેણીએ અનુજ્ઞા કરેલો હું તેણીનાં વાક્ય સાંભળી ઘેર આવ્યો. અષ્ટાવક્રનું વચન સાંભળી વદાન્ય ઋષિ તો કહેવા લાગ્યા, અવસ્ય તું પાત્ર છે. માટે નક્ષત્ર વિધિના યોગથી મારી પુત્રીનો પ્રતિગ્રહ કર. ભીષ્મપિતા કહે છે—હે પ્રભો, અષ્ટાવક્રે 'तथेति' (તે પ્રકારે હો) એમ કહી, ધર્માત્મા ઋષિ, તે કન્યાની પ્રત્યે પ્રીતિવાળા થયા. ઘણી રૂપાળી તે કન્યાને ભાર્યાને અર્થે પ્રતિગ્રહ કરી, હર્ષ પામતા વગર પીડાએ તે પોતાના આશ્રમમાં રહ્યા.

कन्यांतांप्रतिगृह्यैवभार्यांपरमशोभनां ॥
उवासमुदितस्तत्रस्वाश्रमेविगतज्वरः ॥ १९ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेअष्टावक्रदिक्संवादे गु० भा० एकविंशोऽध्यायः ॥ २१ ॥

---

युधिष्ठिरउवाच ॥ किमाहुर्भरतश्रेष्ठपात्रंविप्राःसनातनाः ॥
ब्राह्मणांलिंगिनंचैवब्राह्मणंवाप्यलिंगिनं ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતકુળમાં ઉત્તમ, સનાતન એવા બ્રાહ્મણો સન્યાસી, બ્રહ્મચારી અથવા ગૃહસ્થાશ્રમી એ સઘળાઓમાં પાત્ર કોને કહે છે? ભીષ્મપિતા કહે છે–હે મહારાજ, જીવનને અર્થે પોતાની વૃત્તિને આશ્રેલા યતિ, બ્રહ્મચારી અને ગૃહસ્થાશ્રમિ એ સઘળાને આપવું; કેમકે યતિ તથા

બ્રહ્મચારિ એ બેઉ તપસ્વિ (પાત્ર) છે. યુધિષ્ઠિર પૂછે છે–હે ભરતકુળમાં શ્રેષ્ઠ, કોઈ પુરૂષ અપવિત્ર છે પણ પરમ શ્રદ્ધાવડે હવ્ય (દેવનું અન્ન) તથા કવ્ય (પિતૃનું અન્ન) બ્રાહ્મણોને આપે છે અને દાન પણ કરે છે તો હે પિતામહ, તેને શો દોષ લાગે છે? ભીષ્મપિતા કહે છે–હે મોટી કાન્તિવાળા, હે પુત્ર, ઇન્દ્રિઓને દમન કરનારો પુરૂષ ઘણી શ્રદ્ધાવડે પવિત્ર થએલોજ છે, તત્વજ્ઞાની સઘળે પવિત્રજ હોય છે, એમાં આશ્ચર્ય શું? યુધિષ્ઠિર પૂછે છે—દેવ સંબંધિ કાર્યમાં કોઈ પુરૂષ બ્રાહ્મણની પરીક્ષા કરતો નથી અને પિતૃ સંબંધિ અન્ન આપતાં વિદ્વાનો બ્રાહ્મણની પરીક્ષા કરે છે? ભીષ્મપિતા કહે છે–દેવ સંબંધિ કર્મ બ્રાહ્મણોથી સિદ્ધ થતું નથી પણ દેવતાઓ ઉપર રહેલી શ્રદ્ધાવડે ફળિભૂત થાય છે, અને દેવના પ્રસાદથીજ યજમાનોથી યજન થાય છે, એમાં સંશય નહીં. પૂર્વે બુદ્ધિમાન્ માર્કંડેય ઋષિએ કહ્યું છે કે– પિતૃ પિતામહાદિના કર્મમાં નિરંતર બ્રહ્મ વિદ્યાના જાણનારા બ્રાહ્મણો ઉત્તમ છે. યુધિષ્ઠિર પૂછે છે– પૂર્વે નહિ દીઠેલો વિદ્વાન્, સંબંધી, તપસ્વી તથા યજ્ઞશીલ તે પાંચેને પાત્ર કેમ કહેવાય છે? ભીષ્મપિતા કહેછે–પૂર્વે કહેલા*ત્રણ, કુળવાન્, કર્મ કરનારા, વેદના ભણેલા, દયાળુ, લજ્જાવાળા, સરળ તથા સત્યવાદિ એટલા સાત ગુણે યુક્ત હોય તોજ પાત્ર ગણાય છે. બાકી રહેલા બેઉ (વિદ્વાન્ તથા યજ્ઞશીલ) કુલીનત્વાદિ પાંચ ગુણે યુક્ત હોય, તોપણ પાત્ર કહેવાય. ઉપર બતાવેલા ગુણોથી રહિત હોય તો પાંચેમાં કોઈને પાત્રત્વ (પાત્રપણું) ન ગણાય. હે પાર્થ, આ વિષયના સંબંધમાં તેજસ્વી એવા કાસ્યપ, પૃથ્વી, અગ્નિ અને માર્કંડેય એ ચારનો અભિપ્રાય કહુંછું તે તું સાંભળ. પૃથ્વી કહે છે કે–જેમ મોટા સમુદ્રમાં નાંખેલો રેતનો પિંડો ઉતાવળો ગળી જાય છે તેમ અધ્યાપન, યાજન, તથા પ્રતિગ્રહ એ ત્રણ બ્રાહ્મી સંપત્તિવડે જીવનારને વિષે પડેલું દુશ્ચરિત (નઠારૂં આચરણ) બૂળી જાય છે. પૃથ્વીનું વચન સાંભળી કાસ્યપ મુનિ કહે છે—હે નૃપ, છ અંગે સહવર્તમાન સઘળા વેદ, સાંખ્ય, પુરાણ તથા ઉત્તમ કુળમાં જન્મ એ સઘળાં લક્ષણ સદાચરણ નહીં પાળનાર બ્રાહ્મણને ગતિ નથી આપતાં. કાસ્યપનું વચન સાંભળી અગ્નિ બોલ્યો—જે પુરૂષ હું ભણ્યો અને પંડિત થયો, એમ માને છે, અને વિદ્યાવડે પારકાના યશને હરે છે તથા યજ્ઞાદિ સત્કર્મ નથી કર્તો તેને સઘળા

* અપૂર્વ, સંબંધી, અને તપસ્વી એ ત્રણ.

લોક અંતવાળા થાય છે. અગ્નિનું વચન સાંભળી માર્કંડેય ઋષિ બોલ્યા કે—એક ત્રાજવામાં હજાર અશ્વમેધ યજ્ઞ અને બીજામાં સત્ય એ બેઉને તોળે તો હું નથી ધારતો કે તે સત્યના અર્ધ બરોબર (વજનવાળા) અશ્વમેધ થાય. ભીષ્મપિતા કહે છે—એ પ્રકારે કહી અત્યંત જેનું તેજ છે એવાં પૃથ્વી, કાશ્યપ, અગ્નિ તથા ભારે જેનું આયુષ્ય છે એવા માર્કંડેય ઋષિ ચારે જણ ઉતાવળાં ચાલ્યાં ગયાં. યુધિષ્ઠિર પૂછે છે—જો બ્રહ્મચારિ બ્રાહ્મણો શ્રાદ્ધનું અન્ન જમ્યા અને યજમાને તે બ્રાહ્મણની કામના માટેજ આપ્યું હોય તો તે આપેલું પુણ્યરૂપ શી રીતે થાય? ભીષ્મપિતા કહે છે—હે રાજા મધ્યે ઇન્દ્ર, બ્રહ્મની કામનાને અર્થે બાર વર્ષ સુધી તું બ્રહ્મચર્ય પાળ, એમ ગુરૂએ જેમને આજ્ઞા આપી છે, તેઓ જો શ્રાદ્ધનું અન્ન જમે તો તેમના વૃત્તનો નાશ થાય. દાતાને પ્રત્યવાય લાગતો નથી. યુધિષ્ઠિર પૂછે છે—અનેક ફળવાળો અને બહુ જેને દ્વાર છે એવો ધર્મ વિદ્વાનો કહે છે, એમાં ખરૂં શું? હે પિતામહ, તે મને કહો. ભીષ્મપિતા કહે છે—હે રાજેન્દ્ર, હિંસા ન કરવી, સત્ય બોલવું, ક્રોધ ન કરવો, નિર્દયતા અગર કઠોરતાનો ત્યાગ, ઇન્દ્રિઓનું દમન, અને આર્જવ એટલાં ધર્મનાં લક્ષણ નિશ્ચય કહેલાં છે. હે પ્રભો, આ પૃથ્વીમાં ધર્મને વખાણનારા એટલાં લક્ષણવાળો ધર્મ આચરે છે અને જેયો નથી આચરતા તે સંકર વર્ગમાં આસક્ત થયેલા હોય છે. તેવા બહિર્મુખને સોનુ, રત્ન, ગાયો, અશ્વ વગેરે જે પુરૂષ આપે છે તે દશ હજાર વર્ષ સુધી નર્કમાં રહી વિષ્ટાનું ભોજન કરે છે. રાગ તથા મોહથી બકનારા પુરૂષો નહીં કરવાનાં કર્મ કરવાથી અંતે અંત્યજ જાતીની યોનિઓમાં અવતરી મરેલાં પશુઓનું માંસ ભક્ષણ કરનારા થાય છે. હે રાજેન્દ્ર, જે મૂઢ પુરૂષો બ્રહ્મચારિ બ્રાહ્મણને વૈશ્વદેવ સબંધી પંચભાગનું અન્ન નથી આપતા તેઓ એવા અશુભ લોકને ભોગવે છે. યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, શ્રેષ્ઠ બ્રહ્મચર્ય કોને કહેવાય, મોટો ધર્મ કયો? અતિ ઉત્તમ પવિત્રતા કોનું નામ તે મને કહો. ભીષ્મપિતા કહે છે—હે તાત, બ્રહ્મચર્ય કર્તાં મધુમાંસનો ત્યાગ કરવો એ ઉત્તમ, શમ એટલે ઇન્દ્રિઓને પ્રત્યેક વિષયમાંથી નિવૃત્ત કરવી એ ધર્મનું ઉત્તમ લક્ષણ ગણાય. યુધિષ્ઠિર પૂછે છે,– હે પિતામહ, કદા વખતે ધર્મ આચરવો, અર્થ ક્યાં આચરવો અને સુખી ક્યારે થાય, તે મને કહો, ભીષ્મપિતા કહે છે– પૂર્વાન્હે અર્થ સેવવો, પછી ધર્મ અને તે પછી કામને સેવવો, કાળ લોપ કદી ન કરવો. સર્વ પ્રાણિઓમાં વિવેક બુ-

દ્ધિવાળા, પ્રિય બોલનાર સરળ આચરણી પુરૂષે બ્રાહ્મણોને માનવા તથા ગુરૂની પૂજા કરવી. અધિકાર મેળવી અનૃત (જાહું) આચરવું, રાજાઓમાં દુર્જનપણું, અને ગુરૂની સાથે કપટ કરવું, એ ત્રણે બ્રહ્મહત્યા બરોબર છે. રાજાઓને તથા ગાયને વિષે જે પ્રહાર કરે છે, તે બેઉ બાળહત્યા સમાન છે. કદિ અગ્નિનો ત્યાગ કરવો નહીં, વેદનો ત્યાગ ન કરવો, બ્રાહ્મણને આક્રંદ ન કરાવવો; કેમકે એ સઘળાં બ્રહ્મહત્યા સમાન પાપ છે. યુધિષ્ઠિર પૂછે છે–હે પિતામહ, સાધુ બ્રાહ્મણો કોને કહેવા, કોને આપવાથી વિશેષ ફળ, અને કેવા બ્રાહ્મણોને ભોજન આપવું તે મને કહો. ભીષ્મપિતા કહે છે–ક્રોધ રહિત, ધર્મમાં કુશળ, હમેશાં સત્યવાદી, ઈન્દ્રિઓને દમન કરનારા તે સાધુ બ્રાહ્મણો કહેવાય, તેમને આપવાથી વિશેષ ફળ થાય છે. માનની ઈચ્છા વગરના, સઘળું સહન કરનારા, દઢ અર્થવાળા, ઈન્દ્રિઓથી નહીં જીતાએલા, સર્વ પ્રાણિઓ ઉપર દયા રાખનારા, મૈત્રીવાળા, તેઓને આપવાથી વિશેષ ફળ થાય છે. લાભ વગરના, પવિત્ર, વેદને અર્થ સુદ્ધાં જાણનારા, લજ્જાવાળા, સત્યવાદીઓ, પોતાના કર્મમાં કુશળ, એવા બ્રાહ્મણોને આપવાથી વિશેષ ફળ છે. જે ઉત્તમ બ્રાહ્મણ, અંગે સહિત ચાર વેદ ભણેલા અને ષટ્ કર્મમાં કુશળ હોય, તેને ઋષિઓ પાત્ર કહે છે. ઉપર બતાવેલા સઘળા ગુણોને ધારણ કરનારા બ્રાહ્મણોને આપવાનું મોટું ફળ છે. ગુણાર્હને આપેલું દાતાને સહસ્ત્ર ઘણું ફળ આપે છે. પ્રજ્ઞા, શાસ્ત્ર, વૃત્ત તથા સદાચરણ યુક્ત એવો એક પણ ઉત્તમ બ્રાહ્મણ સઘળું કુળ તારે છે, તો હે અંગ, ઉપર બતાવેલા ગુણવાળા તારે એમાં શું આશ્ચર્ય? માટે પાત્રને આપવું. ગુણવાળો સાધુ બ્રાહ્મણ છે, એમ સાંભળીને તેને દૂરથી બોલાવીને પણ સત્કાર કરીને સર્વ પ્રકારે પૂજવો.

निशम्यचगुणोपेतंब्राह्मणंसाधुसंमतं ।
दूरादानाय्यसत्कृत्यसर्वतश्चापिपूजयेत् ॥ ४१ ॥

इतिश्रीमहाभारते अनु० प० दानधर्मेबहुप्राश्निके गु० भा० द्वाविंशोऽध्यायः ॥ २२ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ श्राद्धकालेचदैवेचपित्र्येपिचपितामह ॥
इच्छामीहत्वयाख्यातांविहितंयत्सुरर्षभिः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે—હે પિતામહ, દેવ સંબંધી અને પિતૃ સંબંધી કાર્યમાં તથા શ્રાદ્ધકાળે દેવ ઋષિઓએ જે કહ્યું છે, તે તમારા મુખથી કહેવાએલું હું સાંભળવાને ઈચ્છું છું. ભીષ્મપિતા કહેછે—દેવ સંબંધી કાર્ય પહેલા પહોરમાં, પિતૃનું અપરાન્હે અને મનુષ્યોનું મધ્યાન્હે એમ વિદ્વાનોએ પવિત્ર થઈ મંગળાચારે યુક્ત પ્રયત્નવાળા થઈ સમયને અનુસરી દાન કરવું. કાળ વગરનું દાન કરવું તે રાક્ષસોનો ભાગ જાણવો. ઓળંઘેલું, ચાખેલું, ક્લેશ કર્યા પછી કરેલું અને રજસ્વળાએ દીઠેલું તે પણ રાક્ષસોનો ભાગ જાણવો. હે ભારત, વ્રત વગરનાએ ખાધેલું તથા સુંઘેલું અને કૂતરાએ બોટેલું અન્ન પણ રાક્ષસોનો ભાગ સમજવો, દુરાત્માએ ખાધેલો ભાગ તે પણ રાક્ષસોનો છે. વાળ પડેલું, કીડાવાળું, ભૂખ્યે દૂષિત કરેલું, કૂતરે દીઠેલું, કકળાટથી કરેલું, મેલું અન્ન એ પણ રાક્ષસોનો ભાગ છે. શૂદ્રે ખાધેલું, હથિઆરવાળે ખાધેલું તથા દુરાત્માએ ખાધેલું એ પણ રાક્ષસોનો ભાગ જાણવો. બીજે ઉચ્છિષ્ટ કરેલું, દેવ, અતિથિ, માતા પિતા અને બાળક એઓને મૂકીને પોતે ખાધેલું તે પણ રાક્ષસોનો ભાગ સમજવો. હે નર મધ્યે ઉત્તમ, મંત્રહીન તથા ક્રિયા હીન અન્ન ત્રણે વર્ણથી જો શ્રાદ્ધમાં પીરસાય, તો તે રાક્ષસોનો ભાગ જાણવો. ઘીની આહુતી વિના દુરાચારથી જે ભોજન થાય તે પણ રાક્ષસોનો ભાગ જાણવો. હે ભરત કુળમાં ઉત્તમ, રાક્ષસોને પ્રાપ્ત થનારા ભાગ મેં તને કહ્યા, હવે દાનપાત્ર બ્રાહ્મણની પરીક્ષા કહું તે તું સાંભળ. હે રાજન્, પતિત, જડ તથા ઉન્મત્ત બ્રાહ્મણો દેવ તથા પિતૃકર્મમાં નિમંત્રણ કરવાને યોગ્ય નથી. ધોળા કોડવાળો, નપુંસક, મંડળ કોડવાળો, મહારોગી તથા અપસ્મારી [ગ્રહ ગ્રહસ્થ] રોગવાળો અને આંધળો શ્રાદ્ધમાં નોંતરૂં કરવાને યોગ્ય નથી. વૈદ્યો, †દેવપૂજારા, વૃથા નિયમ ધારણ કરનારા (દંભી), ‡સોમ વેચનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં નોંતરૂં દેવાને યોગ્ય નથી. ગાયન કરનારા, નાચનારા, કુદનારા, વાજાં વગાડનારા, મિથ્યા કહાણીઓ કહેનારા અને મલ્લવિદ્યા કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય નથી. શૂદ્રોને હોમ કરાવનારા, તેમને ભણાવનારા તથા શૂદ્રોની ચાકરી કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં નોંતરૂ દેવાને યોગ્ય નથી. ચાકરોને ભણાવનારા તથા ચાકરો પાસે ભણનારા બેઉ શ્રાદ્ધમાં નોંતરાને યોગ્ય નથી; કેમકે તે બેઉ બ્રહ્મને

---

† દેવની પૂજા કરી તેજ વૃત્તિથી જીવનારા, ‡ એક જાતનો માદક પદાર્થ છે.

વેચનારા છે. બ્રાહ્મણ થઈ શૂદ્રની કન્યાને પરણ્યો હોય, તે સર્વ વિદ્યા ભણ્યો હોય તથાપિ આમંત્રણને યોગ્ય નથી. શ્રૌત સ્માર્ત કર્મથી રહિત, સુતકી અન્ન જમનારા, સ્વકર્મથી રહિત (‡ સ્તેન) અને * પતિત બ્રાહ્મણો શ્રાદ્ધમાં નોંતરૂ કરવાને યોગ્ય નથી. પ્રથમ નહીં જાણેલા, વિષયી, કન્યા આપતી વખતે એમ સાટું કર્યું હોય કે એને પુત્ર થાય તે અમને આપવો, એવો પિતાના ગોત્રથી ભ્રષ્ટ થઇ માતાના ગોત્રથી જીવનારો, એટલા શ્રાદ્ધમાં આમંતણ કરવાને યોગ્ય નથી. વ્યાજ ખાવા નીચને પૈસો ધીરનારા, ધાન્યનો વેપાર કરનારા તથા પ્રાણીઓનો વેપાર કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધના નોતરાને યોગ્ય નથી. સ્ત્રીજીત અથવા સ્ત્રીના વ્યાપારથી જીવનારા, વૈશ્યાના સ્વામી, અને સંધ્યા વંદન નહીં કરનારા બ્રાહ્મણો શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય નથી, હે ભર્ત કુળમાં ઉત્તમ, ઉપર બતાવેલાં આચરણવાળા નિષિદ્ધ બ્રાહ્મણોમાંથી પણ શ્રાદ્ધ તથા દેવના કર્મમાં કોઇ ગુણના યોગે ગ્રહણ-કરવા યોગ્ય બ્રાહ્મણ ફરીને કહું તે તું સાંભળ. હે રાજન્, સાવિત્રીના જાણનારા ક્રિયાવાળા લાંબી મૂદત સૂધી વ્રત ધારણ કરેલા ગુણોએ યુક્ત જે ખેડૂતનું કર્મ કર્તા હોય તેમછતાં તેયો શ્રાદ્ધમાં આમંત્રણ કરવાને યોગ્ય છે. સંગ્રામમાં યુદ્ધ કરી ક્ષાત્ર ધર્મવડે જીવતો હોય, તથાપિ ઉત્તમકુળમાં ઉત્પન્ન થએલો બ્રાહ્મણ હોય તો તેને નોતરૂં દેવું. હે પુત્ર, વાણીઆની વૃત્તિથી જીવનાર બ્રાહ્મણને શ્રાદ્ધમાં નોતરૂં કદિ ન કરવું. જે બ્રાહ્મણ અગ્નિહોત્રી હોય, જે ગામમાં રહેતો હોય, કુત્સિત વૃત્તિવાળો ન હોય અને અતિથિને જાણનાર હોય તે આમંત્રણ કરવાને યોગ્ય છે. હે ભરતકુળમાં ઉત્તમ, જે ત્રિકાળ સાવિત્રી જપ કર્તો હોય અને ભિક્ષા વૃત્તિથી જીવતો હોય તથા ક્રિયા કુશળ હોય તો તેવો બ્રાહ્મણ આમંત્રણને યોગ્ય છે. જે પ્રથમ કાળમાં ઉદયવાળો હોય અને પછીથી દરિદ્રી થયો અથવા પ્રથમ દરિદ્રી હતો અને પછીથી ઉદયવાળો જણાયો, હિંસા ન કર્તો હોય અને તે અલ્પ દોષિ હોય તો આમંત્રણ કરવાને યોગ્ય છે. પાપ વગરનો અને દાંભિક ન હોય તેવો તર્ક વગરનો જ્ઞાતિની ભિક્ષા કરનારો આમંત્રણને યોગ્ય છે. વ્રત વિનાનો, ધૂર્ત, ચોર તથા પ્રાણિઓનો વિક્રય કરનારો વૈશ્ય

---

‡ "येवापेताः स्वकर्मभ्यः स्तेनास्तेपरिकीर्तिताः ।

* कर्मणादेहदोषैश्चयोनितश्चैवकुत्सिताः पतितांस्तान्विजानियान्महापातकिनश्चये इतिस्तेनपतितौयमोक्तौ "

વૃત્તિથી જીવતો હોય અને પછવાડેથી જો તે સોમપાન ન કરે તો તે આમંત્રણને યોગ્ય છે. પ્રથમ દારૂણ કર્મોવડે ધન ઉપાર્જન કર્યું અને પછી સઘળાઓને અતિથિરૂપે પૂજ્યા તો તે આમંત્રણને યોગ્ય છે. વેદ વિદ્યાને વેચીને મેળવેલું તથા જે સ્ત્રીએ પેદા કરેલું, અને ગરીબ વાણીઓ બોલીને અથવા ખોટા શપથ (સમ) ખાઈને પેદા કરેલું ધન પિતૃ કર્મમાં તથા બ્રાહ્મણના કામમાં વાપરવું નહીં. હે ભરતકુળમાં ઉત્તમ, શ્રાદ્ધ સમાપ્તિ સમયમાં લજ્જાથી જે બ્રાહ્મણ યુક્ત વચન બોલતો નથી તેને ગાયના શપથ જેટલું પાપ લાગે છે. હે યુધિષ્ઠિર, જ્યારે દહી, ઘી તથા મૃગાદિકનું માંસ પ્રાપ્ત થાય અને અમાંવાસ્યા તથા પવિત્ર બ્રાહ્મણ મળ્યો, તે શ્રાદ્ધનો કાળ સમજવો. શ્રાદ્ધની સમાપ્તિ સમયે બ્રાહ્મણ વર્ણને 'स्वधोच्यतां' એમ દાતાએ કહ્યું એટલે 'अस्तुस्वधा' એવું વચન બ્રાહ્મણે બોલવું; કેમકે તે વચન બોલવાથી પિતરોને હર્ષ થાય છે. ક્ષત્રિવર્ણને શ્રાદ્ધ સમાપ્તિકાળે બ્રાહ્મણે 'प्रियंतांपितरः' એવું વાક્ય કહેવું. હે ભારત, શ્રાદ્ધ કર્મમાં વૈશ્યને 'अपवर्ग' અથવા 'अक्षय्यं' અને શૂદ્રને 'स्वस्ति' એ પ્રકારનું વાક્ય બ્રાહ્મણે બોલવું. પુણ્યાહવાચન કર્મમાં બ્રાહ્મણને આશિર્વચન આપતાં 'उँ पुण्याहं' એમ કહેવું અને ક્ષત્રિને વગર ઉઁકારે 'पुण्याहमस्तु' એમ બોલવું. વૈશ્યને ઉઁકારની જગોએ• 'प्रियंतांदेवताः' એવું કહેવું. હવે એક પછી એક ત્રણે વર્ણના કર્મનો વિધિ કહું તે તું સાંભળ. હે યુધિષ્ઠિર, બ્રાહ્મણ, ક્ષત્રિ તથા વૈશ્ય એ ત્રણે વર્ણોમાં જાત કર્માદિક સઘળી ક્રિયાઓ છે. વૈશ્યને મંત્રમાં બતાવ્યા પ્રમાણે ક્રિયા કરવી. બ્રાહ્મણને મુંજની મેખળા રાખવી, ક્ષત્રિને મૌર્વી (ધનુષ્યના પણછની) અને વૈશ્યને બલ્વજના ઘાસની રાખવી. હવે દાતા તથા પ્રતિગૃહીતાને ધર્માધર્મ બેઉ કહું છું, તે તું સાંભળ. એક પૈસા માટે જૂઠું બોલતાં બ્રાહ્મણને જે પાપ લાગે તે કર્તા ક્ષત્રિને તેજ કર્મનું ચોઘણું પાપ છે અને વૈશ્યને તેટલાજ કર્મનું આઠ ઘણું પાપ લાગે છે. બ્રાહ્મણે નોતરેલો બ્રાહ્મણ પરતું ભોજન ન કરે અને જો તે કરે તો વૃથા પશૂ હિંસાનું પૂર્ણ પાપ ભોગવે, તેમ પ્રથમ ક્ષત્રિ અથવા વૈશ્યે નોતરેલો બ્રાહ્મણ બીજાને ત્યાં જમે તો તે બ્રાહ્મણને વૃથા પશૂ હિંસાનું અર્ધું પાપ લાગે. હે રાજન્, દૈવ કર્મમાં અથવા પિતૃ કર્મમાં બ્રાહ્મણાદિકની મધ્યે અ-

સ્નાત બ્રાહ્મણ ભોજન કરે તો તે જમનારને ગાયના શપથનું પાપ લાગે. જે બ્રાહ્મણ પોતાને મરણાશૌચ તથા વૃદ્ધિશૌચ છે, એમ જાણીને લોભથી બ્રાહ્મણોની પંક્તિમાં ભોજન કરે, તેને ગાયના શપથ જેટલું પાપ લાગે છે. જે બ્રાહ્મણ જીવીકાને માટે તીર્થ યાત્રાના મીશથી અગર કર્મ કરવાને બાને યજમાન પાસે ભિક્ષાને માટે યાચના કરે છે, તેને ગાયના શપથ જેટલું પાપ બેસે છે. જેમને વેદમાં બતાવેલું વ્રત તથા ચારિત્ર નથી, તેવા બ્રાહ્મણો મંત્રવતની પેઠે નોતરાય, તો ગાયના શપથ જેટલું પાપ બેસે છે. યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, દેવ અથવા પિતૃ કર્મમાં જે અપાય છે અને તે કોને આપવાથી વિશેષ ફળ છે, તે જાણવાની હું ઈચ્છા રાખું છું. ભીષ્મપિતા કહે છે— ખેડૂતો જેમ સુવૃષ્ટિની ઈચ્છા કરે છે, તેમ જે બ્રાહ્મણની સ્ત્રીઓ ભોજન પાત્રમાં બાકી રહેલા અવશેષની સાથે થાળીમાં રહેલા ઉચ્છિષ્ટની વાડ જુએ છે, (જેમના ઘરમાં રાંધેલા સિવાય બીજું અન્ન નથી) તે બ્રાહ્મણોને હે રાજા યુધિષ્ટર તું ભોજન કરાવજે. જે બ્રાહ્મણો ચારિત્રમાં આસક્ત છે, કૃશ થયેલા છે, જેઓ કૃશવૃત્તિવાળા છે, અને પ્રયોજન શિવાય યાચના નથી કર્તા તેમને આપવાથી વિશેષ ફળ છે. ચરિત્ર એજ જેમનું જીવન, ચરિત્ર એજ જેમનો ગૃહસ્થાશ્રમ, ચરિત્ર એજ જેમનું બળ, અને ચરિત્ર એજ જેમને પરલોકમાં ગતિ કરવાનું અવલંબન છે, એવા બ્રાહ્મણો પ્રયોજન હોય તોજ યાચના કરે છે, તેમને આપવાનું વિશેષ ફળ છે. તસ્કરોથી તથા શત્રુઓના ભયથી જે બ્રાહ્મણો પીડાએલા છે, અને અર્થિ એવા ભોજનની ઈચ્છા કરે છે, તેમને આપવાનું વિશેષ ફળ છે. દંભ વગરના તથા દારિદ્રયથી જેમનું જીવન મૂઠીમાં આવેલું છે એવા અને હાથમાં પાત્ર લઇને ભિક્ષા માગતા બટુકોને આપ્યાનું વિશેષ ફળ છે. રાષ્ટ્ર ભંગમાં જેમનાં ધન તથા દારાઓ હરણ થઈ ગયાં છે, અને તેઓ અર્થને માટે કોઇની યાચના કરેછે, તેમને આપવાનું વિશેષ ફળ છે. શાસ્ત્રસિદ્ધ વ્રત પાળનારા તથા નિયમમાં રહેલા બ્રાહ્મણો પોતાના તે વ્રત તથા નિયમની સમાપ્તિને માટે દ્રવ્યની ઈચ્છા કરેછે, તેવા બ્રાહ્મણોને આપવાનું વિશેષ ફળ છે. પાખંડ સમયમાં ઘણા દૂર રહી જેમણે ધર્મની મર્યાદા પાળી પોતાના પ્રાણ સુકવ્યા છે, ધન ખરચ્યાં છે, તેવા બ્રાહ્મણને આપવાથી વિશેષ ફળ છે. જે નિર્દોષ બ્રાહ્મણો પોતાનું સર્વસ્વ ત્યાગ કરી ફક્ત ઈશ્વર ઈચ્છાએ જેવું અન્ન જે કાળે જેટલું મળ્યું તે વડે ઉદર

પૂર્ણ કરે છે, તેમને આપ્યાનું વિશેષ ફળ છે. તપસ્વિઓ, તપનિષ્ઠો, તથા તેમના ભૈક્ષને માટે ફરનારા અર્થિઓ કિંચિત્ ઈચ્છા કરનારા છે તેઓને આપવાનું વિશેષ ફળ છે. હે ભર્તકુળમાં ઉત્તમ, દાનને વિષે મોટા ફળવાળો વિધિ તેં શ્રવણ કર્યો, હવે જે જે કર્મ કરવાથી નર્કમાં તથા સ્વર્ગમાં જવાય છે તે કહું તે તું સાંભળ—હે યુધિષ્ઠિર, ગુરૂને માટે અને અભયને માટે વર્જીને બાકી સઘળી જગોએ જે જૂઠું બોલે છે તે નર્કમાં ગતિ કરે છે. પારકી સ્ત્રીઓનું હરણ કરનારા, પર સ્ત્રીઓનું અભિમર્ષણ કરનારા, પરસ્ત્રીઓના અભિમર્પણમાં તથા હરણ કરવામાં દૂતપણું કરનારા તે સઘળા નર્કમાં ગતિ કરે છે. પારકુ ધન હરનારા, તેને નાશ કરનારા અને તેને માટે સૂચના આપનારા પણ નર્કમાં ગતિ કરવાવાળા છે. પર્વો, સભાઓ, કિલ્લાઓ તથા ઘરોને ભાગનારા નર્કમાં જાય છે. અનાથ એવી બાલા, વૃદ્ધા કે તપસ્વિની ભય પામેલી સ્ત્રીને જે છેતરે છે તે નર્કમાં ગતિ કરે છે. વૃત્તિચ્છેદ, ગૃહચ્છેદ, દારાનો ચ્છેદ તથા મિત્રની સાથે ચ્છેદ કરાવનારા અને આશાનો ભંગ કરાવનારા નર્કમાં ગતિ કરે છે. ચાડીઆઓ, આર્ય મર્યાદાને ભાગનારા, પરની જીવિકાએ જીવનારા, અને મિત્રોના કૃતને નહીં જાણનારા નર્કમાં ગતિ કરે છે. વેદ વિરોધિઓ (પાખંડી), સત્ પુરૂષોની નિંદા કરનારા, ધર્મ સંકેતોને દૂષણ આપનારા, આરૂઢ પતિતો નર્કમાં જાય છે. જનવિરોધી વ્યવહાર ચલાવનારા, વિષયી અને વૃદ્ધિ તથા લાભમાં વિષમપણે વર્તનારા નર્કમાં જાય છે. દૂતોની સંઘાતે ઘાડો વ્યવહાર ધરાવનારા પરીક્ષા વગરના માનવિઓ તથા પ્રાણિઓની હિંસામાં પ્રવર્તેલા મનુષ્યો નર્કમાં જાય છે. આશા કરાવીને, આપવું કબૂલ કરીને, કોઈને મેહેનત આપીને નથી આપતા અથવા તેના સ્વામી પાસેથી દૂર કરાવે છે. તે નર્કમાં જાય છે. સ્ત્રી, અગ્નિ, ચાકરો અને અતિથીને ત્યાગ કરી જેઓ એકલા ભોજન કરે છે, તથા પિતૃ તથા દેવતાની પૂજા નથી કર્તા તે નર્કમાં ગતિ કરે છે. વેદનો વિક્રય કરનારા, વેદને દૂષણ આપનારા, વેદના લેખકો પણ નર્કમાં જાય છે. ચાર આશ્રમથી બહાર, શ્રુતિ બાહ્ય પુરૂષો તથા કુત્સિત કર્મથી જીવનારા પુરૂષો નર્કમાં જાય છે. અંમર તથા કાંબળાના વેચનારા, વિષ વેચનારા તથા દૂધ વેચનારા નર્કમાં જાય છે. બ્રાહ્મણ, ગાયો તથા કન્યાઓના કાર્યમાં અંતરાય કરનારા નર્કમાં જાય છે. હે યુધિષ્ઠિર, હથિઆર વેચનારા, હથિઆર બનાવનારા અને શલ્યો તથા ધનુષ્યોના ઘડનારા

નર્કમાં જાય છે. પાષાણ, ખીલા તથા કાંટાથી જેઓ માર્ગને રોધ કરે છે, તેઓ પણ નર્કમાં જાય છે. ઉપાધ્યાય, ચાકરો અને ભક્તોને વિકાર બુદ્ધિથી ત્યાગ કરે છે, તેઓ નર્કમાં જાય છે. પશૂઓને સમય વિના બંધન કરે છે તથા તેમનાં નાક વિંધે છે, તે નર્કમાં જાય છે. રાજાનું રક્ષણ નહીં કરનારા તથા બલી, ખડ્ગ અને કાષ્ટાદિકની ચોરી કરનારા નર્કમાં જાયછે. સમર્થ છતાં બીજાને નથી આપતા તે પણ નર્કમાં જાય છે. શાન્ત પ્રકૃતિવાળા, ઈન્દ્રિઓને દમન કરનારા જ્ઞાનિઓ તથા ચીરકાળ પાસે રહેલાનો ત્યાગ કરેછે, તે નર્કના અધિકારી થાય છે. બાળકોને, વૃદ્ધને અને ચાકરોને આપ્યા શિવાય જે પુરૂષો ભોજન પેહેલા કરે છે તે નર્કમાં જાય છે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ, એ પ્રકારે નર્કમાં જનારા મેં તને પૂર્વે કહ્યા, હવે સ્વર્ગમાં જનારા કહું તે તું સાંભળ–સઘળાં દેવ સંબંધિ કાર્યોમાં, પુત્રોને, પશૂને અને સઘળાઓને અતિક્રમણ નથી કર્તા તે સ્વર્ગમાં જાય છે. હે યુધિષ્ઠિર, દાન, તપ તથા સત્યથી જેઓ ધર્મમાં વર્તે છે તે સ્વર્ગમાં જાય છે. સેવાવડે તથા તપવડે જેયો વિદ્યા મેળવે છે અને પ્રતિગ્રહની ઈચ્છા નથી કર્તા તેયો સ્વર્ગમાં જાય છે. ભય, પાપ અને સંકટ, દારિદ્રય તથા વ્યાધિઓથી જે પરિપૂર્ણ છૂટા થયા છે, તે સ્વર્ગગમાં જાય છે. ક્ષમાવાળા, ધીર પુરૂષો, ધર્મની કામનાવાળા, આશ્રમમાં રહેનારા અને દેશ, નગર તથા કુળના કરનારા પુરૂષો સ્વર્ગમાં જાયછે. સર્વ પ્રકારની હિંસાઓથી નિવૃત્ત થએલા, સઘળું સહન કરનારા, સર્વને આશ્રય આપનારા તે સ્વર્ગમાં જાયછે, ઈન્દ્રિઓને જીતનારા તથા માતા પિતાની સેવા કરનારા અને ભ્રાતૃઓની સાથે સ્નેહ રાખનારા સ્વર્ગમાં જાય છે. આઢ્ય, બળવાન્ તથા યુવાવસ્થામાં ઈંદ્રિઓને જીતી ધીરજ રાખનારા સ્વર્ગમાં જાય છે. અપરાધોમાં સ્નેહ વાળા, સરળ, મૃદુ બોલનારા તથા આરાધ્ય સુખવાળા પુરૂષો સ્વર્ગમાં જાયછે. કુટંબીઓને અન્ન પાન તથા વસ્ત્રો વેંચીને આપનારા સ્વર્ગમાં જાયછે. સોનું, ગાયો, યાન વાહન વગેરે આપનારા પુરૂષો સ્વર્ગમાં જાયછે. કન્યાને પરણાવી તેનાં આભૂષણ દ્રવ્ય, દાસ દાસીઓ વસ્ત્ર વગેરે પેહેરામણીના આપનારા સ્વર્ગમાં જાયછે. વિહારની જગાઓ, ધર્મશાળાઓ, બાગ, કૂવા, વાવો, સરોવરો, સભાઓ, પરબો તથા રસ્તાના બંધાવનાર પુરૂષો સ્વર્ગમાં જાય છે. ઘર તથા ખેતરોની યાચના કરનારાઓને તે તે પ્રકારનું દાન આપનારા સ્વર્ગમાં જાય છે. રસ, બીજ તથા ધાન્ય પોતે ઉત્પન્ન કરીને આપનારા પુરૂષો સ્વર્ગમાં જાય છે. જેના તેના કુ-

ળમાં ઉત્પન્ન થએલા તથાપિ ઘણા પુત્રવાળાઓ ને સો વર્ષના આયુષ્યવાળો-અનુક્રમે સહિત ક્રોધને જીતેલા પુરૂષો સ્વર્ગમાં જાય છે. હે ભારત. દેવ તથા પીતૃ કર્મમાં પૂર્વે ઋષિઓએ કહેલો અર્પણ સંબંધી પર લોકના ફળરૂપ દાનધર્મ એ પ્રકારે મેં તને કહ્યો.

एतदुक्तममुत्रार्थंदैवंपित्र्यंचभारता ॥
दानधर्मंचदानस्ययत्पूर्वमृषिभिःकृतं ॥ १० ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेस्वर्गेनर्केवर्णनंनाम गु० भा० त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

---

युधिष्ठिरउवाच ॥ इदंमेतत्वतोराजन्वक्तुमर्हासिभारत ॥
अहिंसयित्वापिकथंब्रह्महत्याविधी॰॰॰ ॥ १ ॥

યુધિષ્ઠિર રાજા પૂછે છે, હે ભારત, હે રાજન્, હિંસા ન કર્યા છતાં બ્રહ્મહત્યાનું પાપ ક્યારે લાગે છે, એ સઘળું મને કહેવાને યોગ્ય છો. ભીષ્મ-પિતા કહેછે–હે રાજાઓ મધ્યે ઈન્દ્ર, મેં પૂર્વે વ્યાસને બોલાવીને પૂછ્યું છે અને તેમના મોંથી જે સાંભળ્યું છે, તે હું તને કહીશ માટે સાવધાન થ-ઈને તું સાંભળ. હે મુને, મને વસિષ્ઠનું તત્વ કહો કે હિંસા કર્યા શિવાય બ્રહ્મહત્યાનું પાપ ક્યારે લાગે? હે રાજન્, એ પ્રકારે મેં પૂર્વે પરાશરના શ-રીરથી ઉત્પન્ન થએલા વ્યાસને પૂછ્યું ત્યારે ધર્મમાં નિપુણ એવા વ્યાસજીએ નિઃસંશય એવું ઘણું ઉત્તમ વચન મને કહ્યું. ગુણવાન બ્રાહ્મણને ભિક્ષાને માટે પોતે બોલાવી અને પછીથી નથી, એમ જે પુરૂષ કહે છે, તેને બ્રહ્મ-હત્યારો તું જાણજે. મધ્યસ્થ બ્રાહ્મણની પરંપરા ગતવૃત્તિને તોડે તેને બ્રહ્મ-હત્યારો જાણવો. હે પૃથ્વિપતિ, ગાયોનું તરસ્યું ટોળું જળને માટે જતું હોય અને તેની વચમાં વિઘ્ન ઉત્પન્ન કરે તે બ્રહ્મઘાતી જાણવો. મુનિઓએ કરેલાં શાસ્ત્ર તથા શ્રુતિ રૂડે પ્રકારે પ્રવર્તતાં હોય અને વગર સમજે તેને દૂષણ આપે તે બ્રહ્મહત્યારો જાણવો. રૂપસંપન્ના તથા મોટી થએલી પોતા-ની કુંવારી કન્યાને સદૃશ વર શોધી કાઢી ન પરણાવે તે બ્રહ્મહત્યારો જા-ણવો. અધર્મમાં આસક્ત થએલો મૂઢ પુરૂષ વગર કારણે દ્વિજાતિઓને મર્મ-પિડા કરે તેવાં તિક્ષ્ણ વચન કહે તે બ્રહ્મહત્યારો જાણવો. આંધળા, પાંગળા કે બ્રાહ્મણનું જટ સર્વસ્વ હરણ કરે તે પુરૂષ બ્રહ્મઘાતી સમજવો.

આશ્રમ, વન, ગામ અથવા નગરમાં જે મોહથી અગ્નિ સળગાવે તો તેને બ્રહ્મઘાતિ જાણવો.

आश्रमेवावनेवापिग्रामेवायदिवापुरे ॥

अग्निसमुत्सृजेत्मोहात्तंविद्यात्ब्रह्मघातिनं ॥ १२ ॥

इतिश्रीमहाभारते अ० दा० ब्रह्मघ्न क० गु० भा० चतुर्विंशो ऽध्यायः ॥ २४ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ तीर्थानांदर्शनंश्रेयः स्नानंचभरतर्षभ ॥

श्रवणंचमहाप्राज्ञश्रोतुमिच्छामितत्वतः ॥ १ ॥

હે ભરતકુળમાં ઉત્તમ, હે મોટા બુદ્ધિમાન્, સઘળાં તીર્થોનું દર્શન, સ્નાન તથા શ્રવણ સાંભળવાને ઈચ્છુછું. હે ભરતર્ષભ, પૃથ્વીમાં રહેલાં પુણ્યવાળાં તીર્થો જેટલાં છે, તેટલાં મને કહેવાને યોગ્ય છો. હે પ્રભો, હું નિયમવાળો થઈ સાંભળીશ. ભીષ્મપિતા કહે છે–હે મોટી કાન્તિવાળા, આ આંગીરા ઋષિનાં કહેલાં તીર્થોનો વંશ તું સાંભળવાને યોગ્ય છે, તારૂં કલ્યાણ થશે, તું ઘણા ઉત્તમ ધર્મને પામીશ. એક દિવસ વખાણવા જેવું જેનું વ્રત છે એવા ગૌતમ મુનિ તપોવનમાં રહેલા ધીર એવા અંગીરા નામના મોટા મુનિને સમિપે જઈ આ પ્રકારે પૂછવા લાગ્યા—હે ભગવન્, તીર્થોને ઉદ્દેશીને મારા મનમાં કંઈ ધર્મસંશય (પવિત્ર કે અપવિત્ર હશે) છે, તેટલા માટે હે મહા મુને, તે સઘળું તીર્થ સંબંધી વ્યાખાન મને કહો. હે મોટા બુદ્ધિમાન્ મુને, તેમાં સ્નાન કરવાથી શું ફળ મળે, વળી જન્માન્તરમાં શું ફળ મળે, તે સઘળું મને કહો. ગૌતમનું વચન સાંભળી અંગિરા મુનિ કહેવા લાગ્યા–વિશાળ એવી તરંગવાળી ચંદ્રભાગામાં નિરાહાર રહી સાત દિવસ સ્નાન કરે તો મુનિની પેઠે નિર્મળ (પાપ રહિત) થાય. કાશ્મીર મંડળ (દેશ) માં જે નદિઓ મહાનદમાં પડે છે તે અને સિંધુમાં સ્નાન કરવાથી સદાચરણી થયેલો સ્વર્ગને પામે છે. પુષ્કરરાજ, પ્રભાસ, નૈમિષારણ્ય, સાગરોદક તીર્થ, દેવિકા તથા ઈન્દ્રમાર્ગ અને સ્વર્ણબિંદુમાં સ્નાન કરવાથી અપ્સરાઓએ સ્તુતિ કરેલો વિમાનમાં બેશી દેવરૂપ થઈને ફરે છે. હિરણ્યબિંદુ તથા કુશેશય તીર્થમાં સ્નાન કરવાથી તથા વારે વારે નમસ્કાર કરવાથી, પાપ માત્ર ધોવાઈ દેવપણાને પામી જાય છે.

ગંધમાદન પર્વતની નજીક ઈન્દ્રતોય તીર્થને પામીને કરેતોય તથા કુરંગતીર્થમાં ત્રણ રાત્રિ અપવાસ કરે તો સ્નાન તથા અપવાસથી તે પવિત્ર પુરૂષને અશ્વમેધ જેટલું ફળ પ્રાપ્ત થાય છે. *ગંગાદ્વાર, કુશાવર્ત, બિલ્વક, નીલપર્વત તથા કનકલમાં સ્નાન કરવાથી પાપ ધોઈ નાખી પુરૂષ સ્વર્ગમાં ગતિ કરે છે. તે જળના -હ્રદમાં સ્નાન કરવાથી બ્રહ્મચારી, ક્રોધને જિતેલો, સત્યનો સમૂહ તથા અહિંસક પુરૂષ તે વાજીમેધનું ફળ ભોગવે છે. ઉત્તર દિશામાંથી જ્યાં ભાગીરથી ગંગા પડે છે, ત્યાં માહેશ્વરનાં ત્રિસ્થાનને વિષે જે પુરૂષ અભિષેક કરે અને એક માસના ઉપવાસ કરે તો અવશ્ય તે દેવતાઓને જૂએ. ઈન્દ્રમાર્ગમાં સપ્તગંગા તથા ત્રિગંગાને વિષે તર્પણ કરનારો પુરૂષ અમૃતપાન કરે અને પુનઃ મોટા આશ્રમમાં અગ્નિહોત્ર પર તથા પવિત્ર એવો ઉત્પન્ન થાય. ઈન્દ્રિઓને જીતી એક માસ નિરાહાર રહી જે પુરૂષ ભૃગુતુંગ તીર્થના મહા -હ્રદમાં સ્નાન કરે તો એકજ માસમાં સિદ્ધિને પામે. ત્રિરાત્ર ઉપોષણ કરી કન્યાકૂપમાં વા બલાકા તીર્થમાં તપશ્ચર્ય યુક્ત થાય તો બ્રહ્મહત્યાના પાપથી મૂકાય. વળી દેવતાઓમાં કીર્ત્તિ મેળવે તથા યશવડે વિરાજે. દેવિકામાં તથા સુંદરીકા-હ્રદમાં અશ્વનિ નક્ષત્રમાં સ્નાન કરવાથી જન્માન્તરમાં સુંદર રૂપની પ્રાપ્તિ થાય છે. કૃત્તિકાના મંગળમાં મહાગંગામાં સ્નાન કરવાથી તથા પંદર દિવસ ઉપવાસ કરવાથી નિર્મલ થઈ સ્વર્ગમાં જાય છે. કિંકણીકા• આશ્રમમાં નિવાસ કરવાથી અપ્સરાઓના લોકમાં જઈ વિમાનમાં બેસી સ્વેચ્છાથી ફરે છે. કાલિકાશ્રમને પામી વિપાશા ગંગામાં સ્નાન કરનાર પુરૂષ ત્રણ રાત્રિ બ્રહ્મચર્ય પાળવાથી તથા ક્રોધ જીતવાથી સંસારથી છૂટી જાય છે. કૃત્તિકાઓના આશ્રમમાં સ્નાન કરવાથી તથા પિતૃનું તર્પણ કરવાથી અને મહાદેવને સંતોષ પમાડવાથી નિર્મળ થઈ પુરૂષ સ્વર્ગને પામે છે. ત્રણ રાત્રિ ઉપોષણ કરી પવિત્ર થઈ મહાપૂરને વિષે સ્નાન કરવાથી સ્થાવર જંગમ તથા મનુષ્યોનો ભય જતો રહે છે. દેવદારૂ વનમાં સ્નાન કરવાથી તથા તર્પણ કરવાથી સાત રાત્રિ ત્યાં વાસ કરેલો પવિત્ર પુરૂષ દેવ લોકને પામી જાય છે. શરસ્તંબ, કુશસ્તંબ, દ્રોણશર્મ પદના પવિત્ર જળને સેવનાર પુરૂષ અપ્સરાના ગણોએ સેવેલો સ્વર્ગમાં જાય છે. ચિત્રકૂટ, જનસ્થાન તથા મંદાકિનીના જળમાં સ્નાન કરવાથી નિરાહાર પુરૂષને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાય છે. શ્યામાના આશ્રમમાં જઈ એક પક્ષ નિરાહાર

* ત્ર્યંબકેશ્વર આગળ બ્રહ્મગીરી ઉપર ગોદાવરી ગંગા જ્યાંથી નીકળેછે તે.

રહી અભિષેક કરે છે, તે પુરૂષ ગંધર્વાદિભોગનું ફળ ભોગવે છે .કૌશિકીને પામી એકવીશ રાત્રિઓ ઈન્દ્રિઓને જીતી વાયુ ભક્ષણ કરે તો પુરૂષ સ્વર્ગને પામે છે. મતંગ વાવ્યમાં સ્નાન કરવાથી એક રાત્રિમાં સિદ્ધિ થાય છે. સનાતન એવા અંધક તીર્થમાં અથવા અનાલંબ તીર્થમાં સ્નાન કરવાથી તથા નૈમિષ અને સ્વર્ગ તીર્થમાં એક માસ રહી દેવનું તથા પિતૃનું તર્પણ કરવાથી ઈન્દ્રિઓને જીતેલો પુરૂષ પુરૂષમેધનું ફળ ભોગવે છે. ગંગા-હ્રદમાં સ્નાન કરવાથી તથા ઉત્પલાવનમાં તર્પણ કરવાથી પુરૂષ એક માસમાં અશ્વમેધનું ફળ ભોગવે છે. ગંગા યુમનાના તીર્થમાં તથા કાલંજર પર્વતમાં તર્પણ કરવાથી પુરૂષ એક માસમાં દશ અશ્વમેધનું ફળ ભોગવે છે. ષષ્ટિ-હ્રદમાં સ્નાન કરવાથી અન્ન દાન કરવા કર્તાં અધિક ફળ થાય છે. માઘ માસમાં પ્રયાગ તીર્થમાં હે ભરત કુળમાં ઉત્તમ, પ્રયાગને વિષે ત્રણ કરોડને દશહજાર તીર્થ આવે છે માટે ઈંદ્રિઓનો નિગ્રહ રાખી સંશિત વ્રતવાળો કોઈ પુરૂષ (ત્રીવેણી સંગમમાં) સ્નાન કરે તો પવિત્ર થઈ સ્વર્ગમાં જાય છે. પિતૃઓના મરૂદ્ગણ નામના આશ્રમમાં સ્નાન કરવાથી તથા વૈવસ્વત મનુના તીર્થમાં સ્નાન કરવાથી પુરૂપ તીર્થભૂત બને છે. તેમજ બ્રહ્મતરૂને વિષે ભાગીરથી ગંગામાં ઉદક ક્રિયા કરવાથી એક માસ નિરાહાર રહેલો પુરૂષ દેવના લોકને પામે છે. પુરૂપ ઉત્પાતક તીર્થમાં સ્નાન કરીને અષ્ટાવક્રમાં તર્પણ કરે અને બાર દિવસ નિરાહાર રહેતો નરમેધના ફળને પામે. ગયાને વિષે પ્રેતશિલા, નિરવિંદ પર્વત, ત્રીજું ક્રૌંચપદિમાં પિતૃ તર્પણ કરવાથી બ્રહ્મહત્યાથી મુક્ત થાય. બહુ જળવાળા કલવિંકલ તીર્થમાં આચમન કરી અગ્નિપૂરમાં સ્નાન કરવાથી પુરૂષ અગ્નિકન્યાપૂરમાં વસે છે. કરવીરપૂરમાં સ્નાન કરી વિશાલામાં ઉદકક્રિયા કરે તથા દેવ-હ્રદમાં આચમન કરવાથી બ્રહ્મરૂપ શોભે છે. પુનરાવર્ત નદ તથા મહાનદમાં સ્નાન કરવાથી અહિંસક પુરૂષ અપ્સરાઓએ સેવા કરેલો નંદન વનમાં ક્રિડા કરે છે. કાર્તિકિ પૂર્ણિમાએ સાવધાન થઈ ઉર્વશી તીર્થમાં સ્નાન કરે તથા વિધિવડે લોહિત તીર્થમાં નાહ્ય તો પુંડરીક (નાગ) ના લોકમાં જાય છે. રામ -હ્રદમાં સ્નાન કરે તથા વિપાશામાં નાહ્ય તો બાર વર્ષ નિરાહાર રહેલો પુરૂષ સઘળાં પાપથી અવશ્ય મૂકાઈ જાય છે. શુદ્ધાન્તઃકરણથી એક માસ નિરાહાર રહી જે પુરૂષ મહા-હ્રદમાં સ્નાન કરે તેને જમદગ્નિની ગતિ પ્રાપ્ત થાય છે. હિંસાનો ત્યાગ કરી સત્યથી આત્માનો નિગ્રહ કરી વિંધ્યાદ્રિમાં વિનયથી તપ કરે તે પુરૂષને એક માસમાં પોતાના તપની સિદ્ધિ થાય

છે. એક પખવાડીયા સુધીં આહારનો ત્યાગ કરી નર્મદામાં અથવા સુર્પારક (શૂલપાણ) તીર્થના જળમાં સ્નાન કરવાથી રાજાના પુત્રપણાને પામે છે. નિયમમાં રૂડે પ્રકારે સાવધાન થએલો પુરૂષ અહોરાત્ર ત્રણ માસ સૂધી જંબૂ માર્ગમાં તપ આદરે તો રૂડે પ્રકારે સિદ્ધિને પામી જાય છે. કોકા મુખમાં સ્નાન કરવાથી તથા આંગુલિકાશ્રમમાં જઇને શાક ભક્ષણ કરનારા અને વલ્કલ ધારણ કરનારા પુરૂષોને દશ કુમારીનું સુખ પ્રાપ્ત થાય છે. જે પુરૂષ કન્યા -હ્રદમાં રહે છે, તે કદી યમરાજાના મંદિર પ્રત્યે જતા નથી. તે દેવલોકમાંજ જાય છે. હે મોટા ભુજાવાળા, મૃત્યુલોકમાં ઉત્પન્ન થએલો જે નર અમાવાસિયાને દિવસે સાવધાન થએલો પ્રભાસમાં સ્નાન કરે છે તેને એક રાત્રિમાં સર્વ સિદ્ધ થાય છે. ઉજ્જાનકમાં આર્ષ્ટિષેણ મુનિના આશ્રમમાં સ્નાન કરવાથી તથા પિંગાના આશ્રમમાં સ્નાન કરવાથી સર્વ પાપથી મુક્ત થવાય છે. ત્રણ રાત્ર ઉપોષણ વ્રત કરીને જે નર કુલ્યામાં સ્નાન કરે તથા અઘમર્ષણ તીર્થમાં જપ કરે તો તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. પિંડારક તીર્થમાં સ્નાન કરી એક રાત્રિ નિવાસ કરવાથી પવિત્ર થએલા પુરૂષને પ્રાતઃકાળમાં અગ્નિહોત્રનું ફળ પ્રાપ્ત થાય છે. શોભાયમાન્ એવા ધર્મારણ્ય પ્રત્યે બ્રહ્મ સરોવરમાં સ્નાન કરવાથી પવિત્ર થએલો પુરૂષ પુંડરીક (વૈકુંઠ)ના લોકને પામે છે. એક માસ પર્યન્ત કામને જીતી મૈનાક પર્વતમાં સંધ્યા સ્નાન કરવાથી સઘળા યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. કાલોદક એવા નંદિકુંડ તથા ઉત્તર માનસરોવરમાં સ્નાન કરવાથી સેંકડો યોજનથી આવેલા હત્યારા બાળનું પાપ છૂટી જાય છે. નંદીશ્વરની મૂર્ત્તિનું દર્શન કરવાથી પાપથી છૂટે છે અને ત્યાં સ્નાન કરવાથી મનુષ્ય સ્વર્ગ માર્ગે થઈ બ્રહ્મલોક પ્રત્યે ગતિ કરે છે. શંકરનો સસરો અને સઘળાં રત્નની ખાણરૂપ તથા સિદ્ધ અને ચારણ લોકોએ સેવા કરેલો પુણ્યવાન્ એવા પ્રખ્યાત હિમાચળ પર્વતમાં વેદનો જાણનાર બ્રાહ્મણ, આ જીવિત નાશવાન્ છે, એમ જાણી અનશન વ્રત્ત લઈ વિધિ પૂર્વક શરીરને છોડી દે, વળી ત્યાં રહેલા દેવતાઓનું અર્ચન કરી મુનિઓને નમસ્કાર કરે તો પોતે સિદ્ધ થઈ દિવ્ય માર્ગે સનાતન એવા બ્રહ્મલોકમાં ગતિ કરે છે. કામ, ક્રોધ તથા લોભને જીતીને જે પુરૂષ તીર્થમાં વસે છે, તેને તીર્થમાં અભિગમન કરવાથી કંઇ અપ્રાપ્ય રહેતું નથી. સર્વ તીર્થનાં દર્શન કરવાથી વિષમ તથા દુર્ગમ એવાં તીર્થો છે તે મનવડે કરીને ગમ્ય થાય છે. જે મેં તને આ તીર્થનું મહાત્મ્ય બતાવ્યું

તેજ પવિત્ર, આજ પુણ્ય, સ્વર્ગનું આપનાર પણ આજ, ઘણું ઉત્તમ પણ આજ, વેદનું રહસ્ય પણ આજ, તારનારૂં તથા પવિત્ર કરનારૂં પણ આ મહાત્મ્ય છે. દ્વિજાતિની મધ્યે આત્માનું હિત ઈચ્છનાર સાધુ પુરૂષને તે આપવું, સ્નેહીયો તથા સેવા કરનાર શિષ્યના કાનમાં તે પાડવું, આ મહાત્મ્ય મોટા તપવાળા અંગિરા મુનિએ ગૌતમને આપ્યું, બુદ્ધિમાન્ કાશ્યપે પ્રાર્થના કરવાથી અંગિરાને કહ્યું, પવિત્રોની મધ્યે ઘણું ઉત્તમ એવું આ મહાત્મ્ય મોટા ઋષિઓને જપ કરવાને યોગ્ય છે. હમેશાં પ્રાતઃકાળમાં ઉઠીને જે આનો પાઠ કરે તે પુરૂષ પવિત્ર થઈ સ્વર્ગને પામે. અંગિરાએ કહેલું આ રહસ્ય જે કોઈ સાંભળે તે ઉત્તમ કુળમાં જન્મ પામે તથા તેને જાતી સ્મર્ણ થાય.

इदंयश्चापिशृणुयाद्रहस्यंत्वांगिरोमतं ॥
उत्तमेचकुलेजन्मलभेज्जातीश्चसंस्मरेत् ॥ ७१ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० अंगिरसस्तीर्थयात्रायां गु० भा० पंचविंशोऽध्यायः ॥ २९ ॥

---

**वैशंपायनउवाच** ॥ बृहस्पतिसमंबुध्याक्षमयाब्रह्मणःसमम् ॥
पराक्रमेशक्रसममादित्यसमतेजसम् ॥ १ ॥
गांगेयमर्जुनेनाजौनिहतंभूरितेजसम् ॥
भ्रातृभिःसहितोन्यैश्चपर्यपृच्छद्युधिष्ठिरः ॥ २ ॥

વૈશંપાયન ઋષિ રાજા જનમેજયને કહે છે—અર્જુને રણસંગ્રામમાં પરાભવ પમાડેલા, બૃહસ્પતિના સર્ખી બુદ્ધિવાળા, બ્રહ્માના જેવી ક્ષમા તથા ઈન્દ્રના જેવું પરાક્રમ અને આદિત્યના જેટલા તેજસ્વી, ભારે ઐશ્વર્યવાળા ગંગાના પુત્ર ભીષ્મને અન્ય તથા ભાઇઓએ સહવર્તમાન રાજા યુધિષ્ઠિર પૂછતો હતો. વીર શય્યામાં પોઢેલા, કાળની વાટ જોતા નાશને ન પામેલા ભીષ્મને જોવાની ઇચ્છાએ મોટા ઋષિયો ત્યાં આવ્યા. અત્રિ, વસિષ્ઠ, ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અંગિરા, ગૌતમ, અગસ્ત્ય, સુમતિ, સુયતા મુનિ, વિશ્વામિત્ર, સ્થૂલગિરા, સંવર્ત્ત, પ્રમતિ, દમ, બૃહસ્પતિ, ઉશના, વ્યાસ, ચ્યવન, કાશ્યપ, ધ્રુવ, દુર્વાસા, જમદગ્નિ, માર્કંડેય, ગાલવ, ભારદ્વાજ, રૈભ્ય, યવક્રીત,

ક્રીત, સ્થૂલાક્ષ, શશલાક્ષ, કણ્વ, મેધાતિથિ, કૃશ, નારદ, પર્વત, સુધન્વા, એકત, નિતંભૂ, ભુવન, ધૌમ્ય, શતાનંદ, કૃતવ્રણ, પર્શુરામ, રામ તથા ક્યાદિક વગેરે ભીષ્મને જોવાને માટે આવેલા મહર્ષિયોનું ભાઈયોએ સહવર્તમાન યુધિષ્ઠિરે યથા યોગ્ય એક પછી એક એમ સઘળાઓનું પૂજન કર્યું. પૂજાએલા તથા સુખરૂપ આસન ઉપર બેહેલા તે મોટા ઋષિઓ કથાઓ કહેવા લાગ્યા. પોતાને અનુકૂળ, સર્વ ઇન્દ્રિઓ તથા મનને હરણ કરે એવી, ઘણી મધુર તે આત્મજ્ઞાનિ ઋષિઓની કથાઓને સાંભળીને ભીષ્મે હર્ષવડે મારો આત્મા હમણાં સ્વર્ગમાંજ છે, એમ માન્યું. ત્યાર પછી તે મોટા ઋષિઓ ભીષ્મને તથા પાંડવોને જણાવી સઘળાના દેખતાં બધાએ ઋષિઓ અન્તરધાન થઈ ગયા. તે મુનિઓ અદર્શ થયા છતાં પણ પાંડવો વારેવારે તે સઘળાઓની સ્તુતિ કરવા લાગ્યા. તથા તેમને પ્રણામ કરતા હતા. વળી વિચાર કુશળ એવા પાંડવો પ્રસન્ન મનથી અને ઋષિઓના તપના પ્રભાવથી કુરૂકુળને વિષે ઉત્તમ અને સૂર્યના સર્ખી કાન્તિવાળા ગંગા પુત્ર ભીષ્મપિતાને જોઈ, તેમની સ્તુતિ કરતા હતા. તે ઋષિઓના તેજથી સઘળી દિશાઓ પ્રકાશિત થએલી હતી, તેથી તેયોના મનમાં આશ્ચર્ય લાગતું હતું. તે ઋષિઓનું મોટું ભાગ્ય વિચારીને પાંડવો તથા ભીષ્મે ઋષિઓની કહેલી કથાઓ કરવા માંડી. વૈશંપાયન ઋષિ રાજા જનમેજયને કહે છે—વળી કથાની સમાપ્તિ સમયે ધર્મનો પુત્ર પાંડવ એવો યુધિષ્ઠિર રાજા પોતાનું માથું ભીષ્મના પગમાં નમાવી ધર્મવાળું પ્રશ્ન પૂછવા લાગ્યો–યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, કયા દેશો, નગર, ગામ વગેરે મનુષ્યોનાં રેહાણો, આશ્રમો, પર્વતો અને નદિઓ પુણ્યવાળી પ્રકાશે છે. ભીષ્મપિતા કહે છે–હે યુધિષ્ઠિર, આ પ્રશ્નના સંબંધમાં શિલોંચ્છવૃત્તિ અને સિદ્ધનો પુરાતન સંવાદરૂપ ઈતિહાસ હું તને કહીશ. પર્વતોએ અલંકૃત કરેલી આ પૃથ્વીને અતિક્રમણ કર્તો કર્તો કોઇક સિદ્ધ, એક વાર મનુષ્યોની મધ્યે ઉત્તમ ગૃહસ્થાશ્રમી એવા શિલવૃત્તિ નામના પુરૂષને ઘેર આવી પહોંચ્યો. શિલવૃત્તે વિધિથી તેનું અર્ચન કર્યું. સિદ્ધે સુખવડે તે રાત્રિ શિલવૃત્તને ઘેર ગાળી. પવિત્ર શિલવૃત્તિએ પ્રાતઃકાળમાં પોતાનું કૃત્ય યથા વિધિ કર્યું. પછીથી અતિથિરૂપે, પ્રાપ્ત થએલા સિદ્ધની ઉપાસના કરવા લાગ્યો, તે બેઉ મહાત્માઓ સુખરૂપ આસનપર બેસી વેદસંબદ્ધ એવી શુભ કથાઓ કરવા લાગ્યા. શિલવૃત્તિએ વિનયથી જે કથા હમણાં તેં મને પૂછી તેજ પ્રશ્ન સિદ્ધની પ્રત્યે આ પ્રકારે પૂછ્યો. શિલવૃત્તિ પૂછે છે—કયા દેશ,

કયા જનપદ, કયા આશ્રમો, કયા પર્વતો, અને જાણવા યોગ્ય પુણ્યવાળી કયી નદીઓ પ્રકાશમાન્ છે? તે મને કહો. સિદ્ધ કહે છે—તેજ દેશો, જનપદો, આશ્રમો તથા પર્વતો પવિત્ર છે કે જેના મધ્યમાં થઈ ઉત્તમ નદી ભાગીરથી ગંગા વહન થાય છે. તપ, બ્રહ્મચર્ય, યજ્ઞ અને દાન કરવાથી જે ગતિ પ્રાપ્ત થાય છે, તે ગંગાનું સેવન કરવાથી જંતુને થાય છે. જે દેહનાં ગાત્ર ગંગાના જળથી પલળ્યાં અગર તેમાં પડ્યાં તે પ્રાણિનું પછી સ્વર્ગથી પડવું કદી થતું નથી. જે દેહનાં સઘળાં કાર્ય ગંગાના જળથી થાય છે, તે મનુષ્યો પૃથ્વીનો ત્યાગ કરી સ્વર્ગમાં જાય છે. પેહેલી વયમાં જેમણે પાપ કર્મ કર્યાં છે, અને પછી તેઓ ગંગાને સેવે તો તે પણ પાપથી નિર્મુક્ત થઈ ઉત્તમ ગતિને પામે છે. જે સાવધાન થઈ ગંગાના પવિત્ર જળમાં સ્નાન કરે છે તેના પુણ્યની વૃદ્ધિ થાય છે, તેટલી સેંકડો યજ્ઞથી પણ થતી નથી. જેટલા વર્ષ સૂધી મનુષ્યનાં હાડકાં ગંગામાં રહે તેટલાં હજાર વર્ષ સૂધી તે સ્વર્ગમાં સુખ ભોગવે છે. જેમ તીવ્ર અંધકારનો નાશ કરી ઉદય પામેલો સૂર્ય શોભા આપે છે, તેમ ગંગામાં સ્નાન કરવાથી પવિત્ર થએલો પુરૂષ પાપથી મુક્ત થએલો પ્રકાશે છે. જેમ ચંદ્ર વિનાની રાત્રિઓ, પુષ્પ વગરનાં તરૂઓ, તેમ કલ્યાણકારક ગંગાના જળ વગરના દેશો તથા દિશાઓ જાણવી. ધર્મ તથા જ્ઞાન વગરના જેવા સઘળા વર્ણાશ્રમો અને ચંદ્ર વિનાની જેવી ઋતુઓ તેવું ગંગા વગરનું જગત્ જાણવું. જેમ સૂર્ય વિનાનું આકાશ શૂન્ય, શૈલા વગરની પૃથ્વી, વાયુ વગરનું આકાશ તેજ પ્રકારે દેશ તથા દિશાઓ ગંગા વગરની શૂન્ય જાણવી; એમાં સંશય નહીં. ત્રણ લોકમાં જે કેટલાક પ્રાણિઓ ગંગાનાં શુભ જળોવડે તૃપ્ત થએલા છે તે પરમ તૃપ્તિને પામે છે. જે મનુષ્ય સૂર્યના કિર્ણોવડે તપેલું ગંગાજળ પાન કરે છે તેને ગાયને ખવરાવેલા જવના ફુકલાના ભોજનના કર્તાં વિશેષ ફળ પ્રાપ્ત થાય છે. કાયાને પવિત્ર કરવા માટે મનુષ્યને એક હજાર ચાંદ્રાયણ વ્રત કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેના કર્તા ગંગાજળ પાન કરવાનું ફળ તેની સમાન છે કે ન્યુનાધિક થાય (તે કહી શકાતું નથી). એક હજાર યુગ સૂધી જે મનુષ્ય એક પગવડે ઉભો રૂહે અથવા એક માસ ગંગામાં સ્નાન કરે એ બેઉનું ફળ સમાન થાય છે, વા નથી (તે હું નથી કહી શકતો). પુરૂષ દશ હજારયુગ પર્યંત ઉંધે માથે લટકે અને ગંગાને વિષે સ્વેચ્છાએ બેસે તે બેઉમાં ગંગાનું ફળ વિશેષ છે. હે દ્વિજોત્તમ, જેમ અગ્નિમાં નાંખેલું ઘાસ બળી જાય છે, તેમ ગંગામાં

સ્નાન કરવાથી સઘળું પાપ બળી જાય છે. દુઃખવડે હણાએલા ચિત્તવાળા અને ગતિના ખોળનાર સઘળા પ્રાણિઓની ઉત્તમ ગતિ ગંગા છે. જેમ ગરૂડના દર્શનથી સર્પો વિષવગરના થાય છે તેમ, ગંગાનાં દર્શનવડે સઘળાં પાપથી છૂટી જાય છે. કેટલાક અપ્રતિષ્ઠાને પામેલા, અધર્મને શરણે થયેલા પુરૂષોની પ્રતિષ્ઠા, શરણું, સુખ તથા રક્ષણ ગંગા છે. પ્રત્યક્ષ અનેક પાપોથી ગળાએલા અધમ પુરૂષો નર્કમાં પડવાને તૈયાર થએલા અવસાનમાં ગંગાનો આશ્રય કરેતો જન્માંતરમાં ગંગા તેને ઉદ્ધારે છે. હે બુદ્ધિમાનોમાં ઉત્તમ, જે પુરૂષો હમેશાં ગંગાએ જાયછે, તેમને ઈંદ્રે સહવર્તમાન દેવ તથા મુનિઓ રૂડે પ્રકારે અંગિકાર કરેછે. વિનય વગરના, આચારહીન, અકલ્યાણ વાળા અધમ પુરૂષો ગંગાનો આશ્રય કરવાથી કલ્યાણ વાળા થાયછે. દેવતાઓને જેમ અમૃત, પિતૃઓને સ્વધા, નાગલોકને જેમ સુધા, તેમ નરલોકને ગંગાજળ છે. ભૂખથી પીડાએલા બાળકો જેમ માતાને સેવે છે, તેમ શ્રેયની કામનાવાળા પ્રાણીઓ ગંગાની ઉપાસના કરેછે. સઘળા દેવતાઓના સ્થાનોમાં બ્રહ્મસદન જેમ ઉત્તમ ગણાયછે તેમ સઘળી સ્નાન કરવા યોગ્ય નદિઓમાં ગંગા ઉત્તમ ગણાયછે. જેમ ઉપજીવીઓને ગાય તથા દેવાદિઓને પૃથ્વી કહેલીછે તેમ સર્વ પ્રાણધારણ કરનારાઓનું ઉપજીવન ગંગા છે. જેમ દેવતાઓ સત્રાદિ એવા યજ્ઞોમાં રોહિતાદિ પંચામૃત પ્રાશન કરવાથી જીવે છે, તેમ મનુષ્યો ગંગાજળથી જીવે છે. જાન્હવીના તટની રેતીથી ખરડાએલા દેહને સ્વર્ગમાં રહી શોભતો હોય તેવો લોકો માને છે. જે પુરૂષ જાન્હવીના તીરમાં ઉત્પન્ન થયેલી માટી માથા ઉપર ધારણ કરે છે, તે પુરૂષ સૂર્યનું રૂપ ધારણ કરે છે અને મેલ નાશ થઈ નિર્મળ થાય છે. ગંગાના તરંગોને અથડાએલો પવન પાપીઓના શરીરને અડવાથી તેનાં પાપ ખેંચી લે છે. દ્યૂત પાનાદિ વ્યસનોથી તપેલા પુરૂષનાં તે વ્યસનોને ગંગાના દર્શનથી ઉત્પન્ન થએલી પ્રીતિ હરણ કરી લે છે. હંસ, મોર અને બીજા પક્ષિઓના શબ્દથી શબ્દાયમાન્ ગંગા પોતાની ભેખડોથી શીલોચ્ચ એવા ગંધર્વોની સ્પર્દ્ધા કરે છે. હંસાદિક વિવિધ પ્રકારના સુંદર પક્ષિઓથી વિંટળાએલી, ગોકુળ સંબંધી એવી ગંગાને જોઈ વૃદ્ધોથી સ્વર્ગ પણ વિસ્મર્ણ થએલું છે. ગંગાની તટોમાં પુરૂષોને જે ઉત્તમ પ્રીતિ પેદા થાય છે તેવી સર્વ કામનાઓને ભોગવતા પુરૂષને સ્વર્ગમાં ઉત્પન્ન થતી નથી. વાણી, મન તથા કાયાથી થએલાં પાપોવડે ગળાએલો પુરૂષ ગંગાનાં દર્શનથી પવિત્ર થાય છે, એમાં

સંશય નહીં. ગંગાનાં દર્શન, આચમન તથા સ્નાન કરવાથી પુરૂષ પોતાની સાત આગલી, સાત પાછલી અને સાત તેથી પણ પર એવી એકવીશ પેઢીના ઉદ્ધાર કરે છે. ગંગાને સાંભળવાથી, અભિલાષા કરવાથી, પીવાથી, સ્પર્શ કરવાથી, દર્શન કરવાથી અને સ્નાન કરવાથી મનુષ્ય પોતાના ઉભય વંશને તારે છે. દર્શન કરવાથી, સ્પર્શ કરવાથી, પાન કરવાથી તથા કીર્તન કરવાથી સેંકડો હજારો પાપીઓને (गंगा) પવિત્ર કરે છે. જે પુરૂષ પોતાનું જીવિત સફળ થવાને ઈચ્છતો હોય અથવા શાસ્ત્ર જોએલું હોય અને જન્મને સફળ કરવાની ઈચ્છા હોય તેણે ગંગામાં જઈ પોતાના પિતૃઓ તથા દેવોનું તર્પણ કરવું. પુરૂષ પુત્રોથી, ધનથી, કર્મથી, જેટલું ફળ નથી મેળવી શકતો, તે કરતાં અધિક ગંગાને પામી મેળવી શકે છે. આંખ્યો તથા પગ છતાં જે પવિત્ર જળવાળી ગંગાનાં દર્શન નથી કર્તા તે જન્મતઃ આંધળા તથા પાંગળા જાણવા. ભૂત, ભવિષ્ય તથા વર્તમાનના જાણનાર ઋષિઓ તથા ઈંદ્રે સહવર્તમાન દેવતાઓએ હમેશાં સેવન કરાએલી ગંગાને કોણ મનુષ્ય સેવા નહીં કરે? વાનપ્રસ્થો, ગૃહસ્થાશ્રમીઓ, યતિઓ તથા બ્રહ્મચારિઓએ સેવા કરેલી ગંગાનો કોણ પુરૂષ આશ્રય નહીં કરે? પ્રાણ ભાગતી વખતે શિષ્ટસંમત લઈ સાવધાન થઈ જે પુરૂષ મનવડે પણ ગંગાનું ચિંતવન કરે તે ઉત્તમ ગતિને પામી જાય છે. તે પુરૂષને કાળાથી ભય થતું નથી, પાપનો તથા રાજાનો ભય થતો નથી, મોટા પુણ્યવાળી, આકાશમાંથી પડતી તથા શંકરે પોતાના માથા ઉપર ધારણ કરેલી ગંગાને જે પુરૂષ આ લોકમાં મરણ પર્યંત સેવે છે, તે સ્વર્ગમાં જાય છે. સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળ ત્રણેના માર્ગ પોતાના પવિત્ર જળથી જેણે નિર્મળ કર્યા છે એવા ગંગાના જળને સેવનાર પુરૂષ કૃતાર્થ થાય છે. સ્વર્ગમાં તેજસ્વિ દેવતાઓમાં જેમ સૂર્ય, પિતૃઓમાં ચંદ્રમા, અને મનુષ્યોમાં રાજા, તેમ સરિતાઓમાં ઉત્તમ ગંગા છે. માતા, પિતા, પુત્ર, સ્ત્રી અને ધનનો વિયોગ થવાથી જેટલું દુઃખ નથી થતું તેટલું ગંગાનો વિયોગ થવાથી અવસ્ય થાય છે. બ્રહ્મલોકનું સુખ પ્રાપ્ત થવાથી, ઈચ્છેલા વિષયોનું સુખ મળવાથી, ધન આવવાથી પ્રસાદ પ્રાપ્ત થાય છે, તે ગંગાનાં દર્શન થવાથી જે પ્રસાદ મળે છે તેવો નથી હોતો. પૂર્ણિમાનો ચંદ્ર જોવાથી જેમ મનુષ્યોની દૃષ્ટિ પ્રસન્ન થાય છે, તેમ ત્રણ માર્ગે વહન થતી ગંગાને જોઈ મનુષ્યોની દૃષ્ટિ પ્રસન્ન થાય છે. તેના ઉપર ભાવ રાખનારા, તેમાં મન રા-

ખનારા, તેમાં શ્રદ્ધાવાળા, તત્પરાયણ એવા ગંગાના ભક્તો ગંગાને ઘણા વ્હાલા થાય છે. પૃથ્વીમાં વસનારા, આકાશમાં રહેનારા અને સ્વર્ગમાં વસનારા ઊંચા નીચા સઘળા સત્ પ્રાણિઓને નિરંતર ગંગાના સ્નાન શિવાય બીજું અતિ ઉત્તમ કાર્ય એકે નથી. બધા વિશ્વમાં પુણ્યવાળી ગંગાનો યશ પથરાએલો છે કેમકે, જેણે સગરરાજાના અસદ્ ગતિને પામેલા, સાઠ હજાર પુત્રોની ભસ્મને સ્પર્શ કરવાથી સ્વર્ગમાં પહોચાડ્યા. વાયુના હલાવાથી સુંદર મનને હરણ કરે એવા ગંગાના જળમાંથી ઉઠેલા તરંગોમાં સૂર્યના હજારો કિર્ણ પડવાથી નિર્દોષ પ્રતિમારૂપે ગંગા પ્રકાશિત જણાય છે. યજ્ઞની સમૃદ્ધિઓવાળી, ઉદાર વેગવાળી, દુર્વિગાહ્ય એવી ગંગા પ્રત્યે જઇ જે પુરૂષોએ શરીરને છોડી દીધું છે, તે ધીર પુરૂષો દેવતાઓની સમાન પદવીને પામ્યા છે. ઇન્દ્રે સહવર્તમાન દેવોએ, મુનિયોએ તથા માનવોએ રૂડે પ્રકારે સેવા કરેલી, યશ વાળી, શ્રેષ્ઠ, દેવાદિકોના સૌભાગ્યને પામેલી (વિશ્વરૂપા) ગંગા, આંધળાઓને તથા જડ અને દ્રવ્ય વગરના પુરૂષોને સેવા કરવાથી સર્વ પ્રકારના કામથી જોડે છે. અન્ન પાનાદિકની આપનાર, કર્મના ફળની આપનાર અને ત્રણ માર્ગે ગતિ કરનારી તથા ત્રણલોકનું રક્ષણ કરનારી ગંગાનો આશ્રય કરનારા પુરૂષો સ્વર્ગમાં પહોંચી ગયા છે. જે મનુષ્યો ગંગાપર વસે છે, એનાં દર્શન કરે છે, તેને દેવતાઓ સુખ આપે છે. વળી તેનું ધ્યાન તથા સ્પર્શ અને સ્મર્ણ કરનારને દેવતાઓ ઇચ્છેલી ગતિએ પહોંચાડે છે. તારવાને સમર્થ, પૃશ્રી (દેવની માતા) રૂપ, વહન થતી એવી સ્મૃદ્ધિ વાળી, કલ્યાણી ષડ્ ભાગ્યવાળી પ્રકાશમાન્ સર્વ ભૂતની પ્રતિષ્ઠારૂપ, પ્રસન્ન એવી ગંગાની પ્રત્યે ગયા તે સ્વર્ગમાંજ ગયા એમ સમજવું. જેની ખ્યાતિ પૃથ્વી, આકાશ, સ્વર્ગ અને દિશાઓમાં રહેલી છે, એવી નદિઓમાં ઉત્તમ જે ગંગા, તેના જળને સેવનારા મનુષ્યો કૃતાર્થ થાય છે. કાર્તિકેય તથા રૂકમણી, ગર્ભ ધારીણી સ્ત્રી એવી ગંગાને જોઇ બીજાને બોધ કરે છે કે—આ—'ગંગા' છે, એવી રીતે તે બોધ કરનાર પુરૂષને આ સંસારના અવસાનનો હેતુ એ ગંગા પોતેજ થાય છે. આકાશમાંથી પ્રાતઃકાળમાં ઉતરેલી, ધર્મ, અર્થ તથા કામને આપનારી વિશ્વને વ્હાલા જળની વહન કરનારી, પાપને ટાળનારી ગંગામાં પ્રાતઃસ્નાન કરવાથી મનુષ્ય પવિત્ર થાય છે. હિમાચળની પુત્રી તથા શંકરની ભાર્યા એવી ગંગા પૃથ્વી અને સ્વર્ગના ઘરેણારૂપ છે. પૃથ્વીને વિષે ભાગ્યવાળી સ્મૃદ્ધિરૂપ ગંગા ત્રણ-

૧૬

લોકને પુણ્યને આપવાવાળી છે. ધર્મને સ્રવનારી, તેજોમય ધારાઓવાળી, આજ્યના સર્ખી સફેત કાન્તિવાળી, મોટા તરંગોવાળી, બ્રાહ્મણોથી શોભાયમાન્ છે. અંતરિક્ષથી પડતી એવી સ્વર્ગની માતા ગંગાને શંકરે પોતાના માથાવડે ધારણ કરી પછી પૃથ્વીમાં વહન થઈ જે પરમ કારણરૂપ, નિર્મળ, સુખને વિસ્તારતી, લાંબી નિદ્રાવાળાને શય્યારૂપ, ઉતાવળી જળને વહન કરનારી, યશની આપનાર, જગતને પાળનારી, રૂપાળી, ઈચ્છેલાની સિદ્ધિને કરનારી, સ્નાન કરનારાઓને સ્વર્ગના માર્ગે પહોંચાડનારી, તપ તથા કૃષી કરનારાઓને રક્ષણ કરવું, ધારણ કરવું અને પ્રકાશ આપવામાં પૃથ્વી સમાન એવી ગંગા બ્રાહ્મણ જાતિને તથા કાર્તિકસ્વામીને સમાન અનુગ્રહ કરનારી છે. ઋષિઓએ સ્તુતિ કરેલી, વિષ્ણુપદી, પ્રાચીના, સુંદર પુણ્યરૂપ જળવાળી જાન્હવી ગંગાને આ લોકમાં મનવડે પણ શરણે થનારા બ્રહ્માના સદનમાં ગતિ કરે છે. સધળા સદ્‌ગુણોએ યુક્ત એવા પુત્રોની જેમ માતા ખબર રાખે છે તેમ સર્વથા સદ્‌ગુણી લોકને જોનારી ગંગા, બ્રહ્મપદની ઈચ્છા રાખનારા તથા ઈન્દ્રિઓને નિગ્રહ કરનારા પુરૂષોએ સેવા કરવા યોગ્ય છે. અમૃતદુધા, સર્વ જ્ઞાન, પુષ્ટા, વિશ્વને ભોગવનારી, અન્નવતી, પર્વતોની રેવતી (માતા)રૂપ, દેવતાઓને શ્રેષ્ઠ આશ્રયરૂપ, બ્રહ્માના મનને હરણ કરનારી (કાન્તારૂપ), ગંગાનો આત્મજ્ઞાનિએ તથા સિદ્ધિની કામનાવાળા પુરૂષે આશ્રય કરવો. ઉગ્રતપવડે સેશ્વર દેવોને પ્રસન્ન કરી ભગીરથ રાજા ગંગાને પૃથ્વીમાં લાવ્યો, તે ગંગાની પ્રત્યે નિરંતર ગતિ કરનારાઓને આ લોકમાં તથા પરલોકમાં કોઈ પ્રકારનો ભય થતો નથી. મેં બુદ્ધિથી રૂડે પ્રકારે વિચારીને ગંગાના સધળા ગુણોમાંથી એક દેશ તને કહ્યો, આ સ્થળમાં તેના સમસ્ત ગુણ માપવાને અથવા કહેવાને હું શક્તિમાન્ નથી. ગણિત કરનારા પુરૂષો મેરૂ તથા સમુદ્રના જળની સર્વ પ્રયત્નોથી ગણના કરી શકે પણ ગંગાજળના ગુણને માપવાને તથા કહેવાને કોઈ સમર્થ નથી. માટે મેં કહેલા ગંગાના ગુણોને જાણીને વાણી, મન તથા કર્મથી ભક્તિ યુક્ત થઈ તેમાં શ્રદ્ધાવાળો થા; જેથી આ ત્રણલોકમાં યશનો વિસ્તાર કરી, દુઃખવડે ન મેળવી શકાય એવી મોટી સિદ્ધિને પામી થોડા કાળમાં ગંગાએ કરેલા યથેષ્ટ લોકને તું પામીશ. હમેશાં સ્વધર્મમાં રહી તારી તથા મારી પ્રીતિ ગંગામાં પ્રસન્ન રહો. શ્રદ્ધાળુ પુરૂષોને વ્હાલી એવી ગંગા પોતાના ભક્તને જગતમાં અનેક પ્રકારનાં સુખ આપે છે. ભીષ્મપિતા કહે છે—હે રાજા યુધિષ્ઠિર, એ પ્રકારે

મોટી બુદ્ધિવાળા સિદ્ધ પુરૂષ ત્રણલોકને અનુકૂળ એવા ગંગાના સઘળા ગુણ શિલવૃત્તિને કહી, તે કાન્તિવાળા સિદ્ધ પુરૂષ ગગન માર્ગે પ્રવેશ કરી ગયા. સિદ્ધ પુરૂષનાં વાક્યોથી બોધ પામેલા શિલવૃત્તે વિધિવડે ગંગાની ઉપાસના કરી, તેથી ઘણી દુર્લભ સિદ્ધિને પામ્યો. હે કુન્તાના પુત્ર, તું પણ એજ પ્રકારે પરમ ભક્તિ યુક્ત થઈ નિરંતર ગંગાની ઉપાસના કર, જેથી ઉત્તમ સિદ્ધિને તું પામીશ. વૈશંપાયન ઋષિ રાજા જનમેજયને કહે છે—એ પ્રકારે ગંગાના સ્તવન સુદ્ધાં ભીષ્મે કહેલો ઈતિહાસ સાંભળી, પોતાના ભાતૃઓએ સહવર્તમાન રાજા યુધિષ્ઠિર ઘણો હર્ષ પામ્યો. ગંગાના સ્તવને યુક્ત આ પુણ્યવાળા ઈતિહાસને જે શ્રવણ કરે, વા પાઠ કરે, તે સઘળાં પાપોથી મૂકાય.

इतिहासमिमंपुण्यंशृणुयाद्यःपठेतवा ॥
गंगायाःस्तवसंयुक्तंसमुच्येत्सर्वकिल्बिषैः ॥ १०६ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेगंगामहात्म्यकथने गु० भा० षड्विंशोऽध्यायः ॥ २६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ प्रज्ञाश्रुताभ्यांवृत्तेनशीलेनचयथाभवान् ॥
गुणैश्चाविविधैःसर्वैर्वयसाचसमान्वितः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે ધર્મના ધારણ કરનારાઓની મધ્યે ઉત્તમ, બુદ્ધિ, શાસ્ત્ર, વૃત્ત, શીલ અને વિવિધ પ્રકારના સઘળા ગુણ તથા વયવડે કરીને જેમ તમે યોગ્ય છો, તેમ તપ અને પ્રજ્ઞાબુદ્ધિથી વસિષ્ઠ સમાન છો, માટે તમને હું ધર્મ પૂછુંછું. હે મનુષ્યોના રાજા, લોકમાં તમારા શિવાય બીજો પૂછવાને યોગ્ય કોઈ નથી. હે રાજાઓની મધ્યે ઉત્તમ, ક્ષત્રિ, વૈશ્ય અથવા તો શૂદ્ર, જે કરવાથી બ્રાહ્મણપણાને પામે, તે કહેવાને તમે મને યોગ્ય છો. હે પિતામહ, તપથી, કર્મ કરવાથી અથવા શાસ્ત્ર ભણવાથી જો ઈચ્છા હોય તો બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય? તે મને કહો. ભીષ્મપિતા કહે છે–હે પુત્ર, ક્ષત્રાદિ ત્રણ વર્ણોએ બ્રાહ્મણપણું મેળવવું એ ઘણું દુષ્પ્રાપ્ય છે. હે યુધિષ્ઠિર,અવશ્ય સર્વ પ્રાણિઓને એ સ્થાન ઘણું દુર્લભ છે. ઘણી યોનિયોમાં વારેવારે અવતરતાં, કોઇક સમયે ઉલટા પાલટી થતાં બ્રાહ્મણનો દેહ થાય છે.આ પ્રશ્નના સંબંધમાં મતંગ અને ગર્દભીનો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ હું કહુંછું, તે તું સાંભળ. હે વત્સ, કોઇક દ્વિજાતિને ગુણવાન

એવો મતંગ નામનો તુલ્યવર્ણ (બીજી વર્ણથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલો પરંતુ જાત કર્માદિ સંસ્કારના યોગથી તુલ્ય વર્ણને પામેલો) પુત્ર ઉત્પન્ન થયો. હે કુન્તાના પુત્ર, મોટા તપવાળા, તે મતંગને તેના પિતાએ અગ્નિ ચયનને અર્થે ઇષ્ટિકા લાવવાને મોકલ્યો. મતંગ ગધેડુ જોડેલા વેગવાળા રથમાં બેસી ચાલ્યો. હે રાજન્, તે મતંગ રથને હાંકતો હાંકતો તે જોડેલા ગર્દભ બાળકને તેની માતા ગર્દભીની સમિપ આણ્યો. મતંગ વારે વારે તે રથે જોડાએલા ગર્દભીના બાળકના નાકપર પરોણો મારતો હતો, તેથી ગર્દભ બાળકને નાકે વ્રણ પડેલો જોઈ પુત્રમાં સ્નેહવાળી તેની માતા ગર્દભી પોતાના પુત્રને જોઈ કહેવા લાગી–હે પુત્ર! શોક માં કરીશ, તારા ઉપર ચંડાળ ચઢી બેઠો છે, કેમકે બ્રાહ્મણમાં ક્રૂરતા હોતી નથી, બ્રાહ્મણ સર્વનો મિત્ર કહેવાય છે, સર્વ પ્રાણિઓનો આચાર્ય તથા શિખામણ આપનાર બ્રાહ્મણ શું પરને દુઃખ કરે? આ પાપનો કરનાર બાળકને વિષે દયા નથી કરતો, કેમકે પોતાની પ્રકૃતિને અનુસરી જાતિનો ભાવ ભજવે છે. રાસભીનું આવું દારૂણ વચન સાંભળી મતંગ ઉતાવળો રથમાંથી નીચે ઉતરી ગધેડીને કહેવા લાગ્યો—હે કલ્યાણિ, હે રાસભી, મને તેં ચાંડાળ કેમ જાણ્યો, મારી માતાને કોણે દૂષિત કરી, તે મને તું જલદી કહે. હે મોટી બુદ્ધિવાળી, તેં મને ચંડાળ કેમ કહ્યો, જેથી મારૂં બ્રાહ્મણપણું નાશ થાય છે, માટે તે સઘળું યથાસ્થિત મને કહે. મતંગનું વચન સાંભળી ગર્દભી કહેવા લાગી—બ્રાહ્મણીને વિષે વૃષલ એવા હજામથી તું ઉત્પન્ન થયો છે, માટે તું ચાંડાળ છે, અને એટલાજ માટે તારૂં બ્રાહ્મણપણુ નાશ પામ્યું છે. ગધેડીએ એ પ્રકારે કહેલા મતંગ પોતાના ઘર પ્રત્યે ગયા, તેને ઘેર પાછો આવેલો જોઈ બાપે કહ્યું, મેં તને યજ્ઞની સિદ્ધિમાટે ગુરૂની સેવા કરવા મોકલ્યો હતો, તેમ છતાં તું પાછો ઘેર કેમ આવ્યો? તારૂં કંઈક અકુશળ થયું હોય એમ જણાય છે, બાપનું વચન સાંભળી મતંગ કહેવા લાગ્યો—ચાંડાળયોનિ કે કુત્સિત યોનિમાં ઉત્પન્ન થએલાને કુશળ કેમ કરીને હોય! તેનું કુશળ શીરીતે થાય કે જેની આ માતા કુત્સિત કર્મની કરનારી છે. હે પિતા, અમાનુષી એવી આ ગર્દભી કહે છે કે–તું બ્રાહ્મણીને વિષે વૃષલથી ઉત્પન્ન થયો છું, માટે હું મોટું તપ આચરીશ. એ પ્રકારે પોતાના પિતાએ કહેલા મતંગે તપને માટે નિશ્ચય કર્યો. પછી મોટા વનમાં જઈ દુશ્ચર તપ આરંભ્યુ. તપ યુક્ત થઈ સુખવડે બ્રાહ્મણનું પદ મેળવવાની ઈચ્છાએ દેવતાઓને આરાધવા લાગ્યો. એના દુશ્ચરતપથી

ઈન્દ્ર ત્યાં આવી મતંગને કહેવા લાગ્યો. હે મતંગ! તું મનુષ્યના ભોગનો ત્યાગ કરી તપ કેમ કરે છે? તારા મનમાં ઈચ્છા હોય તેવો વરદાન માગ્ય, હું તને આપીશ; જે કંઇ પ્રાપ્ત થઇ ન શકે તેવું પણ જે તારા હૃદયમાં હોય તે ઉતાવળું બોલ્ય. ઇન્દ્રનું વચન સાંભળી મતંગ કહે છે— બ્રાહ્મણપણું મેળવવાની ઇચ્છાએ આ તપ મેં આરંભ્યુ છે, તે મેળવ્યા પછી હું જઇશ, એજ વરદાનનો મેં નિશ્ચય કર્યો છે. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે—એવું મતંગનું વચન સાંભળી ઇન્દ્ર તેની પ્રત્યે બોલ્યો–હે મતંગ, તું દુર્લભ એવા બ્રાહ્મણપણાની પ્રાર્થના કરે છે, હે દુર્બુદ્ધે, ઉતાવળો વિરામ પામ્ય; કેમકે બ્રાહ્મણપણાની ઇચ્છાએ તપ કર્તો કર્તો અકૃતાત્મ એવો તું ફોકટ નાશ પામીશ. સઘળા પ્રાણિઓમાં ઉત્તમ એવું બ્રાહ્મણપણું તપથી વશ કરાતું નથી. તેની પ્રાર્થના કર્તો તું વગર મેળવ્યે થોડા વખતમાં નાશ પામીશ. દેવ, દૈત્ય અને મનુષ્યોમાં જે ઘણું પવિત્ર કહેલું છે, તે ચાંડાળ યોનિમાં ઉત્પન્ન થએલાથી કદિ મેળવી ન શકાય.

देवतासुरमर्त्येषुयत्पवित्रंपरंस्मृतम् ॥
चंडालयोनौजातेननतत्प्राप्यंकथंचन ॥ ३० ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेइन्द्रमातंगसंवादे गु० भा० सप्तविंशोऽध्यायः ॥ २७ ॥

---

**भीष्मउवाच** ॥ एवमुक्तोमतंगस्तुसंशितात्मायतव्रतः ॥
अतिष्ठदेकपादेनवर्षाणांशतमुच्यते ॥ १ ॥

ભીષ્મપિતા કહેછે—ઇન્દ્રે એવો બોધ કર્યા છતાં પણ વખણાએલા દેહવાળો, ઇન્દ્રિઓને નિયમે રાખેલો મતંગ એક પગવડે સો વર્ષ ઉભો રહ્યો. વળી સો વર્ષે ફરી મોટા યશવાળા ઇન્દ્રે આવીને તેને કહ્યું હે તાત, બ્રાહ્મણપણું દુર્લભ છે, પ્રાર્થના કરવાથી તે તું નહીં પામે. હે પુત્ર, હે મતંગ, પ્રાર્થના કર્યા છતાં મોટું સ્થાન નાશ પામી જાયછે માટે સાહસ ન કરીશ, તારો આ ધર્મનો રસ્તો નથી. હે દુર્બુદ્ધિવાળા, આ દેહે તું બ્રાહ્મણપણું મેળવવાને યોગ્ય નથી. અપ્રાપ્યની પ્રાર્થના કર્તો અવશ્ય થોડા કાળમાં તું નાશ પામીશ. હે મતંગ, બહુ વાર મેં વાર્યા છતાં મોટું પદ મેળવવાની તું ઇચ્છા રાખેછે, તે તપવડે સર્વથા તને મળવાનું નથી. પશુયોનિને પામેલો

કદિ મનુષ્ય યોનિમાં અવતરે તો તે ચાંડાળકે પુલ્કસ યોનિમાં ઉત્પન્ન થાયછે, એમાં સંશય નહીં. હે મતંગ, આ લોકમાં જે કોઇ ચાંડાળ કે પાપ યોનિના જીવ જણાય છે, તે તેજ યોનિમાં બહુ કાળ સુધી ભમે છે. પછીથી સહસ્ત્રઘણે કાળે તેયો શૂદ્ર થાયછે. શૂદ્ર યોનિમાં પણ તેમને બહુ કાળ રહેવું પડે છે. ત્યાર પછી ત્રીશ ઘણે કાળે તે વૈશ્યપણાને પામે છે, તે વૈશ્ય યોનિમાં પણ ઘણો કાળ ભમવું પડે છે. પછીથી સાઠ ઘણે કાળે તે જીવ ક્ષત્રિની યોનિને પામે છે, ત્યારપછી સાઠ ઘણે કાળે બ્રહ્મ બંધુતાને મેળવે છે. બ્રહ્મ બંધુ (ભ્રષ્ટ બ્રાહ્મણ) પણ ઘણો કાળ થવું પડે છે. ત્યાર પછી બસે ઘણે કાળે શસ્ત્રજીવી થાય છે, તે શસ્ત્રજીવીની યોનિમાં પણ ઘણો કાળ ફરવું પડે છે. ત્યાર પછી ત્રણસે ઘણે કાળે માત્ર ગાયત્રીનો જપ કરનારના કુળમાં અવતરે છે, તેમાં ઘણો કાળ ફર્યા પછી ચારસેં ઘણે કાળે શ્રોત્રિય (વેદ ભણેલો) બ્રાહ્મણ થાય છે. શ્રોત્રિયપણામાં પણ ઘણો કાળ વિતિ જાય છે. શ્રોત્રિયનો લાભ મળ્યા છતાં પણ અધમ બ્રાહ્મણમાં શોક, હર્ષ, કામ, દ્વેષ, ઘણું માન તથા ઘણો વાદ (ઇત્યાદિ અવગુણ) પ્રવેશ કરે છે. તે શત્રુઓને જીતે તો સદ્ગતિને પામે છે. જો શત્રુઓ એ બ્રાહ્મણને જીતે તો તાડની ટોચ ઉપરથી જેમ પડે, તેમ છેક નીચયોનિમાં ફેંકી દેછે. હે મતંગ, જે મેં તને કહ્યું, તેનો બરોબર વિચાર કરી તું બીજો વરદાન માગ્ય, અવશ્ય બ્રાહ્મણપણું ઘણુંજ દુર્લભ છે.

मतंगसंप्रधार्यैवंयदहंत्वामचूचुदम् ॥
वृणीष्वकाममन्यंत्वंब्राह्मण्यांहिसुदुर्लभम् ॥ १६ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेइन्द्रमतंगसंवादे गु० भा० अष्टाविंशोऽध्यायः ॥ २८ ॥

---

**भीष्मउवाच** ॥ एवमुक्तोमतंगस्तुसंशितात्मायतव्रतः ॥
सहस्त्रमेकपादेनततोध्यानेव्यतिष्ठत ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—ઈન્દ્રે એ પ્રકારે કહ્યા છતાં વળી વખણાએલા આત્માવાળો મતંગ ઈન્દ્રિઓને નિયમે રાખી ધ્યાનમાં હજાર વર્ષ સુધી એક પગે ઉભો રહ્યો. હજાર વર્ષે ઈન્દ્ર તેને જોવા માટે ત્યાં આવ્યો. ઈન્દ્રને જોઈ મતંગ તેને કહેવા લાગ્યો—એક હજાર વર્ષ સુધી સાવધાન થઈ બ્રહ્મચર્ય

પાળી એક પગે ઉભો રહ્યો તે છતાં મને બ્રાહ્મણપણું કેમ પ્રાપ્ત ન થયું? ઈન્દ્ર કહે છે—ચંડાળ યોનિમાં ઉત્પન્ન થએલાને કદિ બ્રાહ્મણપણું મળવાનું નથી માટે વૃથા મેહેનતનો ત્યાગ કરી તું બીજો વર માગ્ય, ઈન્દ્રનું આવું વચન સાંભળી મતંગ ઘણોજ શોકાતુર થયો. પછી મતંગ ગયામાં જઈને સો વર્ષ સૂધી પગના અંગુઠાપર ઉભા રહી વાયુ રોકી દુઃખવડે વહન થાય એવા યોગને વહન કરવા લાગ્યો. શરીર સુકાઈ જવાથી હાડકાં અને ચામડી માત્ર રહી. અમે સાંભળ્યું છે કે-ધર્માત્મા મતંગ (તપ કર્તા) પડી ગયો. તેને પડતો જોઈ, વરદાનોનો ઈશ્વર તથા પ્રાણિ માત્રનું હિત ઇચ્છનાર, દાતા એવા ઈન્દ્રે ઉતાવળા આવી ઝાલી લીધો. ઈન્દ્ર કહે છે-હે મતંગ, આ યોનિમાં બ્રાહ્મણપણું તને વિરૂદ્ધ દેખાય છે. કામ ક્રોધાદિ પરિપંથિઓએ વિંટળાએલું બ્રાહ્મણપણું ઘણુંજ દુર્લભ છે. બ્રાહ્મણનું પૂજન કરવાથી સુખ પમાય છે, પૂજન ન કરવાથી દુઃખ પેદા થાય છે. સઘળાં પ્રાણિઓને યોગ તથા ક્ષેમના આપનાર બ્રાહ્મણો છે. પિતૃઓ તથા દેવો બ્રાહ્મણ દ્વારાએ તૃપ્તિ પામે છે. હે મતંગ, સર્વ પ્રાણિઓમાં બ્રાહ્મણ ઉત્તમ છે, બ્રાહ્મણ જે જે ઈચ્છે છે, તે તે કરે છે. ઘણી યોનિઓમાં વારે વારે અવતરતાં કોઈક ઉલટ પાલટમાં આ લોકમાં બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે. અકૃતાત્માઓથી દુઃખવડે પણ ન મેળવી શકાય તેવા બ્રાહ્મણપણાનો આગ્રહ છોડી દઇ તું બીજો વર માગ્ય, એ વરદાન તને ઘણો દુર્લભ છે. મતંગ કહે છે—દુઃખવડે પીડાએલા મને તું કેમ પીડેછે? મરેલાને મને તું શીદ મારેછે, હુંતો તને શોક કરૂંછું; કેમકે—મારા સરખા કરૂણા વગરના તપસ્વીને જોઇ તે મેળવેલું બ્રાહ્મણપણું પણ નાશી જશે. હે ઈન્દ્ર, ત્રણે વર્ણથી બ્રાહ્મણપણું મેળવવું જો ઘણું દુર્લભછે તો હમેશાં દુર્લભ એવું તે મનુષ્યોથી કદિ સાચવી શકાવાનું નથી. (અર્થાત્ કામ ક્રોધાદિ પેદા થવાથી તે જતું રહેશે) દુર્લભ ધન એવું બ્રાહ્મણપણું મેળવી તેને સાચવી શકતો નથી, તે પાપીઓમાં અતિ પાપિ તથા અધમમાં અધમ સમજવો. અવશ્ય બ્રાહ્મણપણું દુષ્પ્રાપ્ય છે, પામ્યા પછી પાળવું ઘણું કઠણ છે. દુઃખ પ્રાપ્ત થાય એવું બ્રાહ્મણપણું મેળવી મનુષ્યોથી તેનું રક્ષણ થવું સેહેલું નથી પણ હે શક્ર, એક સ્થાનમાં રહેનારો, સંસારથી વિરક્ત, પ્રતિગ્રહ નહીં કરેલો હું હિંસા ન કરવાથી તથા દમ ધારણ કરવાથી બ્રાહ્મણપણાને યોગ્ય નથી શું? હે પુરંદર, મારૂં પ્રારબ્ધ એવું કેમકે હું ધર્મનો જાણનાર છતાં માતાના દોષ-

થી આવી અવસ્થાને પામ્યો? અરેરે હે વિભો, દૈવને પાછું ઠેલવાનો પુરૂષને કંઇ ઉપાય નથી. જેને માટે યત્ન કર્યા છતાં બ્રાહ્મણપણું ન મળ્યું. હશે એતો ગયું પણ હે ઇન્દ્ર, જો હું અનુગ્રહ કરવાને યોગ્ય થયો હોઉં અથવા કંઇક પણ મારૂં સુકૃત હોયતો ધર્મ વરદાન આપવાને તું યોગ્ય છે. વૈશંપાયન ઋષિ રાજા જનમેજયને કહેછે–મતંગનું એવું વચન સાંભળી ઇન્દ્રે કહ્યું. બીજો વરદાન માગ્ય, એમ ઇન્દ્રે પ્રેરણા કરવાથી મતંગ બોલ્યો–જેમ કામરૂપી વિહંગમ (પક્ષિ) સ્વેચ્છા પ્રમાણે વિહાર કરેછે, તેમ હું પણ બ્રાહ્મણ અને ક્ષત્રિઓની અવીરોધથી પૂજાને પામું અને હે ઈન્દ્ર, મારી અક્ષય કીર્ત્તિ થાય તેમ કરવાને તું યોગ્ય છે, હું માથું નમાવી તને વિનવું છું, ઇન્દ્ર કહેછે,–તું 'छन्दोदेव' એ પ્રકારના નામથી જગતમાં વિખ્યાત થઇશ. તું સ્ત્રિયોને પૂજ્ય થઇશ, અને હે વત્સ, તારી અતુલ કીર્ત્તિ ત્રણ લોકમાં વિખ્યાત થશે. એ પ્રકારે તેને વરદાન આપી ઇન્દ્ર અંતરધાન થયો. મતંગ પણ પોતાના પ્રાણ ત્યાગ કરી ઉત્તમ સ્થાનને પામ્યો. હે ભારત, એ પ્રકારે બ્રાહ્મણનું સ્થાન ઉત્તમ છે, અને આ લોકમાં તે અવશ્ય દુષ્પ્રાપ્ય છે, એમ મહેન્દ્રનું કહેવું છે.

एवमेतत्परंस्थानंब्राह्मण्यंनामभारत ॥
तच्चदुष्प्रापमिहवैमहेंद्रवचनंयथा ॥ २७ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेइन्द्रमतंगसंवादे गु० भा० एकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

---

युधिष्ठिरउवाच ॥ श्रुतंमेमहदाख्यंनमेतत्कुरुकुलोद्वह ॥
सुदुष्प्रापंयद्ब्रवीषिब्राह्मण्यंवदतांवर ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે કુરૂકુળને વહન કરનારા, હે કહેનારાઓની મધ્યે ઉત્તમ, બ્રાહ્મણપણું ઘણું દુઃખવડે પ્રાપ્ત થાય એવું છે એમ તમે કહો છો એ સંબંધી મોટું આખ્યાન પણ મેં સાંભળ્યું પણ પૂર્વે વિશ્વામિત્રે બ્રાહ્મણપણું મેળવ્યું છે એમ મેં સાંભળ્યું છે તો તે દુષ્પ્રાપ્ય તેને મળ્યું છે; વળી વીતહવ્ય નામનો રાજા બ્રાહ્મણપણાને પામ્યો છે, હે ગંગાના પુત્ર, હે વિભો, એ મને સાંભળવાની ઈચ્છા છે. એ રાજા શું કર્મ કરવાથી

બ્રાહ્મણપણું પામ્યો, વરદાનથી અથવા તપવડે મેળવ્યું, તે મને કહેવાને યોગ્ય છો. ભીષ્મપિતા કહે છે—હે રાજન્, જે કારણ માટે મોટા યશવાળો રાજર્ષિ વીતહવ્ય રાજા લોકોએ સત્કાર કરેલું દુર્લભ બ્રાહ્મણપણું પામ્યો તે તું સાંભળ. હે તાત, ધર્મવડે પ્રજાનું રક્ષણ કરનારા મહાત્મા મનુને ધર્માત્મા વિખ્યાત એવો શર્યાતિ નામનો પુત્ર થયો, તેના વંશમાં જીતનારાઓની મધ્યે ઉત્તમ એવા વત્સને ‡હૈહય તથા તાલજંઘ એવા બે રાજપુત્ર ઉત્પન્ન થયા. હે રાજેન્દ્ર, હૈહય રાજાને દશ સ્ત્રીઓમાં રણસંગ્રામમાંથી પાછા ન વળે એવા શૂરા સો પુત્ર થયા. સઘળા સમાન રૂપવાળા, સરખા પ્રભાવવાળા, યુદ્ધશાલિન તથા બળવાન, વેદ અને ધનુર્વેદમાં શ્રમ કરેલા હતા. હે રાજન્, તેજ સમયે કાશિમાં પણ દિવોદાસ રાજાનો વડવો હર્યશ્વ નામનો પરાક્રમી રાજા રાજ્ય કર્તો હતો. હે પુરૂષોની મધ્યે ઉત્તમ વીતહવ્યના પુત્રોએ આવી ગંગા અને જુમનાના મધ્ય (દોઆબ પ્રાન્ત) માં યુદ્ધ મચાવી હર્યશ્વને માર્યો. મહારથી હૈહયરાજાઓએ હર્યશ્વને મારી તે વત્સ વંશિઓ વગર ભયે પોતાની સુંદર નગરીમાં પેઠા. પછી હર્યશ્વની ગાદીએ સાક્ષાત્ ધર્મના સર્ખો અને દેવના જેવી કાન્તિવાળો તેનો પુત્ર સુદેવનામે કાશિરાજા બેઠો. તે ધર્માત્મા કાશિનંદને પૃથ્વીનું પાલન કરવા માંડયું, એટલામાં પાછા તે વીતહવ્યના વંશજોએ આવી તેને યુદ્ધમાં જીતીલીધો. તેને જીતી જેમ આવ્યા હતા તેમ પાછા પોતાના નગર પ્રત્યે ગયા. સુદેવના પુત્ર દિવોદાસને પાછો કાશિની રાજ્ય ગાદી પર અભિષેક કર્યો. દિવોદાસે પોતાના તે ઉદ્યોગી શત્રુઓનું પરાક્રમ વિશેષ જાણી, ઈંદ્રની સલાહથી કાશિને મોટી તેજસ્વી બનાવી. તે બ્રાહ્મણ, ક્ષત્રિઓ, વૈશ્ય તથા શૂદ્રોથી ભરપૂર અને ઊંચી જાતના પદાર્થો તથા બજારોની સ્મૃદ્ધિથી શોભિતિ ગંગાના ઉત્તર કિનારે અને ગોમતીને દક્ષિણ કિનારે ટેકરીપર ઈંદ્રની અમરાવતીની પેઠે શોભતી હતી. હે ભારત, વળી હૈહય રાજાઓ ફરી કાશિમાં આવી રાજાઓમાં સિંહના સર્ખા દિવોદાસની પ્રત્યે ધાયા. મોટી કાન્તિવાળા બળવાન્ દિવોદાસ રાજાએ કાશિમાંથી બહાર નીકળી તેઓને યુદ્ધ આપ્યું. દેવ તથા દૈત્યોના સર્ખું ઘોર યુદ્ધ તેયોને જોડાયું. તે મોટો રાજા દિવોદાસ એક હજાર દિવસ શત્રુઓના સામો લઢયો, છેવટે તેનું વાહન પણ મરાયું એટલે રાંક થઈ ગયો. રાજાના યોદ્ધાઓ મરાયા, તેનો ભંડાર ખાલી થયો, (જીતવાની આશા ન જણાઈ એટલે) દિવોદાસ કાશિ છોડી નાશી ગયો. હે શત્રુઓને નાશ કરના-

‡ હૈહયનું બીજું નામ વીતહવ્ય.

રા, તે રાજા બુદ્ધિમાન્ ભરદ્વાજના પવિત્ર આશ્રમમાં જઈ હાથ જોડી તેમની શરણે થયો. પુરોધસ્, સદાચરણી, બૃહસ્પતિના મોટા પુત્ર, ભરદ્વાજ તે દિવોદાસ રાજાને કહેવા લાગ્યા—હે રાજન્, તારૂં આવવું કેમ થયું? તારે શું કામ છે તે સઘળું તું મને કહે, જેમ તારૂં સારૂં થશે એમ હું કરીશ, તારી બાબતમાં મારે કંઈજ વિચારવાનું નથી. દિવોદાસ રાજા કહે છે—હે ભગવન્, વીતહવ્યના વંશજોએ યુદ્ધમાં મારો વંશ નાશ પમાડ્યો, ફક્ત એકલો હુંજ શેષ રહ્યોછું, તે તમારી શરણે આવ્યો છું; હે ભગવન્, મારા પર શિષ્ય ભાવનો સ્નેહ લાવી રક્ષણ કરવાને યોગ્ય છો. તે પાપ કર્મ કરનારા શત્રુઓએ મારા વંશમાં આ મારો દેહજ અવશેષ રાખ્યો છે. મોટા ભાગ્યશાળી પ્રતાપવાળા ભરદ્વાજ તેની પ્રત્યે બોલ્યા. બીશ નહીં, હે સુદેવના પુત્ર હવે તારો ભય ગયો. હે પૃથ્વીપતિ, તારે પુત્ર થવા માટે હું ઈષ્ટિ કરીશ, જેનાથી વીતહવ્યના તે હજાર પુત્રોને તું મારીશ. એમ કહી ઋષિએ તેને પુત્ર કામેષ્ટિયજ્ઞ કરાવ્યો. તેનાથી તેને પ્રતર્દન નામનો પુત્ર થયો. તે ઉત્પન્ન થતાંમાંજ તેરવર્ષનો થયો અને તે વેદ તથા સઘળો ધનુર્વેદ ગાવા લાગ્યો. બુદ્ધિમાન્ ભરદ્વાજે પોતાના યોગ બળથી લોકમાં જે તેજ જણાય છે, તે સઘળું તેનામાં સમાવ્યું. પછી તે પ્રતર્દન રાજા ધનુષ્ય ધારણ કરી તથા કવચ પેહેરી, મોટા દેવ ઋષિઓએ સ્તુતિ કરેલો તથા બંદિજનોએ નમસ્કાર કરેલો સૂર્યની પેઠે શોભવા લાગ્યો. પછી તે રથમાં બેઠેલો હથિઆર બાંધી અગ્નિની પેઠે તેજસ્વિ દીસવા લાગ્યો. કવચ પ્રહેરી હાથમાં ધનુષ્ય ચર્મ તથા બાણ લઈ ચાલ્યો. તેને જોઈ સુદેવનો પુત્ર દિવોદાસ મોટો હર્ષ પામ્યો. તે રાજાએ મનમાં એમ માન્યુ કે—વીતહવ્યના છોકરાઓને આ અવશ્ય બાળશે. પછી તે પ્રતર્દનને યુવરાજ્યનો અભિષેક કરી કૃતકૃત્ય થયો, એમ દિવોદાસે પોતાના મનમાં માન્યું. પછી શત્રુઓને નાશ કરે એવા પોતાના પુત્ર પ્રતર્દનને વીતહવ્યના પુત્રોનો વધ કરવાની આજ્ઞા રાજા દિવોદાસે આપી. શત્રુઓના નગરને જીતવાની ઈચ્છાએ પરાક્રમી પ્રતર્દન યુવરાજ્ય, રથમાં બેસી ગંગા ઉતરી વીતહવ્યના પુત્રોના નગર પ્રત્યે આવ્યો. વીતહવ્યના પુત્રો શત્રુના રથનો ઘોષ ઉડતો સાંભળી, રથના શબ્દથી પીડાએલા રથમાં બેસી નગરના કાંગરાથી બહાર આવ્યા. ક્રોધ પામેલા તે વિચિત્ર યોદ્ધાઓ મનુષ્યોમાં વાઘના સર્ખા બાણ વર્ષાવતા ઉઘાડે હથિઆરે પ્રતર્દનના સામા આવ્યા. હે યુધિષ્ઠિર રાજા, અનેક પ્રકારનાં હથિઆર ત-

થા રથના ઔઘથી પ્રતર્દન રાજાની પ્રત્યે હીમાચળમાં મેઘના છાંટા પડતા હોય તેમ હથિઆરોની વૃષ્ટિ કરવા લાગ્યા. પોતાનાં હથિઆરોથી શત્રુનાં હથિઆરોને હઠાવી પ્રતર્દન રાજા પોતાના અગ્નિ સમાન બાણુથી વજ્ર સર્ખા તે મોટા તેજસ્વિઓને હણુવા લાગ્યો. હે રાજન્, પ્રતર્દનના ભાલાઓના લાખો ઘાથી શત્રુઓનાં અંગ વિંધાઈ રૂધિરે ખરડાએલા કેસુડાના વૃક્ષના કકડાઓની માફક તેયો પૃથ્વીમાં પડવા લાગ્યાં. વીતહવ્યના સઘળા પુત્રોનો પરાભવ થવાથી નગર છોડી ભૃગુઋષિના આશ્રમ પ્રત્યે તે નાશી ગયો. વીતહવ્ય રાજા ભૃગુઋષિને શરણે થયો. હે રાજન્, તે રાજાને ભૃગુએ અભય વર આપ્યો. પ્રતર્દન રાજા ઉતાવળો તેની પુંઠે ભૃગુના આશ્રમ પ્રત્યે આવ્યો. ત્યાં આવી દિવોદાસનો પુત્ર ભૃગુઋષિ પ્રત્યે આ પ્રકારે બોલ્યો—અરે આ આશ્રમમાં મહાત્મા ભૃગુઋષિના શિષ્યો કયાં છે? મારે મહા મુનિ ભૃગુનાં દર્શન કરવાની ઈચ્છા છે માટે તેમની પ્રત્યે કહો કે હું આવ્યોછું. ભૃગુઋષિએ જાણ્યું એટલે આશ્રમમાંથી બહાર આવ્યા. પ્રતર્દન રાજાનું વિધિર્યા પૂજન કર્યું. પછી ભૃગુઋષિએ પૂછ્યું—હે રાજેન્દ્ર, અત્રે આવવાનું શું કાર્ય છે? ઋષિનું વચન સાંભળી પોતાને આવવાનું કારણુ તે કહેવા લાગ્યો, રાજા કહે છે—હે બ્રહ્મન્, આ વીતહવ્ય રાજાને આપના આશ્રમમાંથી બહાર કાઢો, હે બ્રહ્મન્, તેના છોકરાઓએ જરૂર મારો સઘળો વંશ નાશ કર્યો છે. કાશિનો રત્નભંડાર તથા આખો દેશ તેમણે ઉજ્જડ કીધો છે. એ મદોન્મત્ત રાજાના સો છોકરા મેં મારી નાખ્યા, હવે એને મારવાથી હું મારા પિતાના ઋણુથી મુક્ત થઈશ. રાજાનું આવું વચન સાંભળી ધર્મના જાણુનારાઓમાં ઉત્તમ, દયાળુ ભૃગુમુનિ પ્રતર્દનની પ્રત્યે બોલ્યા. મારા આશ્રમમાં કોઈપણ ક્ષત્રિય નથી, બધાએ મારા દ્વિજાતિય છે. પ્રતર્દન રાજા ભૃગુનું એવું સત્ય વચન સાંભળી, હળવે રહી ભૃગુઋષિના પાદસ્પર્શ કરી, હર્ષયુક્ત બોલ્યો. એવું ભલે હો, હે ભગવન્, હું આજે કૃતાર્થ થયો છું, એમાં સંશય નહીં. વીતહવ્યને મારા પરાક્રમથી મેં જાતિનો ત્યાગ કરાવ્યો છે. હે બ્રહ્મન્, મારો અનુગ્રહ કરો અને મને દયાદૃષ્ટિથી જુઓ. હે ભૃગુ વંશને વહન કરનારા, મેં તે રાજાની જાતિનો ત્યાગ કરાવ્યો છે. પ્રતર્દન રાજાનું વચન સાંભળી, ભૃગુએ તેને આજ્ઞા આપી. સર્પ જેમ વિષનો ત્યાગ કરે તેમ વૈર છોડી દઈ પ્રતર્દન રાજા જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ગયો. ભૃગુઋષિના વચન માત્રમાંજ વીતહવ્ય રાજા તો બ્રાહ્મણપણાને પામી ગયો. હે મહારાજ, બ્રહ્મવાદિ

વીતહવ્યને ઈન્દ્રના સરખો રૂપાળો, ગૃત્સમદ નામનો પુત્ર થયો. ઈન્દ્ર તુંજ છે, એમ કહી દૈત્યોએ પૂર્વે જેને પકડયો હતો, જે મહાત્માની ઋગવેદમાં મુખ્ય શ્રુતિ કહેવાય છે, બ્રાહ્મણોએ રક્ષણ કરેલો શ્રીમાન્ ગૃત્સમદ, બ્રહ્મચર્ય વ્રતવાળો, વિપ્ર ઋષિ કહેવાયો. ગૃત્સમદને સુચેતા નામે બ્રાહ્મણ પુત્ર ઉત્પન્ન થયો, સુચેતાને વર્ચ્ચ નામનો પુત્ર થયો, વર્ચ્ચાનો વિતહવ્ય, વિતહવ્યનો વિતત્ય, વિતત્યનો છોકરો સત્ય કહેવાયો. સત્યનો સંત થયો, અને સંતનો શ્રવાઋષિ થયો, અને શ્રવસનો ત્તમ થયો, ત્તમનો પ્રકાશ નામે ઉત્તમ બ્રાહ્મણ કહેવાયો. પ્રકાશનો જયવાળો વાગિંદ્ર થયો, અને વાગિંદ્રનો પુત્ર વેદ તથા વેદનાં અંગને જાણનાર એવો પ્રમિતિ નામે થયો. પ્રમિતિને ધૃતાચિને વિષે રૂરૂ નામે પુત્ર થયો. રૂરૂને પ્રમુદ્વારા નામની સ્ત્રીમાં શુનક નામે વિપ્ર ઋષિ થયો, શુનકને શૌનક નામે પુત્ર થયો, એ પ્રકારે વિતહવ્ય રાજા ભૃગુના પ્રસાદથી ક્ષત્રિય છતાં બ્રાહ્મણપણાને પામી ગયો. હે મહારાજ, ગર્ત્સમદનો વંશ યથા પ્રકારે વિસ્તારથી મેં તને કહ્યો હવે બીજાું તું શું પૂછે છે?

तथैवकथितोवंशोमयागार्त्समदस्तव ॥

विस्तरेणमहाराजकिमन्यदनुपृच्छसि ॥ ६७ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेवीतव्योपाख्यानंनाम गु० मा० त्रिंशोऽध्यायः ॥ ३० ॥

---

युधिष्ठिरउवाच ॥ केपूज्यावैत्रिलोकेस्मिन्मानवाभरतर्षभ ॥

विस्तरेणतदाचक्ष्वनहितृप्यामिकथ्यतः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે—હે ભરતકુળમાં ઉત્તમ, ખરે, આ ત્રણલોકમાં પૂજા કરવા યોગ્ય મનુષ્યો કયા? તે મને વિસ્તારથી કહો, કેમકે તમે વારે વારે મને કહો છો તથાપિ હજુ મને તૃપ્તિ થતી નથી. યુધિષ્ઠિરનો એવો પ્રશ્ન સાંભળી, ભીષ્મપિતા કહે છે–એ પ્રશ્નના સંબંધમાં નારદ અને વાસુદેવ ભગવાન એ બેઉનો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ દાખલા તરીકે હું તને કહીશ. એક દિવસ નારદમુનિને હાથની અંજલી કરી ઉત્તમ બ્રાહ્મણોની પૂજા કરતા જોઈ, જળમાં જેનું શયન છે એવા શ્રી કૃષ્ણે પૂછયું–હે ભગવન્, તમે કોને નમો છો? હે ભગવન્, તમે મનુષ્યોમાં બહુ માનવાળા છો, તે

છતાં કોને નમો છો? હે ધર્મ જાણનારાઓમાં અતિ ઉત્તમ, તે સાંભળવાને જો હું યોગ્ય જણાઉ તો મને કહો. શ્રીકૃષ્ણનો પ્રશ્ન સાંભળી નારદમુનિ કહે છે—હે શત્રુઓને પિડનાર, હે ગોવિંદ, આ મૃત્યુ લોકમાં તમારાથી વળી બીજો કોણ સાંભળવાને યોગ્ય છે? સાંભળો, હું જેમની પૂજા કરૂં છું, તે હું તમને કહીશ. વરૂણ, વાયુ, આદિત્ય, પર્જન્ય (મેઘ), અગ્નિ, સ્થાણુ (શંકર), કાર્તિકેય, લક્ષ્મી, વિષ્ણુ, બ્રાહ્મણ, બૃહસ્પતિ, ચંદ્રમા, જળ, પૃથ્વી, સરસ્વતી અને જેઓ હમેશાં નમે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. તપોધન (તપના ભંડાર), વેદના જાણનારા, નિત્ય વેદનો પાઠ કરનારા તથા મોટી પૂજાઓ કરનારાઓને હે વૃષ્ણિ કુળમાં સિંહરૂપ, હું હમેશાં પૂજુ છું. શ્લાઘા વગરના પુરૂષો, જેઓ વગર ભોજન કરે દેવ સંબંધિ કાર્યો કરે છે અને જે પુરૂષો સંતોષવાળા તથા ક્ષમાવાળા છે, તેઓને હે વિભો, હું નમસ્કાર કરૂં છું. જેઓ યથાવિધિવડે યજ્ઞ કરે છે, શાન્ત પ્રકૃતિવાળા છે, ઈન્દ્રિઓને જીતેલા તથા દાન્ત છે, સત્ય, ધર્મ, પૃથ્વી તથા ગાયની પૂજા કરે છે તેવા પુરૂષોને હું નમસ્કાર કરૂં છું. હે યાદવ, અવશ્ય જેઓ નિરન્તર તપમાં રહે છે, તથા વનમાં વાસ કરી ફળ મૂળનું અશન કરે છે, કોઈ પ્રકારનો સંચય કર્તા નથી, અને ક્રિયાવાળા છે, તેઓને હું નમસ્કાર કરૂં છું. જે પુરૂષો સેવકોનું ભરણપોષણ કરવાને શક્તિવાળા છે, અને હમેશાં અતિથિઓનું સત્કારથી પૂજન કરે છે, તથા દેવને નૈવેદ્ય કરી તેમનું અવશેષ પોતે ભોજન કરે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. જે પુરૂષો વેદનું અધ્યયન કરી દુઃખવડે ધર્ષણ થાય એવું બ્રહ્મચર્ય ધારણ કરે છે, તથા પોતાની વાણિઓ નિયમે રાખે છે, અને હમેશાં યજન કરવામાં તથા અધ્યયન કરાવામાં મચ્યા રહે છે, તેની હું પૂજા કરૂં છું. સઘળા વ્યવહાર સંબંધી વ્યવસાયોમાં પ્રસન્ન અંતઃકરણવાળા, તથા હમેશાં મધ્યાન્હ કાળ સૂધી અધ્યયનમાં જોડાએલા પુરૂષોને હું પૂજુ છું. જે પુરૂષો અચળ વ્રત ધારણ કરી ગુરૂની કૃપા ઉત્પાદન કરવામાં તથા સ્વાધ્યાયમાં તત્પર હોય છે, અને અદેખાઇ ન કર્તા ગુરૂની સેવા કરે છે તેવા પુરૂષોને હું નમસ્કાર કરૂં છું. રૂડાં વ્રતના ધારણ કરનાર મુનિઓ તથા સત્યના સમુદ્ર એવા બ્રાહ્મણો, જેઓ હવ્ય ( દેવનું અન્ન )તથા કવ્ય ( પિતૃઓનુ અન્ન ) અન્ન વહન કરે છે, તેમને હું નમસ્કાર કરૂં છું. રાંધેલા અન્નની ભિક્ષા માગીને જીવવાની વૃત્તિ ચલાવવામાં આસક્ત, તપ કરવાથી સુકાએલાં શરીર-

વાળા, ગુરૂના કુળમાં આશ્રય કરનારા, સુખ વગરના જે નિર્ધનો છે, તેમને હું નમસ્કાર કરૂં છું. અભિમાન જેમણે છોડી દીધું છે, માયા માત્રનો ત્યાગ કર્યોછે, માત્ર કોપીન સર્ખુ પણ ધારણ કરતા નથી, એવા દિગંબરો, અને જેમને કંઇ પણ પ્રયોજન નથી, વેદ જાણવાથી જેઓ દુર્ધર્ષ છે, વાણીઓ મૌન રાખનારા તથા બ્રહ્મવિદ્યા જાણનારા, હિંસામાં આસક્તિ નહીં રાખનારા, જે સત્ય વ્રતને ધારણ કરનારા, ઈન્દ્રિયોને દમન કરનારા તથા નિરંતર શ્રમ કરનારા પુરૂષોને હું નમસ્કાર કરૂંછું. જે ગૃહસ્થાશ્રમીયો, દેવતા તથા અતિથિઓના પૂજનમાં જોડાયેલા છે, અને જેઓ કપોત વૃત્તિ ધારણ કરેલાછે, તેયોને હું નમસ્કાર કરૂંછું. જે પુરૂષો, ધર્મ, અર્થ તથા કામ એ ત્રિ વર્ગનાં કૃત્યોમાં ઉત્તમ તથા મધ્યમ ભાવથી પ્રવર્તેછે અને અધમ, મધ્યમ તથા ઉત્તમ એવી ભાવનાથી નથી પ્રવર્તતા અને શિષ્ટ પુરૂષોએ આચરેલા માર્ગે પ્રમાણે અનુવર્તેછે, તેમને હું નમસ્કાર કરૂંછું. જેઓ શાસ્ત્રના માર્ગમાં ઘણા કુશળ છે, તથા જે બ્રાહ્મણો ધર્મ, અર્થ, કામને યથા યોગ્ય અનુસરનારા છે, અને જેઓ ધર્મને ઉદ્દેશીનેજ પૈસામાં આદર રાખનારા છે, તથા પુણ્યવાળાં આચરણ (ધર્મને ત્યાગ કરી કામને નહીં સેવનારા જેમ કે 'ऋतौभार्यामुपेयात' એટલે ઋતુ સમયે સ્ત્રી પ્રત્યે જવું એટલોજ કામ સેવવો એ ન્યાયૃ છે) વાળા, તેવાઓને હે કેશવા હું નમસ્કાર કરૂંછું. જળ પીને રહેનારા, વાયુ ભક્ષણ કરનારા, તથા હમેશાં વૈશ્વદેવનું શેષ લેનારા અને વિવિધ પ્રકારનાં વ્રતોને ધારણ કરનારા બ્રાહ્મણોને હે માધવ, હું નમસ્કાર કરૂંછું. સ્ત્રી ન કરનારા, દારા તથા અગ્નિ હોત્ર રાખનારા, તથા વેદનો આશ્રય કરનારા બ્રાહ્મણોને હું નમસ્કાર કરૂં છું. હમેશાં સર્વે પ્રાણિઓને સમાન ભાવથી જોનારા બ્રાહ્મણોને હું નમસ્કાર કરૂંછું. હે કૃષ્ણ, લોકોને સુખી કરનારા ઋષિઓને હું નિરંતર નમસ્કાર કરૂંછું. લોકમાં પ્રખ્યાત, કુળમાં શ્રેષ્ઠ, અજ્ઞાનનો નાશ કરનારા, લોકને વિષે સૂર્યરૂપ બ્રાહ્મણોને હું નમું છું, માટે હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા, હે પાપરહિત, તમે પણ હમેશાં બ્રાહ્મણોને પૂજો. પૂજા કરવાને યોગ્ય એવા બ્રાહ્મણોની પૂજા કરવાથી તેઓ અવશ્ય સુખ આપે છે. આ લોક તથા પરલોકમાં તેવા બ્રાહ્મણો સુખ આપનારા થાય છે. માન્યને યોગ્ય એવા માનવાળા તેઓ આ લોકમાં ફરે છે, તેઓ નક્કી તમને સુખ આપશે. જે પુરૂષો નિત્યે સઘળા અતિથિઓ, ગાયો અને બ્રાહ્મણોને વિષે સેવા કરે છે તથા હમેશાં

સત્યમાં પ્રીતિવાળા હોય છે, તેઓ સંકટોને તરી જાય છે. જે નિરંતર શમવાળા, ઈર્ષા નહીં કરનારા અને સ્વાધ્યાયિ હોય છે, તે સંકટોને તરી જાય છે. જે સર્વ દેવને નમસ્કાર કરે છે અને એક વેદનોજ આશ્રય કરેલા છે એવા શ્રદ્ધાળું તથા દાન્ત સ્વભાવવાળા સંકટોને તરી જાય છે તેમ ઉત્તમ બ્રાહ્મણોને નમસ્કાર કરી, વ્રતમાં કુશળ રહેલા, દાન કરવામાં પ્રીતિવાળા પુરૂષો પણ સંકટને તરી જાય છે. જે પુરૂષો હમેશાં તપ કરે છે, કૌમાર અવસ્થાથી બ્રહ્મચર્ય પાળનારા છે, વળી તપથી દેહને પવિત્ર કર્યો છે તેવા પુરૂષો પણ સંકટોને તરી જાય છે. દેવતા, અતિથિઓ તથા ચાકરો અને પિતૃઓના અર્ચનમાં આસક્તિવાળા છે અને શિષ્ટાન્નનું ભોજન કરે છે તેઓ સંકટોને તરી જાય છે. જે વિધિ પ્રમાણે પૂજા કરી વેદીપર અગ્નિ સળગાવી સોમાહુતી આપે છે, તે સંકટોને તરી જાય છે. હે વૃષ્ણિકુળમાં સિંહરૂપ, જે પુરૂષો માતા, પિતા તથા ગુરૂઓને વિષે હમેશાં સદ્ભાવનાથી વર્તે છે તેઓ તમારી પેઠે સંકટોને તરી જાય છે, એટલું કહી નારદ મુનિ છાના રહી ગયા. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે હે કુન્તાના પુત્ર, એટલા માટે જો તું પણ પિતૃ, દેવ, બ્રાહ્મણો તથા અતિથિઓને હમેશાં રૂડે પ્રકારે પૂજીશતો ઈચ્છેલી ગતિને પામીશ.

तस्मात्त्वमपिकौन्तेयपितृदेवद्विजातिथिन् ॥
सम्यक्पूजयसेनित्यंगतिमिष्टामवाप्स्यसि ॥ ३६ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेकृष्णनारदसंवादे गु० भा० एकत्रिंशत्तमोऽध्यायः ॥ ३१ ॥

---

युधिष्ठिरउवाच ॥ पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥
त्वत्तोऽहंश्रोतुमिच्छामिधर्मंभरतसत्तम ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે મોટી બુદ્ધિવાળા, હે ભરતકુળમાં ઉત્તમ, હે સર્વ શાસ્ત્રના જાણનાર, હે પિતામહ, તમારી પાસેથી હું ધર્મ સાંભળવાને ઈચ્છુ છું, મને કહો કે–શરણે આવેલા ચાર પ્રકારના પ્રાણિઓના સમુહને જે પુરૂષો રક્ષણ કરે છે, તેને શું ફળ થાય છે? ભીષ્મપિતા કહે છે–હે મોટા યશવાળા, હે બુદ્ધિમાન્, હે ધર્મ પુત્ર, શરણાર્થિ સંબંધિ ઈતિહાસનું આ પુરાતન વૃત્તાન્ત તું સાંભળ. એક સીંચાણા પક્ષિએ કોઈ સમયે એક સુંદર હોલાને અં-

તરિક્ષથી પાડ્યો, સીંચાણાના ભયથી નાસીને તે હોલો ઉશીનર દેશના શિબિરાજાની શરણે ગયો. સીંચાણાના ત્રાસથી તે શિબિરાજાના ખોળામાં ભરાયો. તે પવિત્ર મનવાળા શિબિએ તેને પોતાના ખોળામાં બેઠેલો જોઈ આસના વાસના કરી, પછી તે હોલાની પ્રત્યે કહેવા લાગ્યો–હે અંડજ (ઈંડામાંથી જન્મેલા), અવશ્ય હવે તને કોઈનો ભય નથી માટે તું હાંફીશ માં, આટલુંબધું અત્યંત ભય તને કેમ થયું? અને કોણે કર્યું? કે જેથી તું ભ્રાન્તિ વગરનો બે બાકળા જેવો અત્રે આવ્યો ? નવા ઉગેલા નીલ કમળના જેવો સુંદર વર્ણ જણાય છે, હે દાડીમ તથા અશોકનાં પુષ્પ સર્ખાં નેત્રવાળા, હાંફીશ નહીં, તને અભય આપું છું. મારા સરખો પણ નીચે આવેલા તને મનવડે ગ્રહણ કરવાને પણ કોઈ નહીં ઈચ્છે, હે કપોત, તારે માટે કાશિ દેશનું રાજ્ય તથા મારૂં જીવિત હમણાં ત્યાગ કરૂં પણ તને ભય થવા નહીં દેઉં, માટે હોંશિઆર થા હવે તને ભય નથી. એટલામાં પુંઠેથી સીંચાણો આવી રાજા પ્રત્યે કહેવા લાગ્યો. હે રાજન્, જેનું જીવિત ગતપ્રાય જેવું છે અને જે ઘણી મુશ્કેલીથી મેં સંપાદન કર્યું છે, તે પ્રાપ્ત થએલા મારા ભક્ષ્યને રક્ષણ કરવાને તું યોગ્ય નથી. એનું માંસ, રૂધિર, મજ્જા, તથા મેદ એજ મારૂં હિત છે અને તે મને પરિતોષ કરનારૂં પ્રાણિ છે તેની વચમાં તું મને અન્તરાયભૂત માં થઈશ. હે રાજન્, ઘણી ઉગ્રક્ષુધા મને બાળે છે, એનું રૂધિર પાન કરવાની તૃષ્ણા મને બાધ કરે છે, માટે તેને છોડી દે, ભૂખ મટાડવાને હું શક્તિમાન્ નથી. મારી પાંખો તથા નખના પ્રહારથી તે મૂવા જેવો થયો છે, હવે જરા શ્વાસોશ્વાસ લે છે, તેવાને રક્ષણ કરવાને તું યોગ્ય નથી. હે રાજન્, જો કે તું પોતાના દેશમાં વસનારાં મનુષ્યોને રક્ષણ કરવાને સમર્થ છે, પરંતુ તૃષાર્ત્ત ખેચરોને રૂક્ષણ કરવાને સમર્થ નથી. જો કે શત્રુઓમાં, પોતાના ચાકરો તથા સ્વજન અને વ્યવહારમાં તું પોતાનું પરાક્રમ દર્શાવે તે ઘટિત છે, વળી ઈન્દ્રિઓના વિષયો ( રોકવા ) માં પરાક્રમ કરવું તે પણ યોગ્ય છે પરંતુ આકાશમાં ફરનારાં પ્રાણિઓમાં તારૂ પરાક્રમ યોગ્ય નથી. તારી આજ્ઞાના ભંગ કરનારા શત્રુઓને વિષે પ્રભુપણું બતાવી પરાક્રમ કરવું તે તને ઘટિતજ છે. તું આ લોકમાં ધર્માર્થી છે માટે મને પણ દયાની દૃષ્ટિએ જોવાને તું યોગ્ય છે. ભીષ્મપિતા કહે છે—સીંચાણાનું એવું બોલવું સાંભળી તે રાજર્ષિ ઘણું આશ્ચર્ય પામ્યો. એનું બોલવું સાંભળી તેની સંભાવના કરી, હોલાના રક્ષણને માટે રાજા કહેવા લાગ્યો, શિબિ રાજા કહે છે–ગાયો, આખલાઓ, વરાહ, પાડા

વગેરે પશુઓ તારી ભૂખ શમાવાને માટે હમણાં કરી લે પરંતુ શરણે આવેલાનો ત્યાગ હું નહીં કરૂં, એવું મારૂ વ્રતછે, હે પક્ષિ તું જો કે—આ પક્ષિ મારા અંગને છોડેછે, સીંચાણો કહે છે—વરાહે નહીં, આખલાઓએ નહીં, બીજાં અનેક-પ્રકારનાં પક્ષિઓએ નહીં, હે મહારાજ, તે અન્નાદિકોને હું શું કરૂં? મારે-તો એ હોલાનું ભક્ષણ કરવુંછે, કેમકે— સનાતન કાળથી દેવોએ તે મારૂં-ભક્ષ કલ્પ્યુંછે, સીંચાણા હોલાઓને ભક્ષણ કરે, એ સનાતની સ્થિતિછે, હે ઉશીનર દેશના રાજા, હે પાપ રહિત, જો હોલામાં તને એટલો બધો સ્નેહ હોય તો હમણાં તેની બરોબર ત્રાજવામાં તોળી તારૂં માંસ મને આ-પ. રાજા કહે છે—આજ તેં મારા પર મોટો અનુગ્રહ કીધો છે, કેમકે—તું મારી પ્રત્યે આવી વાણી બોલેછે, ઘણું સારૂં, હું એમજ કરીશ, એમ કહી ઉત્તમ રાજાએ પોતાના શરીરનું માંસ ઉતરડી ઉતરડીને ત્રાજવામાં તોળવા-માંડયું, અન્તઃપૂરમાં આ વાત તેની રાણીઓએ સાંભળી, રત્નનાં ઘરેણાં ધારણ કરેલી તેની સ્ત્રિયો નિશ્વાસ મૂકતી ઘણું આક્રંદ કરવા લાગીયો. અંતઃપુરમાં હાહાકાર થયો. તેણીઓનું રડવું સાંભળી, પ્રધાનો તથા ચાકરવર્ગ અત્યંત દુઃખથી રડવા લાગ્યા. મેઘના જેવો મોટો ગંભીર નાદ થયો, જેથી મેઘથી વિટળાએલું આકાશ ચારે પાસ રૂંધાઈ ગયું. રાજાના સત્ય કર્મથી પૃથ્વી ધ્રુજી, તે રા-જાએ પોતાનાં બેઉ પડખાંમાંથી, હાથમાંથી તથા ઉરૂ ભાગમાંથી માંસ કા-પીને હળવે હળવે ત્રાજવામાં પૂરવા માંડયું, તોપણ હોલાના જેટલા વજન-વાળું તે ન• થયું. રાજાના સઘળા શરીરનું માંસ આપ્યું, કેવળ હાડજ રહ્યાં અને સઘળા શરીરમાંથી રૂધિર સ્ત્રવવા લાગ્યું ત્યારે પોતાના માંસનો ક્ષય જોઈ પોતેજ ત્રાજવામાં બેઠો. રાજાનું આટલું બધું સત્ય જોઈ ઈન્દ્રે સહવર્ત ત્રણે લોક નરેન્દ્રની પ્રત્યે આવીને ઉભા રહ્યા. આકાશ માર્ગમાં દે-વનાં દુંદભિ તથા ભેરી વાગવા લાગ્યાં. વૃષદર્ભ (શીબી) રાજાપર દેવતાઓએ સુખવાળાં દેવતાઈ પુષ્પો તથા અમૃતનો અભિષેક કીધો. દેવ, ગંધર્વ તથા અપ્સ-રાઓ રાજાની ચારે પાસે વિંટાઈ જેમ બ્રહ્માની પછવાડે નૃત્ય તથા ગાન કર્તાં હોય તેમ કરવા લાગ્યાં. સોનાના પ્રાસાદોથી બાંધેલું, મણિ તથા કાંચનનાં તોરણોવાળું વૈદૂર્ય મણિના સ્થંભવાળું વિમાન આવીને ઉભું રહ્યું, તે રાજર્ષિ પોતાના તે સત્ય કર્મથી વિમાનમાં બેસી, અક્ષય સ્વર્ગમાં ગયો. હે યુધિષ્ઠિર, શર-ણાગતોમાં એવું ફળ રહેલું છે માટે તું પણ સઘળું એ પ્રકારે કર, અ-નન્ય ભક્તોને તથા આશ્રિતોને રક્ષણ કરનાર અને સઘળા પ્રાણિઓને વિષે

દયા રાખનારો પુરૂષ આ લોકમાં તથા પરલોકમાં સુખ ભોગવે છે. રૂડાવ્રતવાળો જે રાજા પોતાના સદ્વૃત્તને પકડી રહે છે તો તેને પોતાના નિષ્કપટ કર્મવડે શું પ્રાપ્ત નથી થતું ? (અર્થાત્ સર્વ મળે છે.) પવિત્ર અન્તઃકરણવાળો, ધીરજવાન્, સત્યવાદિ તથા પરાક્રમી તે રાજર્ષિ કાશિ દેશનો રાજા છતાં પોતાના કર્મવડે ત્રણુલોકમાં પ્રખ્યાત થયો. હે ભરતકુળમાં ઉત્તમ! કોઈ પણ બીજો પુરૂષ એની પેઠે શરણે આવેલાનું રક્ષણ કરશે તો તેને પણ તેવી ઉત્તમ ગતિ મળશે. રાજર્ષિ વૃષદર્ભનું આ વૃત્તાન્ત જે કહેશે અથવા હમેશાં સાંભળશે તે લોકમાં પવિત્રાત્મા થશે, એમાં સંશય નહીં.

इदंवृत्तंहिराजर्षेर्वृषदर्भस्यकीर्त्तयन् ॥
पूतात्मावैभवेल्लोकेश्रृणुयाद्यश्चनित्यशः ॥ ३९ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मपुश्येनकपोताख्याने गु० भा० द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥

---

युधिष्ठिरउवाच ॥ किंराज्ञःसर्वकृत्यानांगरीयःस्यात्पितामह ॥
कुर्वन्किंकर्मनृपतिरुभौलोकौसमश्नुते ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે—હે પિતામહ, સઘળાં કામોમાં રાજાનું અત્યુત્તમ કામ કયું કહેવાય—ને શું કૃત્ય કરવાથી રાજા બેઉ લોકનું ફળ રૂડે પ્રકારે ભોગવે (તે મને કહો)? ભીષ્મ કહેછે—હે ભારત, અભિષેક થએલા રાજાનું એજ કૃત્ય છે કે સુખની ઇચ્છા જે રાજા કર્તો હોય તેણે બ્રાહ્મણોનું અત્યંત આરાધન કરવું, પાર્થિવેન્દ્રે ઉપર કહ્યા પ્રમાણે શ્રોત્રિય તથા વૃદ્ધ બ્રાહ્મણોને હમેશાં સામા જઇને પૂજવા. જેમ પોતાના દેહનું, તથા જેમ પોતના પુત્રોનું મનુષ્ય પાલન કરેછે, તેજ પ્રકારે બ્રાહ્મણોનું પણ પાલન કરવું. બ્રાહ્મણોની મધ્યે જે પૂજ્યત્તમ છે, તેમને ચોકસ રીતે પૂજવા. તે બ્રાહ્મણો શાન્ત થવાથી રાજાનો સઘળો દેશ શોભિ ઉઠેછે. બ્રાહ્મણો પૂજા કરવા યોગ્યછે, નમસ્કાર કરવા યોગ્યછે, અને પિતૃઓની પેઠે માનવાયોગ્યછે. વર્ષાદથી જેમ પ્રાણિ માત્રનું રક્ષણ છે, તેમજ બ્રાહ્મણોથી લોકોનું રક્ષણ છે, પોતાના તેજવડે તથા અભિચાર ઉપાયોથી તેઓ બાળી મૂકે છે. સત્ય પરાક્રમવાળા કોપેલા ઉગ્ર બ્રાહ્મણો નિઃશેષ કરી નાંખે છે. એમનો નાશ કોઈ પ્રકારે હું દેખતો નથી. વળી સઘળી દિશાઓમાં તેમની અકુંઠિત ગતિ છે. તેઓ કોપ પામવાથી

દાવાનલ અગ્નિની શિખાઓની પેઠે બાળી મૂકે છે. સાહસિક ગુણવાળાએ પણ એમનાથી ઘણાજ બીહે છે તો વિવેકી બીએ એમાં શું આશ્ચર્ય? કેટલાક બ્રાહ્મણો ઘાસથી ઢંકાએલા કૂવાની પેઠે ઢાંકેલા ઐશ્વર્યવાળા છે, કેટલાક સ્વચ્છ આકાશની પેઠે નિર્મળ છે, કેટલાક ક્રોધિ છે, અને કેટલાક બીજા હિંસાના ભયથી પગલું પણ તપાસીને મૂકે એવા સરળ પણ છે. તેમાંએ કેટલાક શઠ અને કેટલાક તપસ્વિઓ છે, કેટલાક ખેતિ, ગાયોનું રક્ષણ તથા ભિક્ષાવૃત્તિથી જીવનારા પણ છે. કેટલાક ચોર, જાૂઠ્ઠા, તેમ નટ તથા નર્ત્તકોની વૃત્તિથી જીવનારા પણ છે. બીજા કેટલાએક રાજાઓમાં તથા બીજાઓમાં સર્વ કર્મને કરવાને સમર્થ પણ છે. હે ભરત કુળમાં ઉત્તમ, એ પ્રકારે વિવિધ પ્રકારના આકાર યુક્ત બ્રાહ્મણો છે. પોતાનું સ્વરૂપ સંતાડવાને માટે અથવા લોકોનું રક્ષણ કરવાને માટે તેઓ જાૂદાં જાૂદાં કર્મમાં આસક્તિવાળા તથા નિષિદ્ધ કર્મો આચરીને જીવવાવાળા છે તથાપિ વસ્તુતઃ જોતાં તેઓ ધર્મના જાણવાવાળા છે. હે મનુષ્યોના રાજા માટે હમેશાં તેમનું કીર્ત્તન કરવું. પિતૃઓ, દેવતાઓ, ઉરગ લોક, રાક્ષસો તથા મનુષ્યોને તે મોટા ભાગ્યશાળી બ્રાહ્મણો પૂજા કરવા યોગ્ય છે. તે બ્રાહ્મણવર્ગ, દેવતાઓ, પિતૃઓ, ગંધર્વો, રાક્ષસો, અસુરો તથા પિશાચોથી પણ જીતવાને શક્ય નથી. તેઓ દૈવત વગરનાને દૈવતવાળા કરે છે, અને દૈવતવાળાઓને અદૈવત કરી નાંખે છે. બ્રાહ્મણો જેને ઈચ્છે છે, તે રાજા થાય છે અને જેનો અનાદર કરે છે, તે પરાભવ પામે છે. હે રાજન્, હું સત્ય કહું છું કે—જે મૂર્ખાઓ બ્રાહ્મણોની સાથે વાદ કરે છે, તેઓ નાશ પામે છે, એમાં સંશય નહીં. નિંદા તથા પ્રશંસામાં તે કુશળ છે, તેમ કીર્ત્તિ અને અકીર્તિના હેતુ છે. હે રાજન્, બ્રાહ્મણો હમેશાં શત્રુઓ ઉપર બહુ કોપે છે. બ્રાહ્મણો જેને વખાણે છે, તે રૂડે પ્રકારે વૃદ્ધિ પામે છે અને જેને નિંદે છે, તે ક્ષણમાંજ પરાભવ પામે છે. બ્રાહ્મણોની અકૃપાથી શક, યવન તથા કાંબોજ વગેરે તે તે ક્ષત્રિજાતિયો વૃષલપણાને પામી ગઈ છે. દ્રાવિડ, કલિંગ, પુલિંદ, ઉશીનર, કોલિસર્પ તથા મહિષક વગેરે તે તે સઘળી ક્ષત્રિજાતિયો છતાં બ્રાહ્મણોના અનનુગ્રહથી વૃષલપણાને પામીયો છે—હે જીતનારાઓની મધ્યે ઉત્તમ, તેમનાથી શ્રેયનો પરાજય છે, જય નથી. કોઈ પુરૂષ આ બધાનો નાશ કરે પરન્તુ તે પાપ બ્રાહ્મણવધ કરવા જેટલું નથી; કેમકે—મોટા ઋષિઓએ કહ્યું છે કે બ્રાહ્મણના વધનો ઘણોજ દોષ છે.

બ્રાહ્મણોની નિંદા કદિ સાંભળવી નહીં, જો તેવો સંભવ હોય તો ત્યાંથી ઉઠીને જવું અથવા તેમ બને એવું ના હોય તો નીચે મોઢે વગર બોલે બેસી રહેવું. એવો કોઈ પુરૂષ પૃથ્વીમાં ઉત્પન્ન થયો નથી અથવા થશે પણ નહીં કે જે બ્રાહ્મણની સાથે વિરોધ કરી સુખવડે જીવવાને ચાહ્ય? હે રાજન્, જેમ મુષ્ટિવડે વાયુ ગ્રહણ કરવો દુ:સહ છે, હાથવડે ચંદ્રનો સ્પર્શ દુ:સહ છે, પૃથ્વીનું ધારણ થવું દુ:સહ છે, તેમ પૃથ્વીમાં બ્રાહ્મણો જીતવા પણ દુ:સહ છે.

दुर्ग्राह्योमुष्टिनावायुर्दुःस्पर्शःपाणिनाशशी ॥
दुर्द्धरापृथिवीराजन्दुर्जयाब्राह्मणाभुवि ॥ २७ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० धर्मे गु० भा० ब्राह्मणप्रशंसानामत्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥

---

**भीष्मउवाच** ॥ ब्राह्मणानेवसततंभृशंसंपरिपूजयेत् ॥
एतेहिसोमराजानईश्वराःसुखदुःखयोः ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે–ચંદ્રમા જેમનો રાજા છે, સુખદુ:ખને વિષે જેઓ સમર્થ છે, એવા બ્રાહ્મણોને નિરંતર અત્યંત પૂજવા. નાના પ્રકારના ભોગ, અલંકાર તથા જે જે એમને જોઇએ તે તે પદાર્થોથી હમેશાં બ્રાહ્મણોનું પૂજન કરવું, તેમને નમસ્કાર કરવો અને રાજાઓએ પિતાની પેઠે તેયોને સેવવા. તેમ કરવાથી જેમ વર્ષાદથી પ્રાણિ માત્રને શાન્તિ થાય છે, તેમ દેશમાં શાન્તિ થાય છે. અવશ્ય દેશમાં પવિત્ર બ્રહ્મવર્ચ્ચસ્વી બ્રાહ્મણ ઉત્પન્ન થાઓ (એવી આકાંક્ષા રાજાએ હમેશાં રાખવી). શત્રુને જીતનાર મહારથી રાજાએ વખણાએલા વ્રતને ધારણ કરેલા, ધર્મના જાણનાર કુળવાન બ્રાહ્મણની સેવા કરવી. હે રાજન્, બ્રાહ્મણને ઘરમાં રાખવા, અવશ્ય એથી બીજું ઉત્તમ કંઇજ નથી. બ્રાહ્મણોને આપેલું હવિ દેવતાઓ ગ્રહણ કરે છે. તે પ્રાણિ માત્રના પિતા છે, એમનાથી બીજું કંઇ મોટું નથી. સૂર્ય, ચંદ્ર, વાયુ, જળ, પૃથ્વી, આકાશ તથા દિશાઓ સર્વે બ્રાહ્મણમાં પ્રવેશ કરી અન્ન ખાય છે. જેનું અન્ન બ્રાહ્મણો નથી જમતા તેનું અન્ન પિતૃઓ પણ જમતા નથી. બ્રાહ્મણની સાથે દ્વેષ કરનાર પાપી પુરૂષનું અન્ન દેવતાઓ પણ નથી ખાતા. બ્રાહ્મણો જેના ઉપર સંતુષ્ટ થયા, તેના ઉપર પિતૃઓ તથા દેવો પણ

સંતુષ્ટ થાય છે, એમાં કંઇ વિચારવાનું નથી, તેમ બ્રાહ્મણોને હવિ આપનાર દાતાઓ પણ પ્રસન્ન રહે છે, મરવા પછી નાશ થતો નથી પણ તેઓને ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે. પુરૂષ જે જે યજ્ઞોમાં હવિવડે બ્રાહ્મણોને તૃપ્ત કરે છે, તે તે યજ્ઞાદિકથી દેવતા તથા પિતૃઓ પ્રસન્ન થાય છે. બ્રાહ્મણથી યજ્ઞાદિક ઉત્પન્ન થયું છે અને તેવડે પ્રજાઓ જીવે છે. જેનાથી આ ઉત્પન્ન થયું છે અને નાશ પામી જેમાં સમાય છે, સ્વર્ગનો માર્ગ તેઓ જેમ જાણે છે, તેમ કોપ પામેલા નર્કનો રસ્તો પણ જાણવા વાળા છે. હે બે પગવાળાઓની મધ્યે શ્રેષ્ઠ, હે ભરત કુળમાં ઉત્તમ, થઇ ગએલું તથા હવે થશે એ બેઉને અને સ્વધર્મને બ્રાહ્મણો જાણે છે. જે લોકો એમને અનુસરીને ચાલે છે, તે પરાભવને નથી પામતા, મરવા પછી પણ તે લોકનો નાશ નથી થતો, તેમ પરાભવ નથી પામતા. વશઅન્તઃકરણવાળા જે મહાત્માઓ બ્રાહ્મણોના મુખમાંથી પડતું વચન ગ્રહણ કરે છે, તેઓ અવશ્ય નાશ પામતા નથી. તેજ તથા બળથી ઝળ હળતા ક્ષત્રિઓનું તે તેજ તથા બળ, બ્રાહ્મણોમાં શમી જાય છે, જો–ભૃગુવંશી બ્રાહ્મણોએ તાળજંઘોને જીત્યા તેમ અંગિરસ્‌ના કુળના બ્રાહ્મણોએ નીપોને જીત્યા, ભરદ્વાજે વીતહવ્ય રાજાના વંશજોને જીતી લીધા. કાળા મૃગનું ચર્મ જેમની ધ્વજામાં છે એવા કૃષ્ણાજિન ધ્વજો ( બ્રાહ્મણો ) એ ચિત્રાયુધોને જીતિ લીધા. વળી આ પૃથ્વી બ્રાહ્મણોને આપી પરલોકના હિતનું કર્મ આચર્યું; એટલુંજ નહીં પરંતુ ઉભય લોકને દીપાવ્યો. લોકમાં જે યત્કિંચિત્ સંભળાય છે, કહેવાય છે અથવા સંભારાય છે, તે સઘળું બ્રાહ્મણોને વિષે કાષ્ટમાં રહેલા છાના અગ્નિની પેઠે ગૂઢ રહેલું છે. હે ભરત કુળમાં ઉમત્તમ, આ સ્થળમાં પૃથ્વી તથા વાસુદેવ ભગવાનનો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ ઉદાહરણ તરીકે તને કહું તે તું સાંભળ. વાસુદેવે પૃથ્વીને પૂછ્યું–હે કલ્યાણી, સર્વ પ્રાણિઓની માતા એવી તને હું પૂછુછું કે ગૃહસ્થાશ્રમી પુરૂષ કીયું કર્મ આચરવાથી પાપને ટાળીદે તે તું મને કહે. પૃથ્વી કહે છે—બ્રાહ્મણોની સેવા કરવી એજ ઉત્તમ અને એજ પવિત્ર છે. બ્રાહ્મણોની સેવા કરનાર પુરૂષોના સઘળા વિક્ષેપ નાશ પામે છે. ઐશ્વર્ય તેથી પ્રાપ્ત થાય છે, કીર્ત્તિ એનાથી મળે છે અને આત્મજ્ઞાન પણ તેનાથીજ ઉત્પન્ન થાય છે. શત્રુને તાપ પમાડનાર મહારથિ એવા ડાહ્યા રાજાએ સર્વ પ્રકારનાં ઐશ્વર્યને માટે, ધર્મના જાણનાર, વખણાએલા, પવિત્ર જાતિ સંપન્ન બ્રાહ્મણને હમેશાં ઈ-

ચ્છવો, એમ મને નારદે કહેલું છે. પર, અપર તથા પરથી પણ પર એ સઘળાઓમાં બ્રાહ્મણ જેને વખાણે છે, તે મનુષ્ય રૂડે પ્રકારે વૃદ્ધિ પામે છે. જે બ્રાહ્મણોને પિડે છે, તે જલદી નાશ પામે છે. જેમ ખેતરમાં પડેલાં માટીનાં ઢેફાં હળપુણી તળે આવવાથી વટાઈ જાય છે, તેમ બ્રાહ્મણોને વિષે આચરેલો દ્રોહ પોતાના પરાભવને માટે કલ્પાય છે. હે વાસુદેવ, ચંદ્રમાં કરેલું લાંછન જુઓ, સમુદ્રમાં ખારાશ, ઈન્દ્રને હજાર ભગ અને હજાર નેત્ર તે સઘળું બ્રાહ્મણોના પ્રભાવથીજ થએલું છે. હે માધવ, ઈન્દ્ર શતક્રતુ કહેવાય છે, તે બ્રાહ્મણોના પ્રભાવથીજ. હે મધુસુદન, પવિત્ર અને દૃઢ થઈ પુરૂષ બ્રાહ્મણની આજ્ઞામાં વર્તે તો જેવી કીર્તિ, ઐશ્વર્ય અથવા જે લોકને ઈછે, તે પ્રાપ્ત થાય. ભીષ્મપિતા કહે છે—હે કૌરવ્ય, એ પ્રકારે પૃથ્વીનું વચન સાંભળી મધુસુદન ભગવાને "સાધુ સાધુ" એમ કહી પૃથ્વીનું પૂજન કર્યું. હે પાર્થ, એ ઉપમાને સાંભળી સાવધાન થઈ તું ઉત્તમ બ્રાહ્મણોને હમેશાં પૂજ્ય, તેથી શ્રેય પામીશ.

एतांश्रुत्वोपमांपार्थप्रयतोब्राह्मणर्षभान् ॥
सततंपूजयेथास्त्वंततःश्रेयोभिपत्स्यसे ॥ २१ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेपृथिवीवासुदेवसंवादे गु० भा० चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

---

**भीष्मउवाच** ॥ जन्मनैवमहाभागोब्राह्मणोनामजायते ॥
नमस्यःसर्वभूतानामतिथिःप्रसृताग्रभुक् ॥ १ ॥

જાત કર્માદિ સંસ્કાર ન થયા છતાં પણ જન્મથીજ મહાભાગ્યશાલિન્ બ્રાહ્મણ નામ ઉત્પન્ન થાય છે, માટે સર્વ પ્રાણિઓને તે નમસ્કાર કરવા યોગ્ય છે અને અતિથિ એવો બ્રાહ્મણ પકવાન્નને પ્રથમ ભોજન કરવા લાયક છે. હે તાત, દેવતાઓનું મુખજ હોય નહીં શું! એવા સર્વ અર્થના આપનારા સુ-હૃદ બ્રાહ્મણોની પૂજા કરવાથી તેઓ કલ્યાણકારી વાણીઓવડે હમેશાં (આપણું) ચિંતવન કરે છે, એટલુંજ નહીં પરંતુ તેમની પૂજાઓ નહીં કરેલા, આપણા શત્રુઓઉપર જેમને ક્રોધ ઉત્પન્ન થએલો છે એવા તે બ્રાહ્મણો પોતાની દારૂણ વાણિઓથી તેમને હણી દે છે. આ સ્થળમાં પુરાતન વિદ્વાનોની કહેલી પ્રાચિન ગાથાઓ તને કહું છું—બ્રહ્માએ પ્રથમ બ્રાહ્મણોને

સૂજી ધ્યાન કર્યું કે હવે આથી આગળ યથા પ્રકારે બીજું કંઈ કર્ત્તવ્ય મારે કરવાનું નથી. તેણે કહ્યું તમે ગુપ્ત રીતે તમારા બ્રહ્મત્વનું રક્ષણ કરો, તમારૂં સુંદર શ્રેય તેથીજ છે. બ્રહ્મત્વનું રક્ષણરૂપ કર્મ કરવાથી તમને બ્રાહ્મીશ્રી પ્રાપ્ત થશે, જેથી તમો સર્વ પ્રાણિઓને વશ રાખવાને દોરડારૂપ થશો. વિદ્વાન્ બ્રાહ્મણે કદિ શૂદ્રનું કર્મ (સેવા વૃત્તિ) ન કરવું. સેવા વૃત્તિનું કર્મ કરવાથી ધર્મનો ઉપરોધ થાય છે. સ્વાધ્યાયમાં રહેવાથી તમારી શ્રી, બુદ્ધિ, તેજ તથા પ્રતાપવાળી વિભૂતિ વૃદ્ધિ પામશે અને પુષ્કળ મહાત્મ્યને પામશો. હવનીય દેવોને હુતદ્રવ્ય આપવાથી મોટા ભાગ્યશાળી થશો, બાળકોનાથી પણ અગ્રભોજન કરવાને યોગ્ય ગણાશો, બ્રાહ્મી લક્ષ્મી સંપાદન કરવાથી જગતમાં પાત્ર કલ્પાશો. પરમ શ્રદ્ધા યુક્ત થવાથી તથા દ્રોહનો ત્યાગ કરવાથી અને ઈન્દ્રિઓનો નિગ્રહ કરી, સ્વાધ્યાયમાં આસક્ત રહેવાથી સઘળી કામનાઓને સંપાદન કરશો. જે જે મનુષ્ય લોકમાં તથા યદ્ કિંચિત્ દેવલોકમાં જણાય છે, તે સઘળું તપ, જ્ઞાન તથા નિયમાદે મેળવી શકાય છે. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે,–હે પાપ રહિત, પૂર્વે બ્રાહ્મણો ઉપર અનુકંપાને માટે બુદ્ધિમાન્ બ્રહ્માએ કહેલી આ બ્રહ્મગીતા મેં તને કહી. વળી હું તને કહુંછું કે જેવું રાજાનું બળ છે, તેવું તપસ્વિ બ્રાહ્મણોનું બળ હું માનું છું. તેઓ દુરાસદ છે, ક્રોધિ છે, વેગવાળા સાહસિક છે તથાપિ પૂજા કરવાને યોગ્ય છે. કેટલાક સિંહના જેવા પરાક્રમવાળા છે, બીજા કેટલાક વ્યાઘ્રના જેવા સત્વવાળા છે, કેટલાક વૈરાહ અને મૃગના જેવા બળવાળા બ્રાહ્મણો છે, કેટલાક જળના જેવા સત્વવાળા, કેટલાક સર્પના જેવા દુઃસ્પર્શ, કેટલાક મગરના જેવા, કેટલાક ક્રૂર વાણિઓવાળા, કેટલાક ક્રોધયુક્ત નેત્રવાળા, કેટલાક વિષ સમાન છે, બીજા કેટલાક મંદ પણ છે. હે યુધિષ્ઠિર, એમ બ્રાહ્મણોનાં જૂદી જૂદી પ્રકારનાં વૃત્તો છે. મેકળ, દ્રવિડ, લાટ, પૌંડ્ર, કોન્વશિરા, શૌંડિક, દરદ, દર્વ, ચૌર, શબર, બર્બર, કિરાત તથા યવન વગેરે તે સઘળા ક્ષત્રિ જાતિયો બ્રાહ્મણોની સાથે દ્વેષ કરવાથી વૃષલપણાને પામી ગયા છે. બ્રાહ્મણોના કોપથી અસુરો પાતાળમાં રહે છે અને બ્રાહ્મણોના પ્રસાદથી દેવો સ્વર્ગમાં વસે છે. જેમ આકાશનો સ્પર્શ થવો અશક્ય છે, હિમાચળને ખશેડવો અશક્ય છે, પાળ બાંધી ગંગાને રોકવી અશક્ય છે, તેમ પૃથ્વીમાં બ્રાહ્મણો પણ દુર્જય છે. બ્રાહ્મણોની સાથે વિરોધ કરવાથી વસુંધરાને નિયમે રાખવી અશક્ય છે. અવશ્ય દેવના દેવ પણ મહાત્મા બ્રાહ્મણોજ છે.

જો સમુદ્રથી વિંટાએલી આ પૃથિવિને ભોગવવાને ઈચ્છતો હોય તો દાન તથા પરિચર્યાથી હમેશાં તે બ્રાહ્મણોનું પૂજન કર. હે પાપરહિત, હે નૃપ, પ્રતિગ્રહથી અવશ્ય બ્રાહ્મણોનું તેજ શમે છે, જેઓ પ્રતિગ્રહને ન ઈચ્છતા હોય તેમનાથી પોતાના કુળનું તારે રક્ષણ કરવું યોગ્ય છે.

प्रतिग्रहेणतेजोहिविप्राणांशाम्यतेऽनघ ॥
प्रतिग्रहंयेनेच्छेयुस्तेभ्योरक्ष्यंत्वयानृप ॥ २३ ॥

इतिश्रीमहाभारते अ० प० दानधर्मे गु० भा० ब्राह्मणप्रशंसानामपंचत्रिंशोऽध्यायः ॥ ३९ ॥

---

भीष्मउवाच ॥ अत्राप्युदाहरन्तीममितिहासंपुरातनम् ॥
शक्रशंबरसंवादंतन्निबोधयुधिष्ठिर ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર, આ બ્રાહ્મણોની પ્રશંસાના સંબંધમાં ઈન્દ્ર અને શંબર દૈત્યનો પુરાતન ઈતિહાસ ઉદાહરણ તરીકે તને કહું છું, તે તું સાંભળ. એક સમયે રજોગુણવાળો ઈન્દ્ર કોઈના જાણવામાં ન આવે એવો વેષ ધારણ કરી, જડ જેવો બની બેડોળ રથમાં બેસી શંબરને ત્યાં આવ્યો, પછી શંબરની પ્રત્યે તેણે પ્રશ્ન પૂછ્યો. ઈન્દ્ર પૂછે છે—હે શંબર, કયું વ્રત ધારણ કરવાથી તું પોતાના સંબંધિઓમાં શિરોમણિ ગણાય છે, અને કોણ પુરૂષો તને શ્રેષ્ઠ નથી માનતા તે પણ તું યથાસ્થિત મને કહે. શંબર કહે છે. જો, હું બ્રાહ્મણોની ઈર્ષા કરતો નથી, બ્રાહ્મણોનો મત એજ મારો મત છે, શાસ્ત્રાસક્ત બ્રાહ્મણોને હું યથા સુખ માન્ય કરૂં છું. સાંભળ્યા છતાં અજાણ્યા જેવો થઉં છું, કોઈ વખત હું બ્રાહ્મણોનો અપરાધ કર્તો નથી. તેમનું પૂજન કરૂં છું, તેમને પૂછું છું અને તે બુદ્ધિમાનોના પાદ ગ્રહણ કરૂં છું. તેઓ હમેશાં મને પૂછે છે, ઠપકો આપે છે, જ્યારે તેઓ પ્રમત્ત થાય છે, ત્યારે હું અપ્રમત્ત રહું છું, તેઓ સુએ છે ત્યારે હમેશાં હું જાગું છું. શિક્ષાના આપનારા બ્રાહ્મણો મધમાખ્યોની પેઠે મને શાસ્ત્ર માર્ગમાં ઈર્ષા રહિત બ્રહ્મણ્ય યુક્ત વચનામૃતનું સિંચન કરે છે. સંતુષ્ટ થએલા બ્રાહ્મણો જેવું વચન બોલે છે, તેવું પવિત્ર બુદ્ધિથી હું ગ્રહણ કરૂં છું અને હમેશાં મનમાં તેમને અનુકૂલ ચિંતવન કરૂં છું. જેમની જીહ્વાઓના અગ્રભાગમાં વિદ્યારૂપી અમૃત રહેલું છે તેના રસોને

ચાટવાથી હું પોતાના સંબંધિઓમાં તારાઓની મધ્યે ચંદ્રમાની પેઠે શ્રેષ્ઠતાને પામ્યો છું. પૃથિવિમાં એજ મોટું અમૃત છે અને એજ અનુત્તમ નેત્ર છે કે જે બ્રાહ્મણોના મુખમાંથી પડતું શાસ્ત્ર સાંભળી આ લોકમાં તે પ્રમાણે વર્તન ચલાવે છે. પૂર્વે દેવ તથા અસુરોના સંગ્રામમાં મહાત્મા બ્રાહ્મણોનો મહિમા જોઈ આશ્ચર્ય પામેલા મારા પિતાએ ચંદ્રને પૂછ્યું કે—આ બ્રાહ્મણો સિદ્ધ કેમ કહેવાય છે? ચંદ્ર કહેવા લાગ્યો—બ્રાહ્મણો તપ કરવાથી હમેશાં વાગ્ બળમાં સિદ્ધ થાય છે. રાજાઓ બાહુ બળમાં સિદ્ધિ મેળવે છે અને બ્રાહ્મણો વાગસ્ત્રમાં નિપુણ થાય છે. કેટલાક ગુરૂ કુળમાં વાસ કરી બ્રહ્મચર્ય પાળી પ્રણવ મંત્રનો જપ કરે છે. કેટલાક ક્રોધ વગરના સમદર્શિ છતાં મોક્ષને માટે સન્યસ્ત ગ્રહણ કરે છે. જ્ઞાન સંપન્ન બ્રાહ્મણ જો પિતાના ઘરમાં રહી સઘળા વેદનું અધ્યયન કરે, અને તેનું અધ્યયન સ્તૌત્સ હોય તથાપિ તેને ગ્રામ્ય જાણવો. યુદ્ધ નહીં કરવા જનારો રાજા અને પ્રવાસ વગરનો બ્રાહ્મણ એ બેઉને રાફડામાં સુઇ રહેલા સાપની પેઠે પૃથ્વી ગળી જાય છે. અલ્પ બુદ્ધિવાળા પુરૂષનું અભિમાન લક્ષ્મીનો નાશ કરે છે. ગર્ભ ધારણ કરવાથી કન્યા દૂષિત થાય છે, તેમ ઘરમાં બેસી રહેવાથી બ્રાહ્મણ દોષિત થાય છે, અદ્ભૂત જેનું દર્શન છે એવા ચંદ્રમાથી એવું વૃત્તાન્ત સાંભળી મારા પિતાએ બ્રાહ્મણોનું પૂજન કર્યું, તેજ પ્રકારે એ મોટું વ્રત ધારણ કરનારા બ્રાહ્મણોને હું પણ પૂજું છું. ભીષ્મપિતા કહે છે—દાનવેન્દ્રના મુખમાંથી પડેલું એવું વચન સાંભળી ઈન્દ્રે બ્રાહ્મણોનું પૂજન કર્યું જેથી તે મહેન્દ્રપણાને પામ્યો.

भीष्मउवाच–श्रुत्वैतद्वचनंशक्रोदानवेंद्रमुखात्च्युतं ॥
द्विजान्संपूजयामासमहेन्द्रत्वमवापच ॥ १९ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेब्राह्मणप्रशंसायांमिंद्रशंबरसंवादे गु० भा० षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ अपूर्वेश्चभवेत्पात्रमथवापिचिरोषितः ॥
दूरादभ्यागतंचापिकिंपात्रंस्यात्पितामह ॥ १ ॥

બ્રાહ્મણોમાં પણ પાત્ર વિશેષ પરીક્ષા કરવા યોગ્ય છે માટે યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, કોઈ દિવસ નહીં દીઠેલો, ઘણા વખતથી સમિપ

રહેલો તથા દૂરથી આવેલો અભ્યાગત તેઓમાં ઉત્તમ પાત્ર કોને જાણવો? ભીષ્મપિતા કહે છે—ઉપર બતાવેલાં ત્રણે વર્ગનાં પાત્રોની એકજ ક્રિયા હોતી નથી. કેટલાક યજ્ઞને અર્થે, કેટલાક ગુરૂ દક્ષણાને માટે, કોઈ કુટુંબના ભરણ પોષણને માટે, એમ પ્રથક્, પ્રથક્ ક્રિયાઓ કેટલાકને પાત્રત્વમાં પ્રધાન થાય છે. કેટલાક મૌન અથવા સન્યસ્ત વ્રતને ઉત્તમ માને છે. એમ ક્રિયા મૌન વગેરેના તારતમ્યથી પાત્રોનું તારતમ્ય મનાય છે, વસ્તુતઃ તેઓમાં તારતમ્ય નથી, માટે જે, જે, વર્ગનો પાત્ર યાચના કરે તેને યત્‌કિંચિત્ સર્વે આપું છું એમ કહેવું, પણ મેં સાંભળ્યું છે કે–ભૃત્ય વર્ગને પીડા કર્યા શિવાય આપવું, ભૃત્ય વર્ગને પીડા કરીને જેઓ આપે છે તેઓ પોતાના આત્માને પાડે છે. કોઇ દિવસ નહીં દીઠેલો, અથવા જે ઘણી મૂદતથી પાસે રહેલો અને દૂરથી આવેલો અભ્યાગત, તે ત્રણેને પંડિતો સમાન પાત્ર જાણે છે. યુધિષ્ઠિર પૂછેછે—જેથી પ્રાણિઓને પીડા ઉત્પન્ન ન થાય, ધર્મનો નાશ ન થાય તેને પાત્ર જાણવા એમ કહ્યું, તો જેને આપવાથી આપેલું તાપ† નથી પામતું તેવા કયા પુરૂષો? તે મને કહો. ભીષ્મપિતા કહે છે–ઋત્વિજ (વરૂણમાં વરેલા બ્રાહ્મણો), પુરોહિત, આચાર્ય, શિષ્ય, સંબંધિઓ, બાંધવો, શાસ્ત્ર જાણનારા અને ઈર્ષા વગરના તે સઘળા માનવા યોગ્ય તથા પૂજા કરવા યોગ્ય છે. સદાચરણથી નહીં વર્તનારા સઘળા સત્ક્રિયાને યોગ્ય નથી માટે હમેશાં પુરૂષોને તજવીજથી પારખવા. ક્રોધ ન કરવો, સત્ય બોલવું, હિંસા ન કરવી, ઈન્દ્રિઓનો નિગ્રહ, વિનય, દ્રોહ ન કરવો, અભિમાનનો ત્યાગ, લજ્જા, તિતિક્ષા, દમ તથા શમ એટલા ગુણો સ્વાભાવિકજ જેનામાં દેખાય છે, તે પાત્ર માનને યોગ્ય છે, તે અકાર્યને યોગ્ય કદી નથી. ઉપર બતાવેલા ગુણવાળો ઘણા વખતથી પાસે રહેલો હોય, ગમેતો હમણાં આવેલો હોય અગર પેહેલાં દીઠેલો કે ન દીઠેલો હોય તથાપિ તે પાત્ર છે અને માન્યને યોગ્ય છે. વેદનું અપ્રામાણ્ય તથા શાસ્ત્રોનું અભિલંઘન અને સર્વ સ્થળે અવ્યવસ્થા રાખવી તે આત્માને પાત્રતાનું નાશ કરનાર અનુકરણ છે. વેદની નિંદા કરનારો જે બ્રાહ્મણ પંડિતમાનીય થાય અને મોક્ષ માર્ગમાં અનુપયોગિની વિદ્યામાં આસક્ત થઇ મિથ્યા તર્ક કરે તથા

† ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે—'नष्टशौचेव्रतभ्रष्टेविप्रेवेदविवर्जिते-दीयमानंरुदत्यन्नंकिंमयादुष्कृतंकृतं' इति ।

યુક્તિથી હેતુવાદને કહે અને સદ્ વિદ્યાઓને વિષે જયસંપાદન કરે તથાપિ શાસ્ત્રોક્ત હેતુવાદમાં વિરોધ આવવાથી તે હેતુવાદિક ન સમજવો. હે તાત, બ્રાહ્મણોની મધ્યે મોટા ઘાંટા પાડીને બોલનારા, ઘણું ભાષણ કરનારા, સર્વને વિષે શંકા લેનારા, મૂઢ, બાળક અને કડવાં વેણ બોલનારા એટલા પુરૂષોને કૂતરા સર્ખા જાણવા. જેમ શ્વાન ભસવામાં તથા કરડવામાં સદૈવ આસક્ત રહે છે, તેમ ઉપર બતાવેલા પુરૂષો પણ મિથ્યા ભાષણ કરવામાં તથા સઘળાં શાસ્ત્રનો ઉચ્છેદ કરવામાં મચ્યા રહે છે. લોકવ્યવહાર, ધર્મ તથા પોતાનું હિત, એટલું વિચારીને જે પુરૂષ વર્ત્તે છે, તે લાંબી મૂદત સૂધી નભે છે. તેવા વિચારવાન પુરૂષો, દેવતાઓ, ઋષિઓ, પિતૃઓ, બ્રાહ્મણો તથા અતિથિઓ, તે પાંચેના ઋણથી મૂકાઇ જાય છે. એ પ્રકારે યથાક્રમ વિશુદ્ધ એવાં સુવિનીત કર્મવડે વર્ત્તનારો ગૃહસ્થ કર્મ કરવા છતાં ધર્મથી પડતો નથી.

पर्यायेणविशुद्धेनसुविनीतेनकम्मणा ॥
एवंगृहस्थःकर्माणिकुर्वन्धर्मान्नहीयते ॥ १८ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मपात्रपरीक्षा० गू० भा० सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥

---

युधिष्ठिरउवाच ॥ स्त्रीणांस्वभावमिच्छामिश्रोतुंभरतसत्तम ॥
स्त्रियोहिमूलंदोषाणांलघुचित्ताहिताःस्मृताः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરતકુળમાં ઉત્તમ, સ્ત્રીઓના સ્વભાવ સાંભળવાની મને ઈચ્છા છે, અવશ્ય સઘળા દોષનું મૂળ સ્ત્રીઓ છે, કેમકે વાયુની પેઠે તેઓનાં ચળચિત્ત છે એમ કહેવાય છે. ભીષ્મપિતા કહે છે—પૂર્વે નારદને પંચચૂડા નામની પુંશ્ચલી સ્ત્રી સંઘાતે થયેલો સંવાદરૂપ ઈતિહાસ અત્રે હું તને કહું છું—પૂર્વે સઘળા લોકમાં ફરતાં ફરતાં, દેવ ઋષિ એવા નારદ મુનિએ બ્રહ્માની પંચચૂડા નામની સુંદર અપ્સરા દીઠી. તે સુંદર અવયવોવાળી અપ્સરાને જોઈ નારદમુનિ પૂછવા લાગ્યા. હે સુમધ્યમે મારા હૃદયમાં કંઇ સંશય છે, તે તું મને કહે. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે, નારદનું એવું વચન સાંભળી અપ્સરા બોલી, તમે મને ઉત્તર આપ-

વાને સમર્થ માનતા હો તો જાણીતા વિષય ઉપર હું બોલુંછું. નારદમુનિ કહે છે–હે કલ્યાણી, હું તને અયોગ્ય વિષયમાં જોડવાને કદી ચહાતો નથી. હે રૂડા મુખવાળી, તારાથી સ્ત્રીઓના સ્વભાવ સાંભળવાની ઈચ્છા હું રાખું છું. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે. દેવર્ષિનું એ પ્રકારનું વચન સાંભળી તે ઉત્તમ અપ્સરા નારદમુનિને કહેવા લાગી, હું સ્ત્રી છતાં સ્ત્રીઓની નિંદા કરવાને ઇચ્છતી નથી. હે દેવર્ષે! સ્ત્રીઓના સ્વભાવ તમારા જાણેલા છે તે છતાં આવા કાર્યમાં મને ઉમેરવાને તમે યોગ્ય નથી. નારદમુનિ કહે છે–હે સુમધ્યમે, જૂઠું બોલવાથી દોષ લાગે છે, સત્ય કહેવામાં કશો દોષ નથી માટે સાચે સાચું કહે. એવો નારદનો આગ્રહ જોઈ તે અપ્સરાએ સ્ત્રીઓના સ્વાભાવિક ખરા દોષોને કહેવાનો આરંભ કર્યો. પંચચૂડા કહે છે–હે નારદ, સારા કુળમાં ઉત્પન્ન થયેલી, રૂપાળી તથા સ્વામીવાળી છતાં પણ મર્યાદામા નથી રહેતી એ સ્ત્રીઓમાં દોષ છે. અવશ્ય સ્ત્રીઓના જેટલું અત્યંત પાપી બીજું કોઇ નથી, સઘળાં પાપનું મૂળ સ્ત્રીઓ છે; તે તમે પણ જાણોછો. સમાન, પૈસાવાળો, રૂપાળા તથા પોતાને વશ એવા પતિનું એ અંતર પડવા પછી સ્ત્રીઓ તેની વાટ જોતી નથી. હે પ્રભો, તે અમારો સ્ત્રીઓનો મોટો અસત્ ધર્મ છે, અમે લજ્જાનો ત્યાગ કરી પાપી પુરૂષોને ભજીએ છીએ. જે હમેશાં સ્ત્રીની પ્રાર્થના કરે છે, તેની નજીક જાય છે, કાંઇક સેવા કરે છે, તે પુરૂષની ખસુસ સ્ત્રીઓ ઇચ્છા કરે છે. મનુષ્યોના અનર્થિત્વ હેતુથી અથવા પરિજનોના ભયથી મર્યાદા વગરની સ્ત્રીઓ ભર્તાઓની આમન્યામાં રહે છે. તેણીઓને કોઇ અગમ્ય નથી, તેમ કંઇ વયનો પણ નિશ્ચય નથી, રૂપ કે કુરૂપ તે જોતી નથી, ફક્ત પુરૂષ જોઇનેજ ભોગવે છે. ભયથી કે ઠપકો આપવાથી અગર પૈસાની લાલચે અથવા જ્ઞાતિ કે કુલના સંબંધથી સ્ત્રીઓ સ્વામીની આમન્યામાં કદી રહેતી નથી. કુળની સ્ત્રીઓ પણ યુવાવસ્થાવાળી સુંદર ઘરેણાં તથા વસ્ત્રની ધારણ કરનારી સ્વેચ્છા ચારિણી સ્ત્રીઓની સ્પૃહા કરે છે. જેયો નિરંતર બહુ પ્રકારે રક્ષણ થએલી વલ્લભા સ્ત્રીઓ છે, તેયો પણ કુબડા, આંધળા, જડ તથા વામણાઓની સાથે બગડે છે. હે મહામુને, લૂલા પાંગળા કે કુત્સિત આચરણવાળા કોઇ પુરૂષો સ્ત્રીને અગમ્ય છે, એમ આ લોકમાં નથી. હે બ્રહ્મન્, જો કોઇ પ્રકારેના ઉપાયથી પુરૂષની પ્રાપ્તિ ન થાય તો અન્યોન્ય સ્ત્રીઓ (કૃત્રિમલિંગ ધારણ કરી) વ્યવહારમાં પ્રવર્ત્તે છે પરંતુ ભર્તાની મર્યાદામાં રહેતી નથી. પુ-

રૂપે ન મળવાથી, પરિજનોના ભયથી, અથવા વધકે બંધનના ભયથી પણ, પોતે પોતાની મેળેજ રક્ષણ થાય છે. તે ચંચળ સ્વભાવવાળીઓ, દુઃખવડે સેવવા યોગ્ય છે. પ્રાજ્ઞ પુરૂષની વાણીની પેઠે સ્ત્રીઓનો ભાવ જાણવો ઘણો કઠણ છે. જેમ કાષ્ટથી અગ્નિ તૃપ્ત થતો નથી, નદિઓથી સમુદ્રને શાન્તિ થતી નથી, તથા સર્વ ભૂતોના નાશથી કાળને તૃપ્તિ થતી નથી, તેમ પુરૂષોથી સ્ત્રીઓને તૃપ્તિ થતી નથી. હે દેવર્ષે, આ અને બીજું રહસ્ય સઘળી સ્ત્રીઓનું છે. પોતાના વલ્લભ પુરૂષને જોવાથી સ્ત્રીઓની યોનિ પ્રક્લેદવાળી થાય છે. કામનાઓને પૂરી પાડનાર, મનને પ્રિય લગાડનાર તથા રક્ષણ કરનાર એવા પતિને પણ સ્ત્રી વશ થતી નથી. કામ, ભોગ, ભારે દાગીના કે સંશ્રયથી જેટલી સ્ત્રીઓ બદતી નથી તેટલી રતીમાં અનુગ્રહ થવાથી માન્ય કરે છે. અંતક (કાળ), પવન, મૃત્યુ, પાતાળ, વડવામુખ, તિક્ષ્ણધારા, વિષ, સર્પ તથા વન્હિ એમની પેઠે સ્ત્રીઓ પણ સદ્ય નાશ કરવાવાળી છે. હે નારદ, જ્યારથી પંચ મહાભૂત ઉત્પન્ન થયાં છે, જ્યારથી વિધાતાએ લોકનું નિર્માણ કર્યું છે, અને જ્યારથી સ્ત્રી અને પુરૂષોનું નિર્માણ થયું છે ત્યારથીજ તે દોષો સ્ત્રીઓમાં સ્વાભાવિક આરોપણ થયા છે.

यतश्चभूतानिमहांतिपंचयतश्चलोकाऽविहिताविधात्रा ॥

यतःपुमांसःप्रमदाश्चनिर्मितास्तदैवदोषाःप्रमदासुनारद ॥ ३० ॥

इतिश्रीमहा भा० अ० प० दा० पंचचूडानारदसंवादे गु० भा० अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

**युधिष्ठिरउवाच ॥ इमेवैमानवालोकेस्त्रीषुसज्जंत्यभीक्ष्णशः ॥**

**मोहेनपरमाविष्टादेवसृष्टेनपार्थिव ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછેછે–હે પાર્થિવ, પરમેશ્વરે સરજેલા મોહથી અતિશે વિટળાએલા આ મનુષ્યો જગતમાં ક્ષણે ક્ષણે સ્ત્રીઓમાં આસક્ત થાય છે તેમ સ્ત્રીઓ પણ પુરૂષોમાં આસક્ત થતી પ્રત્યક્ષ દેખીએ છીએ, એ વિષે મારા હૃદયમાં તીવ્ર સંશય ચાલ્યા કરે છે. હે કુરૂનંદન, એવી સ્વભાવદુષ્ટ સ્ત્રીઓનો સંગ પુરૂષો કેમ કરે છે? વળી સ્ત્રીઓ પણ કેટલાક પુરૂષોમાં આસક્ત થાય છે વળી નથી થતી તેનું કારણ શું? હે પુરૂષો મધ્યે વ્યાઘ્ર, એવા દુષ્ટ સ્વભાવવાળી સ્ત્રીઓ પુરૂષથી રક્ષણ કેમ થઈ શકે? તેપણ મને

કહેવાને યોગ્ય છો. સ્ત્રીઓ પોતાની ચેષ્ટામાં પુરૂષોને ઠગે છે, તેઓ હાથમાં આવેલા કોઈ પુરૂષને છોડતી નથી. જેમ ગાયો હમેશાં નવાંનવાં તૃણ ગૃહણ કરે છે, તેમ સ્ત્રીઓ પણ નવાનવા પુરૂષની ઈચ્છા કરે છે. શંબર દૈત્યની જે માયા તથા જે માયા નમુચી દૈત્યની કહેવાયછે, વળી બળી તથા કુંભીનસ દૈત્યની માયા, તે સઘળી માયાઓરૂપ સ્ત્રીઓ જાણવી. તે હસતાની પ્રત્યે હસે છે, રડનારના સામી રડે છે, દેશકાલ જોઇ અપ્રિયને પ્રિયવચનોથી વશ કરી લેછે. શુક્રાચાર્ય તથા બૃહસ્પતિ જે શાસ્ત્ર જાણે છે, તે સ્ત્રીની બુદ્ધિથી અવશેષ રહેતું નથી, ત્યારે હવે પુરૂષોએ તેમનું રક્ષણ કયે પ્રકારે કરવું ? જેઓ જૂઠાને ખરૂં કરી આપે છે અને ખરાને જૂઠું પણ કરી આપે છે ? હે વિર, એ પ્રકારના ચરિત્રવાળી સ્ત્રીઓનું રક્ષણ પુરૂષોએ શી રીતે થાય ? હે શત્રુના નાશ કરનારા, શુક્ર તથા બૃહસ્પતિએ સ્ત્રીની બુદ્ધિને અનુસરી વંચનાદિ શાસ્ત્ર પ્રવર્ત્તાવ્યું છે. બૃહસ્પતિ આદિ સદ્પુરૂષોએ તેમને પૂજી છે, અધિક ગણેલીઓ છે અને તેવા પુરૂષોમાં સમાન વિકાર ઉત્પન્ન કરનારીઓ છે. હે રાજન્, સમિપે રહેલિ તે સ્ત્રીઓ મનને વિકાર ઉત્પન્ન કરે છે. હે મહાબાહો, મેં એમ સાંભળ્યું હતું કે આગળ તો આ સઘળી પ્રજા ધાર્મિક હતી. સત્કાર કરેલી અગર નહીં કરેલી પણ સ્ત્રીઓ હમેશાં મનમાં વિકાર પેદા કરે છે. તેણીઓને રક્ષણ કરવાને શક્તિમાન્ કોણ થાય ? તે મારા મનમાં મોટો સંદેહ છે. હે કુરૂવંશને વધારનારી, હે મોટા ભાગ્યશાલી, હે કુરૂકુલમાં શ્રેષ્ઠ! તેણીઓની રક્ષા થવી જો શકય હોયતો મને કહો, પૂર્વે કોઇએ કરી છે વા નથી કરી તે મને કહેવાને તમે યોગ્ય છો.

तथाब्रूहिमहाभागकुरूणांवंशवर्द्धने ।
यदिशक्याकुरुश्रेष्ठरक्षातासांकदाचन ॥
कर्त्तुंवाकृतपूर्ववातन्मेव्याख्यातुमर्हसि ॥ १४ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० विपुलोपाख्याने गु० भा० एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

भीष्मउवाच ॥ एवमेवमहाबाहोनात्रमिथ्यास्तिकिंचन ॥
यथाब्रवीषिकौरव्यनारींप्रतिजनाधिप ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે–હે મહાબાહો, હે મનુષ્યોના રાજા, હે કૌરવ્ય, સ્ત્રીને માટે જેમ તું બોલે છે તેમજ છે, એમાં જરા ખોટું નથી. અત્રે હું તને એક પુરાતન ઇતિહાસ કહીશ. પૂર્વે મહાત્મા વિપુલે કેવીરીતે સ્ત્રીનું રક્ષણ કર્યું છે? અને હે નરાધિપ! પૂર્વે બ્રહ્માએ સ્ત્રીઓને શા માટે સૃજી છે તે પણ કહીશ. હે પુત્ર, અવસ્ય સ્ત્રીઓથી બીજું મોટું પાપી કોઇ નથી. હે વિભો, તે ઝળહળતો વન્હિ છે. મયાસુરે રચેલી માયા એ સ્ત્રીઓજ છે. તિક્ષ્ણધારા, વિષ, સર્પ તથા અગ્નિ, તેમ એક સ્ત્રી પણ છે. હે મહાબાહો, મેં એમ સાંભળ્યું છે કે પૂર્વે આ સઘળી પ્રજા ધાર્મિક હતી અને તે સઘળી પોતાની મેળે દેવપણાને પામી જતી, તેથી દેવતાઓના મનને ભય ઉત્પન્ન થયું. એટલા માટે તે સઘળી દેવતા બ્રહ્માની શરણે ગઇ, હે શત્રુને દમન કરનારા, દેવતાઓ પોતાનું સઘળું દુઃખ બ્રહ્માને નિવેદન કરી છાનામાના અધોમુખે ઉભારહ્યા. દેવતાઓનો અંતરગત ભાવ સમજી મનુષ્યોને અત્યંત મોહ પમાડવાને માટે સમર્થ બ્રહ્માએ સ્ત્રીઓને ઉત્પન્ન કરી. હે કુન્તાના પુત્ર, પૂર્વ સર્ગમાં સ્ત્રીઓ સાધવી જેવી હતી. પ્રજાપતિથી કૃત્યાના સર્ગ પછી તો સ્ત્રીઓ અસાધવી ઉત્પન્ન થઇ. તેમને બ્રહ્માએ યથાયોગ્ય કામ અર્પણ કર્યો તેથી તે કામલુબ્ધ પ્રમદાઓ હમેશાં પુરૂષોને નડે છે. કામની સહાયતાને માટે દેવના ઇશ્વર બ્રહ્માએ ક્રોધને સૃજ્યો. સઘળી પ્રજાઓ તે કામ ક્રોધને વશ થઇ લીંપાઇ જાય છે. સ્ત્રીઓની કંઇ ક્રિયાઓ નથી એવો ધર્મનો નિશ્ચય છે. નિરિંદ્રિય, અશાસ્ત્ર, અને જૂઠું એ સ્ત્રીઓનું સ્વાભાવિક આચરણ છે, એમ શ્રુતિ પણ કહે છે. શય્યા, આસન, અલંકાર, અન્નપાન, અપવિત્રતા, ખોટીવાણી, કામ તથા રતી પ્રજાપતિએ સ્ત્રીઓને આપ્યાં. પુરૂષે કોઇ પ્રકારે તેણીઓનું રક્ષણ થવું અશક્ય છે. વાણી, વધ, બંધ તથા ક્લેશ અને વિવિધ પ્રકારના ઉપાયોથી વિશ્વના કરનાર બ્રહ્માથી પણ સ્ત્રીનું રક્ષણ થવું અશક્ય છે, તો પુરૂષોથી તે કેમ થઇ શકે? હે પુરૂષ મધ્યે વ્યાઘ્ર, વળી પછીથી મેં એમ પણ સાંભળ્યું છે કે અસંયમવાળી નારીઓનું રક્ષણ થવું અશક્ય છે, પૂર્વે કોઇ વિપુલ નામના શિષ્યે પોતાના ગુરૂની સ્ત્રીનું રક્ષણ જે પ્રકારે કર્યું છે તે હું તને કહીશ. પૂર્વે દેવશર્મા નામના મહા ભાગ્યશાળી પ્રખ્યાત ઋષિ હતા, તેની રૂચિ નામની ઘણી રૂપાળી સ્ત્રી હતી. એના સર્ખું રૂપ પૃથ્વીમાં બીજી કોઇ સ્ત્રીનું ન હતું. તેના સ્વરૂપથી દેવ, ગંધર્વ તથા દાનવો મોહ પામતા હતા. હે રાજેન્દ્ર, ઘણું ક-

રીને વૃત્રાસુરને હણુનારો ઇન્દ્ર (દેવશર્માની સ્ત્રીને જોઇ) વિશેષ મોહ પામ્યો હતો. સ્ત્રીઓનું ચેષ્ટિત જાણુનારો મહા મુનિ દેવશર્મા, પારકી સ્ત્રીમાં કામની અભિલાષાવાળો ઇન્દ્ર છે, એમ જાણી યથા શક્તિ ઉત્સાહથી પોતાની સ્ત્રી રૂચિનું સંરક્ષણ કરતો હતો. ઇન્દ્ર પરસ્ત્રીકામુક છે એમ જાણી તેને પોતાની સ્ત્રીનું બળથી રક્ષણ કરવું પડતું હતું. હે તાત, એક દિવસ તે દેવશર્માને યજ્ઞ કરવાને ઇચ્છા થઇ, પણ મારી સ્ત્રીનું રક્ષણ કયે પ્રકારે કરવું? એમ તે ચિંતા કરવાલાગ્યો. મોટા તપસ્વી દેવશર્માએ મન સાથે વિચારી ભ્રગુના કુળમાં ઉત્પન્ન થએલા વિપુલ નામના પોતાના વ્હાલા શિષ્યને બોલાવી કહ્યું. દેવશર્મા કહે છે—હું યજ્ઞ કરાવા માટે જઇશ પણ આ મારી સ્ત્રી રૂચિની હમેશાં ઈન્દ્ર પ્રાર્થના કરે છે, માટે યથા શક્તિ તું તેનું રક્ષણ કરજે. હે ભૃગુ કુળમાં ઉત્તમ, ઈન્દ્ર નાના પ્રકારનાં રૂપ ધારણ કરી આવે છે માટે તું તેનાથી ગફ્લતમાં ન રહેતો. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે—પોતાના ગુરૂએ એ પ્રકારે કહેલો, ઈન્દ્રિઓને વશ રાખનારો, હમેશાં ઉગ્ર તપ આચરનારો, અગ્નિના સર્ખી કાન્તિવાળો, તપસ્વિ, ધર્મનો જાણનાર, સત્યવાદી વિપુલ ઘણું સારૂં એમ બોલ્યો. હે મહારાજ, નજીકમાં ઉભેલા પોતાના ગુરૂને તેણે ફરી પૂછ્યું. વિપુલ કહે છે—હે મુને, ઈન્દ્ર અત્રે આવતાં કેવાં રૂપ ધારણ કરે છે? તેનું શરીર કેવું હોય છે? તેનું તેજ કયા પ્રકારનું હોય છે? તે તમે મને કહેવાને યોગ્ય છો. ભીષ્મપિતા યુધિષ્ઠિરને કહે છે—હે ભારત, વિપુલનો એવો પ્રશ્ન સાંભળી, તે ભગવાન્ દેવશર્મા, મહાત્મા વિપુલની પ્રત્યે ઈન્દ્રની માયાનું વિવેચન કરવા લાગ્યા. દેવશર્મા કહે છે—હે વિપ્રર્ષે ઈન્દ્ર બહુ માયાવી છે. તે વારે વારે તે તે પ્રકારના બહુ ભાવ કરે છે. કોઈ સમયે મુકુટ ધારણ કરીને આવે છે, કોઈ વખત વજ્ર ધારણ કરે છે, વખતે ધનુષ્ય લીધેલું હોય છે, મુકુટ તથા કુંડળ ધારણ કરે છે. મુહૂર્તમાં ચંડાળ સદશ બની જાય છે. ઘડીમાં ચોટલીવાળો, જટાવાળો તથા વલ્કલ વસ્ત્ર ધારણ કરેલો જણાય છે. હે પુત્રક, ઘડીમાં ભારે શરીરવાળો, વળી કૃશ, ગૌર, શ્યામ અને કૃષ્ણરૂપ ધારણ કરે છે. ઘડીમાં વિરૂપ રૂપવાળો, યુવા તથા વૃદ્ધ થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય તથા શૂદ્રનું રૂપ ઈન્દ્ર ધારણ કરે છે. વળી પ્રતિલોમ તથા અનુલોમ થાય છે. પોપટ, કાગડો, હંસ તથા કોયલનું રૂપ ધારણ કરે છે. સિંહ, વાઘ, તથા હાથિનાં રૂપ લે છે. કોઈવાર દૈત્યનાં

તથા દેવનાં અને રાજાઓનાં શરીર ધારણ કરે છે. જાડો, વાયુથી ભાગેલા અંગવાળો, શકુનિ તથા એડોળ, ચાર પગવાળો, બહુરૂપી અને બાળક પણ થાય છે. માખ્યો તથા મગત્રાંનું શરીર પણ ઈન્દ્ર ધારણ કરે છે. હે વિપુલ, કોઈ પણ ઉપાયથી તેનું ગૃહણ થવું મુસ્કેલ છે. હે તાત, જેણે આવડું જગત્ રચ્યું છે તે વિશ્વના કરનાર બ્રહ્માથી પણ પકડાવો દુઃસહ છે. વળી તે અંતરધાન થાય છે, પાછો જ્ઞાનચક્ષુવડે ઈન્દ્ર દેખાય છે. વળી ઈન્દ્ર વાયુંરૂપ થઈ જાય છે. એમ નિરંતર ઈન્દ્ર જૂદાં, જૂદાં રૂપ ધારણ કરે છે. માટે હે વિપુલ, આ રૂડા મધ્યમ ભાગ્યવાળીનું તું યત્નથી રક્ષણ કર. હે ભૃગુ કુળમાં ઉત્તમ, જેમ યજ્ઞમાં અગ્નિ શાન્ત થવા પછી નાંખેલું હવિ તેને નથી અડકતું તેમ દુરાત્મા દેવેન્દ્ર રૂચિને સ્પર્શ ન કરે તેમ તું કરજે, એમ કહી દેવશર્મા યજ્ઞ કરાવા માટે ગયો. ગુરૂનું વચન સાંભળી વિપુલના મનમાં ચિંતા થઈ. હવે મોટા બળવાન્ દેવના રાજા ઈન્દ્રથી ગુરૂપત્નિનું રક્ષણ કરવું જોઈએ, અવશ્ય ઈન્દ્ર માયાવી છે, તથા દુખઃથી સામા થવાય તેવો બળવાન્ છે, માટે ગુરૂપત્નિના રક્ષણને માટે શી યુક્તિ કરવી? ઈન્દ્ર નાના પ્રકારનાં રૂપ ધારણ કરે છે. માટે આશ્રમ કે પર્ણકુટીને રોકી બેસી રહેવું તે પણ ઠીક નહીં. કેમકે વાયુરૂપ ધારણ કરી ઈન્દ્રમાંહ્ય પેશી ગુરૂપત્નિને સ્પર્શકરે, માટે આ રૂચિના શરીરમાં હુંજ પ્રવેશ કરીને રહું, બીજા પુરૂષાર્થથી રૂચિનું રક્ષણ થઈ શકે તેમ નથી, કેમકે ભગવાન્ ઈન્દ્ર બહુ રૂપ ધારણ કરીને આવે છે, એમ મેં ગુરૂના મુખથી સાંભળ્યું છે. હું યોગબળવડે ઈન્દ્રથી તેનું રક્ષણ કરીશ. તેના ગાત્રેગાત્રની સાથે મારાં ગાત્ર મેળવી અવશ્ય હું તેનું રક્ષણ કરીશ. રૂચિના શરીરમાં પ્રવેશ કરવાથી તેને ઉચ્છિષ્ટ થએલી જોઈ કદાપિ તે દિવ્ય જ્ઞાનવાળા, મોટા તપસ્વી ગુરૂ મને શાપ તો નહીં દે? પુરૂષો જેમ બીજી સ્ત્રીઓનું રક્ષણ કરે છે તેમ આ રૂચિનું રક્ષણ થવું અશક્ય છે. તેમ દેવતાઓનો રાજા ઈન્દ્ર પણ ઘણો માયાવી છે. અહો! મને મોટો સંશય આવી નડયો, તથાપિ ગુરૂની આજ્ઞા પ્રમાણે મારે અવશ્ય કરવું. જો હું રૂચિનું રક્ષણ તેના કહેવા પ્રમાણે કરીશ તો તે મારૂં કરેલું કૃત્ય આશ્ચર્યરૂપ ગણાશે. જેમ કમળના પાંતરાપર પડેલા જળનો છાંટો તેને અડકયા શિવાય ચળ રહે છે, તેમ ગુરૂપત્નિના કલેવરમાં મારો પ્રવેશ પણ તેવોજ થશે. રજોરૂપથી મૂકાએલા મને તેમાં અપરાધ નહીં લાગે. જેમ પોતાની પાળેલી કૂતરીને માટે

કોઈ વટેમાર્ગુ સભામાંથી નીકળી રસ્તાપર બેસે, તેમ હું પણ ગુરૂપત્નિના કલેવરમાં રહીશ. ખરેખર સાવધાન થઈ એના શરીરમાં પ્રવેશજ કરૂં, એ પ્રકારે નક્કી કરી સર્વે વેદ તથા વેદાંગ અને ધર્મનું અવલોકન કરી, ગુરૂનું તથા પોતાનું તપ તે બેઉને તપાસી, ગુરૂપત્નિના રક્ષણ માટે એજ નિશ્ચય કરી બેઠો. હે પાર્થિવ, વિપુલનો ઉત્તમ પ્રયત્ન તને કહું, તે તું સાંભળ. મોટો તપસ્વી વિપુલ ગુરૂપત્નિના સન્મુખ બેઠો. પાસે બેઠેલી તે વખણાએલા અંગવાળી ગુરૂપત્નિને યથાર્થ લોભાવી, પછી તેનાં નેત્રની સાથે પોતાનાં નેત્ર મેળવ્યાં, રશ્મિઓની સાથે પોતાના રશ્મિઓ મેળવી જેમ આકાશમાં પવન પ્રવેશ કરે તેમ ગુરૂપત્નિના શરીરમાં વિપુલે પ્રવેશ કર્યો. લક્ષણે લક્ષણ તથા મોઢે મોઢું મેળવી ચેષ્ટા વગરનો મુનિ તેના શરીરમાં રહ્યો. ગુરૂપત્નિના શરીરને થંભાવી રક્ષણને માટે કલેવરમાં રહેલા વિપુલને તે સ્ત્રીએ જાણ્યો નહીં. હે રાજન્, જેટલો વખત યજ્ઞની સમાપ્તિ કરી તે મહાત્માનો ગુરૂ પોતાને ઘેર ન આવ્યો, તેટલો કાળ તેણે તે સ્ત્રીનું રક્ષણ કર્યું.

यंकालंनागतोराजन्गुरुस्तस्यमहात्मनः ॥
क्रतुंसमाप्यस्वगृहंतंकालंसोभ्यरक्षत ॥ ९८ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मेविपुलोपाख्याने गु० भा० चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

---

भीष्मउवाच ॥ ततःकदाचिद्देवेन्द्रोदिव्यरूपवपुर्द्धरः ॥
इदमन्तरमित्येवमभ्यगात्तमथाश्रमम् ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે–તેટલાકમાં આ લાગ છે, એમ જાણી એક દિવસ દિવ્ય શરીર ધારણ કરી ઈન્દ્ર દેવશર્માના આશ્રમમાં આવ્યો. હે મનુષ્યોના રાજા, કોઈને લોભાવે તેવું અપ્રતિમરૂપ ધારણ કરી ઘણો દેખાવડો બની ઇન્દ્રે તેના આશ્રમમાં પ્રવેશ કર્યો. ચેષ્ટા વગરનું, સ્તબ્ધ નેત્રવાળું, જેમ આળેચેલું હોય તેવું વિપુલનું બેઠેલું કલેવર ઈન્દ્રે દીઠું. પછી રૂચિકર કટાક્ષવાળી, કમળના પત્ર જેવાં વિશાળ નેત્ર તથા પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખવાળી, પીનપયોધરા રૂચિને દીઠી. સહસા તેને આવતો જોઈ ઈન્દ્રના સ્વરૂપથી વિસ્મય થએલી રૂચિ તેના સામી જવાને તથા 'તું કોણ છે' એમ પૂછવાને ઈચ્છતી હોય તેવી જણાઈ. હે મનુષ્યોના ઈન્દ્ર, ઉઠવાને

ઈચ્છાં કરતી રૂચિને વિપુલે થંભાવી, તેના યોગના બળથી બંધાએલી રૂચિ ચેષ્ટા કરવાને શક્તિવાળી ન થઈ. દેવોના રાજા ઈન્દ્ર ઘણાં મીઠાં વચનથી તેની પ્રત્યે બોલ્યો—હે પવિત્ર હસવાવાળી, હું તારે માટે આવ્યો છું એમ તું જાણ. હે રૂડી ભ્રગુટિવાળી, ઘણા વખતથી તારે વિષે સંકલ્પિત થએલો કામદેવ મને ક્લેશ પમાડે છે, માટે હું તારી પાસે આવ્યો છું. એ પ્રકારે બોલતા તે ઇન્દ્રને વિપુલ મુનિએ સાંભળ્યો. ગુરૂપત્નિના શરીરમાં રહી તેણે તેને દીઠો. હે રાજન્, વિપુલે થંભાવેલી ગુરૂપત્નિ તેના સન્મુખ જવાને તથા બોલવાને શક્તિવાળી ન થઇ. હે પ્રભો, ભૃગુ કુળને વહન કરનારા મોટા તેજસ્વિ વિપુલે ગુરૂપત્નિનું ચેષ્ટિત જાણી તેને યોગવડે બળથી ઝાલી રાખી. યોગના બંધનોથી તેની સઘળી ઈન્દ્રિઓ બાંધી લીધી. હે રાજન્, યોગના બળથી મોહિત થએલી તે નિર્વિકાર સ્ત્રીને જોઈ લજવાએલો શચીનો સ્વામી તેની પ્રત્યે બોલ્યો 'અહીં આવ્ય' 'અહીં આવ્ય.' એ પ્રકારનું ઇન્દ્રનું વચન સાંભળી, તેને પ્રત્યુત્તર આપવાને તે ઇચ્છા કરતી હતી, તેવામાં ગુરૂપત્નિની વાણી વિપુલે ફેરવી નાંખી. તે બોલી હે ઇન્દ્ર, ત્યાં આવવાનું શું પ્રયોજન છે, એવી વાણી તેણીના મોંમાંથી નીકળી ગઇ. ચંદ્ર સર્ખા મુખમાંથી આવી સંસ્કાર ભૂષણ વાણી નીકળી. તે સમયે પરવશ થવાથી આવું વાક્ય કહીને તેને લજ્જા થઇ. ત્યાં ઉભેલો ઇન્દ્ર ઘણો લજવાયો. હે પૃથ્વીપતે, ઇંદ્રે આવું વિલક્ષણપણું જોઈ, હજાર નેત્રવાળે દિવ્ય ચક્ષુથી તપાસ્યું. દર્પણમાં પ્રતિબિંબ દેખાય તેમ ગુરૂપત્નિના શરીરાન્તરગત વિપુલ મુનિને ઇન્દ્રે દીઠો. હે વિભો, ઘોરતપથી જોડાએલા તે મુનિને જોઇ, શાપના ભયથી અત્યંત ત્રાસ પામેલો ઈંદ્ર થર થર ધ્રુજવા લાગ્યો. ઇન્દ્રને ત્રાસ પામેલો જોઇ, વિપુલ ગુરૂપત્નિના શરીરમાંથી નીકળી પોતાના કલેવરમાં આવી ભય પામેલા ઇન્દ્રની પ્રત્યે આ પ્રકારે બોલ્યો. વિપુલ કહે છે—અરે અજીતેન્દ્રિય, અરે દુષ્ટ બુદ્ધિવાળા, અરે પાપાત્મક, પુરંદર, દેવ તથા મનુષ્યો તને ઘણો કાળ નહીં પૂજે. હે શક્ર, શું તું ભૂલી ગયો? તારા મનમાં નથી? કે ગૌતમ મુનિએ તને ભગનાં ચિન્હોથી આંકીને છોડી મૂક્યો છે? હું તને જાણું છું કે—તું બાળક બુદ્ધિવાળો ઉછાંછળો અને અનીશ્વર છે. હે મૂઢ, તે ગુરૂપત્નિનું હું રક્ષણ કરૂં છું, હે પાપી, જ્યાંથી આવ્યો ત્યાં પાછો જા, હે મૂઢાત્મન્, મારા તેજવડે હમણાં હું તને બાળતો નથી. હે વાસવ, મને દયા આવવાથી તને દગ્ધ કરવાને હું ઇચ્છા કર્તો નથી. તે ઘોરતમ,

બુદ્ધિમાન્ એવા મારા ગુરૂ તને પાપી અન્તઃકરણવાળાને જોઇ, ક્રોધવડે દીપ્ત નેત્રથી હમણાં બાળી મૂકશે. હે ઇન્દ્ર, ફરીને આવું ન કરીશ; કેમકે બ્રાહ્મણો તારે માનવાને યોગ્ય છે. હું દેવ છું, એવી બુદ્ધિ રાખીને તું નિષિદ્ધ કર્મમાં પડે છે પણ બ્રાહ્મણોની અવગણના માં કરીશ. તપવડે તેઓ ચાહ્ય તેમ કરી શકે છે. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહેછે—મહાત્મા વિપુલનું એવું વચન સાંભળી ઈંદ્ર કંઇ પણ બોલ્યા શિવાય લજવાએલો અંતર ધાન થઇ ગયો. ત્યાર પછી એક મુહૂર્ત્તમાં યથા પ્રકારે યજ્ઞથી પરવારી મોટા તપસ્વી દેવશર્મા પોતાના આશ્રમમાં આવ્યા. હે રાજન્, પોતાના ગુરૂ ઘેર આવ્યા એટલે પ્રિય કર્મના કરનાર વિપુલે રક્ષણ કરેલી ક્ષત વગરની ગુરૂપત્નિને ગુરૂને નિવેદન કરી ગુરૂને વિષે સ્નેહ વાળો, શાંત પ્રકૃતિનાં વિપુલ ગુરૂને અભિવાદ્ય કરી પૂર્વની પેઠે શંકા રહિત સન્મુખ ઉભો રહ્યો. થાક ઉતરી જવા પછી રૂચિની સાથે બીરાજેલા ગુરૂને ઇન્દ્રે કરેલું કર્મ કહી દીધું. મુનિ મધ્યે શ્રેષ્ઠ એવા પ્રતાપી ગુરૂ વિપુલનું કહેલું વૃત્તાન્ત સાંભળી તેના શીલ, વ્રત, તપ અને નિયમથી ખુશી થયા. ગુરૂને વિષે વિપુલની ભક્તિ તથા એકનેષ્ટાથી તેમનામાં વૃત્તિ અને ધર્મમાં સ્થિરતા જોઈ ગુરૂએ 'સાધુ, સાધુ,' એ પ્રકારે કહ્યું. ધર્મપરાયણ શિષ્ય મળવાથી મોટા ધર્માત્મા બુદ્ધિમાન્ દેવશર્માએ યથેચ્છિત વરદાન માગવાને શિષ્યને આજ્ઞા કરી. ગુરૂ ભક્તિમાં આસક્ત વિપુલે 'ધર્મને વિષે મારી સ્થિતિ હો,' એવો વરદાન ગુરૂ પાસેથી માગી લીધો. ગુરૂની આજ્ઞા લઇ વિપુલ ભારે તપ કરવા લાગ્યો. પછી મોટો તપસ્વી દેવશર્મા ઇન્દ્રના ભયથી મૂકાઈ સ્ત્રિએ સહવર્તમાન નિર્જન વનમાં નિરાંતે ફરવા લાગ્યો.

तथैवदेवशर्मापिसभार्यःसमहातपाः ॥
निर्भयोबलहृत्रघ्नाच्चचारविजनेवने ॥ ४१ ॥

इतिश्री म० भा० अ० प० दान० विपुलोपाख्याने गु० भा० एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

---

भीष्मउवाच ॥ विपुलस्त्वकरोत्तीव्रंतपःकृत्वागुरोर्वचः ॥
तपोयुक्तमथात्मानममन्यतसवीर्यवान् ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—ગુરૂનું વચન માની વિપુલ તીવ્ર તપ કરવા લાગ્યો, તે ઐશ્વર્યવાળો પોતાના દેહને તપયુક્ત માનતો હતો. હે પૃથ્વિપતે,

પોતાના ગુરૂની સ્ત્રીનું રક્ષણ કર્યું અને પોતે તપ યુક્ત રહ્યો ને કર્મથી પૃથ્વીની સ્પર્ધા કર્તો પ્રસન્ન મનવાળો અને કીર્ત્તિ મેળવેલો વિપુલ નિર્ભય ફરવા લાગ્યો. હે કૌરવ્ય, પોતાના ભારે તપરૂપી કર્મથી મેં બેઉ લોક જીતી લીધા એમ તે સમર્થ વિપુલ માનતો હતો. હે કુરૂનંદન, કેટલોક કાળ જવા પછી કોઇક સમયે પોતાના ગુરૂની સ્ત્રી રૂચિની બેનનું લગ્ન થયું, તેમાં તે કન્યાના બાંધવોએ ધન ધાન્ય વગેરે સારૂં પારિબર્હ (પેરામણી) આપ્યું. તે સમયમાં કોઇ સ્વર્ગની અપ્સરા સુંદરરૂપ ધારણ કરી આકાશ માર્ગે વિમાનમાં બેસી ચાલી જતી હતી, તેના શરીર ઉપરથી કેટલાંક પુષ્પ પૃથ્વીમાં ખરી પડ્યાં, તે રૂચિના આશ્રમથી થોડે છેટે વેરાયાં હતાં. ફરતાં ફરતાં દિવ્ય ગંધવાળાં તે પુષ્પો લલિત લોચનવાળી રૂચિના હાથમાં આવ્યાં. એવામાં અંગ દેશોમાંથી રૂચિને તેડવા માટે ઉતાવળો એક દૂત તેના આશ્રમમાં આવ્યો. હે વત્સ, પ્રભાવતી નામની રૂચિની મોટી બેન અંગદેશના ચિત્રરથ નામે રાજાની રાણી હતી. પોતાની મોટી બેને તેડાવેલી રૂચિ પેલાં દિવ્ય પુષ્પો ચોટલામાં ઘાલી હર્ખાતી પોતાના બનેવી અંગદેશના રાજા ચિત્રરથના ઘર પ્રત્યે ગઇ. અંગેંદ્રની વરાંગનાએ પોતાની નાની બેનના ચોટલામાં તે પુષ્પો દીઠાં. સુંદર નેત્રવાળી પ્રભાવતીએ પુષ્પને માટે પોતાની નાની બેનને પ્રેરણા કરી. અતિ રૂચિકારક મુખવાળી રૂચિએ 'મારી બેનને આવાં પુષ્પ જોઇએ છીએ' ઈત્યાદિ સઘળું પુષ્પ સંબંધી વૃત્તાન્ત પોતાના પતિને કહી દીધું. પોતાની સાળીનું કહેલું સઘળું વૃત્તાન્ત ઋષિએ માન્ય કર્યું. મોટા તપસ્વી દેવશર્માએ પોતાના શિષ્ય વિપુલને બોલાવી, તે પુષ્પો લેવાને તું જા, જા, એવી આજ્ઞા કરી. મોટા તપસ્વી વિપુલ વગર વિચારે ગુરૂનું વચન અંગીકાર કરી આ જઉંછું, હું આપના કહેવા પ્રમાણેજ કરીશ એ પ્રકારે કહી, ગુરૂપત્નિએ કહેલા દેશ પ્રત્યે ચાલ્યો. જે દેશમાં તે કરમાય નહીં તેવાં અને સુગંધીવાળાં બીજાં પણ પુષ્પો પડ્યાં રહ્યાં હતાં તે જગોમાં વિપુલ આવ્યો. દિવ્ય તથા રૂચિકારક પુષ્પો વિપુલે ત્યાંથી વીણી લીધાં, હે ભારત, પોતાના તપથી દિવ્ય ગંધવાળાં પુષ્પ તેને મળ્યાં તે લઈ, પ્રસન્ન થએલો ગુરૂ આજ્ઞા પાળક વિપુલ ઉતાવળો ચંપકમાલિની એવી ચંપાનગરી પ્રત્યે આવ્યો. હે તાત, પુષ્પ લઈને પાછા વળતાં નિર્જન વનમાં એક એકનો હાથ પકડી ચક્રની પેઠે વિંટાએલું પુરૂષોનું જોડકુ તેણે દીઠું. તેમાં એકજણ આકર્ષણથી બીજાના પગને તરછોડી ઉતાવળો જવા લાગ્યો. બીજો તે પ્રકારે કરવાને ના કહે-

તો હતો. હે રાજન્, બેઉ એ પ્રકારે કલહ કર્તા હતા. એક પુરૂષ કહેવા લાગ્યો-તું ઉતાવળો જાય છે, બીજો કહે-ના, હું તેમ નથી કર્તો. એમ અન્યોન્ય એક બીજાને આનાકાની કર્તા હતા. તે બેઉને પરસ્પર ભાષણ થતાં એવું શપથ થયું કે-સહસા પુષ્પ લઈને આવતા વિપુલને ઉદ્દેશી બેઉ જણા સાથે બોલી ઉઠયા-આપણા બેઉમાંથી જે જૂઠું બોલે છે, તેની પર લોકમાં એ વીપુલ બ્રાહ્મણના જેવી ગતિ થશે. નરમિથુનની એવી વાણી સાંભળી વિપુલનું મુખ કર્માઈ ગયું, હું તીવ્રતપવાળો છતાં શું મારૂં તપ કષ્ટ અને પરિશ્રમરૂપ થયું? પાપ કરેલા આ મિથુનના સર્ખી મારી ગતિ થશે? હમણાં એણે સઘળા પ્રાણિઓમાં અવશ્ય મારી અનિષ્ટ ગતિ કહી દેખાડી. એ પ્રકારે ચિંતવન કર્તો વિપુલ નીચે મોઢે દીન મનવાળો પોતાના આત્માનું દુષ્કૃત વિચારવા લાગ્યો. ત્યાંથી જરા આગળ ચાલ્યો એટલામાં લોભ અને હર્ષથી વીંટાએલા છ પુરૂષો સોનાના પાસાઓવડે એક એકને જીતવાની અપેક્ષાએ જુગટુ રમતા દીઠા. તેમણે પણ વિપુલને ઉદ્દેશી પૂર્વે કહેલા નરમિથુનની પેઠેજ પ્રતિજ્ઞા કરી. જુગારી પુરૂષો બોલ્યા-આપણામાં લોભને વશ થઈ જે પુરૂષ વિષમ કરવાને ઉત્સાહ રાખશે તેની ગતિ પરલોકમાં વિપુલના સરખી થશે. એ વચન સાંભળી, વિપુલે જન્મથી આરંભી અત્યાર સૂધીનું પોતાનું કૃત્ય વિચારી જોયું પણ તેણે કંઈ પોતાનું ધર્મસંકર (ધર્મમાં વિલોમપણું) દીઠું નહીં. હે રાજન્, અગ્નિમાં જેમ વધારે અગ્નિ ઉમેરાય તેમ પ્રથમની પેઠેજ બીજો પણ શાપ સાંભળી દાઝતા મનવડે વિપુલ વિચારમાં પડયો. ચિંતવન કર્તાં તેને બહુ રાત્રિ દિવસ જતા રહ્યા. છેવટે મનમાં નિશ્ચય થયો કે-મેં ગુરૂપત્નિ રૂચિનું રક્ષણ કર્યું તેમાં લક્ષણે લક્ષણ તથા વદને વદન તેની સાથે મેળવ્યું, તે સત્ય વાર્તા ગુરૂને ન કહી એ મેં દુષ્કૃત કર્યું એમાં સંશય નહીં. હે મહાભાગ, હે કૌરવ્ય, ઉપર બતાવેલા કર્મને વિપુલે પોતાનું દુષ્કૃત માન્યું. પછી તેણે ચંપાનગરીમાં આવીને પુષ્પો ગુરૂને આપ્યાં. હે મહાભાગ, ગુરૂપ્રિય એવા તે વિપુલે વિધિવત્ ગુરૂનું પૂજન કર્યું, પણ પોતાનું તે કૃત્ય દુષ્કૃતરૂપજ માનતો હતો એમાં સંશય નહીં.

सचंपांनगरीमेत्यपुष्पाणिगुरुवेददौ ॥
अमन्यतमहाभागतथातच्चनसंशयः ॥
पूजयामासचगुरुंविधिवत्सगुरुप्रियः ॥ ३३ ॥

इतिश्री म० भा० अ० प० दा० ध० विपुलोपाख्याने गु० भा० द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥

---

भीष्मउवाच ॥ तमागतमभिप्रेक्ष्यशिष्यंवाक्यमथाब्रवीत् ॥
देवशर्म्मामहातेजायत्तच्छृणुजनाधिप ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—હે મનુષ્યોના રાજા, તે આવેલા શિષ્યને જોઈ મોટો તપસ્વી દેવશર્મ્મા જે વાક્ય બોલ્યો, તે હું તને કહું છું, તે સાંભળ. દેવશર્મ્મા કહે છે—હે વિપુલ, હે શિષ્ય, તે મહા વનમાં તેં શું દીઠું? હે વિપુલ, તું પોતે, રૂચિ તથા તેઓ તને અવશ્ય જાણે છે. વિપુલ બોલ્યો—હે બ્રહ્મર્ષે, હે વિભો, એ મિથુન તે કોણ અને તે પુરૂષો તે કોણ? કે જેયો મને યથાસ્થિત જાણે છે અને જે તમે મને પૂછો છો? દેવશર્મ્મા કહે છે—હે બ્રહ્મન્, જે તેં મિથુન દીઠું તેજ રાત્રિ દિવસનું જાણ, ચક્રની પેઠે પરિવર્તન કરતાં તે તારૂં દુષ્કૃત જાણે છે. હે વિપ્ર, છ પુરૂષો પાસાઓ-વડે હર્ષથી જુગટુ રમતા તેં દીઠા તે છ ઋતુઓ હતી એમ તું જાણજે. તે સઘળાં તારૂં નઠારૂં કૃત્ય જાણે છે. એકાન્તમાં પાપી પુરૂષે પાપ કરી અવશ્ય એવા વિશ્વાસથી ન રહેવું કે મારૂં કૃત્ય કોઈ જાણતું નથી, અ-વશ્ય મનુષ્યનું એકાન્તમાં કરેલું પાપ હમેશાં ઋતુઓ, દિવસ તથા રાત્રિ દેખે છે. માટે પાપ કરનારાઓને જે લોકની પ્રાપ્તિ થાય છે, તે લોક તને પણ નક્કી પ્રાપ્ત થવાના. કેમકે–મારી ઘેર હાજરીમાં જે કર્મ તેં કરેલું તે મને સ્પષ્ટ કહ્યું નહીં. પોતાના ગુરૂને કરેલું કર્મ નહી નિવેદન કરનારા તને હર્ષથી ખુશી થતો જોઈ, રાત્રિ દિવસ અને ઋતુઓએ પુરૂષરૂપ લઈ તારૂ દુષ્કૃત તને સંભારી આપી તેમણે તેમ કહ્યું, જે તેં યથા પ્રકારે સાંભ-ળ્યું. રાત્રિ દિવસ તથા ઋતુઓ પણ નિત્યે કર્મ કરનાર પુરૂષને વિષે શુભા-શુભ પાપકર્મને જાણે છે. હે દ્વિજ, વ્યભિચારના ભયથી તેં કરેલું (ગુરૂ-પત્નિના શરીરમાં પ્રવેશરૂપ) કર્મ મને ન કહ્યું પણ તે જાણતાં હતાં તેથી તેમણે તને તે પ્રકારે કહ્યું. તેં કરેલું કર્મ મને ન કહ્યું માટે પાપીઓને જે લોકની પ્રાપ્તિ થાય છે તે લોક તને પણ પ્રાપ્ત થશે. હે દ્વિજ, તેં દુ-ર્વૃત્તિથી પ્રમદાનું રક્ષણ થવું અશક્ય છે, હું જાણું છું કે–તેં કંઈ કર્યું નથી, માટે તારા કૃત્યથી હું પ્રસન્ન છું. હે બ્રાહ્મણો મધ્યે ઉત્તમ, જો

હું તને દુર્વૃત્તિવાળો જોઉં તો ક્રોધથી શાપ દઉ તેમાં જરા વિચાર ન કરૂં. સ્ત્રીઓ પુરૂષમાં આસક્ત થાય છે, તેમ પુરૂષોને પણ તે અર્થ પુષ્કળ છે, મર્યાદા તોડી આડે માર્ગે સ્ત્રીનું રક્ષણ કરનાર પુરૂષને શાપ લાગશે એવી મારી મતિ છે. હે પુત્ર, તેં એનું રક્ષણ કર્યું અને મને નિવેદન પણ કરી, હે તાત, હું તારા ઉપર પ્રસન્ન છું, તું નીરાંતે સ્વર્ગમાં જઇશ. દેવશર્મ્મા નામના મહાન્ ઋષિ પ્રસન્ન થઇ વિપુલને એ પ્રકારે કહી પોતાની ભાર્યા તથા શિષ્યે સહવર્ત્તમાન સ્વર્ગમાં જઈ સુખથી રહ્યા. હે રાજન્, આ આખ્યાન ગંગાના તટમાં પૂર્વે મહામુનિ માર્કંડેયે કથા પ્રસંગમાં મને કહ્યું હતું. હે પાર્થ, એટલા માટે હું તને કહું છું કે—હમેશાં સ્ત્રીઓ રક્ષણ કરવા યોગ્ય છે. સ્ત્રી વર્ગમાં પણ નિરંતર સારો તથા નઠારો બે વર્ગ છે. હે રાજન્, મહા ભાગ્યશાળિની લોક માતાઓ એવી સાધવી સ્ત્રીઓ વનકાનને સહ વર્ત્તમાન આ સઘળી પૃથ્વીને ધારણ કરે છે. હે નૃપ, કુલને હણનારીઓ, પાપ બુદ્ધિવાળીઓ, દુષ્ટાચરણિ નઠારી સ્ત્રીઓ પણ પોતાના શરીરનાં દુષ્ટ ચિન્હો તથા તેમનાં લક્ષણો ઉપરથી ઓળખાય છે. એટલા માટે તેણીઓનું રક્ષણ મહાત્માઓથી થઇ શકે છે. હે રાજાઓ મધ્યેસિંહ, બીજાઓથી સ્ત્રીઓનું રક્ષણ થવું અશક્ય છે. હે મનુષ્યોની મધ્યે વ્યાઘ્ર, તે નક્કી તીક્ષ્ણ પરાક્રમવાળીઓ છે, મૈથુનમાં સંગમ તેજ એમને પ્રિય છે. અમુક તેણીઓને પ્રિય છે, એમ નથી. હે ભરત કુળમાં ઉત્તમ, હે પાંડુ રાજાના પુત્ર, તે પ્રાણ લેનારી વ્યભિચારણિ સ્ત્રીઓ એક પુરૂષમાં રમતી નથી. હે મનુષ્યોના ઈશ્વર, પુરૂષોએ તેણીઓનો સ્નેહ ન રાખવો તેમ ઈર્ષા પણ ન કરવી. ખેદનો આશ્રય કરી અથવા તો ધર્મનો આશ્રય કરી તેમને ભજવી. હે કુરૂનંદન, એથી ઉલટું વર્તવાથી પુરૂષની હાનિ થાય છે. હે રાજાઓ મધ્યે સિંહ, સર્વ પ્રકારે અનાસક્તિ સઘળે પૂજાય છે. હે રાજન્, તે એકલા વિપુલેજ સ્ત્રીનું રક્ષણ કર્યું છે, બાકી બીજો કોઈ પુરૂષ આ ત્રણલોકમાં યોષિતાનું રક્ષણ કરવાને શક્તિમાન્ નથી.

तेनैकेनतुरक्षावैविपुलेनकृतास्त्रियाः ॥
नान्यःशक्तस्त्रिलोकेस्मिन्रक्षितुंनृपयोषितम् ॥ २७ ॥

इतिश्री महा० भा० अ० प० दा० ध० विपुलोपाख्याने गु० भा० त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

**युधिष्ठिरउवाच ॥ यन्मूलंसर्वधर्माणांस्वजनस्यगृहस्यच ।**
**पितृदेवातीथीनांचतन्मेब्रूहिपितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, સ્વજન, ઘર, પિતૃ, દેવ અતિથિઓ તથા સઘળા ધર્મનું જે મૂળ, તે મને કહો. હે વસુધાધિપ, કન્યા કેવા પુરૂષને આપવી, સઘળા ધર્મમાં એ ધર્મ અવશ્ય ઘણોજ વિચારવા યોગ્ય છે. ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર, શીલ, વૃત્ત, વિદ્યા, કુલ તથા કર્મ જોઈને સત્પુરૂષોએ ગુણવાન વરને કન્યા વિધિવડે આપવી; બ્રાહ્મણોમાં તે સત્પુરૂષોનો *બ્રાહ્મ ધર્મ છે. ઉપર દર્શાવેલા ગુણોએ યુક્ત વરને બોલાવી ધન દાનાદિકથી તેનો સત્કાર કરી કન્યા આપવી, તે શિષ્ટ ક્ષત્રિઓનો સનાતન ‡ધર્મ છે. હે યુધિષ્ઠિર, પોતાની મરજી છોડી દઈ વર કન્યાની અન્યોન્ય મરજીથી જે કન્યા અપાય છે, તે ધર્મને વેદવિદ્યાના જાણનારા પુરૂષો ગાંધર્વ વિવાહ એમ કહે છે. કન્યાનાં બાંધવોને લોભાવી ધન આપી ખરીદ કરવી, તે અસુરોનો ધર્મ ( आसुर विवाह ) છે એમ બુદ્ધિમાનો કહે છે. માથાં કાપી નાંખી મારામાર કાપાકુપ કરી તેનાં સગાં રડતાં રહે અને રડતી કન્યાને બળાત્કારથી ઉપાડી જવી, તે રાક્ષસ વિધિ કહેવાય છે. અન્યોન્ય ઈચ્છાથી વરકન્યાનો સંયોગ પ્રશસ્ત છે. ઉંઘતી નીશો કરેલી અથવા ઉન્મત્ત કન્યાની સાથે એકાન્તમાં રતિ કરી લગ્ન કરે તે વિવાહોમાં પાપિષ્ટ એવો પૈશાચ વિવાહ અધમમાં અધમ છે. હે યુધિષ્ઠિર, ઉપર બતાવેલા પાંચ વિવાહોમાં ત્રણ ધર્મ અને બે અધર્મ વિવાહ છે. પૈશાચ તથા આસુર વિવાહ કદી કરવો નહીં. હે મનુષ્યોમાં શ્રેષ્ઠ, બ્રાહ્મ, ક્ષાત્ર અને ગાંધર્વ એ ત્રણ ધર્મ વિવાહો છે. પ્રથક કે †મિશ્ર વિવાહ કરવો. તેમાં સંશય નહીં. બ્રાહ્મણે બ્રાહ્મણ,

---

* આશ્વલાયન કહે છે કે—' अलंकृत्यकन्यामुदकपूर्वांदद्यादेषब्राह्मोविवाहः ' ॥ ' ऋत्विजेविततेकर्माणिदद्यादलंकृत्यसदैवः ॥ ' गोमिथुनंदत्वोपयच्छेतसआर्ष ' इति એ ત્રણે વિવાહ ઉત્તરોત્તર બ્રાહ્મણવર્ણને પ્રશસ્તછે.

‡ તે પ્રાજાપત્ય વિવાહ ગણાય છે, બ્રાહ્મણ તથા ક્ષત્રિ બેઉ વર્ણને પ્રશસ્ત છે.

† દમયંતીના વિવાહમાં બ્રાહ્મ, ક્ષાત્રનું મિશ્રપણું છે. રૂકિમણી વિવાહમાં રાક્ષસ તથા ગાંધર્વ વિવાહનું મિશ્રપણું છે, તેમ કૃષ્ણની બેન સુભદ્રા-

ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણ વર્ણની ભાર્યા થઈ શકે; ક્ષત્રિયથી ક્ષત્રિય તથા વૈશ્ય વર્ણની ભાર્યા કરી શકાય. વૈશ્ય ફક્ત પોતાની જાતિનીજ ભાર્યા કરી શકે. ત્રણે વર્ણને ઉપર બતાવેલી સ્ત્રીઓમાં ઉત્પન્ન થએલી પ્રજા સમ ગણાય છે. ફક્ત બ્રાહ્મણ જાતિને બ્રાહ્મણ વર્ણની ભાર્યા મુખ્ય ગણાય. ક્ષત્રિયને ક્ષત્રિયની મુખ્ય ગણાય, રતીને માટે પણ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે શુદ્ર વર્ણની સ્ત્રી ન કરવી એમ †બીજા કહે છે. સારા પુરૂષો શૂદ્ર વર્ણની સ્ત્રીમાં પ્રજા ઉત્પન્ન કરવી તે આચરણને નથી વખાણતા. બ્રાહ્મણ શૂદ્રામાં પ્રજા ઉત્પન્ન કરવાથી પ્રાયશ્ચિત્તી થાય છે. ત્રીશ વર્ષની ઉમ્મરનો પુરૂષ ઓઢણું ઓઢી શકે તેવી દશ વર્ષની કન્યા સાથે વરી શકે અને એકવીશ વર્ષનો પુરૂષ સાત વર્ષની કન્યાને પરણે. જે કન્યાને ભાઇ વા બાપ નથી, તે કન્યાને પરણવું નહીં; કેમકે અવશ્ય તે પુત્રિકાધર્મવાળી‡ કદી હોય. ઋતુ પ્રાપ્ત થવા પછી કન્યાએ (યોગ્ય વરની) ત્રણ વર્ષ સૂધી વાટ જોવી, ચોથે વર્ષે પોતાની મેળે સ્વામિને ખોળી કાઢી પરણવું. હે ભરતકૂળમાં ઉત્તમ, તેની રતી તથા પ્રજાનો નાશ થવો ન જોઇએ; બતાવેલા નિયમથી ઉલટી રીતે આચરે તો તે કન્યા લોકમાં નિંદાય. જે કન્યા માતાની * સપિંડ થતી ન હોય તથા પિતાની સગોત્ર ન હોય, તેવીને વરવું; એમ મનુએ કહેલું છે. યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, અન્યે કન્યાનું મૂલ આપ્યું હોય, બીજો આપું છું, એમ કહેતો હોય, ત્રીજો બળથી ગ્રહણ કરવાનું બોલતો હોય, ચોથો ધન દેખાડતો હોય અને પાણિગ્રહીતા અન્ય થતો હોય તો તે પાંચમાંથી એ કોની સ્ત્રી ગણાય? તે મને કહો, તત્વ જાણવાને ઈચ્છા રાખતા એવા અમારા તમે નેત્રરૂપ છો. ભીષ્મપિતા કહે છે—જે કાંઇ મનુષ્યોનું વિવાહ સંબંધિ કર્મ સગાં વ્હાલાંએ એક થઇ બરોબર વિચાર કરી નક્કી કર્યું હોય ( આ

---

ના વિવાહમાં ક્ષાત્ર તથા રાક્ષસ એ બેઉ વિવાહ મિશ્ર છે. માટે મિશ્રવિવાહનો સંપ્રદાય છે.

† 'यदुच्यतेद्विजातीनांशूद्रादारोपसंग्रहः । नैतन्ममम‍तंयस्मात्तत्रात्मा जायतेस्फुटं' । इतियाज्ञवल्क्यादयः ॥

‡ બાપે નક્કી કર્યું હોય કે આ પુત્રી મારે પુત્રની જગોએ છે, તેવી કન્યા.

* 'वध्वावरस्यवाततःकुटस्थाद्यदिसप्तमः । पंचर्मीचेत्तयोमातात-त्सापिंड्यंनिवर्तत इति'

કન્યા અમુક કુલાણાનેજ આપવી) તો તેને મિથ્યા કરવું, તે મૃષાવાદ કરનારો પુરૂષ પાતકી ગણાય. ભાર્યા, અપત્ય, ઋત્વિજ, આચાર્ય, શિષ્ય તથા ઉપાધ્યાય એટલાં જણ * જૂઠું બોલવાથી દંડને યોગ્ય છે, બીજા દંડને યોગ્ય નથી એમ કહે છે. અકામની સાથે સંવાસ † ન કરવો એજ મનુ ઘણું વખાણે છે. જૂઠાને માટે ખોટો કોપ કરવો તે ધર્મ તથા યશને હાનિકારક છે. હે ભારત, બાંધવો પાણીગૃહણ વિધિથી જે વરને કન્યા આપે છે અગર વર પાસેથી પૈસા લઇ કન્યાને વેચે છે, તેમાં ધર્મથી ગૃહણ કરનાર અગર પૈસા આપનાર એ બેઉમાંથી એકે ને અત્યંત દોષ વળગતો નથી. જ્યારે કન્યાનાં સગાં વ્હાલાંની આજ્ઞા થાય છે ત્યારે મંત્ર હોમ પ્રયોજે છે અને તે મંત્રો સિદ્ધ થાય છે, કોઈ દિવસ કન્યા આપ્યા શિવાય મંત્રસિદ્ધિ થતી નથી. જો કે જ્ઞાતિએ મળી વર કન્યાનો પરસ્પર વિચાર પૂર્વક સમય ઠરાવ્યો છે તે મુખ્ય ગણાય છે તથાપિ મંત્ર પૂર્વક સમય ગુરૂતર ગણાય છે. વેદ વિધિથી અપાએલી કન્યાને પતિ, ધર્મના શાસનથી જાણે છે. તે માનુષીવાણીને દૈવી માને છે અને અનૃતાનો ત્યાગ કરે છે. યુધિષ્ઠિર પૂછે છે—મૂલ આપેલી કન્યા હોય, તેવામાં બીજો ધર્મ અર્થ તથા કામ સંપન્ન શ્રેષ્ઠ વર મળી આવ્યો તો આ જગોમાં પ્રથમના મૂલ આપનારની સાથે જૂઠું બોલવું વા ન બોલવું, કેમકે—બંધુઓની સંમતિથી કરેલા વિક્રયનો અતિક્રમ થાય છે અને બીજીપાથી પ્રાપ્ત થએલા શિષ્ટનો અતિક્રમ થાય છે, આ બેઉપાનો દોષ પાસ થયે સતે કર્ત્તાએ પોતાનું શ્રેય કયે પ્રકારે આચરવું? સઘળા ધર્મમાં આ ધર્મ અવશ્ય અમારે વિચારવા યોગ્ય છે. તત્વને જાણવાની ઈચ્છા કર્ત્તા એવા અમારાં તમે નેત્રરૂપ થાઓ. તમારા કહ્યા છતાં અમે તૃપ્તિ નથી પામતા માટે તે સઘળું અમને કહો. ભિષ્મપિતા કહે છે—કન્યાનું મૂલ લેનાર બાંધવોએ સ્ત્રીત્વ નિશ્ચય કર્યા શિવાય મૂલ ગ્રહણ કર્યું હોય તો દોષ લાગતો નથી, ક્રય કરવાથી ભાર્યાપણુ સિદ્ધ થાય છે. મૂલ લેનારા પુરૂષો બીજા કોઈને કન્યાનું દાન આપતા નથી. વર ઉમ્મરે મો-

---

* તારી હું સ્ત્રી એમ કહી પરાવૃત્ત થતાં દંડ તથા પ્રાયશ્ચિત્ત લાગે એમાં શું નવાઈ? કહ્યું છે કે—

अधिकारंचगर्भचऋणंचश्वानमैथुनं ॥

प्रवेशेसुखदातारंमोचनेप्राणघातकं ॥

† થોડી વખતનો પરિચય.

ટો હોય ઈત્યાદિ બીજા યોગ્ય કારણોને લીધે ખાસ કન્યાના ઉપયોગને માટે-જ મૂલ્ય માગતા હોય અગર ઘરેણું કરીને લઈજા, એમ કહેતા હોય તેમાં દોષનથી. ઉપર બતાવેલી રીત પ્રમાણે અનુકૂળ જોઈ કન્યા આપે છે, તે શુલ્ક (મૂલ) ન કહેવાય, તેમ વિક્રય પણ નહીં. પાત્રને કન્યા આપવા યોગ્ય છે અને તે સનાતન ધર્મ છે, તને કન્યા આપી છે વળી કહેછે કે નથી આપી, અવશ્ય આપી છે, આ સઘળું બોલવું ન બોલવા જેવું છે માટે હસ્તમેળાપ સુધી પરસ્પર કન્યાની યાચના થાયછે. મરૂત દેવોએ પૂર્વે કન્યાને એવો વર આપ્યો છે, એમ મેં સાંભળ્યું છે. ઋષિઓએ એમ કહ્યુંછે કે-અનિષ્ટને કન્યા આપવી નહીં. ઉત્તમ દૈહિત્રની અપેક્ષા રાખનારે કન્યા સારાનેજ આપવી એમ મારો પણ અભિપ્રાય છે. ઘણા પરિચયથી તથા વિચારવાથી ક્રય વિક્રયમાં દોષ જણાયછે, કદાચિત્ શુલ્ક નિશ્ચય કરનારૂં થતું નથી, તેને માટે હું કહું તે તું સાંભળ. હું સઘળા માગધ, કાશી તથા કોસળ રાજાઓને જીતી વિચિત્ર વિર્યને માટે બે કન્યાઓ (અંબિકા, અં-બાલિકા) લાવ્યો. પરાક્રમથી જીતી આણેલી એટલે શુલ્કપરા થએલી અંબા નામની કન્યા હતી, તેમછતાં હસ્તમેળાપ ન થએલી અંબાનો ત્યાગ કરી બીજી કન્યાને વહન કર એમ મારા બાપના કાકા બાલ્હિકે મને કહ્યું, પણ પિતાના વચનથી શંકા પામેલો હું બીજાઓને પૂછવા લાગ્યો કેમકે-પિતાએ દર્શાવેલા આ, ધર્મને જાણવાની ઉત્કંઠા મને અધિક હતી. હે રાજન્, પછી હું આચાર જાણવાની ઇચ્છાવાળો આવું વચન બોલ્યો-વારે, વારે આ-ચારને યથાસ્થિત જાણવાની ઈચ્છા રાખુંછું. પછી મેં એમ પૂછવાથી ધર્મ ધારણ કરનારાઓમાં ઉત્તમ મારા કાકા બાલ્હીક બોલ્યા-જો તમે શુ-લ્ક થવાથીજ ભાર્યા થઈ એમ માનો અને પાણિગ્રહણ (હસ્તમેળાપ) કરનારી અપેક્ષા ન રાખો તો શુલ્ક પ્રાપ્ત થએલી કન્યાને **'लाजांतरमुपासीत'** (લાજા હોમ કરે) એ સ્મૃતિના વાક્યને બાધ લાગશે. જેમને શુલ્કથીજ નિ-શ્ચય થાયછે અને હસ્તમેળાપકની જરૂર નથી તેઓ વાક્ય પછી વાક્યનું પ્રમા-ણજ રાખશે એમ ધર્મ જાણનારા નથી કહેતા. શુલ્કવાદિઓને કન્યાદાનમાં પ્રસિદ્ધ ભાષણ શિવાય ભાર્યાપણું સિદ્ધ કરવાને બીજું કંઈ જ્ઞા-પક નથી. પરણવાથીજ ભાર્યા સિદ્ધ થાય છે, એવો લોકવ્યવહાર સ્પષ્ટ જણાય છે, માત્ર શુલ્કથી સ્ત્રીત્વ સિદ્ધ થતું નથી, માટે શુલ્કવાદિઓને કન્યા આપવી નહીં તથા તેવા વિધિથી લેવી પણ નહીં. એ પ્રકારે વેચવી

અથવા ખરીદ પણ ન કરવી. જેમ કેટલાક દાસીને વેચે છે તથા ખરીદે છે તેમ તેવું આચરનારા તે પાપી તથા લોભીઓની ગતિ તેયોના સર્ખીજ થાય છે. કન્યા પ્રદાનના વિષયમાં પૂર્વે મનુષ્યોએ સત્યવંતને પૂછ્યું છે કે–કન્યાનું શુલ્ક આપ્યા પછી શુલ્ક આપનાર મરી ગયો તો પછી પાણિગૃહીતા બીજો થાય કે નહીં? આ બાબતમાં અમને ધર્મસંશય છે, માટે હે મહાપ્રાજ્ઞ, તે અમારો સંશય છેદો, કેમકે–તમે અવસ્ય પ્રાજ્ઞોમાં મુખ્ય છો માટે તત્વ જાણવાને ઈચ્છતા એવા અમારૂં તમે નેત્ર થાઓ. એ પ્રકારે પૂછતા તે સધળાઓની પ્રત્યે સત્યવાન વચન બોલ્યા–જ્યાં ઈષ્ટ હોય ત્યાં કન્યા આપવી એ કાર્યમાં જરા વિચાર કરવાનો નથી. શુલ્ક આપનાર જીવતાં છતાં તેમ થાય તો વળી મરવા પુઠે તેમ આચરવું તેમાં કોઈ પ્રકારનો સંશય નથી. પાણિગ્રહણની કામનાથી કન્યા તેની અનુગત થઈ દેવર (દીયર) ને વરે અથવા તો પુનઃ તપ કરે. કેટલાકનો એવો મત છે કે–શુલ્ક આપેલો વર મરીજવા પુઠે તે ભ્રાતૃભાર્યા સુરતને માટે દેવરાદયને યોજવી, કેટલાક બીજા એમ પણ કહે છે કે–હળવે હળવે તેની સાથે જોડવી, આ બેઉ કંઈ વિધી નથી પરંતુ હળવે હળવે જોડવી, એમ કહેનારા પુરૂષો એ, નિશ્ચયને જાણે છે. કન્યાને પીઠી વગેરે મંગળકાર્ય થયું છે, અને હસ્તમેળાપ નથી થયો એટલા અંતરમાં પૂર્વે દર્શાવેલા બેઉ વિકલ્પ નિયમો પ્રવર્તે છે. પાણિગ્રહણ થયા પછી કન્યાનો અપહાર થાય તો તે મૃષાવાદ પાતકરૂપ ગણાય, પાણિગ્રહણ મંત્રોની સિદ્ધિ વરકન્યા 'सप्तमेपदे' સાતમો ફેરો ફરે ત્યારે થાય છે. તેની વચમાં વર મરીજાય અગર સગોત્ર નીકળે તો મૃષાવાદમાં દોષ પણ નથી. પાણિગ્રાહનીજ તે ભાર્યા થાય છે; કેમકે–તેને સંકલ્પથી જળ મૂકી અપાય છે. એ પ્રકારના વિધિથી જે કન્યા અપાય છે, તેને જે દાન કહે છે તેજ પુરૂષો એ નિશ્ચયને જાણે છે. ઉત્તમ બ્રાહ્મણ, પોતાને અનુકૂળ, વંશને યોગ્ય અગ્નિ સમક્ષ તેના ભાઈએ આપેલી યથા ન્યાય ફેરા ફરેલી ભાર્યાને ભોગવે.

अनुकूलामनुवंशांभ्रात्रादत्तामुपाग्निकाम् ॥ ९९ ॥
परिक्रम्ययथान्यायंभार्यांविंदेद्विजोत्तमः ॥ ९६ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मे गु० भा० चतुश्चत्वारिंशो ऽध्यायः ॥ ४४ ॥

युधिष्ठिरउवाच ॥ कन्यायाःप्राप्तशुल्कायाःपतिश्चेन्नास्तिकश्चन ॥
तत्रकाप्रतिपत्तिःस्यात्तन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર રાજા પૂછે છે—હે પિતામહ! શુલ્ક આપેલી કન્યાનો કોઈ પતિ નથી (શુલ્ક આપનારો પ્રદેશ જતો રહ્યો અને તેના ભયથી તે કન્યાને કોઈ વરે નહીં) ત્યારે શી વ્યવસ્થા થાય? તે મને કહો. ભીષ્મપિતા કહે છે—જ્યાં સૂધી તે વેચેલી કન્યાનું મૂલ, તે શુલ્ક આપનાર પુરૂષને, કન્યાના બાપે પાછું નથી આપ્યું, ત્યાં સૂધી તે કન્યા શુલ્ક આપનારનીજ છે, અને તે કન્યા ધન આપનારનેજ પ્રતિપાલન કરવાને યોગ્ય છે-શુલ્ક આપનારને માટે તે કન્યા ન્યાયવડે એટલે—કોઈ ઉત્તમ પુરૂષના રેતથી અપત્યની ઈચ્છા કરે, તે સંતતી મૂલ આપનારના ઉપકારને અર્થે થાય પરંતુ મંત્ર વિધિથી તે કન્યાનો પાણિગ્રહણ કોઈ કરે નહીં. પિતાએ આજ્ઞા આપેલી સાવિત્રી (કન્યા) પોતાની મેળે યોગ્ય ભર્તાને વરે, તે કર્મને કેટલાક બીજા વખાણે છે પણ ઇતર જે ધર્મના જાણનારા છે, તેઓ તે કર્મને વખાણતા નથી. કેટલાક સાધુપુરૂષો એવું કર્ત્તા નથી અને કેટલાક પુરૂષો કદાપિ એવું કરે છે. પણ સાધુપુરૂષોનો આચાર મુખ્ય ગણાય છે, કેમકે—તે ધર્મરૂપ છે. આજ પ્રકરણમાં મહાત્મા જનક (વિદેહ) રાજાના પુત્રનો પુત્ર સુક્રતુ વચન બોલ્યો છે—અસત્ પુરૂષોએ આચરેલો માર્ગ છતાં તેનું વખાણ કેમ થાય? આ સ્થળમાં પ્રશ્ન સંશય નથી. માત્ર અસત્ પુરૂષોને ઠપકો આપે છે. અસદ્ માર્ગથીજ ધર્મનું પ્રદાન કરવું તે આસુર ધર્મ ગણાય છે. વૃદ્ધોના વિવાહ કર્મમાં એવું આચરણ કદી અમે સાંભળ્યું નથી, ભાર્યા અને પતિનો સંબંધ ઘટિત છે, પણ સ્ત્રી પુરૂષનો તો સ્વલ્પજ ગણાય છે કેમકે-રતિ એ સાધારણ ધર્મ છે, એમ સુક્રતુ રાજા બોલ્યો છે. યુધિષ્ઠિર પૂછે છે—પુરૂષોએ ધન કયે પ્રકારે આપવું તથા પુત્ર વગરના પિતાને પોતાની પુત્રી પુત્રની પેઠે ગણવા યોગ્ય છે? ભીષ્મ કહે છે—જેમ પોતાનો આત્મા, તેવોજ પુત્ર, અને પુત્રની સમાનજ દુહિતા (પુત્રી) સમજવી. પોતાને પુત્રી છતાં બીજો ધન કેમ હરી જાય? માતાએ પૃથક્ કરેલું જે ધન છે તે કુમારીનોજ ભાગ છે. પુત્ર વિનાના પિતાનું ધન દૌહિત્રનુંજ છે. કેમકે પોતાના પિતા અને માતામહ (માના બાપ) ના પિંડ તેજ આપે છે. ધર્મથી જોતાં પુત્ર અને દૌહિત્રમાં વિશેષ નથી. કેટલાંક સ્થળમાં *પુત્રી સુદ્ધાં પ્રજા પુત્રવત્ ગણાય છે.

* પ્રથમ પુત્રી ગણી લીધી હોય અને પછી પોતાને પુત્ર થાય તો.

દત્તક લીધેલા કે વેચાથી લીધેલા પુત્ર કર્તા ઔરસીકન્યા* વિશેષ છે. પિતાએ વિક્રય કરેલી ( વેચેલી ) કન્યામાં પુત્ર ઉત્પન્ન થાય, તેયો માતામહના ધનના અધિકારી થાય, એવું કારણ અત્રે હું જોતો નથી. તેઓ તેમના બાપના ધનનાજ ભોક્તા છે. આસુર વિવાહથી કન્યામાં ઉત્પન્ન થએલા પુત્રો ઈર્ષાળુ, અધર્મિષ્ટ, ચોર, શઠ તથા અધર્મ આચરવાથી વિષમ વૃત્તિઓવાળા હોય છે. ધર્મશાસ્ત્રમાં રહેલા ધર્મને જાણનારા તથા ધર્મમર્યાદામાં સંકલાએલા પ્રાચિન વિદ્વાનો આ સ્થળે યમની કહેલી એક ગાથા ગાય છે— મનુષ્ય પોતાનો પુત્ર વેચીને ધનને ઇચ્છે છે અથવા પોતાનાં જીવનને માટે પૈસા લઈ કન્યા પરણાવે છે, તે મનુષ્ય સપ્તાવર, મહાઘોર એવા કાલસૂત્ર નામના નર્કમાં પડે છે; ત્યાં તે મૂઢને મળ, મૂત્ર તથા સ્વેદ વગેરે ખાવું પડે છે. આર્ષ વિવાહમાં ગોમિથુન અપાય છે, તેને પણ કેટલાક મૃષા કહે છે, હે રાજન્, થોડો અથવા ઘણો પણ તે વિક્રય છે કોઈએ પણ પોતાની સ્વેચ્છાથી આચરેલો એ ધર્મ સનાતન ન ગણાય. કેટલાક ધર્મવિમુખોની તેવી સંપ્રવૃત્તિઓ જોવાથી જણાય છે. બળાત્કારથી વશ કરી કુમારીનો જેયો ઉપભોગ કરે છે, તે પુરૂષો અંધતામિસ્ત્રનર્કમાં પડે છે. પશુ પણ ન વેચાય તો મનુષ્ય કેમ વેચાય? અને પોતાની પ્રજા તો વેચાયજ કેમ ? નક્કી તે અધર્મમૂળ ધનથી કંઈપણ ધર્મ સિદ્ધ થતો નથી.

अन्योप्यथनविक्रेयोमनुष्यःकिंपुनःप्रजाः ॥
अधर्ममूलैर्हिधनैस्तैर्नधर्मोथकश्चन ॥ २३ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० विवा० गु० भा० यमगाथानामपंचचत्वारिंशोऽध्यायः ॥ ४९ ॥

---

તેનો પિતા પોતાના ધનના પાંચ ભાગ પાડી ત્રણ પુત્રને આપે છે અને બે પુત્રીને.

*દત્તક કે વેચાથી લીધેલા પુત્ર કર્તાં પોતાની પરણેત સવર્ણની સ્ત્રીમાં પોતાનાજ ઐશ્વર્યથી ઉત્પન્ન થએલી ઔરસી પુત્રી વિશેષ હકદાર છે. બાપના ધનમાંથી પાંચ ભાગ પાડે તેમાંથી ત્રણ ભાગ ઔરસી પુત્રીના અને બે ભાગ દત્તકાદિ પુત્રોના ગણાય છે.

**भीष्मउवाच ॥ प्राचेतसस्यवचनंकीर्तयंतिपुराविदः ॥**

**यस्याःकिंचिन्नाददतेज्ञातयोनसविक्रयः ॥ १ ॥**

ભીષ્મ પિતા કહેછે–પ્રાચિન વિદ્વાનો કહેછે કે–પ્રાચેતા દક્ષનું કહેવું એવું છે. કે જે કન્યાનાં સંબંધિઓ પોતાને અર્થે કંઈ લેતાં નથી એટલે–તે કન્યાના અલંકારને માટે ઇચ્છેછે તે વિક્રય કહેવાય નહીં. કન્યાના આભૂષણને માટે યત્કિંચિત્ જે કંઈ લેવું, તે કુમારીઓનું પૂજન છે અને તે ઘણુંજ વખાણવા યોગ્ય છે; કેમકે–અશેષ જેટલું છે, તે સઘળું કન્યાને આપવા યોગ્ય છે. માતાપિતા, ભાઈઓ તથા સસરા દીયર વગેરે સઘળાં તેનાં સાસરીઆં પોતાનું શુભ ઈચ્છતાં હોય તેમણે કન્યાનો સત્કાર કરવો તથા ઘરેણાં પેહેરાવવાં તે યોગ્યજ છે. અવશ્ય જો સ્ત્રી રાજી નહીં થાય તો તે પોતાના પતિને હર્ષ નહીં પમાડે, અને જો હર્ષ નહીં પમાડે તો તે પુરૂષ પ્રજાવાળો થઈ વૃદ્ધિ પામશે નહીં. હે મનુષ્યોનારાજા, સ્ત્રીઓ હમેશાં સત્કારને યોગ્ય છે, તેમને રાજી રાખવી. જે ઘરમાં સ્ત્રીઓનું પૂજન (યોગ્ય સત્કાર) થાયછે, તે ઘરમાં દેવતાઓ રમે છે. જે ઘરમાં સ્ત્રીઓનું પૂજન નથી ત્યાં સઘળી ક્રિયાઓ અફળ છે. જે કૂળમાં છોકરીઓ શોક કરે છે, તે કૂળ નથી. દીકરીઓએ શાપ દીધેલાં ઘર કૃત્યા દેવીથી નિકંદન થયા સર્ખા સમજવાં. હે પાર્થિવ! લક્ષ્મીહિન તે ઘર શોભતાં પણ નથી, તેમ વૃદ્ધિ પણ પામતાં નથી. સ્વર્ગને જીતવાને ઈચ્છા કર્તા પુરૂષોના મનને સ્ત્રીઓ જીતી લે છે, તેયો અબળા, જલદી ગુહ્યવસ્ત્રો કાઢી લેવાય તેવીઓ તથા સત્યને જીતી લેનારીઓ છે. તેમને ઈર્ષ્યાળું, માનની ભૂખીઓ, અત્યંત ક્રોધી તથા સ્નેહ વગરની જે જાણે છે તે મૂર્ખા છે. સ્ત્રીઓ માનને યોગ્ય છે, પુરૂષોએ તેમને માનવી. સ્ત્રીહેતુક ધર્મ કેવળ રતીભોગ એજ છે. તેમનાથી પુરૂષોની સેવા તથા નમસ્કાર પ્રાપ્ત થાઓ. સંતતી ઉત્પન્ન કરવી તથા ઉત્પન્ન થએલીનું પાલન કરવું, તે સ્ત્રીઓનું કામ છે. પ્રીતિને ખાતર તથા લોકલાજે સ્ત્રી નિબંધન વેઠે છે. સન્માન પામેલીઓ તે સઘળાં કાર્યોને સંપાદન કરે છે. સ્ત્રીધર્મ વિષયમાં વિદેહ રાજાની પુત્રીએ શ્લોક કહ્યા છે—સ્ત્રીઓને યજ્ઞ, ક્રિયા, શ્રાદ્ધ કે ઉપવાસ કાંઈજ કરવાનું નથી, ફક્ત પોતાના સ્વામીની શુશ્રૂષા કરવી તેજ મુખ્ય ધર્મ છે; તેથીજ તેમણે સ્વર્ગ જીતાય છે. કૌમાર અવસ્થામાં પિતા તેમનું રક્ષણ કરે છે. યુવા અવસ્થામાં પોતાનો ભર્ત્તા અને વૃદ્ધા અવસ્થા થવા પછી પુત્રો રક્ષણ કરે છે, સ્ત્રી એકે અવસ્થામાં સ્વતંત્ર થવાને

યોગ્ય નથી. એ સ્ત્રીઓ માત્ર લક્ષ્મીરૂપ છે. સ્મૃદ્ધિને ઈચ્છતા પુરૂષે તેણીનો સત્કાર કરવો. હે ભારત! પાલન કરવાથી તથા સાચવી રાખવાથી સ્ત્રી શ્રી-રૂપ થાય છે.

श्रियएताःस्त्रियोनामसत्कार्याभूतिमिच्छता ॥
पालितानिगृहीताचश्रीःस्त्रीभवतिभारत ॥ १९ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गु० भा० षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

युधिष्ठिरउवाच ॥ सर्वशास्त्रविधानज्ञराजधर्मविदुत्तम ॥
अतीवसंशयच्छेत्ताभवान्वैप्रथितःक्षितौ ॥ १ ॥

યુધિષ્ઠિર રાજા પૂછે છે—હે સઘળાં શાસ્ત્રના વિધાનને જાણનારા, હે રાજધર્મના જાણનારાઓની મધ્યે ઉત્તમ, પૃથ્વીમાં અવશ્ય સંશય છેદવામાં તમે ઘણાજ પ્રખ્યાત છો. હે પિતામહ, હે રાજન્, (મારા મનમાં) આ એક ઉત્પન્ન થએલો સંશય મટયા શિવાય તમને હું બીજું કંઈ પૂછીશ નહીં. હે મહાબાહો, ધર્મમાર્ગે ચાલનાર પુરૂષનું જે કર્ત્તવ્ય છે, તે સઘળું તમે મને કહેવાને યોગ્ય છો. હે પિતામહ, બ્રાહ્મણને બ્રાહ્મણી, ક્ષત્રિયા, વૈશ્યા તથા રતિની ઈચ્છાએ (કદાચિત્) શૂદ્રા એ ચાર વર્ણની સ્ત્રીઓ બતાવી, હે કુરૂ કુળમાં ઉત્તમ, તે સઘળી સ્ત્રીઓમાં પુત્ર ઉત્પન્ન થયા તો તે સઘળાઓમાં અનુક્રમે કયો છોકરો બાપના ધનમાં ભાગ લેવાને યોગ્ય છે? હે પિતામહ, કયા છોકરાએ તે પિતાના ધનમાંથી કેટલું લેવું? અને તેયો પિતાના ધનની વેહેંચણ કયે પ્રકારે કરે? તે હું તમારાથી સાંભળવાને ઈચ્છું છું. ભીષ્મપિતા કહે છે–હે યુધિષ્ઠિર, બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, એ ત્રણ દ્વિજાતિય વર્ણ છે, તેમનામાં બ્રાહ્મણપણાનો ધર્મ કહેલો છે. હે પરંતપ, વૈષમ્યથી, લોભથી કે કામથી બ્રાહ્મણને કદાચિત્ શૂદ્રા સ્ત્રી થાય બાકી શાસ્ત્રથી તો કહી નથી, કેમકે–શૂદ્રાને શય્યામાં આરોપણ કરવાથી બ્રાહ્મણ અધોગતિને પામેછે, એટલુંજ નહીં પરંતુ વેદે દર્શાવેલા કર્મ પ્રમાણે પ્રાયશ્ચિત્તવાળો થાયછે, વળી શૂદ્રામાં અપત્ય ઉત્પન્ન થવાથી બ્રાહ્મણ બમણો પ્રાયશ્ચિત્તિ થાય છે. હે ભારત, હવે તને બ્રાહ્મણે ઉપાર્જન કરેલા ધનની વેહેંચણ કહુંછું–

ગાયો, પશુ, વાહન વગેરે જે પિતાનું પ્રધાનતમ ધન છે. તેમાંથી મુખ્ય ત્રિભાગ બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર લે. હે યુધિષ્ઠિર, બાકી રહેલા બ્રાહ્મણના ધનના દશ ભાગ કરવા, તેમાંથી પણ બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર ચાર ભાગ ગ્રહણ કરે. ક્ષત્રિયાથી ઉત્પન્ન થએલો પુત્ર તે પણ બ્રાહ્મણ છે, તેમાં સંશય નહીં તથાપિ માતાના ભેદથી તેતો પિતાના ધનમાંથી ત્રણ ભાગ ગ્રહણ કરવાને યોગ્ય છે. ત્રીજી વર્ણમાં ઉત્પન્ન થએલો એટલે બ્રાહ્મણથી વૈશ્યામાં ઉત્પન્ન થએલો છોકરો પિતાના ધનમાંથી બે ભાગ ગ્રહણ કરી શકે. બ્રાહ્મણથી શૂદ્ર વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થએલો છોકરો હમેશાં ધન ન આપવા યોગ્ય કહેલો છે, પણ હે ભારત, શૂદ્રા પુત્રને અલ્પ ( એકભાગ ) તો આપવું. પિતાએ દશ ભાગ પાડેલા ધનનો એ અનુક્રમ છે. સવર્ણ એટલે સઘળી બ્રાહ્મણીઓમાં ઉત્પન્ન થયેલા પુત્ર હોય તો પિતાએ સઘળા પુત્રોના સર્ખા ભાગ કલ્પવા. નિપુણપણું ન હોવાથી શૂદ્રા પુત્રનેય બ્રાહ્મણ માને છે, ત્રણ વર્ણમાં એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય વર્ણની સ્ત્રીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થએલો પુત્ર અવશ્ય બ્રાહ્મણ થાયછે. વર્ણ ચાર કહેલા છે, પાંચમો ગણાય નહીં માટે શૂદ્રાપુત્ર પિતાના ધનમાંથી દશમો ભાગ ગ્રહણ કરી શકેછે, તે પણ પિતાએ આપેલું લઇ શકે, વગર આપ્યે હરણ કરવાને યોગ્ય નથી. હે ભારત, શૂદ્રાપુત્રને અવશ્ય ધનનો દશમો ભાગ આપવો ખરો. નિર્દયતા ન રાખવી એ મોટો ધર્મ છે, માટે તેને આપવું, ગમેત્યાં ઉત્પન્ન થયો પરન્તુ ગુણને લઇ મળેછે. હે ભારત, તેથીપણ પિતા પુત્રવાળો છે કદાપિ પુત્ર વગરનો અપુત્ર રહેતો? માટે દશમા ભાગથી અધિક ધન શૂદ્રા પુત્રને આપવું નહીં. ત્રણ વારસોના ભાગથી બ્રાહ્મણીના પુત્રનું ધન જ્યારે અધિકછે ત્યારે તેણે તેનો મિથ્યા વ્યય ન કર્તાં તે વડે યજ્ઞાદિક કર્મ આદરી યજન કરવું. ઘણા ધનવાળો છતાં પતિએ સ્ત્રીને ત્રણ હજાર કર્તાં વિશેષ ધન આપવું નહીં. ભર્તાએ આપેલા તે ધનને સ્ત્રી યથાર્થ એટલે સદ્‌માર્ગે ઉપભોગ કરવાને યોગ્યછે. તે પણ પતિએ આપેલું ધન સ્ત્રીઓ ભોગવવાને શક્તિમાન્ થાયછે, માટે કોઈ દિવસ પતિના ધનમાંથી સ્ત્રીઓએ ઉન્ડાવી લેવું નહીં. હે યુધિષ્ઠિર, સ્ત્રીને તેણીના પિતાએ આપેલું ધન હોય તો તે બ્રાહ્મણીની કન્યા ગ્રહણ કરેછે, કેમકે જેવો પુત્ર તેવીજ પુત્રી સમજવી. હે કુરુનંદન, હે રાજન્, તે પુત્રી પણ પુત્રના જેવીજ કહેલી છે. હે ભરતકુળમાં ઉત્તમ, શાસ્ત્રમાં કહેલો ધર્મ મેં તને યથાસ્થિત દેખાડચો. ધર્મ એજ પ્રકારે

છે, એમ વિચારીને ધનનો મિથ્યાવ્યય ન કરવો. યુધિષ્ઠિર પૂછે છે—શૂદ્રાને વિષે ઉત્પન્ન થએલો પુત્ર હમેશાં ધન આપવાને યોગ્ય નથી, એમ કહ્યું તેમ છતાં દશમો ભાગ કયી રીતે આપવો ? કેમકે તે દાન વિરૂદ્ધ છે. બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર બ્રાહ્મણ જાણવો તેમાં કંઈ સંશય નહીં, તેમ ક્ષત્રિયામાં તથા વૈશ્યામાં જન્મેલો તે પણ તેવોજ સમજવો. હે રાજાઓમાં ઉત્તમ, જ્યારે તમે તે સઘળા ત્રણવર્ણના પુત્રોને બ્રાહ્મણ કહ્યા ત્યારે તે શૂદ્રા પુત્ર વિષમ ભાગને શા રીતે ભજે ? તે મને કહો. ભીષ્મપિતા કહે છે—હે શ્રેષ્ઠ તપવાળા, જેણે કરીને લોકમાં સ્ત્રીને 'દારા' એ પ્રકારે એક (સમાન) નામથી કહીએ છીએ, તે કહેવાએલા *'દારા' નામથી આ વિશેષ સુમહાન્ થાય છે. બ્રાહ્મણે ત્રણ વર્ણની ભાર્યાઓ પ્રથમ કરી હોય અને બ્રાહ્મણ વર્ણની પછીથી પરણે તોપણ તે મોટી ગણાય, તે ભાર્યા પિતાના ગૌરવથી પુજવાને યોગ્ય તથા મુખ્ય ગણાય. સ્નાન, પ્રસાધન, દંતધાવન, અંજન, દેવ અન્ન ( હવ્ય ), પિતૃ અન્ન, ( કવ્ય ) તથા ઘરમાં જે બીજું ભર્ત્તાનું ધર્મ સંબંધિ કાર્ય હોય તે સઘળું બ્રાહ્મણી વિદ્યમાન છતાં બીજા વર્ણની સ્ત્રી કદી કરીશકે નહીં. ભર્ત્તાનાં અન્ન, પાન, માલ્ય, વસ્ત્ર તથા આભરણ વગેરે જે કંઇ હોય, તે તેણે બ્રાહ્મણીને સોંપવાં, કેમકે—તે મોટી ગણાય છે હે કુરૂનંદન, મનુએ જે શાસ્ત્ર કહ્યું છે તેમાં પણ સનાતન ધર્મ એજ દેખાડ્યો છે. હે યુધિષ્ઠિર, જો મોહથી બ્રાહ્મણ બતાવેલી રીતથી ઉલટું વર્તતો તે પૂર્વે દર્શાવેલા ચાંડાળ સદૃશ સમજવો. હે રાજન્, બ્રાહ્મણીના પુત્ર સર્ખો ક્ષત્રિયાથી ઉત્પન્ન થએલો પુત્ર હોય છે, બેઉ માતાઓનો વર્ણભેદ છે, કેમકે—ક્ષત્રિયા અને બ્રાહ્મણી એ બેઉ જાતિથી સમાન ન કહેવાય. હે રાજાઓ મધ્યે ઉત્તમ, હે યુધિષ્ઠિર, બ્રાહ્મણીનો પુત્ર પ્રથમ ગણાય, પિતાના ધનમાંથી ફરી ફરીને તે ભાગ લેવાને યોગ્ય થાય છે. જેમ ક્ષત્રિઆ બ્રાહ્મણી સરખી કદિ ન ગણાય તેમ ક્ષત્રિયાની બરોબર વૈશ્યા પણ કદી ગણાય નહીં. હે યુધિષ્ઠિર, લક્ષ્મિ, રાજ્ય, કોશ, ( ભંડાર ) અને સાગરાન્ત પૃથ્વી ક્ષત્રિયોની કહેવાય છે. ખરે ક્ષત્રિઓ પોતાના સ્વધર્મથી ભારે લક્ષ્મી સંપાદન કરે છે. દંડનો ધારણ કરનાર રાજા અવળે માર્ગે ચાલનાર ક્ષત્રિયોથી રક્ષણ

*ધર્મ, અર્થ અને કામની અપેક્ષાવાળા પુરૂષોએ દારપદની પ્રવૃત્તિ નિમિત્ત જે આદર થાય છે, તે આદર ભોગને અર્થે કરેલી શૂદ્રામાં પણ છે, માટે તેણીનો પુત્ર પણ ભાગને યોગ્ય છે.

કરે છે. અવશ્ય મહા ભાગ્યશાલિન્ બ્રાહ્મણો દેવના પણ દેવ છે. હે રાજન્, તેમને વિષે વિધિ પૂર્વક પૂજાથી વર્ત્તવું. અવિનાશી શાસ્વત ધર્મ ઋષિપ્રણિત જાણી ક્ષત્રિયો સ્વધર્મથી તેમને વિષે લોપાતાં રક્ષણ કરે છે. ચોર લોકોએ હરણ થતું ધન તથા દારા વગેરેને ક્ષત્રિય રક્ષણ કરે છે. સઘળી વર્ણને ત્રાતા (રક્ષણ કરનારો) રાજા હોય છે. બ્રાહ્મણથી વૈસ્યામાં થએલા પુત્ર કર્ત્તાં ક્ષત્રિયામાં થએલા પુત્ર મુખ્ય ગણાય છે, તેમાં સંશય નહીં. હે યુધિષ્ઠિર, માટે તેણે વૈસ્યા પુત્ર કર્તા પિતાના ધનમાંથી વિશેષ ભાગ લેવો. યુધિષ્ઠિર પૂછેછે—હે પિતામહ, હે રાજન્, તમે બ્રાહ્મણનો વિધિ યથાસ્થિત મને કહ્યો, હવે ઈતર વર્ણનો નિયમ શી રીતે છે? તે મને કહો. ભીષ્મપિતા કહેછે—હે કુરુનંદન, ક્ષત્રિઓને પણ બે ભાર્યા કહેલી છે. કદાપી ત્રીજી શૂદ્રા સ્ત્રી થાય પરન્તુ તે શાસ્ત્ર વિધિથી તો કહી નથી. હે યુધિષ્ઠિર, ક્ષત્રિઓનો પણ એવો ક્રમ જણાય છે. હે મનુષ્યોના રાજા, ક્ષત્રિયે પોતાના ધનના આઠ ભાગ કરવા. તે પિતાના ધનમાંથી ક્ષત્રિયાનો પુત્ર ચાર ભાગ ગૃહણ કરે. રથ, ગજ, આયુધ તથા કવચ વગેરે જે યુદ્ધાવહારિ ધન છે, તે તો ક્ષત્રિયાનો પુત્રજ લઈશકે. વૈસ્યાથી ઉત્પન્ન થએલો ત્રણ ભાગ લે અને શૂદ્રાથી ઉત્પન્ન થએલો છેલ્લો એટલે આઠમો ભાગ ગૃહણ કરે. તે પણ પિતાનો આપેલો લઈ શકે, વગર આપે લેવાને યોગ્ય નથી. હે કુરુનંદન, વૈસ્યથી એકજ સ્ત્રી થાય, બીજી શૂદ્રા થાય પણ શાસ્ત્ર વિધિથી તો કહેલી નથી. હે ભરતર્ષભ, કુન્તાના પુત્ર, વૈસ્યાને વિષે વર્તતા અને શૂદ્રાને વિષે પણ વર્તતા વૈસ્યને તે બેઉ સ્ત્રીઓમાં વિશેષ નિયમ દર્શાવ્યો છે. હે ભરતકુળમાં ઉત્તમ, વૈસ્યે પોતાના ધનના પાંચ ભાગ પાડવા. હે મનુષ્યોના રાજા, હવે તે બેઉ સ્ત્રીઓના અપત્યોને તે ધનની વેહેંચણ હું તને કહુંછું—પિતાના ધનમાંથી વૈસ્યાના પુત્રે ચાર ભાગ લેવા, હે ભારત, છેવટનો પાંચમો ભાગ શૂદ્રા પુત્રને આપવો, તે પણ પિતાએ આપેલો તેણે લેવો, વગર આપે ગૃહણ કરવાને યોગ્ય નથી. હમેશાં ત્રણ વર્ણથી ઉત્પન્ન થએલો શૂદ્ર ધન આપવાને યોગ્ય છે. શૂદ્રથી પોતાના વર્ણનીજ ભાર્યા થાય બીજી કદાપી થાય નહીં. તેને કદી સો છોકરા થાય તોપણ પિતાના ધનમાં તે સઘળા સમાન ભાગીઆ છે. સઘળી વર્ણને સમાન વર્ણની સ્ત્રીથીઉત્પન્ન થએલા પુત્રો પિતાના ધનમાં સર્ખા ભાગીઆ છે. મોટા પુત્રનો ભાગ મોટો ગણાય, તેનું પ્રધાનપણું છે માટે તે એક અંશ વિશેષ ગૃહણ કરે. હે પાર્થ, પૂર્વે બ્રહ્માએ

કહેલો તે દાયવિધિ મેં તને કહ્યો. સમાન વર્ણમાં ઉત્પન્ન થએલાઓને મોટો ભાઈ મુખ્ય ગણાયછે. વિવાહ વૈશિષ્ટ કરેલો પૂર્વ પૂર્વ અવશેષ રહેછે. સમાન વર્ણના પુત્રો છતાં મોટો પુત્ર પ્રધાન અંશ (ભાગ) ગૃહણ કરે, મધ્યમ ભાગ મધ્યમ પુત્ર લે અને કનિષ્ટ પુત્ર કનિષ્ટ ભાગને ગૃહણ કરે. એ પ્રકારે સઘળી જાતિઓમાં સવર્ણ શ્રેષ્ઠતાને પામે છે. મોટા ઋષિ મરિચિના પુત્ર કાશ્યપે પણ એમજ કહ્યું છે.

एवंजातिषुसर्वासुसवर्णश्रेष्ठतांगतः ।
महर्षिरपिचैतद्वैमारीचिःकाश्यपोब्रवीत् ॥ ६१ ॥

इतिश्रीमहा भा० अ० प० दान ध० वि० रिक्थविभागो० गु० भा० सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ अर्थाल्लोभाद्वाकामाद्वावर्णानांचाप्यनिश्चयात् ॥
आज्ञानाद्वापिवर्णानांजायतेवर्णसंकर; ॥ १ ॥
तेषामेतेनविधिनाजातानांवर्णसंकरे ॥
कोधर्मःकानिकर्माणितन्मेब्रूहिपितामह ॥ २ ॥

યુધિષ્ઠિર પૂછે છે–હે પિતામહ. અર્થથી, લોભથી કે કામથી અથવા વર્ણનો ખરો નિશ્ચય ન થવાથી કે વર્ણની અણમાહિતીથી પણ વર્ણસંકર (પ્રજા) ઉત્પન્ન થાયછે. એમાં કોઇ કારણથી ઉત્પન્ન થયેલી તે વર્ણસંકર પ્રજાનો ધર્મ શો તથા તેમનાં કર્મ કયાં? તે મને કહો. ભીષ્મપિતા કહે છે—ચાર વર્ણને કરવાનાં જે કર્મ દર્શાવ્યાં છે, તે તો કેવળ તે ચાર વર્ણનેજ યથા પ્રકારે કરવાનાં છે, કેમકે–પૂર્વે બ્રહ્માએ યજ્ઞને માટે તે ચાર વર્ણ તથા તેમને યોગ્ય કર્મ સરજ્યાં છે. બ્રાહ્મણને ચારે વર્ણની ભાર્યા હોય, તેમાંથી બે*વર્ણની ભાર્યા (બ્રાહ્મણી તથા ક્ષત્રિયા) માં ઉત્પન્ન થએલા પુત્રો બ્રાહ્મણ કહેવાય છે. પછીની વૈશ્યા તથા શૂદ્રા એ બેઉ જાતિમાં ઉત્પન્ન થ-

---

* બ્રાહ્મણથી ક્ષત્રિયામાં ઉત્પન્ન થએલો પુત્ર, બ્રાહ્મણીના પુત્ર કર્તાં કંઈક નિચ છે, તેને માટે મનુ કહે છે કે—' स्त्रीष्वनंतरजातासुद्विजैरुत्पादितान्सुतान् ॥ सदृशानेवतानाहुर्मातृदोषविगर्हितान् ' इति.

એલા પુત્રો હિન*જાતિય ગણાય છે. બ્રાહ્મણનો શૂદ્રામાં ઉત્પન્ન થએલો પુત્ર પરમ શબતુલ્ય જાણવો, તે શૂદ્રાપુત્ર પારશવ કહેવાય છે. તે પોતાના કુલની શુશ્રૂષા કરનારો થાય છે અને પોતાનું સ્વભાવગત આચરણ છોડતો નથી, માટે સર્વ પ્રકારના ઉપાય ગ્રહણ કરી પોતાના કુલતંત્રને ઉદ્ધારવો. બ્રાહ્મણનો શૂદ્રામાં ઉત્પન્ન થએલો પુત્ર મોટો હોય અને ઉપરની ત્રણ વર્ણની સ્ત્રીયોમાં ઉત્પન્ન થએલા પુત્રો વયે નાના હોય તથાપિ તે ત્રણ નાના-પુત્રોની શુશ્રૂષા કરવાથીજ શૂદ્રાપુત્ર દાનપરાયણ થાય છે. ક્ષત્રિયને ત્રણ વર્ણની સ્ત્રી જોડે સંબંધ છે, તેમાં પોતાની સ્વજાતિયા (ક્ષત્રિયા) માં તથા વૈસ્યાસ્ત્રીમાં ઉત્પન્ન થએલા બેઉ પુત્રો ક્ષત્રિય ગણાય છે, ત્રિજી સ્ત્રિ એટલે શૂદ્રામાં ઉત્પન્ન થએલા પુત્રો, હિનવર્ણ, ઉગ્ર જાતના શૂદ્રો કહેવાય છે. વૈસ્યને બે સ્ત્રીઓ, તેમાં સ્વજાતિયા ( વૈસ્યા ) તથા શૂદ્રા,એ બેઉમાં ઉત્પન્ન થએલા પુત્રો વૈસ્ય ગણાય છે. શૂદ્રને ફક્ત પોતાની વર્ણનીજ ભાર્યા કરવી, અને તેમાં થએલો તેનો પુત્ર શૂદ્રજ કહેવાય છે.અવિશિષ્ટ, અધમ શૂદ્ર બ્રાહ્મણાદિક ત્રણ વર્ણની સ્ત્રીઓનો પ્રધર્ષક થવાથી તેમનામાં ચાર વર્ણોએ નિંદિત બાહ્યવર્ણ ( ચાંડાલાદિ ) ને ઉત્પન્ન કરે છે. ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર સૂત એટલે રાજાઓની વહી વાંચનારો અથવા અશ્વનું પાલન કરનારો બાહ્ય જાતિય ગણાય છે. વૈસ્યથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર વૈદેહિક એટલે સંસ્કારાનર્હ, સ્ત્રીઓના અંતઃપુરનું રક્ષણ વગેરે સ્ત્રીઓ સબંધિ કાર્ય કરનારો થાય છે. શૂદ્રથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર ગામ બહાર વસનારો, રાજાએ મોતની શિક્ષા કરેલા પુરૂષોને હણનારો, અતિ ઉગ્ર ચાંડાળ થાય છે. હે પ્રભો, હે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, તે સઘળા કુળપાંસન છે અને તેઓ વર્ણસંકર ગણાય છે. વૈસ્યથી ક્ષત્રિય વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થએલો પુત્ર વાક્યવૃત્તિવડે જીવનારો માગધ અથવા બંદી કહેવાય છે. શૂદ્રથી વૈસ્યામાં ઉત્પન્ન થએલો પુત્ર બ્રાહ્મણોએ અપ્રતિગૃહ્ય કરવાને યોગ્ય, રથ ઘડાની વૃત્તિથી જીવનારો, વિપથી,આયોગવ ગણાય છે. ઉપર કહે-

*બ્રાહ્મણથી વૈસ્યામાં ઉત્પન્ન થએલા પુત્રને અંબષ્ઠ કહે છે, અને શૂદ્રામાં ઉત્પન્ન થએલો નિષાદ એટલે પારશવ નામનો કહેવાય છે, તેને માટે મનુએ કહ્યું છે કે—' ब्राह्मणाद्वैश्यकन्यायामंबष्ठोनामजायते ॥ निषादःशूद्रकन्यायांयःपारशवउच्यते ' इति ॥

લા અંબષ્ટ, પારસવ, ઉગ્ર, સૂત, વૈદેહક, ચંડાળ, માગધ, નિષાદ અને આયેગવ તે નવેને પોતપોતાની જાતની સ્ત્રીમાં પૂર્વની પેઠે સદૃશવર્ણની પ્રજા ઉત્પન્ન થાય છે અને બીજી એથી પણ હિનયોનિઓમાં પ્રસંગ થવાથી તેયોની પ્રજા, પોતાની માતાની જાતિય ગણાય છે. જેમ ચાર વર્ણોમાં અનુક્રમે બે વર્ણની સ્ત્રીમાં સદૃશ એટલે પિતાની જાતિયે જાતિય પ્રજા ઉત્પન્ન થાય છે, અને આનંતર્યથી અનુક્રમે બાહ્ય પ્રજાઓ ઉત્પન્ન થાય છે, તેમ અત્રે પણ અનુક્રમ સમજવો. નવ જાતની સંકર પ્રજાઓ પણ સ્વયોનિમાં સર્ખા વર્ણની પ્રજા ઉત્પન્ન કરે છે. પરસ્પર દારાઓમાં વિગર્હિત પ્રજા ઉત્પન્ન કરે છે. જેમ શૂદ્ર બ્રાહ્મણીને વિષે બાહ્ય જંતુને પ્રસવે છે તેમ ચાતુર વર્ણ્યથી બાહ્યતર પ્રજાઓ પરસ્પર સંસર્ગથી બાહ્ય પ્રજાઓને જન્મ આપે છે. બાહ્ય અને બાહ્યતરથી વળી પ્રતિલોમ (સંકર) પ્રજાની વૃદ્ધિ થતી જાય છે. હિન પ્રજાઓથી પંદર જાતની હિન પ્રજાઓ પ્રસવે છે. અગમ્યાને ગમન કરવાથી વર્ણસંકર ઉત્પન્ન થાય છે. [illegible] બાહ્ય પ્રજાઓમાં સૈરંધ્રી*તથા માગધીને વિષે રાજાઓનાં આભૂષણ, ચંદનલેપ વગેરે તૈયાર કરનાર દાસવૃત્તિથી જીવનારી દાસ પ્રજા ઉત્પન્ન થાય છે. માગધી તથા સૈરંધ્રીમાં આયોગવથી આયોગવ સૈરંધ્ર એટલે વાગુરા વૃત્તિથી જીવનારી બાહ્ય પ્રજા પ્રસવે છે. તે બેઉ સ્ત્રીઓમાં વૈદેહથી મદીરા વૃત્તિથી જીવનારી મૈરેયક પ્રજા ઉત્પન્ન થાય છે. ઉપલી વર્ણમાં નિષાદથી મદગુર એટલે નૌકાની વૃત્તિથી જીવનારી દાસવર્ણ જન્મે છે. વળી ચાંડાળથી, શ્વપાક એ નામથી વિખ્યાત એવી સ્મશાનાધિકારિણિ પ્રજા પ્રસવે છે. માગધિમાં માંસ વેચનારી, માંસ સુધારનારી, માંસ રાંધનારી તથા સૌગંધ એ ચાર જાતિય માયોપજીવિ તથા ક્રૂરસ્વભાવની ઉત્પન્ન થાય છે. વૈદેહકથી પાપિષ્ટ, ક્રૂર તથા માયોપજીવિન પ્રજા પ્રસવે છે, તેમ નિષાદથી ગધેડા ઉપર બેસી પ્રયાણ કરનારી મદ્રનાભ પ્રજાઓ ઉત્પન્ન થાય છે. ચાંડાળથી મુડદાનું ખાપણ લેનારી, ઠીકરામાં ખાનારી તથા ખર, અશ્વ અને હાથિનું માંસ ભક્ષણ કરનારી પુલ્કસજાતિય જન્મે છે. આયોગવીમાં તે ત્રણ જા-

---

* રાજવળાની સ્ત્રીઓની દાસીઓની એક જાત છે,

उक्तंतु कात्येन । 'चतुःषष्टिकलाभिज्ञाशीलसूपादिसेविनी । प्रसाधनोपचारज्ञासैरंध्रीपरिकीर्त्तिता ॥'

તની હિનવર્ણ પેદા થાય છે. વૈદેહકથી નિષાદિમાં ક્ષુદ્ર અને અંધ્રજાતિય[1] પ્રજા ઉત્પન્ન થાય છે ચામડીઆથી નિષાદિમાં કારાવર નામની પ્રજા પેદા થાય છે. ચાંડાળથી નિષાદિમાં પાંડુસૌપાક, ત્વકસાર (વેણ) પ્રજા ઉત્પન્ન થાય છે. નિષાદથી વૈદેહીમાં આહિંડક વર્ણ પ્રસવે છે. ચાંડાળથી વૈદેહીમાં ચાંડાળ સદૃશવૃત્તિવાળો સૌપાક જન્મે છે. ચાંડાળથી નિષાદીમાં પણ બાહ્યવર્ણે બહિષ્કૃત કરેલો સ્મશાનમાં ગતિ કરનારો અંતે વસાયિન પુત્ર જન્મે છે. એ પ્રકારની તે સંકર*વર્ણ માતા પિતાના વ્યતિક્રમથી પેદા થાય છે. તે ઢંકાએલી તથા પ્રકાશ વર્ણો તેમના પોતપોતાના કર્મોવડે જણાઈ આવે છે. ચાતુરવર્ણનો ધર્મ શાસ્ત્રવિહિત છે. બાહ્યવર્ણનો ધર્મ શાસ્ત્રમાં દેખાડેલો નથી. ધર્મહિન વર્ણોની સંખ્યા નથી. જાતિય નિયમ તોડી પરસ્પર સ્વેચ્છાથી ઉત્પન્ન થએલી, યજ્ઞો તથા સાધુપુરૂષોએ બહિષ્કૃત કરેલી પ્રજાઓ સ્વેચ્છાથી આશ્રય પ્રમાણે જીવિકા ચલાવે છે તથા મરજી મુજબ કર્મ આચરે છે. તે ગણાવેલી સંકરવર્ણ,

---

૧ વગડાઉ પશુઓને મારનારી જાત.

*માગધીમાં આયોગવ, વૈદેહક, નિષાદ તથા ચાંડાળ એ ચારથી ઉત્પન્ન થએલી પ્રજા તથા આયોગવિમાં વૈદેહક, નિષાદ તથા ચાંડાળ એ ત્રણથી જન્મેલી પ્રજા અને નિષાદિમાં ચંડાળ તથા વૈદેહક, એ બેઉથી ઉત્પન્ન થએલી પ્રજા, નિષાદિમાં ચંડાળથી ઉત્પન્ન થએલી પ્રજા તથા વૈદેહિમાં ચંડાળ અને નિષાદથી ઉત્પન્ન થએલી એ સઘળી મળી બાર સંકર પ્રજાઓ ગણાઇ. શૂદ્રથી નિષાદિમાં ઉત્પન્ન થએલી પ્રજાને કુક્કુટક કહે છે. વૈદેહકથી અંબષ્ઠિમાં ઉત્પન્ન થએલો પુત્ર વેન ગણાય છે; દ્વિજાતિયથી સવર્ણા સ્ત્રીઓમાં જે અવ્રતો ઉત્પન્ન થાય છે જેયો સાવિત્રી પરિભ્રષ્ટ એટલે વ્રાત્ય કહેવાય છે, એ પછીથી મનુએ ગણાવેલી ત્રણ જાતિય તથા પૂર્વની બાર મળી પંદર સંકર જાતિય કહેવાય છે. વ્રાત્યોને ધર્મસાંકર્યને લઈ પંદર ભેગી ગણના કરી છે. ફક્ત મુખ્ય ચાર વર્ણના ધર્મ, શાસ્ત્રમાં ગણાવ્યા છે. ચાર વર્ણથીજ અનુલોમ પ્રજા અને છ વિલોમ પ્રજા મળીને બાર જાતિય તે બારથી પણ છાસટ જાતની અનુલોમ તથા છાસટ વિલોમ બેઉ મળી એકસોબતરીશ જાતિય ગણાય છે, પછી તેયોની પરસ્પર અનુલોમ વિલોમ બેઉ મળી અનંત ભેદ થાય છે. તે સઘળાનો સમાવેશ મુખ્ય ગણાવેલી પંદર જાતિયમાં થાય છે.

ચકલાં, સ્મશાન, પર્વતની જગાઓ તથા ઝાડીઓમાં વસેછે; પોતાના કુલ ધર્મ પ્રમાણે વૃત્તિ ચલાવેછે અને પોતાને યોગ્ય અલંકાર તથા ઉપસ્કરણો મેળવેછે. હે મનુષ્યોના મધ્યે વ્યાઘ્ર, ગાય બ્રાહ્મણોની સહાય, દયા, સત્ય બોલવું, ક્ષમા તથા પોતાના શરીરથી પણ પારકું રક્ષણ કરવું, એટલાં આચરણોથી તે બાહ્યવર્ણોની સિદ્ધિ થાય છે, એમાં સંશય નહીં. કહેલો ઉપદેશ યથાસ્થિત વિચારીને બુદ્ધિમાન્ પુરૂષે કદી હિનયોનીમાં પોતાનું રેત સિંચવું નહીં. જેમ જલમાં તરનાર મનુષ્ય સાવધાન રહેછે, તેમ સંસારને તરવારની ઇચ્છા કરનાર પુરૂષે સાવધાનીથી વર્તવું. અવિદ્વાન્ પુરૂષોનેજ સ્ત્રીઓ અસદ્ માર્ગે દોરેછે એમાં તો નવાઈજ શી. પણ કામ તથા ક્રોધને વશ થએલા વિદ્વાન્ પુરૂષને તેઓ અવળે રસ્તે દોરી જાય છે. પુરૂષોને દૂષણ આપવું એવો સ્ત્રીઓનો સ્વભાવજ છે માટે રૂડા પંડિત પુરૂષે પ્રમદાઓમાં અતિશે આસક્ત થવું નહીં. યુધિષ્ટિર રાજા પૂછે છે—આર્યના ઘરમાં ઉત્પન્ન થવાથી આર્ય સદૃશ જણાતા, સંકરયોનિથી ઉત્પન્ન થએલા અનાર્ય પુરૂષનો વર્ણ અમે કયે પ્રકારે જાણીએ? ભીષ્મપિતા કહેછે—આર્ય પુરૂષોથી પ્રથક રીતનાં તેનાં આચરણોથી આ પુરૂષ સંકરયોનિથી ઉત્પન્ન થએલો છે, એમ જાણી લેવું. સજ્જન પુરૂષોએ આચરેલા કર્મોવડે યોનિશુદ્ધતા જણાઈ આવેછે. આ લોકમાં એક અનાર્યપણુંજ સંકરયોનિનું ફળ સૂચવેછે તો પછી અનાર્યપણું, અનાચાર, ક્રૂરત્વ તથા નિષ્ક્રિયા વગેરે ત્રણ ચાર દોષો સામટા મળે ઓળખાઈ આવે તેમાં શું આશ્ચર્ય? સંતતી માતા અથવા પિતાના શીલને કે બેઉના શીલને ભજેછે, તો પછી સંકીર્ણ (સંકર પ્રજા) પોતાની યોનિને કેમ ઓળખાવી ન શકે? માતા પિતાના સ્વરૂપ પ્રમાણેજ પ્રજા ઉત્પન્ન થાયછે. જેમ સ્થાવરાદિક પદાર્થો બીજના ગુણને ત્યાગ કર્તા નથી તેમ મનુષ્યો પણ પોતાના જાતિય સ્વભાવને અનુસરેછે. કુલ પ્રવાહમાં ડટાયા છતાં પણ સંકરયોનિમાં ઉત્પન્ન થએલો પુરૂષ, થોડા અથવા બહુ જાતિય શીલને અનુસરેછે. પોતાનો સ્વભાવજ સુવર્ણ અથવા અન્ય વર્ણનો નિશ્ચય કરી આપેછે. સુવર્ણ કદાપિ બહારથી ક્રૂર જણાય તથાપિ કાર્ય સમયે શાન્ત લાગેછે. લોકમાં નાના પ્રકારના વૃત્તવાળા પ્રાણીઓ અનેક પ્રકારના કર્મમાં ગુંથાયછે તો પણ સ્વાભાવિક આચરણ સમાન બીજું સારૂં આચરણ દીશી આવતું નથી. સંકરયોનિથી ઉત્પન્ન થએલો પુરૂષ, બીજગુણનું પ્રાબલ્ય છે, માટે શાસ્ત્રબુદ્ધિવડે નીચ માર્ગમાંથી હઠતો નથી. વયથી ગમે તો મોટો, મધ્યમ કે

કનિષ્ટ હોય તથાપિ સમાન સત્વથી ઉત્પન્ન થએલો સુખી થાયછે. સમાન શીલવાળો વૃદ્ધ છતાં પણ વિહિનને સત્કાર ન કરવો. ધર્મનો જાણનાર સદાચરણિ શૂદ્ર હોય, તે છતાં પણ તેને સત્કાર કરવો. પુરૂષ સારાં આચરણ, ચારિત્ર, કુલ તથા શુભાશુભ કર્મોવડે પોતાનું પોત અવસ્ય કહી આપે છે, પોતાનાં શુભ કર્મથી નાશ પામેલા કુળને પણ મનુષ્ય ઝટ પ્રકાશ કરી આપે છે. સંકીર્ણો તથા ઇતર એ સઘળી યોનિઓમાં આત્માને ઉત્પન્ન કરવો નહીં, ડાહ્યો પુરૂષ તેનો ત્યાગ કરે છે.

योनिष्येतासुसर्वासुसंकीर्णास्वितरासुच ॥
अत्रात्मानंनजनयेद्बुधस्तांपरिवर्जयेत् ॥ ५० ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० विवा० गु० भा० संकरोनामअष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥

---

युधिष्ठिरउवाच ॥ ब्रूहितातकुरुश्रेष्ठवर्णानांत्वंपृथक्पृथक् ॥
कीदृश्यांकीदृशाश्चापिपुत्राःकस्यचकेचते ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે કુરૂ શ્રેષ્ઠ, હે તાત, પ્રત્યેક જૂદી જૂદી વર્ણોમાં કેવી જાતના પુત્રો કોના કહેવાય અને તે કેવા તથા તેમનાં નામ શું? તે મને કહો. પુત્રના સંબંધમાં વિવિધ પ્રકારના બહુ વાદ મેં બ્રાહ્મણોથી પૂર્વે સાંભળ્યા છે, માટે હે રાજન્, આ વિષયમાં ભ્રાન્તિવાળો અમારો સંશય છેદવાને તમે યોગ્ય છો. ભીષ્મપિતા કહે છે—અનંતરજ—એટલે સવર્ણની ભાર્યામાં પોતાથી થએલો પુત્ર ઔરસ સમજવો. પોતાની સ્ત્રીમાં કહેવાથી બીજાએ રેત આરોપણ કર્યું હોય તેથી ઉત્પન્ન થએલો પુત્ર નિરૂક્તજ જાણવો. વગર કહ્યે લંપટપણાથી પારકા ક્ષેત્ર (સ્ત્રી) માં બીજ રોપણ કરવાથી થએલો પુત્ર પ્રસૃતજ કહેવાય છે. તેજ પ્રમાણે પતિતથી પોતાની ભાર્યામાં ઉત્પન્ન થએલો પુત્ર તથા પાંચમો દત્તક અને છટ્ઠો વેચાથી લીધેલો ક્રીતપુત્ર ગણાય છે. સગર્ભાને પરણી લાવ્યા પછી તે ગર્ભમાંથી ઉત્પન્ન થએલો પુત્ર અધ્યૂઢ, એ સાતમો પુત્ર કહેવાય છે. છ જાતના અપધ્વંસ તથા છ જાતના અપસદ અને કુંવારી કન્યાથી ઉત્પન્ન થએલો કાનીન એ સઘળા મળીને વિશ પ્રકારના પુત્રો હે ભારત, તારે જાણી લેવા. યુધિષ્ઠિર પૂછે છે—છ પ્રકારના અપધ્વંસ તથા અપસદ પુત્રો તે કયા? તે સઘળું યથાસ્થિત તમે

મને કહેવાને યોગ્ય છો. ભીષ્મપિતા કહે છે—હે યુધિષ્ઠિર, બ્રાહ્મણને ક્ષત્રિયા, વૈશ્યા તથા શૂદ્રિ એ ત્રણ વર્ણમાં ઉત્પન્ન થએલા પુત્રો, ક્ષત્રિયને વૈશ્યા તથા શૂદ્રિ એ બેઉ વર્ણમાં ઉત્પન્ન થએલા પુત્રો, અને વૈશ્યને શૂદ્રવર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થએલા પુત્રો, એ છએ પ્રકારના પુત્રો અપધ્વંસજ ગણાય છે. હવે અપસદ પુત્રો કહું તે સાંભળ—શૂદ્રથી બ્રાહ્મણીમાં તથા ક્ષત્રિયામાં ઉત્પન્ન થએલા ચાંડાળ, વ્રાત્ય તથા વૈદ્ય અને વૈશ્યામાં ઉત્પન્ન થએલો એ ત્રણે અપસદ કહેલા છે. બ્રાહ્મણી અને ક્ષત્રિયામાં વૈશ્યને ઉત્પન્ન થએલા માગધ તથા વામક અને ક્ષત્રિયથી બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો સૂત એ ત્રણ તથા ઉપર બતાવેલા ત્રણ મળી, છએ અપસદ પુત્રો કહેવાય છે. હે મનુષ્યોના રાજા, એ પુત્રો એજ પ્રકારના છે તેમને મિથ્યા કરવાને કોઈ શક્તિમાન્ નથી. યુધિષ્ઠિર પૂછે છે—કેટલાક ક્ષેત્રથી ઉત્પન્ન થએલાને પુત્ર કહે છે, કેટલાક શુક્રથી ઉત્પન્ન થએલાને પુત્ર કહે છે, તો હે પિતામહ, ક્ષેત્રવાળો તથા રેત સિંચનારો એ બેઉમાંથી તે ખરો પુત્ર કોનો? તે મને કહો. ભીષ્મપિતા કહે છે—રેતથી ઉત્પન્ન થએલો પુત્ર તો ઔરસ પુત્રજ ગણાય છે. ક્ષેત્રજ પુત્ર જો બીજ આરોપણ કરનારે ત્યાગ કર્યો હોય તો પોતાનો થાય છે, તેમ અધ્યૂઢ પુત્ર પણ રેત અર્પણ કરનારે ત્યાગ કર્યો હોય તો કન્યાને પરણી જનારનોજ છે, જો ન ત્યાગ થયા હોય તો બેઉ પુત્રો રેતઃપ્રદનાજ સમજવા. યુધિષ્ઠિર પૂછે છે—જો રેતજ પુત્ર કહેવાય છે તો ક્ષેત્રજ તથા અધ્યૂઢ એ બેઉને પુત્રત્વ સિદ્ધ કરવાનું વળી કયું શાસ્ત્ર? ભીષ્મપિતા કહે છે—પોતે પુત્ર ઉત્પન્ન કરીને કંઈ કારણને લઈ તે પુત્રનો ત્યાગ કરે તો તે ક્ષેત્રપતિનોજ પુત્ર છે. તે પુત્રનો ધણી તેજ થાય છે. હે પૃથ્વીપતે, પુત્રની કામનાવાળો પુત્રને અર્થે સગર્ભા કન્યાને વરે પછી તે ગર્ભથી ઉત્પન્ન થએલો પુત્ર ક્ષેત્રપતિનોજ થાય, રેતઃપ્રદનો ગણાય નહીં. હે ભરતર્ષભ, પારકા ક્ષેત્રમાં ઉત્પન્ન કરેલો પુત્ર તેનાં ગુહ્ય લક્ષણોવડે અવશ્ય ઓળખાય છે કે–તે પોતાનો નહીં, કદાપિ કૃતક પુત્ર સંગ્રહથી ઓળખાય છે બાકી તેનું રેત કે ક્ષેત્ર કંઇ લક્ષમાં આવતું નથી. યુધિષ્ઠિર પૂછે છે—હે ભારત, કૃતક પુત્ર સંગ્રહથી શી રીતે લક્ષમાં આવે? કેમકે તેના શુક્ર તથા ક્ષેત્રની ખબર હોતી નથી. ભીષ્મપિતા કહે છે—માબાપે જેને વાટમાં નાંખી દીધો છે અને જેનાં માતા પિતાની ખબર જણાતી નથી તે કૃત્રિમ પુત્ર થાય છે. જેનો કોઈ સ્વામિ નથી તેને પાળી પોશી જે તેનો

સ્વામિ થાય છે, તે જે વર્ણનો હોય તેજ વર્ણનો તે તેનો પુત્ર ગણાય છે. યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, કેમ જણાય કે તે કોનો—કેઇ વર્ણનો છે, તેને સંસ્કાર કયે પ્રકારે કરાય? તેને કન્યા કેમ આપે? તે સઘળું મને કહો. ભીષ્મપિતા કહે છે—માતા પિતાએ રસ્તામાં ત્યાગ કરેલા પુત્રને તેનો પોષણ કરનાર સ્વામિ પોતાની વર્ણનો સંસ્કાર કરીશકે અને તે તેની વર્ણનોજ થાય. તેના સ્વામિનાં જે સગાં સંબંધી તે તેનાં પણ ગણાય. હે યુધિષ્ઠિર, તે કૃત્રિમ પુત્રને તેના સ્વામિના વર્ણનીજ કન્યા આપવા યોગ્ય થાય. કાનિન તથા અધ્યૂઢ એ બેઉ જાતના પુત્રો કિલ્વિષ જાણવા. તે બેઉની માતાના વર્ણનો નિશ્ચય છે માટે તેમને માતાના વર્ણ, ગોત્ર વગેરેનો સંસ્કાર થાય છે. તે બેઉ છોકરાને ક્ષેત્રપતિએ પોતાના પુત્રોની પેઠેજ સંસ્કારયોગ્ય કરવા એવો નિશ્ચય છે. ક્ષેત્રજ, અપસદ તથા અધ્યૂઢ પુત્રોને બ્રાહ્મણાદિ વર્ણોએ સંસ્કારથી પોતાના પુત્રોની પેઠે પ્રયોજવા. ધર્મશાસ્ત્રોમાં વર્ણોનો નિશ્ચય એ પ્રકારે દેખાય છે, તે સઘળું મેં તને કહ્યું. હવે ફરીને તું શું સાંભળવાને ઇચ્છે છે?

धर्मशास्त्रेषुवर्णानांनिश्चयोयंप्रदृश्यते ॥
एतत्तेसर्वमाख्यातंकिंभूयःश्रोतुमिच्छसि ॥ २८ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० विवा० ध० गु० भा० एकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

---

युधिष्ठिरउवाच ॥ दर्शनेकीदृशःस्नेहसंवासेचापितामह ॥
महाभाग्यंगवांचैवतन्मेव्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, પરની સાથે સહવાસ થવા પછી તેને પિડા જોવામાં આવે તો કેવો સ્નેહ દેખાડવો? તે તથા ગાયનું મહાત્મ્ય એ બેઉ તમે મને કહેવાને યોગ્ય છો. ભીષ્મપિતા કહે છે—હે મોટી કાન્તિવાળા, મહર્ષિ ચ્યવન અને નહુષ રાજાનું સંવાદરૂપ પુરાતન વૃત્તાન્ત કહું છું—હે ભરતર્ષભ, પૂર્વે ભૃગુકુળમાં ઉત્પન્ન થએલા ચ્યવન નામના મોટા વ્રતના ધારણ કરનાર મહર્ષિએ જળમાં વાસ કરવાનો આરંભ કર્યો, વ્રત ધારણ કરેલા ચ્યવન મુનિએ માન, ક્રોધ, હર્ષ તથા શોકનો ત્યાગ કરીને બાર વર્ષ સુધી જળમાં વાસ કર્યો. ટાઢાં કિરણોવાળો ચંદ્રજ હોયની શું તેમ

સમર્થ ચ્યવન ઋષિએ જળમાં રહેનારાં સઘળાં જળચર પ્રાણિમાં પોતાનો સારો વિશ્વાસ બેસાડ્યો. પવિત્ર થઈ દેવતાઓને નમસ્કાર કરી કયારાની પેઠે સ્થિર થયેલા ચ્યવન મુનિ ગંગા યમુનાના મધ્ય જળમાં પ્રવેશ કરી ગયા. વાયુ સમાન વેગવાળો તથા ઘણો ભયંકર ઘોર શબ્દવાળો ગંગા યમુનાનો વેગ પોતાના માથાવડે ગ્રહણ કરવા લાગ્યા. ગંગા, યમુના, નદિઓ તથા સરોવરો ઋષિને પિડા ન કર્તાં તેને પ્રદક્ષિણા કરી વહેવા લાગ્યાં. મોટા ચ્યવનમુનિ કાષ્ટવત્ થઈ ઉંડા જળમાં સુતા. હે ભરતર્ષભ, બુદ્ધિમાન્ ઋષિ તે ઉંડા જળમાંથી ઉંચા થયા નહીં. જળચર જીવોને તે ઘણા વ્હાલા લાગવા માંડ્યા માટે ખુશી થતાં જળજંતુઓ તેમના એક ઓઠને વારે વારે સુંઘતાં હતાં. ગંગા યમુનાના ઉંડા જળમાં એ પ્રકારે ઋષિને ઘણો કાળ વીતી ગયો. હે મોટી કાન્તિવાળા યુધિષ્ઠિર, પછી એક સમયે કેટલાક માછીઓ હાથમાં જાળ લઈ તે દેશે આવ્યા. ઘણા જળમાં પણ પાછા ન હઠે એવા શૂરા તથા શરીરે બળવાન ઘણા નિષાદો માછલાં કાઢવા માટે જાળ નાખવાનો નિશ્ચય કરી ચ્યવન ઋષિ સુતા હતા તે ભણી આવ્યા. હે મનુષ્યોના રાજા, હે ભરતર્ષભ, આ માછલાંવાળું જળ મળ્યું, એમ જાણી સઘળી જાળ તે જળમાં તેમણે પાથરી દીધી. મચ્છની આકાંક્ષાએ તે કૈવર્તકો ગંગા યમુનાના જળમાં બહુ યોગથી જાળો નાંખવા લાગ્યા. તેમની જાળ ઘણી વિસ્તારવાળી તથા નવા સુતરની કરેલી હતી, વારે વારે આમ તેમ જાળ ફેંકતાં જાળનું દોરડુ ભારે લાગ્યું, હવે રહી સઘળું જાળનાં છીદ્રોમાં ઉતારી પરસ્પર એકબીજાના કહેવા પ્રમાણે હર્ખાતા નીર્ભયપણે મચ્છોને તથા અન્યજળચરોને જાળમાં બાંધી લીધા. હે મોટા રાજા, ઈશ્વર ઈચ્છાથી ભૃગુના પુત્ર ચ્યવન મુનિ મચ્છોએ વિંટાએલા જાળમાં ખેંચાયા. નદિની સેવાળમાંથી વિંટળાએલું શરીર તથા લીલા વાળવાળી ડાઢી મુછો અને જટા ધારણ કરેલા, શંખ જાતના જળચર પ્રાણિઓના નખથી સંલગ્ન ગાત્રોવાળા, વિચિત્ર ક્રોડ જંતુઓથી વિંટળાએલા વેદપારગ ચ્યવન મુનિ જાળમાં ખેંચાઈ ઉપર આવ્યા. તેમને જોઈ સર્વે માછીઓ (હાથમાંથી જાળ ભોંય મૂકી) પૃથ્વી ઉપર માથુ નમાવી પગે લાગ્યા. ખેદ, ત્રાસ, જળનું આકર્ષણ અને પૃથ્વીનો સ્પર્શ થવાથી સઘળા મચ્છો મરણ પામ્યા. ચ્યવન મુનિ, માછલાંનું દુઃખ જોઈ દયામણે મોઢે વારે વારે નિઃશ્વાસ મૂકવા લાગ્યા. નિષાદો બોલ્યા—હે મહામુને, અજાણતાં જે પાપ કર્યું તેની અમોને ક્ષમા કરો. અમે તમારૂં શું

પ્રિય કરીએ તે કહો. એ પ્રકારે માછીઓના નાયકનું વચન સાંભળી ચ્યવન મુનિ બોલ્યા—જે મારો ખરો કામ છે, તે બધા સાવધાન થઈને સાંભળો. પ્રાણનો ઉત્સર્ગ કે વિસર્ગ હું પણ મચ્છોની સાથેજ કરીશ કેમકે—જળમાં જેમની સાથે રહેલો તેમનો સહવાસ છોડવાને હું ઉત્સાહ કરતો નથી. એ પ્રકારે કહેલા તે સઘળા નિષાદોએ અત્યંત ભયથી કાંપતા ઉતરી ગએલે મોઢે નહુષ રાજાને ખબર કરી.

इत्युक्तास्तेनिषादास्तुसुभृशंभयकंपिताः ।
सर्वेविवर्णवदनानहुषायन्यवेदयन् ॥ २७ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० च्यवनोपाख्याने गु० भा० पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

**भीष्मउवाच** ॥ नहुषस्तुततःश्रुत्वाच्यवनंतंतथागतम् ॥
त्वरितःप्रययौतत्रसहामात्यपुरोहितः ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—માછીઓનું વચન સાંભળીને તેવી અવસ્થામાં પ્રાપ્ત થએલા ચ્યવનની પ્રત્યે આમાત્ય અને પુરોહિતે સહિત નહુષ રાજા ત્યાં આવ્યો. યથા ન્યાય પવિત્ર થઈ, સાવધાન થએલા નહુષે હાથની અંજળી કરી મહાત્મા ચ્યવનને પોતાના આવ્યાની ખબર કરી. હે પૃથ્વીપતે, સત્યવ્રતના ધારણ કરનાર દેવસર્ખા મહાત્મા નહુષ તથા તે રાજાના પુરોહિતની ચ્યવને પૂજા કરી. નહુષ રાજા બોલ્યો—હે દ્વિજોત્તમ, તમારૂં હું શું પ્રિય કરૂં ? તે મને કહો. હે ભગવન્, જે કંઈ દુષ્કર હશે તેપણ સઘળું હું કરીશ. ચ્યવન મુનિ બોલ્યા—ઘણા શ્રમયુક્ત મચ્છની વૃત્તિથી જીવનારા આ કૈવર્તોને મારૂં તથા માછલાંનું મૂલ્ય આપી બેઉને તું વેચાથી લે. નહુષ રાજા બોલ્યો—હે પુરોહિત ! નિષ્ક્રયને માટે ભૃગુના પુત્ર ચ્યવન મુનિ જે પ્રકારે કહે છે, તે પ્રકારે નિષાદોને એક સહસ્ત્ર આપો. ચ્યવન મુનિ કહે છે—હે નૃપ, હું સહસ્ત્રને યોગ્ય નથી, શું તું મને તેને યોગ્ય માને છે ? પોતાની બુદ્ધિવડે નિશ્ચય કર અને ઘટિત મૂલ્ય તેમને આપ. નહુષ બોલ્યો—હે વિપ્ર, નિષાદોને એક લક્ષ મૂલ્ય આપો, હે ભગવન્, કેમ થયું કે હજુ તમે કંઈ બીજું માનો છો ? ચ્યવન મુનિ—હે રાજાઓની મધ્યે શ્રેષ્ઠ, હું લક્ષથી વેચાવાને યોગ્ય નથી. આમાત્યોની સાથે વિ-

ચાર કર અને ઘટિત મૂલ તેઓને આપ. નહુષ રાજા—હે પુરોહિત, નિ-ષાદોને એક કોટિ આપો. અને તે મૂલ્ય પણ જો યોગ્ય નહોય તો વળી ફરીને આપો. ચ્યવન મુનિ કહેછે–હે મોટી કાંન્તિવાળા, કોટિને હું યોગ્ય નથી. વળી ફરી બ્રાહ્મણોની સાથે વિચાર કર અને ઘટિત મૂલ્ય તેયોને આપ. નહુષ રાજા કહેછે–અર્ધું અથવા તો આખું રાજ્ય નિષાદોને આપો, એટલું મૂલ્ય હું માનુ છું. હે દ્વિજ, હવે તમે કેમ કંઈ બીજું માનો છો? ચ્યવન મુનિ કહેછે–હે પાર્થિવ, અર્ધા કે આખા રાજ્ય જેટલા મુલ્યને યોગ્ય હું નથી, માટે ઋષિઓની સાથે વિચાર કર અને ઘટિત મૂલ્ય માછીઓને આપ. ભીષ્મ-પિતા રાજા યુધિષ્ઠિરને કહે છે—મહર્ષિ ચ્યવનનું વચન સાંભળી, દુ:ખવડે કરમાએલો તે નહુષ રાજા આમાત્ય તથા પુરોહિતની સાથે વિચાર કરવા લાગ્યો. એટલાકમાં ફળ મૂળનો અશન કરનાર ગવિજાત એવો વનચર મુનિ નહુષની પાસે ઉભેલો હતો, તે ત્યાં આવી રાજાની પ્રત્યે વચન બો-લ્યો—ઉતાવળો ચ્યવન મુનિને હું સંતોષ પમાડીશ. અને તે મા-રા કેહેવા પ્રમાણે કરવાથી સંતુષ્ટ થશે. હું સ્વેચ્છાચારીઓને પણ ખોટું નથી કહે તો, તો બીજાને તો કહુજ કેમ? જે પ્ર-કારે હું તમને કહું, તે પકારે તમે અવિશંકપણે કરો. નહુષ રાજા બો-લ્યો—હે ભગવન્, મહર્ષિ ભૃગુનું ઘટિત મૂલ્ય કહો. મને, દેશને તથા મા-રા કુળને તમે રક્ષણ કરો; કેમકે—જો ચ્યવન મુનિ કોપશે તો અવસ્ય ત્રણ લોકને બાળી મૂકે તો વળી તપ રહિત બાહુ વિર્યવાળા એક મને બા-ળવો તેમાં તો શું? હે મહર્ષે, આમાત્ય તથા ઋત્વિજે સહવર્તમાન દુ:ખરૂપી અગાધ સમુદ્રમાં ડૂબતાં અમારૂં તમો નાવ થાઓ અને ઋષિના મૂલ્યનો ખરો નિશ્ચય કરો. ભીષ્મપિતા કહે છે—નહુષનું વચન સાંભળી, પ્રતાપવાળો ગવિજાત નામનો મુનિ આમાત્ય તથા તે રાજા વગેરે સઘળાને હર્ષ પમાડતો આ પ્રકારે બોલ્યો—હે મહારાજ, બ્રાહ્મણો સઘળી વર્ણમાં ઉત્તમ છે તથા તેયો અમૂલ્ય છે માટે હે પુરૂષ વ્યાઘ્ર, ગાયોવડે તેનું મૂલ્ય કલ્પો. મહર્ષિ ગવિજાતનું એવું વચન સાંભળી પુરોહિત અને આમાત્યે સહવર્તમાન નહુષ રાજા ઘણો હર્ષ યુક્ત થયો. વ્રત ધારણ કરેલા ભૃગુના પુત્ર ચ્યવનની નજીક આવી વા-ણીવડે સંતૃપ્ત કરતો હોયની શું? તેમ આવું બોલ્યો,—નહુષરાજા કહે છે હે વિપ્રર્ષે, હે ભાર્ગવ, ઉઠો, ઉઠો, તમે ગાયવડે વેચાઓ છો. હે ધર્મ ધારણ કરનારાઓમાં ઉત્તમ, એજ તમારૂં મૂલ્ય હું માનું છું. ચ્યવન મુનિ બોલ્યા–

હે પાપરહિત, હે રાજેન્દ્ર, ઉઠું છું, હું ક્રીત થયો છું. આ લોકમાં ગાયો સમાન અવિનાશી ધન હું બીજું કંઈ દેખતો નથી. હે પાર્થિવ, હે વીર, ગાયોનું કીર્તન, શ્રવણ, દાન તથા દર્શન, સર્વ પાપનું હરનાર, કલ્યાણકારી વખણાય છે. હમેશાં લક્ષ્મીનું મૂળ ગાયો છે, ગાયોમાં પાપ જણાતું નથી. હમેશાં મનુષ્યોનું અન્ન તથા દેવતાનું પરમ હવિ ગાયો છે. 'स्वाहाकार' તથા 'वषट्कार' એ બેઉ મંત્રો ગાયોને વિષે રહેલા છે. યજ્ઞનું નેત્ર તથા મુખ ગાયો છે. અવિનાશી દિવ્ય અમૃત ગાયો ખેરવે છે તથા વહન કરેછે. તેઓ અમૃતનું સ્થાન છે, સર્વને નમસ્કાર કરવા યોગ્ય છે. તેજ તથા શરીરવડે પૃથ્વીમાં ગાયો વન્હિ સમાન છે. અવશ્ય ગાયો એજ મોટું તેજ છે, અને તે પ્રાણિઓને સુખની આપનારીઓ છે. જ્યાં ગાયો નિર્ભયપણે પોતાનો શ્વાસ છોડે છે તે દેશ શોભે છે તથા તેના પાપને તેયો આકર્ષણ કરી લે છે. સ્વર્ગનું સોપાન (પગથીયું) ગાયો છે. સ્વર્ગમાં પણ ગાયો પૂજાય છે. ગાયો કામ દુહાદેવિઓ છે. એનાથી પર બીજું કંઇ નથી. હે ભરતર્ષભ, ગાયોને વિષે મેં એટલું એક દેશ મહાત્મ્ય વર્ણવ્યું, તેનું સઘળું મહાત્મ્ય કહેવાને હું શક્તિમાન્ નથી. નિષાદો કહેવા લાગ્યા—હેમુને, દર્શન તથા કથન, બેઉ તમોએ અમારી સાથે કર્યું. હે પ્રભો, સત્ પુરૂષોની મિત્રતા સાત ડગલાંમાં રહેલી છે માટે અમારા ઉપર પ્રસાદ કરો, જેમ હુતાશન (અગ્નિ) સઘળી પ્રકારનાં હવિ ભોજન કરે છે તેમ તમે પણ ધરમાત્મા પ્રતાપવાળા પુરૂષાગ્નિ છો; હે વિદ્વાન્, હમે તમને નમીએ છીએ, પ્રસાદ પમાડીએ છીએ, અમારા અનુગ્રહને અર્થે રાજાએ મૂલ્યમાં અમને આપેલી આ ગાયનો તમે પ્રતિગ્રહ કરો. ચ્યવનમુનિ કહે છે—કૃપણનું ચક્ષુ તથા સર્પની દાઢનું ઝેર, જેમ દાવાનળથી સુકા ઘાસનું વન બળી જાય છે તેમ પુરૂષને સમુળો બાળી નાખે છે. પાપથી મૂકાયલા હે કૈવર્ત્તો, તમારી ગાયનો હું પ્રતિગ્રહ કરૂં છું. જળમાંથી ઉત્પન્ન થએલા એ મચ્છે સહવર્તમાન તમે સ્વર્ગ પ્રત્યે જાઓ. ભીષ્મપિતા કહે છે—પછી ભાવિતાત્મન્ એવા તે મહર્ષિના પ્રભાવથી મચ્છોએ સહવર્ત્તમાન તે નિષાદો સ્વર્ગ પ્રત્યે ગયા. હે ભરતર્ષભ, મચ્છ સુદ્ધાં માછીઓને સ્વર્ગ પ્રત્યે આરોહણ કર્તા જોઈ નહુષ રાજા વિસ્મય પામ્યો. પછી ગવિજાત તથા ભૃગુકુળમાં ઉત્પન્ન થએલા ચ્યવન મુનિએ રાજાને વરદાન માગવાને પ્રેરણા કરી. મોટા પરાક્રમી, પૃથ્વીપતિ નહુષ 'ઘણું સારૂ' એ પ્રકારે બોલ્યો. ઈન્દ્રના સર્ખી કાન્તિવાળા નહુષે ધર્મને વિષે પોતાની સ્થિતિ યાચી, 'તેમ હો'

એ પ્રકારે વરદાન પામેલા નહુષે બેઉ મુનિનું પૂજન કર્યું. ચ્યવન પોતાની જળદિક્ષા સમાપ્ત કરી પોતાના આશ્રમ પ્રત્યે ગયા. મોટા તપસ્વિ ગવિજાત મુનિ પણ પોતાના આશ્રમ પ્રત્યે આવ્યો. મચ્છ તથા માછીઓ સ્વર્ગ પ્રત્યે ગયા, નહુષ રાજા વરદાન મેળવી પોતાના નગર પ્રત્યે આવ્યો. હે તાત, હે યુધિષ્ટિર, દર્શન તથા સંવાસમાં સ્નેહ કયે પ્રકારે જણાવવો તે તથા ધર્મથી બરોબર નિશ્ચય થએલું ગાયોનું મહાત્મ્ય જે તેં મને પૂછ્યું, તે મેં તને કહ્યું, હે વીર, હવે તારા હૃદયમાં ફરીને શું પૂછવાની ઈચ્છા છે, તે કહે.

महाभाग्यंगवांचैवतथाधर्मविनिश्चयम् ॥
किंभूयःकथ्यतांवीरकिंतेहृदिविवक्षितम् ॥ ४८ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० च्यवनोपाख्याने गु० भा० एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ संशयोमेमहाप्राज्ञसुमहानसागरोपमः ॥
तंमेशृणुमहाबाहोश्रुत्वाव्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછેછે—હે મોટી બુદ્ધિવાળા, હે મહાભાગ, સમુદ્રના જેટલો ઘણો મોટો મને એક સંશયછે, તે મારો સાંભળો, સાંભળીને મને કહેવાને તંમે યોગ્યછો. હે પ્રભો, ધર્મ ધારણ કરનારાઓની મધ્યે ઉત્તમ એવા જમદગ્નિના પુત્ર પર્શૂરામને વિષે મને ઘણું મોટું કૈતૂહલ ભાસેછે, તે મને કહેવાને તમો યોગ્ય છો. સત્ય પરાક્રમી એ રામ શીરીતે ઉત્પન્ન થયા? પોતે બ્રહ્મર્ષિનો વંશ છતાં ક્ષત્રધર્મને અંગીકાર કેમ કર્યો? હેરાજનૂ, તે રામનો સંભવ સર્વ પ્રકારે મને કહો. વળી ક્ષત્રિ એવા કૌશકના વંશથી બ્રાહ્મણ કેમ ઉત્પન્ન થયા? અહો!! મહાત્મારામ તથા નરવ્યાઘ્ર એવા વિશ્વામિત્રનો પ્રભાવ અવશ્ય ઘણો મોટોછે. એ દોષ પુત્રોને ત્યાગ કરી પૌત્રોને કેમ થયો? તે તમે મને કહેવાને યોગ્યછો. ભીષ્મપિતા કહેછે—હે ભારત, આ સ્થળમાં ચ્યવનમુનિ અને કુશિકનો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ હું તને કહુંછું. પૂર્વે મુનિઓની મધ્યે ઉત્તમ મોટા બુદ્ધિમાન્ ભૃગુના પુત્ર ચ્યવને જ્યારે પોતાના વંશમાં એવો આગામીદોષ દીઠો, ત્યારે સઘળા ગુણ દોષનું બળાબળ મનમાં નિશ્ચય કરીને કુશિકોનું કુળ બાળવાની કામનાથી તપનાભંડાર તે ચ્યવન-

મુનિ કુશિકની પ્રત્યે જઈ કહેવા લાગ્યા—હે પાપરહિત, તારી જોડે રહેવાની મને ઈચ્છા ઉત્પન્ન થઈછે. કુશિક બોલ્યા—હે ભગવન્, હમેશાં કન્યાઓના પ્રદાનકાલે પંડિતોએ કહેલો આ સર્વ ધર્મ અહીંયાં પંડિતોથી ધારણ થાયછે. તે ધર્મદ્વારને ઉલ્લંઘન કરે તેવું જે કાર્ય હશે તે પણ તપના ભંડાર એવા ચ્યવનને અર્થે હું કરીશ માટે મને આજ્ઞા આપવાને તમે યોગ્યછો. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહેછે—પછી મહામુનિ ચ્યવનને આસન ઉપર પધરાવી કુશિક પોતાની ભાર્યાએ સહવર્તમાન તેમની પાસે આવ્યા. કુશિક રાજાએ હાથમાં ઝારી લઈ તેમને પાદ્ય નિવેદન કર્યું, તે મહાત્માની સઘળી ક્રિયા કરી, ત્યારપછી તે રાજાએ ચ્યવનને યથાવિધિ મધુપર્ક કર્યો, તે નિયમ ધારણ કરનારા મહાત્મા ચ્યવને સાવધાનીથી ગૃહણ કર્યો. એ પ્રકારે બ્રાહ્મણનો સત્કાર કરીને વળી રાજા બોલ્યો—હે ભગવન્, આપનાં તાબેદાર બેઉને શી આજ્ઞા છે? રાજ્ય, ધન, ગાયો, યજ્ઞ, દાન વગેરે જે ઇચ્છા હોય તે કહો, હું આપું? આ ઘર, આ રાજ્ય અને ધર્માસન તમારૂં છે, રાજા તમે છો, પૃથ્વી તમારી છે, હું તમારો ચાકર છું. એ પ્રકારે કુશિક રાજાનું વચન સાંભળી ભૃગુના પુત્ર ચ્યવન મુનિ પરમ હર્ષ યુક્ત આવું બોલ્યા—હે રાજન્, મને રાજ્યની કામના નથી; તેમ ધન, સ્ત્રી, ગાયો, દેશ કે યજ્ઞની ઈચ્છા નથી, પણ આ કહું તે તું સાંભળ. જો તમને બેઉ સ્ત્રી પુરૂષને રૂચતું હોય તો હું કંઈ નિયમ આરંભુ, તેમાં તમારે બેઉએ મારી નિઃશંક સેવા કરવી. ચ્યવન મુનિનું એવું બોલવું સાંભળી બેઉને ઘણો હર્ષ ઉત્પન્ન થયો. તે બેઉ ઋષિને કહેવા લાગ્યાં, 'એમ ભલે હો.' એમ કહી હર્ષ પામેલા કુશિકે ચ્યવન મુનિને પોતાના અનુત્તમ એવા મુખ્ય ગૃહમાં પ્રવેશ કરાવ્યો. પછી તે ઘરમાં તેમને દર્શન કરવાને યોગ્ય પદાર્થોનું દર્શન કરાવા માંડયું. હે તપોધન, આ ભગવાનની શય્યા, પોતાની મરજી મુજબ પોઢો, આપની પ્રીતીને સંપાદન કરવા માટે અમો સારી રીતે યત્ન કરીએ. ઋષિ તથા રાજાને આમ વાત કર્તાં સૂર્ય આથમી ગયો. પછી ઋષિએ અન્નપાનને માટે કુશિકને આજ્ઞા કરી. નમસ્કાર કરી કુશિક રાજાએ તેમને પૂછ્યું,—આપને કયું અન્ન ઈષ્ટ છે? તે હું લાવી મૂકું. પરમ પ્રીતિવડે ચ્યવને રાજાને કહ્યું—સિદ્ધાન્ન લાવ. 'ઘણું સારૂં,' એ પ્રકારે તેના વચનનો સત્કાર કરી રાજા તેમને માટે યથાયોગ્ય ઔપન્ન આહાર લાવ્યો. પછી ધર્મવાળા ચ્યવન મુ-

નિએ ભોજન કરી તે દંપતીની પ્રત્યે કહ્યું—હે પ્રભો, મને નિદ્રા બાધ કરે છે માટે સુઈ રહેવાની ઈચ્છા કરૂં છું. ચ્યવનનું વચન સાંભળી રાજાએ તેમને શયનગૃહ પ્રત્યે આણી સુવાડયા. રાણીએ સહિત રાજા ત્યાં ઉભો રહ્યો. ભાર્ગવે કહ્યું—મને સુતેલાને ઉઠાડશો નહીં, હું જાગું ત્યાંસૂધી બેઉ મારા પગ ચાંપો. નિઃશંક રાજાએ હા કહી. વા'ણુંવાયે પણ તે બેઉ સ્ત્રી પુરૂષે ઋષિને જગાડયા નહીં. ઋષિની આજ્ઞા પ્રમાણે રાજા તથા રાણી તેમની અવિછીન્ન સેવા કરવા લાગ્યાં. રાજાને આજ્ઞા કરીને ભગવાન્ ચ્યવન મુનિ એકવિસ દિવસ સૂધી એક પાસે સુઈ ગયા. હે કુરૂનંદન, તે કુશિક રાજા આહારનો ત્યાગ કરી પોતાની રાણીએ સહવર્ત્તમાન ચ્યવનનું આરાધન કરવામાં આસક્ત થઈ હર્ષવડે સેવા કરવા લાગ્યો. એકવીસ દિવસે ચ્યવન પોતાની મેળે ઉઠીને બેઠા થયા. મોટા ઋષિ કંઈપણ બોલ્યા શિવાય ઘરમાંથી બહાર નીકળ્યા. સેવાના શ્રમથી સુકાયેલાં ભૂખ્યાં તરશાં બેઉજણાં તેમની પાછવાડે ચાલ્યાં. જૂએ છે તો સ્ત્રી પુરૂષ બેઉએ મુનિને દીઠા નહીં. તે બેઉના જોતા જોતામાં ભૃગુના પુત્ર અંતરધ્યાન થઈ ગયા. ઋષિ ન જડવાથી રાજા પૃથ્વીમાં પડી ગયો. એક મહૂર્ત્ત આસનાવાસના કરીને દેવીએ સહવર્ત્તમાન મોટી કાન્તિવાળો રાજા ઋષિને ખોળી કાઢવાને ઘણો યત્ન કરવા લાગ્યો.

समुहूर्त्तंसमाश्वास्यसहदेव्यामहाद्युतिः ॥
पुनरन्वेषणेयत्नमकरोत्परमंतदा ॥ ३९ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० च्यवनकुशिकसंवादे गु० भा० द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ तस्मिन्नंतर्हितेविप्रेराजाकिमकरोत्तदा ॥
भार्याचास्यमहाभागातन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, હે મહાભાગ, તે બ્રાહ્મણ અંતરધ્યાન થયા પછી રાજા તથા તેની રાણીએ શું કર્યું? તે મને કહો. ભીષ્મપિતા કહે છે—ઋષિને ન દેખવાથી રાજા તથા રાણી થાકી ગએલાં બે'બાકળા જેવાં નષ્ટચેતન થઈ ગયાં. કંઈ પણ બોલ્યા શિવાય રાંકની પેઠે રાજાએ પૂરીમાં પ્રવેશ કર્યો. ચ્યવન મુનિનું ચેષ્ટિત રાજા વિચારવા લાગ્યો. પછી

ઉદાસ થએલો કુશિક પોતાના ઘરમાં આવ્યો, અને જૂએ છે તો તેજ શ- ય્યામાં સુતેલા ભૃગુના પુત્ર ચ્યવનને દીઠા. ઋષિને જોઈ રાજા તથા રાણી વિસ્મય પામતાં તેમના આશ્ચર્યકારક ચરિત્રનું ચિંતવન કરવા લાગ્યાં. તેમનું દર્શન થવાથી બેઉ જણ વિશ્રાન્તિ પામ્યાં. પૂર્વની પેઠે બેસી પાછાં ફરીને મુનિના પગ ચાંપવા લાગ્યાં. પાછા મુનિ બીજે પાસે સુઈ રહ્યા. ફરી પા- છા તેટલે સમયે એટલે બીજે એકવીસ દિવસે ચ્યવન મુનિ જાગી ઉઠયા. ભયથી શંકા પામેલા રાજા તથા રાણીએ જરા પોતાનો વિકાર જણાવ્યો નહીં. હે પૃથ્વીપતે, જાગેલા મુનિએ તે બેઉને કહ્યું મને તૈલાભ્યંગ આપો, હું સ્નાન કરીશ. 'ઘણું સારૂં', એમ કહી થાકેલાં તથા ભૂખ્યાં બેઉ જણ ઘણું કીમતી સુગંધીદાર શતપાક નામનું તેલ લાવ્યાં. પછી સુખરૂપી આ- સન ઉપર બેઠેલા ચ્યવનને કહેવા પ્રમાણે બેઉએ પોતાને હાથે તેલ મસ- ળવા માંડયું. મોટા તપસ્વી ઋષિએ કહ્યું કે હજુ બરોબર ચોળાયું નથી. તેમની આજ્ઞા પ્રમાણે રાજા તથા રાણીએ તેલ મસળ્યું પણ તેમના મનમાં જરાએ વિકાર ચ્યવને દીઠો નહીં. પોતાની ઈચ્છા પ્રમાણે સહસા ઉઠી ચ્ય- વન સ્નાન શાળામાં આવ્યા. રાજાએ સ્નાન કરવાને યોગ્ય દ્રવ્ય કલ્પ્યું હતું. તે બધાનો સત્કાર કર્યા શિવાય, રાજાના દેખતા દેખતામાં ચ્યવન મુનિ વળી અંતરધ્યાન થઈ ગયા. હે ભરતર્ષભ, ઋષિના એવા ચેષ્ટિતથી રાજા તથા રાણીને તેમના ઉપર જરાએ ઈર્ષા ઉત્પન્ન થઈ નહીં. વળી સિંહાસન ઉપર બેસી ચ્યવન મુનિએ સ્નાન કર્યું. હે કુરૂનંદન, મુનિને જોઈ ભાર્યાએ સહવર્તુ- માન કુશિક રાજા ઘણો હર્ષ પામ્યો. ઋષિની આજ્ઞા પ્રમાણે રાજાએ નમ્ર- ભાવથી સિદ્ધાન્ન ઋષિને નિવેદન કર્યું. રાણી તથા રાજાએ જૂદી જૂદી જા- તનાં માંસ તથા વિવિધ પ્રકારનાં શાક, નાના પ્રકારનાં ખાદ્ય, પેય, સ્વાદિષ્ટ માલપુઆ તથા જૂદી જૂદી પ્રકારના ખાંડના લાડુ, કેટલાંક નાના પ્રકારનાં રસાન્ન અને વનમાં ઉત્પન્ન થએલાં મુનિભોજન તથા વિચિત્ર જાતનાં ફળો અને તરેહ તરેહનાં રાજભોજનો આણી આપ્યાં. શાપના ભયથી બોર, ઈંગુદી, કાશ્મર્ય, ભલ્લાતક વગેરે ફળો, ગૃહસ્થોને તથા વનવાસીઓને ભોજન કરવાને યોગ્ય સઘળા પદાર્થો આણી આપ્યા. વસ્ત્રોવડે આચ્છાદન કરી ઉપસ્કરે યુક્ત સઘળું ભોજ્ય, આસન તથા શય્યા વગેરે ચ્યવનના મોં આગળ તૈ- આર મૂકયું. તે સઘળું તેમણે સળગાવી દીધું. તે જોઈ દંપતીએ ચ્યવન ઉપર કંઈ ક્રોધ કર્યો નહીં. બેઉના દેખતાં દેખતાં વળી ચ્યવન મુનિ અં-

તરધ્યાન થઈ ગયા. રાજર્ષિ તે રાત્રી રાણીએ સહવર્તમાન ત્યાંજ ઉભો રહ્યો. ભાગ્યવાન્, રાજા તથા રાણીને જરા કોપાવેશ જણાયો નહીં. એમ હમેશાં રાજમંદીરમાં રહેલા ચ્યવનને માટે સંસ્કાર કરેલાં ચતુર્વિધ અન્ન તથા વિવિધ પ્રકારનાં વસ્ત્ર તથા શય્યાઓ અને અનેક ઉપસ્કરણોવડે રાજા તેમને સેવવા લાગ્યો. ચ્યવન અંતરધ્યાન થાય તો રાજા તેમને જોઈ શકે નહીં. આમ સેવા કર્તાં એક દિવસ ચ્યવને કુશિક રાજાને કહ્યું. તારી સ્ત્રી તથા તું બેઉ જણ મને રથમાં બેસાડી તે રથને તમે વહન કરો. રાજા બોલ્યો—નિ:શંક એ પ્રકારે કરૂં છું, પણ હે ભગવાન્, ક્રીડારથ તૈયાર કરૂં કે—સાંગ્રામિક રથ જોડું ? રાજાનું હર્ષ યુક્ત વચન સાંભળી ખુશી થએલા ચ્યવને કહ્યું. જે તારો સંગ્રામમાં જવાનો રથ છે, તેજ ઉતાવળો સજ કર. મુનિની આજ્ઞાથી સોનાની લાકડીઓ વાળો, ઘંટડીઓથી શબ્દાયમાન થતો, આયુધ યુક્ત, જાંબુનદના સુવર્ણથી બાંધેલા પૂંખાવાળા સેંકડો બાણથી ભરેલો તથા ઝુલતાં સોનાનાં તોરણો અને ફરફરતી ધજાઓવાળો રથ તૈયાર કર્યો. પછી ચ્યવને કહ્યું, હા જેવો જોઈએ તેવો છે, એ પ્રકારે કહી ચ્યવન રથમાં બેઠા. ડાબે ધુસરે રાણી જોડાઈ, જમણીપા કુશિક રાજા પોતે જોડાયો. ચ્યવને ત્રણ ગાંઠાવાળો, વજ્ર જેવી ઝીણી આર ખોસેલો પરોણો હાથમાં લીધો. રાજાએ સર્વ સાધન ચ્યવન મુનિને આપી પૂછ્યું, હે ભગવન્, હે ભૃગુનંદન, બોલો, હવે આ રથ ક્યાં હાકુ ? હે વિપ્રર્ષે, જ્યાં આપ કહેશો, ત્યાં તમારો રથ જશે. એ પ્રકારે પૂછાએલા ભગવન્ ચ્યવન મુનિ રાજાની પ્રત્યે બોલ્યા—અહીંથી હળવે હળવે, પગલે, પગલે, આગળ ચાલો, મને શ્રમ થાય નહીં તેમ મારી આજ્ઞા પ્રમાણે બેઉ ચાલજો, બધા લોક દેખે તેમ મને સુખમાં વહન કરો. રસ્તામાં જનારા પથિકોને દૂર કાઢી ન મૂકશો; કેમકે—બ્રાહ્મણ, કોઈ કામનાવાળા અર્થિ મારી પાસે માગે તેને હું રસ્તામાં ધન આપતો જઈશ. ધન, રત્ન વગેરે અશેષ ધન જે માગશે તે સઘળાને આપીશ, માટે તે એકઠું કર, વિચાર કરીશ નહીં. ઋષિનું વચન સાંભળી રથે જોડાએલો રાજા સેવકોને કહેવાલાગ્યો—ઋષિ જે જે માગે તે તે વગર વિચારે તેને નિવેદન કરો. રાજાની આજ્ઞાથી રત્ન, સ્ત્રીઓ, પશૂ, ઘરેણાં, બીજું સોનું મોટા પર્વત સરખા ગજેન્દ્રો, સઘળું ધન લઈ બધા આમાત્યો ઋષિની પછવાડે રહ્યા. રાજા તથા રાણીએ ચ્યવન મુનિનો રથ પોતાની ખાંધે વહન કરવા માંડ્યો. તે જોઈ સઘળી પ્રજા દુ:ખી થઈ

હાહાકાર કરવા લાગી. પરોણાની ઝીણી આર કેડે તથા બરડાના ભાગમાં ભોકવા લાગ્યા. પણ બેઉજણ ભૂખ્યાં તરસ્યાં થરથરતાં પ્રયાસે સુકાઈ ગએલે ગાત્રે નિર્વિકાર રથ ખેચતાં હતાં. પરોણો વાગવાથી શરીરે પડેલાં છિદ્રમાંથી રૂધિર સ્ત્રવતું હતું તથાપિ તે મોટા રથને ખેંચતાં હતાં. જેમ કેસુડાનાં લાલ પુષ્પ જ-ણાતાં હોય તેવાં તેવાં તે બેઉનાં શરીર જોઈ પૂરની પ્રજા અત્યંત આકુળ વ્યાકુળ થઈ ગઈ. શાપના ભયથી રાજા કંઈપણ બોલતો નહોતો. નગરના લોકો માંહોમાંહ્ય કહેવા લાગ્યા—સર્વે તપનું બળ જુઓ. સઘળા ક્રોધયુક્ત થએલા છીએ, તથાપિ શ્રેષ્ઠ એવા ચ્યવન મુનિને કોઈ ઊંચી નજરે જોઈ શકતા નથી. અહો! આત્મતત્વને જાણનારા ભગવાન મહર્ષિનું ઐશ્વર્ય કેવું? રાણી તથા રાજાનું ધૈર્ય કેટલું બધું? પોતે થાકેલાં છતાં ચ્યવન મુનિના રથને કષ્ટથી વહન કરે છે. ભૃગુના પુત્રે બેઉમાં જરા વિકાર ન દીઠો. ભી-ષ્મપિતા કહે છે—બેઉને નિર્વિકાર જોઈ ભૃગુ કુલને વહન કરનારા ચ્યવને કુબેરની પેઠે પૈસો વેંચવા માંડ્યો, તોપણ પ્રસન્ન થયેલો રાજા તેમની ઈ-ચ્છા વિરૂદ્ધ થયો નહીં. આટલું બધું કષ્ટ દીધા છતાં રાજા તથા રાણીને નિર્વિકાર જોઈ પ્રસન્ન થએલા મોટા મુનિ રથમાંથી હેઠા ઉતરી બેઉ સ્ત્રી પુરૂષને છોડી દીધાં. બેઉને છોડી મૂકી ઘણા પ્રસન્ન થએલા ભાર્ગવ મુનિ ઘણી ગંભિર સ્નિગ્ધ વાણીથી બેઉની પ્રત્યે વિધિયુક્ત વચન બોલ્યા—તમે માગો તે વરદાન બેઉને આપું. ઘણાં સુકુમાર એવાં બેઉને પરૂણાની આરથી શરીરે જે છીદ્ર પડ્યાં હતાં, તે ઉપર મુનિએ સ્નેહથી અમૃત કલ્પ બેઉ પોતાના હાથવડે સ્પર્શ કર્યો. પછી રાજા બોલ્યો—અમને બેઉને શ્રમ જણાતો નથી. તમારા પ્રભાવથી અમે થાક રહિત છીએ એમ તે બેઉજણ ભાર્ગવ પ્રત્યે કહેવા લાગ્યાં, ત્યારે હર્ષ યુક્ત ભગવાન્ ચ્યવન મુનિ તેમની પ્રત્યે બોલ્યા—મેં આગળ વૃથા કહ્યું નથી, જે મેં કહ્યું છે, તેમ થશે. હે પાર્થિવ, રમણીય તથા કલ્યાણકારી એવા આ ગંગાતૃટના પ્રદેશમાં કેટલોક કાળ હું વ્રત ધારણ કરેલો રહીશ. હે પુત્ર, પોતાના પૂર પ્રત્યે હમણાં જાઓ, વળી થાક ઉતર્યા પછી તું અત્રે આવીશ. હે મનુષ્યોના રાજા, આ ઠેકાણે બેઠેલો તું કાલે મને ભાર્યાએ સહવર્તમાન દેખીશ. તારે ક્રોધ કરવો નહીં, તારો શ્રેય સમિપે રહ્યો છે. તારા મનમાં જે ઇચ્છિત રહ્યું છે, તે સઘળું થશે. ખુશી થએલા ચ્યવને કુશીકને એ પ્રકારે કહ્યું. અર્થવાળો રાજા આવું વચન બોલ્યો—હે મુનિ મધ્યે સિંહ, હે મહાભાગ, મને ક્રોધ નથી, હે ભગવન્, અમને બેઉને

તમે પવિત્ર કર્યાં છે. બળવાળાં એકઠાં રહેલાં યુવાવસ્થાને ધારણ કરેલાં અમને બેઉને પરૂણાથી તમે જે વ્રણ કર્યાં છે, તેને હું તથા રાણી અમારા ગાત્રોમાં દેખતાં નથી. હું સ્વસ્થ થયોછું. આ દેવીનું શરીર અપ્સરા સર્ખું દેખુંછું. આટલી બધી શોભાવાળી મેં તેને પૂર્વે નથી જોઈ. હે મહામુને, તમારા પ્રસાદથી આવું થઈગયું. હે ભગવન્, સત્ય પરાક્રમવાળા તમારે વિષે એમાં કંઈ આશ્ચર્ય કરવાનું નથી. એ પ્રકારે કહેતા કુશિકની પ્રત્યે ચ્યવન મુનિ બોલ્યા—હે નરાધિપ, રાણીએ સહિત (કાલે) અત્રે આવજે. ઋષિનું વચન સાંભળી તેમની આજ્ઞા લઈ, અભિવાદ કરી, ચાકર, પુરોહિતો તથા રાણીએ સહિત ઈન્દ્રની પેઠે રાજા પોતાના નગર ભણી ચાલ્યો. સઘળું પ્રધાનમંડળ, બળવાન યોદ્ધાઓ વગેરે સૈન્યથી વિંટાએલો, અત્યંત શોભાવડે દીપતો, બંદિજનોએ સ્તુતિ કરેલો કુશિક હર્ખાતો હર્ખાતો નગરમાં પ્રવેશ કરી ગયો. નગરમાં જવા પછી પોતાની પૂર્વાન્હિક ક્રિયા કરી, ભોજન જમી રાજા તથા રાણી બેઉ તે રાત્રી પોતાના મેહેલમાં સુઈ રહ્યાં. ચ્યવન મુનિએ કરેલી પીડા જતી રહી, નવું યૌવન પ્રાપ્ત થયું, એવી દ્વિજવરના વરદાનથી મળેલી પરસ્પરની શોભા જોઈ સુતેલાં દેવ જેવાં બેઉ સ્ત્રી પુરૂષ ઋષિનું વખાણ કરવા લાગ્યાં. એટલાકમાં ગંગાના તટ ઉપર, ભૃગુના કુળની કીર્ત્તિને વધારનારા તપના ભંડારરૂપ ચ્યવન મુનિએ પોતાની ઈચ્છાવડે સ્મૃદ્ધિઓવાળું, વિવિધ પ્રકારનાં રત્નોથી શોભિતું, ઈન્દ્રના સ્વર્ગ કરતાં પણ ઉત્તમ એવું આલ્હાદકારી. નગર સૃજ્યું.

यथाप्यृषिर्भृगुकुलकीर्त्तिवर्द्धनस्तपोधनोवनमभिराममृद्धिमत् ॥
मनीषयाबहुविधरत्नभूषितंससर्जन्नपुरिशतक्रतोरपि ॥ ६८ ॥
इतिश्रीमहा भा० अ० प० दा० ध० च्यवनकुशिकसंवादे गु० भा० त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥

---

भीष्मउवाच ॥ ततःसराजारात्र्यंतेप्रतिबुद्धोमहामनाः ॥
कृतपूर्वान्हिकःप्रायात्सभार्यस्तद्वनंप्रति ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—બીજે દિવસે પ્રાતઃકાળમાં જાગેલો રાજા પોતાનો નિત્ય નિયમ કરી રાણીએ સહિત ચ્યવન મુનિના તે વન પ્રત્યે ગયો. ત્યાં તો મણિઓના હજારો સ્થંભવાળું ગંધર્વ નગર સર્ખું પ્રાસાદ રાજાએ દીઠું. વળી

કુશિકરાજા ત્યાં બીજા દિવ્ય અભિપ્રાયોને જોવા લાગ્યો. રૂપાના પર્વતો, કમળો સહિત નલિનીઓ, વિવિધ પ્રકારની ચિત્રશાળાઓ તથા અનેક તોરણો દીઠાં. મણિથી ખીચોખીચ સુવર્ણની ભૂમિ જોઇ પ્રફુલ્લિત થએલા સહકાર, કેતક, ઉદ્દાલક, ધાવરા, અશોક, સહકુંદ તથા મુક્તકના વૃક્ષો, ચંપા, તિલકભવ્ય એવા પનસ તથા પુષ્પિત વંજુલ કર્ણિકા આકારે જ્યાં, ત્યાં, દીઠા. શ્યામ એવાં વારણનાં પુષ્પો તથા અષ્ટપદિકાની લતાઓ, જ્યાં ત્યાં, વાવેલી રાજાએ દીઠી. રમણિય કમળો, તથા ઋતુ ઋતુનાં પુષ્પો, પર્વત સદશ વિમાનની પ્રતિમાઓ સર્ખા પ્રાસાદો, શીતળ જળ તથા ઉષ્ણ જળના ભરેલા કુંડો, બેસવાનાં આસનો, ઉત્તમ શયનસ્થાન, અમૂલ્ય ઓછાડોથી આચ્છાદન કરેલા સોના તથા રત્નથી શણગારેલા પર્યંકો, ઠેકાણે ઠેકાણે અનંત ભક્ષ્ય તથા ભોજ્ય કુશિક રાજાએ દીઠાં. વાણીવાદ કરનારા, પોપટ, મેનાં, ભ્રમરો, કોયલો, શતપત્ર, કોયષ્ટિ, (કોઢા) કુકકુભ, (વનકૂકડા) મોર, કુકડાઓ, ચાસ, મોયડાં, વાનર, ચકોર, હંસ, સારસ તથા ચક્રવાક પક્ષિઓને ચારેપાસ મનને હરણ કરે તેવા હર્ષ યુક્ત શબ્દો ઉચરતાં દીઠા. જ્યાં, ત્યાં, ગાંધર્વ અને અપ્સરાઓ તથા બીજી દેવસ્ત્રીઓનાં ટોળેટોળાં ફરતાં કુશિક રાજાએ જોયાં. તે સઘળા વૈભવને ઘડીમાં દેખે, વળી ઘડીમાં તે કંઇએ જણાય નહીં, વળી મધુર ગીતના ધ્વનિ તથા અધ્યયન કર્તા વિદ્યાર્થિઓના ઘોષ અને હંસના મધુર સ્વરો રાજા સાંભળવા લાગ્યો. તે સઘળું આશ્ચર્ય જોઇ રાજા વિચાર કરવા લાગ્યો—આ તમને સ્વપ્નનો વિભ્રમ છે કે હું સત્ય દેખું છું. અહો! હું શરીર સુદ્ધાં પરમગતિને પામ્યો છું, અથવા તો પુણ્યવાળા ઉત્તર કુરૂ દેશોને કે અમરાવતીને હું પામ્યો છું, કેમ હું આટલું બધું આશ્ચર્ય દેખું છું ? એમ વિચાર કરવા લાગ્યો. એમ વિચાર કર્તાં કર્તા તે મણિઓના સ્થંભવાળા સોનાના વિમાનમાં અમૂલ્ય એવા દિવ્ય શયનમાં મુનિ મધ્યે ઉત્તમ એવા ભૃગુના પુત્ર ચ્યવનને દીઠા. પોતાની ભાર્યાએ સહવર્ત્તમાન હર્ખાતો કુશિક રાજા ત્યાં ગયો, એટલામાં તે શયનસ્થાન તથા ચ્યવન મુનિ બેઉ અદૃશ્ય થઈ ગયાં. ત્યારપછી બીજા વનોદેશમાં વળી મોટા વ્રતને ધારણ કરેલા ચ્યવન મુનિને દર્ભની સાદડી ઉપર બેસીને જપ કરતા દીઠા. એ પ્રકારે યોગના બળવડે ઋષિ રાજાને મોહ પમાડતા હતા. એક ક્ષણમાં તે અપ્સરાઓના સમૂહ, ગંધર્વો, વૃક્ષ, સઘળું અંતરધ્યાન થઈ ગયું. સઘળું વન શબ્દ રહિત થઈ

ગયું, પુનઃ જેવો હતો, તેવો ગંગાનો તટ દેખાયો.પૂર્વે જેમ દર્ભ અને રાફડાએ યુક્ત જેવું હતું તેવું વન જણાયું. ભાર્યાએ સહવર્તમાન કુશિક રાજા તે કર્મવડે કરીને થએલું અદ્દભૂતાશ્ચર્ય તેને જોઇ, વિસ્મય પામ્યો. પછી હર્ષ યુક્ત રાજા રાણીને કહેવા લાગ્યો—હે ભદ્રે, સુદુર્લભ એવા ચિત્ર વિચિત્ર ભાવ જોયા, તે સઘળા ભૃગુના પુત્ર ચ્યવનના પ્રસાદથી દીઠા. તપના બળ કરતાં બીજું કયું બળ? જે મનોરથોથી શક્ય છે, તે સઘળું તપવડે પ્રાપ્ત થાય છે. ત્રણલોકના રાજ્યથી પણ અવસ્ય તપ ઉત્તમ છે. રૂડે પ્રકારે તપેલા તપના બળથી મોક્ષ મેળવી શકાય છે. અહો! મહાત્મા બ્રહ્મર્ષિ ચ્યવનનો કેટલો બધો પ્રભાવ? ખરે તપના બળથી પોતાની ઈચ્છાવડે તે બીજા લોકને પણ સર્જે. પુણ્યવાળી વાણી, બુદ્ધિ તથા કર્મથી બ્રાહ્મણોજ ઉત્પન્ન થયા છે. આ લોકમાં ચ્યવન શિવાય આવું કરવાને બીજો કોણ સમર્થ થાય? પુરૂષોએ અવસ્ય રાજ્ય મેળવવું સેહેલું છે પરન્તુ બ્રાહ્મણપણું મેળવવું ઘણુંજ મુસ્કેલ છે. બ્રાહ્મણપણાના પ્રભાવથીજ જેના રથને ધુંસરે ઘોરીની પેઠે આપણે બેઉ જોડાયાં. એ પ્રકારે વિચાર કર્તા બેઉ સ્ત્રી પુરૂષને ચ્યવન મુનિએ જરૂર જાણી લીધાં. પછી ચ્યવને કહ્યું, બેઉ અત્રે આવો. ઋષિનું વચન સાંભળી બેઉ મુનિ પાસે આવ્યાં. માથું નમાવી મુનિને નમસ્કાર કર્યા. રાજાને આશિર્વાદ આપી, 'બેસો,' એ પ્રકારે કહી તેને શાન્તિ પમાડ્યો. રાજાનું ચિત્ત સ્થિર થવા પછી ભાગર્વ મુનિ તેને તૃપ્તિ પમાડતા હોય તેની પેઠે મીઠી વાણીથી બોલ્યા—હે રાજન્, પાંચ કર્મઈન્દ્રિઓ, પાંચ જ્ઞાન ઈન્દ્રિઓ અને છઠું મન એ સઘળું તેં જીત્યું, તેથી અવસ્ય તું કષ્ટથી મૂકાયો છું. સત્ય બોલનારાઓમાં ઉત્તમ એવા હે પુત્ર, તેં મને રૂડે પ્રકારે આરાધ્યો, તને હવે લગારે પણ દુઃખ નથી. હે રાજન્, તેં મને ઓળખ્યો, હવે જેમ હું આવ્યો હતો તેમ જઇશ. હે રાજેન્દ્ર, તારા ઉપર પ્રસન્ન થયો છું, તારી ઈચ્છામાં આવે તેવો વરદાન માગી લે. કુશિક રાજા કહે છે—હે ભગવન્, હે ભૃગુ કુળમાં સિંહરૂપ, અગ્નિના મધ્યને પ્રાપ્ત થએલો એવો હું આપની સાનિધ્ય રહી શક્યો, બળ્યો નહીં, એ ઘણું છે, એજ મને મોટો વરદાન મળ્યો છે. હે બ્રહ્મન્, મારા ઉપર તમે પ્રસન્ન છો, કેમકે આપે મારા કુળનું રક્ષણ કીધું. હે વિપ્ર, એજ મને મોટો અનુગ્રહ, એજ મારા જીવવાનું સાર્થક, એજ મને રાજ્ય તથા તપનું ફળ, હે વિપ્ર, હે ભૃગુનંદન, જો તમે મારે વિષે પ્રસન્ન છો તો મને કંઈક સંશય છે, તે તમે મારો ટાળવાને યોગ્ય છો.

यदित्वंप्रीतिमान्विप्रमयिवैभृगुनंदन ॥
अस्तिमेसंशयःकश्चित्तन्मेव्याख्यातुमर्हसि ॥ ४० ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० च्यवनकुशिक सं० गु० भा० चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

---

**च्यवनउवाच** ॥ वरश्चगृह्यतांमत्तोयश्चतेसंशयोहृदि ॥
तंप्रब्रूहिनरश्रेष्ठसर्वंसंपादयामिते ॥ १ ॥

ચ્યવન મુનિ કહે છે—હે નર મધ્યે ઉત્તમ, મારી પાસેથી વરદાન ગ્રહણ કર અને તારા હૃદયમાં જે સંશય છે, તે મને કહે. તારો સઘળો સંશય હું નિવારણ કરીશ. કુશિક રાજા કહે છે—હે ભગવન્, હે ભાર્ગવ, જો તમે મારા ઉપર પ્રસન્ન થયા છો તો મારા ઘરમાં તમે રહ્યા, તેનું કારણ સાંભળવાને ઈચ્છુંછું, તે મને કહો. હે મુનિપુંગવ, એકવીસ દિવસ સૂધી એક પાસે સુઈ રહ્યા, કંઈ પણ બોલ્યા શિવાય બહાર જતા રહ્યા, અંતર ધ્યાન થઈ ગયા, વળી ફરીને દર્શન આપ્યું, વળી એકવીસ દિવસ સૂધી બીજે પાસે સુઇ ગયા, તૈલાભ્યંગ કર્યા પછી ગયા, વિવિધ પ્રકારનું ભોજન મારા ઘરમાંથી આણ્યુ, તે અગ્નિવડે બાળી મૂક્યું, વળી સહસા રથમાં બેસીને નિકળ્યા, દ્રવ્યનો વિસર્ગ અને વનનું દર્શન, વળી હે મહા મુને, સોનાના મેહેલ તથા વિદ્રુમણિના પર્યંકોનું દર્શન, અને પુનઃ તેનું અદર્શન, એ સઘળાનું કારણ સાંભળવાને હું ઈચ્છુંછું. હે ભૃગુ કુળને વહન કરનારા, તેમાં હું વિચાર કર્તાં ઘણો મોહ પામુંછું. હે તપના ભંડાર, આ સઘળાનો નિશ્ચય મને થતો નથી, માટે તે સમગ્રપણાથી સત્ય સાંભળવાની મને ઈચ્છા છે. ચ્યવન મુનિ કહે છે–હે પાર્થિવ, જેટલા કારણ માટે તે મેં કર્યું, તે સઘળું તું સાંભળ, તેં પૂછ્યું માટે નહીં કહું તેમ નથી. હે રાજન્, પૂર્વે દેવની સભામાં બ્રહ્માએ કહેલું જે મેં સાંભળ્યું છે તે હું કહું છું, તે તું સાંભળ. બ્રહ્મક્ષત્રના વિરોધથી તારે કુલસંકર પૌત્ર થશે. હે રાજન્, તે તેજવાળો તથા ઐશ્વર્યવાળો ઉત્પન્ન થશે. એવું સાંભળ્યાથી તારા કુળનો નાશ કરવાને હું તારી પ્રત્યે આવ્યો. કુશિકના ઉચ્છેદને ઈચ્છતો સતો તારા કુળને બાળવાની ઈચ્છાએ તારા નગરમાં આવી, હે મહીપતે, મેં તને કહ્યું—મારે કંઇક નિયમ આરંભવો છે, તેમાં તમે

બેઉ મારી સેવા કરો. તારા ઘરમાં રહીને તારૂં કંઈ દુષ્કૃત હું નહીં જોઉં તોજ હે રાજર્ષે, હું જીવીશ, તું તેથી ઉલટો થતો ના, હે પાર્થિવ, હું સુઉં છું, મને કોઈ જગાડે નહીં, એવો નિશ્ચય કરી એકવિશ દિવસ સૂધી હું સુઈ ગયો. જ્યારે સ્ત્રીએ સહવર્ત્તમાન તેં મને સુતેલો ન જગાડ્યો, ત્યારે હે દેવ, મનમાં હું તારા ઉપર ઘણો પ્રસન્ન થયો. હે પ્રભો, એકવીસમે દિવસે ઉઠી જ્યારે હું ચાલવા લાગ્યો, ત્યારે તેં મને જો પૂછ્યું હત કે—'ક્યાં જશો' તો હું તને શાપ દેત, પણ તેં પૂછ્યું નહીં. વળી હું અંતર્ધ્યાન થએલો ફરી તારા ઘરમાં પ્રગટ થઈ, યોગ ધારણ કરી, બીજા એકવિસ દિવસ સુઈ રહ્યો, હે નરાધિપ, ભૂખ્યો છતાં શ્રમ કરવાથી પણ તેં મારાપર ઈર્ષા ન કરી, શાપ દેવારૂપ બુદ્ધિ આદરી મેં તમને બેઉને ભૂખે માર્યા, તો પણ હે પાર્થિવ, હે નરશ્રેષ્ઠ, સ્થૂળ કે સૂક્ષ્મ ક્રોધ તારા મનમાં ન જણાયો. તેથી તારા ઉપર હું પ્રીતિવાળો થયો. જ્યારે તું ભોજન લાવ્યો ત્યારે તે મેં બાળી મૂક્યું. મેં વિચાર્યું કે—જો તે માત્સર્યથી ક્રોધ કરશે તો હું શાપ દઈશ. પછી મેં રથમાં બેશીને તને કહ્યું, કે તમે બેઉ જણ આ રથને વહન કરો, તો તમે તે પણ કર્યું. હું તમારા ઉપર અવિશંક પ્રસન્ન થયો, તને ક્રોધ ઉત્પન્ન કરવાને મેં ધનનો ઉત્સર્ગ કર્યો. તેથી પણ તને તો ક્રોધ ન થયો!! ત્યાર પછી હે રાજન્, તારા કૃત્યથી પ્રસન્ન થએલે મેં પ્રીતિને અર્થે ભાર્યાએ સહિત તને સ્વર્ગનું દર્શન કરાવ્યું. જે વનમાં તને દિવ્ય નિદર્શન થયું. હે પાર્થિવ, તેં રાણીએ સહિત મુહૂર્ત્તવાર સ્વશરીરે આ સ્વર્ગોદ્દેશ અનુભવ્યો. હે રાજન્, તપ તથા ધર્મના નિદર્શનને અર્થે તેમાં તારી જે સ્પૃહા થઈ તે મેં પણ જાણી. હે પૃથ્વીપતે, અવસ્ય તું બ્રાહ્મણપણું તથા તપની આકાંક્ષા કરે છે એમ મેં જાણ્યું. હે પાર્થિવ, દેવેન્દ્રપણું અને નરેન્દ્રપણું, તે બેઉનો તિરસ્કાર કરી, હે તાત, બ્રાહ્મણપણું દુર્લભ છે, એમ તેં કહ્યું. બ્રાહ્મણમાંએ ઋષિત્વ, અને તે કર્તાં પણ ઉત્તમ તપસ્વિતા તેં જાણી. માટે એ તારો મનોરથ પરિપૂર્ણ થશે, કુશિક રાજાથકી કૌશિક બ્રાહ્મણ થશે. તારાથી ત્રીજો પુરૂષ બ્રાહ્મણપણાને પામશે. હે પાર્થિવ, ભૃગુઓના તેજથીજ તારો વંશ શ્રેષ્ઠ થશે. તારા પુત્રનો પુત્ર અગ્નિના સર્ખી કાન્તિવાળો તપસ્વિ બ્રાહ્મણ થશે. તે મનુષ્યોને તથા ત્રણ લોકને ભય ઉત્પન્ન કરશે, તે હું તને સત્ય કહુ છું. હે રાજર્ષે, તારી ઈચ્છામાં આવે તે વરદાન માગી લે, હવે હું તીર્થ યાત્રાએ જઈશ. ઘણો કાળ

થયો. કુશિક રાજા કહે છે—હે મહામુને, તમો પ્રસન્ન થયા, એજ મને મોટો વરદાન છે. હે પાપરહિત, તમે જે કહ્યું તે ભલે હો, મારે તેવો પૌત્ર થાઓ. મારા કુળને બ્રાહ્મણપણું થાઓ, એજ મને મોટો વરદાન છે. હે ભગવન્, ફરીને કંઇક વિસ્તારથી પૂછવાની ઇચ્છા રાખું છું. હે ભૃગુનંદન, મારૂં કુળ બ્રાહ્મણપણાને કયે પ્રકારે પ્રાપ્ત થશે? મારો યોગ્ય એવો આ કોણ બંધુ થશે (તે મને કહો).

कथमेष्यातिविप्रत्वंकुलंमेभृगुनंदन ॥
कश्चासौभविताबंधुर्ममकश्चापिसंमतः ॥ ३७॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० च्यवनकुशिक सं० गु० भा० पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥

---

**च्यवनउवाच** ॥ अवश्यंकथनीयंमेतवैतन्नरपुंगव ॥
अदर्थंत्वाहमुच्छेत्तुंसंप्राप्तोमनुजाधिप ॥ १ ॥

ચ્યવન મુનિ કહે છે—હે મનુષ્યોના રાજા, હે પુરૂષો મધ્યે ઉત્તમ, જેટલા માટે હું તારો નાશ કરવાને આવ્યો છું, તે સઘળું અવશ્ય તને મારે કહેવું છે—હે જનાધિપ, ભૃગુના વંશીઓને જે ક્ષત્રિયો હમેશાં યજન કરવા યોગ્ય છે, તે ક્ષત્રિઓ અદ્રષ્ટના બળથી ભેદને પામી જશે. હે નરાધિપ, ક્ષત્રિઓ સઘળાં ભૃગુઓ (ભૃગુવંશિ) નો વધ કરશે. દૈવના દંડથી પીડાએલા તેયો આ બાળ પર્યંત નાશ પામશે. ત્યારપછી કેટલેક કાળે અમારા કુળમાં ગોત્રની વિશેષ વૃદ્ધિ કરનારો, સૂર્યના સર્ખી કાન્તિવાળો, મોટો તેજસ્વી ઉર્વ નામે ઋષિ ઉત્પન્ન થશે. તે ત્રણ લોકનો નાશ કરવાને ક્રોપાગ્નિ ઉત્પન્ન કરશે. જે, પર્વતો અને વનો સુદ્ધાંત સઘળી પૃથ્વીને ભસ્મસાત્ કરી નાખશે. મુનિ મધ્યે ઉત્તમ એવા તે ઉર્વ મુનિ, કેટલોક કાળ તે અગ્નિને સમુદ્રમાં વડવાના મુખમાં નાંખી તેજ સમાવી દેશે. હે મહારાજ, હે પાપરહિત, તે ઉર્વના પુત્ર ઋચિક નામના ભૃગુ કુળમાં ઉત્પન્ન થએલા પુત્રની પ્રત્યે સમગ્ર ધનુર્વેદ સાક્ષાત્કાર થઈ તેની પાસે રહેશે. ક્ષત્રિઓના અભાવને માટે દૈવે પ્રેરેલા ઉર્વ મુનિ તે વેદને લઈ પોતાના પુત્રમાં મૂકશે. તે ઋચીક મુનિ, તપવડે જેણે આત્માને જાણ્યો છે એવા મોટા ભાગ્યશાળી, પોતાના પુત્ર જમદગ્નિને વિષે તે ધનુર્વેદને ધારણ કરશે. હે

ધર્માત્મન્, તે ઋચીક મુનિ તારા વંશને વૃદ્ધિ કરવાને અર્થે તારા કુળની કન્યાને પરણશે. ગાધિ રાજાની પુત્રી એટલે તારા પુત્રની પુત્રીને પામીને તે મોટા તપસ્વી મુનિ ક્ષત્રિ સદૃશ ધર્મવાળો બ્રાહ્મણ ઉત્પન્ન કરશે. હે મોટી કાન્તિવાળા, તે મુનિ, ગાધિરાજાને તપવડે યુક્ત, બૃહસ્પતિના જેવો તેજસ્વી, ક્ષત્રિય છતાં બ્રાહ્મણનાં કર્મ કરનારો, સુધાર્મિક એવો વિશ્વામિત્ર નામનો પુત્ર આપશે. એમ બેઉમાં ફેરફાર થવાનું કારણ બેઉની સ્ત્રીઓજ થશે. બ્રહ્માની આજ્ઞા છે, માટે અન્યથા થશે નહીં. તને ત્રીજી પેઢીએ બ્રાહ્મણપણું પ્રાપ્ત થશે, ભાવીતાત્મ એવા ભૃગુઓની સાથે તું સંબંધવાળો થઈશ. ભીષ્મપિતા કહે છે—મહાત્મા ચ્યવનનું વચન સાંભળી હર્ખાતો સતો કુશિકરાજા આવું વચન બોલ્યો—'એવું હો' રાજાનું બોલવું સાંભળી ચ્યવન મુનિએ કુશિકને વર માગવાને પ્રેરણા કરી. રાજા બોલ્યો—હે મહામુને, તમારાથી હું કામનાને સત્યજ કરીશ, મારૂં કુળ બ્રહ્મભૂત હો અને તેની ધર્મમાં મતિ હો, રાજાનું બોલવું સાંભળી, 'તારે તેમ હો' એ પ્રકારે કહી રાજાની આજ્ઞા લઈ ચ્યવન તીર્થયાત્રા પ્રત્યે ગયા. હે નૃપ, ભૃગુ તથા કુશિકોના સંબંધનું સઘળું કારણ મેં તને યથાસ્થિત કહ્યું. હે નૃપ, રામ તથા વિશ્વામિત્રનો જન્મ, જેમ પૂર્વે ચ્યવન મુનિએ ( કુશિક રાજાને ) કહ્યો હતો, તેમજ થયો.

यथोक्तमृषिणाचापितदातदभवन्नृप ॥
जन्मरामस्यचमुनेर्विश्वामित्रस्यचैवाहि ॥ २१ ॥

इतिश्री म० भा० अनु० प० दा० ध० च्यवनकुशिकसंवादे गु० भा० षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ मुह्यामीवनिशाम्यद्यचिंतयानःपुनःपुनः
हीनांपार्थिवसंघातैःश्रीमद्भिःपृथिवीमिमाम् ॥ १ ॥

યુધિષ્ઠિર રાજા પૂછે છે—શોભાયમાન રાજાઓના સમૂહથી રહિત આ પૃથ્વીને જોઈ હું મોહ પામુંછું અને રાત્રિ દિવસ હું ફરી ફરીને વિચાર કરૂં છું કે—હે ભારત, હે પિતામહ, પૃથ્વીને જીતી સેંકડો રાજ્ય મેળવીને પણ, કરોડો પુરૂષોને મારવાથી હું પરિતાપ પામું છું. પતિ, પુત્ર, માતુલ અને ભાઈઓ વિનાની તેમની સ્ત્રીઓની શી અવસ્થા થશે? અવસ્ય તે કુ-

રૂઓ તથા સુન્હદો અને જ્ઞાતિને પણ હણવાથી હું ઉંધે મોઢે નર્કમાં પડીશ, એમાં સંશય નહીં. હે ભારત, હું શરીરને ઉગ્રતપ સાથે જોડવા ઈચ્છું છું. હે પૃથ્વિપતે, હું તત્વતઃ ઉપદેશને ઈચ્છું છું. વૈશંપાયન રાજા જનમેજય પ્રત્યે કહે છે—યુધિષ્ઠિરનું તેવું વાક્ય સાંભળી, મોટા મનવાળા ભીષ્મ, નિપુણ એવા યુધિષ્ઠિરને પર્ખીને તેની પ્રત્યે બોલ્યા—હે પૃથ્વિપતે, જે તારે વિષે અદ્દભૂત રહસ્ય છે, તે કહું છું. તું સાંભળ–જે કર્મ કરવાથી જે ગતિને પમાય છે, તે હું તને કહીશ. તપથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, તપથી યશ મેળવાય છે, હે વિભો, તપવડે મઝેના ભોગ તથા આયુષ્ય મળે છે. હે ભરતકુળમાં ઉત્તમ, જ્ઞાન, વિજ્ઞાન, આરોગ્ય, રૂપ, સંપત્તિ તથા સૌભાગ્ય તપથી પમાય છે. તપવડે ધનસંપાદન થાય છે, મૌનથી આજ્ઞા મેળવી શકાય છે, દાનવડે ઉપભોગ મળે છે, બ્રહ્મચર્યથી જીવિત વૃદ્ધિ પામે છે, અહિંસાનું ફળરૂપ છે. દિક્ષા લેવાથી ઉત્તમ કુળમાં જન્મ થાય છે, ફળ મૂળ અશન કરનારાને રાજ્ય મળે છે. પાંદડાં ખાનારાઓને સ્વર્ગ પ્રાપ્ત થાય છે. પયભક્ષણ કરનારો દેવલોકમાં જાય છે. દાનવડે અધિક ધન સંપાદન કરે છે. ગુરૂની શુશ્રૂષા કરવાથી વિદ્યા પ્રાપ્ત થાય છે. નિત્ય શ્રાદ્ધથી સંતતિ થાય છે. શાકની દીક્ષાઓથી પુષ્કળ ગાયો વગેરે પશુસ્મૃદ્ધિ મળે છે. તૃણભોજન કરનારાઓને સ્વર્ગ મળે છે. ત્રિકાળ સ્નાન કરવાથી સ્ત્રીઓ મળે છે. વાયુપાન કરવાથી ક્રતુને પામે છે. નિત્ય સ્નાયી દક્ષ થાય છે. બે સંધ્યાઓમાં જપ કરવાથી બ્રાહ્મણ થાય છે. મરૂદેવતું સાધન કરવાથી રાજ્ય પ્રાપ્ત થાય છે. અપવાસ કરૂવાથી સ્વર્ગ મળે છે. સ્થંડિલ ઉપર સુઈ રેહેનારાઓને ઘર તથા શય્યાઓ મળે છે. ચીર વલ્કલ પેહેરવાથી સારાં વસ્ત્ર તથા ઘરેણાં મળે છે. યોગ યુક્ત તપોધનને શય્યાઓ, આસન તથા વાહનો પ્રાપ્ત થાય છે. અગ્નિ પ્રવેશ કરનારને નિરંતર બ્રહ્મલોકમાં રહેવું થાય છે. રસયુક્ત દ્રવ્યોનો ત્યાગ કરવાથી આ લોકમાં રૂડુ ભાગ્ય સંપાદન કરે છે. આમિષ ( માંસ–લોભ્યવસ્તુ) વર્જવાથી આયુષ્યવાળી પ્રજા થાય છે. જળમાં વાસ કરવાથી નરાધિપતિ થવાય છે. સત્ય બોલનારો ઉત્તમ પુરૂષ દેવતાઓએ સહવર્ત્તમાન સ્વર્ગનું સુખ ભોગવે છે. દાન કરવાથી કીર્ત્તિ મળે છે. હિંસા ન કરવાથી શરીર આરોગ્ય થાય છે. બ્રાહ્મણની સેવા કરવાથી રાજ્ય મળે છે અને ઉત્તમ બ્રાહ્મણપણું પ્રાપ્ત થાય છે. જળદાન કરવાથી શાસ્વતી કીર્ત્તિ બંધાય છે. અન્નનું દાન કરવાથી મનોરથ પ્રમાણે ભોગ મળે છે. સર્વ પ્રાણિઓને શાન્તિ

એટલે અભયનો આપનાર સઘળા શોકથી મૂકાઈ જાય છે. દેવની સેવા કરવાથી રાજ્ય તથા દિવ્યરૂપ મેળવે છે. દીપાલોકનુ દાન કરવાથી ચક્ષુવાળો થાય છે. વ્હાલા પદાર્થનું દાન કરવાથી નિર્મળ બુદ્ધિ તથા સ્મૃતિને ભોગવે છે. ગંધમાલ્યનું દાન કરવાથી પુષ્કળ કીર્ત્તિ થાય છે. કેશશ્મશ્રુધારણ કરવાથી સારી સંતતિ થાય છે. બાર વર્ષ સૂધી ઉપવાસ, દીક્ષા કે અભિષેક કરવાથી વીરસ્થાન સંપાદન કરે છે. દાસી, દાસ અલંકાર, ખેતર તથા ઘરો ને બ્રાહ્મણને કન્યાદાન આપે છે.તે વડે કરીને પુનઃ પાછું તે સઘળું સંપાદન થાય છે. હે ભારત, યજ્ઞો કરવાથી તથા ઉપવાસોથી સ્વર્ગ પ્રત્યે ગતિ કરે છે. ફળ તથા પુષ્પનો આપનાર પુરૂષ જ્ઞાન તથા કલ્યાણને મેળવે છે. સોનાનાં શિંગડાંએ શોભતી એક હજાર ગાયોનું દાન કરવાથી પુરૂષ પુણ્યવાળું દિવ્ય સ્વર્ગ મેળવે છે, એમ સ્વર્ગમાં દેવના સમૂહો કહે છે. સોનાની શિંગડીઓ વાળી, વાછરડાએ સહવર્ત્તમાન, કપિલા ગાય, જે પુરૂષ કાંસાના દોહન પાત્ર સુદ્ધાં દાન કરે, તેના તે તે પ્રકારના ગુણોએ યુક્ત મનોરથોને પુરતી સતી તે ગાય, કામ દુહા થઇને દાતાની પ્રત્યે ખડી રહે છે. ગાયના શરીરપર જેટલી રૂંવાંટી હોય તેટલાં વર્ષ પર્યન્ત તે ગોપ્રદાન કરવાથી દાતા સ્વર્ગમાં વસે, આ લોકમાં પુત્ર પૌત્રાદિકની વૃદ્ધિ થાય અને અંતે સઘળાં સાત કુલને પરલોકમાં તારી દે. સુંદર સોનાનાં શિંગડાંવાળી, ઉતરેય વસ્ત્રે તિલ બાંધીને દક્ષિણાએ સહવર્ત્તમાન ગોપ્રદાન કરે તો તે દાતાને વસુના લોક પ્રત્યે જવું સુલભ થાય. પોતામાં કર્મોવડે રૂંધાએલા, તીવ્ર અંધકારવાળા નર્કમાં પડતા પુરૂષને, મહા સમુદ્રમાં વાયુએ યુક્ત નાવજ હોયની શું! તેમ ગાયોનું દાન પરલોક પ્રત્યે તારે છે. જે પુરૂષ, બ્રાહ્મણને આપવા યોગ્ય કન્યાનું દાન કરે છે, ભૂમિનું દાન તથા અન્નનું વિધિવત્ દાન બ્રાહ્મણને આપે છે, તે પુરૂષ પુરંદરના લોકને પામે છે. જે પુરૂષ, સર્વ ગુણ સંપન્ન નિત્ય નિયમ કરનારા ગુણ યુક્ત વિદ્વાન્ બ્રાહ્મણને આપે છે, તેને ઉત્તર કુરૂ દેશોમાં રહેવું થાય છે. તેજ પ્રકારે ઉત્તમ ગાયોના દાનવડે કરીને વસુના લોકની પ્રાપ્તિ થાય છે. રૂપાના દાનથી સ્વર્ગ મળે છે, તેના કર્ત્તા સોનાનું દાન ઘણું શ્રેષ્ઠ છે. છત્રીનું દાન કરવાથી સુંદર ઘર મળે છે. જોડો આપવાથી વાહન પ્રાપ્ત થાયછે. વસ્ત્ર દાનથી સારૂ રૂપ પ્રાપ્ત થાય છે, સુગંધ દ્રવ્યના પ્રદાનથી મનુષ્ય સુઘડ થાય છે. સદ્ પુષ્પોવાળું અથવા સદ્ફળોવાળું વૃક્ષ બ્રાહ્મણને આપવાથી શોભાયમાન્, બહુ રત્નોથી ભરેલું, સ્મૃદ્ધિવાળું ઘર વગર યત્ને પ્રાપ્ત થાય

છે. ભક્ષ્યાન્ન, પાણી તથા સઘળા રસોનું દાન કરવાથી મનમાં ઈચ્છેલા રસોની પ્રાપ્તિ થાય છે. આસન તથા આચ્છાદાનના દાનથી દાતાને તે સઘળાં મળે છે, એમાં સંશય નહીં. પુષ્પની માળાઓ, ધૂપ, ગંધ, અનુલેપ (સુગંધિ દ્રવ્ય), સ્નાન કરવાનાં દ્રવ્ય વગેરે બ્રાહ્મણને આપવાથી, હે નરેન્દ્ર, આ લોકમાં રોગ વગરનો સ્વરૂપવાન્ થાય છે. હે રાજન્, ધાન્ય ભરેલું તથા શયનોએ યુક્ત એવું ઘર બ્રાહ્મણને આપે છે, તેને બહુ રત્નથી પુરેલું, પુણ્યવાળું, ઉત્તમ અધિષ્ઠાન પ્રાપ્ત થાય છે. સુગંધવાળું, અસ્તર તથા ઓછાડે સહિત શયન, જે બ્રાહ્મણને આપે છે, તે રૂપાળી, કટાક્ષવાળી, મનને વા'લી લાગે તેવી, સુંદર ભાર્યાને વગર યત્ને પામે છે. વીરશય્યામાં પોઢનારો પુરૂષ, પિતામહને ઓછો થતો નથી. જેનાથી બીજું અધિક જણાતું નથી, એમ મોટા ઋષિઓ કહે છે. વૈશંપાયન રાજા જનમેજયને કહે છે—ભીષ્મપિતાનું તે વચન સાંભળી, પ્રસન્ન થએલા યુધિષ્ઠિરને વીરમાર્ગની અભિકાંક્ષાથી આશ્રમમાં રહેવું રૂચિકારક ન લાગ્યું. હે પુરૂષ મધ્યે શ્રેષ્ઠ, પછી યુધિષ્ઠિરે પાંડવોની પ્રત્યે કહ્યું-પિતામહનું કહેલું વાક્ય તમને રૂચીકારક હો. યુધિષ્ઠિરનું વચન સાંભળી સઘળા પાંડવો તથા યશવાળી દ્રૌપદીએ તેના તે વાક્યને 'बाढं' એ પ્રકારે અંગિકાર કરી, પૂજન કર્યું.

ततस्तुपांडवाःसर्वेद्रौपदीचयशस्विनी ॥
युधिष्ठिरस्यतद्वाक्यंबाढमित्यभ्यपूजयन् ॥ ४४ ॥

इतिश्री म० भा० अ० प० दा० ध० गु० भा० सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ आरामाणांतडागानांयत्फलंकुरुपुंगव ॥
तदहंश्रोतुमिच्छामित्वत्तोद्यभरतर्षभ ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે કુરૂકુલમાં શ્રેષ્ઠ, હે ભરતર્ષભ, આરા તથા તળાવો (ગોડાવા) નું જે ફળ, તે હું હમણાં તમારાથી સાંભળવાને ઈચ્છુ-છું. ભીષ્મપિતા કહે છે—સુંદર જોવા લાયક પૃથ્વી, વિચિત્ર ધાતુઓથી શોભિતી હોય, તે ભૂમિને સઘળા પ્રાણિઓએ શ્રેષ્ઠ પૃથ્વી કહેલી છે, તેને ક્ષેત્રવિશેષા ગણેલી છે, તેમાં તળાવોનું બાંધવું કહેલું છે. એકપછી એક એમ

સઘળાં જળાશય હું તને કહી દેખાડું છું. તળાવો તથા તેના કરાવનાર પુ-રૂષોના ગુણ તને કહું છું. તળાવનો બંધાવનાર પુરૂષ ત્રણલોકમાં સઘળે સ્થ-ળે પૂજાય છે. તળાવોનું કરવું મિત્ર સદન, મૈત્ર, અને મિત્રને વૃદ્ધિ પમા-ડનારૂ તથા કીર્ત્તિને ઉત્પન્ન કરનારૂં છે. દેશમાં એક મોટા આશ્રય-ભૂત, સુકૃતક્ષેત્ર એવું તળાવ ધર્મ, અર્થ તથા કામ, એ ત્રિવર્ગી ફળને આપનારૂં છે, એમ પંડિતો કહે છે. ચાર પ્રકારના પ્રાણી-ઓને તળાવ ઉપયોગી છે. સઘળાં તળાવો ઉત્તમ શોભાને આપે છે. દેવ, મનુષ્યો, ગંધર્વ, પિતૃઓ, ઉરગલોક, રાક્ષસો તથા સ્થાવરો જળાશયનો આ-શ્રય કરે છે, તેટલા કારણ માટે તળાવને વિષે જે ગુણો કહ્યા છે, તે હું તને કહું છું. વળી ઋષિઓએ તળાવ કરાવામાં જે ફળની પ્રાપ્તિ કહેલી છે તે પણ કહીશ. વર્ષાકાળમાં જેના તળાવમાં પાણી રહે છે, તેને પંડિતો અગ્નિહોમનું ફળ થાય છે એમ કહે છે. શરદ્ કાળમાં જેના તળાવમાં પાણી રહે છે, તે પુરૂષને મરવા પુંઠે સહસ્ર ગોપ્રદાનનું ફળ પ્રાપ્ત થાય છે. હેમંતકાળમાં જેના તળાવમાં પાણી રહે છે, તે ઘણી સુવર્ણની દક્ષિણાઓવાળા યજ્ઞનું ફ-ળ પામે છે. શિશિર કાળમાં જેના તળાવમાં પાણી રહે છે, તેને અગ્નિ-ષ્ટોમનું ફળ પંડિતો કહે છે. તેનું સુકૃત તળાવ કે જેમાં વસંત ઋતુમાં જળ રહે છે તે પુરૂષ અતિ રાત્ર યજ્ઞનું ફળ ભોગવે છે. ગ્રીષ્મઋતુમાં જેના તળાવમાં જળ રહે છે, તેને મુનિઓ વાજી-મેધ યજ્ઞનું ફળ જાણે છે. જે જળાશય ખોદાવે છે, તે પોતાનું કુળ તારે છે. ગાયો તેમાં જળપાન કરે છે, જેણે કરીને તે પુરૂષો હમેશાં સાધુ કહે-વાય છે. જેના તળાવમાં તર્ષી ગાયો, મૃગપક્ષિઓ તથા મનુષ્યો જળપાન કરે છે, તેને અશ્વમેધયજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે. તેમાં જીવો જળપાન કરે, સ્નાન કરે તથા વિશ્રામ લે, તેવડે તળાવ ખોદાવનારને મરવા પુંઠે અનંત સુખ થાય છે. હે તાત, જળ દુર્લભ છે, તેમાં વળી પરલોકમાં વિશેષ દુર્લભ છે. પાણીના પ્રદાનથી શાશ્વતી પ્રીતિ થાય છે. તિલ, પાણી તથા દીપદાન બ્રાહ્મણને કરે છે, તેણે કરીને મરવા પુંઠે જ્ઞાતિએ સહવર્ત્તમાન ઘણું દુર્લભ ફળ સંપાદન કરે છે. હે નર મધ્યે સિંહ, સર્વ દાન કર્તા જળનું દાન મો-ટું છે. સર્વ કર્તા તે અવશેષ છે માટે અવશ્ય જળદાન આપવું એ મેં તને (તળાવનું) ઉત્તમ ફળ કહ્યું, હવે આગળ વૃક્ષો રોપવાનું ફળ ક-હું છું. સ્થાવર પ્રાણિઓની છ જાતિ કહેલી છે—'વૃક્ષ' ૨ ગુલ્મ, ૩ લતા,

૪ વલ્લી, ૫ ત્વકસાર, ૬ તૃણ, એટલી વૃક્ષની જાતિઓ છે. તેમને રોપવામાં ગુણ છે. આ લોકમાં કીર્તિ મળે છે અને મૂવા પુઠે પરલોકમાં શુભ ફળ થાય છે. લોકમાં નામના થાય છે તથા પિતૃઓએ સહવર્ત્તમાન સુખમાં વસે છે. દેવલોક પામ્યા છતાં પણ તેના નામનો નાશ થતો નથી. હે ભારત, થઈ ગએલા તથા હવે થશે એ સઘળા પિતરોને વૃક્ષનો રોપનાર તારે છે, માટે વૃક્ષ રોપાવવાં. તે પાદપો રોપનારના પુત્ર થાય છે, તેમાં સંશય નહીં. મરવા પછી અવીનાશી એવા સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. વૃક્ષો, પુષ્પોથી દેવના સમૂહને પૂજે છે, ફળવડે મનુષ્યો તથા પિતરોને પૂજે છે અને છાયાવડે અતિથીઓનું પૂજન કરે છે. કિન્નરલોક, ઉરગલોક, રક્ષલોક, દેવ, ગંધર્વ, મનુષ્યો તથા ઋષિગણો વૃક્ષોનો આશ્રય કરે છે. પુષ્પિત તથા ફળેલા વૃક્ષો આ લોકમાં મનુષ્યોને તૃપ્તિ કરે છે. વૃક્ષદને તે વૃક્ષો પરલોકમાં પુત્રની પેઠે તારે છે, માટે શ્રેયના ઈચ્છનારે તળાવની તેડે હમેશાં વૃક્ષો રોપાવવાં. વૃક્ષોનું પુત્રની પેઠે પાળન કરવું, તે ધર્મના પુત્રો કહેલા છે. તળાવનો કરાવનાર વૃક્ષનો રોપાવનાર, ઈષ્ટયજ્ઞ કરનાર બ્રાહ્મણ, એ સઘળા તથા સત્ય બોલનારા પુરૂષો સ્વર્ગમાં સુખ ભોગવે છે, તેટલા કારણ માટે તળાવ કરાવવું, ઝાડ રોપવાં, વિવિધ પ્રકારના યજ્ઞોવડે યજન કરવું અને નિરંતર સત્ય બોલવું.

तस्मात्तडागंकुर्वीतआरामांश्चैवरोपयेत् ॥
यजेच्चविविधैर्यज्ञैःसत्यंचसततंवदेत् ॥ ३३ ॥

इतिश्रीमहाभारते० अ० प० दा० ध० आरामतडागवर्णनं० गु० मा० अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

---

युधिष्ठिरउवाच ॥ यानीमानिबहिर्वेद्यांदानानिपरिचक्षते ॥
तेभ्योविशिष्टंकिंदानंमतंतेकुरुपुंगव ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે કુરૂ કુળમાં ઉત્તમ, જે આ તીર્થને વિષે દાનો કહે છે, તેમાંથી તમે કયું દાન શ્રેષ્ઠ કહો છો, હે પ્રભો, તેમાં મને મોટું કૌતૂહલ જણાય છે, આપેલું જે દાન દાતાને અનુસરે છે, તે મને કહો. ભીષ્મપિતા કહે છે—સઘળાં પ્રાણિઓને અભયરૂપ, તથા સંકટમાં અનુગ્રહરૂપ અને તૃષ્ણાવાળાએ જે ઈચ્છેલું તથા જે આપવાથી પ્રતિગ્રહ કરનારો

મને આપ્યું, એમ માને છે, તે દાન શ્રેષ્ઠ કહેવાય છે—હે ભરતર્ષભ, તેજ આપેલું દાન દાતાની પુંઠે ગતિ કરે છે. સોનુ, ગાય તથા પૃથ્વી, એટલાં અવશ્ય પવિત્ર દાન છે અને તે દાતાને દુષ્કૃતમાંથી પણ તારે છે. હે પુરૂષ મધ્યે વ્યાઘ્ર, એટલાં દાન સાધુ પુરૂષોને નિત્ય આપજે. દાનો પાપને અવશ્ય છોડાવે છે, તેમાં સંશય નહીં. આપેલાને અક્ષય ઈચ્છતા પુરૂષે, લોકમાં, જે જે પોતાને વિશેષ વહાલું છે તથા ઘરમાં એને જે વા'લું છે, તે, તે, સઘળું ગુણવાનને આપવું. પ્રિય કરનારો તથા પ્રિય (વસ્તુ)નો આપનારો પ્રાણિ માત્રને આ લોકમાં તથા પરલોકમાં પ્રિય થાય છે. હે યુધિષ્ઠિર, યાચના કર્તા અનાસક્ત એવા અકિંચન પુરૂષને જે અભિમાનથી અર્ચન નથી કર્ત્તા તે નિર્દય પુરૂષ સમજવો. અમિત્ર હોય તથાપિ શરણે આવેલા દીન પુરૂષને સંકટમાં અનુગ્રહ કરે છે, તેજ પુરૂષને ઉત્તમ જાણવો. દુબળા થઈ ગએલા, ધન વગરના, વૃત્તિક્ષીણ થએલા પિડાતા પુરૂષની ભૂખને જે ટાળે છે, તેના સમાન બીજો કોઈ પુરૂષ નથી. ક્રિયા નિયમિત સાધુ પુરૂષો, બૈરાં છોકરાં સાથે પિડાતા હોય અને કોઇની યાચના કર્ત્તા હોય નહીં, હે કુન્તાના પુત્ર, સર્વ ઉપાયોથી એવાઓને અવશ્ય નિમંત્રણ કરવું. જે કાળે જેટલું મળ્યું, તેમાં સંતોષ માનનારા, સત્વનો આશ્રય કરેલા કે જેયો દેવ તથા મનુષ્યોની અભિલાષા કર્ત્તા નથી તેવા પુરૂષો હમેશાં પૂજા કરવા યોગ્ય છે. હે ભારત, જે પુરૂષોને અભિલાષા વિષ સમાન છે તેમને યુક્ત (સાવધાન) પુરૂષોથી ખોળી કાઢી રક્ષણ કર, તથા ઉત્તમ ઋત્વિજોનું પણ રક્ષણ કર. હે કૌરવ્ય, શાખા ભેદોથી અથવા અવભૃથ જળોવડે, સર્વ કામનાઓને સુખરૂપે વહન કરવે કરીને તથા સપરિવાર ચાકરોએ કરીને તે ઋત્વિજોને નિમંત્રણ કર. હે યુધિષ્ઠિર, શ્રદ્ધાવડે પવિત્ર એવું, જો તે તારૂં ગૃહણ કરે તો, ધાર્મિક તથા પુણ્ય કર્મવાળા તે કાર્ય કરવું એમ માને તો *વિદ્યાસ્નાત, વ્રતસ્નાત (વેદાધ્યયન કાલમાં ગાયત્રિ

---

* પ્રત્યેક વેદને બાર વર્ષ સૂધી બ્રહ્મચર્ય પાળી અધ્યયન કરનારા અથવા બુદ્ધિ વિશેષ હોવાથી અલ્પકાળ ગુરૂની પાસે રહી ઉચ્ચારણ કરવામાં સમર્થ થઈ, વેદનું અધ્યયન કરેલા, ઉપર બતાવેલી બેઉ રીત પ્રમાણે વેદને સમાપ્ત કરી, ગુરૂની અપેક્ષા શિવાય ઉચ્ચારણ કરવામાં સમર્થપણું મેળવીને પછીથી વેદનાં અંગ વ્યાકરણાદિ તથા ઉપાંગ કાવ્યાદિ વગેરેનું જ્ઞાન સંપાદન કરીને પછીથી તંત્રાક્ષરના નિરપેક્ષ ઉચ્ચારણ પર્યન્ત મધુ માં-

ઈત્યાદિ મંત્રના જપ કરનારા ), ગુઢ સ્વાધ્યાય તથા તપ કરનારા, વ્રતવાળા બ્રાહ્મણો કે જેયો પોતાની સ્ત્રીમાં આસક્ત છે, એવા દાન્ત બ્રાહ્મણોને વિષે શ્રાદ્ધમાં જે તું કરીશ, તે તારૂં પરલોકમાં કલ્યાણ કરશે. જેમ પ્રાતઃકાળમાં તથા સાયંકાળે બ્રાહ્મણે અગ્નિ હોમમાં હોમેલું સારૂં હુતદ્રવ્ય શ્રેષ્ઠફળ આપે છે, તેમ આત્માને નિગ્રહ કરનારા દ્વિજાતિયોને આપવાથી ઉત્તમ ફળ થાય છે. હે તાત, દાતાનો સર્વ યજ્ઞ કર્ત્તાં શ્રદ્ધાથી પવિત્ર થએલો એવો, દક્ષિણાઓવાળો, વિસ્તાર પામેલો, મુખ્ય યજ્ઞ એજ છે, માટે તું તેમ વર્ત્ત. હે યુદ્ધિષ્ઠિર, દાનવડે પવિત્ર એવો તું એક, પિતૃઓના દાન પ્રત્યે, તેવા દાન કરનારાઓમાં દાતા થવાને યોગ્ય છે. તેવું દાન કરવાથી તું તે દાનેશ્રીઓની મધ્યે પૂજાએલો વશ અને પિતૃઓના રણથી મૂકા. જેયો કોપ કર્તા નથી અથવા તૃણાદિકને વિષે પણ લોભાતા નથી તેવા પ્રિયવાદિઓ અમારે અતિશે પૂજવા યોગ્ય છે. જેયો માનના ભૂખ્યા નથી તેમ લોભીયા નથી, તે પુત્રની પેઠે પાળવાને યોગ્ય તથા નમન કરવાને યોગ્ય છે, માટે ઉભયથા તેઓનું શ્રેય આચરવું. ઋત્વિક, પુરોહિત, આચાર્ય વગેરે બ્રહ્મને ધારણ કરનારા તે મૃદુ બ્રાહ્મણોની પ્રત્યે ક્ષત્રિઓએ સૃજેલું તેજ શમી જાય છે. હે યુધિષ્ઠિર, મારૂં છે, હું બળવાન્ છું, રાજા છું, એવું અભિમાન કરીને વસ્ત્ર તથા ભોજનાદિકથી બ્રાહ્મણોને પોતાની શ્રી માં અર્પણ કર્ત્તો. હે પાપરહિત, જે શોભાને માટે તથા બળને અર્થે તારૂં ધન છે, તે વડે સ્વધર્મમાં રહેલા બ્રાહ્મણોની તું પૂજા કર. જેમ તેમ એટલે ઈચ્છા પ્રમાણે વર્ત્તનારા બ્રાહ્મણો પણ નમસ્કાર કરવાને યોગ્ય છે. પોતાના

---

સનો ત્યાગ અને વિચાર કાલે તેનું અવર્જવું, એ રીતે બેઉ પ્રકારમાં બ્રહ્મચર્યપાળી સંપૂર્ણ વિધાને સંપાદન કરી પછી સ્નાત થવું. તેમાં ગુરૂ તે શિષ્યને બોલાવી દિવ્ય એવાં સુગંધિ દ્રવ્યોએ મિશ્રિત કરેલાં જળવડે મંત્રપુરસ્સર સ્નાન કરાવે છે, પછી તે શિષ્યને પુષ્પાલંકાર ધારણ કરાવી ગવાદિ વગેરે અર્થે દાન કરીને શય્યામાં બેસાડી પછી સુવાડે છે અને ગુરૂ આશિષ આપેછે. 'वेदाःप्रतिभान्तु.' 'सत्यसंकल्पास्तु' 'सर्वाःसिद्धयःस्फुरन्तु,'ब्रह्मप्रजाविवर्द्धतां' ઈત્યાદિ યોગ્ય આશિષો ગુરૂ તેને આપે છે. એમ અધ્યયન કાલથી આરંભિ ઉપર બતાવેલા ઉપચારોએ યુક્ત ગુરૂના આશિર્વાદ પર્યન્ત ક્રિયા થએલો બ્રાહ્મણ વિધાસ્નાત કહેવાય છે.

ઉત્સાહ પ્રમાણે યથા સુખથી પુત્રની પેઠે બ્રાહ્મણો તારે વિષે રમો. હે કુરૂકુલમાં ઉત્તમ, અક્ષય જેમનો પ્રાસાદ છે, એવા તથા થોડાથી સંતોષ માનનારા સુ-હૃદ એવા બ્રાહ્મણોની, વૃત્તિને બાંધનાર તારા શિવાય, બીજો યોગ્ય કોણ છે? જેમ લોકમાં પતિની સેવા કરવી, તે સ્ત્રીનો સનાતન ધર્મ છે, અને પતિ એજ તેણીની ગતિ છે, બીજી નહીં, તેમ આપણી ગતિ દ્વિજાતિયો છે. હે તાત, આપણે નહીં પૂજેલા બ્રાહ્મણો હમેશાં ક્ષત્રિઓમાં રહેલું દારૂણ કર્મ જુએ તો પછી આપણા જીવનનું પ્રયોજન શું? વેદ, શાસ્ત્ર, યજ્ઞ, લોક તથા બ્રાહ્મણના આશ્રય વિનાનું ક્ષત્રિયનું જીવન નિરર્થક છે. આ ઠેકાણે હું તને સનાતન ધર્મ દેખાડીશ–પૂર્વે ક્ષત્રિઓ બ્રાહ્મણની સેવા કર્ત્તા હતા, વૈશ્યો ક્ષત્રિયની અને શૂદ્રો વૈશ્યની સેવા કર્તા, એ પ્રકારની શ્રુતિ છે. અગ્નિની પેઠે જળહળતા બ્રાહ્મણને શૂદ્રે દૂરથી સેવવો, વૈશ્ય તથા ક્ષત્રિએ બ્રાહ્મણને અડીને સેવા કરવી. સરળ સ્વભાવના, સદાચરણી, સત્ય ધર્મનું પાલન કરનારા, સર્પના સર્ખા ક્રોધી એવા બ્રાહ્મણોને (ક્ષત્રિઓએ) સેવવા. અપર તથા પર અને તેથી પણ પર એવા તેજ તથા બળવડે જળહળતા બ્રાહ્મણોને વિષે ક્ષત્રિઓનાં તેજ તથા તપ શમી જાય છે. હે તાત, જેટલા મને પિતા વા'લા નથી, તેટલો તું વા'લો નથી, જેટલા મને પિતામહ વા'લા નથી, જેટલો મારો આત્મા વા'લો નથી, અને જેટલું મારૂં જીવિત વહાલું નથી, તેટલા મને બ્રાહ્મણ વ્હાલા છે. હે ભરતર્ષભ, તારાસમાન વાહાલું મારે પૃથ્વીમાં કોઈ નથી પરંતું તારા કર્ત્તા પણ મને બ્રાહ્મણો ઘણાજ પ્રિયતર છે. હે પાંડુનંદન, એ હું સત્ય બોલુંછું, જે સત્યવડે હું જ્યાં શાંતનું છે, તે લોકને પામીશ. બ્રહ્મલોક જેને મુખ્ય છે, એવા પવિત્ર તે સત્ પુરૂષોના લોકને હું જોઈશ, હે તાત, ચિરકાળને માટે ઉતાવળો હું ત્યાં જઈશ. હે ભરતસત્તમ, હે પાર્થિવ, એવા લોકને જોઈને પણ બ્રાહ્મણોને વિષે જે મેં કર્યું છે, તેથી હું તપીશ નહીં.

सोहमेतादृशान्लोकान्दृष्ट्वाभरतसत्तम ॥
यन्मेकृतंब्राह्मणेषुनतप्येतेनपार्थिव ॥ ४१ ॥

इतिश्रीमहा भा० अ० प० दान ध० गु० भा० एकोनषष्टितमोऽध्यायः ॥ ५९ ॥

---

युधिष्ठिरउवाच—यौचस्यातांचरणेनोपपन्नौयौविद्ययासदृशौजन्मनाच। ताभ्यांदानंकतमस्मैविशिष्टमयाचमानायचयाचतेच॥१॥

યુધિષ્ઠિર પૂછેછે—જે બેઉ બ્રાહ્મણવેદની શાખાએ કરીને અથવા મીમાંસાના અધ્યાયપદવડે કરીને ઉપપન્ન હોય તથા જે બેઉ વિદ્યા તથા જન્મવડે કરીને સમાન હોય, તે બેઉની મધ્યે કોને દાન આપવું તે શ્રેષ્ઠ? યાચના કરનારા કર્તાં યાચના નહીં કરનારને આપવું શ્રેષ્ઠ કહ્યું છે? ભીષ્મપિતા કહે છે—હે પાર્થ, યાચના કરનાર કર્તા યાચના નહીં કરનારને દાન આપવું, તે શ્રેષ્ઠ કહ્યું છે. ધીરજ વગરના કૃપણ કર્તા અવશ્ય ધીરજવાળો અતિશે પૂજવા યોગ્ય છે, કેમકે—રક્ષણ એ ક્ષત્રિયનો ધર્મ છે અને કોઈની યાચના ન કરવી તે બ્રાહ્મણનો ધર્મ છે. ધીરજવાળો સંતોષિ વિદ્વાન્ બ્રાહ્મણ દેવતાને પ્રસન્ન કરે છે. હે ભારત કૃપણની મધ્યે યાચવું તે નિંધ કહેવાય છે. યાચના કરનારા હમેશાં ચોરની પેઠે પ્રાણિઓને ઉદ્વેગ પમાડે છે. અવશ્ય યાચના કરનારો મરણ તુલ્ય થાય છે, કદાપિ દાતા મરણ તુલ્ય થતો નથી. હે યુધિષ્ઠિર, દાતા, તે યાચકને જીવાડે છે તથા પોતાના આત્માને તારે છે. યાચના કરનારા યાચક બ્રાહ્મણને જે આપે છે, તે દયારૂપ મોટો ધર્મ છે, યાચના નહીં કર્તા એવા પિડાતા બ્રાહ્મણોને સર્વ ઉપાયોથી નોતરૂં કર. જો તેવા યાચના નહીં કરનારા ઉત્તમ બ્રાહ્મણો તારા દેશમાં રહે છે, તો અવશ્ય ભસ્મથી ઢંકાએલા અગ્નિ સર્ખા તે બ્રાહ્મણોને તું પ્રયત્નવડે જાણ. હે કૈરવ્ય, પૂજા નહીં થએલા એવા તપવડે દીપતા તે બ્રાહ્મણો પૃથ્વીને પણ બાળી મૂકે છે માટે તે પ્રકારના બ્રાહ્મણો અવશ્ય પૂજા કરવાને યોગ્ય છે. હે પરંતપ, જ્ઞાન વિજ્ઞાન તથા તપ અને યોગમાર્ગે યુક્ત એવા બ્રાહ્મણો અવશ્ય પૂજવાને યોગ્ય છે. તેવા બ્રાહ્મણને તું પૂજાને વિષે જોડ. યાચના નહીં કરનારા બ્રાહ્મણોની સમિપે જઈ તેમને બહુ પ્રકારના ભાગ અર્પણ કર. જેમ સાયંકાળ તથા પ્રાતઃકાળમાં અગ્નિહોત્રને વિષે હોમેલું જે સારૂ હુતદ્રવ્ય તે ઉત્તમ ફળ આપેછે. વિદ્યા, વેદ તથા વ્રતસ્નાત બ્રાહ્મણો, કે જે નિરાધાર જીવવાવાળા છે, તે વિદ્યા, વેદ તથા વ્રતવાળાઓને વિષે અર્પાએલું તે દાન યજ્ઞ દાનનું ફળ કહેવાય છે. હે કૈરવ્ય, ગૂઢ સ્વાધ્યાય કરનારા, તપસ્વિઓ તથા પ્રત્યક્ષ વ્રત ધારણ કરેલા બ્રાહ્મણોને પરિવારે સહિત તથા ચાકરોએ સહવર્તમાન યજ્ઞ યાગાદિક કરીને અથવા કાષ્ટનાં, ઘાસનાં, વગર પાકેલી ઈંટોનાં કે પાકેલી ઈંટો અને ચૂનાવડે બાંધેલાં, સારાં ધોળેલાં

ઘરોવડે અને બીજા કામોવડે તું નિમંત્રણ કર. હે યુધિષ્ઠિર, તારૂં શ્રદ્ધા યુક્ત ગૃહણ કરે તો તેયોને તું આપ. આ નિમંત્રણ ગૃહણ કરવા યોગ્ય છે, એમ જો ધર્મના જાણનારા એવા સૂક્ષ્મદર્શિ તે બ્રાહ્મણો માનતા સતા શાસ્ત્રીય માપથી સોળ માસા રૂપુ ગૃહણ કરેલા, તારા ઘર પ્રત્યે ભોજન કરવાને પ્રાપ્ત થાય અને જો તારૂં શ્રદ્ધા યુક્ત તેયો ગૃહણ કરે તો તેમને તું આમંત્રણ કર. ખેડૂઓ વર્ષાદની રા' જુએ તેમ જેમની સ્ત્રીયો અતિથિની વાટ જુએછે એવા તથા ઇન્દ્રિયોને નિયમે રાખનારા બ્રહ્મચારી બ્રાહ્મણોને અન્ન આપવાં એ તારો પ્રાતઃકાલનો યજ્ઞ હો. હે તાત, ભોજન કરેલા તે બ્રાહ્મણો ત્રેતાગ્નિને પ્રસન્ન કરેછે. તે રૂપ દાતા એવા તારૂં માધ્યાન્હિક એટલે મધ્યાન્હ સમયનું ઉચિત કર્મ પ્રવર્ત્તો. હે યુધિષ્ઠિર, ગાયો, સોનું તથા વસ્ત્ર, જે તું બ્રાહ્મણોને આપે, તેણે કરીને ત્રીજા પ્રહરના વૈશ્વદેવના ફળને તું પામો અને તારા તે કર્મવડે ઈન્દ્ર તને પ્રસન્ન થાઓ, દેવ, પિતૃઓ તથા બ્રાહ્મણોને સમયે સમયે યથા પ્રકારે ભાગ પાડીને જે તું આપે તેથી તને સઘળા પ્રાણિઓની અહિંસાનું ફળ પ્રાપ્ત થાઓ. ઈન્દ્રિય નિગૃહ, ત્યાગ (દાન), ધીરજ તથા સત્ય તારા અવભૃથ સ્નાનને અર્થે કલ્પાઓ. હે તાત, ઉપર બતાવેલાં કર્મ એજ, શ્રદ્ધાથી પવિત્ર થએલો દક્ષિણા યુક્ત વિસ્તારવાળો સઘળા યજ્ઞો મધ્યે શ્રેષ્ઠ એવો તે તારો યજ્ઞ હમેશાં પ્રવર્ત્તો.

एषतेविततोयज्ञःश्रद्धापूतःसदक्षिणः ॥
विशिष्टःसर्वयज्ञानांनित्यंतातप्रवर्त्तताम् ॥ २० ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गु० मा० षष्टितमोऽध्यायः ॥ ६० ॥

---

युधिष्ठिरउवाच ॥ दानंयज्ञक्रियाचेहकिंस्वित्प्रेत्यमहाफलम् ॥
कस्यजायःफलंप्रोक्तंकीदृशेभ्यःकथंकदा ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—આ લોકમાં દાન, યજ્ઞ તથા ક્રિયા કરવાથી મૂવાં પુંઠે શું મોટું ફળ મળે છે? ત્રણમાં ઉત્તમ ફળ કોનું અને દાન કેવાઓને આપવું, યજ્ઞ શી રીતે કરવો તથા ક્રિયા ક્યારે કરવી? એ સઘળું યથાસ્થિત જાણવાને ઇચ્છું છું માટે હે ભારત, હે વિદ્વન્,જિજ્ઞાસુ એવા મને દાનધર્મ કહો. વળી હે પિતામહ, અંતર વેદી( વેદીના મધ્ય)માં શ્રદ્ધાવડે અ

થવા દયાથી જે આપ્યું તેણે કરીને શ્રેય શું? તે મને કહો. ભીષ્મપિતા કહે. છે—હે તાત, હમેશાં ક્ષત્રિયનું રૌદ્રકર્મ પ્રવર્ત્તે છે. તેને આ લોકમાં પવિત્ર કરનારું શ્રૌતકર્મદાન એજ છે. તે સાધુ બ્રાહ્મણો પાપ કરનારા રાજાઓનો પ્રતિગ્રહ કર્તા નથી તેટલામાટે રાજાઓએ મોટી દક્ષણાઓ વાળા યજ્ઞોવડે યજન કરવું. જો પછી બ્રાહ્મણો કદી પ્રતિગૃહ કરેતો રાજાએ પરમ શ્રદ્ધા રાખીને તેયોને રોજરોજ આપવું એજ મોટું ઉત્તમ છે. યજ્ઞ વિષે દિક્ષા લીધેલો તું તે બ્રાહ્મણોને દ્રવ્યવડે તૃપ્ત કર. સાધુ એવા તથા દયાળુ એવા વેદના જાણનારા શીલવૃત્ત તથા તપ સંપાદન કરેલા એવા તેમને આપતાં છતાં તે તારૂં ગૃહણ નહીં કરે તો પણ પ્રતિગૃહના અભાવે તારૂં કરેલું સુકૃત થશે માટે સાધુ બ્રાહ્મણોને આમંત્રણ કરી સ્વાદિષ્ટ અન્ન તથા મોટી દક્ષણાઓવાળા યજ્ઞ સાધ્ય. દાન કર્મવડે આપેલું પોતાના મનમાં યજ્ઞમાં હોમાયું એમજ તું માનજે, કેમકે—યજન કરનારાઓને તું આપીશ તે તેમના હોમ કરેલામાંથી ઉત્પન્ન થએલા શ્રેયનો અંશ તને પણ પ્રાપ્ત થશે. જેમને ઘણાંને પોષણ કરવાનું છે એવા પ્રજાવાળા બ્રાહ્મણોને તું પોષિશ તેણે કરીને પિતાની પેઠે તું ઘણી પ્રજાવાળો થઈશ. જે સાધુ પુરૂષો ધર્મને વૃદ્ધિ પમાડે છે. તેવાને સર્વસ્વ આપવા યોગ્ય છે. તેવાઓનું પૂજન કરનારા રાજાઓ ઘણા ઉપકારી ગણાય છે. હે યુધિષ્ઠિર, ઐશ્વર્ય સંપન્ન એવો તું ગાયો, બળદ, અન્ન, છત્ર, વસ્ત્ર બ્રાહ્મણોને આપ. હે ભારત, આજ્ય, અન્ન, અશ્વજોડેલાં વાહનો અને સુંદર શય્યાઓવાળાં ઘરો બ્રાહ્મણોને દાનમાં આપવાથી એ સઘળાં દાન યજમાનને ફળવાળાં થાય છે અને હે ભારત, તે તરવાના લઘૂ ઉપાયો છે. નિંદા રહિત એવા વૃત્તિકર્ષિત બ્રાહ્મણોને જાણીને છાના અથવા પ્રકાશ વૃત્તિએ કરીને તેમને પાલન કર. રાજસૂય તથા અશ્વમેધાદિક યજ્ઞોવડે ક્ષત્રિયોનો શ્રેય છે માટે તે આચરવાથી-પાપોથી મૂકાઈ પવિત્ર થયેલો તું સ્વર્ગને પામીશ. ફરી કોશનો સંચય કરી જે તું દેશને પાલન કરીશ તે વડે તું બ્રહ્મભૂય થઇશ તથા ધનને પામીશ. હે ભારત, પોતાની તથા બીજાઓની વૃત્તિનું તું રક્ષણ કર અને સેવકોને તથા પ્રજાઓને પુત્રની પેઠે પાલન કર. હે ભારત, તારો અલભ્ય લાભ તથા તેનું રક્ષણ બ્રાહ્મણોને વિષે સતત્ હો. તારૂં જીવિત બ્રાહ્મણને માટે હો અને તારાથી તેમનું અપાલન કદી ન હો. બ્રાહ્મણની પાસે ધનનો સંચય એજ મોટો અનર્થ, બ્રાહ્મણને ક્ષણે ક્ષણે લક્ષ્મીની સાથે સંવાસ તેજ તેને દર્પ ઉત્પન્ન કરનાર તથા મોહ પમાડનાર થાય અને તે લક્ષ્મીના મોહથી ઘણા

મૂઢ થએલા બ્રાહ્મણોને વિષે અવશ્ય ધર્મ નાશ થાય અને ધર્મનો નાશ થવાથી પ્રાણિઓનો અભાવ થાય, એમાં સંશય નહીં. જે રાજા સંગ્રહ કરવામાં કુશળ એવા રક્ષકોને ધન આપી દેશને લૂંટાવેછે તથા યજ્ઞને માટે દેશમાંથી ધન એકઠું કરો એ પ્રકારે કહેછે, અને તે નોકરો રાજાની આજ્ઞાથી અતી દારૂણ કર્મ કરી પ્રજાને ભય દેખાડી ધન એકઠું કરી રાજાને અર્પણ કરેછે તે, ધનવડે કરેલો યજ્ઞ વખાણાતો નથી. રાજાએ તેવો યજ્ઞ કરવો નહીં, અસાધુ પુરૂષો તેના યજ્ઞને વખાણે છે. વગર પીડાએલા, રૂડી રીતે ખુશી થએલા અનુકૂલથી આપે, તેવા ઉપાયોથી નિરંતર આદરોવડે યજ્ઞ કરવો. જ્યારે પ્રજાઓને અનુકૂલ પ્રમાણે રાજાએ યથાવિધિ ધન સંચય કરાય ત્યારે તેણે બહુ દક્ષણાઓવાળા યજ્ઞોવડે યજન કરવું. વૃદ્ધ બાળક અંધ તથા કૃપણના ધનનું રાજાએ રક્ષણ કરવું. કોઈને નિર્મૂળ ન કરવું તેમ દીનતાથી રડનારાનું ધન ખૂંચી ન લેવું. દરિદ્રિનું ધન લેવાથી દેશને તથા રાજાના યશને અવશ્ય હાનિ પહોંચેછે. જે સત્ પુરૂષોના બાળકો સ્વાદિષ્ટ અન્નની વાટ જુએછે, તેમને મોટા ભોગ અર્પણ કરી, તેઓની ભૂખ ભાગવી. જો તારા દેશમાં તેવો વિદ્વાન્ બ્રાહ્મણ ભૂખે પીડાયછે અને તેને વિધિવત ભોજન નથી મળતું તો તે કર્તાં અધિક પાપ બીજાં કયાં છે? એ મોટું પાપ કરવાથી તને બાળક હત્યાનું પ્રયશ્ચિત્ત લાગશે.શિબીરાજાએ કહ્યું છે કે તે રાજ્યના જીવિતને ધિક્કારછે કે—જેના દેશમાં બ્રાહ્મણ અથવા કોઈ પણ મનુષ્ય અન્નવિના પીડાયછે. રાજાના દેશમાં સ્નાતક બ્રાહ્મણ ભૂખથી પીડાયછે, તો તેનું રાજ્ય તથા દેશ બેઉ નાશ પામે છે. જેના રાજ્યમાં સ્ત્રીઓ, પતિ તથા પુત્રોનો આક્રંદ છે, તે રાજા મરેલો છે, જીવતો નથી. રક્ષણ નહીં કરનારા, દ્રવ્ય હરનારા અને ધર્મને લોપનારા અન્યાયક એવા નિર્દય રાજકુલને તે પ્રજાઓ હણે છે. જે રાજા હું રક્ષણ કરીશ એમ કહ્યા છતાં પ્રજાનું રક્ષણ કરતો નથી તે ઉન્માદથી આતુર થએલા શ્વાનની પેઠે હણાય છે. હે ભારત, રાજાએ નહીં રક્ષણ કરેલી પ્રજાઓ યત્કિંચીત પાપ કરે છે તેનો ચોથો ભાગ રાજા ભોગવે છે. કેટલાક તો કહેછે કે તે રાજાને આખું પાપ ભોગવવું પડે છે. વળી કેટલાક અર્ધા પાપનો નિશ્ચય કરે છે પરંતું મનુનું શાસન સાંભળવાથી, ચોથા ભાગનો ભાગીઓ રાજા થાય છે, એવો અમારો મત છે. હે ભારત, રૂડે પ્રકારે પ્રજાનું રક્ષણ કરનાર રાજા, પ્રજાઓ જે શુભ કર્મ કરે છે, તેના પુણ્યનો ચોથો ભાગ પોતે ભોગવે છે. હે યુધિષ્ઠિર, વર્ષાદથી

જેમ પ્રાણિમાત્ર જીવે છે તથા મોટા ઝાડોથી જેમ અંડજો (ઈંડામાંથી ઉત્પન્ન થએલાં પ્રાણિઓ) જીવે છે, તેમ જીવતા એવા તારી પુંઠે સઘળી પ્રજાઓ જીવો. હે મોટા તપવાળા, રક્ષ લોકો જે કુબેરની પુંઠે જીવે છે, અને દેવતાઓ જેમ ઇન્દ્રની પુંઠે જીવે છે તેમ સુ-હૃદો તથા જ્ઞાતિઓ તારી પુંઠે જીવો.

कुबेरमिवरक्षांसिशतक्रतुमिवामराः ॥
ज्ञातयस्त्यानुजीवंतुसुहृदेश्चपरंतप ॥ ३७ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गु० मा० एकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ इदंदेयमिदंदेयमितीयंश्रुतिरादरात् ॥
बहुदेयाश्चराजानःकिंस्विद्दानमनुत्तमम् ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—આ, આપવું આ, આપવું, એવી શ્રુતિ છે માટે આદરથી રાજાઓ બહુ આપવાને યોગ્ય છે તથાપિ ઘણું ઉત્તમ દાન કયું છે? (તેમને કહો). ભીષ્મપિતા કહેછે– શાસ્ત્રદષ્ટિએ વિચારતાં સઘળાં દાનકર્તા પૃથ્વીનું દાન મુખ્ય ભાસે છે. તે ચળે નહીં તેવી તથા ક્ષય વગરની અને ઉત્તમ કામનાઓને દુઝનારી છે. વસ્ત્ર, રત્ન, પશુ, ડાંગર, તથા જવને દુઝનારી પૃથ્વી છે. સર્વ ભૂતને વિષે પૃથ્વીનો આપનાર નિરંતર સુખ ભોગવેછે. આ લોકમાં પૃથ્વીનું જ્યાંસૂધી આયુષ્ય છે, ત્યાંસૂધી ભૂમિનો આપનાર નાનાપ્રકારના ભોગ ભોગવે છે. હે યુધિષ્ઠિર, આ લોકમાં પૃથ્વીના દાનથી પર બીજું કંઈ નથી. થોડી પણ પૃથ્વી, સર્વે આપતા હતા, એવું અમે સાંભળ્યું છે. અવશ્ય પૃથ્વીદાન આપનારા સઘળા પુરૂષો પૃથ્વીને ભોગવે છે. આ લોકમાં તથા પરલોકમાં મનુષ્યો પોતાના કર્મવડે જીવે છે. મોટી સ્મૃદ્ધિરૂપ એવી મહાદેવી પૃથ્વી દાતાનું પ્રિય કરેછે. હે રાજસત્તમ, જે પુરૂષ પૃથ્વીરૂપી અક્ષય દક્ષિણા આપેછે, તે પુરૂષ પુનઃ નરપણાને પામી પૃથ્વીપતિ થાયછે. ધર્મશાસ્ત્રોમાં એવો નિશ્ચયછે કે–જેવું દાન તેવા ભોગ પ્રાપ્ત થાયછે. રણસંગ્રામમાં શરીર છોડવું તથા પૃથ્વીનું દાન કરવું એ એજ ક્ષત્રબંધૂઓની પરમ શોભાછે. આપેલી પૃથ્વી દાતાને પવિત્ર કરેછે, એમ

સાંભળીએ છીએ. પાપ સમાન આચારવાળા, બ્રહ્મહત્યા કરનારા તથા અનૃત પુરૂષને પણ તે તારેછે અને તેજ પાપથી છોડાવેછે. પાપ કરનારા રાજાઓની પ્રત્યે સાધુ પુરૂષો પૃથ્વી શિવાય અન્યની ઇચ્છા કર્તા નથી. જો તે સાધુ પુરૂષો પૃથ્વીને ગૃહણ કરેછે તો તે સમાન પવિત્ર કરનાર બીજું કંઈ નથી, પૃથ્વી માતા સદૃશ પવિત્રછે. એનું નામજ 'પ્રિયદત્તા' એ પ્રકારનુંછે તે દેવીનું સનાતન ધરછે. દાન કરો અથવા ન કરો પરંતુ એનું નામજ પ્રથમ પ્રિયછે. જે પૃથ્વીપતિ તે પૃથ્વીને વિદ્વાન્ બ્રાહ્મણને દાનમાં આપેછે તે રાજા પૃથ્વીને વિષે પોતે ઈચ્છેલું અધિક રાજ્ય સંપાદન કરેછે. અને ફરીને એટલે બીજા જન્મમાં આ લોકને પામીને રાજા થાયછે એમાં સંશય નહીં. તેટલા કારણ માટે રાજાએ પૃથ્વી મેળવીને બ્રાહ્મણને આપવી. રાજા શિવાય ઇતરે રાજા પાસેથી પૃથ્વી મેળવ્યા શિવાય તેને પોતાની છે, એમ ન માનવું, તેમ અપાત્રે તેની પાસેથી ગૃહણ પણ ન કરવી, તેમ દાન કર્યા પછી રાજાએ તેમાં સંચારે પણ ન કરવો. જે બીજાઓ પૃથ્વીને ઈચ્છતા હોય તેમણે પણ એજ પ્રકારે વર્તવું એમાં સંશય નહીં. જે સાધુ પુરૂષને પૃથ્વી આપે છે, તે વડે તે પૃથ્વીનું સુખ ભોગવે છે. સાધુ પુરૂષોને ભૂમિદાન કરવાથી રાજા ઉત્તમ ભૂમિને ભોગવે છે અને તે ધર્માત્મા રાજા આ લોકમાં તથા પરલોકમાં યશ સંપાદન કરે છે. પૃથ્વીનું દાન કરવાથી હમેશાં બ્રાહ્મણો તે સાધુ રાજાની પૃથ્વીને વખાણે છે, પરન્તુ હે રાજન્, તેના શત્રુઓ તેની પૃથ્વીને જરૂર વખાણતા નથી. વૃત્તિકર્ષિત પુરૂષ યત્કિંચીત પાપ કરેછે પણ જો તે [1]ગોચર્મ વા પૃથ્વીનું દાન કરે એટલા માત્રમાં તે સઘળાં પાપથી પવિત્ર થાયછે. જે રાજાઓ સંકીર્ણ તથા રૌદ્ર કર્મ કરનારા છે તેમને પવત્રિ કરનારૂ અનુત્તમ પૃથ્વીદાન કહ્યું છે. જે રાજા અશ્વમેધ કરી સાધુ બ્રાહ્મણને વસુધા આપેછે તેજ જ્ઞાનિ પુરૂષો ઘટિત કર્યું એમ માને છે. નાના પ્રકારનાં સત્કર્મ કરીને પણ પંડિતો પૃથ્વીદાનને માટે શંકા કરે છે માટે અશંકય એટલે શંકા રહિત તો એક પૃથ્વીદાનજ છે. સૂવર્ણ, રૂપુ, વસ્ત્ર, મણિ, મોતી તથા ધન એ સઘળું પૃથ્વીદાન કરનાર પ્રાજ્ઞ પુરૂષે એક પૃથ્વી આપવાથી આપ્યું સમજવું.

---

૧ ગોચર્મ પૃથ્વીનું પ્રમાણ આ પ્રમાણે છે—'दशहस्तेनदंडेनात्रिंशतृदंडानिपातनं ॥ पार्श्वतोदंडमानेनगोचर्मपरिचक्षते ॥ वृषएकःशतंगावोयस्यांभूमौहिशेरते ॥ गोचर्ममात्रासाभूमिरुच्यतेर्थविशारदैः' ॥२॥

વધાન પુરૂષો રણસંગ્રામમાં પોતાના આત્માને છોડીને બ્રહ્મલોકમાં જાય છે પરંતુ તે સિદ્ધ પુરૂષો ભૂમિ આપનારને અતિક્રમણ કર્તા નથી. જેમ જન્મ આપનારી માતા પોતાના પુત્રને દૂધવડે પોષણ કરેછે તેમ પૃથ્વી સર્વ રસોથી દાતાને અનુગ્રહ કરે છે. મૃત્યુ, યમ, કિંકરો, ધર્મનો દંડ, નર્ક, ઘણો દારૂણ અગ્નિ તથા ઘોર અને દારૂણ એવા પાશો પૃથ્વીદાન કરનારની પ્રત્યે ગતિ કરી શકતા નથી. પિતૃલોકમાં રહેલા પિતરો તથા સ્વર્ગમાંથી દેવતાઓ વસુધાનું દાન કરનાર શાન્ત પુરૂષ ઉપર ઘણા પ્રસન્ન થાય છે. વૃત્તિગએલા, કૃશ થઈ ગએલા, મરણતુલ્ય રીબાતાને વૃત્તિકરી એવી ભૂમિનુ દાન કરવાથી મનુષ્યયજ્ઞની દીક્ષાવાળોથાયછે. જેમ ભૂખ્યા વત્સની પ્રત્યે ઉમળકા વાળી ગાય દોડીને પોતે દૂધ સ્ત્રવેછે, તેમ હે મહાભાગ, પૃથ્વી પોતે દાતાની પ્રત્યે ઉમળકાવાળી થાયછે. ફાલ આવેલી સબીજ ફળે સહવર્તમાન્ પૃથ્વીનું દાન કરવાથી તે દાતાને ઉત્તમ પ્રકારનું શરણું થાયછે. યજન યાજનાદિ વૃત્તિસંપન્ન, અગ્નિહોત્રી, પવિત્ર વ્રત ધારણ કરેલા બ્રાહ્મણને પૃથ્વીનો પ્રતિગ્રહ કરાવાથી તેની ઉત્તમ ગતિ થતી નથી. જેમ શુકલ પક્ષનો ચંદ્રમા દિવસે દિવસે વૃદ્ધિ પામેછે તેમ પ્રતિવર્ષે અન્ન પાકવાથી પૃથ્વીનું દાન વૃદ્ધિ પામેછે. આ સ્થળમાં પ્રાચિન પંડિતો પૃથ્વીની કહેલી ગાથા ગાયછે, જે સાંભળવાથી જમદગ્નિના પુત્રે કાસ્યપને અવસ્ય પૃથ્વી આપી છે. 'મનેજ આપો, મને આપો મને આપવાથી મને પામશો' આ લોકમાં તથા પરલોકમાં આપેલું પુનઃ મળેછે એ રીતે જે બ્રાહ્મણ એ પૃથ્વીની કહેલી વેદ સંમિતા 'व्याहृति' ને જાણે છે તે શ્રાદ્ધ કરનારને બ્રહ્મ લોકમાં પોહોંચાડે છે. અયોગ્ય કૃત્યોનું અરિષ્ટ શમન મોટું પ્રાયશ્ચિત્ત પૃથ્વીનું દાન છે. પૃથ્વીનું દાન કરવાથી ઉભય પક્ષની દશ પેઢીને દાતા પવિત્ર કરે છે, એમ વેદમાં પણ કહ્યું છે. સઘળા પ્રાણિઓની પ્રકૃતિ વૈશ્વાનરી એવી ભૂમીજ છે. રાજાને રાજ્યગાદીનો અભિષેક કરી આ શાસ્ત્ર સંભળાવવું, કેમકે જો સાધુતાથી તે ન આપતો હોય પણ સાંભળ્યા પછી યથા પ્રકારે પૃથ્વીનું દાન કરે તે આ સઘળો બ્રાહ્મણનો અર્થ છે, અને રાજાનો પણ અર્થ છે, એમાં સંશય નહીં. ખરે, રાજા ધર્મકુશળ હોય એજ પ્રથમ સ્મૃદ્ધિનું લક્ષણ છે અને જે પ્રજાઓનો રાજા ધર્મને નથી જાણતો તે નાસ્તિક થાય છે. તે પ્રજાઓ સુખને રૂડે પ્રકારે અનુભવતી નથી. તેમાં સુખ પણ પામતી નથી. અધાર્મિ રાજાનાં નઠારાં આચરણોવડે હમેશાં પ્રજાઓ ઉદ્દેગવાળી રહે છે, તેમ યોગમાર્ગમાં કુશળ

એવા બહુ પુરૂષો તેના દેશમાં પેસતા પણ નથી, અને જે રાજા ડાહ્યો, ધાર્મિક થાય છે, તેની પ્રજાઓ સુખને જાણે છે અને ઘણા સુખમાં નીરાંતે સુવે છે. તે રાજાના શુભ રાજ્યોવડે કર્મથી નિવૃત્ત થએલા નરો યોગ, ક્ષેમ, વૃષ્ટિ તથા પોતાને ઉચિત કર્મોવડે વિશેષ વૃદ્ધિ પામે છે. તેજ કુલીન, તેજ પુરૂષ, તેજ બંધુ, તેજ પુણ્યવાળો, તેજ દાતા અને તેજ પરાક્રમી કે જે પુરૂષ વસુંધરાનું દાન કરે છે. જે પુરૂષો વેદના જાણનારને પૃથ્વીનું દાન આપે છે, તે પુરૂષો પોતાના તેજવડે પૃથ્વીમાં સૂર્યના સખાં શોભિ ઉઠે છે. જેમ પૃથ્વીતલમાં વેરેલાં અન્ન ઉગી નીકળે છે, તેમ ભૂમિના દાનવડે સંપાદિત કરેલાં કામ ફુટી નીકળે છે. આદિત્ય, વરૂણ, વિષ્ણુ, બ્રહ્મા, ચંદ્ર, અગ્નિ અને શૂલપાણિ ભગવાન્ (મહાદેવ) પૃથ્વીનું દાન કરનારને વખાણે છે. પુરૂષો ભૂમિમાં ઉત્પન્ન થાય છે અને પરિણામ પણ ભૂમિમાંજ પામે છે, ઉદ્ભિજ, અંડજ, સ્વેદજ તથા જરાયુ, આ ચાર પ્રકારનો લોક ભૂમિગુણાત્મક છે. હે પૃથ્વીપતે, જગતની માતા પિતા એ પૃથ્વી છે, હે જનાધિપ, એના સર્ખું ભૂત બીજું એકે નથી. હે યુધિષ્ઠિર,—આ સ્થળમાં ઈન્દ્ર અને બૃહસ્પતિનો સંવાદરૂપ પુરાતન ઈતિહાસ હું તને ઉદાહરણ તરીકે કહું છું—એક સમયે મોટી દક્ષિણાઓવાળા સોયજ્ઞવડે યજન કરીને ઈન્દ્રે વાગ્ વિદ્યામાં શ્રેષ્ઠ એવા બૃહસ્પતિને આ પ્રકારે પૂછ્યું—ઈન્દ્ર પૂછે છે—કહેનારાઓની મધ્યે ઉત્તમ એવા હે ભગવન્, કયાદાનવડે સ્વર્ગને પામેલો પુરૂષ સુખ ભોગવે અને જે અક્ષય તથા મોટું દાન હોય તે મને કહો. ભીષ્મપિતા રાજા યુધિષ્ઠિરને કહે છે—એ પ્રકારે ઈન્દ્રે પૂછેલા મોટા તેજસ્વી, દેવના પુરોહિત બૃહસ્પતિ ઈન્દ્રને કહે છે. બૃહસ્પતિ બોલ્યા—વૃત્રહન્, સોનાનું દાન, ગાયનું દાન તથા ભૂમિનું દાન, એટલાં દાન જે મહાપ્રાજ્ઞ આપે છે, તે સર્વ પાપથકી મૂકાઈ જાય છે. હે પ્રભો, હે દેવના રાજા, જેમ પંડિતો પૃથ્વીના દાન શિવાય બીજું કંઈ શ્રેષ્ઠ નથી, એમ કહે છે, તેમ હું પણ તેજ શ્રેષ્ઠ માનુછું. રણસંગ્રામમાં શત્રુને હાથે મરેલા શૂરપુરૂષો સ્વર્ગમાં જાય છે, પરંતુ સઘળા ભૂમિદાન કરનારને વટીને આગળ જઈ શકતા નથી. પોતાના ભર્ત્તાના શ્રેયમાં સાવધાન પુરૂષો રણમાં હણાએલા બ્રહ્મલોકને પામે છે તથાપિ પૃથ્વીનું દાન કરનાર પુરૂષને તે અતિક્રમણ કર્તા નથી. પૃથ્વીનું દાન કરનારો મનુષ્ય પોતાની પાંચ પૂર્વ તથા પૃથ્વીને પામેલી બીજી છ મળી અગીયાર

પેઢીને તારે છે. હે પુરંદર, જે, રત્ને યુક્ત પૃથ્વીનું દાન કરે છે તે સઘળાં પાપોથી મૂકાએલો સ્વર્ગ લોકમાં સુખ ભોગવે છે. હે રાજન્, નાના પ્રકારનાં અન્ન જેમાં પાકે છે એવી સર્વ ગુણે યુક્ત પૃથ્વી જે દાનમાં આપે છે, તે રાજાધિરાજ થાય છે. અવસ્યતે ઉત્તમ દાન છે. હે વાસવ, સઘળી કામનાઓએ યુક્ત એવી પૃથ્વીનું દાન જે પુરૂષ કરે છે તે પુરૂષ, મને આપે છે, એમ સઘળાં ભૂત માને છે. હે સહસ્રાક્ષ, સઘળા કામ તથા ગુણેયુક્ત સર્વ કામદુધાધેનુરૂપ પૃથ્વીને જે મનુષ્ય દાનમાં આપે છે તે સ્વર્ગ પ્રત્યે જાય છે. મધુ, ઘૃતને વહન કરનારી તથા દૂધ દહીને વહન કરનારી સરિતાઓ, ભૂમિના દાન કરનાર દાતા પુરૂષને તૃપ્ત કરે છે. ભૂમિનું દાન કરવાથી રાજા સઘળા કિલ્વિષથી મૂકાઈ જાય છે. પૃથ્વીના દાન સમાન બીજું એકે દાન નથી. શસ્ત્રવડે જીતેલી સમુદ્રાન્ત પૃથ્વી જે આપે છે, તેને મનુષ્યો કહે છે કે પૃથ્વી રહે ત્યાં સૂધી તે દાતા સ્થિરપણું ભોગવે છે. પુણ્યવાળી, ઋદ્ધિવાળી રસાળ પૃથ્વીનું જે દાન કરે છે તે પુરૂષને ભૂમિદાનના પુણ્યથી પ્રાપ્ત થએલા લોકનો ક્ષય થતો નથી, હે શક્ર, હમેશાં સ્મૃદ્ધિને ઈચ્છતા રાજાએ નિરંતર સુખને માટે પાત્રને વિધિવત્ પૃથ્વી આપવી. પુરૂષે પાપ કર્યું હોય અને જો તે દ્વિજાતિને પૃથ્વીનું દાન કરે તો તેનું પાપ સાપની કાંચળીની પેઠે છૂટી જાયછે. હે ઈંદ્ર, જેણે પૃથ્વીનું દાન કર્યું, તેણે સમુદ્રો, નદિઓ, પર્વતો તથા વન, એ સઘળાનું દાન કર્યું; પૃથ્વીના આપનારે તળાવો, સ્રોત, સરોવરો અને સઘળા મધુર રસોનું દાન કર્યું એમ સમજવું. વિર્યસંપન્ન એવી ઓષધીઓ તથા પુષ્પ અને ફળેયુક્ત વૃક્ષો, મોટાં કાનનો તથા શૈલોનું દાન પૃથ્વી આપનારે કર્યું એમ જાણવું. પૃથ્વીનું દાન કરવાથી પુરૂષ જેટલું ફળ ભોગવે છે તેટલું ફળ અગ્નિષ્ટોમ આદિ ભારે દક્ષિણાઓવાળા યજ્ઞો કરવાથી ભોગવતો નથી. પૃથ્વીનો દાતા પોતાના દશ પુરૂષોને તારેછે અને તેને આપતાં વારનાર પુરૂષ પોતાની દશ પેઢીને પાડેછે. પૂર્વે આપેલી પૃથ્વીને હરીલે તે પુરૂષ નરકમાં જાયછે. આપીશ કહી અને જે નથી આપતો અને આપીને જે હરીલેછે, તે વરૂણના પાશોથી બંધાયછે તથા મૃત્યુના શાસનથી તપેછે. જે પુરૂષો અગ્નિહોત્રીને, વૃત્તિકૃશને તથા પ્રિય અતિથિને અને ઉત્તમ બ્રાહ્મણને ભજેછે તેઓ યમની પ્રત્યે જતા નથી. હે પુરંદર, બ્રાહ્મણોને વિષે રણમુક્ત થાય અને ઈતર વર્ણોને કૃશ તથા દુર્બલતાથી તારે એ રાજા કહેવાય છે. હે સુરશ્રેષ્ઠ, હે ત્રિદશાધિપ, કૃશવૃત્તિવાળા બ્રાહ્મણને આપેલી પૃથ્વી હોય તેનું હરણ ન

તપ, યજ્ઞ, શ્રુત, શીલ, અતૃષ્ણા તથા સત્ય અને ગુરૂ દૈવત તથા પૂજા એટલાં બધાં એ ભૂમિ આપનારને વિષે વર્તે છે. ભર્તાના કલ્યાણને વિષે સાકરવું, કેમકે–પશ્ચાત્તાપ કર્તા તે દીન બ્રાહ્મણોના નેત્રમાંથી આંસુ પડેછે તે પોતાના ત્રણ પુરૂષો યુક્ત કુળનો નાશ કરે છે. હે સહસ્રાક્ષ, પૃથ્વીનો પાલન કરનાર રાજા દેશથી ભ્રષ્ટ થયો હોય તેને જે સ્થાપન કરે છે તે પુરૂષનો વાસ સ્વર્ગમાં થાય છે. યવ, ઘઉં, ડાંગર તથા શેલડીએ યુક્ત તથા ગાયો, અશ્વ, વાહન વગેરેથી પરિપૂર્ણ પૃથ્વી પોતાના બાહુબળથી ઉપાર્જન કરી, તેમાં સઘળાં રત્ન તથા ધન પૂરી પૃથ્વીનું દાન કરે છે, તે પુરૂષ અક્ષય લોકને પામે છે, અને તેનો તે ભૂમિસત્ર (યજ્ઞ) કહેવાય છે. સત્ પુરૂષોનો અભિપ્રાય છે કે–સઘળાં પાપને ધોઈ નાંખી તે નિર્મળ પુરૂષો ભૂમિના દાનથી લોકને વિષે વખણાય છે. હે ઇંદ્ર, જેમ જળમાં પડેલો તેલનો છાંટો ફેલાતો ફેલાતો વૃદ્ધિ પામે છે તેમ અન્ન પાકવાથી પ્રતિવર્ષે પૃથ્વીદાનનું ફળ વૃદ્ધિ પામતું જાય છે. હે ઇન્દ્ર, રણસંગ્રામના અગ્રભાગમાં જે શૂરા રાજાએ સામે બાણે મરે છે, તે બ્રહ્મલોકમાં જાય છે. નૃત્ય તથા ગીતમાં કુશળ એવી નારીઓ હાથમાં દિવ્યગંધ પુષ્પ તથા આભૂષણ લઈ તેના સન્મુખ ઉભી રહે છે તેમ પૃથ્વી દાન કરનારની સન્મુખ પણ સ્વર્ગમાં તે ઉભી રહે છે. આ લોકમાં જે રૂડે પ્રકારે બ્રાહ્મણને પૃથ્વીનું દાન આપે છે, તે પુરૂષ દેવ તથા ગંધર્વ લોકે પૂજા કરેલો સ્વર્ગમાં સુખ ભોગવે છે. હે દેવેન્દ્ર, પૃથ્વીના આપનારની સન્મુખ સેંકડો અપ્સરાઓ, દિવ્ય માલ્ય ધારણ કરી બ્રહ્મ લોકમાં ઉભી રહે છે. શંખ, ભદ્રાસન, છત્ર, સુંદર ઘોડા તથા પાલખી અને દેવતાઈ પુષ્પો, પૃથ્વીદાન કરનારના મોં આગળ હાજર થાય છે. પૃથ્વીનું દાન કરવાથી પુષ્પ, સોનું, વસ્ત્ર તથા જય શબ્દ પ્રાપ્ત થાય છે અને તેની આજ્ઞા હમેશાં કોઈ રોકતું નથી. ભૂમિદાનનું પુણ્યફલ જેમ સ્વર્ગ છે તેમ હિરણ્ય, પુષ્પ, ઔષધિઓ વગેરે સઘળું પ્રાપ્ત થાય છે. પૃથ્વી આપવાથી અમૃતને પ્રસવનારી પૃથ્વી પ્રાપ્ત થાય છે. પૃથ્વી સમાન દાન નથી તેમ માતા સમાન ગુરૂ નથી. સત્ય સર્ખો બીજો ધર્મ નથી. દાન જેવો બીજો ભંડાર નથી. આ પ્રકારે પૃથ્વીદાનનો મહીમા આંગિરસ (બૃહસ્પતિ) થી સાંભળી, વસુ, તથા રત્નપૂરી ઇંદ્રે બૃહસ્પતિને પૃથ્વીનું દાન આપ્યું. આ ભૂમિદાનનો સંભવ જે શ્રાદ્ધમાં સંભળાવે તેનો ભાગ રક્ષ અથવા અસુર લોકો ગૃહણ કરી શકતા નથી. પિતૃઓને આપેલું

અક્ષય થાય છે એમાં સંશય નહીં, તેટલા કારણ માટે વિદ્વાને શ્રાદ્ધમાં આ ગાથા બ્રાહ્મણોને સંભળાવવી. હે અનઘ, હે ભરતકુળમાં સિંહરૂપ, સઘળા દાનોમાં ઉત્તમ એવું તે પૃથ્વીનું દાન મેં તને કહ્યું, ફરીને હવે તું શું સાંભળવાને ઈચ્છે છે.

इत्येतत्सर्वदानानांश्रेष्ठमुक्तंतवानघ ॥
मयाभरतशार्दूलकिंभूयःश्रोतुमिच्छसि ॥ ९९ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० इंद्रबृहस्पतिसंवादे गु० भा० द्विषष्ठितमोऽध्यायः ॥ ६२ ॥

युधिष्ठिरउवाच ॥ कानिदानानिलोकेस्मिन्दातुकामोमहीपतिः ॥
गुणाधिकेभ्योविप्रेभ्योदद्याद्भरतसत्तम ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભરત કુળમાં ઉત્તમ, આ લોકમાં દાન કરવાની ઈચ્છાવાળો રાજા, ગુણાધિક બ્રાહ્મણોને ક્યાં દાન આપે, અને શું આપવાથી તેઓ તરત પ્રસન્ન થાય, વળી સંતુષ્ટ થએલા તે શું ફળ આપે, હે મહાબાહો, તે મોટા પુણ્યનું બાંધનાર ફળ મને કહો. આપેલું આ લોકમાં તથા પરલોકમાં શું ફળ આપે છે, તે તમારાથી સાંભળવાને હું ઈચ્છું છું માટે વિસ્તારથી મને કહો. ભીષ્મપિતા કહે છે—આજ પ્રશ્ન પૂર્વે દેવના સરખું જેનું દર્શન છે એવા નારદ મુનિને પૂર્વે પૂછ્યો હતો અને તેમણે જે વચન કહ્યું છે, તેજ હું તને કહું છું સાંભળ—નારદ મુનિ કહે છે—દેવ તથા ઋષિગણો અન્નનેજ વખાણે છે, આ સઘળો લોકતંત્ર તથા સત્વ અન્નને વિષે રહેલું છે. અન્ન સરખું દાન થયું નથી અને બીજું થશે પણ નહીં. તેટલામાટેજ મનુષ્યો અન્ન આપવાને વિશેષ ઈચ્છે છે. આ લોકમાં અન્ન બળનું આપનાર છે, પ્રાણ પણ અન્નથીજ રહે છે. હે પ્રભો, આ સઘળું વિશ્વ અન્નથી ધારણ થાય છે. આ લોકમાં ગૃહસ્થો, ભિક્ષુક તથા તાપસો અન્નથી જીવેછે. પ્રત્યક્ષ જણાય છે કે–અન્નથીજ પ્રાણ રહેછે એમાં સંશય નહીં. સ્મૃદ્ધિ ઈચ્છનાર પુરૂષે કુટંબી એવા પિડા પામતા મહાત્મા ભિક્ષુક બ્રાહ્મણને અન્ન આપવું. જે અભિરૂપ એવા અર્થિ બ્રાહ્મણને અન્ન આપેછે, તે પારલૌકિક સુખ સંપૂર્ણ ભોગવે છે. પૂજા કરવાને યોગ્ય એવો વૃદ્ધ થાકેલો વટેમાર્ગુ આંગણે આવ્યો તો સ્મૃદ્ધિને ઈચ્છતા ગૃહસ્થાશ્રમીએ તેને પૂજવો.

ઉત્પન્ન થએલા ક્રોધનો ત્યાગ કરી સદાચરણિ થઈ અભિમાનનો ત્યાગ કરી અન્નનો આપનાર પુરૂષ આ લોક તથા પરલોકનું સુખ ભોગવેછે. પ્રાપ્ત થએલા અતિથિનું અપમાન ન કરવું, તેને કદાપિ પાછો ન વાળવો, ચંડાળ અથવા શ્વાનને આપેલું અન્નનું દાન નાશ પામતું નથી. જે પવિત્ર અન્ન, પૂર્વે નહીં દીઠેલા વટેમાર્ગુને તથા આર્તને આપે છે, તે મોટા ધર્મને પ્રાપ્ત થાય છે. પિતૃઓ, દેવ, ઋષિ, બ્રાહ્મણો તથા અતિથિઓને જે અન્નથી પ્રસન્ન કરે છે, તેનું મોટું પુણ્યફળ છે. કદાપિ ઘોર પાપકર્મ થયું હોય તથાપિ અર્થીને કે બ્રાહ્મણને જે અન્ન આપે છે તે પુરૂષ બહુધા પાપવડે મોહ પામતો નથી. બ્રાહ્મણને અન્ન આપવાથી અક્ષય ફળ થાય છે. શૂદ્રને આપવાથી પણ મોટું ફળ થાય છે. અન્નનું દાન બ્રાહ્મણ તથા શૂદ્રને આપવું. અન્નદાન આપતાં ગોત્ર, શાખા તથા સ્વાધ્યાય કે દેશ કંઈ પૂછવું નહીં, યાચના કર્તા ભિક્ષુક બ્રાહ્મણને અન્નનું દાન આપવું. અન્ન આપનાર રાજાને આ લોકમાં સઘળા અન્નવૃક્ષો સર્વ પ્રકારના કામફળના આપવાવાળા થાય છે એમાં સંશય નહીં. સારી વૃષ્ટિને જેમ ખેડૂતો ઈચ્છે છે તેમ પિતરો પણ એમ ઈચ્છે છે કે— અમારો પુત્ર અથવા પૌત્ર પણ અન્નનું દાન આપે. કામનાથી કે વગર કામનાએ 'મને આપો' એ પ્રકારે યાચના કર્તા બ્રાહ્મણને અન્નનું દાન આપે છે, તેને પુણ્ય પ્રાપ્ત થાય છે. હે ભારત, બ્રાહ્મણ મુખ્ય અતિથિ છે અને તે સઘળા પ્રાણિઓ કર્તાં રાંધેલા અન્નને પ્રથમ ભોજન કરનારો છે. ભિક્ષા માગતા બ્રાહ્મણો જેના ઘર પ્રત્યે જાય છે અને હમેશાં તેઓ સત્કાર કરેલા ત્યાંથી પાછા વળે છે, તે ગૃહસ્થાશ્રમી રૂડે પ્રકારે વૃદ્ધિને પામે છે. વળી તે મરીને મોટા ભાગ્યશાળિના કુળમાં જન્મે છે. આ મનુષ્ય લોકમાં અન્ન આપવાથી તો અનુત્તમ સ્થાનને પમાય છે. હમેશાં મિષ્ટાન્ન આપનારો તો સત્કાર પામેલો સ્વર્ગ લોકમાં વસે છે. મનુષ્યોના પ્રાણ અન્ન એજ છે. અન્નને વિષે સર્વ રહ્યું છે. હે રાજન્, અન્નદાન કરનારો પુરૂષ, પશૂ, પુત્ર, ધન, ભોગ તથા પ્રાણવાન્ અને રૂપવાન્ થાય છે. હે પુત્ર, લોકમાં અન્નનો આપનાર પુરૂષ, પ્રાણ દાન કરનાર અથવા સર્વસ્વ આપનાર કહેવાય છે. અતિથિ એવા બ્રાહ્મણને યથાવિધિ અન્ન આપવાથી તે આપનાર પુરૂષ અવશ્ય સુખ પામે છે અને તેને દેવતાઓ પણ પૂજે છે. હે યુધિષ્ઠિર, બ્રાહ્મણ એજ મોટું ક્ષેત્ર છે, તેમાં જે બીજ વવાય છે, તે મોટું પુણ્યરૂપ ફળ ઉગી નીકળે છે. અન્ન શિવાય બીજાં સઘળાં દાન પરોક્ષ ફળ આપનારાં છે અને અન્ન દાન તો દાતા તથા ભોક્તાને

પ્રત્યક્ષ પ્રીતિ ઉત્પન્ન કરનારૂં છે. હે ભારત, અન્નથી જીવિત પ્રાપ્ત થાય છે, અન્નથી રતિ પ્રાપ્ત થાય છે, ધર્મ અને અર્થ અન્નથીજ સંપાદિત થાય છે તેમ રોગનો નાશ અન્ન થકીજ તું જાણજે. પૂર્વે કલ્પમાં પ્રજાપતિએ અન્ન એજ અમૃત કહેલું છે. અન્ન, પૃથ્વી, દિવ તથા આકાશ અન્નને વિષે રહેલું છે. અન્ન વગર પ્રાણ, બળ, પંચધાતુ તથા શરીર જરૂર નાશ પામે છે. અન્ન વગર વ્રત, વિવાહ, યજ્ઞ તથા વેદ એ સઘળું લય થાય છે. ત્રણલોકમાં જે સઘળું સ્થાવર જંગમ જણાય છે, તે અન્નથીજ રહેલું છે માટે ડાહ્યા પુરૂષોએ ધર્મને અર્થે અન્ન આપવું. હે રાજન્, અન્ન આપનાર મનુષ્યનું બળ, ઓજ, યશ તથા કીર્ત્તિ, નિરંતર ત્રણલોકમાં વિખ્યાત થાય છે. પ્રાણપતિ એવો પવન જળને ઉંચે મેઘમંડળમાં ધારણ કરે છે પછી તે મેઘમંડળને પામેલું જળ ઇંદ્રિ (પૃથ્વીપર) વર્ષાવે છે. સૂર્ય પોતાના કિરણોવડે પૃથ્વીના રસ ગૃહણ કરે છે, વાયુ તથા આદિત્યથી તે રસોને ઇંદ્રિ રૂડે પ્રકારે વર્ષાવે છે. જ્યારે તે મેઘમંડળનું જળ પૃથ્વીમાં પડે છે ત્યારે પૃથ્વીદેવી સ્નિગ્ધા થાય છે. પછી તેમાં અન્ન વવાય છે, જેવડે આ જગતનું પોષણ થાય છે. માંસ, મેદ, અસ્થિ તથા શુક્રનો પ્રાદુર્ભાવ પણ તેથીજ થાય છે. હે પૃથ્વીપતે, તે શુક્રથી પ્રાણિ માત્ર ઉત્પન્ન થાય છે. અગ્નિ ષોમ એ બેઉને પુષ્પથી તે શુક્રજ ઉત્પન્ન કરે છે. એ પ્રકારે અન્નથીજ સૂર્ય, પવન તથા શુક્ર રહેલું છે, તે ત્રણની એકજ રાશિ કહેલી છે, તેથી સઘળાં ભૂત ઉત્પન્ન થએલાં છે. હે ભરતકુળમાં ઉત્તમ, ઘેર આવેલા અભ્યાગત અથવા અર્થિને જે અન્ન આપે છે, તે સઘળા પ્રાણિઓને પ્રાણ તથા તેજ આપે છે, એમ જાણવું. ભીષ્મપિતા કહે છે—હે નૃપ, નારદે એ પ્રકારે કહેલો હું હમેશાં અન્ન આપું છું અને ઈર્ષાનો ત્યાગ કરી ગતજ્વર એવો તું પણ હમેશાં અન્નદાન કર. હે રાજન્, હે પ્રભો, બ્રાહ્મણોને વિધિવત્ અન્ન આપવાથી તારા ભ્રાતૃવર્ગે સહવર્તમાન તું સ્વર્ગને પામીશ. હે મનુષ્યોના રાજા, અન્ન આપનારને જે લોકની પ્રાપ્તિ થાય છે તે લોકને તું અવસ્ય સાંભળ—તે મહાત્માઓનાં ભુવન સ્વર્ગમાં પ્રકાશે છે, જે તારાઓના જેવાં રૂપાળાં દેખાય છે, નાના પ્રકારના થાંભલાવાળાં છે, શ્વેત ચંદ્ર મંડળથી શોભિતાં છે. તરૂણ સૂર્યની કાન્તિ સર્ખાં અનેક સ્થાવર જંગમ પાર્થિવ પદાર્થો તથા જલચરોથી દીપી ઉઠે છે. રૂપુ, સોનું તથા સૂર્ય સર્ખાં વૈદૂર્યમણિથી તે પ્રકાશિત છે. આંગણામાં સર્વ ઋતુઓનાં ફળ ફુલવાળા વૃક્ષો રહેલા છે. રાજમાર્ગ, સભાઓ,

વાવ્યો, કૂવા તથા શબ્દાયમાન હજારો વાહનોથી તે શોભાયમાન્ છે. ભક્ષ્ય-ભોજ્યમય શૈલો, વસ્ત્ર તથા આભરણોથી પરિપૂર્ણ છે, સઘળી નદિઓ દૂધ સ્ત્રવે છે તથા પર્વતો અન્ન આપે છે. શુક્લ મેઘના સર્ખા પ્રાસાદો તથા કાંચનના સર્ખી ઉજ્વલ શય્યાઓ, તે સઘળું અન્નના આપનાર પામે છે માટે તું અન્નનો આપનાર હો.

प्रासादाःपांडुराभ्राभाःशय्याश्चकांचनोज्वलाः ॥
तान्यन्नदाःप्रपद्यंतेतस्मादन्नप्रदोभव ॥ ९१ ॥

इतिश्रीमहा भा० अ० प० दानधर्मे दा० ध० क० गु० भा० त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ श्रुतंमेभवतोवाक्यमन्नदानस्ययोविधिः ॥
नक्षत्रयोगस्येदानींदानकल्पंब्रवीहिमे ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—અન્ન દાનનો વિધિ મેં તમારાથી સાંભળ્યો હવે નક્ષત્ર યોગનો દાનકલ્પ મને અવશ્ય કહો. ભીષ્મપિતા કહે છે—આ સ્થળ-માં પણ તને મહર્ષિ નારદ તથા દેવકીનો પુરાતન સંવાદરૂપ ઇતિહાસ કહીશ. દેવના સર્ખું જેમનું દર્શન છે એવા નારદમુનિ એક દિવસ દ્વારકાંમાં આવ્યા ત્યારે દેવકીએ તેમને આજ ધર્મરૂપ પ્રશ્ન પૂછ્યો—હે પૃથ્વીપતે, તેના પૂ-છવાથી દેવર્ષિ નારદ જે બોલ્યા તે સઘળું વિધિવત્ તું સાંભળ. નારદ કહે છે—હે મોટા ભાગ્યવાળી કૃત્તિકા નક્ષત્રમાં ઘીએ યુક્ત પાયસવડે સાધુ બ્રા-હ્મણોને તૃપ્ત કરવાથી અનુત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. રોહિણિ નક્ષત્રમાં પક-વાન્નવડે તથા માર્ગશીર્ષ માસમાં મૃગ માંસથી ઘ્રતયુક્ત અન્ન અને ઋણ મૂક્ત થવાને બ્રાહ્મણોને દૂધ, અન્નપાન આપવું. મૃગશિર નક્ષત્રમાં વાછડા સહિત દુઝણી ગાય બ્રાહ્મણને આપવાથી મનુષ્ય લોકમાંથી અનુત્તમ સ્વર્ગ લોકમાં જવાય છે. આર્દ્રા નક્ષત્રમાં તિલ ભેળવીને કંસાર જમાડવાથી અપવાસી નર, ક્ષુર ધારાવાળાં પર્વત જેવાં કષ્ટ તરી જાય છે. પુનર્વસુ તથા પુષ્ય નક્ષત્ર-માં શોભન અન્ન આપવાથી પુરૂષ તેજસ્વી, રૂપ સંપન્ન એવો બહુ અન્નવાળો સત્કુલમાં જન્મે છે. પુષ્ય કે ધૃતમાં સોનુ આપવાથી કોઈ દિવસ નહીં જો-એલા લોકમાં ચંદ્રની પેઠે વિરાજે છે. આશ્લેષામાં જે પુરૂષ રૂપાનું અથવા સોનાનું દાન કરે છે, તે પુરૂષ, સઘળા ભયથી મૂકાઈ, સંભાવિત પદને

આરોહણ કરે છે. મનુષ્ય મઘા નક્ષત્રમાં તિલ ભરી પાત્રનું દાન કરે છે, તે આ લોકમાં પુત્ર તથા પશુવાળો થાય છે અને મરવા પુંઠે સ્વર્ગનું સુખ ભોગવે છે. પૂર્વાફાલ્ગુની સમયે ઉપોષિત પુરૂષ બ્રાહ્મણોને ગોરસ સંયુક્ત ભક્ષ્ય આપવાથી સૌભાગ્યને પામે છે. ઉત્તરાફાલ્ગુનીમાં ઘી તથા દૂધે યુક્ત સાઠિ ચોખાનું અન્ન બ્રાહ્મણોને આપવાથી સ્વર્ગલોકમાં સુખ ભોગવે છે. ઉત્તરા વિષયમાં મનુષ્યોથી જે જે દાન અપાય છે, તે તે દાનથી મોટું અનંત ફળ થાય છે, એવો દૃઢ નિશ્ચય છે. હસ્ત નક્ષત્રમાં અપવાસ કરી હાથિ તથા ચાર ઘોડા જોડેલો રથ બ્રાહ્મણને આપવાથી પુણ્ય કામનાઓએ યુક્ત એવા ઉત્તમ લોકમાં ગતિ થાય છે. ચિત્રા નક્ષત્રમાં બળદ તથા પુણ્યવાળા ગંધ દ્રવ્યનું દાન કરવાથી અપ્સરાના લોકમાં ગતિ કરે છે, રમે છે અને સુખ ભોગવે છે. સ્વાતિ નક્ષત્રમાં પોતાને વ્હાલું એવું ધન બ્રાહ્મણને આપવાથી આ લોકમાં મોટો યશ પામે છે તથા શુભ લોકની પ્રાપ્તિ થાય છે. વિશાખામાં બળદ, દુઝણી ગાય તથા વસ્ત્રે યુક્ત ધાન્ય ભરેલું ગાડુ બ્રાહ્મણને દાનમાં આપવાથી તેના ઉપર પિતૃઓ તથા દેવો પ્રસન્ન થાય છે અને મરવા પુંઠે અનંત સુખ ભોગવે છે, કોઇ દિવસ સંકટ પ્રાપ્ત થતું નથી, વળી સ્વર્ગ લોકમાં જાય છે. ઉપર બતાવેલું બ્રાહ્મણને આપવાથી દાતા ઇચ્છિત વૃત્તિને ભોગવે છે, નરકાદિક સંકલેશને પામતો નથી એવો નિશ્ચયછે. અનુરાધા નક્ષત્રમાં પ્રાવાર એવું શ્રેષ્ઠ અન્ન આપવાથી ઉપોષિત પુરૂષ સોયુગ સૂધી સ્વર્ગમાં સુખ ભોગવે છે. જ્યેષ્ટા નક્ષત્રમાં સમૂલક એવું કાલશાક બ્રાહ્મણોને આપવાથી ઇચ્છેલી ઋદ્ધિ તથા ઇષ્ટગતિ પ્રાપ્ત થાય છે. મૂળ નક્ષત્રમાં મૂળ, ફળ, બ્રાહ્મણોને આપવાથી સાવધાન પુરૂષ પિતૃઓને પ્રસન્ન કરે છે તથા ઇચ્છેલી ગતિને પામે છે. પૂર્વાષાઢા નક્ષત્રમાં ઉપોષિત પુરૂષ, વેદ પારગ કુળવાન્ બ્રાહ્મણને દધિપાત્ર ( દહીં ભરીને પાટીઆ ) નું દાન આપવાથી બહુ ગાયોવાળા કુળમાં ઉત્પન્ન થાય છે. ઉત્તરાષાઢા નક્ષત્રમાં જળના ભરેલા ઘડાએ યુક્ત સાથવો ઘી તથા ગોરસે સહવર્તમાન બ્રાહ્મણને દાનમાં આપવાથી સર્વ કામ સંપાદન થાય છે. અભિજિત યોગમાં મધુઘૃત યુક્ત દૂધનું દાન કરવાથી હમેશાં ધર્મ બુદ્ધિઓવાળાની સાથે સ્વર્ગમાં વસે છે. શ્રવણ નક્ષત્રમાં કાંબળ કે બીજા વસ્ત્રનું દાન કરે છે તે શ્વેત વિમાનમાં બેસી સ્વર્ગ લોકમાં ગતિ કરે છે. ધનિષ્ઠા નક્ષત્રમાં બળદ જોડેલા વાહનનું દાન કરવાથી સાવધાન પુરૂષ સદ્ય વસ્ત્ર સમૂહ તથા ધનને પામે છે અને

બીજા જન્મમાં રાજ્ય પ્રાપ્ત થાય છે. શતભિષા યોગમાં અગરૂચંદનનાં દાન કરવાથી મરવાપુઠે અપ્સરાઓના લોકનેપામે છેતથા અક્ષય ગંધ પ્રાપ્તથાય છે. પૂર્વાભાદ્રપદમાં સર્વ પ્રકારનાં ભક્ષ ફળે યુક્ત ચોળાનું દાન કરવાથી અવશ્ય મરવા પુઠે સુખી થાય છે. ઉત્તરાભાદ્રપદમાં ઉરભ્ર પશુનું માંસ આપવાથી દાતા પિતૃઓને તૃપ્ત કરે છે અને મરવા પુઠે અનંત ફળનો ભાગીઓ થાય છે. રેવતી નક્ષત્રમાં જે કાંસાના દોહનપાત્રે સહવર્ત્તમાન ગાયનું દાન કરે છે. તે દાતાની પ્રત્યે મરવા પછી આપેલી ગાય કામને લઈ સન્મુખ ઉભી રહે છે. અશ્વિની નક્ષત્રમાં ઉત્તમ પુરૂષ અશ્વ જોડેલા રથનું દાન કરે તો તે હાથિ, ઘોડા તથા રથ જેમને છે તેવા કુળમાં તેજસ્વી જન્મે. ભરણી નક્ષત્રમાં ઉત્તમ બ્રાહ્મણને તિલધેનુ આપવાથી નર રૂડા પ્રકારનું અન્ન પાકે તેવી પૃથ્વીને પામે છે તથા મરવા પુઠે યશ પ્રાપ્ત થાય છે. ભીષ્મપિતા કહે છે—નક્ષત્ર યોગ યુક્ત એ પ્રકારનો લક્ષણોદ્દેશ નારદે દેવકીને કહ્યો, અને દેવકીએ આ પોતાના પુત્રની વહુઓને કહ્યો.

इत्येपलक्षणोद्देशःप्रोक्तोनक्षत्रयोगतः ॥
देवक्यानारदेनेहसास्नुषाभ्योब्रवीदिदम् ॥ ३६ ॥

इतिश्री म० भा० अ० प० दान० ध० नक्ष० यो० दा० गु० भा० चतुःषष्टितमोऽध्यायः ॥ ६४ ॥

---

भीष्मउवाच ॥ सर्वान्कामान्प्रयच्छंतियेप्रयच्छंतिकांचनम् ॥
इत्येवंभगवान्नत्रिःपितामहसुतोब्रवीत् ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—જેઓ સોનાનું દાન કરે છે, તેઓ સઘળા કામને રૂડે પ્રકારે પામે છે, એમજ બ્રહ્માના પુત્ર ભગવાન્ અત્રિ મુનિએ કહ્યું છે. વળી મનુષ્યોના રાજા હરિશ્ચંદ્રે પણ કહ્યું છે કે-પવિત્ર કરનાર, આયુષ્યનું વધારનાર તથા પિતૃઓને અક્ષય સુખનું આપનાર તે સોનુંજ છે. મનુ એમ બોલ્યો છે કે સઘળા દાન કર્તા પાણિનું દાન શ્રેષ્ઠ છે, માટે કૂવા, વાવ્ય તથા તળાવો ખોદાવવાં. હમેશાં સારી રીતે કૂવામાં પાણિરહે, એવો કૂવો કરાવનાર પુરૂષે આ લોકમાં કરેલા પાપનું અર્ધ અહીંયાંજ નાશ થાય છે. જળાશય ખોદાવવાથી એના સઘળા વંશને તે તારે છે કેમકે—હમેશાં તેમાં ગાયો, બ્રાહ્મણ, સાધુ તથા બીજા જીવો જળપાન કરે છે. ગ્રિષ્મકાળમાં જે-

ના ( જળાશયમાં ) પાણિ ખૂટતું નથી તે પુરૂષ સઘળાં વિષમ કષ્ટને કદિ ભોગવતો નથી. બૃહસ્પતિ, ભગવાન્ પૂખાઋષિ, ભગમુનિ, અશ્વિનિ દેવો તથા અગ્નિને ઘી વડે પ્રીતિ થાય છે. ઘી એ મોટું ઓસડ છે, યજ્ઞમાં પણ તે ઉત્તમ છે, સઘળા રસ તથા ફળની મધ્યે ઘી ઉત્તમ છે. ફળની કામનાવાળા, યશની ઈચ્છા તથા પુષ્ટિની કામનાવાળા ડાહ્યા પવિત્ર પુરૂષે હમેશાં બ્રાહ્મણોને ઘી આપવું. કાર્તિક મહિનામાં જે મનુષ્ય, બ્રાહ્મણોને ઘીનું દાન કરે છે, તેના ઉપર પ્રસન્ન થએલા અશ્વિન દેવો તેને રૂપ બક્ષે છે. ઘી મેળવી પાયસનું દાન જે, બ્રાહ્મણોને આપે છે, તેના ઘર પ્રત્યે રક્ષ લોકો કદાપિ ધર્ષણ કર્તા નથી. જે પુરૂષ કમંડળનું દાન કરે છે, તે તૃષાથી મરતો નથી, કદિ દુઃખ પામતો નથી, ઉપસ્કરણે સહવર્ત્તમાન ઉત્પન્ન થાય છે. ઘણી શ્રદ્ધાએ યુક્ત પ્રયત્નવાળો પુરૂષ ઉત્તમ બ્રાહ્મણોને દાન કરવાથી નીરંતર ષડ્ ભાગને પામે છે. જે પુરૂષ, સાધનને અર્થે અથવા હમેશાં વૃત્તવાળા બ્રાહ્મણોને તાપવાને માટે લાકડાં આપે છે, તેનાં વિવિધ પ્રકારનાં કાર્ય તથા સઘળા અર્થ હમેશાં સિદ્ધ થાય છે અને તે શોભાયમાન શરીરથી શત્રુઓના ઉપરને ઉપર રહે છે, ભગવાન્ વન્હિદેવ પણ નિત્ય તેનાપર પ્રસન્ન રહે છે, પશુઓ તેનો ત્યાગ કર્તા નથી, તેમ સંગ્રામમાં પણ તેનો જય થાય છે. જે છત્રનું દાન કરે છે, તેને પુત્રો તથા લક્ષ્મી મળે છે, કોઈ દિવસ તિવ્રવ્યાધિ થતો નથી. વળી ઉપભોગને ભોગવે છે. ગ્રિષ્મ ઋતુ કે વર્ષાકાળમાં જે છત્રનું દાન કરે છે, તેના મનમાં કદિ બળાપો થતો નથી, વિષમ કૃચ્છ્રથી તે પુરૂષ ઉતાવળો મૂકાઈ જાય છે. હે પૃથ્વીપતે, મોટા ભાગ્યશાલિન્, ભગવાન્ શાંડિલ્ય ઋષિ એમજ કહે છે કે—સઘળાં દાનોની મધ્યે શકટનું દાન સારૂં છે.

प्रदानंसर्वदानानांशकटस्यविशांपते ॥
एवमाहमहाभागःशांडिल्योभगवान्नृषिः ॥ १९ ॥

इतिश्री म० भा० अ० दा० ध० गु० भा० पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ दह्यमानायविप्राययःप्रयच्छत्युपानहौ ॥
यत्फलंतस्यभवतितन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પિતામહ, દાઝતા બ્રાહ્મણને જે જોડાનું દાન આપે છે, તેને જે ફળ થાય છે, તે મને કહો. ભીષ્મપિતા કહે છે—જે સાવધાન પુરૂષ, બ્રાહ્મણોને જોડાનું દાન આપે છે, તે સઘળા વિષમ શત્રુઓને મર્દન કરે છે અને તેમને તરી પણ જાય છે. હે પૃથ્વીપતે, હે યુધિષ્ઠિર, તે પુરૂષ શત્રુઓના ઉપર રહે છે, હે કુંતાના પુત્ર, જો એ પ્રકારનું દાન થાય છે તો અવસ્ય તે પુરૂષને અશ્વતરી જોડેલું, રૂપે તથા સોને મઢેલું સુંદર બાંધેલું બેસવાનું ગાડુ ખડું થાય છે. યુધિષ્ઠિર પૂછે છે—હે કૌરવ,તિલ દાન કરવાથી શું ફળ થાય છે અને ગોદાનને વિષે, અન્ન દાનને વિષે તથા ભૂમિદાનને વિષે જે ફળ કહ્યું, તે મને ફરીને કહો. ભીષ્મપિતા કહે છે—હે કુંતાના પુત્ર, તિલદાન કરવાથી જે ફળ થાય છે, તે મારાથી તું સાંભળ અને હે કુરૂ કુળમાં ઉત્તમ, યથા ન્યાય સાંભળીને તું તે પ્રમાણે કર. બ્રહ્માએ પિતૃઓનું મુખ્ય ભોજ્ય તિલ સર્જ્યા છે, માટે જરૂર તિલદાન કરવાથી પિતૃપક્ષ હર્ષ પામે છે. માઘ મહિનામાં જે પુરૂષ તિલનું દાન બ્રાહ્મણોને આપે છે, તે પુરૂષ સર્વ સત્યે યુક્ત એવા નરકને જોતો નથી. જેણે તિલવડે પિતૃઓનું યજન કર્યું, તેણે સઘળા યજ્ઞ કર્યા, તિલશ્રાદ્ધ કદાપિ અ કામથી ન આપવું. હે પ્રભો, મહર્ષિ કશ્યપના ગાત્રોમાંથી તિલ પ્રસવ્યા છે. માટે ઉત્તમ દાનોમાં તે દિવ્ય ભાવને પામ્યા છે. તે પુષ્ટિના કરનાર છે, રૂપના આપનાર છે તથા પાપના નાશ કરનારા છે તેટલા કારણ માટે સઘળાં ઉત્તમ દાનમાં તિલદાન મુખ્ય ગણાય છે. આપસ્તંબ, મેધાવી, શંખ તથા લિખતમુનિ અને મહર્ષિ ગૌતમ પણ તિલદાન કરવાથી સ્વર્ગને પામ્યા છે. સઘળા બ્રહ્મચર્યમાં આસક્ત તથા ગવ્ય એવા હવિવડે ઘણા વર્ષ સૂધી પ્રવૃત્તિઓમાં રહેલા બ્રાહ્મણો તિલહોમમાં આસક્તિવાળા છે. એમ સર્વ દાનોમાં તિલનું દાન મુખ્ય છે, આ લોકમાં સર્વ દાનોમાં અક્ષયદાન તિલદાન કહેવાય છે. હે મોટા તપવાળા, પૂર્વે કુશિ તથા કર્પિ હવ્યનો નાશ થયો ત્યારે તિલવડે અગ્નિત્રયને હોમી (ઋષિઓ) ઉત્તમ ગતિને પામ્યા છે. હે કુરૂ કુળમાં ઉત્તમ, એ પ્રકારે તિલનું દાન ઉત્તમ કહેલું છે, એ વિધિથી તિલનું વિધાન મુખ્ય ગણાય છે હવે હે મહારાજ, યજ્ઞ કરવાને ઈચ્છતા એવા દેવનો બ્રાહ્મણ તથા બ્રહ્માની સાથે જે સમાગમ થયો તે સાંભળ–હે પાર્થિવ, એક દિવસ, યજ્ઞ કરવાની જેમને ઈચ્છા છે એવા દેવતાઓ પૃથ્વીતળમાં શુભ દેશને વિષે આપણે યજ્ઞ કરી-

શું એ પ્રકારની ઇચ્છાએ બ્રહ્માની પાસે ગયા. દેવતાઓ કહે છે—હે ભગવન્, અમારા, સ્વર્ગ, તથા પૃથ્વી અને સઘળાના તમે સ્વામીછો, સમર્થ છો માટે તમે અમને આજ્ઞા આપવાને યોગ્ય છો. બ્રહ્મા કહે છે—હે દેવતાઓની મધ્યે શ્રેષ્ઠ. હે કસ્યપના પુત્રો, હું તમને મેદીની ભાગ આપું છું, જે દેશમાં તમે યજ્ઞ કરો. દેવ કહે છે—હે ભગવન્, અમારૂં કામ થયું; હવે અમે મોટી દક્ષણાઓવડે યજ્ઞ કરીશું, એ દેશને તો હમેશાં મોટા મુનિઓ ઉપાસે છે. પછી તેઓ પૃથ્વીમાં આવ્યા એવામાં અગસ્ત્ય, કણ્વ, ભૃગુ, અત્રિ, વૃષાકપિ, અસિત તથા દેવળમુનિ, તે દેવયજ્ઞ પ્રત્યે આવ્યા. ત્યાર પછી દેવો, મહાત્મા અચ્યુત એવા યજ્ઞનારાયણનું યજન કરી યથાકાળે સમાપ્ત કરી રહ્યા. ઉત્તમ એવા હિમાચલ પ્રત્યે ગંગાદ્વારમાં કર્યો છે યજ્ઞ તે જેમણે એવા દેવતાઓએ તે યજ્ઞનો છટ્ઠો ભાગ પૃથ્વીનું દાન કર્યું. જે પુરૂષ, એક હાથ જેટલી પણ પૃથ્વીનું દાન કરે છે, તે કદિ રીબાતો નથી તથા સંકટ પણ પામતો નથી. ટાઢ, તડકો તથા વાયુ સહન કરે એવી, સારી રીતે બંધાવેલી, ગૃહભૂમિ જે રૂડે પ્રકારે બ્રાહ્મણને દાનમાં આપે છે, તે, સ્વર્ગમાં રહેલો પુણ્યને અવસાને પણ ત્યાંથી ચળતો નથી. હે પાર્થિવ, તે પ્રાજ્ઞ પુરૂષ હર્ષ પામતો સતો ઇંદ્રની સાથે વસે છે. આશ્રય આપનારો પણ સ્વર્ગમાં સુખ ભોગવે છે. અધ્યાપકના કુળમાં ઉત્પન્ન થએલો, શ્રોત્રિય, બ્રહ્મચારિ બ્રાહ્મણ, સંતોષથી જેના ઘરમાં રહે છે, તે પુરૂષ બ્રહ્મલોક પ્રત્યે જાય છે. હે ભરત કુળમાં ઉત્તમ, તેમજ શરણું આપી ગાયને અર્થે ટાઢ તથા વર્ષાદ સહન કરે છે, તે પુરૂષ, પોતાનાં સાત કુળને તારે છે. ક્ષેત્ર ભૂમિનો આપનાર આ લોકમાં લક્ષ્મીને પામે છે, રત્ન ભૂમિનો આપનાર, કુળવંશને રૂડે પ્રકારે વૃદ્ધિ પમાડે છે. ઉખરવાળી કે દગ્ધ ભૂમિનું દાન કોઈને ન આપવું, તેમ સ્મશાને વિંટેલી ભૂમિનું પણ દાન ન કરવું. જેના ઉપર પાપ થતું હોય તેવી પૃથ્વી ન આપવી, વળી પારકી ભૂમિ દેશ જે પુરૂષ પિતૃઓને ઉદ્દેશીને આપે છે, તેનું શ્રાદ્ધ તથા ભૂમિદાનાખ્ય કર્મ બેઉ વૃથા જાય છે. માટે ડાહ્યા પુરૂષે થોડી પણ પૃથ્વી વેચાથી લઇને દાનમાં આપવી જેથી તેણે પિતૃઓને આપેલો પિંડ તે પૃથ્વીમાં અક્ષય ફળરૂપ થાય છે. માર્ગ, પર્વત, વન તથા જે, જે, નદિઓની જમીન તે સઘળી ધણી વગરની ગણાય છે માટે તેનો પરિગ્રહ થતો નથી. હે પૃથ્વીપતે, એ પ્રકારે પૃથ્વીના દાનનું ફળ કહ્યું, હે પાપ રહિત, હવે તને

ગાયના દાનનું ફળ કહીશ. સઘળા તપસ્વિઓ કર્તાં ગાયો અધિક છે, માટે મહેશ્વર દેવ ગાયો સાથે રહીને તપ કરે છે. હે ભારત, એ ચંદ્રની સાથે બ્રહ્મલોકમાં વસે છે, ગતિ કરતી એવી તેમની પ્રત્યે બ્રહ્મર્ષિ તથા સિદ્ધ લોકો ઉત્તમ ગતિની પ્રાર્થના કરે છે. હે ભારત, દૂધ, હવિષ્, દહી, છાણ, ચામડું, હાડકાં તથા વળેલાં શિગડાંવડે કરીને તે ગાયો ઉપકાર કરે છે, તેઓ નાસિકાપુટથી સદૈવ તપ કરે છે અને સદ્કર્મ કરે છે, દેશ કે ખંડ સંબંધિ દુઃખ એમને થતું નથી તેટલા કારણ માટે તે બ્રાહ્મણોએ સહિત પરમપદને પહોંચે છે, અને એટલાજ માટે પંડિત પુરૂષો **'गोब्राह्मणं'** એ પ્રકારે કહે છે. હે રાજન્, રંતિદેવ રાજાના યજ્ઞમાં તે પશૂપણાવડે કલ્પાએલીઓ છે, અને એટલા કારણથીજ ગાયોના ચર્મમાંથી 'ચર્મણ્વતી' નામે નદિ નીકળી છે. હે પૃથ્વીપતે, પશૂપણું છે માટે તે છૂટી છે તથા દાનને અર્થે કલ્પિ છે, તે આ ગાયોને જે પાત્ર બ્રાહ્મણને આપે છે, તે વિષમ સ્થાનમાં રહ્યા હોય તથાપિ સઘળી ભારે આપદાઓને તરી જાય છે. સહસ્ર ગાયોનો આપનાર મરવા પછી નર્કને નથી પામતો અને હે જનાધિપ, તે પુરૂપ સઘળે સ્થળે વિજયને પામે છે. ગાયનું દૂધ તેજ અમૃત છે, એમ દેવતાઓનો રાજા ઇંદ્ર કહે છે—માટે જે પુરૂષ ગોપ્રદાન કરે છે, તે અમૃતને પામે છે. અગ્નિનું એ અવિનાશી હુતદ્રવ્ય છે, એમ વેદના જાણનાર કહે છે તેટલા કારણ માટે જે ગાયનું દાન કરે છે, તે પુરૂષ, ઘ્રતને પામે છે. ગાયોનો પતિ જે વૃષભ છે, તે સાક્ષાત્ મૂર્ત્તિમાન્ સ્વર્ગજ છે. જે ગુણવાન્ બ્રાહ્મણને વૃષભનું દાન કરે છે, તે સ્વર્ગને વિષે સુખ ભોગવે છે. હે ભરતકુળમાં ઉત્તમ, અવસ્ય એ પ્રાણિઓના પ્રાણ કહેવાય છે, માટે જે ગાયનું દાન કરે છે, તે પ્રાણદાન આપે છે. ગાયો પ્રાણિ માત્રનું શરણું છે, એમ વેદના જાણનાર જાણે છે. એટલા કારણ માટે જે ગોપ્રદાન કરે છે, તે શરણાને પામે છે. હે ભરતકુળમાં ઉત્તમ, ગાય વધને અર્થે ન આપવી, પાપિષ્ટ કે નાસ્તિકને ન આપવી, તેમ ગોજીવને પણ ન આપવી. તેવા પાપ કર્મ કરનારાઓને જે ગાય આપે છે, તે પુરૂષ, અવસ્ય અક્ષય નર્કમાં જાય છે, એમ મહર્ષિઓ કહે છે. દુબળી, વાછડાં વગરની, વાંઝણી રોગવાળી તથા ખોડીલી કે ઘરડી ગાય જરૂર બ્રાહ્મણને ન આપવી. દશ હજાર ગાયોનું દાન કરનારો પુરૂષ ઇન્દ્રની સંઘાથે સુખ માણે છે, લાખ ગાયોનો આપનાર નર અક્ષય લોકને પામે છે. એ પ્ર-

કારે ગાયનું દાન, તિલનું દાન તથા પૃથ્વીનું દાન મેં તને કહ્યું હવે હે ભારત, અન્નદાનનું ફળ તું ફરી સાંભળ. હે કુંતાના પુત્ર, અન્નનું દાન ઉત્તમ ગણાય છે. અવસ્ય અન્નદાન કરવાથીજ રંતિદેવ રાજા સ્વર્ગને પામ્યો. હે પૃથ્વીપતે, ક્ષુધિત એવા સ્નાતને જે અન્નદાન આપે છે, તે બ્રહ્માના મોટા પદને પામે છે. હે ભારત, હે પ્રભો, સોનુ, વસ્ત્ર તથા બીજાં દાનથી પુરૂષો જેટલો શ્રેય સંપાદન નથી કરી શકતા તેટલો અન્નના આપનાર શ્રેય પ્રાપ્ત કરે છે. અન્ન એજ મુખ્ય દ્રવ્ય છે, ઉત્તમ શ્રી અન્ન એજ છે. અન્નવડે પ્રાણ, તેજ, બળ તથા વીર્ય રહે છે. હમેશાં એકાગ્રમનવાળો નર, ઝટ અન્નનું દાન કરે છે, એ કદિ સંકટ ભોગવતો નથી એમ પરાશરે કહ્યું છે. યથાન્યાય દેવનું અર્ચન કરી તેમને અન્ન નિવેદન કરે છે, તે પુરૂષનું જે અન્ન તેજ તેનો અન્નમય દેવતા છે. કૌમુદ એવા શુક્લ પક્ષમાં જે પુરૂષ, અન્નનું દાન કરે છે, તે સંકટને તરી જાય છે તથા મરવા પછી અનંત સુખ ભોગવે છે. જે સાવધાન પુરૂષ ભોજન કર્યા પહેલાં અતિથિને અન્નદાન આપે છે, તે અવસ્ય બ્રહ્મવિદના લોકને પામી જાય છે. અન્નનો આપનાર આવેલી કૃછ્ર આપદાને તરી જાય છે, તેનાં પાપ જતાં રહે છે. તથા દુષ્કૃત ખેંચાઈ જાય છે. એ પ્રકારે અન્નદાન, તિલદાન, ભૂમિદાન તથા ગોદાનનું ફળ ( મેં તને ) કહ્યું.

इत्येतदन्नदानस्यतिलदानस्यचैवह ॥
भूमिदानस्यचफलंगोदानस्यचकीर्त्तितम् ॥ ६२ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गु० भा० पट्षष्टितमोऽध्यायः ॥ ६६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ श्रुतंदानफलंतातयत्त्वयापरिकीर्त्तितम् ॥
अन्नदानंविशेषेणप्रशस्तामिहभारत ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે ભારત, હે તાત, તમોએ કહેલું દાનનું ફળ મેં સાંભળ્યું; બહુધા અન્નનું દાન અત્રે પ્રશસ્ત છે પણ જળનું દાન કરવાથી શું મોટું ફળ થાય છે, તે વિસ્તારથી સાંભળવાને હું ઈચ્છુંછું. ભીષ્મપિતા કહે છે—હે ભરત કુળમાં ઉત્તમ, તે હું તને યથાસ્થિત કહીશ, હે સત્યપ-

રાક્રમવાળા, કહેતા એવા મારાથી તું સાંભળ. હે પાપરહિત, પાણિના દાનથી આરંભીને સઘળું હું તને કહીશ. જે અન્ન આપવાથી તથા પાણિ આપવાથી મનુષ્ય ફળ ભોગવે છે, તેવું બીજાથી ભોગવતો નથી. તેના સમાન બીજું મોટું કંઈ દાન નથી, એવો મારો તો મત છે. અન્નવડે પ્રાણ ધારણ કરેલા પ્રાણિઓ સર્વ સ્થળે કુશળ પ્રવર્તે છે, એટલા માટેજ લોકમાં અન્ન શ્રેષ્ઠ છે, એમ કહેવાય છે. હમેશાં અન્નથી પ્રાણિઓનું તેજ તથા બળ વધે છે અને પ્રજાપતિએ તેટલા કારણ માટેજ અન્નનું દાન શ્રેષ્ઠ કહેલું છે. હે કુંતાના પુત્ર, મોટા દેવના યજ્ઞમાં સાવિત્રિથી પણ તે શુભ વચન સાંભળ્યું છે કે—આ લોકમાં અન્ન આપવાથી મનુષ્ય પ્રાણદાનનું ફળ પામે છે. આ લોકમાં પ્રાણદાન સમાન બીજું એકે દાન જણાતું નથી. લોમશ મુનિ થકી પણ તે એજ પ્રકારે સાંભળ્યું છે. હે પૃથ્વીપતે, પૂર્વે શિબિ રાજાએ પોતાના પ્રાણ હોલાને અર્પણ કર્યા તેથી જે ગતિને તે પામ્યો તેજ ગતિ, આ લોકમાં બ્રાહ્મણને અન્નદાન આપવાથી પ્રાપ્ત થાય છે. તેટલા કારણ માટે અન્નના આપનારા ઉત્તમ ગતિને પામે છે, તે અન્નના આપનાર પ્રાણદાતા કહેવાય છે, એમ મેં સાંભળ્યું છે. હે કુરૂ કુળમાં ઉત્તમ, અન્ન પણ જળથી ઉત્પન્ન થાય છે, જળ શિવાય કંઈ નીપજતું નથીજ. જળમાંથી ઉત્પન્ન થએલો ગૃહગણનો પતિ ભગવાન્ ચંદ્રમા પણ છે. અમૃત એજ સુધા અને સુધા એજ અમૃત તથા અન્ન અને સઘળી ઔષધિ તથા વનસ્પતિ જળથી ઉત્પન્ન થયેલી છે. હે પૃથ્વીપતે, પ્રાણ ધારણ કરનારાઓના પ્રાણ પણ તેથી પેદા થાય છે. દેવતાઓનું અમૃત, અન્ન છે નાગ લોકની સુધા, પિતૃઓની સ્વધા, પશૂઓની વનસ્પતિ અને મનુષ્યોનું અન્ન એજ પ્રાણ છે, એમ પંડિતો કહે છે. હે નરમધ્યે સિંહ, ઉપર બતાવેલું સઘળું જળથી ઉત્પન્ન થાય છે માટે પાણિના દાન સમાન બીજું કંઈજ જણાતું નથી. જે મનુષ્ય સમૃદ્ધિવાન્ થવાને ઈચ્છતો હોય તેણે હમેશ જળનું દાન કરવું. આ લોકમાં ધનનું આપનાર, યશ તથા આયુષ્યનું આપનાર જળદાન કહેવાય છે. જળનો આપનાર શત્રુને જીતીલે છે, સઘળી કામનાઓ સફળ થાય છે, આ લોકમાં નિરંતરની કીર્ત્તિ મેળવે છે, અને મરવા પછી અક્ષય સુખ ભોગવે છે તથા પાપથી રૂડે પ્રકારે મૂક્ત થાય છે. હે મનુષ્યોની મધ્યે સિંહ, હે મોટી કાન્તિવાળા, જળનો આપનાર સ્વર્ગમાં જઈ અક્ષય લોકને પામે છે એ પ્રકારે મનુએ કહ્યું છે.

तोयदोमनुजव्याघ्रस्वर्गंगत्वामहाद्युते ॥
अक्षयान्समवाप्नोतिलोकानित्यब्रवीन्मनुः ॥ १९ ॥

इतिश्री म० भा० अ० प० दा० ध० गु० भा० सप्तषष्टितमो ऽध्यायः ॥ ६७ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ तिलानांकीदृशंदानमथदीपस्यचैवहि ॥
अन्नानांवाससांचैवभूयएवब्रवीहिमे ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે–તિલ તથા દીપનું દાન કેવું અને અન્ન તથા વસ્ત્રનું દાન પણ મને અવસ્ય ફરીને કહો. ભીષ્મપિતા કહે છે, હે યુધિષ્ઠિર, આ સ્થળમાં બ્રાહ્મણુ તથા યમરાજાનો સંવાદરૂપ પુરાતન ઇતિહાસ હું તને દૃષ્ટાન્ત તરીકે કહુછું—મધ્ય દેશમાં ગંગા તથા યમુનાં એ બેઉ નદિઓની વચ્ચે યામુનગિરિની તલેટીમાં બ્રાહ્મણોનું એક મોટું ગામ હતું. પર્ણશીલ એ નામનો રમણીય, વિખ્યાત રાજા ત્યાં રાજ્ય કરતો હતો, તે ગામમાં ભારે વિદ્વાન્ બ્રાહ્મણો રહેતા હતા. એક દિવસ યમરાજા, કાળાં જેને વસ્ત્ર છે એવા રાતાં નેત્ર તથા ઉંચા કેશ અને ઉભી રૂંવાટી વાળા તથા પુષ્ટ છે જાંઘો નાક ને આંખો તે જેની એવા કોઈ પુરૂષને કહેવા લાગ્યો તું બ્રાહ્મણોના ગામ પ્રત્યે જા અને ત્યાં જઈ, અગસ્તના ગોત્રમાં ઉત્પન્ન થએલો તથા શર્મિ જેનું નામ છે એવો શમવાળો, વ્યતિરિક્ત, અધ્યાપક તથા વિદ્વાન્ એવા તે બ્રાહ્મણને લઈ આવં. વળી તેનાજ ગોત્રમાં ઉત્પન્ન થએલો વિદ્યા તથા જન્મવડે તેની તુલ્ય, તેના જેવાજ ગુણ અને તેવીજ આકૃતિવાળો તેની નજીક બીજો છે, તેને માં લાવતો. અપત્ય વૃત્તિ તથા બુદ્ધિએ કરીને બેઉ સમાન છે માટે પ્રથમ જે બતાવ્યો તેનેજ લાવજે, તેની મારે પૂજા કરવી છે. યમની આજ્ઞાથી તે દૂત ત્યાં આવ્યો. તેણે તો યમરાજાની આજ્ઞા પ્રમાણે ન કર્યું. યમરાજાએ જેને લાવવાને ના કહી હતી તેનેજ યમની પ્રત્યે લઈ ગયો. તેને જોઈ બળવાન્ યમરાજા ઉઠીને સામો ગયો, તેની પૂજા કરી, યમ રાજા બોલ્યો— આ નોહ્ય, તે બીજો; એમને લઇ જા અને તેને લઈ આવ. યમરાજાનું એવું વચન સાંભળી અધ્યયનવડે જેણે જ્ઞાન સંપાદન કર્યું છે એવો તે બ્રાહ્મણ યમરાજાની પ્રત્યે બોલ્યો—હે અચ્યુત, જે મારો બાકી કાળ છે, તે હું અહીંજ ગાળીશ. યમરાજા કહે છે—બાકી આયુષ્યવાળાને અત્રે લાવીને રાખ-

વાને હું કદાપી શક્તિમાન્ નથી. અવશ્ય જે ધર્મને આચરે છે, તેને ફ-ક્ત હું જાણુંછું માટે હે મોટી કાન્તિવાળા, હે વિપ્ર, તું પોતાના ઘર પ્રત્યે ઉતાવળો જા. હે અચ્યુત, સઘળું યથા પ્રકારે મને કહે કે—હું શું કરૂં. બ્રાહ્મણ કહે છે—મનુષ્ય લોકમાં જે કરવાથી મોટું પુણ્ય થાય તે મને તું જરૂર કહે કેમકે—સર્વનું પ્રમાણ તથા ત્રણ લોકની મધ્યે શ્રેષ્ઠ પણ તું છે. યમરાજા કહે છે—હે વિપ્રર્ષે, ઉત્તમ એવો દાનવિધિ રહસ્યે સહવર્તમાન તને કહું તે તું સાંભળ. આ લોકમાં અક્ષય પુણ્યવાળું શ્રેષ્ઠ દાન તિલનું છે. હે બ્રાહ્મણો મધ્યે ઉત્તમ, યથા શક્તિ તિલ રૂડે પ્રકારે આ-પવા. તિલનું નિત્ય દાન કરવાથી સઘળા કામ સધાય છે. તિલને શ્રાદ્ધમાં ઘણા વખાણે છે, એ અતિ ઉત્તમ દાન છે. વિધિએ દેખાડેલા કર્મવડે બ્રા-હ્મણોને તું તિલ આપ. વૈશાખ મહિનાની પૌર્ણિમાને દિવસે બ્રાહ્મણોને તિલ આપવા, હમેશાં તિલ ભક્ષણ કરવા તથા આલભન પણ તિલવડે કરવું. સર્વ પ્રકારે ઘરને વિષે કલ્યાણ ઇચ્છતો હોય તેણે નિરંતર તેમ કરવું. હ-મેશાં તિલ આપવા તથા પાન કરવા એમાં સંશય નહીં. હે બ્રાહ્મણોની મ-ધ્યે ઉત્તમ, વાવ્યો, તળાવ તથા કૂવા ખોદાવવા, એ આ લોકમાં ઘણું દુ-ર્લભ છે માટે તારે હમેશાં જળદાન આપવું, એ ઘણુંજ ઉત્તમ પુણ્ય છે. હે બ્રાહ્મણોની મધ્યે શ્રેષ્ઠ, જળદાનને અર્થે તારે પરબ કરવી. વળી ભૂખ્યાને અન્ન પણ આપવું, વિશેષે કરીને પાણી તો અવશ્ય આપવું. ભીષ્મપિતા કહે છે—યમરાજાએ એ પ્રકારે કહેલા બ્રાહ્મણને પેલા દૂતે પાછો ઘર પ્રત્યે આણ્યો, તે બ્રાહ્મણ આ સઘળી યમની આજ્ઞા પ્રમાણે કરવા લાગ્યો. પછી પેલો યમદૂત પણ યમરાજાએ પ્રથમ કહેલા શર્મિને પાછો લઈ યમરાજા પાસે ગયો, તેને ધર્મરાજાને નિવેદન કર્યો. પ્રતાપવાળા ધર્મરા-જાએ ધર્મના જાણનાર તે શર્મિ બ્રાહ્મણનું પૂજન કરીને પ્રથમ કહેલી સઘ-ળી હકીકત તેને કહી દીધી, પછી જેમ આણ્યોતો તેમજ પાછો તેને ઘેર મોકલ્યો. તેને પણ યમરાજાએ સઘળો ઉપદેશ કરેલો હતો, માટે તેણે પણ યમે કહેલું સઘળું કર્યું. તેમજ પિતૃઓના હિતની ઈ-ચ્છાએ દીપદાન પણ વખણાય છે માટે હમેશાં દીપપ્રદાન કરનારો પણ પોતાના પિતૃઓને તારે છે. હે ભરત કુળમાં ઉત્તમ, રોજ દીપ આપવા. હે વિભો, દેવ, પિતૃ તથા આપણું ચક્ષુ તે દીપ છે. હે મનુષ્યોના રાજા, રત્નદાનનું મોટું પુણ્ય કહ્યું છે, જે બ્રાહ્મણ તેને ખરીદી યજ્ઞ કરે છે,

તેને અવશ્ય તે અભયનું કરનાર છે. જે બ્રાહ્મણ તેનો પ્રતિગ્રહ કરી બ્રાહ્મણોને આપે છે તો તે દાતા તથા અદાતા બેઊને અક્ષય થાય છે. જે સ્થિત પુરૂષ, સ્થિતિમાં તાદૃશ પુરૂષને પ્રતિગ્રહ આપે છે, તે બેઉના અક્ષય ધર્મને ધર્મનો જાણનાર મનુ વખાણે છે. પોતાની સ્ત્રીને વિષે આસક્ત એવો નર વસ્ત્રના દાનવડે રૂડો વેશ તથા સોનાવાળો થાય છે એમ સાંભળીએ છીએ. હે પુરૂષ મધ્યે વ્યાઘ્ર, ગાયો, સોનું તથા તિલ, વેદપ્રામાણ્ય દેખાડી બહુ પ્રકારે વર્ણવ્યાં. હે કૌરવ્ય, વિવાહ કર તથા પુત્ર ઉત્પન્ન કર, સધળા લાભ કર્તાં પુત્રલાભ અવશ્ય મોટો છે.

विवाहांश्चैवकुर्वीतपुत्रानुत्पादयेतिच ॥
पुत्रलाभोहिकौरव्यसर्वलाभाद्विशिष्यते ॥ ३४ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गु० भा० अष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ भूयएवकुरुश्रेष्ठदानानांविधिमुत्तमम् ॥
कथयस्यमहाप्राज्ञभूमिदानंविशेषतः ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે મોટી બુદ્ધિવાળા, હે કુરૂકુળમાં શ્રેષ્ઠ, ઘણુંકરીને દાનનો ઉત્તમ વિધિ તથા પૃથ્વીનું દાન મને ફરીને કહો. યાજ્ઞિક બ્રાહ્મણને પૃથ્વીનું દાન તો ક્ષત્રિય આપે અને તે વિધિવત્ પ્રતિગ્રહ પણ કરે, બીજો તો પૃથ્વીનું દાન આપવાને યોગ્ય નથી ત્યારે ફળની આકાંક્ષા વાળી સધળી વર્ણોથી જે દાન આપવાને શક્ય હોય અને વળી તે વેદને વિષે કહ્યું હોય તે મને કહેવાને તમે યોગ્ય છો. ભીષ્મપિતા કહે છે—તુલ્ય નામવાળાં, તુલ્ય ફળને આપનારાં તથા સર્વ કામનાઓરૂપ ફળવાળાં, આ લોકમાં ગાય, પૃથ્વી તથા સરસ્વતી, એ ત્રણ દિવ્યદાન છે, જે પુરૂષ પોતાના શિષ્યને ધર્મવાળી બ્રાહ્મી એવી સરસ્વતીને કહે છે, તે પુરૂષ, પૃથ્વી તથા ગોપ્રદાન સમાન ફળ ભોગવે છે, તેજ પ્રકારે ગાય પણ વખણાય છે, તેના સમાન આપવા યોગ્ય બીજું શ્રેષ્ઠ નથી. હે યુધિષ્ઠિર, તે સન્નિકૃષ્ટ ફળવાળીઓ તથા સધળા અર્થને અવશ્ય આપવા વાળીઓ છે. સર્વ પ્રાણિઓની માતાઓ ગાયો છે, તેમ સધળાં સુખની આપનારીઓ છે. વૃદ્ધિને ઈચ્છતા મનુષ્યે નિત્ય ગાયોની પ્રદક્ષિણા કરવી. તેણીઓને પગથી તાડન કરવું નહીં, તેમ તેણીઓના

મધ્યમાં થઈને જવું નહીં, તે મંગળરૂપ દેવીઓ છે માટે જરૂર સદૈવ તેણીઓનું પૂજન કરવું. યજ્ઞાદિ અર્થમાં અથવા કૃષ્યાદિ અર્થ (ખેતી વગેરે કામ કરવા)માં બળદોને પરોણાથી દેવોએ પ્રેરેલા છે માટે તેમાં દોષ નથી તથાપિ યજ્ઞાદિને માટે પરોણાથી પ્રેરવું શ્રેયસ્કર છે અને તેથી બીજા કાર્યમાં પરોણાથી પ્રેરવું તે નિંદ્ય ગણાય છે, દોડાવામાં કે કઠિણ ઢાળ વગેરે ચઢાવવામાં ડાહ્યા પુરૂષે ગાયોને વાજ ન આણવી. તર્પિ ગાયો જે પુરૂષને જુએછે તેને બાંધવે સહવર્ત્તમાન્ તેઓ હણી દેછે. જેણીઓના છાણવડે પિતૃઓનાં ઘર તથા દેવતાઓનાં મંદીર પવિત્ર થાય છે, તેના કર્તાં બીજું અધિક પવિત્ર કયું? જે પુરૂષ પોતે ભોજન કર્યા પેહેલાં પારકી ગાયને એક વર્ષ દિવસ સુધી મુષ્ટિ ઘસ આપેછે તેનું તે વ્રત સઘળી કામનાઓને પરિપૂર્ણ કરનારૂં જાણવું. તે પુરૂષ, પુત્ર, યશ તથા લક્ષ્મીને પામે છે. તેનાં સઘળાં અશુભને તે નશ કરે છે, તેનાં સ્વપ્નજન્ય દુઃખને પણ તે ટાળી દે છે. યુધિષ્ઠિરરાજ પૂછે છે—કીયાં લક્ષણવાળી ગાયો દાન કરવા યોગ્ય છે તથા કીઓને વર્જવી, કેવાને આપવી અને કોને ન આપવી (તે મને કહો). ભીષ્મપિતા કહે છે—નઠારાં આચરણવાળા, પાપિ, લોભીઆ, જૂઠું બોલનરા તથા હવ્ય કવ્યથી રહિતને કદિ ગાય આપવી નહીં. શ્રોત્રિય, અગ્નિહોત્રી, બહુ પુત્રવાળા ભિક્ષુકને દશ ગાયોનું દાન આપવાથી દાતા અનુત્તમ લોકને પામે છે. તન્નિમિત્ત પ્રવૃત્તિવાળો જે ધર્મ કરે છે, તેના તે સઘળા ધર્મફળનો અંશભાગ દાતાને મળે છે. જે એને ઉત્પન્ન કરે છે, જે ભયથી રક્ષણ કરે છે અને જે તેની વૃત્તિ કરે છે, તે ત્રણે તેના પિતા છે. ગુરૂ શુશ્રૂષા કલ્મષને હણે છે, અભિમાન મોટા યશને હણે છે, ત્રણ પુત્રો અપુત્રતાને હણે છે (તેમ) દશ ગાયો અવૃદ્ધિને હણી દે છે. વેદાન્તનિષ્ઠ, બહુશ્રુત, પ્રજ્ઞાનતૃપ્ત, જીતેન્દ્રિય, શિષ્ટ, દાન્ત, સાવધાન તથા પ્રાણિઓને વિષે હમેશાં પ્રિય બોલનારો જે બ્રાહ્મણ ભૂખના ભયથી જે કંઈ વિકર્મ કરે છે તેનું પાપ રાજાને લાગે છે માટે તેવા બ્રાહ્મણને, મૃદુ, શાન્ત, તથા અતિથિ જેને વ્હાલો છે એવા સ્ત્રી પુત્રવાળા, તુલ્યાચરણી પુરૂષે વૃત્તિ બાંધી આપવી. શુભપાત્રને વિષે ગોપ્રદાનમાં જે ગુણ છે તેવા બ્રાહ્મણનું દ્રવ્ય હરી લેવામાં દોષ છે માટે સઘળી અવસ્થામાં બ્રાહ્મણના દ્રવ્યનો અપહાર તથા એમની દારાઓને દૂરથી વર્જવી.

शुभेपात्रेयेगुणागोप्रदानेतावान्दोषोब्राह्मणस्वापहारे ॥

सर्वावस्थांब्राह्मणस्यापहारेदाराश्चैषांदूरतोवर्जनीयाः ॥ २२ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गु० भा० एकोनसप्तति-तमोऽध्यायः ॥ ६९ ॥

---

**भीष्मउवाच** ॥ अत्रैवकीर्त्यतेसद्भिर्ब्राह्मणस्वाभिमर्षणे ॥
नृगेणसुमहत्कृच्छ्रंयदवाप्तंकुरूद्वह ॥ १ ॥

ભીષ્મપિતા કહે છે—હે કુરૂકુળને વહન કરનારા, આ ઠેકાણે, સદ્પુરૂષોએ બ્રાહ્મણના દ્રવ્યના અભિમર્ષણમાં, નૃગ રાજાએ જે મોટું કષ્ટ ભોગવ્યું છે, તે હું તને કહુંછું. હે પાર્થ, પૂર્વે એમ સાંભળ્યું છે કે—દ્વારકાંમાં પ્રવેશ કર્તા (યાદવના બાળકોએ) ઘાસથી ઢંકાએલ એક કૂવો દીઠો. તે કૂવામાંથી જળને અર્થે મોટા શ્રમે યુક્ત પ્રયત્ન કર્તા તે બાળકોએ તે ભરેલા જળમાં રહેલો એક મોટો કાચબો દીઠો. તેને કાઢવાને તે હજારો બાળકો યત્ન કરવા લાગ્યા. દોરડાં તથા ચામડાના પાટાઓથી બાંધી તે પર્વત સર્ખાને બહાર ખેંચી કાઢવાને શક્તિવાળા ન થયા ત્યારે સઘળા જનાર્દનની પાસે ગયા. કૂવામાં એક મોટો કાચબો રહેલો છે, એકઠ થઈ તેને બહાર કાઢવાનો યત્ન કર્યો તથાપિ તે નીકળતો નથી એમ આવને કૃષ્ણને નિવેદન કર્યું. બાળકોનું વચન સાંભળી, ત્યાં આવી વાસુદેવે તેને કૂવામાંથી બહાર કાઢ્યો અને પૂછ્યું કે-(તું કોણ છે?) ત્યારે તે રાજા નૃગ, પૂર્વે પોતે સહસ્ત્ર યજ્ઞ કર્યા છે, ઈત્યાદિક પોતાનું કર્મ કહેવા લાગ્યો. એ પ્રકારે બોલતા નૃગ રાજાને માધવે કહ્યું, તેં શુભ કર્મ કર્યું છે, પાપ કર્યું નથી તથાપિ હે નરેન્દ્ર, આવી દૂર્ગતિને તું કેમ પામ્યો અને તારૂ આવું કૃક્લાસપણું કેમ? તે તું કહે. હે નૃપ , તેં પૂર્વે બ્રાહ્મણોને એકાશીકરોડ ગાયેનું દાન કર્યું છે, એમ સાંભળીએ છીએ તો તે તારૂં ક્યાં ગયુ? કૃષ્ણનું આવું વચન સાંભળી નૃગ તેમની પ્રત્યે બોલ્યો—મેં એક અગ્નિહોત્રી બ્રાહ્મણને આપેલી ગાય તેને ઘેરથી પાછી વળી પુનઃ મારા ગાયો આપવાના ટોળમાં ભળી ગઈ. હજારો અસંખ્યાત ગાયોમાં મારા પશુપાળોએ તેને ઓળખી નહીં. મરવા પછી શ્રેયની અભીકાંક્ષાવાળા મેં તેજ ગાય બીજા બ્રાહ્મણને દાનમાં આપી. માર્ગમાં ખોળતા તે બ્રાહ્મણે, પોતાની તે ગાય આ બીજા બ્રાહ્મણના ઘર આગળ દીઠી, તેની હતી તેથી તે બ્રાહ્મણ બોલ્યો કે—આ મારી ગાય છે,

પેલો કહે કે—મારી છે, એમ અન્યોન્ય ક્રોધ યુક્ત થએલા બેઉજણા વાદ કર્તા મારી પાસે આવ્યા. તું આપનાર અને તું પાછો હરી લેનાર, એમ બેઉજણા મને કહેવા લાગ્યા. પછી પ્રથમ લેનાર બ્રાહ્મણને મેં કહ્યું કે—હું દશહજાર ગાયોના વિનિમયથી એની યાચના કરૂછું, ત્યારે તે બ્રાહ્મણ મારી પ્રત્યે બોલ્યો, દેશ કાળ પ્રમાણે પ્રાપ્ત થએલી, દુઝણી, વગરમારકણી (શાન્ત), ઘણી વ્હાલી, સ્વાદિષ્ટ દૂધવાળી, હમેશાં ઘરને વિષે રહેલી, મારાં છોકરાંએ જેનું દૂધ પીધું, આખા ભારત વર્ષમાં શ્રેષ્ઠ એવી તે ગાય, મેં તો આપી શકાય નહીં, એ પ્રકારે કહી તે બ્રાહ્મણ તો ગયો. પછી તે બીજા બ્રાહ્મણની વિનિમયવડે (સાટા પાટી) યાચના કરી કે તમે તે કાર્યમાં એકલાખ ગાયો લ્યો. બ્રાહ્મણ કહે છે—પોતાનું મેળવવાને શક્તિવાળો હું રાજાઓનો પ્રતિગ્રહ કરતો નથી, માટે તે ગાય ઉતાવળી મને આપો. સોનું, રૂપુ, અશ્વ તથા રથ તે બ્રાહ્મણને આપતાં છતાં લીધુ નહીં અને તે ઉત્તમ બ્રાહ્મણ ચાલ્યો ગયો. એટલાક અંતરમાં કાળ આવી પહોચવાથી હું પિતૃલોકને પામી ધર્મરાજાની પાસે ગયો. યમરાજાએ મારૂં પૂજન કર્યા પછી મને કહ્યું–હે રાજન્, તારા પુણ્યકર્મની સંખ્યાનો છેડો નથી તથાપિ અજાણથીજ તેં પણ એક પાપ કર્યું છે, તે પાપને તું પછી ભોગવવાને ઈચ્છે છે કે પેહેલું ? હું રક્ષણ કરનારોછું, એ પ્રકારની તારી પ્રતિજ્ઞા મિથ્યા થઈ છે, બ્રાહ્મણના દ્રવ્યનું ગ્રહણ તથા બે પ્રકારનો વ્યતિક્રમ થયો છે. હે પ્રભો, પ્રથમ દુઃકૃત ભોગવીશ પછીથી શુભ ભોગવીશ, એ પ્રકારે ધર્મરાજાને કહી હું પૃથ્વીતલમાં પડી ગયો પડેલા એવા મેં ઊંચેસ્વરે બોલતા યમરાજાનું વચન સાંભળ્યું કે–જનાર્દન એવા વાસુદેવ, તારો રૂડે પ્રકારે ઉદ્ધાર કર્તા થશે. પૂરાં હજાર વર્ષે તારાં દુષ્કૃત ક્ષીણ થવા પછી, પોતાના કર્મવડે જિતેલા અક્ષય લોકને તું પામીશ. કૂવામાં ઉંધે માથે પડેલો તથા તિર્યક્યોનિને પામેલો છતાં મારી પૂર્વની સ્મૃતિએ મને છોડ્યો નથી. તમારાવડે હું તત્કાળ તર્યોછું, અન્યને વિષે તપોબળથી શું થાય? હે કૃષ્ણ, મને આજ્ઞા આપો, અવસ્ય ઉતાવળો હું સ્વર્ગ પ્રત્યે જઈશ. હે શત્રુઓને દમન કરનારા, પછી શ્રીકૃષ્ણે આજ્ઞા કરેલો તે જનાર્દનને નમસ્કાર કરી દિવ્ય વિમાનમાં બેશી સ્વર્ગ પ્રત્યે ગયો. હે ભરતકુળને વિષે ઉત્તમ, હે કુરૂનંદન તે નૃગરાજા સ્વર્ગમાં જવા પછી વાસુદેવે આ— **'ब्राह्मण स्वंनहर्त्तव्यंपुरुषेणाविजानता ॥ ब्राह्मणस्वंहृतंहंतिनृगंब्राह्मणगौरिव'** શ્લો-

ક કર્યો. વિદ્વાન્ પુરૂષે બ્રાહ્મણનું દ્રવ્ય હરવું નહીં, હરેલું બ્રાહ્મણનું દ્રવ્ય, બ્રાહ્મણની ગાયે નૃગને હણ્યો તેમ હણે છે. હે પાર્થ, સત્ પુરૂષોનો સમાગમ અફળ જણાતો નથી, જો સાધુ સમાગમથી નૃગરાજા નર્કથી મૂકાયો; તેને વિષે પ્રસાદ ફળવાળો થાય તેજ પ્રકારે દ્રોહ અફળ થાય છે તેટલા કારણ માટે હે યુધિષ્ઠિર, ગાયોના અપચારને વર્જવો.

प्रसादंफलवत्तत्रद्रोहस्तत्रतथाफलः ॥
अपचारंगवांतस्माद्वर्जयेतयुधिष्ठिर ॥ ३३ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० नृगोपाख्याने गु० भा० सप्ततितमोऽध्यायः ॥ ७० ॥

---

**युधिष्ठिरउवाच** ॥ दत्तानांफलसंप्राप्तिगवांप्रब्रूहिमेनत्र ॥
विस्तरेणमहाबाहोनहितृप्यामिकथ्यताम् ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે મહાબાહો, હે અનઘ, ગાયોના દાનના ફળની પ્રાપ્તિ વિસ્તારથી રૂડે પ્રકારે મને કહો, કહેતાં છતાં (હજુ) હું તૃપ્તિ નથી પામતો. ભીષ્મપિતા કહે છે—આ ઠેકાણે પણ ઉદ્દાલક ઋષિ તથા નાચિકેત એ બેકનો પુરાતન ઈતિહાસ હું તને ઉદાહરણ તરીકે કહીશ. બુદ્ધિમાન્ એવા ઉદ્દાલક ઋષિ (એક દિવસ) પુત્રની પ્રત્યે જઈને 'તું મને સેવ' એ પ્રકારે નાચિકેતને કહેવા લાગ્યા. તે નિયમ સમાપ્ત કર્યા પછી મહર્ષિ, પુત્ર પ્રત્યે બોલ્યા—સ્નાન કરવામાં આસક્ત તથા સ્વાધ્યાયમાં ચિત્તવાળા એવા મારાં દર્ભ, સમિધાઓ, પુષ્પ, કળશ તથા અતિ*ભોજન, નદિના તૃટમાં વિસ્મર્ણ થયાં છે માટે નદિના તીર ઉપરથી તે લઈને તું અહીંઆં આવ. પિતાના કહેવાથી નાચિકેત ત્યાં ગયો પરંતુ નદિના વેગથી ડૂબેલું તે સઘળું હાથમાં ન આવવાથી, 'મેં તો તે ન દીઠું' એ પ્રકારે તે મુનિએ પિતાની પ્રત્યે આવીને કહ્યું; ત્યારે ભૂખ તર્ષથી શ્રમિત થએલા મોટા તપસ્વી એવા ઉદ્દાલક મુનિએ **यमंपश्य** 'તું મેર' એ પ્રકારે તે પુત્રને શાપ દીધો. પિતાએ વાગ્વજ્રથી હણેલો, જોડી છે હાથની અંજલિ તે જેણે એવો 'પ્રસન્ન થાઓ' એ પ્રકારે બોલીને ચેતન વગરનો પૃથ્વી ઉ-

* ભોજન સામગ્રિ શાકાદિ.

પર પડી ગયો. પૃથ્વીમાં પડેલા, તે નાચિકેતને જોઈ, દુઃખથી મૂર્છિત થએલો તેનો પિતા, 'મેં આ-શું કર્યું'? એ પ્રકારે કહી પોતે પૃથ્વીતલમાં પડી ગયો. પોતાના પુત્રનો શોક કર્તાં કર્તાં દુઃખે ઘેરાએલા ઉદ્દાલકિને શેષ દિવસ વ્યતીત થયો અને તે ભયંકર રાત્રિ પડી. હે કુરુકુળને વહન કરનારા, પિતાના અશ્રુપાતથી નાચિકેત જેમ વૃષ્ટિથી પલળેલું ધાન હાલે તેમ શયનખંડમાં હાલ્યો, ક્ષીણ થઇ પુનઃ પ્રાપ્ત થએલા, દિવ્ય ગંધોવડે લીંપાએલા, ક્ષીણ સ્વપ્ન થયા પછી ઉઠ્યો હોય એવા તે પુત્રને તેનો પિતા પૂછવા લાગ્યો— હે પુત્ર, પોતાના કર્મવડે તેં શુભ લોકને જીત્યા અમારૂં મોટું ભાગ્ય કે-તું ફરી અમોને મળ્યો, આ તારૂં મનુષ્યનું શરીર ન હોય (અર્થાત્ દિવ્ય શરીરવાળો થયો). પછી પિતાએ પૂછેલો, સર્વ જેણે પ્રત્યક્ષ દીઠું છે એવો તે મહાત્મા નાચિકેત, મહર્ષિઓના મધ્યમાં સઘળી વાર્તા પોતાના પિતાને નિવેદન કરવા લાગ્યો-તમારી શિક્ષાને અંગીકાર કરી હું ઉતાવળો ચાલ્યો તે હજારો યોજન આઘો રૂચિકર એવી મોટી વિશાલ યમ[illegible]ીમાં ગયો, ત્યાં સુવર્ણ સર્ખિ કાન્તિવાળા ધર્મરાજાને દીઠા. મને જોઈનેજ તે સામા આવ્યા, તેણે મને આસનપર બેસવાની આજ્ઞા આપી, તમારી કૃપાથી અર્ધ્યાદિ પૂજન યોગ્ય દ્રવ્યોથી તે વૈવસ્વતે મારૂં પૂજન કર્યું. પછી તે શઠકોએ (વક્ર અંતઃકરણવાળાઓએ) વીંટાએલો તથા સભામાં બેસનારાઓએ પૂજા કરેલો હું યમની પ્રત્યે બોલ્યો-હે ધર્મરાજ, હું તારા દેશપ્રત્યે આવ્યો છું. જે લોકને હું યોગ્ય હોઉં તે લોક પ્રત્યે મને મોકલ. પછી યમરાજા મારી પ્રત્યે બોલ્યો-હે સૌમ્ય, તું મૂવો નથી, તને તપસ્વી એવા તારા પિતાએ

'**यमंपश्य**' એટલે યમને જો એ પ્રકારે કહ્યું છે. તારો પિતા અગ્નિ સર્ખો તેજવાળો છે, હે વિપ્ર, તેનું કહેલું મિથ્યા કરવાને (કોઈ) શક્તિમાન્ નથી. હે તાત્, હવે તેં મને દીઠો, તું પાછો જા, તને જન્મનો આપનાર તારો પિતા શોક કરે છે. હે પ્રિય, તારા મનને ઈચ્છિત એવું તને શું આપું? તારા અતિથિના કામને (મારી પાસેથી) વર. તેણે એ પ્રકારે કહેલો હું, ધર્મની પ્રત્યે બોલ્યો—ઘણી મુસીબતે પાછા ન વળાય એવા તારા દેશને હું પામ્યો છું, જો હું જોવાને યોગ્ય હોઉં તો પુણ્યકૃત એવા સમૃદ્ધ લોકને જોવાની તારી પાસે ઈચ્છા કરૂં છું. મારૂં એવું કહેલું સાંભળી, મને હયયુક્ત દિવ્ય સૂર્યવાળા યાનમાં બેસારી, હે દ્વિજેંદ્ર, તેજ સમયે મને સઘળા પુણ્યવાન્ લોકને તથા ધર્મના લોકને દેખાડ્યા. તે દેશમાં જૂદાં જૂદાં સંસ્થાન-

૩૫, સઘળાં રત્નમય, ચંદ્રમંડળના સર્ખા શુભ્ર, સોનાની ઘંટડીઓવાળાં, અનેક સેંકડો માળવાળાં, માંહ્ય જળ ગતિ કરે છે એવાં તેજવાળાં, મહાત્માઓનાં ઘર મેં દીઠાં. વૈદૂર્યાર્ક પ્રકાશવાળાં રૂપુ તથા સ્વર્ણમય એવાં, બાળ સૂર્યની કાન્તિ સર્ખાં, કેટલાંક સ્થાવર તથા જંગમ અને ભક્ષ્ય ભોજ્યમય શૈલો, વસ્ત્ર તથા શયનો, સર્વ કામ ફળ એવા વૃક્ષો બારણામાં રહેલા, નદિઓ, રસ્તા, સભાસ્થાન, વાવ્યો તથા અવરોહણ વાપિકાઓ, સઘળીપા હજારો શબ્દાયમાન એવાં યોગ્ય વાહનો, ક્ષીર સ્રવતી એવી સરિતાઓ, ઘી સ્રવતા પર્વતો, તથા ઘણાં નિર્મળ જળવાળા, પૂર્વે નહીં દીઠેલા એવા બહુ દેશોને વૈવસ્વતે બતાવેલા મેં જોયા. સઘળાને જોઇને પુરાણ, પ્રભવિષ્ણુ એવા ધર્મરાજાની પ્રત્યે હું બોલ્યો. આ દૂધ તથા ઘીને હમેશાં સ્રવતી એવી નદિઓ કોને ભોજન કરવા યોગ્ય છે, તે મને કહો. યમરાજા બોલ્યો—જે સાધુ પુરૂષો ગોરસનાં દાન કરવાવાળા છે, તે એનું પાન કરે છે, એમ તું જાણજે. ગોપ્રદાનમાં આસક્ત પુરૂષોના નિરંતર શોક થકી રહિતોએ વ્યાપ્ત એવા બીજા લોક છે. ગાયોનું દાન માત્રજ પ્રશસ્ત છે એમ નહીં, પણ પાત્ર, કાળ, ગોવિશેષ વિધિ તથા બ્રાહ્મણ અને ગાયોનું અન્યોન્ય તારતમ્ય જોઈ તથા પાવકાદિત્ય ભુત દુઃખ જાણીને આપવું. જે સ્વાધ્યાયવાળો, ઘણો તપસ્વી તથા યાજ્ઞિક બ્રાહ્મણ હોય તે પાત્ર જાણવો. સંકટમાંથી કે બંધનમાંથી છૂટેલી અને પોષણને અર્થે દરિદ્રને ઘેરથી પ્રાપ્ત થએલી ગાયોનું પાલન કરવું એ વિશેષ પ્રશસ્ત છે. ત્રણ રાત્રિ ઉપોષ્ય રહી, પૃથ્વીમાં શયન કરી, વાછડાએ સહવર્તમાન, પ્રીતિવાળી, ઉપચાર તથા સુપ્રજાએ યુક્ત, તૃપ્ત થએલી ગાયો પ્રસન્ન થયેલા ચોથા દિવસને આરંભી નિત્ય અક્કેકીનું દાન કરી ગોરસોથી વૃત્તિ કરવી. રૂડાં આચરણવાળી, સારા વાછડાવાળી, શાન્ત એવી ગાય કાંસાના દોહન પાત્રે સહિત બ્રાહ્મણને દાન આપવાથી તે ગાયના શરીરપર જેટલાં રૂંવાં હોય તેટલા વર્ષ પર્યંત તે પુરૂષ સ્વર્ગનું સુખ ભોગવે. તેજ પ્રકારે દાન્ત, ધુંસરે વહન થાય એવો, બળવાળો જુવાન, કુળાનુજીવી ઐશ્વર્યવાળો, પુષ્ટ, બળદ બ્રાહ્મણને આપવાથી ગોપ્રદાન કરનારના લોકને ભોગવે છે. ગાયોને વિષે શાન્તિવાળો, ગોશરણ્ય, કૃતજ્ઞ તથા વૃત્તિગ્લાન, તાદૃશ પુરૂષોને પાત્ર કહે છે. રોગીને પથ્ય અશન કરવાને અર્થે, દુર્ભિક્ષમાં યજ્ઞાદિ અર્થને વિષે તથા પુત્ર પ્રસવ સમયે, ગુરૂને અર્થે, બાળકને પોષણને માટે તથા પરાભવ પામતી હોય તેવે સમયે ગાય આપવાને

યોગ્ય કાળ છે, એમજ સમજવું. પાણિગ્રહણ કાળે તથા પ્રાણભાગતી સમયે અને યજ્ઞમાં પણ ગોપ્રદાન દેશકાલ વિશિષ્ટ ગણાય છે. નાચિકેત કહે છે—વૈવસ્વતનું એ પ્રકારનું વચન સાંભળીને પછી હું તેની પ્રત્યે બોલ્યો. ગોપ્રદાન કરનારાઓને ગાય ન મળી આવે તો તે પછી શા રીતે આ લોકને પામે? ત્યારે બુદ્ધિમાન્ યમરાજાએ મને કહ્યું, ગોપ્રદાન ઉત્તમ ગતિને આપે છે. ગોપ્રદાન અનુકલ્પમાં પ્રત્યક્ષ ગાય શિવાય પણ ગોપ્રદાન અપાય છે; પ્રત્યક્ષ ગાય ન મળી આવે તો સાવધાન પુરૂષે ઘૃતધેનુનું દાન આપવું, તેને પણ આધીની વહન કરનારી, વત્સલા સરિતાઓ ઘૃત આપે છે. ઘૃતા પણ ન મળી આવે તો પ્રયત્નવાળા પુરૂષે તિલધેનુનું દાન કરવું. તિલધેનુ આપનાર કષ્ટથી તરી ક્ષીર નદિને વિષે સુખ ભોગવે છે. તિલાએ ન મળી આવે તો પ્રયત્નવાળા પુરૂષે જળ ધેનુનું દાન કરવું. જળધેનુ આપનાર પુરૂષ આ શીતળ કામને વહન કર્તી એવી નદીના સુખને ભોગવે છે. હે અચ્યુત, એ પ્રકારે એટલાં સ્થાન મને ધર્મરાજાએ બતાવ્યાં, તેને જોઇને હું પરમ હર્ષ પામ્યો. હે તાત, હું તમને આ પ્રિય કહું છું કે—થોડા પૈસાનો જેમાં ખર્ચ છે એવો એ એક મોટો યજ્ઞ છે, તે મેં મેળવ્યો છે અને તે વેદવિધિથી પ્રવર્ત્તેલો તથા મારાથી પ્રસવેલો (જગતમાં) પ્રસિદ્ધિ પામશે. આ તમારો શાપ મને અનુગ્રહને માટે થયો, કેમકે–મેં યમરાજાને દીઠો. હે મહાત્મન્, ત્યાં દાનનું ફળ દેખવાથી હવે હું શંકા વગરના દાનધર્મને આચરીશ. હે મહર્ષે, આ મને ધર્મરાજાએ ફરી ફરીને કહ્યું છે–જે પુરૂષ દાન કરવામાં લાગ્યો રહ્યો હોય તેણે ઘણું કરીને ગોપ્રદાન જરૂર કરવું. સ્વધર્મને તું અવગણના કરીશ માં એજ શુદ્ધ અર્થ છે, માટે દેશકાળ પ્રમાણે પ્રાપ્ત થએલા પાત્રને (ગોપ્રદાન) કરવું. હમેશાં તારે ગાયનું દાન આપવું, એમાં કંઈ શંકા કરીશ નહીં. પૂર્વે દાનમાર્ગમાં આસક્તિવાળા, શાન્ત પુરૂષો રોજ ગાયનું દાન આપતા હતા. તપ ઉગ્ર છે માટે તેમાં રોજ શંકાવાળા પુરૂષો રોજ પોતાની શક્તિ પ્રમાણે ગૌદાનજ આપતા. પોતાની શક્તિ પ્રમાણે મત્સરનો ત્યાગ કરી, પવિત્રાત્મા થઈ, શ્રદ્ધાવાળા, પુણ્યશીલ પુરૂષો ગોપ્રદાન કરવાથી આ લોકને પામ્યા છે અને તે પુણ્યશીલ લોકો સ્વર્ગમાં દેદીપ્યમાન એવા વસે છે. ન્યાયથી પ્રાપ્ત થએલા પાત્રની પરીક્ષા કરી તે દાન બ્રાહ્મણોને આપવું. કામ્યાષ્ટમિને વિષે તે દાન કરવું અથવા દશાહમાં ગોરસનાં દાન આપવાં. વૃષભનું દાન કરવાથી દેવવૃત્તિ થાય છે, બે ગાયો આપવાથી વેદની પ્રાપ્તિ થાય છે, ગો-

પ્ર યુક્ત પ્રદાનમાં તીર્થનું ફળ મળે છે અને કપિલા ગાયનું દાન આપવાથી પાપનો ત્યાગ થાય છે. હે વિપ્ર, ન્યાયવડે મેળવેલી એક પણ કપિલા ગાયનું દાન આપવાથી મનુષ્ય પાપથી મૂકાઈ જાય છે. ગોરસથી શ્રેષ્ઠ બીજું કાંઈ નથી તથા ગાયોનું પ્રદાન ઘણુંજ મોટું કહેવાય છે. ગાયો લોકને તારે છે, ગાયો નાના પ્રકારના રસ ઉત્પન્ન કરે છે, લોકમાં ગાયો અન્ન ઉત્પન્ન કરે છે. જે પુરૂષ તે ગાયોનું હાર્દ જાણતો નથી તે પાપચિત્તવાળો અવશ્ય નર્કમાં જાય છે. જેમણે એક હજાર અથવા એકસો કે દશ વા પાંચ કે એક ગાય પણ સાધુ બ્રાહ્મણને આપી છે તો અવશ્ય આપનારની આ લોકમાં તે પુણ્યતીર્થો એવી નદીરૂપ થાય છે. પ્રાપ્તિ, પુષ્ટિ તથા લોકના સંરક્ષણે કરીને પૃથ્વીમાં ગાયો સૂર્યના કિર્ણોતુલ્ય છે માટે ગાયોનો આપનાર સૂર્યના સર્ખો શોભે છે. શિષ્ય પોતાના ગુરૂને ગોપ્રદાન આપે તો તે જરૂર સ્વર્ગમાંજ જાય. વિધિ જાણનારાઓનો ખરો મુખ્ય ધર્મ એ છે. સઘળા વિધિઓમાં આદિ વિધિ (ગોપ્રદાન) એજ ગણાય છે. ત્રણ વર્ણ થકી ન્યાયવડે સંપાદન કરેલું આ દાન પરીક્ષા કરી પાત્રને વિષે અર્પણ કરવાથી તું તેને પ્રાપ્ત થઈશ અને દેવતાઓ, મનુષ્યો તથા અમે પણ પુણ્યશીલ એવા તને વખાણીશું; હે દ્વિજર્ષે, ધર્મરાજાએ એ પ્રકારે કહેલો હું ધર્માત્માને માથું નમાવી પગે લાગ્યો. પછી તે વૈવસ્વતે આજ્ઞા કરેલો હું ભગવતના પાદમૂલ પ્રત્યે આવ્યો.

इत्युक्तोहंधर्मराजंद्विजर्षेधर्मात्मानंशिरसाभिप्रणम्य ॥
अनुज्ञातस्तेनवैवस्वतेनप्रत्यागमंभगवत्पादमूलम् ॥ ९७ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० यमवा० गु० भा० एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ उक्तंतेगोप्रदानंवैनाचिकेतमृषिंप्रति ॥
महात्म्यमपिचैवोक्तमुद्देशेनगवांप्रभो ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછે છે—હે પ્રભો, નાચિકેત ઋષિપ્રત્યે તમે ગોપ્રદાન કહ્યું અને ગાયોના ઉદ્દેશે કરીને મહાત્મ્ય પણ કહ્યું; હે પિતામહ, હે મોટી બુદ્ધિવાળા, એક ગાયના અપરાધથી મહાત્માનૃગે મોટું દુઃખ ભોગવ્યું? દ્વારકાંમાં પ્રવેશ કર્તા યાદવના બાળકોએ એને ઉદ્ધાર્યો અને તેના મોક્ષના હેતુ કૃષ્ણ થયા, તે પણ મેં સાંભળ્યું તથાપિ હે પ્રભો, ગાયોના લોક પ્રત્યે મને કંઈક

સંશય છે કેમકે–ગોપ્રદાન કરનારા જેને વિષે વસે છે? તે મને યથાસ્થિત કહો. ભીષ્મપિતા કહે છે–આ ઠેકાણે પણ હું તને પુરાતન ઇતિહાસ કહીશ. જે પૂર્વે ઈન્દ્રે બ્રહ્માને પૂછ્યું છે. ઈન્દ્ર પૂછે છે–સ્વર્લોક વાસીઓની લક્ષ્મીને પોતાની કાન્તિવડે ઝાંખી પાડી જતા એવા ગોલોકવાસિઓને હું જોઉં છું. એને વિષે મારા મનમાં મોટો સંશય છે. હે ભગવન્, હે પાપરહિત, ગોલોક કેવા છે કે જ્યાં એવા દાતા પુરૂષો વસે છે? તે જાણવાની મને ઈચ્છા છે માટે કહો. કેવા છે? શાં ફળ આપે છે? ત્યાં શો મોટો કોઈ ગુણ છે? પિડાએ રહિત એવા પુરૂષો ત્યાં કેમ જાય છે? કેટલા કાળસૂધી દાતા ત્યાં ફળ ભોગવે છે? બહુવિધદાન તે કેવું? અલ્પદાન કયા પ્રકારનું? બહુ એવીઓ (ગાયો) નું દાન શી રીતે અને અલ્પ એવીઓનું કેમ? ન આપ્યા છતાં ગાયોના આપનાર શાવડે કહેવાય છે, તે મને કહો. હે પ્રભો, બહુદાતા અલ્પદાતા સમાન ક્યારે કહેવાય? હે ઈશ્વર, આ લોકમાં અલ્પદાતા બહુદાતા કયે પ્રકારે થાય? ગોપ્રદાનમાં કેવા પ્રકારની દક્ષિણા યોગ્ય ગણાય છે? હે [illegible]ગવન્, એ સઘળું મને સત્યથી કહેવાને તમે યોગ્ય છો.

कीदृशीदक्षिणाचैवगोप्रदानेविशिष्यते ॥
एतत्तथ्येनभगवन्ममशंसितुमर्हसि ॥ १२ ॥

इतिश्रीमहा भा० अ० प० दा० ध० गो० प्र० गु० भा० द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

---

पितामहउवाच ॥ योयंप्रश्नस्त्वयापृष्टोगोप्रदानादिकारितः ॥
नास्तिप्रष्टास्तिलोकेस्मिन्त्वत्तोन्योहिशतक्रतो ॥ १ ॥

બ્રહ્માજી કહે છે—હે ઈંદ્ર, જે આ પ્રશ્ન તેં પૂછ્યો છે, તે ગોપ્રદાનાદિક સંબંધિજ કર્યો છે; આ લોકમાં તારા સમાન બીજો પૂછનારો કોઈજ નથી. હે ઈંદ્ર, નાના પ્રકારના લોક છે, જેમને તું જોઈ શકતો નથી. એકજ પતિવાળી સ્ત્રીઓની પેઠે હું તેમને જોઉં છું. સુવ્રત ધારણ કરનારા, રૂડી બુદ્ધિઓવાળા, ઋષિ બ્રાહ્મણો, શરીરે સહવર્ત્તમાન તે લોક પ્રત્યે ગતિ કરે છે. મરવાને માટે સમાધિ કરી નિર્મળ મનવડે ધ્યાન કરનારા રૂડા વ્રતવાળાઓ અહીંયાં પણ સ્વપ્નભૂત એવા તે લોકને જૂએ છે. હે સહસ્રાક્ષ, તે લોક કેવા ગુણવાળા છે, તે તું સાંભળ- ત્યાં કાળ અનુક્રમણ

થતો નથી, જરા નથી, પાવક નથી તથા કંઈ પણ અશુભ નથી; ત્યાં વ્યાધિ કે પાપ નથી, મારૂં પ્રત્યક્ષ જોએલું છે તે હેતુ માટે કહું છું કે ત્યાં ગાયો મનવડે જે જે ઈચ્છે છે, તે સઘળું પ્રાપ્ત થાય છે. કામને પ્રાપ્ત કરનારીઓ, કામચારિણિઓ કામ અને કામનેજ ભોગવે છે. વાવ્યો, સરોવર, નદીઓ તથા વિવિધ પ્રકારનાં વન અને ઘર, પર્વતો તથા યાવત્ દ્રવ્ય માત્ર, સર્વ પ્રાણિઓને મનોજ્ઞ એવું સઘળું ત્યાં જણાય છે. આવા મારે લોક સમાન બીજો એકે લોક નથી. હે શક્ર, સઘળું સહન કરનારા, શાન્ત, દયાળુ, ગુરૂની આજ્ઞા પ્રમાણે અનુવર્ત્તનારા અને અહંકારે રહિત એવા પુરૂષો ત્યાં ગતિ કરે છે. જે પુરૂષ સઘળાં માંસને ભક્ષણ કર્ત્તો નથી, હમેશાં ધર્મની સંભાવના યુક્ત રહે છે, માતા પિતાનું અર્ચન કરે છે તથા સત્યવાળો છે, બ્રાહ્મણોની સેવા કરે છે, વખણાએલો છે, ગાયો તથા બ્રાહ્મણોને વિષે ક્રોધ કર્તો નથી, ધર્મમાં આસક્તિવાળો છે. ગુરૂની સેવા કરે છે, જીવતા સૂધી સત્યવ્રત ધારણ કરે છે દાનમાં આસક્ત રહે છે, અપરાધને વિષે ક્ષમા રાખે છે, સરલ છે. ઈન્દ્રિઓના નિગ્રહવાળો છે, દેવ પરાયણ અને સઘળા અતિથિઓ ઉપર દયાવાળો છે. હે ઈંદ્ર, એ પ્રકારના ગુણવાળો માનવિ અક્ષય એવા ગાયોના લોક પ્રત્યે ગતિ કરે છે. આ લોકમાં પરસ્ત્રીના સામું જોનારો, ગુરૂની હિંસા કરનારો, મિથ્યા વાણી ભાંખનારો, હમેશાં વઢવાડ કરનારો તથા બ્રાહ્મણોને વિષે વૈર બાંધનારો એટલા દોષવાળો દુરાત્મા પુરૂપ તે લોકને દેખતો નથી. મિત્રદ્રોહિ, વંચક કૃતઘ્નિ, શઠ, પાખંડિ, ધર્મદ્વેષી અને બ્રહ્મહત્યારો પુરૂષ, પુણ્ય કરનારાઓનો નિવાસભૂત એવો ગોલોક મનવડે પણ જોઈ શકતો નથી. હે દેવતાઓના ઈશ્વર, એ સઘળું વ્યાખ્યાન તને ડાપણથી કહ્યું હવે હે ઈન્દ્ર ગોપ્રદાનમાં આસક્ત પુરૂષોને જે ફળ થાય છે, તે તું સાંભળ–ભાગમાં આવ્યા શિવાય પોતાની જાતે સંપાદન કરેલા દ્રવ્યથી જે પુરૂષ ગાય વેચાથી લઈ (બ્રાહ્મણને) આપે છે અથવા ધર્મથી ઉપાર્જન કરેલા ધનવડે ખરીદ કરેલી ગાયનું દાન કરે છે, તે પુરૂષ અક્ષય લોકને પ્રાપ્ત થાય છે. જે પુરૂષ દ્યૂતમાં ધન જીતીને પણ ગાય વેચાથી લઈ બ્રાહ્મણને દાનમાં આપે છે, તે પુરૂષ, હે શક્ર, દિવ્ય એવાં દશ હજાર વર્ષોનું ફળ ભોગવે છે. મઝીઆરાના દ્રવ્યમાંથી પણ ન્યાય પૂર્વક ગાયો ઉપાર્જિત કરી બ્રાહ્મણને આપે છે તો તે આપેલી ગાયો દાતા પુરૂષોને નિશ્ચય ફળની આપવાવાળિઓ થાય છે.

જે પ્રતિગ્રહ કરીને પણ શુદ્ધ અંતઃકરણથી ગોપ્રદાન કરે છે, તેને પણ હે શચીનાસ્વામી, ધ્રુવ એવા અક્ષય લોકની પ્રાપ્તિ થાય છે એમ તું જાણજે. ઈંદ્રિઓને નિયમમાં રાખી જે પુરૂષ જન્મથી આરંભીને સત્ય બોલે છે તથા ગુરૂ અને બ્રાહ્મણનો અપરાધ સહન કરે છે, તે પુરૂષની ગાયો આપનારની સમાન ગતિ થાય છે. હે શચીપતે, જો નિંદિત હોય તથાપિ બ્રાહ્મણ કદાપિ નિંદા કરવાને યોગ્ય નથી. મનવડે પણ ગાયોનો દ્રોહ કરવો નહીં, ગાયોની વૃત્તિ બાંધનારા તથા તેના ઉપર અનુકંપા કરનારા થવું. હે શક્ર, હવે સત્ય તથા ધર્મને વિષે આસક્ત પુરૂષોને જે ફળ થાય છે તે તું સાંભળ—તેની એક ગાયનું દાન હજાર ગાયોની બરાબર થાય છે, ક્ષત્રિયોને પણ ધર્મ તથા સત્યમાં આસક્તિ રાખવાથી ઉપર બતાવ્યું તેટલુંજ ફળ થાય છે, એટલે તેની ગાય પણ બ્રાહ્મણના સર્ખીજ છે એવો નિશ્ચય છે. ઉપર બતાવેલા ગુણ જો વૈશ્યમાં હોય તો તેની એક ગાયનું દાન પાંચસે ગાયોની બરોબર થાય છે. વિનીત એવો શૂદ્ર હોય તો તેને ચોથા ભાગનું એટલે અઢીસે ગાયો જેટલું પુણ્ય કહ્યું છે. સાવધાન પુરૂષ, સત્યમાં આસક્ત રહી ગુરૂની શુશ્રુષાથી વર્ત્તે, શાન્ત થાય, ડાંપણ રાખે, દેવતાની સેવા કરે, પવિત્ર રહે, ધર્માચરણે વર્તી અહંકારનો ત્યાગ કરી બ્રાહ્મણને દૂઝણી ગાય, ઉપર બતાવેલા વિધિ પ્રમાણે દાનમાં આપે તો તે મોટું ફળ ભોગવે. હમેશાં એક વાર ભોજન કરી, સત્યને વિષે રહેલો, ગુરૂની શુશ્રુષા કરનારો પુરૂષ નિત્ય ગોપદાન કરે તેને મહદ્ફળ પ્રાપ્ત થાય છે. ગાયોને વિષે ભક્તિવાળો પુરૂષ, નિત્ય ગાયોનું દાન કરે તથા ગાયોને અભિનંદન કરે તો બ્રાહ્મણ વેદાધ્યાયી થાય. સંગ્રામથી નીવૃત્તિ પામેલો કોઈ ક્ષત્રિય ગાયને નમેતો હે ઇંદ્ર, તેનું ફળ તું સાંભળ. બહુલ સુવર્ણની દક્ષિણાઓવડે રાજસૂય યજ્ઞ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેની બરોબર સિદ્ધ, ઋષિ તથા સંત લોકો ગાયને નમસ્કાર કરવાનું ફળ આગળ કહી ગયા છે. જે પુરૂષ ભોજન કર્યા શિવાય પ્રથમ ગાયને ગવાનક આપે છે, તથા સત્યવાદી એવો રોજ ગોવ્રતિ થાય છે, તો શાન્ત તથા સત્યશીલ એવા તે પુરૂષને એક વર્ષ દિવસે સહસ્ત્ર ગાયોના દાનનું ફળ પ્રાપ્ત થાય છે. જે પુરૂષ નીત્ય એક વખત ભોજન કરી રોજ એક ગોપ્રદાન કરે છે,તેને દશ હજાર વર્ષ પર્યંત અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. હે શક્રતો! એક ભુક્ત કરીને જે પુરૂષ ગાય વેચાથી લઈ બ્રાહ્મણને આ-

પે છે, તો તે ગાયના શરીરપર જેટલાં રૂંવાં છે તેટલી ગાયો આપ્યાનું ફળ તેને પ્રાપ્ત થાય છે. એ બ્રાહ્મણને પ્રાપ્ત થનારૂં ફળ કહ્યું, હવે ક્ષત્રિને જે ફળ થાય છે તે તું સાંભળ. ક્ષત્રિયને પંચવર્ષિક ફળ કહ્યું છે. વૈશ્યને તેનું અર્ધું થાય છે અને શૂદ્રને તેનું અર્ધ એટલે વૈશ્યના કરતાં અર્ધું ફળ મળે છે. જે આત્મ વિક્રય કરી ગાય વેચાથી લઈ બ્રાહ્મણને દાન કરે છે, તે પુરૂષ જ્યાં સૂધી ગાયો પૃથ્વિમાં જણાય છે. ત્યાં સૂધી અક્ષય ફળ ભોગવે છે. હે મહાભાગ, સંગ્રામમાં જીતીને જે પુરૂપ ગોપ્રદાન કરે છે, તેને રૂંવે રૂંવે અક્ષય લોક કહ્યા છે. હે કૌશિક, એ નિરંતર આત્મ વિક્રય તુલ્ય એવી અક્ષયા જાણવી. પ્રત્યક્ષ ગાયનો અભાવ છતે જે પ્રયત્નવાળો પુરૂપ તિલધેનુનું દાન કરે છે, તેને તે ગાય સંકટથી તારીદે છે અને ગોલોકમાં ક્ષીર નદીને વિષે સુખ ભોગવે છે. એમનું દાન માત્રજ પ્રશસ્ત છે તેમ નહીં, દેશ, પાત્ર, કાલ તથા ગો વિશેષ વિધિ અને પાવકાદિત્ય ભૂત દુઃખ જાણીને કાલોચિત કરવું. સ્વાધ્યાયવાળો, આઢ્ય, શુદ્ધકુળમાં જન્મેલો, પ્રશાન્ત, યાજ્ઞિક, પાપ નહી કરનારો, બહુ જાણવાવાળો, ગાયોમાં ક્ષમાવાળો, અતિશે ક્રોધી નહીં, દુઃખીને શરણ રાખનારો તથા વૃત્તિ ગ્લાન હોય તેને પાત્ર કહે છે. વૃત્તિ જતી રહેવાથી ઘણી પીડા ભોગવતો હોય કૃષિને માટે, હુતદ્રવ્યને અર્થે, પ્રસૂતિને સારૂ, ગુરૂને માટે, બાળકની વૃદ્ધિને અર્થે અથવા દેશકાળ વિશિષ્ટને વિષે ગોપ્રદાન કરવું. હે ઈંદ્ર, જ્ઞાનવડે સંપાદન કરેલી, જીવતદાન આપી ખરીદ કરેલી, વિવાહ વિધિમાં મેળવેલી, સંકષ્ટથી છોડાવેલી અને પોપણને માટે આણેલી, એટલાં દ્વારોથી સંપાદન થએલી ગાયો પ્રશસ્ત છે. બળવાળી, સારાં આચરણવાળી વયે યુક્ત એવી સઘળી સુગંધવાળી ગાયો વખાણાય છે. જેમ સઘળી નદીઓમાં ગંગા શ્રેષ્ઠ છે, તેમ સઘળી ગાયોમાં કપિલા ગાય ઉત્તમ છે. ત્રણ રાત્રી ઉપોષ્ય રહી, પૃથ્વિમાં સુઈ, દૂધ પીવાથી પુષ્ટ થએલાં વત્સોએ યુક્ત તૃપ્ત થએલી ગાયો તર્પિ બ્રાહ્મણોને આપવા યોગ્ય છે. ત્રણ દિવસ ગોપ્રદાન કરી ગોરસથી વર્તવું. રૂડાં આચરણવાળી, સુદોહા એવી, સારા વાછડાવાળી, પલાયન ન કરે એવી ગાયનું દાન કરવાથી તેના શરીરપર જેટલાં રૂંવાડાં છે, તેટલા વર્ષ સૂધી તે ગાયોના લોકમાં વસે છે, વળી યુવાન અવસ્થાવાળો, ધુસરે વહન થાય તેવો, બળવાન્, વિનીત, હલને વહન કરનારો, અનંત વીર્યવાળો બળદ બ્રાહ્મણને આપવાથી દશ ગાયો આપનારના

લોકની પ્રાપ્તિ થાય છે. ગાયો તથા બ્રાહ્મણનું જે પુરૂષ રક્ષણ કરે છે, તે ક્ષણમાં પાપથી મૂકાઇ જાય છે. તેને જે પુણ્ય થાય છે, તે તું સાંભળ. તેને અશ્વમેધના જેટલું અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. હે હજાર નેત્રવાળા, મૃત્યુકાળે જે વૃત્તિને ઇચ્છે છે, તેને પામે છે. તે કર્મવડે કરીને મનુષ્ય બહુ પ્રકારના દિવ્ય લોકને પામે છે. ગાયોએ માનેલો તે સઘળા લોકમાં સુખ પામે છે, એ દાનવડે કરીને ગાયોના વનને વિષે અનુગમ ગતિ કરે છે. હે શતક્રતો! ઘાસ, ગોમય તથા પાંદડાંનો ભક્ષણ કરનાર, નિસ્પૃહ, નિયમવાળો તે પવિત્ર પુરૂષ, દેવોએ સહિત મારા લોકમાં જ્યાં ઇચ્છા કરે છે, ત્યાં તે નિષ્કામ લોકમાં હર્ષે યુક્ત વસે છે.

॥ अकामंतेनवस्तव्यंमुदितेनशतक्रतो ॥

॥ ममलोकेसुरैःसार्द्धंलोकेयत्रापिचेच्छति ॥

इति श्रीमहाभारते आ० प० दा० ध० गु० भा० त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

---

इन्द्रउवाच ॥ जानन्योगामपहरेद्विक्रियाच्चार्थकारणात् ॥

॥ एतद्विज्ञातुमिच्छामिक्नुतस्यगतिर्भवेत् ॥ १ ॥

ઇંદ્ર પૂછે છે કે જે જાણતાં, ધનને સારૂ ગાયને હરણ કરે અને વેચે તેની ક્યાં ગતિ થાય એ જાણવા ઇચ્છું છું. પિતામહ બોલ્યા—જેઓ ભક્ષણ માટે, વેચવા માટે, દાન માટે અને બ્રાહ્મણને અર્થે હરણ કરે છે તેમાં જે ફળ થાય છે એ સાંભળો. જે નિરંકુશ થઇ વેંચવા માટે ગાયની હિંસા કરે અથવા ભક્ષણ કરે અને જે સ્વાર્થિ લોકો હણનારા પુરૂષને સંમતિ આપે તે હણનાર, ખાનાર અને સંમતિ આપનાર આ સર્વ જેટલાં તેનાં રૂવાડાં હોય તેટલા વર્ષો સુધી નરકમાં પડી રહે છે. હે પ્રભુ, જે અને જેવા દોષો બ્રાહ્મણના યજ્ઞને હણનારા માણસમાં રહ્યા છે તેજ દોષો ગાયને વેંચવામાં અને હરણ કરવામાં કહેલ છે. જે ગાયને હરણ કરી બ્રાહ્મણને આપે છે તેનું દેવાનું ફળ જેટલું થાય છે તે પ્રમાણમાં નરકને પામે છે. હે મહાકાંતિવાળા, ગાયના દાનમાં સુવર્ણની દક્ષિણા કહેલી છે માટે દક્ષિણાની બાબતમાં સુવર્ણ ઉત્તમ ગણેલું છે એમાં સંશય નથી. મનુષ્ય ગાયનું દાન કરવાથી સાત પૂર્વજોને તથા સાત પછી થનારા પુરૂષોને તારે છે અને સુવર્ણની દક્ષિણા આપવાથી

તેથી બમણું ફળ થયેલું કહેવાય છે. હે ઇંદ્ર, સુવર્ણ ઉત્તમ દાન છે, સુવર્ણ ઉત્તમ દક્ષિણા છે અને સુવર્ણ પવિત્ર કરનારાઓમાં પરમ પવિત્ર કરનારૂં કહેલું છે. હે મહાકાંતિવાળા, સો યજ્ઞને કરનારા ઇંદ્ર, સુવર્ણ કુળોને પાવન કરનારૂં કહેવાય છે અને હું કારણમાં હું એજ દક્ષિણા કહું છું. ભીષ્મ બોલ્યા કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ, આ પિતામહે ( બ્રહ્માએ ) ઇંદ્રને કહ્યું હતું, ઇંદ્રે દશરથને કહ્યું હતું, પિતા દશરથે રામચંદ્રને કહ્યું હતું, રામચંદ્રે યશસ્વિ પોતાના પ્રિયભાઈ લક્ષ્મણને કહ્યું હતું અને હે પ્રભુ, અરણ્યમાં રહેતા ત્યારે લક્ષ્મણે ઋષિયોને કહ્યું હતું, આ પ્રમાણે પરંપરાથી આવેલાં દુઃખે કરી ધારણ કરી શકાય એવાં આખ્યાનને ઉત્તમ વ્રતવાળા ઋષિયોએ અને ધાર્મિક રાજાઓએ ધારણ કરેલાં છે. ને હે યુધિષ્ઠિર. મને આ ઉપાધ્યાયે (ગુરૂએ) કહેલું છે. જે બ્રાહ્મણ નિરંતર બ્રાહ્મણોની સભામાં, યજ્ઞોમાં, ગાયોનાં દાન વખતે અને બેઓના સમાગમ વખતે આ કહી સંભળાવે છે તેને દેવતાઓની સાથે સદાકાલ ક્ષય વગરના લોકોની પ્રાપ્તિ થાય છે. આ રીતે ભગવાન્ એવા પરમેશ્વર તે બ્રહ્માએ કહેલ છે.

॥ इतिब्रह्मासभगवानुवाचपरमेश्वरः ॥

इति श्रीमहाभा० अ० प० दा० ध० चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

---

**युधिष्ठिरउवाच ॥ विस्रंभितोहंभवताधर्मान्प्रवदताविभो ॥**

**॥ प्रवक्ष्यामितुसन्देहंतन्मेब्रूहिपितामह ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે સમર્થ પિતામહ! તમે ધર્મો કહ્યા તેથી હું વિશ્વાસ પામેલો છું પણ એક સંદેહ પૂછુંછું તે મને કહો. હે મહાદ્યુતે! વ્રતોનું શું ફળ અથવા કેવું ફળ કહેલું છે ? નિયમોનું શું ફળ? સારી રીતે ભણેલું હોય તેનું શું ફળ? આ લોકમાં દાનનું શું ફળ, વેદોને ધારણ કરવામાં શું ફળ અને ભણાવવામાં શું ફળ? આ સર્વ જાણવા ઇચ્છું છું. હે પિતામહ! જે દાન ન લે તે માણસને શું ફળ, જે શાસ્ત્ર આપે તેનું શું ફળ જોયેલું છે. જેઓ પોતાનાં કર્મમાં પ્રીતિવાળા છે અને જેઓ શૂર છે તેઓને શું ફળ? પવિત્રતામાં શું ફળ, બ્રહ્મચર્યમાં શું ફળ કહેલું છે. પિતાની સેવામાં, માતાની સેવામાં, આચાર્યની સેવામાં ગુરૂની સેવામાં,

પારકાનાં દુઃખથી દુઃખિ થવામાં અને પારકાનાં દુઃખને નિવારણ કરવામાં શું ફળ છે? આ સર્વ હે ધર્મને જાણનારા પિતામહ, મને ઘણું આશ્ચર્ય છે માટે સમગ્રપણાથી યથાર્થ જાણવા ઈચ્છું છું. ભીષ્મ બોલ્યા—જે માણસ જે પ્રમાણે કહેલું હોય તે પ્રમાણે વ્રતનો ઠીક આરંભ કરી સંપૂર્ણ કરે છે તેને સનાતન લોકોની પ્રાપ્તિ થાય છે. હે રાજન્, આ લોકમાં નિયમોનું ફળ પ્રત્યક્ષ દેખાય છે. તમને આ ફળ નિયમોનું અને યજ્ઞોનુંજ મળેલું છે. સારી રીતે અધ્યયન કરેલ તેનું પણ ફળ અહિં અને પરલોકમાં દેખાય છે. આ લોકમાં અથવા બ્રહ્મ લોકમાં તે નિરંતર આનંદ પામે છે. હવે હે રાજ્ન, તમે મારાથી દમનું ફળ વિસ્તારવડે સાંભળો. જેઓ દાંત (ઇંદ્રિયોને નિયમમાં રાખનારા) છે તેઓ સર્વ ઠેકાણે સુખી અને સર્વ સ્થળે નિવૃત્તિવાળા છે. દાંત (દમવાળા) લોકો જ્યાં ઈચ્છા હોય ત્યાં જઈ શકે છે, સર્વ શત્રુઓને મારી શકે છે અને તેઓ જેની ઈચ્છા કરે છે તેને પામે છે એમાં સંશય નથી. હે પાંડવ, ઈંદ્રિયોને નિયમમાં રાખનારા નરો સર્વ ઠેકાણે સર્વ કામનાઓથી જોડાય છે અને જે રીતે સ્વર્ગમાં સુખ પામે તે રીતે તપ, પરાક્રમ, જૂદાં જૂદાં દાન અને યજ્ઞોથી આનંદ પામે છે. વળી દાંત માણસો ક્ષમાવાન્ હોય છે તેથી દાનથી દમ વધે છે. બ્રાહ્મણને કંઈ પણ દાન આપનારો દાતા કોપે છે પણ દાંત માણસ કોપતો નથી તેથી દાનથી દમ ઉત્તમ કહેલ છે. જે કોપ્યા વગર દાન આપે છે તેને સનાતન લોકોની પ્રાપ્તિ થાય છે. જે કારણથી ક્રોધ દાનને હણે છે તે કારણથી દમ દાનથી ઉત્તમ છે. હે મહારાજ, સ્વર્ગમાં જે હજારો અદૃશ્ય સ્થાનકો છે અને સર્વ લોકમાં ઋષિઓનાં જે સ્થાનકો છે, જ્યાં અહિંથી દેવતાઓ જાય છે તે સ્થાનકો પ્રત્યે મોટા સ્થાનની ઈચ્છા કરનારા ઉત્તમ ઋષિઓ દમવડે જાય છે, માટે દાનથી દમ ઊત્તમ છે. જે અધ્યયન કરાવનાર છે તે અતિક્લેશ પામવાથી અક્ષય ફળ પામે છે. હે નરાધિપ, વિધિ પ્રમાણે અગ્નિહોમ કરવાથી બ્રહ્મ લોકમાં જાય છે. જે અધ્યયન કરીને પણ ન્યાયને જાણનારાઓને વેદ આપે છે તથા જે ગુરૂનાં કર્મની પ્રસંસા કરનાર છે તે સ્વર્ગમાં પૂજાય છે. જે ક્ષત્રિય અધ્યયનમાં, યજનમાં અને દાન કર્મમાં જોડાય છે તથા જે યુદ્ધમાં રક્ષણ કરે છે તે પણ સ્વર્ગમાં મનાય છે. પોતાનાં કર્મમાં પ્રીતિવાળો વૈશ્ય દાન કરવાથી મોટા સ્થાનને પામે છે. પોતાના કર્મમાં પ્રીતિવાળો શુદ્ર સેવા કરવાથી સ્વ-

ફેને પામે છે. શૂરાઓ ઘણા પ્રકારના કહેલા છે. તેઓનાં કાર્ય મારાથી સાંભળો. શૂર ને શૂરાના અન્વયનું ફળ કહેલું છે કેટલાક મનુષ્યો યજ્ઞ શૂર, દમ શૂર, સત્ય શૂર, યુદ્ધ શૂર, અને દાન શૂર કહેલ છે. ઘણા સાંખ્ય શૂર હોય છે. કેટલાક યોગ શૂર, કેટલાક અરણ્યમાં શૂર, કેટલાક ગૃહવાસમાં શૂર અને કેટલાક ત્યાગમાં શૂર હોય છે, કેટલાક લોકો સરલતામાં શૂરા અને કેટલાક શાંતિમાં શૂરા છે તેતે નિયમોએ કરી ઘણા બીજા પણ શૂરાઓ છે. કેટલાક વેદાધ્યયન શૂર ને કેટલાક અધ્યાપનમાં પ્રીતિવાળા શૂરા છે. કેટલાક ગુરૂની સેવામાં શૂરા, કેક પિતાની સેવામાં શૂરા, કેક માતાની સેવાથી શૂરા, કેક ભિક્ષામાં શૂરા, કેક અરણ્યને ગૃહવાસમાં શૂરા અને કેક અતિથીના પુજનમાં શૂરા હોય છે. આ સર્વ પોતાનાં કર્મોનાં ફળોથી જીતેલા ઉત્તમ લોકો પ્રત્યે જાય છે. સર્વ વેદોને ધારણ કરવું, સર્વ તીર્થોમાં ન્હાવું અને સદા સત્ય બોલવું આ સર્વેનું ફળ સમાન છે, અથવા સમાન નથી; કારણકે હજાર અશ્વમેધ અને સત્યને તુલામાં (ત્રાજવામાં) ધારણ કર્યું તેમાં હજાર અશ્વમેધથી સત્ય અધિક થયું. સત્યથી સૂર્ય તપે છે સત્યથી અગ્નિ દીપે છે, સત્યથી વાયું. વાય છે, અને સત્યમાં સર્વ રહેલું છે. સત્યથી દેવતાઓ ને પિતૃ પ્રસન્ન થાય છે અને બ્રાહ્મણો સત્યને ઉત્તમ ધર્મ કહે છે માટે સત્યને તજવું નહીં. મુનિયો સત્યમાં પ્રીતિવાળા, મુનિયો સત્ય પરાક્રમવાળા અને મુનિઓ સત્ય શાપ આપનારા હતા માટે સત્ય ઉત્તમ છે. હે ભરતર્ષભ, સત્યવાળા મનુષ્યો સ્વર્ગમાં સુખ પામે છે. આ રીતે મેં સર્વાત્માંથી દમ અને સત્યનાં ફળની પ્રાપ્તિ કહી. હે વસુધાના અધિપતિ, જે વિનયવાન્ આત્માવાળો છે તે જરૂર સ્વર્ગમાં સુખ પામે છે. હવે બ્રહ્મચર્યનો ગુણ સાંભળો. હે નરાધિપ—આ લોકમાં જે જન્મથી માંડી મરણ પર્યંત બ્રહ્મચારી હોય તેને કંઈ પણ ન મળી શકે તેવું નથી એમ તમે જાણો. નિરંતર સત્યમાં પ્રીતિવાળા ઇંદ્રિયોને નિયમમાં રાખનારા અને ઊર્ધ્વ વીર્યવાળા જે કરોડો ઋષિયો છે તે સર્વ બ્રહ્મ લોકમાં વસે છે. હે રાજન્, બ્રાહ્મણે વિશેષપણાથી અને બીજાઓયે પણ સેવેલું બ્રહ્મચય સવ પાપોને બાળી નાખે છે. બ્રાહ્મણે વિશેષતાથી સેવવાનું કારણ એકે બ્રાહ્મણ અગ્નિરૂપ કહેવાય છે. વળી એ (બ્રહ્મચર્ય) તપસ્વી બ્રાહ્મણોમાં પ્રત્યક્ષ છે અને બ્રહ્મચારીથી પરાભવપામેલો ઇંદ્ર પણ ડરે છે તેથી આ લોકમાં ઋષિયોને બ્રહ્મચર્યનું ફળ

દેખાય છે. હવે માતા પિતાના પૂજનમાં જે ધર્મ છે તે પણ સાંભળો. હે રાજન્, જે પિતાને, માતાને, ભાઈને, ગુરૂને અને આચાર્યને સેવેછે તથા તેઓમાં ક્યારે પણ અસૂયા (ગુણમાં દોષબુદ્ધિ) નથી કરતો તેનું સ્થાન સ્વર્ગ લોકમાં પૂજાય છે એમ જાણો અને આત્મવાન્ એવો તે ગુરૂની સેવાવડે નરકને જોતો નથી.

॥ तस्यराजन्फलंविद्धिस्वर्लोकेस्थानमर्चितम् ॥

॥ नचपश्येतनरकंगुरुशुश्रूषयात्मवान् ॥

इतिश्रीमहाभा० अ० आ० दान० पञ्चसप्ततितमोऽध्यायः॥७५॥

---

युधिष्ठिरउवाच ॥ विधिंगवांपरंश्रोतुमिच्छामिनृपतत्वतः ॥

॥ येनतान्शाश्वतांल्लोकानर्थिनांप्राप्नुयादिह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે રાજા, ખરાપણાથી ગાયોનો ઉત્તમ વિધિ સાંભળવા ઈચ્છું છું, જેણે કરી આ લોકમાં મનુષ્ય અર્થિ લોકોના અવિનાશિ લોકોને પામે ભીષ્મ બોલ્યા—હે પૃથ્વીના અધિપતિ, ગોદાનથી કંઈ પણ ઉત્તમ નથી. જો ન્યાયથી આવેલી ગાય આપવામાં આવે છે તો તત્કાલ કુળને તારે છે. જે વિધિ સજ્જનો સારૂ સારી રીતે ઉત્પન્ન કરેલો છે અને તેજ વિધિ આ પ્રજાઓ માટે ઠીક કલ્પેલો છે તેથી હે રાજા, પ્રથમ આદિ કાલથી પ્રવૃત્ત થયેલો, ગાયનાં દાનના અર્થવાળો વિધી મારાથી સાંભળો. પૂર્વે જ્યારે ઉત્તમ ગાયો પોતા પાસે પ્રાપ્ત થઈ ત્યારે સંદેહ લાવી માંધાતા રાજાએ ચાલતો પ્રશ્ન કર્યો અને બૃહસ્પતિએ નીચે પ્રમાણે જવાબ આપ્યો. જેણે વ્રતનો નિયમ લીધો હોય તેણે બ્રાહ્મણનો ઘણો સત્કાર કરી આવતી કાલે મૃત્યુ થશે એમ જાણી ગોદાન અર્થે રાતી ગાયને જોડવી અને હે સમાન અંગવાળી, ઘણું આપનારી એમ કહી ગાયને બોલાવવી. પછી ગાયોના મધ્યમાં જઈ આ શ્રુતિ બોલવી. ગાય મારી માતા અને ગાય મારી પ્રતિષ્ઠા છે, તેમ વૃષભ (બલદ) મારો પિતા છે માટે મને સ્વર્ગ અને આ લોકનું સુખ આપો. આ પ્રમાણે કહી ગાયોનાં ટોળાંમાં જઈ ગાયો પાસે રાત્રિ રહિ ફરી ગાયનાં દાન વખતે વાણી બોલવી. તે મનુષ્ય તે એક રાત્રિ સૂધી ગાયોની સાથે સખાપણું રાખવાથી, ગાયોની સમાન વર્ત્તવાથી અને ગાયોની સાથે એકપણું પામવાથી જલદી પાપથી મુક્ત થાય છે. સૂર્ય દેખાવા વખતે

જેની સાથે મોટો વાછડો આપેલો છે એવી ગાય બ્રાહ્મણને આપવી અને દાન લેનારે કહેવું કે તમને સ્વર્ગની પ્રાપ્તિ થશે અને તમને અર્થવાદના મંત્રમાં કહેલા આશિર્વાદો સિદ્ધ થશે. પ્રજાપતિ સંબંધિ આ ગાયોબળવાન્, ઉત્સાહવાળી, બુદ્ધિવાળી, યજ્ઞમાં અમૃતરૂપ ઘૃતના ગર્ભરૂપ આ જગતની પ્રતિષ્ઠારૂપ ઈશ્વરતાના કોટરૂપ નિરંતર પૃથ્વીના પ્રવાહરૂપ અને સર્વરૂપ છે, આ અર્થવાદો કહેલા છે; સૂર્યથી થયેલી ગાયો મારા પાપને નાશ પમાડો. ચંદ્રમાથી થયેલી ગાયો મને સ્વર્ગ જવામાં સહાય થાઓ. મારા આત્માને માની પેઠે આશ્રય કરો અને આમાં ન કહેલી એવી પણ મને સર્વ આશિષો સિદ્ધ થાઓ. સરસ્વતી નદીની પેઠે કલ્યાણ માટે પ્રવૃત્ત થયેલી, ક્ષય રોગની નિવૃત્તિ વખતે અને દેહના મોક્ષની વખતે પંચગવ્યથી સેવેલી હે ગાયો, તમે પ્રસન્ન થઈ મને સર્વપુણ્યોથી મળી શકે એવી ઉત્તમ પ્રિયગતિ આપો આજે જે તમે છો તેજ હુંછું એવો મને ભાવ છે માટે તમને આપી હું આત્માને દેનારો થયો છું. મન વિષેજ પ્રાપ્ત થયેલી અને મનથીજ ગયેલી શાંતરૂપ અને ઉગ્ર રૂપવાળી હે ગાયો દાતાને તથા મને પ્રિય લોકોથી પ્રકાશિત કરો. આ પ્રમાણે વિધીથી પ્રથમ જોયેલા, ગાયોના દેનારાએ આજે એ કહેલા શબ્દથી આરંભી દેનારો થયો છું ત્યાં સુધીનું વાક્ય કહેવું અને ગાયોના દાનની વિધિને જાણનારા, દાન લેનારા બ્રાહ્મણે મનવિ વિષેજ એ કહેલાં પદથી આરંભી પ્રકાશિત કરો ત્યાં સુધીનું પ્રથમ કહેવાયલું વાક્ય કહેવું. વિશેષ શક્તિ ન હોય તો ગાયના બદલામાં આપવાના પદાર્થો દર્શાવે છે. ગાયના બદલામાં અર્ધ્ય વસ્ત્ર અને ધનને આપનાર પણ ગાયને આપનાર કહેવાય છે. જ્યારે અર્ધ ગોપ્રદાન કરવું ત્યારે આ મોટા મુખવાળી ગાય હું તમને આપું છું એમ કહેવું. જ્યારે વસ્ત્ર ધેનુનું દાન કરવું ત્યારે આ કલ્યાણરૂપ ગાય તમને આપું છું એમ કહેવું અને જ્યારે વસુરૂપ ધેનુનું દાન કરવું ત્યારે આ વૈષ્ણવી ગાય તમને આપુંછું માટે ગ્રહણ કર એમ કહેવું. વળી તેણે જે પ્રમાણે જેટલી ગાયો આપવી તેઓનાં નામ લઇ આપવી. અર્ધ, વસ્ત્ર અને ગાયના વસુરૂપ ગાયનું છત્રિશગણું આઠધણું અને વિશ હજાર ગણું ફળ ક્રમ પ્રમાણે જાણવું. આ રીતે ગાયોના ગુણો જાણવા જે સાક્ષાત્ ગાયને આપનારા છે તે ગાયને આઠમે પગલે સર્વ કામનાઓને પામે છે ત્યારે પછીથી પામે એમાં શું! જે ગાયને આપનાર છે, શીલવાન્ છે અર્ધને (ગાયનાં મૂલ્યને) આ-

પનાર છે અને વસ્રને આપનાર છે તે આ લોકમાં ભયથી રહિત થાય છે અને દુઃખી થતો નથી. વળી જે પ્રાતઃકાળનાં કર્મને કરનાર છે, અને ભારતને જાણનાર છે, આ સર્વને વિષ્ણુએ આપેલા, ચંદ્રની પેઠે અમૃતને સ્રવનારા લોકો પ્રાપ્ત થવાના યોગ કહેલું છે. ગાયોને આપી ત્રણ રાત્રિ સૂધી ગાયનું વ્રત કરનાર થવું, એક રાત્રિ આ લોકમાં તેઓ સાથે રહેવું અને કામાષ્ટમીને દિવસે ત્રણ રાત સૂધી ગાયોના રસોથી, છાણથી અથવા મૂત્રથી વર્તવું. બળદનાં દાનથી મનુષ્ય, દેવ સરખાં વ્રતવાળો (બ્રહ્મચારી) થાય છે. ગાયોનું જોડુ આપવાથી વેદની પ્રાપ્તિ થાય છે તથા ગાયોના વિધિને જાણી જે યજન કરનાર છે તે ઉત્તમ લોકોને પામે છે પણ વિધિ જાણનાર નથી તે ઉત્તમ લોકને પામતો નથી. જે જન એકઠા કરેલા રાજાના સર્વ પદાર્થો (હાથી વિગેરે) ને આપે અને એક, કામનાઓને પૂરનારી ગાય આપે આ બે સમાન છે. જો ઘણી ગાયો હવ્ય અને કવ્યના ઓઘને આપનારી હોય તો તે તેઓનું અધિક ફળ છે અને તેઓમાં ઉત્તમ બળદોનું દાન અધિક છે. આ કહીને જે શિષ્ય ન હોય તેનો ઉપકાર કરવો નહિ, જે વ્રત રહિત હોય તેનો ઉપકાર કરવો નહિ, જે શ્રદ્ધાથી રહિત હોય તેનો ઉપચાર કરવો નહિ અને જે વાંકી બુદ્ધિવાળો હોય તેનો ઉપકાર કરવો નહિ. સર્વ લોકમાં આ છાનો ધર્મ છે માટે જ્યાં ત્યાં આ ધર્મ કહેવો નહિ. લોકમાં શ્રદ્ધાવાળા મનુષ્યો છે અને રાક્ષસ માનવોમાં ક્ષુદ્રો પણ છે. વળી થોડા પુણ્યવાળા જેઓ નાસ્તિકપણાનો આશ્રય કરે છે એઓને આ આપેલું અનિષ્ટ થાય છે. હે રાજન્! બૃહસ્પતિનું આ વચન સાંભળી જે રાજાઓ ગાયનાં દાન આપી પુણ્યશીલ પ્રવૃત્તિવાળા થઈ ઉત્તમ લોકોને પામ્યા તે મારાથી કહેવાતા રાજાઓને ઠીક રીતે જાણો. ઉશીનર, વિશ્વગશ્વ, નૃગ, ભગીરથ, વિશ્રુત, યૌવનાશ્વ, માંધાતા, મુચુકુંદ, રાજા ભૂરિદ્યુમ્ન, નલ, સોમક, પુરૂરવા, ચક્રવર્ત્તી ભરત અને તેના વંશમાં થયેલા સર્વ ભરતો, વીર એવા દશરથના પુત્ર રામ, જે બીજા કીર્ત્તિમાન્ પ્રખ્યાત રાજાઓ તે, રાજા પૃથુકર્મા, અને વિધિને જાણનારો દિલીપ રાજા, આ સર્વ ગાયનાં દાનોથી સ્વર્ગને પામેલા છે. માંધાતા પણ યજ્ઞ, દાન, તપ, રાજધર્મ અને ગોદાનોથી યુક્તજ હતો માટે હે પાર્થ! તમે પણ મેં કહેલી આ બૃહસ્પતિની વાણીને ધારણ કરો અને કુરૂના રાજ્યને પામી પ્રસન્ન થઈ પુણ્યકારિ ગાયો ઉત્તમ બ્રાહ્મણોને આપો. વૈશંપાયન બોલ્યા કે

ભીષ્મે જે રીતે ગોદાન વિષે કહ્યું તે રીતે વિધિ પ્રમાણે ધર્મરાજાએ સ-ઘળું કર્યું અને તે રાજાએ માંધાતા ને વેદને દેવે ઉપદેશ કરેલા ધર્મને સારી રીતે ધારણ કર્યો. આ પ્રમાણે હે નૃપ! નિરંતર ગાયોના દાન સારૂ જવના લોટને ગોમયની સાથે પાન કરતો, પૃથ્વીને તળે સૂતો, શિખાને ધારણ કરતો અને આત્માને નિયમમાં રાખતો એવો રાજાઓમાં ઉત્તમ તે જેમ બળદ હોય તેમ તે વખતે વર્તતો હતો. તે રાજા નિરંતર તેઓ ગાયો માટે ઘણા યત્નવાળું મન કરી તેઓનો પરિચય રાખનાર થયો હતો. અને ભૂપતિ ગૌને રાજારૂપ ધોંસરી વિષે જોડી ઉત્તમ ઘોડાઓથી જ્યાં ત્યાં જતો હતો.

नरपतिरभवत्सदैवताभ्यःप्रयतमनास्त्वभिसंस्तुवंश्चताःस्म ॥

नृपतिधुरिचगामयुक्तभूपस्तुरगवरैरगमच्चयत्रतत्र ॥ ३१ ॥

इति श्री म० अ० आ० दा० गोदान कथने षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

---

**वैशंपायनउवाच ॥ ततोयुधिष्ठिरोराजाभूयःशान्तनवंनृपं ॥**

॥ गोदानविस्तरंधीमान्पप्रच्छविनयान्वितः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા કે તે પછી ફરીને વિનયવાન્, બુદ્ધિમાન્ રાજા યુધિષ્ઠિરે રાજા શંતનુના પુત્ર ભીષ્મને ગોદાનનો વિસ્તાર પૂછયો. યુધિષ્ઠિર કહેવા લાગ્યા કે હે ભારત, હે વીર, ફરીને સારી રીતે મને ગોદાનના ગુણો કહો; કારણ કે હું આવું અમૃત સરખું વચન સાંભળી તૃપ્ત થતો નથી. વૈશંપાયન બોલ્યા કે આ રીતે જ્યારે ધર્મરાજાએ પૂછયું ત્યારે શંતનુના પુત્ર રાજા ભીષ્મ, તેને કેવળ, ગોદાનના ગુણો સારી રીતે કહેવા લાગ્યા. ભીષ્મ બોલ્યા-વહાલી, ગુણોથી યુક્ત, જુવાન, વસ્ત્રોથી સંપન્ન, આવી ગાયને બ્રાહ્મણને આપવાથી મનુષ્ય સર્વ પાપોથી છૂટે છે. ગાયને આપવાથી જે સૂર્ય વગરના પ્રસિદ્ધ લોક (નરક) છે તેઓને પામતો નથી. જે પાણી પિનારી, ખડ ખાનારી, દૂધ વગરની, ઈંદ્રિયો રહિત, જરા અને રોગથી યુક્ત, જેવી જુની, જળ વગર વાવ્ય હોય તેવી ગાય આપી બ્રાહ્મણને ક્લેશમાં જોડે છે તે નરકમાં પડે છે. જે ક્રોધ કરનારી હોય, દુષ્ટ હોય, વ્યાધિવાળી હોય, દુર્બળ હોય અને મૂલ્ય આપ્યા વગર આણેલી હોય તે ગા-

યનું દાન કરવું નહિ. જે નિષ્ફળ ક્લેશોથી બ્રાહ્મણને જોડે છે તેના લોક વીર્ય રહિત અને ફળ વગરના થાય છે. સર્વ બળવાળી, સારા સ્વભાવ અને વયવાળી તથા સુગંધવાળી ગાયોને વખાણે છે. વળી જેમ નદીઓમાં ગંગા શ્રેષ્ઠ છે તેમ ધોળી ગાયોમાં કપિલા શ્રેષ્ઠ છે માટે તેવી ગાય આપવી. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે બહુ આપનારી ગાયોનું દાન સમાન છતાં સજ્જનોએ શા સારૂ કપિલાનું દાન વખાણ્યું? આ મોટા મહિમાવાળો ભેદ સાંભળવા ઈચ્છું છું, કારણ કે આપ સારી રીતે કહેવા સમર્થ છો. ભીષ્મ બોલ્યા—હે તાત, વૃદ્ધોના કહેતાં મેં જે જુનું સાંભળ્યું છે અને જે રીતે રાતા વર્ણવાળી ગાયોને નિર્મેલી છે તે સમગ્રપણાથી કહું છું. પૂર્વે બ્રહ્માએ દક્ષપ્રજાપતિને આજ્ઞા કરી કે તમે પ્રજા સૃજો, ત્યારે તેણે પ્રથમ પ્રજાના હિતની ઈચ્છાથી વૃત્તિ સ્રજી, હે વિભો જે રીતે દેવતાઓ અમૃતનો આશ્રય કરી પોતાની વૃત્તિ ચલાવે છે તે રીતે પ્રજા વૃત્તિનો આશ્રય કરી વર્તે છે. સ્થાવર પ્રાણિયોથી સદા જંગમ એવા મનુષ્યો શ્રેષ્ઠ છે, તેઓમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે અને બ્રાહ્મણો છે તો યજ્ઞો રહેલા છે, યજ્ઞોથી સોમ પમાય છે અને સોમ ગાયો વિષે રહેલું છે અને તેથી દેવતાઓ પ્રસન્ન થાય છે માટે પ્રથમ વૃત્તિ અને પછી પ્રજા. જ્યારે પ્રાણિયો ઉત્પન્ન થયાં ત્યારે વૃત્તિની ઈચ્છાથી કોલાહલ કરવા લાગ્યાં અને તૃષાવાન્ થઈ પિતામાતાની પેઠે વૃત્તિને આપનારા પાસે ગયાં. તે વખતે આ સર્વ મનથી જાણી ભગવાન્ પ્રજાપતિએ (દક્ષે) પોતાની પ્રજા સ્રજવા માટે અમૃત પીધું.અમૃત પીવાથી તેની તૃપ્તિને પામેલા પ્રજાપતિએ સુરભિ(સુંદર) ગંધવાળો ઓડકાર ખાધો ત્યારે ઓડકારવડે મુખથી ઉત્પન્ન થયેલી પુત્રી સુરભી (ગાય)ને જોઈ. તે સુરભિ ગાયે લોકની માતારૂપ,સુવર્ણ સરખા વર્ણવાળી, કપિલા નામે પોતાથી થયેલી,પ્રજાની વૃત્તિરૂપ,ગાયો સ્રજી,તે ચોતરફ અમૃતસરખા વર્ણોને ખરનારી તે ગાયોના અમૃતથી થયેલું ફીણ જે રીતે નદીયોના મોજાથી થયેલું ફીણ હોય તે રીતે પેદા થયું અને તે, વાછડાના મુખમાંથી પડેલું પૃથ્વીમાં રહેલા મહાદેવના મસ્તક ઉપર પડયું ત્યારે તે પ્રભુ ક્રોધ કરી કપાળમાં થયેલાં (કપાળના) નેત્રવડે જાણે રાતા વર્ણવાળી ગાયને બાળતા હોય તેમ જોવા લાગ્યા અને હે રાજા, તે રૂદ્રના તેજે તે કપિલા ગાયોને જેમ સૂર્ય વાદળાંઓને જૂદા જૂદા વર્ણવાળાં કરી નાખે તેમ નોખા નોખા વર્ણપણાને પ્રાપ્ત કરી જે ગાયો તેથી દૂર જઇ સોમનોજ

આશ્રય કરી રહી તે જેમ ઉત્પન્ન થઈ હતી તેમ પોતાના અસલ વર્ણમાં રહી, તેથી તેઓ બીજા વર્ણને પ્રાપ્ત થઈ. એ પછી પ્રજાપતિએ ક્રોધ પામેલા મહાદેવને કહ્યું કે તમે અમૃતથી છંટાએલ છો અને ગાયોનું ઉચ્છિષ્ટ નથી, જે રીતે સોમ અમૃતને ગ્રહણ કરી પાછું અમૃતને સ્ત્રવે છે તે રીતે આ ગાયો અમૃતથી થયેલાં દૂધને ઝરે છે. જેમ વાયુ દોષ પામતો નથી, અગ્નિ દોષ પામતો નથી, સુવર્ણ દોષ પામતું નથી, સમુદ્ર દૂષિત થતો નથી ને અમૃતને અમૃત પીવું પડતું નથી તેમ વાછડો પાન કરનાર હોય તોય ગાય વાછડાવાળી ગણાતી નથી. વળી એ આ લોકોનું ઘૃત અને દૂધથી પોષણ કરશે. સર્વ લોકો આ ગાયોનાં અમૃતમય, શુભ ઈશ્વરપણાને ઈચ્છે છે, આમ કહી પ્રજાપતિએ ગાયો સહિત, પોઠિયો તેને (શિવને) આપ્યો અને હે ભારત, તેણે કરી મહાદેવનું મન પ્રસન્ન કર્યું. તે વખતે પ્રસન્ન થયેલા મહાદેવે વૃષભ (પોઠિયા) ને ધ્વજરૂપ અને વાહનરૂપ કર્યો તેથી તે વૃષભધ્વજ કહેવાયા. તેજ સમયે દેવતાઓએ મહાદેવને પશુઓના પતિ કર્યા જે ગાયોના મધ્યમાં ઈશ્વર છે તે વૃષભાંક કહેલ છે. આ રીતે અવ્યગ્ર (એક) વર્ણવાળી મહા બળવાન, સર્વ કપિલા(ગાયો)નાં ઉત્તમ દાન વિષે પ્રથમ વિધિ કહ્યો. લોકોમાં મોટી, લોકોની વૃત્તિ માટે પ્રવૃત્ત થયેલી, રૂદ્રને પ્રાપ્ત થયેલી, સોમના સ્ત્રવવાથી થયેલી, શાંત ગુણવાળી, પુણ્યકારિ, કામનાઓને આપનારી, અને પ્રાણને આપનારી ગાયોને આપવાથી મનુષ્ય સર્વ કામનાઓને દેનાર થાય છે. આ ઉત્તમ, ગાયોના વિધિને ભણનારો, પવિત્ર છતાં પણ મંગળ જેને પ્રિય છે એવો માનવ કલિયુગનાં પાપથી છૂટે છે અને લક્ષ્મી, પુત્ર, ધન તથા પશુને સદા પામે છે. હે રાજન્, દાતા માણસ ગાયને આપવાથી હવ્ય, (દેવાન્ન) કવ્ય (પિત્રન્ન) તર્પણ, શાંતિકર્મ, વાહન, વસ્ત્ર, વૃદ્ધ તથા બાળકને સંતોષ આ સર્વ ગુણોને સદા પામે છે. વૈશંપાયન બોલ્યા કે પિતામહ (ભીષ્મ) નું વાક્ય સાંભળ્યા પછી અજમીઢના કુળમાં થયેલા પૃથાના પુત્ર રાજા યુધિષ્ઠિરે ભાઈયો સાથે સુવર્ણ સરખા વર્ણવાળા બળદ અને ગાયો શ્રેષ્ઠ બ્રાહ્મણોને આપી, તેમજ તે બ્રાહ્મણોને યજ્ઞોને મનમાં ધારી દક્ષિણાને અર્થે ઉત્તમ લોક અને કીર્ત્તિનો વિજય પામવા સો તથા હજારો ગાયો આપી.

तथैवतेभ्योऽददद्रौहिणेयोगवांसहस्त्राणिशतानिचैव ॥

यज्ञान्समुद्दिश्यचदक्षिणार्थेलोकान्विजेतुंपरमांचकीर्त्तिम्॥ ३९ ॥

इति श्री म० अ० आ० दा० गोप्रभव कथने सप्तसप्ततितमो ऽध्यायः ॥ ७७ ॥

---

भीष्मउवाच ॥ एतस्मिन्नेवकालेतुवसिष्ठमृषिसत्तमम् ॥
॥ इक्ष्वाकुवंशजोराजासौदासोवदतांवरः ॥ १ ॥

ભીષ્મ બોલ્યા કે એજ વખતમાં ઇક્ષ્વાકુ રાજાના વંશમાં થએલો, વ-વક્તાઓમાં ઉત્તમ એવો સૌદાસ રાજા સર્વ લોકમાં ફરનારા, સિદ્ધ, સ-નાતન એવા બ્રહ્મકોશ નામના પુરોહિતને (ગોરને) નમન કરી પૂછવા લા-ગ્યો. સૌદાસ પૂછે છે કે હે ભગવન્, ત્રણ લોકમાં શું પવિત્ર કહેવાય છે અને હે પાપરહિત, મનુષ્ય નિરંતર જેનું કીર્તન કરવાથી ઉત્તમ પુણ્ય પામે તે કહો. ભીષ્મ બોલ્યા કે તે વખતે પવિત્ર અને ગાયોનાં ઉપનિ-ષદ્‌ને જાણનારા પુરોહિતે ગાયોને નમસ્કાર કરી નમેલા તે રાજા પ્રત્યે હિતકારિ ગાયોનાં ઉપનિષદ્‌રૂપ વચન કહેવા માંડ્યું. ગાયો મનોહર ગંધ-વાળી તથા ગુગ્ગુલના સરખા ગંધવાળી હોય છે, ગાયો પ્રાણિયોની પ્રતિ-ષ્ઠારૂપ છે અને ગાયો મોટું કલ્યાણનું સ્થાન છે, ગાયો ભૂત અને ભવ્યરૂપ છે, ગાયો સનાતન પુષ્ટિરૂપ છે, ગાયો લક્ષ્મીનું મૂળ છે અને ગાયો માટે આપેલું નાશ પામતું નથી. ગાયો ઉત્તમ અન્નરૂપ છે. દેવોનાં ઉત્તમ હવિ (ઘૃત) રૂપ છે અને સ્વાહાકાર તથા વષટ્કાર એ બે નિરંતર ગાયો વિષે રહેલ છે. ગાયો યજ્ઞનાં ફળરૂપ છે. ગાયો છે તો યજ્ઞો રહેલા છે, ગા-યો ભવિષ્ય અને ભૂતરૂપ છે અને ગાયો છે તોજ યાગ રહેલા છે. હે મોટી કાંતિવાળા, પુરૂષોમાં શ્રેષ્ઠ, નિરંતર ગાયો સાયંકાળ અને પ્રાતઃકાળના હોમ વખતે ઋષિયોને હોમવાનું (હવિ) આપે છે હે પ્રભુ, જે કંઈ દુઃખે કરી તરાય એવાં પાપો કરેલાં હોય તે પાપોને જે મનુષ્યો ગાયનું દાન કરે છે તેઓ તરી જાય છે. જેને દશ ગાયો હોય તેણે એક ગાયનું દાન કરવું. જેને સો ગાય હોય તેણે દશ ગાયનું દાન કરવું અને હજાર ગાય વાળાએ સો ગાયોનું દાન કરવું. આ સર્વને સમાન ફળની પ્રાપ્તિ થાય છે. જે સો ગાયો છતાં હોમ નથી કરતો, જે હજાર ગાયો છતાં યજન કરતો નથી અને જે સમૃદ્ધિ છતાં કૃપણ છે તે ત્રણ અર્ઘને યોગ્ય નથી; જેઓ વાછ-ડાસહિત કાંસાના દોવાનાં પાત્ર સહિત, સારાં આચરણવાળી અને વસ્ત્રથી યુક્ત

એવી કપિલા ગાયનું દાન કરે છે તેઓ બે લોકને જીતે છે. હે પરંતપ, જેઓ ઇંદ્રિયોથી યુક્ત, યુવાન્, હજારો યૂથને પાળનારા સારાં શિગડાંવાળા શણગારેલા ગાયોના અધિપતિ એવા બળદને ઉત્તમ શ્રોત્રિય બ્રાહ્મણને આપે છે તેઓ વારંવાર જન્મે છે ત્યારે ઈશ્વરતાને પામે છે. મનુષ્યે ગાયોનું કીર્તન કર્યા વિના સુવું નહિ, ગાયોનું સ્મરણ કરીને સુવું. અને જો સાયંકાળ અને પ્રાતઃકાળમાં ગાયોને નમે છે તો પુષ્ટિ પામે છે. કોઇ રીતે પણ ગાયોનાં મૂત્ર અને છાણથી ઉદ્વેગ પામવો નહિ, તેમ એઓનું માંસ ખાવું નહિ. આ પ્રમાણે કરવાથી પુષ્ટિ મળે છે. નિરંતર ગાયોનું કીર્તન કરવું પણ તેઓનું અપમાન કરવું નહિ. માણસે ખરાબ સ્વપ્ન જણાય તો ગાયનું કીર્તન કરવું. ગાયના છાણથી સદા સ્નાન કરવું. ગાયનાં છાણ પાસે બેસવું અને ત્યાં લીંટ, મૂત્ર, વિષ્ટા અને જે અડચણ કરનાર હોય તે નાંખવું નહિ. જે પૃથ્વી ઉપર પ્રોક્ષણ કરેલાં ચર્મમાં પશ્ચિમ દિશા તરફ જોઈ વાણીને નિયમમાં રાખી ગાયનાં ઘૃતવડે ભોજન કરે છે તે સદા પુષ્ટિ પામે છે. જે ગાયના ઘૃતથી અગ્નિમાં હોમ કરે છે, ગાયના ઘૃતથી સ્વસ્તિવાચન કરે છે, ગાયના ઘીનું દાન કરે છે ને ગાયનું ઘૃત ખાય છે તે સદા પુષ્ટિ પામે છે. જે ગોમતી વિદ્યાવડે (ગોમા ઈત્યાદિ વેદના મંત્રે કરી) સર્વ રત્નમય એવી તલની ગાયને મંત્રિ દાન આપે છે તે કૃત્ય અકૃત્યનો શોક કરનાર થતો નથી. માટે જે રીતે નદીઓ સમુદ્રને મળે છે તે રીતે સુરભીરૂપ સુરભીથી થયેલી, સુવર્ણનાં શૃંગવાળી અને દૂધને આપનારી ગાયો મને મળો, હું નિરંતર ગાયોને જોઉં છું અને ગાયો સદા મને જુઓ, અમારી ગાયો છે અને અમે તેઓના છીએ માટે જ્યાં ગાયો છે ત્યાં અમે છીએ, આ પ્રમાણે જે મનુષ્ય રાતે, દિવસે સરખાઇમાં ન સરખાઇમાં અને મહા ભયમાં કહ્યા કરે છે તે ભયથી મૂકાય છે.

एवंरात्रौदिवाचापिसमेषुविषमेषुच ॥
महाभयेषुचनरःकीर्तयन्मुच्यतेभयात् ॥ २९ ॥

इति श्री म० अ० आ० दा० गो० अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥

---

वसिष्ठ उवाच ॥ शतंवर्षसहस्राणातपस्तप्तंसुदुष्करम् ॥
॥ गोभिःपूर्वंविसृष्टाभिर्गच्छेमश्रेष्ठतामिति ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા કે હે પરંતપ, હેમાનદ, પૂર્વે સૃજેલી ગાયો એ આપણે શ્રેષ્ઠપણું પામીયે, આપણે આ લોકમાં સર્વ દક્ષિણાઓમાં ઉત્તમ થઈયે, આપણે દોષથી ન લેપાઈયે, આપણા છાણના સ્નાનથી લોક સદા પવિત્ર થાય, આપણા છાણથી દેવ મનુષ્યો ને સ્થાવર જંગમ સર્વ પ્રાણિયો તથા પદાર્થોને પવિત્ર કરે અને દાન કરનારાઓ આપણા લોકોને પામે, આ કારણથી અતિ દુઃખે કરાય એવું એકલાખ વર્ષ તપ કર્યું ત્યારે તપના અંતમાં પોતે પ્રભુ એવા બ્રહ્માએ તેઓને વરદાન આપ્યું કે તમે લોકોને તારો અને તમે ઈચ્છો છો એમ થશે. આ રીતે સિદ્ધ કામના થવાથી તે ભૂત ભવ્યની માતાઓ (ગાયો) ઉભી થઇ, તે ગાયોને જે પ્રાતઃકાળમાં મનુષ્ય નમે છે તો પુષ્ટિ પામે છે. હે મહારાજ, તપને અંતે ગાયો લોકને પરાયણ (આધિન) થઈ માટે મહા ભાગ્યવાળી ગાયો પરમ પવિત્ર કહેવાય છે. તેમજ સર્વ પ્રાણિયોનાં મસ્તક ઉપર (ઉંચા લોકમાં) રહેલી છે. મનુષ્ય, સમાન વાછડાવાળી, દૂધ દેનારી, સારાંવસ્ત્રવાળી, કપિલા ગાયને આપવાથી બ્રહ્મલોકમાં પૂજાય છે. રાતા વર્ણવાળી, સમાન વાછડાવાળી, દૂધ દેનારી, સારા આચરણવાળી અને વસ્ત્રથી વિંટેલી ગાયને દેવાથી સૂર્યના લોકમાં પૂજાય છે. સમાન વાછડાવાળી, દૂધને દેનારી સારાં આચરણવાળી, વસ્ત્રથી વિંટેલી, કબૂતરના રંગ સરખી અથવા વિચિત્ર રંગવાળી ગાયને આપવાથી ચંદ્રના લોકમાં માન પામે છે. સમાન વાછડાવાળી, દૂધને દેનારી, સારાં વ્રતવાળી, ને વસ્ત્રથી વિંટેલી ધોળી ગાયનું દાન કરવાથી ઈંદ્રના લોકમાં મનાય છે. સમાન વાછડાવાળી, દૂધ દેનારી, સારા આચરણવાળી, અને વસ્ત્ર યુક્ત એવી કાળી ગાયને દેવાથી અગ્નિના લોકમાં દાતા સત્કાર પામે છે. પોતાની તુલ્ય વાછડાવાળી, દૂધ દેનારી, સારા સ્વભાવવાળી વસ્ત્રથી યુક્ત ધૂમ સરખા વર્ણવાળી ગાયને આપ્યાથી યમના લોકમાં મનાય છે. પાણીનાં ફીણ સરખા રંગવાળી, વસ્ત્રથી યુક્ત, વાછડા સહિત અને કાંસાનાં દોવાનાં વાસણ સોત ગાયનું દાન કીધાથી વરૂણના લોકને પામે છે. વાયું સંબંધિ રજની સમાન વર્ણવાળી, વાછડા સહિત, કાંસાના દોવાનાં પાત્ર યુક્ત અને વસ્ત્રથી વિંટેલી ગાય આપવાથી વાયુના લોકમાં માન પામે છે. સુવર્ણ સરખા વર્ણવાળી, પિળાં નેત્રવાળી, વાછડા સહિત, કાંસાના દોહનપાત્ર સહિત, અને વસ્ત્રથી યુક્ત ગાય આપવાથી કુબેરના લોકને પામે છે. ધાન્યનાં ઢુંસા અથવા ખોળ અને ધૂમ સરખા વર્ણવાળી, વાછડા સહિત,

કાંસાના દોવાના વાસણથી યુક્ત, વસ્ત્રે વિંટેલી ગાય આપવાથી પિતૃના લોકમાં પૂજાય છે. સ્થૂલ, ખોખ સરખા કંઠવાળી, શણગારેલી, વાછડા સહિત ગાયને આપવાથી બાધ રહિત એવાં શ્રેષ્ઠ, વિશ્વે દેવતાનાં સ્થાનને પામેછે. સમાન વાછડાવાળી. પયને આપનારી, સારાં આચરણવાળી, વસ્ત્ર સહિત ગૌરી ગાયને આપવાથી વસુઓના લોકને પામે છે. ધોળા કાંબળાના વર્ણ સરખી કાંતિવાળી, વાછડાથી યુક્ત, વસ્ત્રથી વિંટેલી ગાયનું દાન કરવાથી સાધ્ય દેવતાઓના લોકને પામે છે. હે રાજન્,જે સર્વ રત્નોથી શોભેલા, વૃદ્ધ પીઠવાળા, બળદને આપે છે તે મરૂતના લોકો પ્રત્યે જાય છે. સારાં વયવાળા, શોભિત અંગવાળા, અને સર્વ રત્નોથી યુક્ત એવા બળદને આપવાથી માનવ ગંધર્વ અને અપ્સરાઓના લોકોને પામે છે. ખોખ સરખા કંઠવાળા, સર્વ રત્નોવડે શોભેલા, બળદને આપવાથી શોકરહિત થઈ પ્રજાપતિના લોકોને પામે છે. હે રાજન્,ગાયોનાં દાનમાં પ્રીતિવાળો મેઘના સમૂહોને ભેદી સૂર્ય સરખા વર્ણવાળા વિમાનથી સ્વર્ગમાં જાય છે અને ત્યાં અધિક શોભા પામે છે. વળી ઉત્તમ વેશવાળી, સુંદર કમ્મરવાળી, હજારો દેવતાઓની સ્ત્રીયો તે, ગોદાનમાં પ્રીતિવાળા શ્રેષ્ઠ નરને રમાડે છે તથા વીણા, વલ્લકી, અને સુતેલો તે ઝાંઝરોના શબ્દ તથા હરણના સરખાં નેત્રવાળી સ્ત્રીયોના હાસ્યથી જાગૃત થાય છે. ગાયનાં જેટલાં રૂવાડાં હોય છે તેટલાં વર્ષો સુધી તે ત્યાં પૂજાય છે અને પછી સ્વર્ગથી ખસેલો પણ મનુષ્ય લોકમાં મોટે ઘેરજ તે જન્મે છે.

यावन्ति, रोमाणि, भवन्ति, धेन्वास्तावति, वर्षाणि, महीयते,सः
स्वर्गच्युत, श्चापि,ततो,नृलोके,प्रसूयते, वै, विपुले गृहेसः ॥ २७ ॥

इति श्री म० अ० आ० दा० गोदानधर्मे एकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥

---

**वसिष्ठ उवाच** ॥ घृतक्षीरप्रदागावोघृतयोन्योघृतोद्भवाः ॥
॥ घृतनद्योघृतावर्त्तास्तामेसन्तुसदागृहे ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા કે જે ઘી દૂધને આપનારી, ઘૃતના કારણરૂપ, જેથી ઘૃતની ઉત્પત્તિ છે, એવી ઘીની નદીરૂપ, અને ઘીના ધુનારૂપ છે તે ગાયો સદા મારા ઘરમાં હો; ઘી નિત્ય મારા હૃદયમાં રહ્યું છે, ઘી મારી

નાભીમાં રહ્યું છે, ધી મારાં સર્વ અંગોમાં રહ્યું છે ને ઘી મારા મનમાં રહ્યું છે, નિરંતર ગાયો મારી આગળ છે, ગાયો મારી પાછળ છે, ગાયો મારી સર્વ તરફ છે અને હું ગાયોના મધ્યમાં વસુ છું. આ રીતે આચમન કરી સદા સાયંકાળ અને પ્રાતઃકાળમાં પુરૂષ જપ કરે તો જે દિવસે કરી પાપ કરે છે તેથી તે છૂટે. હજાર ગાયને આપનારા જ્યાં સોનાના મેહેલ છે, જ્યાં પ્રસિદ્ધ વસુ (મંદાકીની ગંગા) ની ધારા છે અને ગંધર્વ તથા અપ્સરાઓ છે ત્યાં જાય છે. વળી હજાર ગાય આપનારા જ્યાં માંખણરૂપ પંક (ગારા)વાળી, દૂધરૂપ જળવાળી, દહિરૂપ શેવાળવાળી, નદીઓ વહે છે ત્યાં જાય છે. જે વિધિ પ્રમાણે હજાર ગાય આપે તે પરમ સમૃદ્ધિ પામ્યા પછી સ્વર્ગ લોકમાં મનાય છે. વળી પુત્ર, માતા અને પિતા એ એના દશ પુરૂષોને તથા પિતામહોને અને કુળને પવિત્ર કરે છે, તેમ પુણ્યકારિ લોકોને ધારણ કરે છે. જે ગાયના પ્રમાણે કરી સમાન પ્રમાણવાળી તલની પણ ગાય આપે છે અને પાણીનું દાન કરનાર છે તે યમના લોકને ત્યાં કોઈપણ યાતના (પીડા) ને પામતો નથી. જે ઉત્તમ પવિત્ર છે, જગતની પ્રતિષ્ઠા છે, દેવતાઓની માતારૂપ છે અને પ્રમાણમાં ન આવે એવી છે તેને પામી વખતે જો યોગ્ય બ્રાહ્મણને આપે તો દક્ષિણ તરફ જાય. વાછડા સહિત, ઘણા શૃંગવાળી, કાંસાના દોવાના વાસણ સહિત, ઉત્તરીય (વસ્ત્રથી યુક્ત) કપિલા ગાયને આપવાથી મનુષ્ય નિર્ભય થઈને દુઃખે કરી પેસાય એવી યમની સભા પ્રત્યે પ્રવેશ કરે છે. મનુષ્યે સુંદર રૂપવાળી, ઘણાં રૂપવાળી, અને સર્વ રૂપવાળી, ગાયમાતાઓ મને પ્રાપ્ત થાઓ એમ સદા કીર્તન કરવું. આથી લોકોમાં અધિક પુણ્ય નથી, આથી અધિક પુણ્યરૂપ ફળ નથી, અને આથી વિશેષ થયું નથી અને થવાયોગ્ય નથી. જે ગાય ચામડીથી, રૂંવાડાંથી, શીંગડાંઓથી, વાળોથી, દૂધથી અને મેદથી મળીને યજ્ઞને ધારણ કરે છે તેથી અધિક શું છે ! (કશું નથી). જે ગાયે કરી સ્થાવર, જંગમ આ સર્વ જગત્ વ્યાપ્ત છે તે, ભૂત ભવ્યની માતા ગાયને મસ્તકવડે વંદન કરૂં છું. હે મનુષ્યોમાં ઉત્તમ, મેં તમને ગાયોના ગુણ વચનોના સમૂહનો એક ભાગ કહ્યો. આ લોકમાં ગાયોથી ઉત્તમ બીજું દાન નથી અને તેથી બીજું ઉત્તમ આશ્રયરૂપ નથી. ભીષ્મ બોલ્યા કે આ (દાન) ઉત્તમ છે અને ઋષિનું વચન અતિ ઉત્તમ છે એમ વિચારી તે વખતે મહાત્મા, નિયમિત મનવાળા, પૃથ્વીને આપનારા રાજાએ અતિ ઘણું ગાયોરૂપ ધન બ્રાહ્મણોને આપ્યું અને ઉત્તમ લોકોને પામ્યો.

वरमिदमितिभूमिदोविचिन्त्यप्रवरमृषेर्वचनंततोमहात्मा ॥
व्यसृजतनियतात्मवान्द्विजेभ्यःसुबहुचगोधनमाप्तवांश्चलोकान् ॥१७॥
इति श्री म० अ० आ० दा० गोप्रदानिकेऽशीतितमोऽध्यायः॥८०॥



युधिष्ठिरउवाच ॥ पवित्राणांपवित्रंयच्छिष्टंलोकेचयद्भवेत् ॥
॥ पावनंपरमंचैवतन्मेब्रूहिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, લોકમાં જે પવિત્રોમાં પવિત્ર હોય, શિખામણ લેવાયોગ્ય હોય અને પરમ પાવન હોય તે મને કહો. ભીષ્મ બોલ્યા કે ગાયો મોટા અર્થરૂપ, પુણ્યકારિ અને મનુષ્યોને તારનારી છે તથા ઘૃત અને દૂધવડે આ પ્રજાઓનું પોષણ કરે છે. હે સત્તમ, ગાયોથી બીજું કંઈ અતિ પુણ્ય નથી. આ (ગાયો) ત્રણ લોકમાં પુણ્યકારિ, પવિત્ર અને શ્રેષ્ઠ છે. ગાયો દેવતાઓથી ઉંચે વસે છે, અને એઓ દાન કરવાથી તારે છે તથા વિદ્વાનો સ્વર્ગમાં જાય છે. માંધાતા, યૌવનાશ્વ, યયાતિ, અને નહુષ નિરંતર હજાર અને સોના પ્રમાણુવાળી ગાયો આપવાથી દેવોએ પણ અતિ દુઃખે પમાય એવાં ઉત્તમ સ્થાનને પામ્યા છે. વળી હે અનઘ, આ ઠેકાણે પૂર્વે કહેલી કથા કહું છું. એક વખતે બુદ્ધિમાન, પવિત્ર અને નિયમિત મનવાળા શુક દેવે દિવસનું કૃત્ય કરી ઋષિયોમાં ઉત્તમ, અવરલોકને જોનારા પોતાના પિતા કૃષ્ણ દ્વૈપાયને અભિવાદન કરી પૂછ્યું કે હે વિભો. સર્વ યજ્ઞોમાં કયો, યજ્ઞ અતિ ઉત્તમ જણાય છે? વિદ્વજ્જનો શું કરવાથી ઉત્તમ સ્થાનને પામે છે? દેવતાઓ શું પવિત્ર પદાર્થવડે સ્વર્ગને પામે છે? શું યજ્ઞનું યજ્ઞપણું છે? ક્યાં યજ્ઞ રહ્યો છે? દેવોમાં શું ઉત્તમ છે? અહિં શું ઉત્તમ સત્ર છે અને પવિત્રોમાં જે પવિત્ર હોય તે હે પિતા મને કહો. હે ભરતશ્રેષ્ઠ, આ વચન સાંભળી પરમ ધર્મને જાણનારા વ્યાસ પોતાના પુત્રને તત્વથી સર્વ કહેવા લાગ્યા. વ્યાસ બોલ્યા કે ગાયો પુણ્યરૂપ તથા પવિત્ર છે, ગાયો પ્રાણિયોની પ્રતિષ્ઠારૂપ છે, ગાયો પરમ આશ્રયરૂપ છે અને ગાયોરૂપી ધન પાવન કરનાર છે, પૂર્વે ગાયો શિંગડાં રહિત હતી એમ અમે સાંભળ્યું છે. તેથી શિંગડા માટે તેઓ અવિનાશિ પ્રભુની ઉપાસના કરવા લાગી ત્યારે પ્રાયવ્રત ( ઉપવાસ ) ને પામેલી ગાયોને જાણી પ્રભુ એવા બ્રહ્માએ એકેક

તે ગાયોને ઇચ્છિત આપ્યું એથી જે ગાયના મનમાં જેવું હતું તે પ્રમાણે તે ગાયોને શિંગડાં થયાં અને હે પુત્ર, જૂદા જૂદા વર્ણવાળી શિંગડાંઓથી યુક્ત તેઓ અતિ શોભવા લાગી. બ્રહ્માએ વરદાન આપ્યું તેથી તેઓ, હવ્ય, કવ્યને આપનારી, શુભ, પુણ્યરૂપ, પવિત્ર, સોભાગ્યવાળી ને દિવ્ય સ્થિતિનાં લક્ષણવાળી થઈ. ગાયો મોટું દિવ્ય (દેવતાઇ) તેજ છે, ગાયોનું દાન વખણાય છે અને જેઓ મત્સરને તજનારા સજ્જનો એઓને આપે છે તેઓ પુણ્યવાન કહેલ છે. તેઓ સર્વ દાનને આપનારા કહેલ છે અને હે પાપ અથવા દુઃખ રહિત, તેઓ પુણ્યરૂપ, ગાયોના લોકને પામે છે. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, જ્યાં મધના સરખાં (મિઠાં) ફળવાળાં ને દિવ્ય પુષ્પ તથા ફળવાળાં વૃક્ષો છે, દિવ્ય ને સુગંધવાળાં ફુલો છે, મણિમય સપાટી પૃથ્વી છે, સર્વ સુવર્ણવાળી રેતી છે, ત્યાં સર્વ ઋતુઓમાં જેનો સુખકારિ સ્પર્શ છે એવાં, પંકરહિત, રજ રહિત ને શુભ, જળનાં સ્થાનકો રક્ત કમળોનાં વનોથી અને સુવર્ણમય, તરૂણ સૂર્ય સરખા મણિના ભાગોથી શોભે છે. વળી મોટાં મૂલ્યવાળાં, મણિસરખાં પાનવાળાં, સુવર્ણ સરખી કાંતિવાળાં તંતુઓથી યુક્ત, નીલકમળોથી મિશ્ર, ઘણાં કમળોવાળાં હજારો ધુજાઓથી વિંટેલાં સરોવરોથી પ્રફુલ્લિત, કરવીરનાં વનોથી પ્રફુલ્લિત, સંતાન વૃક્ષોનાં વનોથી અને બીજાં વૃક્ષોથી શોભિત છે, ત્યાં નિર્મલ મોતીઓથી, મોટી કાંતિવાળા મણિયોથી અને સુવર્ણોથી ઉત્પન્ન થયેલ કાંઠાવાળી નદીઓછે. ત્યાં સર્વ રત્નમય વિચિત્ર ઉત્તમ વૃક્ષોથી, અને બીજાં સુવર્ણમય, અગ્નિના સરખી કાંતિવાળા વૃક્ષોથી યુક્ત, મણિરત્નની શિળાઓના સમૂહવાળા, સુવર્ણના પર્વતો સર્વ રત્નમય, ઉંચા સુંદર શિખરોથી શોભે છે. હે ભરતશ્રેષ્ઠ, ત્યાં નિરંતર થનારાં પુષ્પ અને ફળવાળાં, પક્ષિયોથી આકુળ, વૃક્ષો, દિવ્ય ગંધવાળા રસ, પુષ્પ અને ફળોથી યુક્ત છે, હે યુધિષ્ઠિર ત્યાં, પુણ્યકર્મ કરનારાઓએ સર્વ કામનાવડે જેના અર્થ વૃદ્ધિને પામેલ છે એવા, શોક રહિત અને ક્રોધથી હીન થયેલા નિત્ય ક્રીડા કરે છે હે ભારત, પુણ્યકર્મ કરનારા યશસ્વિઓ વિચિત્ર અને રમણીય વિમાનોમાં વિહાર કરી ત્યાં આનંદ પામે છે. હે રાજન્, સુંદર અપ્સરાઓના સમૂહ તેઓની પાસે ક્રીડા કરે છે. હે યુધિષ્ઠિર, ગાયને આપવાથી જેઓનો અધિપતિ પુષા (સૂર્ય) છે, જેઓનો પતિ વાયુ છે, જેઓનો અધિપતિ બળવાન બલી છે અને ઇશ્વરતામાં જેઓનો અધિપતિ વરૂણ રાજા છે એ લોકોને પામે છે. હે બ્ર-

ન્, નિયમિત આચરણવાળા માણસે સત્ય વગેરે યુગને ધારણ કરનારી, શુભ રૂપવાળી, બહુ રૂપવાળી, સર્વ રૂપવાળી, પ્રજાપતિથી થયેલી માતાઓરૂપ (ગાયોરૂપ) નામ માત્રનો નિત્ય જપ કરવો. જે ગાયની સેવા કરે છે અને સર્વ રીતે અનુસરે છે તેને પ્રસન્ન થયેલી ગાયો અતિ દુર્લભ એવાં પણ વરદાનો આપે છે. ગાયોને સુખ આપવું, મનવડે પણ તેનો દ્રોહ ન કરવો, સદા તેનું અર્ચન કરવું અને નમસ્કારોથી પૂજન કરવું. ઈંદ્રિયોને નિયમમાં રાખનારો નિરંતર પ્રસન્ન મનથી ત્રણ દિવસ ગાયોનું ઉનું મૂત્ર પિયે, ત્રણ દિવસ ઉનું દૂધ પિયે અને ઉનું દૂધ પીને ત્રણ દિવસ ઉનું ઘી પીયે અને ત્રણ દિવસ ઉનું ઘી પીને ત્રણ દિવસ વાયુનું ભક્ષણ કરે તો સંપત્તિને પામે. દેવતાઓ જે પવિત્ર પદાર્થવડે ઉત્તમ લોકને ભોગવે છે અને જે પવિત્રોમાં પવિત્ર છે તે ઘૃતને મસ્તકવડે ધારણ કરવું (માથે ચડાવવું). જો ગાયના ઘૃતથી અગ્નિ પ્રત્યે હોમ કરે, ઘૃતવડે સ્વસ્તિવાચન કરે, ઘૃતનું ભક્ષણ કરે અને ઘૃતનું દાન કરે તો પુષ્ટિ પામે. ગોમયથી નિકળેલા જવોનો માસ સુધી ગાયો સાથે આશ્રય કરે તો એથી બ્રહ્મહત્યાની સમાન પાપ હોય તે સર્વ નાશ પામે. દૈત્યોના પરાભવથી દેવોએ આ પવિત્રતા કરેલી હતી તેથી તેઓ દેવપણાને પામી મહા બળવાન્ અને સિદ્ધ થયા હતા. ગાયો પવિત્ર, પુણ્યરૂપ, અને ઉત્તમ, મોટું પવિત્ર કરનાર વસ્તુ છે, તેઓને બ્રાહ્મણોને આપવાથી મનુષ્ય સ્વર્ગને પામે છે. પવિત્ર થઈ ગાયોના મધ્યમાં પવિત્ર જળવડે આચમન કરી મનથી ગોમતી (ઋચા)વડે જપ કરે છે તો પવિત્ર અને નિર્મળ થાય છે. વિદ્યા વેદ અને વ્રતમાં કુશળ, પુણ્ય કરનારા બ્રાહ્મણોએ અગ્નિના મધ્યમાં, ગાયોના મધ્યમાં અને બ્રાહ્મણોની સભામાં શિષ્યોને યજ્ઞની બરોબર એવી ગોમતી (ઋચા) ભણાવવી. ત્રણ રાત્રિ ઉપવાસ કરનારો ગોમતી ( ઋચા ) વરને પામે છે. પુત્રની ઇચ્છાવાળો પુત્રને, ધનની કામનાવાળો ધનને, પતિની કામનાવાળી સ્ત્રી પતિને અને મનુષ્ય સર્વ કામનાઓને પામે છે તથા સેવન કરવાથી પ્રસન્ન થયેલી ગાયો સર્વ આપે છે, એમાં સંશય નથીજ. આ રીતે આ ગાયો મહા ભાગ્યવાળી, યજ્ઞમાં ઉપયોગિ, અને સર્વ કામનાઓને આપનારી જાણો. એઓથી બીજું ઉત્તમ નથી, આ પ્રમાણે મહાત્મા પિતાએ ( વ્યાસે ) કહેલા તે મહા તેજસ્વી શુકદેવજી નિરંતર ગાયોને પૂજવા લાગ્યા માટે તમે પણ તેને પૂજો.

इत्युक्तःसमहातेजाःशुकःपित्रामहात्मना ॥
पूजयामासगांनित्यंतस्मात्त्वमपिपूजय ॥ ४७ ॥
इति श्री म० अ० आ० दा० गो० एकाशीतितमोऽध्यायः ॥८१॥

युधिष्ठिरउवाच ॥ मयागवांपुरीषंवैश्रियाजुष्टमितिश्रुतम् ॥
॥ एतदिच्छाम्यहंश्रोतुंसंशयोऽत्रपितामह ॥१॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે હે પિતામહ, મેં ગાયોનું છાણ લક્ષ્મીએ સેવેલું એમ સાંભળેલું છે, એમાં સંશય છે માટે હું એ સાંભળવા ઈચ્છું છું. ભીષ્મ બોલ્યા—હે મનુષ્યોને પાળનારા ભરત શ્રેષ્ઠ, આ ઠેકાણે પ્રાચીન આ ઈતિહાસ લક્ષ્મીનો ગાયો સાથે સંવાદરૂપ કહેવાય છે, અહિં શરીરને મનોહર કરી લક્ષ્મી ગાયોના મધ્યમાં પેઠાં ત્યારે તેના રૂપની સંપત્તિ જોઈ ગાયો વિસ્મય પામી ગઈ. ગાયો બોલી હે દેવી, તમે કોણ છો? પૃથ્વીમાં રૂપેકરી તમે ઉપમારહિત શાથી છો? હે મહાભાગે, અમે તમારાં રૂપની સંપત્તિથી વિસ્મય પામ્યાં છીએ, માટે તમને જાણવા ઈચ્છિએ છીએ. હે ઉત્તમ વર્ણ અને કાંતિવાળાં, તમે કોણ છો અને કયાં જશો એ સઘળું તત્વથી અમને કહો. લક્ષ્મી બોલ્યાં કે તમારૂં કલ્યાણ થાઓ, હું લોકોને પ્રિય છું અને લક્ષ્મી એ નામે પ્રસિદ્ધ છું. મારો ત્યાગ કરવાથી દૈત્યો ઘણાં વર્ષોસુધી નાશ પામ્યા હતા અને મારા પામવાથી દેવતાઓ ઘણાં વર્ષોસુધી આનંદ પામે છે. ઈંદ્ર, સૂર્ય, ચંદ્ર, વિષ્ણું, જળ તથા અગ્નિ, તેમ મારા પામવાથી ઋષિ ને દેવતાઓ સિદ્ધ થાય છે. હે ગાયો, હું જેઓ પાસે જતી નથી તેઓ સર્વ રીતે નાશ (પરાભવ) પામે છે. ધર્મ, અર્થ અને કામ આ ત્રણ મારા સેવવાથી સુખવાળા છે. હે સુખને આપનારી ગાયો, આવાં સામર્થ્યવાળી મને જાણો, આમ છે તોપણ હું નિરંતર તમારામાં વસવા ઈચ્છુંછું અને તમને પ્રાર્થના કરૂંછું કે તમે લક્ષ્મીએ સેવેલાં થાઓ. ગાયો બોલી—તમે નિશ્ચય રહિત, ચપળ, અને ઘણાઓ સાથે સામાન્ય (સાધારણ) છો માટે અમે તમને ઈચ્છતાં નથી. તમારૂં સારૂં થાઓ અને જ્યાં ક્રીડા કરવી હોય ત્યાં જાઓ. અમે સર્વ શરીરવાળી છીએ, તમારાથી આજે અમને શું છે? (કશું નથી). માટે જ્યાં ઈચ્છા હોય ત્યાં જાઓ. અમે તમારી સાથે જે કરવાનું હતું તે કીધું. લક્ષ્મી બોલ્યાં—હે ગાયો, તમે મને

અહિ પ્રસન્ન કરતાં નથી એ શું તમને યોગ્ય છે ? તમે શા માટે દુ-
ર્લભ, સતી એવી હું તે પ્રત્યે અનુગ્રહ કરતાં નથી ? હે સારાં આચરણ-
વાળીઓ, જગત્માં લોકની કહેવત છે કે પોતાની મેળે પ્રાપ્ત થવાથી
પરાભવ થાય છે, આ નિશ્ચય ખરો છે. મનુષ્ય, દેવ, દાનવ,
ગંધર્વ, પિશાચ, ઉરગ અને રાક્ષસ આ સર્વ મોટું ઉગ્ર તપ
કરી મને સેવે છે, હે ગાયો, એ મહિમા તમારો છે માટે અહિં મારા પ્ર-
ત્યે અનુગ્રહ કરો. હે સૌમ્ય, સ્થાવર તથા જંગમ પ્રાણિ સહિત એવા ત્રણ
લોકમાં હું અપમાન કરવા લાયક નથી. ગાયો બોલી—હે દેવિ, અમે તમને
અપમાન કરતાં નથી, તેમ તમને પરાભવ પમાડતાં નથી પણ તમે નિશ્ચય
રહિત અને ચલચિત્તવાળાં છો તેથી તમને તજીએ છીએ. હે પાપ રહિત,
બહુ કહેવાથી શું ? જ્યાં ઈચ્છતાં હો ત્યાં જાઓ. અમે સર્વ શરીરવાળાં
છીએ માટે તમવડે અમને શું છે (કશું નથી). લક્ષ્મી બોલ્યાં હે માનને
આપનારીઓ, તમે ના પાડવાથી હું સર્વ લોકમાં અપમાનવાળી થઈશ,
માટે મને મેહેરબાની કરો. હે મહા ભાગ્યવાળાંઓ તમે શરણાગતને પાળ-
નાર છો માટે શરણ આવેલી, સદા ભજનાર અને નિંદા રહિત હું છું તે-
ની રક્ષા કરો. તમે સદા કલ્યાણ કરનારાં છો તેથી તમારાથી માનને ઈ-
ચ્છું છું અને તમારા નીચેના એક અંગોમાંનાં અતિ નિંદિત અંગમાં વ-
સવા ઈચ્છું છું પણ હે પાપ રહિત ગાયો, તમારાં અંગોમાં કંઈ પણ નિં-
દિત નથી અને જણાતું નથી માટે પુણ્યકારિ, પવિત્ર અને સૌભાગ્યવાળાં
તમે મને આજ્ઞા આપો તથા તમારા દેહમાં જ્યાં હું રહું તે ઠેકાણું મને
કહો. હે નરાધિપ, આ રીતે જ્યારે તેણે ગાયોને કહ્યું ત્યારે શુભ, કરૂણા-
વાળી અને વહાલી એવી સર્વ ગાયો ભેગી મળી વિચાર કરી લક્ષ્મી પ્રત્યે બો-
લી. હે યશસ્વિનિ, હે કલ્યાણિ, અવશ્ય અમારે તમારૂ માન રાખવું છે મા-
ટે તમે છાણ ને મૂત્રમાં વસો, આ અમને પણ પુણ્ય છે. લક્ષ્મી બોલ્યાં
બહુ સારૂ થયું, તમે કહો છો એમ થશે, હે સુખને આપનારાં, તમે મને
માનીએ મારા અનુગ્રહરૂપ પ્રસન્નતા કરી. હે ભારત, આ રીતે લક્ષ્મી ગા-
યો સાથે ઠરાવ કરી તેઓના જોતાંજ તે ટાણે ત્યાં અંતર્ધાન પામ્યાં. આ
રીતે હે પુત્ર, તમને ગાયના છાણનું માહાત્મ્ય તો કહ્યું, ફરીને મારા કહે-
વાથી ગાયોનું માહાત્મ્ય સાંભળો.

एवंगोशकृतःपुत्रमहात्म्यंतेतुवर्णितम् ॥
माहात्म्यंचगवांभूयःश्रूयतांगदतोमम ॥ २७ ॥

इति श्री म० अ० आ० दा० श्रीगोसंवादोनामत्र्यशीतितमो ऽध्यायः ॥ ८१ ॥

भीष्मउवाच ॥ येचगांसम्प्रयच्छन्तिहुतशिष्टाशिनश्चये ॥
॥ तेषांसत्राणियज्ञाश्चनित्यमेवयुधिष्ठिर ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર, જેઓ ગાયને આપે છે અને જેઓ હોમથી શેષ રહેલાને ખાનારી છે તેઓને સત્ર (નિત્યદાન) અને યજ્ઞો થાય છે. દહિં અને ઘૃત વગર આ લોકમાં યજ્ઞ થતો નથી, તેણે કરી યજ્ઞનું યજ્ઞપણું અને એનું મૂલ કહેવાય છે, સર્વ દાનોમાં પણ ગાયોનું દાન, વખાણાય છે. ગાયો શ્રેષ્ઠ છે, પવિત્ર છે અને એ ઉત્તમ પાવન છે. પુષ્ટિને માટે અને શાંતિને સારૂ પણ એઓનું સેવન કરવું. એઓનું દૂધ, દહિ ને, ઘૃત, પાપને નાશ પમાડનાર છે. હે ભરતશ્રેષ્ઠ, આ લોક તથા પરલોકમાં ગાયો પરમ તેજ કહેલ છે. ગાયથી બીજું કંઈ વધારે પવિત્ર નથી. હે યુધિષ્ઠિર, આ ઠેકાણે બ્રહ્મા અને ઈંદ્રના સંવાદરૂપ આ પ્રાચીન ઈતિહાસ કહેવાય છે. જ્યારે દૈત્યો પરાભવ પામ્યા ત્યારે સત્ય ધર્મમાં પરાયણ ત્રણ જગતનો ઈશ્વર ઈંદ્ર, ગંધર્વ સહિત ઋષિયો, કિન્નર, ઉરગ (નાગ), રાક્ષસ દેવ, અસુર, ગરૂડો, પ્રજાના પતિઓ અને ઉદયને પામેલી સર્વ પ્રજા કોઈ વખતે બ્રહ્માની ઉપાસના કરતી હતી. હે કુંતાના પુત્ર, દિવ્ય તાનોમાં ગાયન કરનારા, નારદ,પર્વત, વિશ્વાવસુ, હહા અને હુહુ એઓ પણ સદા તે પ્રભુની ઉપાસના કરતા હતા. તે સમયે ત્યાં પવન દિવ્ય પુષ્પોને વહેતો હતો, તેમ ઋતુઓ જૂદી જૂદી સુગંધોને આપતી હતી. તે દિવ્ય વાદિત્રોથી ગાજી રહેલ, દિવ્ય સ્ત્રી અને ચારણોથી યુક્ત, જેમાં સર્વ પ્રાણિયોનો મેલાવડો થયેલો છે એવા દેવોના સમૂહમાં ઈંદ્ર દેવોના ઈશ્વર બ્રહ્માને સ્તુતિ કરી પ્રણામ કરી પૂછવા લાગ્યા કે હે ભગવાન્ પિતામહ, શાથી ગાયોનો લોક લોકના ઈશ્વર એવા દેવતાઓની ઉપર છે એ જાણવા ઈચ્છું છું, હે મહેશ્વર, ગાયો એ શું તપ અથવા બ્રહ્મચર્ય કરેલું કે જેથી રજો ગુણરહિત થઈ સુખે કરી દેવતાઓથી ઉંચે વસે છે. આ સાંભળ્યું ત્યારે બ્રહ્મા બલિરાજાના શત્રુ ઈંદ્રને કહેવા લાગ્યા કે હે ઈંદ્ર, તમે નિત્ય ગાયોનું અપમાન કરેલું છે તેણે કરી તમે એઓનું માહાત્મ્ય

જાણતા નથી પણ હે પ્રભો, હે સુરશ્રેષ્ઠ, ગાયોનું પરમ સામર્થ્ય અને માહાત્મ્ય સાંભળો. હે ઇંદ્રિ, ગાયો યજ્ઞનું અંગ અને યજ્ઞરૂપજ કહેલ છે. એઓ વિના યજ્ઞ કોઈ રીતે પણ થઈ શકતો નથી. વળી તેઓ દૂધ અને ઘીથી પ્રજાઓનું પોષણ કરે છે. એઓના પુત્ર (બળદો) પણ ખેડના યોગને સેવે છે. તથા જૂદાં જૂદાં ધાન્ય અને બીજોને ઉત્પન્ન કરે છે તેથી યજ્ઞો પ્રવર્ત્તે છે સર્વ તરફ હવ્ય, કવ્ય, દૂધ, દહિં અને ઘૃત થાય છે માટે એઓ પુણ્યરૂપ છે. હે સુરાધિપ, ક્ષુધા અને તૃષ્ણાથી પીડા પામેલા પણ જૂદા જૂદા ભારોને ધારણ કરે છે. હે ઇંદ્રિ, નિષ્કપટપણાને ધારણ કરનારી ગાયો કર્મે કરી મુનિયો તથા પ્રજાઓને ધારણ કરે છે, તે પુણ્યકર્મે કરી એઓ સદા આપણી ઉપર વસે છે. હે ઇંદ્રિ, આ રીતે ગાયોનું દેવોની ઉપર નિવાસ કરવાનું કારણ આજ તમને કહ્યું, હે સો યજ્ઞો કરનાર ઇંદ્ર, મારા વરદાન આપવાથી આ ગાયો વરદાનને આપનારીઓ છે, હેસુરશ્રેષ્ઠ, હે બળને મારનાર પુણ્યકર્મવાળી, પાવન, શુભ લક્ષણવાળી ગાયો જે સારૂ પૃથ્વીમાં ગઈ તે સમગ્રપણાએ મારા કહેવાથી સાંભળો. હે દેવ, હે તાત, પૂર્વ યુગમાં મહાત્મા દેવેંદ્રો ત્રણ લોકોને આજ્ઞામાં રાખતા હતા. જ્યારે હે અમરશ્રેષ્ઠ, વિષ્ણુ પુત્ર માટે નિરંતર એક પગે કરી અતિ દુઃખે કરાય તેવાં ઘોર તપને કરનારાં અદિતીના ગર્ભપણાને પામ્યા હતા ત્યારે મોટું તપ કરનારાં તે મહાદેવીને જોઈ હર્ષ પામેલાં, ધર્મમાં પરાયણ, દક્ષનાં પુત્રી, સુરભિ એ નામથી પ્રસિદ્ધ એવાં દેવી દેવ ગંધર્વોએ સેવેલાં, રમણીય, કૈલાસ શિખર ઉપર પરમયોગને પામી એક પગે અગીયાર હજાર વર્ષો સુધી ઉભાં રહ્યાં તેના તપથી સંતાપ પામેલા, ઋષિ અને મહોરગો સહિત એવા દેવો મારી સાથે ત્યાં જઈ તે શુભ દેવીની ઉપાસના કરવા લાગ્યા ત્યાં પછી હે ઇંદ્રિ, મેં તપવાળી તે દેવીને હે નિંદા રહિત દેવિ, શા સારૂ ઘોર તપ કરે છે? હે મહાભાગે, હે શોભને, હું આ તમારાં તપે કરી પ્રસન્ન થયો છું માટે હે દેવિવર, માગહું તમને વરદાન આપીશ એમ કહ્યું. સુરભી બોલી હે લોકના પિતામહ હે ભગવન, મને વરદાનનથી ઘણું કર્યું, હે નિષ્પાપ જે તમે પ્રસન્ન થયા એજ મને વરદાન છે. બ્રહ્મા બોલ્યા–હે ત્રણ દીશાવાળા દેવોના ઈશ્વર આ પ્રમાણે કહેનારાં તે સુરભિ દેવીને મેં જે સામુ કહ્યું તે હે ઈંદ્રાણીના પતિ, હે દેવોના ઇંદ્ર જાણો. હે શુભ મુખવાળિ દેવી, તમારી લોભ વગરની કામના અને તપથી હું પ્રસન્ન થયો છું માટે તમને અમરપણારૂપ વર આ-

પું છું. તમે ત્રણ લોકોની પણ ઉપર વસશો અને મારી પ્રસન્નતાથી તમે વસશો તે ગોલોક એ રીતે વિખ્યાત થશે. હે મહાભાગે, મનુષ્યોમાં તમારાં કર્મને કરનારી શુભ પ્રજા અને તમારી સર્વ પુત્રીઓ તેમાં વસશે. હે શુભેદેવિ, તમે મનથી ધારેલા દિવ્ય અને મનુષ્ય સંબંધી ભોગો તથા જે સુખ છે તે સર્વ તમને પ્રાપ્ત થશે. હે ઇંદ્ર, ત્યાંના લોકો સર્વ કામનાઓથી યુક્ત છે, ત્યાં મૃત્યુ જતો નથી, જરા જતી નથી અને અગ્નિ જતો નથી. હે ઇંદ્ર, ત્યાં દૈવ અને કશું અશુભ નથી. ત્યાં દિવ્ય અરણ્યો છે, દિવ્ય ઘરો છે, હે ઇંદ્ર, ત્યાં ઈચ્છા પ્રમાણે ચાલનારાં સારી યુક્તિવાળાં વિમાનો છે. હે કમળ સરખાં નેત્રવાળા, બ્રહ્મચર્યથી, તપથી, સત્યથી, દમથી, જૂદાં જૂદાં દાનોથી, પુણ્યોથી, તીર્થોનાં સેવનથી, મોટાં તપથી અને સારાં કર્મથી ગોલોક પામી શકાય છે, હે ઇંદ્ર, તમને પૂછવાથી મેં આ સર્વ કહ્યું માટે હે અસુરોને હણનાર, તમારે ગાયોનો પરાભવ કરવો નહિ. ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર, આ સાંભળી ઇંદ્ર હમેશ ગાયોને પૂજવા લાગ્યો અને નિત્ય તેઓને ઘણું માન કરવા લાગ્યો, હે મહાકાંતિવાળા, આ પાવન પરમ પવિત્ર, ઉત્તમ, ગાયોનું માહાત્મ્ય સર્વ તમને કહ્યું, હે પુરૂષોમાં શ્રેષ્ઠ, જે સર્વ પાપને મટાડનારૂં આખ્યાન કહ્યું એને જે સાવધાન થઈ સદા બ્રાહ્મણોને હવ્ય, કવ્ય, યજ્ઞ, અને પિતૃનાં કાર્યોમાં કહે છે તો સર્વ કામનાને આપનારૂં અક્ષય ફળ તેના પિતૃને પોચે છે. ગાયોમાં ભક્તિવાળો માણસ જે જે ઈચ્છે છે તે તે પામે છે. આજે સ્ત્રીયો પણ ગાયોમાં ભક્તિવાળી છે તે કામનાને પામે છે, પુત્રની ઈચ્છાવાળો પુત્રને તથા કન્યાની ઈચ્છાવાળો કન્યાને પામે છે, ધનની ઈચ્છાવાળો ધનને પામે છે અને ધર્મની ઈચ્છાવાળા ધર્મને પામે છે, વિદ્યાની ઈચ્છાવાળો વિદ્યા પામે છે, સુખની ઈચ્છાવાળો સુખ પામે છે અને હે ભારત, ગાયોના ભક્તને કંઈ પણ દુર્લભ નથી.

विद्यार्थीवाप्नुयाद्विद्यांसुखार्थीप्राप्नुयात्सुखम् ॥
नकिञ्चिद्दुर्लभंचैवगवांभक्तस्यभारत ॥ ५२ ॥

इति श्रीम० अ० आ० प० दा० गोलोकवर्णनेत्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥



युधिष्ठिरउवाच ॥ उक्तंपितामहेनेदंगवांदानमनुत्तमम् ॥
॥ विशेषेणनरेन्द्राणामिहधर्ममवेक्षताम् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા કે આ લોકમાં વિશેષે કરી ધર્મને જોનારા રાજાઓ માટે બ્રહ્માએ આ, ગાયોનું દાન કહ્યું છે કારણ કે રાજ્ય છે તે નિરંતર દુઃખરૂપ અને અકુશળ મનવાળા મનુષ્યોએ ધારણ કરી શકાય એવું નથી તેથી ઘણુંકરી રાજાઓની શુભ ગતિ થતી નથી માટે હે કુરૂનંદન, તેમાં પૃથ્વીને આપનારા જરૂર પવિત્ર થાય છે, આ રીતે મેં તમને સર્વ ધર્મો કહ્યા, એમજ પૂર્વે નૃગરાજાએ અને નાચિકેત ઋષિએ દેખાડેલું ગાયોનું દાન તમને કહ્યું, વેદ ને ઉપનિષદ્‌થી જે સર્વ કર્મોમાં દક્ષિણા કહેલી છે તેમાં અને સર્વ યજ્ઞોમાં ભૂમિ, ગાય અને સુવર્ણ કહેલ છે તેમાં સુવર્ણ દક્ષિણા છે એ રીતે ઉત્તમ શ્રુતિ પણ છે. યુધિષ્ઠિર બોલ્યા હે પિતામહ, હું એ યથાર્થ સાંભળવા ઈચ્છુછું કે સુવર્ણ શું છે? કેમ થયું છે? ક્યા કાળમાં થયું છે? શું સ્વરૂપવાળું છે? શું દૈવવાળું છે? શું ફળવાળું છે? શામાટે ઉત્તમ કહેવાય છે? શામાટે વિદ્વાનો સુવર્ણનાં દાનને માને છે? શામાટે તે યજ્ઞનાં કર્મોમાં દક્ષિણા સારૂ વખણાય છે અને શામાટે દક્ષિણા કાજે સુવર્ણ ભૂમિ તથા ગાયથી શ્રેષ્ઠ અને પરમ પાવન છે? હે પિતામહ, તમે કહો. ભીષ્મ બોલ્યા—હે રાજન્, મેં જે બહુ કારણોના વિસ્તારવાળું અનુભવ કરેલું છે તે સુવર્ણની ઉત્પત્તિ સાવધાન થઈ સાંભળો. જ્યારે મહા તેજસ્વી, મારા પિતા શંતનુ મરણ પામ્યા ત્યારે તેનું શ્રાદ્ધ આપવા હું ગંગાદ્વાર ગયો, ત્યાં જઈ હે પુત્ર, મેં પિતાના શ્રાદ્ધ કર્મનો આરંભ કર્યો, એમાં મારી માતા ગંગાએ ત્યારે સહાયતા કરી. તે પછી ત્યાં આગળ સિદ્ધ, ઘણા ઋષિયોને બેસારી મેં જળ આપવા વગેરે કાર્યોનો આરંભ કર્યો. પૂર્વ કર્મમાં સાવધાન એવો હું જે પ્રમાણે કહેલું તે પ્રમાણે તે કર્મ સમાપ્ત કરી જ્યારે મેં યથાયોગ્ય સારી રીતે પિતૃને જળની અંજલી (ખોબો) આપવા માંડી ત્યારે હે રાજન્, તે દર્ભનાં આસનને ભેદી અતિ સુંદર બાહુ બંધવાળો મોટાં આભરણોવાળો બાહુ ઉત્પન્ન થયો, તે ઉત્પન્ન થયેલા બાહુને જોઈ હું ઘણો વિસ્મય પામ્યો અને હે ભરતશ્રેષ્ઠ, આ સાક્ષાત્ મારા પિતા ગ્રહણ કરનાર છે એમ બુદ્ધિ થઈ. પછી હે પ્રભુ, શાસ્ત્રથી વિચાર કરી મનુષ્યે હાથમાં પિંડ આપવો એ વિધિ

વેદોમાં કહેલો નથી એમ મને જ્ઞાન અને બુદ્ધિ થઈ. વળી આ લોકમાં ક્યાંય પિતૃ મનુષ્યના પિંડને સાક્ષાત્ ગ્રહણ કરે છે એમ કહેલું નથી માટે દર્ભો ઉપર પિંડ આપવો એમ ધારી તે વખતે તે હાથના દેખાવનો અનાદર કરી શાસ્ત્રનાં પ્રમાણે કરી સૂક્ષ્મ એવા પિંડના વિધિને સંભારી હે ભરતશ્રેષ્ઠ, તે સર્વ દર્ભ ઉપર આપવા લાગ્યો. હે મનુજશ્રેષ્ઠ તમે પણ તે શાસ્ત્રના માર્ગને અનુસરવાથી જાણો. પછી હે જનાધિપ તે, મારા પિતાનો હાથ અંતર્ધાન થયો. ત્યારપછી હે ભરતશ્રેષ્ઠ, સ્વપ્નના અંતમાં પિતૃઓએ મને દેખાવ દીધો અને પ્રસન્ન થયેલા મને કહેવા લાગ્યા કે હે પાર્થિવ (રાજન્), અમે જેથી તું ધર્મથી મુંઝાતો નથી ને અહિં શાસ્ત્રને પ્રમાણ કરછ, આ તારાં જ્ઞાનથી ખુશિ થયા છીએ. તમે આત્મા, ધર્મ, શાસ્ત્ર, વેદ, ઋષિયો સહિત પિતૃ, સાક્ષાત્ પિતામહ બ્રહ્મા, ગુરૂ અને પ્રજાપતિ એ સર્વને પ્રમાણને પ્રાપ્ત કર્યા પણ ચલિત કર્યા નહિ માટે તેઓ સ્થિતિ પામ્યા છે. હે ભરતશ્રેષ્ઠ તમે આ જે જે આરંભેલું છે તે ઠીક છે પણ ભૂમિ અને ગાયને અર્થે સુવર્ણ આપો, આમ કરવાથી હે ધર્મજ્ઞ, સર્વ અમે અને અમારા પિતામહો પવિત્ર થઈશું; કારણ કે તે ઘણું પવિત્ર કરનારૂં છે. જેઓ સુવર્ણને આપે છે તેઓ દશ પૂર્વજોને તથા દશ બીજા (થનારાઓ) ને તારે છે. આ રીતે મારા પિતૃઓએ કહેલું છે. પછી હે નરોના પતિ રાજન્, વિસ્મય પામેલો હું જાગ્યો અને સુવર્ણનું દાન કરવામાં બુદ્ધિ કરવા લાગ્યો, હે ભરતશ્રેષ્ઠ, હે સમર્થ રાજન્, આ પણ પરશુરામ સંબંધિ, ધન તથા આયુષને દેનારો પ્રાચીન ઈતિહાસ સાંભળો. પૂર્વે જમદગ્નિના પુત્ર પરશુરામે તીવ્ર રોષથી એકવીશ વાર ક્ષત્રિ રહિત પૃથ્વી કરી ત્યારે હે મહારાજ, સકલ પૃથ્વીને જીતી કમળ સરખાં નેત્રવાળા, વીર પરશુરામ બ્રાહ્મણ ક્ષત્રિઓએ પૂજેલો, સર્વ કામનાઓથી યુક્ત, સર્વ પ્રાણિયોને પવિત્ર કરનાર, તેજ તથા કાંતિને વધારનારો અશ્વમેધ યજ્ઞ કરવા લાગ્યા. તે યજ્ઞના ફળે કરી પાપ રહિત થએલા તેજસ્વી તે, જમદગ્નિના પુત્ર રામ આત્માની નિષ્પાપતાને માનતા ન હતા. તે મહાત્મા ભૃગુકુળમાં થયેલા રામે દક્ષિણાવાળા ઉત્તમ યજ્ઞવડે યજન કરી દયા થવાથી શાસ્ત્રસંપન્ન ઋષિ અને દેવતાઓને પૂછ્યું કે હે મહાભાગો, ઉગ્ર કર્મમાં વર્તનારા નરોને જે પરમ પવિત્ર કરનાર હોય તે કહો. આ રીતે કહેવાથી વેદ તથા શાસ્ત્રને જાણનારા તે મહર્ષિયો તેને કહેવા લાગ્યા—હે રામ, વેદ-

દની પ્રમાણુતાનાં જ્ઞાનથી બ્રાહ્મણોનો સત્કાર કરો અને ફરી બ્રહ્મર્ષિઓના સમુદાયને પવિત્ર કરવાપણાની બાબત પૂછો અને મહા બુદ્ધિવાળા તેઓ જે કહે તે આચરણ કરો. પછી મહા તેજસ્વિ પરશુરામે વસિષ્ઠ, દેવર્ષિ, અગસ્ત્ય અને કાશ્યપને તેજ અર્થ પૂછવા માંડયો, કે હે વિપ્રેંદ્રો, હું કેમ, કયા કર્મયોગથી અને કયા દાનથી પવિત્ર થાઉં એવી મારી બુદ્ધિ થઇ છે માટે હે શ્રેષ્ઠ, તપરૂપ ધનવાળા, જો તમારી મારા પ્રત્યે અનુગ્રહ કરનારી બુદ્ધિ હોય તો મને શું પવિત્ર કરનારૂં થાય તે કહો. ઋષિયો બોલ્યા—હે ભૃગુનંદન, હે ભાર્ગવ, અહિં પાપને કરનારો માણસ, ગાય, ભૂમિ અને ધનનું દાન કરવાથી પવિત્ર થાય છે એમ સાંભળ્યું છે. હે વિપ્રર્ષિ, બીજું મોટું પવિત્ર કરનારૂં દાન સાંભળો. અમે અહિં સાંભળ્યું છે કે દિવ્ય, અતિ અદ્ભૂત આકારવાળું, અગ્નિનાં છોકરાંરૂપ, પૂર્વે લોકોને બાળી વીર્યથી થએલું સુવર્ણ એ રીતે વિખ્યાત છે તેને આપવાથી તમે સિદ્ધિ પામશો. તે વખતે વખાણવા યોગ્ય વ્રતવાળા, ભગવાન્ વસિષ્ઠ તેને કહેવા લાગ્યા.—હે રામ, અગ્નિના સરખી કાન્તિવાળું સુવર્ણ જેમ પેદા થયું, જે તમને ફળ આપશે, જે સુવર્ણ અહિં ઉત્તમ કહેવાય છે અને જે જેથી જે રીતે અતિ ગુણવાળું છે તે હે મહાબાહો, મારા કહેવાથી સઘળું જાણો. આ સુવર્ણ અગ્નિ અને સોમરૂપ છે એમ નિશ્ચયથી સમજો. સુવર્ણ અજ, વરૂણ, અગ્નિ, મેષ, સૂર્ય, અને અશ્વરૂપ છે એમ શાસ્ત્ર કહે છે. હાથી, મૃગ, નાગ, પાડા અને અસુરરૂપ છે એમ કહેલું છે. હે ભૃગુનંદન, કુકડા, વરાહ, રાક્ષસ, ઈડા (યજ્ઞપાત્ર), ગાય, પય, સોમ અને ભૂમિરૂપ છે એવી સ્મૃતિ છે. હે વિપ્રર્ષિ, સર્વ જગતને મથન કરી તેજનો સમુહ ઉત્પન્ન થયો અને એઓથી અતિ ઉત્તમ, સુવર્ણ રત્ન થયું. આ કારણથી દેવ, ગંધર્વ, ઉરગ, રાક્ષસ, મનુષ્ય, અને પિશાચો યત્નથી તેને ધારણ કરે છે અને હે ભૃગુકુળમાં ઉત્તમ, સુવર્ણના વિકારરૂપ, જૂદી જૂદી જાતનાં આભૂષણોથી તથા બાજુ બંધોથી યુક્ત મુકુટોવડે ત્યાં અધિક શોભે છે માટે તે સર્વ પવિત્રોથી પરમ પવિત્ર કહેલું છે. અને હે મનુજશ્રેષ્ઠ, તમે પણ તેને ભૂમિ, ગાય, અને રત્નોથી અધિક પવિત્રમાનો, હે સમર્થ, આ લોકમાં પૃથ્વી, ગાય, અને જે બીજું કંઈ આપે એથી ઉત્તમ સુવર્ણનું દાન વિશેષ છે માટે હે દેવના સરખી કાંતિવાળા, અક્ષય અને પાવન એવું સુવર્ણ ઉત્તમ બ્રાહ્મણોને આપો, એજ ઉત્ત પવિત્ર કરનાર છે. સુવર્ણજ સર્વ દક્ષિણાઓમાં કહેલું છે અને જેઓ

સુવર્ણનું દાન કરે છે તેઓ સર્વ આપનારા થાય છે. જેઓ સુવર્ણ આપે છે તેઓ દેવતાઓને આપે છે, કારણ કે અગ્નિ સર્વ દેવતારૂપ છે અને તે (અગ્નિ) રૂપ સુવર્ણ છે માટે સુવર્ણને આપનારો સર્વ દેવતાઓને આપનાર થાય છે. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, આથી ઉત્તમ બીજું જાણેલું નથી. હે સર્વ શસ્ત્રધારિયોમાં ઉત્તમ, હે વિપ્રર્ષિ, ફરીને પણ મારા કહેવાથી સુવર્ણનું માહાત્મ્ય જાણો. હે ભૃગુનંદન, મેં પૂર્વે પુરાણમાં ન્યાય પ્રમાણે તે પ્રજાપતિ કહેતા હતા ત્યારે આ સાંભળ્યું છે કે જે વખતે શ્રેષ્ઠ હિમાલય પર્વતમાં મહાત્મા, શૂલ જેના હાથમાં છે એવા ભગવાન્ રૂદ્રનો દેવી પાર્વતી સાથે વિવાહ પૂરો થયો તે વખતે હે ભૃગુકુળને ધારણ કરનારા રામ, દેવી પાર્વતીની સાથે મહાત્મા, ભગવાન્ શંકરના સમાગમ વિષે ઉદ્વેગ પામી સર્વ દેવતાઓ રૂદ્ર પાસે ગયા અને હે ભૃગુકુળને ધારણ કરનાર, તેઓ સર્વ બેઠેલા મહાદેવ, તથા વરને આપનારાં દેવી પાર્વતીને મસ્તક નમાવી પ્રસન્ન કરી રૂદ્રને કહેવા લાગ્યા કે હે અનઘ, આ અતિ તેજસ્વિ અને તપસ્વિ એવા આપનો તપસ્વિ તથા તેજસ્વિ એવાં દેવીની સાથે સમાગમ છે. હે દેવ, તમે સફળ તેજવાળા છો તેમ આ પાર્વતી પણ તેવાંજ છે માટે હે વિભો, હે દેવ, તમારૂં છોકરૂં બળવાન થશે અને તે ત્રણ લોકોમાં કંઈ શેષ નહિ રાખે તેથી હે મોટાં નેત્રવાળા, લોકેશ, તમે આ, નમેલા દેવતાઓને ત્રણ લોકનાં હિતની ઈચ્છાથી વર આપો અને હે વિભો, છોકરાં અર્થે પરમ તેજ નિયમમાં રાખો, નહિતો ત્રણ લોકના સારરૂપ તમે બે લોકને સંતાપશો તથા તમારા બેનું છોકરૂં જરૂર દેવોનો પરાભવ કરશે. હે વિભો, આ તમારાં તેજને, દેવીપૃથ્વી, આકાશ, સ્વર્ગ, અને સમસ્ત લોકો ધારણ કરવા સમર્થ નથી, આવી મારી બુદ્ધિ છે. વળી તેજની મહત્તાથી સર્વ આ જગત્ દાહ પામે છે માટે હે ભગવન્, હે પ્રભો, અમારી ઉપર પ્રસન્નતા કરવા યોગ્ય છો. હે સુર શ્રેષ્ઠ, તમારાથી દેવી પાર્વતી વિષે પુત્ર ન થાય માટે ધૈર્યથી પ્રકાશ પામેલાં તેજ (વીર્ય) ને નિયમમાં રાખો. આં રીતે જ્યારે તેઓ બોલ્યા ત્યારે હે વિપ્રર્ષિ, ભગવાન્ શંકરે 'એમ થશે' એ પ્રમાણે તે દેવો પ્રત્યે કહ્યું અને આ રીતે ફડી પોઠિઆનું જેને વાહન છે એવા શંકરે વીર્યને ઉંચુ પ્રાપ્ત કર્યું તથા તે દિવસથી માંડી તે ઉર્ધ્વરેતા (ઉંચા વીર્યવાળા) થયા. જ્યારે દેવોએ પ્રજાનો નાશ કર્યો ત્યારે ક્રોધ પામેલાં પાર્વતી ત્યાં સ્ત્રીના ભાવથી કઠિન વચન દેવોને કહેવા લાગ્યાં—હે સુરો,

જેથી તમે છોકરાંની કામનાવાળા મારા ભરથારને નિવૃત્ત કર્યા તેથી તમે સર્વ છોકરાંઓ રહિત થશો. હે આકાશમાં ગતિ કરનારાઓ, આજે તમોએ જે માટે મારી પ્રજાનો ઉચ્છેદ કર્યો તે માટે સર્વ તમોને પ્રજા થશે નહિ. આ રીતે શાપ આપ્યો. એ શાપને વખતે હે ભૃગુદ્વહ, અગ્નિ ત્યાં ન હતા તેથી બીજા દેવો દેવીના તેવા શાપથી છોકરાંરહિત થયા. જો કે શંકરે તે નિરૂપમ તેજ ધારણ તો કર્યું પણ તે વખતે તેથી કંઈક તે (તેજ) પૃથ્વી ઉપર પડ્યું અને તેજ વખતે અગ્નિમાં પડી અદ્દભુત ઉપમાવાળું તેજ વધવા લાગ્યું તથા તે, અગ્નિમાં મળેલું આત્મયોનિપણાને પામ્યું. એજ સમયમાં તારક નામે અસુર હતો તેણે ઇંદ્રિ વગેરે દેવોને અતિ સંતાપ્યા અને દૈત્યનાં પરાક્રમથી આદિત્ય, વસુ, રૂદ્ર, મરૂત્, અશ્વિનીકુમાર, અને સાધ્ય આ સર્વ દેવો ઘણો ત્રાસ પામ્યા. તેમજ અસુરોએ દેવતાઓનાં સ્થાન, વિમાન, નગરો અને ઋષિયોના આશ્રમો હરી લીધા ત્યારે દીનમનવાળા, જે દેવતા અને ઋષિયો હતા તેઓ સર્વ, જરાથીરહિત, સમર્થ, દેવ એવા બ્રહ્માને શરણ ગયા.

तेदीनमनसःसर्वेदेवताऋषयश्चये ॥
प्रजग्मुःशरणंदेवंब्रह्माणमजरंविभुम् ॥ ८२ ॥

इति श्रीम० अ० आ० प० दा० सुवर्णोत्पत्तिर्नामचतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

---

देवाऊचुः ॥ असुरस्तारकोनामत्वयादत्तवरःप्रभो ॥
॥ सुरानृषींश्चक्लिश्नातिवधस्तस्यविधीयताम् ॥ १ ॥

દેવતાઓ બોલ્યા—હે પ્રભો, આપે જેને વરદાન આપેલું છે એવો તારક નામે અસુર, સુર અને ઋષિયોને ક્લેશ પમાડે છે માટે તેનો વધ કરો. હે દેવ પિતામહ, તેનાથી અમને ભય ઉત્પન્ન થયું છે તેથી અમારી રક્ષા કરો, કેમકે અમારી બીજી ગતિ નથી. બ્રહ્મા બોલ્યા કે સર્વ પ્રાણિયોનામાં સમાન છું તોપણ અહિં અધર્મને પ્રસન્ન કરતો નથી માટે જલદી સુર અને ઋષિયોના સમુદાયને બાધ કરનારા તારકને હણો. હે સુરશ્રેષ્ઠો, મેં અહિં પ્રથમજ કહેલું છે કે વેદ તથા ધર્મો નાશ નહિ પામે માટે તમારી ચિંતા ક્ષય પામો. દેવતાઓ બોલ્યા—ભગવાન્ એવા આપથી વરદાન પા

મત્તાથી બળેકરી ગર્વવાન્ થયેલો જે દૈત્ય, દેવતાઓએ હણી શકાતો નથી તે કેમ શાંતિ પામે! હે પિતામહ, હું દેવ, અસુર, અને રાક્ષસોને હણવા યોગ્ય ન થાઉં, આ રીતે તેણે તમારાથી વરદાન લીધેલું છે. વળી હે જગત્પતે, પૂર્વે પાર્વતીની પ્રજાનો નાશ કરવાથી તેણે સર્વ દેવોને શાપ આપ્યો છે કે તમને છોકરું થશે નહિં. બ્રહ્મા બોલ્યા–હે સુરશ્રેષ્ઠો, ત્યાં શાપ વખતે અગ્નિ ન હતો તેથી તે દેવોના દ્વેષિઓના વધ માટે છોકરું ઉત્પન્ન કરશે અને તે સર્વ દેવ, દાનવ, રાક્ષસ, મનુષ્ય, ગાંધર્વ, નાગ તથા પક્ષિયોને ઉલ્લંઘન કરી જેથી તમને ભય પેદા થયું છે તેને અને જે બીજાઓ દેવના શત્રુ છે તેઓને શક્તિએ કરી સફળ ગતિવાળાં અસ્ત્રવડે હણશે. જે તમારા ઈચ્છેલા સંકલ્પરૂપ કહેવાય છે તે અગ્નિમાં રૂદ્રનું જે તેજ (વીર્ય) પડેલું છે તે મોટા તેજને અગ્નિ જેમ બીજો ઉત્પન્ન થયેલો અગ્નિ હોય તેમ દેવના શત્રુઓના વધ માટે ગંગા વિષે જન્મ આપશે. હે દેવો, જ્યારે શાપ આપ્યો ત્યારે અગ્નિ નાશી ગયેલો હતો તેથી તે, તે શાપને પામ્યો નથી માટે અગ્નિનો પુત્ર તમારાં ભયને હરનારો જન્મશે, હમણાં તમે અગ્નિને ખોળો અને જે આજ્ઞા કરવી હોય તે કરો. હે પાપ રહિત દેવો, મેં તારકાસુરના વધનો ઉપાય કહ્યો. વળી તેજસ્વિયોના શાપો તેજસ્વિયોમાં સમર્થ થતા નથી. જેમ બળો અતિ બળને પામી દુર્બળ થાય છે તેથી ન હણાય એવા તપસ્વિ અને વરને આપનારાઓને પણ હણી શકાય છે. આથી તમારી કામનારૂપ, અતિ સનાતન, જગતનો પતિ, નિર્દેશન કરી શકાય એવો, સર્વ ઠેકાણે જનારો, સર્વ ભાવનાઓવાળો, સર્વ પ્રાણિયોનાં હૃદયમાં રહેનાર, જ્યેષ્ઠ અને રૂદ્રથી પણ સમર્થ એવો અગ્નિ તમારા સંકલ્પ માટે પ્રીતિવાળો થાઓ અને તમે જલદી તેજના પુંજરૂપ અગ્નિને શોધો, તે તમારા મનમાં રહેલા મનોરથને સિદ્ધ કરશે. આ મહાત્મા બ્રહ્માનું વાક્ય સાંભળ્યા પછી સિદ્ધ થયેલ સંકલ્પવાળા દેવો અગ્નિને શોધવા ગયા, અને અગ્નિનાં દર્શનને ઈચ્છનારા, તેમાં જેઓનું મન ગયેલું છે એવા સર્વ ઋષિયો દેવતાઓ સાથે ત્રણ લોક પ્રત્યે શોધ કરવા લાગ્યા. હે ભૃગુકુળમાં ઉત્તમ, શ્રીમાન્, પરમ તપથી યુક્ત, લોકોમાં પ્રખ્યાત અને સિદ્ધ એવા તેઓ સર્વ જૂદા જૂદા લોકોમાં ફરવા લાગ્યા પણ નાસી ગયેલા અને જળમાં સંતાએલા અગ્નિને પામ્યા નહિ, ત્યારે જળમાં ફરનારો અગ્નિનાં તેજથી તપેલ, ગ્લાનિયુક્ત મનવાળો અને રસાતલની તળેથી ઉપર આવેલો દેડકો હે પ્રભો,

ભય થવાથી અગ્નિનાં દર્શનની અતિ ઈચ્છાવાળા દેવતાઓને કહેવા લાગ્યો— હે દેવો, અગ્નિ રસાતળના તળાવમાં વસે છે, હું અગ્નિથી થયેલા સંતાપને લીધે અહિં આવ્યો છું, હે દેવો, ભગવાન્ અગ્નિ જળને તેજ યુક્તકરી જળમાં સુતેલો છે તેથી અમે સંતાપ પામેલા છીએ માટે જો તે અગ્નિનું દર્શન તમને પ્રિય હોય અને જો અગ્નિથી તમારે કામ હોય તો તમે ત્યાંજ જાઓ. હે સુરો, અમે પણ અગ્નિનાં ભયથી જઈએ છીયે, એટલું કહી ત્વરાવાળો દેડકો જળ પ્રત્યે પેઠો. આ રીતે દેડકાની ચાડીને અગ્નિએ જાણી અને તે પાસે આવી તું રસોને જાણીશ નહિ એમ શાપ આપ્યો. આમ તે દેડકાને શાપથી યુક્ત કરી વિભુ એવો અગ્નિ ઝટ બીજે વાસ સારૂ ગયો પણ આત્માને દર્શાવ્યો નહિ. હે મહા બાહુવાળા, હે ભૃગુકુળમાં ઉત્તમ, દેવતાઓએ દેડકાઓ ઉપર જે અનુગ્રહ કર્યો તે સઘળું મારા કહેવાથી સાંભળો. દેવતાઓ બોલ્યા કે અગ્નિના શાપથી જીભરહિત અને રસનાં જ્ઞાન, થી બહાર કરેલ એવા પણ તમે બહુ પ્રકારની વાણી બોલશો. વળી પૃથ્વી રાફડાના વાસને પામેલા, આહારરહિત, ચેતનારહિત, પ્રાણરહિત અને સુકાઈ ગએલા એવા પણ તમોને તારશે. તેમ ઘાટા અંધકારવાળી રાત્રિમાં પણ તમે સારી રીતે ફરી શકશો. આ રીતે તેઓને કહ્યા પછી ફરીને પણ આ પૃથ્વીપ્રત્યે અગ્નિ સારૂ ચોતરફ ફરવા લાગ્યા પણ અગ્નિને પામ્યા નહિ. એ પછી હે ભૃગુદ્વહ, ઇંદ્રના હાથિની ઉપમા અપાય એવા કોઈ હાથિએ તે દેવતાઓને કહ્યું કે અગ્નિ પિપળામાં રહેલો છે. તે વખતે હે ભૃગુદ્વહ, ક્રોધ વધવાથી અગ્નિએ સર્વ હાથિયોને શાપ આપ્યો કે તમારી જીભ અવળી થશે. આ રીતે કહી હાથીએ સૂચવેલો અગ્નિ પિપળાથી નિકળ્યો ને વન્હિ સૂવાની ઈચ્છાથી શમીના ગર્ભ પ્રત્યે પેઠો. હે ભૃગુકુળમાં શ્રેષ્ઠ પ્રભુ સત્ય પરાક્રમવાળા દેવતાઓએ પ્રીતિથી હાથિયોની ઉપર જે અનુગ્રહ કર્યો તે સાંભળો. દેવતાઓ બોલ્યા કે તમે અવળી જીભે પણ સર્વ આહાર કરશો અને ઉંચે સ્વરે અસ્પષ્ટ અક્ષરોવાળી વાણી બોલશો.

આ પ્રમાણે કહીને દેવો પાછા પણ અગ્નિને અનુસરવા લાગ્યા, જે અગ્નિ પિપળામાંથી નિકળી શમીના ગર્ભમાં પેઠો હતો તે પોપટે કહ્યો અને હે વિપ્ર, દેવતાઓ તે તરફ દોડ્યા, તે ટાણે અગ્નિએ પોપટને શાપ આપ્યો કે તું વાણી રહિત થઈશ. વળી અગ્નિએ તેની જીભને પણ અવળી કરી. પછી દેવતાઓ અગ્નિને જોઈ પોપટ પ્રત્યે દયાવાળા તેને આ

રીતે કહેવા લાગ્યા કે તું પોપટપણામાં અત્યંત નાશ પામેલ વાણી વાળો થઈશ નહી. અને તારી વિપરીત જીભ છતાં વચન બાળની પેઠે મનોહર, અતિ વૃદ્ધની પેઠે અસ્પષ્ટ, અદ્‌ભુત તથા ગમે એવું થશે. આ રીતે તેને કહી દેવતાઓએ શમીના ગર્ભમાં અગ્નિને જોઈ તેનેજ સર્વ ક્રિયાઓમાં પુણ્યરૂપ સ્થાન કર્યું, તે દિવસથી માંડી શમીના ગર્ભમાં અગ્નિ દેખાય છે. તેમ અગ્નિને ઉત્પન્ન કરવામાં શમીને ઉપાયરૂપ જાણવા લાગ્યા છે, હે ભાર્ગવ, રસાતલમાં અગ્નિએ જે જળનો સ્પર્શ કર્યો હતો, અગ્નિના સુવાથી તેનાં તેજે કરી જે જળ તપેલું હતું તે જળ પર્વતોના ઝરાઓવડે ઉષ્ણતાને મૂકે છે. એ પછી અગ્નિએ જ્યારે દેવતાઓને જોયા ત્યારે તે વ્યથા પામ્યો અને તેઓને આવવાનું કારણ શું છે? એમ પૂછવા લાગ્યો. સર્વે દેવો તથા મોટા ઋષિઓ તેને કહેવા લાગ્યા કે એક કામમાં તમને જોડવા છે તે તમે કરવા યોગ્ય છો. તે કામ કરવાથી તમને પણ અતિ મોટો ગુણ થશે. અગ્નિ બોલ્યો—હે સુરો, જે તમારૂં કામ હોય તે કહો, હું કરીશ. હું તમારો તો દાસ છું માટે તમારે અહિં (હું વિષે) વિચાર કરવાનો નથી. દેવતાઓ બોલ્યા કે બ્રહ્માના વરદાનથી છકેલો, તારક નામે અસુર અમને પરાક્રમથી બહુ પીડે છે માટે તેનો વધ કરો. હે તાત, પાવક આ, દેવસમૂહો, પ્રજાપતિયોના સમૂહો અને ઋષિયોની રક્ષા કરો. હે મહાભાગ, હે પ્રભો, હવ્ય વાહન, તેજ યુક્ત અને અતિ વીર છોકરાંનેજ જન્મ આપો કે જે તે અસુરથી થએલા અમારા ભયને મટાડે. હે પ્રભો, મહાદેવનાં સ્ત્રીએ અમને શાપ આપ્યો છે માટે તમારા વીર્ય વગર બીજું અમારૂં આશ્રયસ્થાન નથી, તેથી તમે અમને ઉગારો આ પ્રમાણે કહેવાથી તે ભગવાન્ દુઃખે પરાભવ પામે એવો અગ્નિ 'ઠીક' એમ કહી ભાગીરથી ગંગાપ્રત્યે ગયો અને તેની સાથે મિશ્ર થયો, તે વખતે એથી ગર્ભ ધારણ કર્યો. તે ગર્ભ જે રીતે ખડમાં અગ્નિ વધે તે રીતે તે ટાણે વધવા માંડ્યો. તે દેવરૂપ ગર્ભના તેજેકરી વિહ્‌વળ બુદ્ધિવાળાં ગંગા સંતાપ પામ્યાં અને તે તીવ્ર તેજ સહન કરવા શક્તિમાન્ થયાં નહિ, જ્યારે અગ્નિએકરી તેજયુક્ત ગર્ભ ગંગામાં પ્રાપ્ત થયો ત્યારે કોઈ અસુરે ભયંકર નાદ કર્યો. બુદ્ધિમાન્ આવેલા તે મોટા નાદથી ભય પામેલાં, ભ્રમિત નેત્રવાળાં ચડી ગયેલા ડોળાવાળાં ગંગા સંજ્ઞારહિત થઈ ગર્ભને તથા આત્માને ધારણ કરવા શક્તિમાન્ રહ્યાં નહિ. હે વિપ્ર, તે વખતે તેજથી વ્યાપ્ત અંગવાળાં,

કંપતાં હોય તેમ ગર્ભના બળેકરી ધ્રુજતાં એવાં તે ગંગા અગ્નિને કહેવા લાગ્યાં-હે ભગવન્, તમારાં આ તેજને ધારણ કરવામાં હું શક્ત નથી. આણે મને મૂઢ કરેલી છે અને પૂર્વે જેવી મારી સ્વસ્થતા હતી તેવી હાલ નથી. હે ભગવન્, હે અઘ (પાપ વા દુઃખ] રહિત, હું વિહ્વળ થઈ છું, મારૂ ચેતન નષ્ટ થયું છે, અને હું આ ગર્ભને ધારણ કરવામાં શક્ત નથી માટે હે તપતાંવર, હું આને દુઃખથી તજીશ પણ કોઈ રીતે ઈચ્છાથી તજીશ નહિ. હે દેવ, વિભાવસો મને તેજનો સ્પર્શ નથી અને હે મહાઘુતે, જે અતિ સૂક્ષ્મ પણ સંબંધ છે તે આપત્તિને અર્થે છે, માટે હે હુતાશન, જે અહિં ગુણવાળું (સારૂં) અથવા તેથી બીજું ગુણ વગરનું (નઠારૂં) હોય તે, અને ધર્મ તથા અધર્મ હું તમારામાંજ માનું છું. ત્યારે અગ્નિએ તેને કહ્યું કે 'ધારણ કરો ધારણ કરો' મારાં તેજથી યુક્ત ગર્ભ મોટા ગુણવાળાં ફળને ઉત્પન્ન કરનાર થશે. વળી તમે સકળ પૃથ્વીને વહન કરવા ને ધારણ કરવા સમર્થ છો. તમારા ધારણ કરવા સિવાય કંઈ બીજાથી ન મળી શકે તેવું નથી. આ રીતે વન્હિએ તથા દેવોએ વાર્યા તોપણ નદીઓમાં ઉત્તમ એવાં ગંગાએ તે વખતે તે ગર્ભને પર્વતોમાં ઉત્તમ એવા મેરૂ ઉપર નાંખ્યો. હે ભૃગુદ્વહ, ધારણ કરવામાં સમર્થ એવાં પણ ગંગા રૂદ્રના તેજથી પરાભવ પામેલાં તે ટાણે બળે કરી તે ગર્ભને ધારણ કરવા સમર્થ ન થયાં અને તે (ગંગા) દુઃખથી અગ્નિના સરખી કાંતિવાળા તે ગર્ભને તજી તેને દર્શાવવા લાગ્યાં, ત્યારે અગ્નિએ નદીયોમાં શ્રેષ્ઠ એવાં ગંગાને પૂછ્યું હે દેવિ, કેમ ! ગર્ભ સુખે કરી ઉદય પામનાર છે, કેવા વર્ણવાળો છે, કેવા રૂપવાળો દેખાય છે અને કેવા તેજથી યુક્ત છે એ સર્વ મને કહો. ગંગા બોલ્યાં-હે અનઘ, તે ગર્ભનું તેજ ઉત્પન્ન થયેલું છે, તેજવડે તમારા જેવો છે, સારા વર્ણવાળો છે, મળ રહિત, પ્રકાશવાન્ અને પર્વતને શોભાવનાર છે. હે તપનારાઓમાં ઉત્તમ, તે કમળ તથા નીલકમળોથી મિશ્ર, પાણીના ધુન્નાઓની તુલ્ય શીતળ છે અને એનો ગંધ કદંબોના ગંધની બરોબર છે. જેમ સૂર્યનાં કિરણોએ સ્પર્શિત દ્રવ્ય થાય તેમ તે ગર્ભના તેજવડે પૃથ્વીમાં અને પર્વતોમાં જે દ્રવ્ય સ્પર્શ પામ્યું તે સર્વ (દ્રવ્ય) ચોતરફ સુવર્ણરૂપ થયેલું દેખાયું. સચરાચર ત્રણ લોકને તેજવડે દીપાવનાર, તે પર્વતો, નદીઓ અને ઝરણાંઓ તરફ દોડતા હતા. હે હવ્યવાહન, આવાં રૂપવાળો, કાંતિવડે સૂર્ય અને વૈશ્વાનર (અગ્નિ)ની બરોબર જાણે બીજો

ચંદ્ર હોય તેવો તે ભગવાન્ તમારો પુત્ર છે. આ પ્રમાણે કહી તે દેવી ત્યાંજ અંતર્ધાન પામ્યાં અને હે ભાર્ગવનંદન, તેજસ્વી અગ્નિ પણ દેવોનું કાર્ય કરી તે વખતે પોતાના પ્રિય દેશપ્રત્યે ગયો. લોકોમાં ઋષિ અને વિબુધો (દેવ અથવા પંડિતો) આ, કર્મના ગુણોએકરી અગ્નિનું હિરણ્યરેતા એ નામ કહે છે તથા તે દિવસથી દેવી પૃથ્વી, વસુમતી એ રીતે પ્રસિદ્ધ થઈ છે. ગંગા અને અગ્નિથી થયેલો, મહા તેજસ્વી, અદ્ભુત દર્શનવાળો, તે ગર્ભ તો દિવ્ય, શરવણ (કાંસડાઓના વન)ને પામી વધવા લાગ્યો. તે, બાળસૂર્ય સરખી કાંતિવાળા પુત્રને કૃત્તિકાઓએ જોયો ત્યારે તેઓ તે બાળકને સ્તનનાં પય પાડવાથી પોષણ કરવા લાગી, ત્યારથી પરમ કાંતિવાળો કાર્તિકેયપણાને (કૃત્તિકાના પુત્રપણાને) પામ્યો. પર્વત ઉપર પડવાથી સ્કંદપણાને પામ્યો અને ગુફામાં વાસ કરવાથી ગુહ ગુહ નામવાળો થયો. આ રીતે અગ્નિનાં છોકરાંરૂપ સુવર્ણ ઉત્પન્ન થયું. તેમાં જાંબુનંદ (આ નામનું) સુવર્ણ શ્રેષ્ઠ તથા દેવોને પણ શોભાવનાર છે. તે દિવસથી આરંભી એ સુવર્ણ જાતરૂપ રત્નોમાં ઉત્તમ રત્ન અને ભૂષણોમાં ઉત્તમ કહેલું છે. જે સુવર્ણ છે તે પવિત્રોમાં પવિત્ર, મંગલોનું પણ મંગલ અને પ્રજાપતિ, ઈશ્વર ભગવાન્ અગ્નિરૂપ કહેલું છે. હે દ્વિજશ્રેષ્ઠો, વળી સુવર્ણ પવિત્રોના મધ્યમાં પવિત્ર, જાતરૂપ (આ નામવાળું) અને અગ્નિ તથા સોમરૂપ કહેલું છે. વસિષ્ઠ બોલ્યા—હે પરશુરામ, મેં પણ પૂર્વે પિતામહ, પરમાત્મા બ્રહ્માનું બ્રહ્મના જ્ઞાનવાળું વૃત્તાંત છે એ સાંભળ્યું છે. હે પ્રભો, હેતાત, પરશુરામ વરુણ સંબંધિ યજ્ઞમાં જ્યારે મોટા દેવ, ઈશ્વર એવા રુદ્ર વરુણના શરીરને ધારણ કરતા હતા ત્યારે અગ્નિ વગેરે સર્વ દેવતાઓ, મુનિઓ, સર્વયજ્ઞોનાં અંગો, મૂર્તિમાન્ વષટ્કાર, મૂર્તિવાળાં સામ, હજારો યજુષ્પદ, ક્રમથી શોભેલો ઋગ્વેદ, લક્ષણો, સ્વરો, સ્તોભ, નિરૂક્ત, સુરપંક્તિઓ ત્યાં આવ્યા. ઓંકાર આવી નેત્રમાં વસ્યો. તેમજ દયા, નિગ્રહ, ઉપનિષદો સહિત વેદ, વિદ્યા અને સાવિત્રી આવ્યાં. ભગવાન્ શિવે ભૂત, ભવ્ય અને ભવિષ્ય કાળને ધારણ કર્યો. હે પ્રભો, તે વખતે પિનાકને ધારણ કરનારા શિવે પોતે આત્માવડે આત્માનો હોમ કર્યો અને બહુરૂપેકરી યજ્ઞને શોભાવ્યો; કારણ કે એજ સ્વર્ગ, આકાશ, પૃથ્વી, નભ તથા પૃથ્વીનાપતિરૂપ છે, એજ શ્રીમાન્, અગ્નિ તથા સર્વ વિદ્યાઓના ઈશ્વર છે. એજ સર્વ પ્રાણિઓના પતિ, દેવ, ભગવાન્ શિવ, બ્રહ્મા,

શિવ, રુદ્ર, વરૂણ, અગ્નિ અને પ્રજાપતિ કહેવાય છે. હે ભૃગુકુલોદ્ભવ, તે સમયે તે પશુપતિ (શંકર) યજ્ઞ કરતા હતા તેમાં તપ, યજ્ઞો, દીપ્તવ્રતવાળી દેવી, દીક્ષા, દિશાઓના પતિયો સહિત દિશાઓ, દેવોની પત્નીઓ, દેવોની કન્યાઓ, અને માતાઓ મળીને આવ્યાં. પ્રીતિવાળાં તેઓને જોઈ વરૂણરૂપ સ્વયંભુ મહાત્મા શંકરનું વીર્ય પૃથ્વીપર પડ્યું, તે વીર્યના કણોને રજ સહિત પૃથ્વીથી લઈ પૂષાએ હાથે કરી તેજ અગ્નિમાં ફેંક્યા. પછી પ્રકાશિત અગ્નિવાળા તે પ્રવૃત્ત થયેલા યજ્ઞમાં બ્રહ્મા હોમતા હતા ત્યારે ચરમ ધાતુ થઈ. હે ભૃગુનંદન, તેણે ખરતાં વેંત તે વીર્યને સુવ પાત્રમાં લઈ મંત્રથી ધૃતની પેઠે હોમ્યું. પછી તે વીર્યવાન્ પ્રભુએ પ્રાણિયોના સમૂહને ઉત્પન્ન કર્યો, તેનાં તે તેજથી લોકોમાં તૈજસ એટલે પ્રવૃત્તિ પ્રધાન જંગમ ઉત્પન્ન થયું. તમો ગુણના અંશથી તમો ગુણના ભાવો (સ્થાવર) ઉત્પન્ન થયા તથા તે બે રૂપ (તે બેના ભાવોમાં રેહેનાર) વ્યાપી સત્વ ગુણ થયો. તે ગુણ તેજરૂપ બુદ્ધિનો નિત્ય છે અને તે બુદ્ધિનું આકાશ વગેરે સર્વ સ્વરૂપ છે. માટે સર્વ પ્રાણિયોમાં સત્વગુણ ઉત્તમ તેજરૂપ છે. હે પ્રભો, જ્યારે તે અગ્નિમાં વીર્ય હોમાયું ત્યારે પોતપોતાના સ્વભાવિક ગુણો ને શરીરથી યુક્ત ત્રણ પુરૂષો પ્રકટ થયા. જ્વાળારૂપજ પ્રથમ થયા તે ભૃગુ, અંગારાઓથી થયા તે અંગિરા અને અંગારાના આશ્રયરૂપ નીર્ધૂમ જ્વાળાથી થયા તે કવિ. જે જ્વાળાની સાથે ઉત્પન્ન થયા તે ભૃગુ કહેલા છે. કિરણોથી મરીચિ થયા અને મરીચિના કશ્યપ થયા. હે તાત, અંગારાઓથી અંગિરા તથા દર્ભોના સમૂહથી વાલખિલ્ય ઋષિયો થયા. હે વિભો, એ દર્ભોમાંજ જે ઉત્પન્ન થયા તેને લોકો અત્રિ કહે છે. ભસ્મોના ઢગલાઓમાંથી બ્રહ્મર્ષિગણોએ માનેલા તપ તથા શાસ્ત્રના ગુણોને ઇચ્છનારા વૈખાનસ નામના ઋષિયો ઉત્પન્ન થયા. એનાં આંસુઓથી રૂપવાન્ બે અશ્વિનીકુમારો થયા. તેની ઇન્દ્રિયોથી શેષ રહેલા પ્રજાપતિયો જન્મ્યા. રૂવાડાંઓનાં છિદ્રોથી ઋષિયો થયા. પરશેવાથી વેદ અને વીર્યથી મન થયું. આ કારણથી વેદની પ્રમાણતાના જ્ઞાનેકરી શાસ્ત્ર સંપન્ન ઋષિયો અગ્નિ સર્વ દેવતાઓરૂપ છે એમ કહે છે. જે લાકડાંઓ અને ગુંદ, ને પક્ષની સંજ્ઞાવાળા માસ, દિવસ રાત્રિ અને મુહૂર્તરૂપ કહેલા છે. જે પિત્તરૂપ દારૂણ તેજ તે રૂદ્રનું રૂધિર એમ કહેવાય છે અને એથી કનક થયેલું કહેલું છે તે મૈત્ર એ રીતે જાણવું. ધૂમથી વસુઓ થએ-

લા કહેલા છે. જે જ્વાળાઓ તે રૂદ્ર અને મહા કાંતિવાળા આદિત્યરૂપ કહેલી છે, જે અંગારાઓ તે સ્વર્ગનાં સ્થાનોમાં રહેલા ગ્રહ અને તારાઓરૂપ કહેલા છે. આ રીતે લોકના આદિ કર્ત્તા તે સર્વ કામનાઓને આપનાર પરબ્રહ્મરૂપ છે, આ પ્રમાણે તેનું રહસ્ય કહ્યું. પછી વરૂણ અને પવનરૂપ મહાદેવ બોલ્યા કે હે આકાશમાં ગતિ કરનારાઓ, આ મારો દિવ્ય યજ્ઞ છે અને હું અહિં ગૃહપતિ છું માટે પ્રથમ થએલાં ત્રણ છોકરાં મારાં છે, એમાં સંશય નથી તથા તે મારા યજ્ઞનું ફળ છે એમ જાણો. અગ્નિ બોલ્યો—મારા અંગોથી ઉત્પન્ન થએલ અને મારો આશ્રય કરનાર તે છોકરાંઓ મારાંજ છે. વરૂણ તો પરવશ આત્માવાળો છે. એ પછી લોકોના ગુરૂ તથા લોકોના પિતામહ બ્રહ્મા બોલ્યા કે મારાંજ તે છોકરાંઓ છે; કારણ કે મારૂં તે વીર્ય હોમેલું છે. હું યાગ અને હોતા ( હોમનારો ) છું. જો વીર્ય કારણ માનેલ હોય તો જેનું બીજ તેનું ફળ હોવું જોઈએ, તે વખતે બ્રહ્માની પાસે આવી સર્વ દેવોના સમૂહો મસ્તકવડે વંદન કરી બે હાથ જોડી બોલ્યા—હે ભગવન્, અમે સર્વ સચરાચર જગત્ સર્વ તમારાંજ સંતાનરૂપ છીએ, માટે વિભાવસુ એવો અગ્નિ, વરૂણ અને દેવ એવા ઈશ્વરે ધારેલી ઈચ્છાને પામો. બ્રહ્માની આજ્ઞાથી જળના પતિ વરૂણે પ્રથમ છોકરાંરૂપ, સૂર્યના સરખાં તેજવાળા ભૃગુને લીધા. ઈશ્વરે અંગિરાને અગ્નિના છોકરાં અર્થે કલ્પ્યા અને તત્વને જાણનારા બ્રહ્માએ કવિરૂપ છોકરાને ગ્રહણ કર્યો તે દિવસથી જન્મનાં કર્મને કરનાર તે ભૃગુ વરૂણના પુત્ર એમ પ્રસિદ્ધ થયા. શ્રીમાન્ અંગિરા અગ્નિના પુત્ર એમ પ્રસિદ્ધ થયા અને મહા યશવાળા કવિ બ્રહ્માના પુત્ર એમ ખ્યાતિ પામ્યા. લોકમાં ભૃગુ ને અંગિરા લોકોના સંતાનનાં લક્ષણવાળા છે અને એ ત્રણ પ્રજાઓના સર્વ જન્મરૂપ છે માટે તમે તેઓનો આ સર્વ વિસ્તાર સમજો. ભૃગુને પુત્રો સાત થયા તે સર્વ ગુણોએ ભૃગુની તુલ્ય હતા. ચ્યવન, વજ્ર, શીર્ષ, શુચી, ઔર્વ, અતિ પૂજ્ય શુક્ર, વિભુ અને સવન, આ રીતે સાત થયા. તેઓ સર્વ ભાર્ગવ ( ભૃગુના વંશજ) તથા વારૂણ (વરૂણના કુળમાં થએલા) કહેવાયા. જેઓના વંશમાં તમે પણ છો. આઠ અંગિરાને પુત્ર થયા તે પણ વારૂણ કહેલા છે. બૃહસ્પતિ, ઉતથ્ય, પયસ્ય, શાંતિ, ઘોર, વિરૂપ, સંવર્ત્ત, અને આઠમો સુધન્વા કહેલો છે. આ આઠ વન્હિજ (અગ્નિથી થએલા) સર્વ જ્ઞાનનિષ્ઠ અને રોગ રહિત કહેલા છે. બ્રહ્માના છોકરા કવિના પુત્રો જે થયા તેઓ પણ બ્રહ્માએ પોતાના ભા-

ગરૂપ કવિ વરૂણને અર્પણ કર્યો તેથી વારૂણ કહેલા છે. એ આઠ ઉત્પત્તિના ગુણો (સ્વભાવિક ગુણો) થી યુક્ત, સારા અને બ્રહ્મને જાણુનારા થયા. કવિ, કાવ્ય, ધૃષ્ણુ, બુદ્ધિમાન્ એવા ઉશના, ભૃગુ, વિરજા, કાશી, અને ધર્મને જાણુનાર ઉગ્ર આ આઠ કવિના પુત્રો થયા. એઓથી આ સર્વ જગત્ વિસ્તાર પામ્યું. આ પ્રજાપતિઓના વિભાગોવડે અહિં પ્રજારૂપ થયા. આ રીતે હે ભૃગુશાર્દૂલ, અંગિરા અને કવિના સંતાનોથી તથા ભૃગુના વંશજોથી જગત્ વિસ્તાર પામ્યું. હે વિપ્ર, હે તાત, પ્રથમથી પ્રભુ, ઈશ્વર એવા વરૂણે કવિ અને ભૃગુને પણ ગ્રહણ કર્યા તેથી તે બે વારૂણ કહેલા છે. દેવ એવા શિખા (જ્વાળા) વાન્ અગ્નિએ અંગિરાને ગ્રહણ કર્યા તેથી સર્વ તેના વંશને આંગિરસ (અંગિરાના કુળમાંથી થએલા) જાણુવા. પૂર્વે દેવતાઓએ પિતામહ બ્રહ્માને પ્રસન્ન કર્યા કે આ સર્વ પૃથ્વીના ઈશ્વર પ્રજાઓવડે અમોને તારશે તથા સર્વ, અતિ તપસ્વિ એવા પ્રજાના પતિઓ તમારી પ્રસન્નતાથી હાલ આ લોકને પણ તારશે, તેમજ વંશને કરનારા, તમારા તેજને વધારનારા, સર્વ વેદને જાણુનારા અને કુશળ થશે, વળી દેવના પક્ષમાં જનારા, સૌમ્ય, પ્રજાપતિથી થએલા મહર્ષિઓ ઉત્તમ તપ તથા બ્રહ્મચર્યને પામશે. હે પ્રભો, અમે સર્વ તમારાજ પ્રસવરૂપ છીએ. હે પિતામહ, તમેજ દેવ અને બ્રાહ્મણોના કર્ત્તા છો માટે હે પિતામહ, અમે સર્વ ભૃગુકુળમાં થએલા, મારીચ ઋષિને આગળ કરી ક્ષમા માગીએ છીએ માટે છોકરાંઓ છે એમ જુઓ. તેઓ પણ આજરૂપેકરી પ્રજાને ઉત્પન્ન કરશે અને યુગનાં આદિ તથા અંતમાં આત્માની સ્થાપના કરશે. આ રીતે જ્યારે દેવોએ કહ્યું ત્યારે લોકના પિતામહ બ્રહ્મા 'તમે કહો છો તેમ થાઓ' એમ પ્રસન્ન થઈને બોલ્યા અને તેઓ પણ જેમ આવ્યા હતા તેમ ગયા. આ પ્રમાણે પૂર્વે લોકના આદિકાળમાં વરૂણના શરીરને ધારણ કરનારા તે મહાત્મા શ્રેષ્ઠ દેવના (રૂદ્રના) યજ્ઞમાં વૃત્તાંત બનેલું હતું. માટે અગ્નિ, બ્રહ્મા, પશુપતિ રૂદ્ર એવા શિવ ને પ્રજાપતિરૂપ છે તથા અગ્નિનું છોકરૂં એ સુવર્ણ છે એમ નિશ્ચય છે. હે જમદગ્નિના પુત્ર, પ્રમાણને જાણુનારો વેદશાસ્ત્રના જ્ઞાનથી અગ્નિ ન હોય તો અગ્નિને ઠેકાણે સુવર્ણને કરે છે. સુવર્ણ વળી જ્યાં રહ્યું હોય ત્યાં કુશસ્તંબમાં, રાફડાની વપામાં, બકરાના જમણા કાનમાં, ગાડાની સમીપની પૃથ્વીમાં, તીર્થ વગેરેના જળમાં અને બ્રાહ્મણના હાથમાં હોમ કરવાથી ભ-

ગવાન્ તેમાં પ્રીતિ કરનારી સમૃદ્ધિ માને છે, માટે અગ્નિ જેઓમાં મુખ્ય છે એવા સર્વ દેવતાઓ છે એમ અમે સાંભળ્યું છે. બ્રહ્માથી અગ્નિ થયેલો છે અને અગ્નિથી સુવર્ણ થયું છે માટે ધર્મને જાણનારા જેઓ સુવર્ણનું દાન કરે છે તેઓ સર્વ દેવતાઓને આપે છે એમ અમે સાંભળ્યું છે. હે ભાર્ગવ, પરમ ગતિને પામનારા તે (સુવર્ણદાતા)માણસને તમ (અંધકાર, અજ્ઞાન, અથવા તમો ગુણ) રહિત લોકો પ્રાપ્ત થાય છે, અને તેનો સ્વર્ગમાં કુબેરપણાથી અભિષેક થાય છે. જે સૂર્યનો ઉદય પ્રાપ્ત થયે વિધિ ને મંત્ર પુરઃસર સુવર્ણનું દાન કરે છે તે ખરાબ સ્વપ્નને પાછું પાડે છે. જે સૂર્યોદય થતાં વેત દાન કરે છે તેનું પાપ ટળી જાય છે. મધ્યાન્હ વખતે સુવર્ણ આપનારનું ન આવેલું પાપ દૂર થાય છે. જે નિયમિત વ્રતવાળો પાછલી સંધ્યા વખતે સુવર્ણનું દાન કરે છે તે, બ્રહ્મા, વાયુ અગ્નિ અને ચંદ્રની સમાન લોકપણાને પામે છે. વળી ઇંદ્રિ સહિત એવા પણ લોકોમાં સારી પ્રતિષ્ઠા પામે છે. આ લોકમાંયશ પામી શાંત પાપ વાળો થઈ આનંદ ભોગવે છે. પછી બીજા લોકોમાં સદા ઉપમા ન અપાય એવો થાય છે, તેમ જેની ગતિ બંધન કરી શકાય એવો ઇચ્છા પ્રમાણે ફરનારો થાય છે. તે લોકોથી પડતો નથી અને મોટું યશ પામે છે. અક્ષય સુવર્ણ આપવાથી મોટા લોકોને પામે છે. જે સૂર્યના ઉદય પ્રત્યે અગ્નિને ઉત્પન્ન કરી વ્રતનો ઉદ્દેશ કરી દાન આપે છે તે, સર્વ કામનાઓ પામે છે. અગ્નિ અને સૂર્યના પ્રકટ થવાના મધ્ય કાળમાં આપેલું ઉત્તમ દાન અગ્નિરૂપ અને સુખને આપનારૂં કહેવાય છે. તેમ ઇચ્છિત ગુણોથી યુક્ત કરાવનારૂં કહેલું છે. હે અઘરહિત, મેં આ, સુવર્ણની અને કાર્તિકસ્વામિની ઉત્પત્તિ તમને કહી. હે વિભો, હે ભૃગુનંદન, તમે તે જાણો. હે ભૃગુદ્વહ (પરશુરામ), જ્યારે ઘણે કાળે કાર્તિકસ્વામી મોટા થયા ત્યારે ઇંદ્ર સહિત દેવતાઓયે સેનાપતિપણા માટે કબૂલ કર્યા અને તેણે દેવોના અધિપતિની આજ્ઞાથી લોકોનાં હિતની ઇચ્છાએ તારકાસુર તથા બીજા દૈત્યોને પણ હણ્યા. હે વિભો, મેં સુવર્ણના દાનમાં જે ગુણો છે તે તમને કહ્યા માટે હે દાતાઓમાં ઉત્તમ, બ્રાહ્મણોને સુવર્ણ આપો. ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે વસિષ્ઠે કહ્યું ત્યારે તે પ્રતાપવાન્ જમદગ્નિના પુત્ર પરશુરામે બ્રાહ્મણોને સુવર્ણ આપ્યું અને તે પાપથી મુક્ત થયા. હે યુધિષ્ઠિર, હે રાજન, આ સર્વ સુવર્ણના ઉત્તમ દાનનું ફળ અને એની ઉત્પત્તિ તમને કહી માટે હે રાજા, તમે પણ બ્રાહ્મણોને ઘણું સુવર્ણ આપો, સુવર્ણ આપવાથી પાપથી મુક્ત થશો.

तस्मात्त्वमपिविप्रेभ्यःप्रयच्छकनकंबहु ॥
ददत्सुवर्णंनृपतेकिल्बिषाद्विप्रमोक्ष्यसि ॥ १६८ ॥

इति श्रीम० अ० आ० प० दा० सुवर्णोत्पत्तिर्नामपञ्चाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ उक्ताःपितामहेनेहसुवर्णस्यविधानतः ॥
॥ विस्तरेणप्रदानस्ययेगुणाःश्रुतिलक्षणाः ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા–પિતામહ એવા આપે, વિધિથી સુવર્ણનાં ઉત્તમ દાનના, વેદ જેઓનો જણાવનાર છે એવા જે ગુણો છે તે અને જે સુવર્ણની ઉત્પત્તિનું કારણ છે તે અહિ વિસ્તારથી કહ્યું પણ તે તારક કેવી રીતે નાશ પામ્યો તે મને કહો. હે પાર્થિવ, તે ( દૈત્ય ) દેવતાઓએ ન હણી શકાય એવો હતો એમ કહેલું છે, ત્યારે તેનું મરણ કેમ થયું ? એ વિસ્તારથી કહો. હે કુરૂકુળોદ્વહ, મને આ મોટું આશ્ચર્ય છે તેથી તમારાથી તારકનો વધ સમગ્રપણાથી સાંભળવા ઈચ્છું છું. ભીષ્મ બોલ્યા–હે રાજેન્દ્ર, ગંગાએ ગર્ભને તજ્યો તેથી કાર્યની ખામીવાળા થએલા દેવ અને ઋષિઓ છોકરાંના પોષણ માટે કૃત્તિકાઓને પ્રેરવા લાગ્યા, કારણ કે અગ્નિના તે ગર્ભને બળવડે ધારણ કરવા દેવતાઓની કોઈ પણ સ્ત્રી સમર્થ નોહોતી, એઓજ તે ગર્ભને ધારણ કરવા શક્તિવાળી હતી. તે છ કૃત્તિકાઓએ ગર્ભને ધારણ કરવાથી અગ્નિ તેઓ ઉપર પ્રસન્ન થયો અને પોતાનાં તેજ આપવાથી તથા પરમ પરાક્રમથી તે છ કૃત્તિકાઓ અગ્નિના ગર્ભને પોષવા લાગી અને હે પ્રભો, અગ્નિનું સકલ તેજ છ માર્ગોમાં ( યોનિઓમાં ) પ્રાપ્ત કર્યું, ત્યારે વૃદ્ધિ પામતા, મહાત્મા કુમારના તેજવડે વ્યાપ્ત અંગવાળી તેઓ કોઈ ઠેકાણે સુખ પામતી નહતી. પછી હે નરશ્રેષ્ઠ, જ્યારે પ્રસવનો સમય પ્રાપ્ત થયો ત્યારે તેજથી વ્યાપ્ત અંગવાળી સર્વે કૃત્તિકાઓએ તે ગર્ભને સરખો જન્મ આપ્યો. તે પછી પૃથ્વીએ છ સ્થાન ( યોનિ ) વાળા એકપણાને પામેલા તે ગર્ભને સુવર્ણની સમીપથી લીધો. દિવ્ય સ્થાનવાળો, કાંતિમાન, અગ્નિના સરખી પ્રભાવાળો અને પ્રિય દેખાવવાળો તે ગર્ભ દિવ્ય શરવણ ( શોભિત કાંસડાઓનાં વન ) ને પામી વધવા લાગ્યો. તે બાળ

સૂર્યના સરખી કાંતિવાળા પુત્રને કૃત્તિકાઓએ દીઠો અને સૌહાર્દથી થએલા સ્નેહને લીધે સ્તનનાં દૂધ પડવાથી તેનું પોષણ કરવા માંડયું. આ કારણથી તે સચરાચર ત્રણ લોકમાં કાર્ત્તિકેય (કૃત્તિકાઓના પુત્ર) થયા. સ્કન્નપણાથી ( પર્વતમાં પડવાથી ) સ્કંદપણાને પ્રાપ્ત થયા અને ગુફામાં વસવાથી ગુહ ( આ નામવાળા ) થયા. ત્યાર પછી તેત્રિશ દેવતાઓ, દિશાઓના પતિઓ સહિત દિશાઓ, રૂદ્ર, ધાતા, વિધાતા, વિષ્ણુ, યમ, પૂષા, અર્યમા, ભગ, અંશ, મિત્ર, સાધ્ય, ઇંદ્રિ, વસુઓ, અશ્વિનીકુમાર, જળ, વાયુ, આકાશ, ચંદ્ર, નક્ષત્ર, ગ્રહ, રવિ, અને બીજાં જે જૂદાં પ્રાણિયો છે તે અને દેવોને અર્પણ કરાય છે તે ઋગ્યજુ અને સામ આ સર્વ મૂર્ત્તિમાન્ તેઓ અગ્નિના પુત્ર અદ્ભુત કુમારને જોવા આવ્યા. ઋષિયો તેની સ્તુતિ કરવા લાગ્યા, ગંધર્વો તેની પાસે ગાવા લાગ્યા અને ઋષિયો સહિત દેવતાઓ બાર નેત્રવાળા, બ્રાહ્મણ જેને પ્રિય છે, જેના ખભા સ્થૂલ છે, જેની ભુજાઓ બાર છે, જેનું તેજ અગ્નિ અને સૂર્યના સરખું છે અને જેનાં મુખ છ છે એવા શરવણ ( કાંસડાઓનાં વન ) માં રહેલા પોઢેલા કુમારને જોઈ ઘણો હર્ષ પામ્યા, અને અસુરને હણાયો માનવા લાગ્યા. પછી સર્વ દેવતાઓએ એની પાસે પ્રિય પદાર્થો ભેટ કર્યા. ક્રિડા કરનારા તે બાળકને પક્ષિઓના ટોળાંએ રમકડાંઓ આપ્યાં. ગરૂડે એને વિચિત્ર ( ભાત ભાતની ) પાંખ વાળો પુત્ર મયૂર ( મોર ) આપ્યો. રાક્ષસોએ તેને ભુંડ અને પાડો એ બે આપ્યા. વરૂણે પોતે અગ્નિના સરખો કુકડો આપ્યો. ચંદ્રમાએ ઘેટો આપ્યો. સૂર્યે ગમે એવી કાંતિ આપી. દેવી ગાયોની માતાએ લાખ ગાયો આપી. અગ્નિએ ગુણવાળો બકરો આપ્યો. પૃથ્વીએ બહુ પુષ્પ ને ફળ, સુધન્વાએ ગાડુ અને ઉત્તમ કુબરવાળો રથ તથા વરૂણે વરૂણલોક સંબંધિ, દિવ્ય, સારા હાથિ આપ્યા. દેવતાઓના અધિપતિ ઇંદ્રે સિંહ, વ્યાઘ્ર, હાથિ, બીજાં પક્ષિઓ, બહુ ભયંકર શિકારી પશુઓ અને જૂદા જૂદા પ્રકારનાં છત્રો આપ્યાં. રાક્ષસ તથા અસુરોના સમૂહો પણ તે ઈશ્વરને અનુસરવા લાગ્યા. આ રીતે તેને વૃદ્ધિ પામતા જોઈ તારકાસુર પ્રાર્થના કરવા લાગ્યો, અને તેણે હણવાને ઘણા ઉપાયો કર્યા પણ તે સમર્થને હણવા શક્તિમાન્ થયો નહિ. દેવતાઓએ ગુફામાં જેનું સ્થાન છે એવા તે કાર્ત્તિકસ્વામિને સેનાપતિપણાથી સત્કાર કરી તારકાસુરે કરેલું અપમાન તેને કહી સંભળાવ્યું. વિશેષ વૃદ્ધિ પામેલા, મહાપરાક્રમવાળા,

દેવતાઓના સેનાપતિ, પ્રભુ એવા તે કાર્તિકસ્વામિએ નિષ્ફળ ન થાય એવી શક્તિ ( સાંગ ) વડે તારક દાનવને માર્યો. આ પ્રમાણે ક્રિડા કરનારા તે કુમારે તે અસુરને માર્યો ત્યારે ફરીને દેવતાઓના રાજ્યમાં ઈશ્વર એવા દેવેંદ્રની સ્થાપના કરી અને તે પ્રતાપી ઈશ્વર, શંકરનું પ્રિય કરનાર અને દેવતાઓની રક્ષા કરનારા કાર્તિકસ્વામિજ સેનાપતિ થઈ વિરાજ્યા. સુવર્ણના સરખી મૂર્ત્તિવાળા, એજ ભગવાન્, અગ્નિના પુત્ર કાર્તિકસ્વામિ સદા દેવતાઓના સેનાપતિપણાને પામ્યા, તે માટે સુવર્ણ મંગળકારિ, ક્ષય ન પામે એવું ઉત્તમ રત્ન, કાર્તિકસ્વામિની સાથે થએલું, અને અગ્નિનું પરમ તેજ માનેલું છે. હે કૌરવ્ય, આ રીતે પૂર્વે વસિષ્ઠે પરશુરામને કહ્યું હતું માટે હે નરાધિપ, સુવર્ણના દાનસારૂ પ્રયત્ન કરો. પરશુરામ પણ સુવર્ણ આપવાથી, સર્વ પાપોથી છૂટી સ્વર્ગમાં નરોએ સુખથી ન પામી શકાય એવાં મોટાં સ્થાનને પામ્યા છે.

रामःसुवर्णदत्वाहिविमुक्तःसर्वकिल्बिषैः ॥
त्रिविष्टपे,महत्स्थानमवापासुलभं,नरैः ॥ ३५ ॥

इति श्रीम० अ० आ० प० दा० तारकवधोपाख्याननामषड्शीतितमोऽध्यायः ॥ ८६ ॥

---

युधिष्ठिरउवाच ॥ चातुर्वर्ण्यस्यधर्मात्मन्धर्माःप्रोक्तायथात्वया ॥
॥ तथैवमेश्राद्धविधिंकृत्स्नंप्रब्रूहिपार्थिव ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા–હે પૃથ્વીના પતિ ધર્માત્મા, તમે ચાર વર્ણોના જે રીતે ધર્મો કહ્યા તે રીતેજ સઘળો શ્રાદ્ધનો વિધિ સારી રીતે કહો. વૈશંપાયન બોલ્યા–જ્યારે યુધિષ્ઠિરે શંતનુના પુત્ર ભીષ્મને આ રીતે પૂછ્યું ત્યારે તેણે આ સઘળો શ્રાદ્ધનો વિધિ કહેવા માંડ્યો. ભીષ્મ બોલ્યા–હે શત્રુને તપાવનાર રાજા, સાવધાન થઈ શુભ ધનને આપનાર, યશને કરનાર, પુત્રને દેનાર, પિતૃના યજ્ઞરૂપ, શ્રાદ્ધ કર્મનો વિધિ સાંભળો. નિરંતર દેવ, અસુર, મનુષ્ય, ગંધર્વ, ઉરગ, રાક્ષસ, પિશાચ અને કિન્નરોએ પિતૃ પૂજવા લાયક છે. આથી પ્રથમ પિતૃને પૂજી પછી દેવતાઓને તૃપ્ત કરે છે માટે પુરૂષે સદા સર્વ યજ્ઞે કરી તેઓને પૂજવા. હે મહારાજ, પિતૃનું શ્રાદ્ધ પછી કરવા યોગ્ય પણ કહેવાય છે તેથી પ્રથમ કલ્પેલો સામાન્ય

તિથિ વિશેષ વિધિવડે (જે અમસમાં ચંદ્ર ન દેખાય તેના પાછલા પેહોરમાં પિંડને પિતૃ યજ્ઞ કરાય છે આ વિધિવડે) બાંધવાળો છે, સર્વ દિવસોમાં શ્રાદ્ધ કરવાથી પિતામહો પ્રસન્ન થાય છે માટે તમને સર્વ તિથિ અને અતિથિ (પરોણા) ના ગુણ તથા અવગુણો કહું છું. હે અનઘ, જે દિવસોમાં કરેલાં શ્રાદ્ધોથી જે ફળ પમાય છે તે સઘળું યથાર્થ કહું છું તે મારાથી જાણો. પડવેને દિવસે પિતૃનું અર્ચન કરવાથી સારા ઘરમાં યોગ્ય પ્રજાવાળી, જોવા લાયક અને બહુ પ્રજાવાળી સ્ત્રીઓને પામે છે. બીજને દિવસે અર્ચન કરવાથી પુત્રીઓ થાય છે. ત્રિજને દિવસે પિતૃ પૂજવાથી ઘોડાઓ મળે છે. ચોથને દિને પૂજવાથી ઘરમાં ઘણાં ક્ષુદ્ર પશુઓ થાય છે. હે નૃપ, પંચમીને દિવસે પિતૃ પૂજન કરનારાઓને ઘણા પુત્રો થાય છે. છઠને દિવસ પૂજન કરનારા નરો કાંતિવાળા થાય છે. હે નૃપ, સાતમને દિવસે શ્રાદ્ધ કરનાર ખેતીવાળો થાય છે. આઠમને દિવસે શ્રાદ્ધ કરનારો વેપારમાં લાભ પામે છે. નોમને દિવસ શ્રાદ્ધ કરનારને ઘણાં એક ખરીવાળાં પશુ પ્રાપ્ત થાય છે. દશમને દિવસ શ્રાદ્ધ કરનારને ગાયોની વૃદ્ધિ થાય છે. હે નૃપ, અગિયારશને દિવસ શ્રાદ્ધ કરનારો માણસ વસ્ત્ર, વાસણ વગેરેને ભોગવનાર થાય છે અને તેના ઘરમાં બ્રહ્મ તેજવાળા પુત્રો જન્મે છે. બારશને દિવસે શ્રાદ્ધ કરનારને નિરંતર ઘણું રૂપું ધન અને મનોહર સુવર્ણ દેખાય છે. તેરશને દિવસ શ્રાદ્ધ કરનારો જ્ઞાતીજનના મધ્યમાં શ્રેષ્ઠ થાય અને અવસ્ય એના ઘરમાં યુવાન્ પુરૂષો માનવા યોગ્ય થાય. ચૌદશને દિવસે શ્રાદ્ધ કરનારો માણસ યુદ્ધભાગી થાય, અને અમસને દિવસ પિતૃને જળ આપવાથી સર્વ કામનાઓને પામે. જેવી કૃષ્ણ પક્ષમાં દશમથી માંડી છ તિથિયોમાં ચૌદશને તજી બીજી તિથિઓ શ્રાદ્ધમાં વખાણવા યોગ્ય છે, તેવી છ વગરની બીજી તિથિયો ઉત્તમ નથી. જેમ શ્રાદ્ધનો પૂર્વ પક્ષથી બીજો પક્ષ ઉત્તમ છે તેમ દિવસના પેહેલા ભાગથી બીજો ભાગ અધિક છે.

यथाचैवापरःपक्षःपूर्वपक्षाद्विशिष्यते ॥
तथाश्राद्धस्यपूर्वान्हादपरान्होविशिष्यते ॥ १९ ॥

इति श्री म० अ० आ० दा० श्राद्धकल्पेसप्ताशीतितमोऽध्यायः॥८७॥



युधिष्ठिरउवाच ॥ किंस्विद्दत्तंपितृभ्योवैभवत्यक्षयमीश्वर ॥
॥ किंहविश्चिररात्रायकिमानन्त्यायकल्पते ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે ઈશ્વર, શું પિતૃને આપેલું અક્ષય છે? કયું હવિ ઘણા કાળ સૂધિ અનંત ફળ માટે થાય છે અને શું વસ્તુ અનંતપણા સારૂ કલ્પાય છે? ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર, શ્રાદ્ધને જાણનારાઓ શ્રાદ્ધના વિધિમાં જે હવિ (ઘૃતો)ને જાણે છે તે ઈચ્છા કરવા યોગ્ય હવિ અને તેઓનું ફળ મારાથી સાંભળો. હે નૃપ, તલ, ચોખા, જવ, અડદ, જળ, મૂળ અને ફળોવડે આપેલાં શ્રાદ્ધથી પિતૃ માસ સૂધિ પ્રસન્ન રહે છે. મનુએ વર્ધમાન તલવાળાં શ્રાદ્ધને અક્ષય ફળ દેનાર કહેલ છે, તેમ સર્વ ભોજનના પદાર્થોમાં તલ મુખ્યપણાથી કહેલા છે. પિતૃના સમૂહ ગાછલાંઓવડે બે માસ સૂધી તૃપ્તિ થાય છે, ગાડરના માંસથી ત્રણ માસ સૂધી અને સસલાના માંસથી ચાર માસ સૂધી તૃપ્તિ કહેલી છે હે નૃપ, બકરાના માંસથી પાંચ માસ સૂધી પિતૃ તૃપ્ત થાય છે, વરાહના માંસવડે છ માસ અને શાકુલ (મત્સ્ય જાતિ) માંસે કરી સાત માસ સૂધી પિતૃ તૃપ્ત થાય છે. હે પ્રભો, ચિત્ર મૃગના માંસેકરી આઠ માસ સૂધી, કાલિયાર મૃગના માંસવડે નવ મહિના સૂધી, અને રોઝના માંસેકરી દશ માસ સૂધી પિતૃને તૃપ્તિ થાય છે. પાડાના માંસેકરી પિતૃને અગીયાર માસ સૂધી તૃપ્તિ રહે છે અને ગવ્યે (ગોરસે) કરી શ્રાદ્ધ આપવાથી એક વર્ષ સૂધી તૃપ્તિ કહેવાય છે. જેમ ગવ્ય (ગાય સંબંધિ પદાર્થ) ઉત્તમ છે તેમ તેના દૂધમા પદાર્થ ઘી સહિત ઉત્તમ છે. નાથેલા બળદના માંસેકરી બાર વર્ષસૂધી તૃપ્તિ રહે છે. પિતૃની મરણ તિથિને દિવસ ગેંડાનું માંસ આપવાથી અનંત ફળ થાય છે. કાલશાક (ચુકાની ભાજી), કાંચન વૃક્ષથી થએલાં પુષ્પ વગેરેનું શાક અને બકરો એ પણ અનંત ફળપણારૂપ કહેવાય છે. હે યુધિષ્ઠિર, આ વિષયમાં લોકો પિતૃએ કહેલી વાર્તા પણ કહે છે તે પૂર્વે સનત્કુમારે મારી પાસે કહેલી છે. પિતૃ ઈચ્છે છે કે શું આપણા પોતાના કુળમાં તેવો કોઈ થશે કે જે તેરશને દિવસ મઘામાં ઘીસહિત દૂધપાક આપશે, તેમ દક્ષિણાયમાં મઘાવિષે નિયમિત વ્રતવાળો, હાથિની છાયામાં વિધિ પ્રમાણે તેના કાનરૂપ પંખાથી કંપાવેલો, ઘૃતથી યુક્ત દૂધપાક બકરાના માંસ, અથવા કાંચન વૃક્ષના પુષ્પોના શાક સાથે આપશે. પુત્રો એટલા માટે ઈચ્છવા કે જ્યાં 'અક્ષય કરણ' એ નામનો પ્રસિદ્ધ વડ છે,

તે ગયા પ્રત્યે એક પણ પુત્ર જાય. પિતૃની મરણ તિથિને દિવસે જળ, મૂળ, ફળ, માંસ, અથવા અન્ન જે કંઈ મધથી મિશ્ર થાય છે તે અનંતપણા માટે (અનંત ફળકારિ) કલ્પાય છે.

आपोमूलंफलंमांसमन्नंवापिपितृक्षये ॥
यत्किंचिन्मधुंसमिश्रंतदानन्त्यायकल्पेत ॥ १९ ॥

इति श्री म० अ० आ० दा० श्रा० अष्टाशीतितमोऽध्यायः ॥ ८८ ॥

---

भीष्मउवाच ॥ यमस्तुयानिश्राद्धानिप्रोवाचशशबिन्दवे ॥
॥ तानिमेशृणुकाम्यानिनक्षत्रेषुपृथक्पृथक् ॥ १ ॥

ભીષ્મ બોલ્યા કે—યમે પણ જે શ્રાદ્ધો શશબિંદુને કહેલાં છે તે જૂદાં જૂદાં નક્ષત્રોમાં કામના કરવા લાયક મારાથી સાંભળો. જે પુરૂષ નિરંતર કૃત્તિકા નક્ષત્રના યોગમાં શ્રાદ્ધ કરે અને અગ્નિને ધારણ કરી જે યજ ન કરે તે છોકરાંવાળો તથા પીડા રહિત થાય. છોકરાંની કામનાવાળાએ રોહિણી નક્ષત્રમાં શ્રાદ્ધ આપવું, તેજની ઇચ્છાવાળાએ ઉત્તમ મૃગ નક્ષત્રમાં શ્રાદ્ધ કરવું, આર્દ્રા નક્ષત્રમાં શ્રાદ્ધ આપનારો માણસ ક્રૂર કર્મવાળો થાય છે. ધનની ઈચ્છા કરનારે પુનર્વસુ નક્ષત્રમાં શ્રાદ્ધ કરનાર થવું. પુષ્ટિને ઈચ્છનારા મનુષ્યે પુષ્પ નક્ષત્રે શ્રાદ્ધની ઈચ્છા કરવી. આશ્લેષા નક્ષત્રમાં શ્રાદ્ધ આપનારો ધીરપુત્રોને જન્મ આપનાર થાય છે. મઘામાં શ્રાદ્ધ આપનારો જ્ઞાતિના મધ્યમાં શ્રેષ્ઠ થાય છે. પૂર્વાફાલ્ગુની નક્ષત્રમાં શ્રાદ્ધ આપનાર સારાં ભાગ્યવાળો થાય છે. ઉત્તરાફાલ્ગુનીમાં શ્રાદ્ધ દેનાર છોકરાંને સેવનાર અને હસ્ત નક્ષત્રે કરી ફળને ભોગવનાર થાય છે. ચિત્રા નક્ષત્રમાં શ્રાદ્ધ દેનાર રૂપવાન પુત્રોને પામે છે. સ્વાતિ નક્ષત્રના યોગમાં પિતૃને અર્ચવાથી વ્યાપારની આજીવિકાવાળો થાય છે. પુત્રને ઇચ્છનાર વિશાખા નક્ષત્રમાં શ્રાદ્ધ કરવાથી ઘણા પુત્રવાળો થાય છે. અનુરાધા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનાર રાજાઓનાં મંડળને પ્રવર્ત્તાવે છે, હે કુરૂકુળ શ્રેષ્ઠ, જ્યેષ્ઠા નક્ષત્રમાં દમને આગળ કરી જે પુરૂષ શ્રાદ્ધ આપે છે તે અધિપતિપણાને પામી સમૃદ્ધિમાન્ થાય છે. મૂળ નક્ષત્રમાં શ્રાદ્ધ સારવાથી આરોગ્યતા પામે છે. પૂર્વાષાઢામાં સારવાથી ઉત્તમ યશ પામે છે. ઉત્તરાષાઢાના શ્રાદ્ધથી શોક રહિત થઈ પૃથ્વીમાં ફરે છે. અભિજીત્ નક્ષત્રે કરી શ્રાદ્ધ કરનાર

વૈદ્યની સિદ્ધિને પામે છે. શ્રવણ નક્ષત્રોમાં શ્રાદ્ધ આપનારો મરણ પછી સદ્ગતિને પામે છે. ધનિષ્ઠામાં શ્રાદ્ધ દેનાર પુરૂષ જરૂર રાજ્યભાગી થાય છે. શતભિષા નક્ષત્રમાં શ્રાદ્ધ કરનારો પણ વૈદ્યની સિદ્ધિને પામે છે. પૂર્વપ્રોષ્ઠપદામાં શ્રાદ્ધ કરનાર ઘણાં બકરાં અને ગાડરોને મેળવે છે. ઉત્તર પ્રોષ્ઠપદામાં શ્રાદ્ધ કરનાર હજારો ગાયો પામે છે. રેવતી નક્ષત્રમાં શ્રાદ્ધ કરનાર બહુ વસ્ત્ર, આભૂષણ વગેરે વાળું ધન પામે છે. અશ્વિનીમાં ઘોડાઓ પામે છે અને ભરણી નક્ષત્રોમાં ઉત્તમ આયુષ્ય પામે છે. આ શ્રાદ્ધના વિધિને સાંભળી શશબિંદુ રાજાએ તે પ્રમાણે કર્યું તેથી ક્લેશવિના તેણે પૃથ્વીને જીતી અને આજ્ઞામાં પણ રાખી.

इमंश्राद्धविधिंश्रुत्वाशशबिन्दुस्तथाकरोत् ॥
अक्लेशेनाजयच्चापिमहींसोनुशशासह ॥ १९ ॥

इति श्री म० अ० आ० दा० श्रा० एकोननवतितमोऽध्यायः ॥ ८९ ॥

---

युधिष्ठिरउवाच ॥ कीदृशेभ्यःप्रदातव्यंभवेत्श्राद्धंपितामह ॥
॥ द्विजेभ्यःकुरुशार्दूलतन्मेव्याख्यातुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે—હે કુરૂઓમાં શ્રેષ્ઠ પિતામહ, કેવા બ્રાહ્મણોને શ્રાદ્ધ વિશેષ આપવા યોગ્ય છે? તે મને કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—દાનના ધર્મને જાણનારા ક્ષત્રિએ દેવતાના કર્મમાં બ્રાહ્મણોની પરીક્ષા કરવી નહિ પણ પિતૃના કર્મમાં પરીક્ષા કરવી તે ન્યાયરૂપ કહેવાય છે. અહિં દેવતાના તેજે કરી દેવોને (વિપ્રોને) પૂજે છે માટે મનુષ્યે સ્તુતિ કરી દેવતાઓના ઉદ્દેશથી સર્વે બ્રાહ્મણોને અપાવવું. હે મહારાજ, શ્રાદ્ધમાં તો ચતુર મનુષ્યે કુળ, આચરણ, સ્વભાવ, વય, રૂપ, વિદ્યા, અને કુટુંબથી બ્રાહ્મણોની પરીક્ષા કરવી. હે રાજન્, તે બ્રાહ્મણોમાં કેટલાક પંક્તિને દોષ પમાડનારા હોય છે અને કેટલાક પંક્તિને પાવન કરનારા હોય છે માટે હું જેઓ પંક્તિમાં યોગ્ય નથી તેઓને કહી બતાવું છું તેથી સાંભળો. હે યુધિષ્ઠિર, કપટી, બાળહત્યારો, ક્ષયના રોગવાળો, પશુને પાળનાર, અધ્યયન વગેરેથી રહિત, ગામવટુ કરનાર, વ્યાજ ખાનાર, ગાયન કરનાર,

સર્વ વેચનાર, ઘરને બાળનાર, ઝેરને આપનાર, યોનિથી ભક્ષણ મેળવનાર, સોમવલ્લી વેંચનાર, સામુદ્રિક (હાથ વગેરે ચિન્હોને જોનાર), રાજ સેવક, તેલ વેચનાર, કૂટકાર (ખોટાપણાને કરનાર અથવા લોઢું વેચનાર), પિતાની સાથે વાદ કરનાર, જેના ઘરમાં વ્યભિચાર હોય તે, નિંદિત, ચોર, જે શિલ્પ (કારિગરી) થી આજીવિકા ચલાવતો હોય તે, જૂદા જૂદા વેશ લેનાર, ચાડીઓ, મિત્રનો દ્રોહ કરનાર, પર સ્ત્રીની સાથે ચાલનાર, શૂદ્રોનો ઉપાધ્યાય, શસ્ત્રથી આજીવિકા ચલાવનાર, જે કૂતરાઓવડે મૃગયા કરતો હોય તે, કૂતરો જેને કરડેલો હોય તે, જે પરિવિત્તિ (નાનો ભાઈ જેનો પરણેલો હોય ને મોટો વાંઢો હોય) તે, ખરાબ ચામડીવાળો, ગુરૂની સ્ત્રી સાથે ચાલનાર, કઠિઆરાનો ધંધો કરનાર, ખેતિ કરનાર, દેવના ધનથી જીવનાર, જે નક્ષત્રોથી (જ્યોતિષથી) જીવિકા ચલાવે છે તે, આવા, પંક્તિમાં ન બેસવા યોગ્ય બ્રાહ્મણોએ ખાધેલું હવ્ય રાક્ષસોને પામે છે, આમ બ્રહ્મવાદિયો કહે છે. જે શ્રાદ્ધાન્ન જમીને અધ્યયન કરે છે અને શૂદ્રની સ્ત્રી સાથે ગમન કરે છે તેના જે પિતૃ છે તેઓ તેની વિષ્ઠામાં મહિના સૂધી સુનારા થાય છે. સોમવલ્લી વેચનારને આપેલું વિષ્ઠા થાય છે. વૈદ્યને આપેલું પરૂ ને લોહિરૂપ થાય છે. દેવલક (દેવોપજીવિ) ને આપેલું નાશ પામે છે. વ્યાજવટુ કરનારને આપેલું પ્રતિષ્ઠા રહિત થાય છે. જે વ્યાપાર કરનારને આપેલું તે અહિં અને પરલોકમાં ફળ આપનાર થતું નથી. જેવું ભસ્મમાં હોમેલું હવ્ય છે તેવું પુનર્વિવાહ કરેલી સ્ત્રીથી થએલા બ્રાહ્મણને આપેલું થાય છે. જેઓ ધર્મ રહિત અને સારાં આચરણ રહિત વિપ્રોને હવ્ય તથા કવ્ય આપે છે તેઓનું તે આપેલું મરણ પછી નાશ પામે છે ( ફળ દેનાર થતું નથી). થોડી બુદ્ધિવાળા જેઓ જ્ઞાનપૂર્વક તેઓને આપે છે તેના પિતૃ અનેતે મૂવા પછી વિષ્ઠા ભક્ષણ કરે છે એ નિશ્ચય છે. આ હવે દેખાડેલા બ્રાહ્મણો પણ પંક્તિમાં અયોગ્ય અને અધમ જાણવા કે જેઓ અલ્પ મનને (હલકાં મનને) લીધે શૂદ્રોને ઉપદેશ કરે છે. હે નૃપ, બેઠેલી પંક્તિમાં કાણો સાઠ માણસને દૂષિત કરે છે. પંઢ (નપુંસક) સો માણસને અને કોઢવાળો જ્યાંસૂધી દેખે છે ત્યાંસૂધી પંક્તિને દૂષિત કરે છે. જે માથાને વિંટી (બાંધી) ભોજન કરે છે, જે દક્ષિણ દિશા તરફ મુખ રાખી જમે છે અને જે પગરખાં સહિત ભોજન કરે છે તે સર્વ અસુરનું ભોજન જાણવું. જે અસૂયા કરનારા માણસે આપેલું હોય અને જે

શ્રદ્ધાથી રહિત તે સઘળું બ્રહ્માએ અસુરોના અધિપતિના ભાગરૂપ કલ્પેલું છે. માટે જેથી કૂતરા અને પંક્તિને દૂષિત કરનારાઓ કોઈ રીતે ન જોઈ શકે તે સારૂ ચોતરફના ભાગમાં તલ આપવા તથા ખેરવવા (વેરવા). જે શ્રાદ્ધ તલરહિત અને ક્રોધ વશથી કરેલું હોય તેનાં હવિને રાક્ષસો અને પિશાચો હરિ લે છે. પંક્તિમાં બેસવાને અયોગ્ય માણસ જેટલા પંક્તિમાં બેઠેલા જમનારાઓને જુવે છે તેટલાંઓના ફળથી, અજાણ તે ભોજનના દાતાને ભ્રષ્ટ કરે છે. હે ભરતશ્રેષ્ઠ, જે આ પંક્તિને પવિત્ર કરનાર જાણુવા લાયક છે તેઓને કહુંછું માટે અહિં તે બ્રાહ્મણોની પરીક્ષા કરો. વિદ્યા, વેદ, અને વ્રતોમાં કુશળ, તથા સદાચારમાં તત્પર એવા જે બ્રાહ્મણો છે તે સર્વ, સર્વને પવિત્ર કરનારા જાણવા. પંક્તિમાં બેસવા યોગ્ય વિપ્રોને કહું છું તેઓ પંક્તિને પવિત્ર કરનાર જાણવા. ત્રિણાચિકેત મંત્રનું અધ્યયન કરનાર, પાંચ અગ્નિવાળો, બહ્વૃચાના ત્રણ મંત્રને ભણનાર, શિક્ષા વગેરે છ અંગોને જાણુનાર, વેદને અથવા ઉત્તમ વિદ્યાને આપનારા (ભણાવનારા) ની પરંપરામાં થએલો અથવા બ્રહ્મને જાણનારાઓનો અધ્યાપક, છંદને જાણુનાર, જ્યેષ્ઠ સામને ભણુનાર, જે માતા પિતાને વશ હોય તે, દશ પુરૂષવાળો શ્રોત્રિય, જે સદા ધર્મપત્નીઓ પાસે ઋતુકાળમાં જતો હોય તે, અને વેદવિદ્યા તથા વ્રતોમાં કુશળ એવો બ્રાહ્મણ પંક્તિને પવિત્ર કરે છે. અથર્વના અંત ભાગનો અધ્યયન કરનાર, બ્રહ્મચારી, નિયમિત વ્રતવાળો, સત્યવાદી, ધર્મશીલ, જે પોતાના કર્મમાં પ્રીતિવાળો હોય તે, જેઓ પુણ્ય તીર્થોમાં અભિષેક માટે શ્રમ કરનારા હોય તેઓ, મંત્ર સહિત એવા યજ્ઞોમાં અવભૃથ સ્નાન કરનારા, ક્રોધ રહિત, અચપલ, ક્ષમાવાળા, દમવાળા (અંતરની ઈંદ્રિયને નિયમમાં રાખનાર), જીતેન્દ્રિય, અને જેઓ સર્વ પ્રાણિયોના હિતમાં હોય એઓને નોતરવા, તેઓ વિષે આપેલું અક્ષય્ય થાય છે અને તેઓજ પંક્તિને પવિત્ર કરનારા છે. આ બીજાઓ પણ મહા ભાગ્યવાન્ પંક્તિને પવિત્ર કરનારા જાણવા. યતિયો, મોક્ષ ધર્મને જાણનારા યોગિઓ, સારાં ચરિત્રરૂપ વ્રતવાળા, જેઓ પ્રયત્નથી ઉત્તમ બ્રાહ્મણોને ઈતિહાસ સંભળાવે છે તેઓ, જે કેટલાક ભાષ્યને જાણનારા છે તેઓ, જેઓ વ્યાકરણમાં પ્રીતિવાળા છે તેઓ, જેઓ પુરાણને તથા ધર્મશાસ્ત્રોને પણ ભણે છે અને ન્યાય પ્રમાણે ભણિને વિધિ પ્રમાણે તેના કરનારા છે તેઓ, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલો, હજારવાર સત્યવાદી, સર્વ વેદ અને સર્વ પ્રવચનોમાં જેઓ ઉત્તમ છે

તેઓ જેટલેસુધી જુવે છે તેટલેસુધી પંક્તિના ભાગોને પવિત્ર કરે છે માટે પંક્તિને પવિત્ર કરવાથી પંક્તિપાવન કહેવાય છે, બ્રહ્મજ્ઞાનને આપનારાઓની પરંપરામાં થએલો એકજ ઉપાધ્યાય રહિત હોય અને ઋત્વિગ્ વગર (ઋત્વિગ્‌ના ગુણરહિત) હોય તોપણ તે સાડા ત્રણ ગાઉથી જેઓને જુવે છે, તેઓને પવિત્ર કરે છે અને આગળ આસનને પામે છે. જો વેદને જાણનારા સર્વ, પંક્તિના દોષોથી રહિત હોય તો ઋત્વિગોએ આદ્યા કરવા લાયકજ છે અને તે પંક્તિનાં પાપને હરે છે. હે રાજન્, તે પતિત નથી પણ પંક્તિને પવિત્ર કરનારજ છે માટે સર્વ પ્રયત્નેકરી પોતાના કર્મમાં પ્રીતિવાળા અને બીજા કુલીન બહુશ્રુત બ્રાહ્મણોને પરીક્ષા કરી આમંત્રવા (નોતરવા). જેનાં શ્રાદ્ધ અને હવિ મિત્રરૂપજ પ્રધાનતા (યોગ્યતા) વાળાં હોય છે તે પિતૃ અને દેવોને પ્રસન્ન કરતાં નથી અને તે કરનાર સ્વર્ગ પ્રત્યે જતો નથી. જે શ્રાદ્ધના કારણથી મિત્રતા કરે છે તે દેવને જવાના માર્ગવડે ગતિ કરનાર થતો નથી અને જેમ મુક્ત કર્મનાં ફળને પામે તેમ શ્રાદ્ધ સંબંધિ મિત્રતાવાળો બંધન સરખા સ્વર્ગ લોકથી ભ્રષ્ટ થાય છે, માટે શ્રાદ્ધ કરનારે અયોગ્ય મિત્રને આદર આપવો નહિ. સંગ્રહ સારૂ મિત્રોને ધન આપવાં અને જે શત્રુ મિત્રને ન માનતો હોય તે મધ્યસ્થ માણસને હવ્ય કવ્ય ભોજન કરાવવું. જે રીતે ઉખર જમિનમાં વાવેલું બીજ ઉગતું નથી અને વાવનારો બીજના ભાગને પામતો નથી તે રીતે અયોગ્ય મનુષ્યોએ જમેલું શ્રાદ્ધ અહિં અને પરલોકમાં ફળ આપતું નથી. અભણ બ્રાહ્મણ તૃણના અગ્નિની પેઠે શમી જાય છે માટે જેમ ભસ્મમાં હોમાતું નથી તેમ તેને (અભણને) શ્રાદ્ધ આપવું નહિ. એક બીજાને અપાતી દક્ષિણા પિશાચ દાનના (જેવી પિશાચ પોતાને જમાડનારને જમાડે છે તેવી) છે, માટે તે પિતૃ અને દેવને પોચતી નથી. ઓછાં પુણ્યવાળી તે, નાસિ ગએલી વાછડાવાળી ગાય જેમ બીજા સ્થાનમાં ભટકે તેમ અહિંજ ભટકતી રહે છે. જે રીતે શાંત થએલા અગ્નિમાં ઘૃત હોમે છે તે દેવ તથા પિતૃને નથી પામતું તે રીતે અયોગ્યને દક્ષિણા આપે છે તે, અને નાચ તથા ગાયનમાં જે આપેલું તે તેવું છે. જે અયોગ્યને દક્ષિણા આપવામાં આવે છે તે બેઉને (દેનાર અને લેનારને) હણે છે પણ પાલન કરતી નથી. હણનારી, નિંદિત, અને પાડનારી તે (દક્ષિણા) તેઓના પ્રેતોને દેવ માર્ગથી પાડે છે. જેઓ નિરંતર ઋષિઓના ઠરાવમાં

આશે છે તેઓ નિશ્ચિત, સર્વ ધર્મને જાણનારા છે અને દેવતાઓ તેઓને બ્રાહ્મણ માને છે. હે ભારત, ઋષિયો સ્વાધ્યાયમાં નિષ્ઠાવાળા, જ્ઞાનમાં નિષ્ઠાવાળા, તપમાં નિષ્ઠાવાળા, અને કર્મમાં નિષ્ઠા (આસ્થા)વાળા જાણવા. હે ભારત, તેઓમાં જ્ઞાનમાં નિષ્ઠાવાળાઓને કવ્ય (દેવાન્ન) આપવાં. વળી તેઓમાં જે કેટલાક બ્રાહ્મણોને નિંદતા નથી તેઓજ નર છે અને જેઓ વચનોમાં નિંદે છે તેઓને શ્રાદ્ધોમાં જમાડવા નહિ. હે રાજન્, નિંદા પામેલા બ્રાહ્મણો નિંદા કરનારના ત્રણ પુરૂષનાં કુળને હણે છે. હે નૃપ, વૈખાનસ ઋષિયોનું વચન છે કે દૂરથીજ વેદના પારને પામનારા બ્રાહ્મણોની પરીક્ષા કરવી અને તેઓમાંનો કોઈ પ્રિય હોય અથવા દ્વેષ કરવા યોગ્ય હોય તોય તેઓને શ્રાદ્ધ આપવું. હે ભારત, જે પુરૂષ એક લાખ અયોગ્ય બ્રાહ્મણોને જમાડે છે તે સર્વને પ્રસન્ન થએલો એક મંત્રને જાણનારો યોગ્ય (ખુશી કરેલો એક, પણ વેદને જાણનારો વિપ્ર અયોગ્ય લાખ બ્રાહ્મણની બરોબર ) છે.

यःसहस्रंसहस्राणांभोजयेदनृतान्नरः ॥
एकस्तान्मन्त्रवित्प्रीतःसर्वानर्हतिभारत ॥ १४ ॥
इति श्रीम० अ० आ० दा० श्रा० नवतितमोऽध्यायः ॥ ९० ॥

---

**युधिष्ठिरउवाच ॥ केनसङ्कल्पितंश्राद्धंकस्मिन्कालेकिमात्मकम् ॥**
**॥ भृग्वङ्गिरसिकेकालेमुनिनाकतरेणवा ॥ १ ॥**

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે કયા કાળમાં કોણે કયા સ્વરૂપવાળાં શ્રાદ્ધનો સંકલ્પ કર્યો અથવા ભૃગુ અને અંગિરાના વખતમાં કેટલામા મુનિએ શ્રાદ્ધ કલ્પ્યું? હે પિતામહ, કયાં શ્રાદ્ધો તજવાં? કયાં મૂળ અને ફળો તજવાં તથા કઈ ધાન્યની જાતિઓ તજવી તે મને કહો. ભીષ્મ બોલ્યા—હે જનાધિપ, જે કાળમાં જે સ્વરૂપવાળું જે રીતે શ્રાદ્ધ પ્રવૃત્ત થયું ( ચાલ્યું ) અને જેણે ઠીક રીતે કલ્પ્યું તે મારાથી સાંભળો. હે કૌરવમાં થએલા મહારાજ, સ્વયંભુના પુત્ર, પ્રતાપવાન્ પરમ ઋષિ અત્રિ હતા, તેના વંશમાં થએલા દત્તાત્રેય કહેવાય છે. દત્તાત્રેયનો પુત્ર નિમિ નામે તપરૂપ ધનવાળો હતો, તેને પણ શ્રીમાન્ નામે લક્ષ્મીવાળો પુત્ર થયો હતો. તે શત્રુને

તાપ પમાડનારો પૂર્ણ હજારવર્ષને અંતે દૂષ્કર તપ કરી કાળધર્મ ( નાશ ) થી વ્યાપ્ત થએલા આત્માવાળો ( દેહ ક્ષય પામવાથી ) મરણ પામ્યો. આ રીતે પુત્રના શોકમાં પરાયણ તે નિમિ, વિધિવડે જાણેલા કર્મે કરી શૌચ કરી તીવ્ર સંતાપ પામ્યો. પછી મહા બુદ્ધિવાળો તે ચૌદશને દિવસે ઉપહાર કરવા લાયક ( શુદ્ધાન્ન શય્યા વગેરે ) કૃત્યો કરી તેજ શોકને વિચાર તો પ્રભાત વખતે જાગ્યો. જાગેલા તે ઋષિનો આત્મા શોકવડે વ્યથા પામ્યો પણ તેની બુદ્ધિ બંધન કરનારા શોકમાં રહેલા મનને ખેંચી વિસ્તારને પામનારી થઇ. પછી સાવધાન થએલો તે શ્રાદ્ધના વિધિને વિચારવા લાગ્યો અને અમસને દિવસે તપરૂપ ધનવાળો, મહા બુદ્ધિમાન્ જે તેને ભોજન કરવા લાયક મૂળ ફળ અને જે અન્નો તથા તેને જે પ્રિય કહેલાં હતાં તે સર્વને મનથી વિચારી પૂજીત બ્રાહ્મણોને લાવી પોતે પ્રદક્ષિણાવર્ત્તિત સર્વ આસનોને કરવા લાગ્યો. પછી સાત બ્રાહ્મણોને એક વખતે ભોજન પાસે લાવ્યા અને પ્રભુ એવા તેણે લવણ વિના ભોજન કરવા યોગ્ય સામાનું* અન્ન આપ્યું. તે સમયે આસનો વિષે દર્ભના અગ્ર ભાગો દક્ષિણ દિશા તરફ જેઓ અન્ન જમતા હતા તે બ્રાહ્મણોના પગ પાસે રાખ્યા. પવિત્ર એવા તેણે દર્ભોને દક્ષિણ દિશા તરફ જેના અગ્ર ભાગ છે એવા કરી પ્રયત્નથી નામ ગોત્રને કહી શ્રીમાન્‌ને પિંડો આપ્યા. આ રીતે તે મુનિશ્રેષ્ઠ તે પોતાના ધર્મના સંકર ( સેળભેળપણા ) ને કરી મોટા પશ્ચાત્તાપથી તપેલો આમ વિચારવા લાગ્યો કે મુનિયોએ પૂર્વે ન કરેલું મેં આ શું કર્યું? બ્રાહ્મણો કેમ મને શાપથી નહિ બાળે! પછી જ્યારે પોતાના વંશના કર્તાને સંભારવા લાગ્યો ત્યારે સંભારતાં વેત તપરૂપ ધનવાળા અત્રિ આવ્યા. એ પછી વ્યય રહિત તેને તે રીતે પુત્રના શોકવડે કૃશ થએલો જોઈ પ્રિય વાણીથી ખૂબ આશ્વાસના કરવા લાગ્યા. તે બોલ્યા કે—હે તપરૂપ ધનવાળા નિમિ, તમે આ પિતૃ યજ્ઞનો સંકલ્પ કરેલો છે તેમાં તમને ભય થાઓ માં, કારણ કે બ્રહ્માએ પોતે આ ધર્મ પ્રથમ માનેલો છે તેજ આ બ્રહ્માના કહેલા ધર્મનો તમે સંકલ્પ કર્યો છે, બ્રહ્માવિના બીજો કોણ શ્રાદ્ધના વિધિને કહિ શકે! હવે હે પુત્ર, બ્રહ્માએ કહેલો, ઉત્તમ શ્રાદ્ધનો વિધિ તમને કહું છું તે મારાથી જાણો અને કરો. હે તપોધન, પ્રથમ બ્રહ્માએ પોતે મંત્રપૂ-

* ચોમાસામાં વગર વાવ્યે ખડ ધાન્ય ઉગી નિકળે છે તે.

વૈક જે અગ્નિમાં કરવા લાયક તે કરીને નિત્ય, અગ્નિ, સોગ, વરૂણ, અને જે નિરંતર પિતૃની સાથે પ્રત્યક્ષ વિશ્વેદેવ છે તેઓ સારૂ ભાગો કલ્પ્યા છે માટે તે કલ્પવા અહિં પૃથ્વીની સ્તુતિ કરવી કે આ લોકમાં તું પિતૃનાં જળની અંજલિને ધારણ કરનારી, વૈષ્ણવી, (વિષ્ણુથી થએલી), કશ્યપની પુત્રીરૂપ અને અહિ ક્ષય રહિત છે. જળ આણવા વખતે વિભુ વરૂણની સ્તુતિ કરવી. પછી હે અનઘ, તમારે અહિં અગ્નિ તથા સોમને પ્રસન્ન કરવા. બ્રહ્માએ જે દેવ પ્રસિદ્ધ પિતૃ અને જે મહા ભાગ ઉષ્ણપ નિર્મેલા છે તેઓનો ભાગ કલ્પેલો છે. તેઓ શ્રાદ્ધવડે પૂજવાથી પાપથી મુક્ત થાય છે. બ્રહ્માએ સાત, પિતૃ વંશ પ્રથમ માનેલા છે. વિશ્વે અને અગ્નિ વગેરે દેવો છે તેઓ પણ પ્રથમજ ગણેલા છે, તે ભાગને યોગ્ય મહાત્માઓનાં નામ કહું છું, બલસંધૃતિ, વિપાપ્મા, પુણ્યકૃત્, પાવન, પાર્ષ્ણિક્ષેમા, સમૂહ, દિવ્યસાનુ, વિવસ્વાન્, વીર્યવાન્, હ્રીંમાન્, કીર્તિમાન્, કૃત, જીતાત્મા, મુનિવીર્ય, દીપ્તરોમા, ભયંકર, અનુકર્મા, પ્રતીત; પ્રદાતા, અંશુમાન્, શૈલાભ, પરમક્રોધી, ધીરોષ્ણી, ભૂપતિ, સ્રજ, વજ્રવરી, સનાતન વિશ્વેદેવ, વિદ્યુદ્વર્ચા સોમવર્ચા, નામથી સૂર્યશ્રી, સોમપ, સૂર્યસાવિત્ર, દત્તાત્મા, પુંડરીયક, ઉષ્ણીનાભ, નભોદ, વિશ્વાયુ, દીપ્તિ, ચમૂહર, સુરેશ, વ્યોમારિ, શંકર, ભવ, ઈશ, કર્ત્તા, કૃતિ, દક્ષ, ભુવન, દિવ્યકર્મકૃત્, ગણિત, પંચવીર્ય, આદિત્ય, રશ્મિવાન્, સપ્તકૃત્, સોમવર્ચા, વિશ્વકૃત્, કવિ, અનુગોપ્તા, સુગોપ્તા, અને ઈશ્વર, આ, તે, મહાભાગ્યવાળા જેઓ કાળની ગતિને ગોચર થયા છે તેઓ તમને કહ્યા; હવે શ્રાદ્ધમાં ન કરવા યોગ્ય ધાન્યો વગેરે કહું છું. ધાન્યોમાં કોદરા, ને પુલક ( સાળ ) તજવાયોગ્ય છે. હિંગથી વધારવા લાયક દ્રવ્યરૂપ શાકોમાં ડુંગલી, લસણ, શીંગરવાની શીંગો, કોવિદાર, ગાજર વગેરે અથવા, વિષયુક્ત શસ્ત્રથી હણેલા પશુનાં માંસ વગેરે તજવાં. કોળાની જાતિ, અલાંબુ, કાળું લવણ, ડુક્કરનું માંસ જે પ્રોક્ષિત ન હોય તે, કાળું જીરૂં, બીડ્લવણ, શીતપાકીશાક, કેરડા વગેરે, અને શિંગોડાં આ તજવાં. સર્વલવણને તજવું, જાંબુનો ત્યાગ કરવો, તેમ શ્રાદ્ધમાં છીંકવાનો અને રૂદનનો ત્યાગ કરવો. શ્રાદ્ધમાં હવ્ય કવ્યમાં સુદર્શન નામે શાક નિંદિત છે, કેમકે તે શ્રાદ્ધનાં હવિને પિતૃ અને દેવતાઓ પસંદ કરતા નથી. શ્રાદ્ધ આવ્યું હોય ત્યારે ચાંડાલ અને ઝાંપડાને તજવા. તેમજ વિદ્વાનોએ શ્રાદ્ધ પ્રાપ્ત થાય ત્યારે કાષાય ( ભગવાં ) વસ્ત્ર પહેરનાર, કોઢવાળા, પતિત, બ્રા-

બ્રાહ્મણને હણનાર, વર્ણસંકર બ્રાહ્મણ, અને જે પતિત સંબંધી હોય એઓને તજવા. આ રીતે પૂર્વે પોતાના વંશમાં થએલા તે ઋષિને કહી તપરૂપ ધનવાળા, ભગવાન્ અત્રિ દિવ્ય, બ્રહ્માની સભાપ્રત્યે ગયા.

इत्येवमुक्त्वाभगवान्स्ववंश्यंतमृषिंपुरा ॥
पितामहसभांदिव्यांजगामात्रिस्तपोधनः ॥ ४९ ॥
इति श्रीम० अ० आ० दा० श्रा० एकनवतितमोऽध्यायः ॥९१॥

---

भीष्मउवाच ॥ तथानिमौप्रवृत्तेतुसर्वएवमहर्षयः ॥
॥ पितृयज्ञंतुकुर्वन्तिविधिदृष्टेनकर्मणा ॥ १ ॥

ભીષ્મ બોલ્યા કે—તે રીતે નિમિ પ્રવૃત્ત થયા તેથી સર્વ મહર્ષિઓ બ્રહ્માએ માનેલા કર્મે કરી પિતૃયજ્ઞ ( શ્રાદ્ધ ) કરે છે. સત્ય ધર્મવાળા, અને નિયમિત વ્રતવાળા ઋષિયો પિતૃ તૃપ્તિ માટે અર્પણ કરવાયોગ્ય કાર્યો કરી તીર્થોનાં જળોથી તર્પણ પણ કરતા હતા. હે ભારત, ચાર વર્ણોએ અપાતા પિતૃને અર્પવાના પદાર્થોથી તૃપ્તિ પામેલા પિતૃ ને દેવતાઓ તે અન્નને પચાવી શકતા ન હતા અને જ્યારે તે દેવતાઓ પિતૃ સહિત પીડાવા લાગ્યા ત્યારે અન્નથી પીડા પામેલા, તેઓ સોમનેજ પ્રાપ્ત થયા. સોમને ( ચંદ્રને) પામી અજીર્ણથી પીડા પામેલા તેઓ બોલ્યા કે અમે પિતૃની તૃપ્તિ માટે આપેલાં અન્નથી પીડાઈયે છીએ માટે અહિ અમારૂં શ્રેય કરો. ચંદ્રમાએ તેઓને જવાબ આપ્યો—હે સુરો, જો શ્રેયની ઈચ્છા હોય તો બ્રહ્માના સ્થાનમાં જાઓ, તે તમારૂં ભલું કરશે. હે ભારત, આ રીતે ચંદ્રના કહેવાથી પિતૃ સહિત દેવતાઓ મેરૂ પર્વતનાં શિખર ઉપર બેઠેલા બ્રહ્માની પાસે ગયા. પિતૃ બોલ્યા—હે ભગવન્, હે દેવ, અમે અમને તૃપ્તિ માટે અર્પણ કરેલાં અન્નથી ખૂબ પીડાઈયે છીયે વાસ્તે અમારી ઉપર કૃપા કરો; અને અમારૂં ભલું કરો. આવું તેઓનું વચન સાંભળી બ્રહ્માએ આ વચન કહ્યું કે આ મારે પડખે બેઠેલો અગ્નિ તમારૂં ભલું કરશે. અગ્નિ બોલ્યો—હે તાત, જ્યારે તમારી તૃપ્તિ કરનારા પદાર્થો પ્રાપ્ત થશે ત્યારે ભેગા થએલા આપણે તે ખાઈશું તેથી તમે તે અન્ન પચાવી શકશો એમાં સંશય નથી. આ વચન સાંભળી પિતૃ તે વખત નિશ્ચિંત થયા, હે નૃપ, આ કારણથી પ્રથમ અગ્નિને અપાય છે. હે પુરૂષ શ્રેષ્ઠ, જ્યારે અગ્નિને

પ્રથમ કરી પિતૃને તૃપ્તિ માટે અન્ન અપાય છે ત્યારે તે, પિતૃતૃપ્તિકારક પદાર્થને બ્રહ્મરાક્ષસો ઘસડી જતા નથી અને દેવ અગ્નિના રહેવાથી રાક્ષસો દૂર જતા રહે છે. પ્રથમ પિંડ પિતાને આપવો, પછી પિંડ પિતામહને આપવો અને તે પછી પ્રપિતામહને આપવો, આ રીતે શ્રાદ્ધનો વિધિ કહેલો છે. વળી શ્રાદ્ધમાં સાવધાન થઈ પિંડ પિંડની પાસે ગાયત્રી જપવી અને 'પિતૃગતે સોમાય સ્વાહા' એમ કહેવું. પિતૃને તૃપ્ત કરવાના પદાર્થમાં જે રજસ્વલા હોય, જે કાનરૂપ અંગથી રહિત (બેરી) હોય અને જે બીજાના વંશમાં થયેલી હોય તે ગ્રહણ કરવી ન જોઈએ, અને રેહેવી ન જોઈએ. જળને તરનારા મનુષ્યે પિતામહોનું કીર્તન કરવું નદીને પામી પિતૃનું પિંડોથી તર્પણ કરવું. પ્રથમ જળથી પોતાના વંશમાં થએલાઓનું તર્પણ કરી પછી સ્નેહિ સંબંધિ વર્ગોની જલાંજલિ* આપવી. પિતૃ વિચિત્ર બે બળદથી જોડેલા ગાડાવડે જળને તરનારા માણસથી અને વહાણમાં ચઢનારા માણસથી જળને ઈચ્છે છે માટે તે જાણનારા પુરૂષો સાવધાન થઈ સદા વહાણમાં બેઠેલા જળ આપે છે. કૃષ્ણપક્ષના અર્ધ માસમાં (અમાસને દિવસ) પિતૃને તૃપ્તિ પમાડનારા પદાર્થો આપવા. પિતૃની ભક્તિથી પુષ્ટિ, આયુષ્, વીર્ય અને લક્ષ્મી થાય છે. હે કુરૂ કુળશ્રેષ્ઠ પિતામહ, પુલસ્ત્ય, વસિષ્ઠ, પુલહ, અંગિરા, ક્રતુ અને મહર્ષિ કશ્યપ આ સર્વ મહા યોગેશ્વરો કહેલા છે. હે રાજન્, આ પિતૃ, અને આ ઉત્તમ શ્રાદ્ધનો વિધિ કહ્યો તે કર્મવડે પ્રેતોપિંડોના સંબંધથી મુક્ત થાય છે. હે પુરૂષ શ્રેષ્ઠ, આ રીતે આ શાસ્ત્ર પ્રમાણે પૂર્વે દેખાડેલી શ્રાદ્ધની ઉત્પત્તિ કહી, હવે આથી બીજું દાન કહેવાનો છું.

इत्येषापुरुषश्रेष्ठश्राद्धोत्पत्तिर्यथागमम् ॥
व्याख्यातापूर्वनिर्दिष्टादानंवक्ष्याम्यतःपरम् ॥ २२ ॥

इति श्रीम० अ० आ० दा० श्रा० द्विनवतितमोऽध्यायः ॥९२॥

---

युधिष्ठिरउवाच ॥ द्विजातयोव्रतोपेताहविस्तेयदिभुञ्जते ॥
॥ अन्नंब्राह्मणकामायकथमेतात्पितामह ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે પિતામહ, જેઓ વ્રતવાળા બ્રાહ્મણો છે

---

* જળના ખોબલા આપવા તે.

તેઓ જો દશાહ (દશમા) વગેરેમાં હવિ (ઘૃત) અને અન્ન ખાય તો એ અન્ન કેમ બ્રાહ્મણની કામના માટે થાય? ભીષ્મ બોલ્યા—વેદમાં કહેલાં વ્રતો રહિત મનુષ્યો ઈચ્છારૂપ કારણે કરી ભોજન કરી શકે, પણ હે યુધિષ્ઠિર, વેદોક્ત વ્રત હોય તો ભોજન કરનારા વ્રતને લોપનારા થાય. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે માણસો જે આ તપ એમ કહે છે અને અપવાસને જૂદો કહે છે માટે એજ તપ છે અથવા અહિં બીજું કંઈ તપ છે? ભીષ્મ બોલ્યા કે જે જન માસ, અર્ધ માસના ઉપવાસથી જે તપ માને છે તે આત્મારૂપ તંત્રને હણનાર છે, તપસ્વી નથી અને ધર્મને જાણનાર પણ નથી, અથવા આત્મરૂપ તંત્રને શોષણ પમાડનારો જે જન છે તે માસ અર્ધ માસના ઉપવાસથી જે તપ છે તેને માને છે પણ તપસ્વી અને ધર્મને જાણનાર તેને માનતો નથી. દાનની સંપત્તિ (વૃદ્ધિ) પણ ઉત્તમ તપ કહેવાય છે. બ્રાહ્મણે સદા ઉપવાસિ થવું, બ્રહ્મચારી થવું, સદા મુનિ થવું, સદા વેદ જપવો, કુટુંબનું પોષણ કરનાર થવું, ધર્મને ઈચ્છનાર થવું, સદા મનુષ્યે જાગરણવાળા થવું, સદા અમાંસાશી (માંસ ન ખાનાર) થવું, સદા પવિત્ર પાઠ કરવો, સદા સત્યવાદી થવું, સદા નિશ્ચયવાન્ થવું, સદા વિઘસાશી થવું, સદા અતિથિપ્રિય થવું, સદા અમૃતને ખાનાર થવું અને સદા પવિત્ર થવું. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે પાર્થિવ, કેવી રીતે સદા ઉપવાસવાળું થવું, કેમ બ્રહ્મચારી થવું, કેમ વિઘસાશી થવું અને કેમ અતિથિ પ્રિય થવું? ભીષ્મ બોલ્યા—જે નર પ્રાતઃકાલનાં ભોજન વિના ફરીને જમતો નથી તે સદા ઉપવાસવાળો થાય છે. ઋતુમાં સ્ત્રી પાસે જનારો માણસ બ્રહ્મચારી અને સદા દાનના સ્વભાવવાળો ઋતવાદી થાય છે. વૃથા (યજ્ઞાદિ કારણ વિના) માંસને ન ખાનારો, અમાંસાશી (માંસને ન ખાનાર) થાય છે. દાનને આપનારો પવિત્રી અને દિવસે ન સૂનારો અસ્વપ્ન (જાગરણવાળો) થાય છે. હે યુધિષ્ઠિર, જે નર સદા નોકર અને અતિથિયો જમ્યા પછી જમે છે તે કેવળ અમૃત જમે છે એમ જાણો. જે નર બ્રાહ્મણોના જમ્યા વગર જમતો નથી એ ન જમનાર માણસે સ્વર્ગ જીતાય છે. જે દેવતા પિતૃ અને આશ્રિતથી શેષ રહેલું ખાય છે તેને વિઘસાશી કહે છે. હે જનાધિપ, તેઓને બ્રહ્માના સ્થાનમાં અવિનાશી લોક પ્રાપ્ત થાય છે, અને ગંધર્વો સહિત અપ્સરાઓ મળે છે. વળી દેવતા, અતિથિ અને પિતૃની સાથે તેઓ ભોજન કરે છે. પુત્ર તથા

પૈત્રોની સાથે ક્રીડા કરે છે અને તેઓની ઉત્તમ ગતિ થાય છે. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે પિતામહ, બ્રાહ્મણોને જૂદા જૂદા પ્રકારનાં દાનો આપે છે તે દેનાર અને ગ્રહણ કરનારાઓમાં કોણ વિશેષ છે? ભીષ્મ બોલ્યા—જે બ્રાહ્મણ સારા માણસથી દાન લે છે તથા નઠારા નરથી દાન લે છે તેમાં ગુણવાન્ વિષે થોડો દોષ છે, પણ નિર્ગુણ વિષે તો બૂડે છે. હે ભારત, આ ઠેકાણે વૃષાદર્ભિ અને સપ્તર્ષિઓના સંવાદરૂપ આ પ્રાચીન ઈતિહાસ કહું છું. કશ્યપ, અત્રિ, વસિષ્ઠ, ભરદ્વાજ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ, અને સતી અરૂંધતી તે સર્વની ગંડા નામે કામ કરનારી (દાસી) હતી અને એનો ભર્તા પશુસખ શૂદ્ર હતો. તેઓ સર્વ પૂર્વે સમાધિવડે સનાતન બ્રહ્મલોકને મેળવવા તપ કરતા થકા આ પૃથ્વિમાં ફરતા હતા. હે કુરૂનંદન, એ પછી જેમાં ક્ષુધાયુક્તલોક દુઃખેકરી પ્રાણવાળો થયો હતો તે મોટી અનાવૃષ્ટિ મરકી થઈ ત્યારે પૂર્વે કોઈ પણ યજ્ઞમાં શિબિ રાજાના પુત્ર શૈબ્યે ઋત્વિજોને પ્રથમ પુત્ર આપ્યો. એ વખતમાં અલ્પ આયુષ્યવાળો સમર્થ એવો તે મરણ પામ્યો અને ક્ષુધાથી સંતાપ [illegible]ેલા તેઓ તેને વિંટી વળી ઉભા રહ્યા. પછી હે ભારત, ક્ષુધાથી પીડા પામેલા શ્રેષ્ઠ ઋષિઓ યજમાનના પુત્રને પ્રાણ રહિત જોઈ થાળીમાં પકાવવા લાગ્યા. આ રીતે અન્નરહિત થએલા આ લોકમાં આત્માને રક્ષણ કરવા ઇચ્છતા એવા તે તપસ્વિઓ અન્નને કારણે દુઃખિત વૃત્તિને પામ્યા હતા. એ પછી માર્ગમાં ફરનારા, પૃથ્વીને પાળનારા રાજા શિબિના પુત્ર વૃષાદર્ભિએ પકાવતા, ક્લેશ પામતા તે ઋષિઓને જોયા. વૃષાદર્ભિ બોલ્યો—હે તપોધનો, દાન તારે છે અને લેનારને પુષ્ટિ થાય છે, માટે મારી પાસે જે ધન છે તે માગો; માગનારો બ્રાહ્મણ મને પ્રિયજ છે વાસ્તે હું તમને હજાર ખચ્ચર, અકેક સર્વમાં શીઘ્ર ચાલનારી, શ્વેત રોમવાળી, ઉત્તમતાવાળી ઘોડીઓ આપું. કુલીન, ધુરંધર, સર્વથી ધોળા, લાખ બળદ આપું. બાલ ગર્ભવાળીને સ્થૂલ, ગાયોમાં ઉત્તમ, સારાં આચરણવાળી ગાયો આપું. ઉત્તમ ગામ, ચોખા, રસ, જવ, અને બીજું કંઈ દુર્લભ રત્ન આપું, પણ તમે આ ન ભક્ષણ કરવા લાયક વસ્તુમાં આવો ભાવ ન કરો, હું તમને પોષણ માટે શું આપું? ઋષિયો બોલ્યા—હે રાજન્, રાજાઓનું દાન, મધના સરખું અતિ સ્વાદવાળું, અને ઝેરની ઉપમા અપાય તેવું છે, તે જાણનાર છતાં તમો અમને શામાટે લોભાવવાનું કરો છો? દેવતાઓના

સમુદ્રરૂપ આ લોક બ્રાહ્મણોને આશ્રય કરી રહ્યું છે (ગતલબ બ્રાહ્મણો સર્વ દેવરૂપ છે), માટે નિર્મળ, તપવડે પ્રસન્ન થએલો એ, દેવતાઓને પ્રસન્ન કરે છે. આ લોકમાં ક્યારેક પણ દિવસમાં બ્રાહ્મણનું જે તપ થાય છે તેને મળેલું રાજાનું દાન અગ્નિની પેઠે બાળી નાખે છે માટે હે રાજન્, નિરંતર તમારૂં દાન સહિત કુશળ થાઓ અને અર્થિઓ (ઈચ્છાવાળા) ને સર્વ આપો, એમ કહી તેઓ બીજે રસ્તે ચાલતા થયા. તે મહાત્માઓનું માંસ કાચુંજ હતું અને આહારને ઈચ્છનારા તે સર્વે તેને તજ્યા પછી વનમાં ગયા. તે સમયે રાજાએ મોકલેલા એના મંત્રિઓ વનમાં જઈ ઉંબરાનાં ફળોને શોધી તેઓને આપવા લાગ્યા. પછી તેઓના ચાકરોએ બીજાં ફળો સુવર્ણ મધ્યમાં નાંખી આણ્યાં અને તેઓને આપવા સમીપ દોડ્યા, એવામાં અત્રિએ ભારે છે એમ જાણી કહ્યું કે આ ફળો ગ્રહણ કરવા યોગ્ય નથી; અમે મંદ વિજ્ઞાનવાળા નથી, અમે મંદ બુદ્ધિવાળા નથી, આ સોનાવાળાં છે એમ જાણીએ છીએ, અમે સમજનારા છીએ, અને જાગીએ છીએ, અહિં આ લીધેલું (દાન) મરણ પછી કડવા ઉદયવાળું થાય માટે મરણ પછી સુખને ઈચ્છનારાએ અહિં દાન લેવા યોગ્ય નથી. વસિષ્ઠ બોલ્યા—સો મોહોર જેટલું, હજાર મોહોર જેટલું તથા ઘણું દાન લેનારો અતિ પાપિ ગતિમાં પડે છે. કસ્યપ બોલ્યા—પૃથિવિમાં જે ચોખા, જવ, સુવર્ણ, પશુ અને સ્ત્રીઓ છે તે સર્વે એકને સંપૂર્ણ નથી માટે વિદ્વાને શાંતિ રાખવી. ભરદ્વાજ બોલ્યા—જે રીતે ઉત્પન્ન થએલાં વૃદ્ધિને પામતા રૂરૂ મૃગનું શિંગડું પણ વધે છે તે રીતે પુરૂષની પ્રાર્થના (ઈચ્છા) પણ વધતી જાય છે માટે લાભના સુખની માત્રા નથી. ગૌતમ બોલ્યા કે તે દ્રવ્ય લોકમાં નથી કે જે લોકને સંપૂર્ણ કરે, કારણ કે સમુદ્રના સરખો પુરૂષ ક્યારે પણ પૂરાતો નથી. વિશ્વામિત્ર બોલ્યા—કામનાને ઈચ્છનારાની કામના જ્યારે વધે છે ત્યારે પાછી એને બીજી તૃષ્ણારૂપ કામના બાણની પેઠે વિંધે છે. જમદગ્નિ બોલ્યા કે દાનમાં જે સંયમ (નિયમ) રાખવો તે જરૂર તપને ધારણ કરે છે અને અહિં લોભ પામનારા બ્રાહ્મણનું તે ધન ભ્રષ્ટ થાય છે. અરૂંધતી બોલ્યાં—ધર્મને માટે દ્રવ્યોનો જે સંચય કરવો તે એક મતથી માનેલો છે પણ આ લોકમાં દ્રવ્યના સંગ્રહથી તપનો સંગ્રહ ઉત્તમ છે. ગંડાબોલી—જે આ ઉગ્ર ભયથી મારા આ અતિ બળવાન્ માલેકો બ્હીએ છે, ત્યારે હું એથી અધિક દુર્બળની પેઠે

કરૂં છું. પશુસખ બોલ્યો—વિધર્મમાં[1] જે પરમપદ નથી તે પરમપદને બ્રાહ્મણો ધન માને છે, માટે હું વિનયને અર્થે (શિખવા સારૂ) સારા વિદ્વાનની યથાયોગ્ય ઉપાસના કરૂં છું. ઋષિયો બોલ્યા કે જેની આ પ્રજા છે અને જે આ રીતે કપટયુક્ત ફળો આપણને આપે છે તેનું દાન સાથે કુશળ થાઓ. ભીષ્મ બોલ્યા કે આ પ્રમાણે કહી જેઓના મધ્યમાં સુવર્ણ નાખેલું છે તે ફળોને તજી જેઓએ વ્રત ધારણ કરેલું છે એવા તે સર્વે ઋષિયો બીજે ગયા. મંત્રિઓ બોલ્યા—હે પૃથ્વીના પતિ, તમારા કપટની શંકાથી તેઓ તે ફળોને તજ્યા પછી બીજે માર્ગેજ ગયા તે તમને વિદિત થાઓ. આ પ્રમાણે તે નોકરોએ કહ્યું ત્યારે તે વૃષાદર્ભિ કોપ્યો અને તેઓ સર્વેનો બદલો વાળવા ઘેર ગયો. જઈને તીવ્ર નિયમમાં રહેલા તે રાજાએ હોમવા યોગ્ય અગ્નિમાં સંસ્કારવાળા મંત્રોથી એક એક આહુતિ હોમવા માંડી, તે અગ્નિમાંથી લોકને ભય કરનારી કૃત્યા ઉત્પન્ન થઈ, તેનું નામ વૃષાદર્ભિએ 'યાતુધાની' એમ પાડયું. તે કૃત્યા કાળ રાત્રીની પેઠે બે હાથ જોડી ઉભી રહી અને વૃષાદર્ભિ રાજાને શું કરૂં ? એમ કહેવા લાગી. વૃષાદર્ભિ બોલ્યો—જા, સાત ઋષિ, અરૂંધતી, દાસીના પતિ, અને દાસીના નામને મનથી ધારણ કર અને એઓનાં નામોને જાણી એ સર્વેને નાશ પમાડ. તેઓ નાશ પામે ત્યારે જ્યાં તારી ઈચ્છા હોય ત્યાં પોતાની મેળે જજે. તે સ્વરૂપવાળી યાતુધાની 'તમે કહ્યું તેમ કરીશ' એમ પ્રતિજ્ઞા કરી જ્યાં તે મહર્ષિયો ફરતા હતા તે વનમાં ગઇ. ભીષ્મ બોલ્યા—હે રાજન્, હવે અત્રિ વગેરે મહર્ષિઓ તે વનમાં મૂળ તથા ફળોને ખાતા ફરતા હતા, પછી તેઓએ અતિ સ્થૂલ, ખભા, હાથ, પગ, મુખ અને પેટવાળા. સ્થૂળ અંગોવાળા. તથા કુતરાની સાથે જતા પરિવ્રાજને જોયો. તે સર્વ, અંગોથી વધેલા, શુભ પરિવ્રાજને જોઈ અરૂંધતીએ ઋષિયોને એવું કહ્યું કે તમે આવા થશો નહિ. વસિષ્ઠ બોલ્યા—અહિં આપણું જેમ સાયંકાલ અને પ્રાતઃકાલે હોમવા યોગ્ય અગ્નિહોત્ર ન હોમેલું છે તેમ એને નથી તેથી તે કુતરાસહિત જાડો છે* અત્રિ બોલ્યા—જે રીતે આપણું વીર્ય ક્ષુધાવડે નાશ પામેલું છે. અને દુઃખે અધ્યયન કરેલું પણ નષ્ટ થયું છે તે રીતે એને અહિં નથી તેથી કુતરાસહિત સ્થૂળ છે× વિશ્વામિત્ર બોલ્યા—આપણુની પેઠે અહિં નિરંતર શાસ્ત્ર-

---

૧ વિરૂદ્ધ ધર્મમાં. * મતલબે કે—નિત્ય કર્મ લોપાવાથી દુર્બલતા છે.
× સારકે—આપણુને ભૂખનું દુઃખ અને ભણેલાનો નાશ થયો છે.

રૂપ (શાસ્ત્રમાં કહેલો) ક્ષય પામેલો ધર્મ આને નથી. વળી આળસુ, ક્ષુધામાં તત્પર અને મૂર્ખ છે તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. જમદગ્નિ બોલ્યા—જે પ્રમાણે આપણને વર્ષનાં અન્ન અને બળતણનો ચિત્તમાં વિચાર છે તે પ્રમાણે આને અહિં નથી તેણે કરી કૂતરાસહિત સ્થૂળ છે. કશ્યપ બોલ્યા—આને આપણની પેઠે ચાર સહોદર (સગા ભાઈયો) 'આપો આપો' એમ માગનારા નથી તેણેકરી કૂતરાસહિત સ્થૂળ છે. ભરદ્વાજ બોલ્યા-આપણની પેઠે આ, બુદ્ધિરહિત, બ્રહ્મ બંધુ (બ્રાહ્મણ જેવા)ને સ્ત્રીના આરોપથી થએલો શોક નથી તેણે કરી કૂતરા સહિત સ્થૂળ છે. ગૌતમ બોલ્યા—આપણની પેઠે ત્રણ વર્ષનું (અતી જુનુ) ત્રણ દોરાથી સાંધેલું એક એક રંકુ મૃગનું ચર્મ નથી તેણે કરી કૂતરા સહિત સ્થૂલ છે. ભીષ્મ બોલ્યા—એ પછી તે પરિવ્રાજ (સન્યાસી) તે ઋષિયોને જોઈ કૂતરાની સાથે ન્યાય (લોક રીતિ) પ્રમાણે તેની પાસે જઈ હાથનો સ્પર્શ* કરવા લાગ્યો, અને વનમાં ક્ષુધાને નિવારણ કરનારી સેવા પરસ્પર જણાવી તેઓ સાથેજ રહેવા લાગ્યા. વળી એક નિશ્ચય અને એક કામવાળા મૂળ, ફળોને તોડી ગ્રહણ કરનારા તેઓ વનોમાં ફરવા લાગ્યા. કોઈ વખતે તેઓએ ધાટા વૃક્ષોથી વિંટાએલી, પવિત્ર જળ અને નિર્મળ પાણીવાળી, સુંદર, બાળ સૂર્યના શરીર સરખી શોભાવાળાં કમળોથી શોભેલ, વૈદૂર્ય મણિના વર્ણ સરખી કમળની પાંખડીઓવડે વિંટાએલ, જળના સમૂહ (જળના જથા) ને સેવનારાં જૂદા જૂદા પ્રકારવાળાં પક્ષિઓવડે યુક્ત, એક જેનું દ્વાર છે એવી, કાદવ રહિત, ન લઈ શકાય તેવી અને જેમાં ઉતરવાનો માર્ગ સારો છે એવી કમલિની (કમળની વેલ) દીઠી, તે કમલિનીને વૃષાદર્ભે મોકલેલી, વિકાર યુક્ત દેખાવવાળી, 'યાતુધાની' એ રીતે વિખ્યાત થએલી કૃત્યા રક્ષણ કરતી હતી. તે કૃત્યાએ સાચવેલી કમલિની પાસે કમળ તંતુ સારૂ પશુસખ જેઓનો સહાય છે એવા તે સર્વ મહર્ષિઓ ગયા. તે વખતે તે મહર્ષિઓ તે ખરાબ દેખાવવાળી કમલિનીના તીરમાં રહેલી, તે યાતુધાની કૃત્યાને જોઈ બોલ્યા કે એકલી તું કોણ? કોને અર્થે રહેલી છે? શું પ્રયોજન છે? અને કમલિનીના તીરનો આશ્રય કરી તું શું કરવા ઈચ્છે છે? તે કહે. યાતુધાની બોલી—હે તપરૂપ ધનવાળા, હું જે છું તેશું, તમારે કોઈ રીતે પૂછવું નહિ, તમે સર્વ ગને કમલિનીની

* હાથ સાથે હાથ મેળવવો તે, જેને ઇંગ્રેજીમાં સેકહાન કહે છે તે.

રક્ષણ કરનારી જાણો. ઋષિઓ બોલ્યા--અમે સર્વ ભૂખથી પીડિતજ છીએ અને અમારી પાસે બીજું કશું નથી માટે તમારું મત હોય તો અમે સર્વ કમળના તંતુઓ લેઈએ. યાતુધાની બોલી કે--અહિં ઠરાવવડે ઈચ્છાથી કમળના તંતુઓ ગ્રહણ કરો, પ્રથમ એક એક મને નામ કહી પછીથી ગ્રહણ કરો, વાર લગાડો માં. ભીષ્મ બોલ્યા--તે યાતુધાની કૃત્યાને ઋષિઓના વધને ઈચ્છનારી જાણી ક્ષુધાવ્યાપ્ત આત્માવાળા અત્રિ તે સમયે વચન બોલ્યા. અત્રિએ કહ્યું--હે શોભને ( શોભનારી ), જે પાપથી રક્ષા કરે તે અત્રિ, અને જે હમણાં રાત્રિમાં ત્રણવાર નથી ભણતો તે અરાત્રિ અથવા પાપથી રક્ષા કરે તે પણ અરાત્રિ કહેલ છે, માટે અરાત્રિ અને અત્રિ એજ મારૂં નામ જાણો. યાતુધાની બોલી-હે મહા કાંતિવાળા, તમે મારી પાસે જે કહ્યું એમ નથી, દુઃખે ધારણ કરાય એવું છે માટે જાવ, કમલિનીને કાંઠે ઉતરો. વસિષ્ઠ બોલ્યા--હું અતિ વસુવાળો એટલે અણિમાદિ સિદ્ધિવાળો અતિ ઉત્તમ છું અને વસવા યોગ્ય સ્થાનોમાં વસું છું માટે વસિષ્ઠ ( અતિ વસુમાન્ ) પણાથી અને વાસ ( વસવા ) થી મને વસિષ્ઠ એ રીતે ( એ નામવાળો ) જાણો. યાતુધાની બોલી--દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવો આ તમારા નામનો નિશ્ચય છે, એ ધારણ કરાય તેમ નથી માટે જાઓ કમલિનીને તીરે ઉતરો. કશ્યપ બોલ્યા--હું કુળ કુળ પ્રત્યે કશ્યપ નામે બ્રાહ્મણ એટલે અંતર્યામિરૂપે કરી શરીરોને પાળનાર, ઈશ્વરરૂપે કરી ભોગવનાર અને બ્રહ્મરૂપે કરી લય પમાડનાર છું, કુમ એટલે સૂર્યરૂપણું અને કાશ પુષ્પની તુલ્યતાથી કાશ્ય ( દીપ્તિમાન્ ) છું, આ મારૂં નામ ધારો. યાતુધાની બોલી--હે મહાદ્યુતે, જે રીતે આ નામ તમે મારી પાસે કહ્યું, એ મનથી દુઃખે ધારણ કરી શકાય એવું છે માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ભરદ્વાજ બોલ્યા--હે શોભને (સુંદરિ ), હું પુત્ર ન હોય તેઓને, શિષ્ય ન હોય તેઓને, દેવતાઓને, બ્રાહ્મણોને, ભાર્યાને અને વર્ણસંકરને પોષું છું* તેથી ભરદ્વાજ છું યાતુધાની બોલી--દુઃખે જેના અક્ષરો કહેલા છે એવું તમારા નામનું નિરૂપણ છે, એ મનથી દુઃખવડે ધારણ કરાય માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ગૌતમ બોલ્યા--હે કૃત્યે હે યાતુધાનિ, હું ઈન્દ્રિયોને જીતવાથી સ્વર્ગ અને પૃથ્વીને નિયમમાં રાખનાર છું, ધુમ રહિત અગ્નિના જેવો છું, તમારામાં બ્રહ્મને જોવાથી બી-

* પાળું છું.

જાઓ જેનું દમન ન થાય એવો છું માટે મને ગૌતમ જાણો. યાતુધાની બોલી—હે મહામુને, જે રીતે તમે મારી પાસે આ નામ કહ્યું એ ધારણ કરી શકાય એમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. વિશ્વામિત્ર બોલ્યા—હે યાતુધાનિ, વિશ્વેદેવા, ( બ્રહ્માંડના દેવો અને ઈંદ્રિયો ) મારા મિત્રરૂપ છે અને હું ઈન્દ્રિયોનો મિત્ર છું તેથી મને વિશ્વામિત્ર એ રીતે ખ્યાતિ પામેલો જાણો. યાતુધાની બોલી—દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવો તમારા નામનો નિશ્ચય છે, એ ધારી શયકા તેમ નથી માટે જાઓ કમલિની પાસે ઉતરો. જમદગ્નિ બોલ્યા—હે શોભને ( કલ્યાણિ ), જેમાં દેવોનું યજન કરાય છે એવા અગ્નિના પ્રાકટ્યથી હું થયો છું એમ જાણો અને તેથી જમદગ્નિ એમ પ્રસિદ્ધ છું માટે મને માનો. યાતુધાની બોલી—હે મહામુને, જે રીતે તમે આ નામ મારી પાસે કહ્યું એ ધારણ કરી શકાય તેવું નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. અરૂંધતી બોલ્યાં—સ્વામિની પાછળ પર્વતો, પૃથ્વી, અને સ્વર્ગમાં રહું છું તથા ભર્ત્તાના મનને અનુસરૂં છું તેથી મને અરૂંધતી એમ જાણો. યાતુધાની બોલી—દુઃખે જેના અક્ષરો કહેલા છે એવો આ તમારાં નામનો નિશ્ચય ધારણ કરી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. ગંડા બોલી—હે અનલ સંભવે ( અગ્નિથી થએલ ), મુખના એક ભાગમાં આ ધાતુને ગંડા એ રીતે કહે છે તે ઉંચા ભાગે કરી ગંડા એ રીતે મને પ્રસિદ્ધ થએલી જાણો. યાતુધાની બોલી—જેના અક્ષરો દુઃખથી બોલેલ છે એવા આ તમારા નામનો નિશ્ચય ધારણ કરી શકાય એમ નથી, માટે ચાલતાં થાઓ, અને કમલિની પ્રત્યે ઉતરો. પશુસખ બોલ્યો—હે અગ્નિ સંભવે ( અગ્નિથી થએલ ), હું પશુઓ ( જીવો ) ને જોઇ રંજન પામું છું, નિરંતર પશુઓનો સખા છું તેથી મારૂં ગૌણ નામ પશુસખા છે એમ જાણો. યાતુધાની બોલી—દુઃખે કરી જેના અક્ષરો કહેલા છે એવું તમારૂં આ નામ છે એ ધારણ કરી શકાય તેમ નથી માટે જાઓ કમલિની પ્રત્યે ઉતરો. શુનઃસખ બોલ્યો—હે યાતુધાનિ, આ લોકોએ જે રીતે નામ કહ્યું એ રીતે હું અહિં કહેવા ઉત્સાહ પામતો નથી પણ મને મુનિયો સખા ધારો. યાતુધાની બોલી—હે દ્વિજ, સંદેહવાળી વાણીવડે આ તમારા નામના નિશ્ચયનું બોલવું છે માટે ફરી હવે તમે જે નામ હોય તે કહો. શુનઃસખ બોલ્યો—જો તમે મારૂં એક ફેરે કહેલું નામ ન ગ્રહણ કર્યું તો ત્રિદંડે હણેલી જા, ઘણીવાર લગાડમાં, ભસ્મરૂપ થા, આમ કહ્યું. તે

વખતે બ્રહ્મદંડ સરખા તે વચનવડે મસ્તક ઉપર પ્રહાર પામેલી તે કૃત્યા પૃથ્વી ઉપર પડી અને તે ભસ્મપણાને પામી, અને શુનઃસખા તે બળવાન્ યાતુધાનીને હણી પૃથ્વીમાં ત્રિદંડને સ્થિર રાખી લીલાં તૃણ ઉપર બેઠો. તેવામાં તે સર્વે મુનિઓ કમળ અને કમળના તંતુઓ ઈચ્છા પ્રમાણે લેઈ હર્ષસહિત ઉભા થયા, અને મોટા શ્રમવડે તેઓ કમળના તંતુઓને ભેગા કરી કમલિનીને તીરે નાંખી જળવડે તર્પણ કરવા લાગ્યા. એ પછી તે જળ પાસેથી ઉભા થઈ તેઓ સર્વે શ્રેષ્ઠ પુરૂષો બહાર આવ્યા, પણ તેઓએ કમળતંતુઓ દીઠા નહિ. ઋષિયો બોલ્યા—કેણે ક્રૂર ક્ષુધાથી વ્યાપ્ત, પાપ કર્મવાળા, આહારને ઈચ્છનારા આપણાં કમળ તંતુઓ લીધા, આ રીતે શંકા પામેલા તે શ્રેષ્ઠ બ્રાહ્મણો એક બીજાને પૂછવા લાગ્યા અને હે અરિકર્શન, તેઓ સર્વે ઠરાવ કરવા લાગ્યા વળી તેઓ સર્વે 'ઠીક' એમ કહી તેજ વખતે સાથે ભૂખથી પીડા પામેલા અને અતિ થાકેલા સમ દેવા લાગ્યા. અત્રિ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે પગવડે ગાયનો સ્પર્શ કરો, સૂર્યની સામું મૂતરો અને અનધ્યાયોમાં અધ્યયન કરો. વસિષ્ઠ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે લોકમાં અનાધ્યાય વિષે ભણો, કૂતરાઓને ખેંચો અને પરિવ્રાજ (સંન્યાસી) છતાં કામ વૃત્તિવાળો થાઓ. જે કમળના તંતુઓની ચોરી કરે છે તે શરણાગતને હણો, પોતાની પુત્રીથી (તેનું મૂલ્ય લઈ) આજીવિકા ચલવો અને કૃપણથી અથવા ખેડૂથી અર્થોને ઈચ્છો. કશ્યપ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે સર્વ ઠેકાણે બધું બોલો, થાપણનો લોપ કરો અને ખોટા સાક્ષિપણાને પામો. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે વૃથા માંસને ખાનાર થાઓ, વૃથા દાન કરો અને દિવસે સ્ત્રી પાસે જાઓ. ભરદ્વાજ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે ક્રૂર, તથા સ્ત્રી, જ્ઞાતિ અને ગાયોવિષે ધર્મને તજનાર થાઓ, અને બ્રાહ્મણને પણ યુદ્ધ કે વાદમાં જીતો. જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે ઉપાધ્યાયને નીચે કરી ઋચૂ અને યજુષ્‌ને ભણો તથા ખડના અગ્નિમાં હોમ કરો. જમદગ્નિ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરે છે તે પાણીમાં વિષ્ઠા ફેંકો, ગાયને હણો અને દ્રોહ કરો તથા ઋતુવિના મૈથુન પામો. જે કમળ તંતુઓની ચોરી કરે છે તે દ્વેષ યોગ્ય, ભાર્યાવડે આજીવિકા ચલાવનાર, દૂર જેઓના બંધુ છે એવો અને વૈરવાન્ થાઓ, તેમ

એક બીજાનો અતિથિ થાઓ. ગૌતમ બોલ્યા—જે કમળ તંતુઓની ચોરી કરનાર છે તે વેદોને ભણી તજે, ત્રણ અગ્નિઓને લોપો તથા સોમવલ્લીને વેચો. જે કમળતંતુઓની ચોરી કરનાર છે તે એક કૂવાવડે જેમાં આજીવીકા ચાલતી હોય તે ગામમાં વસનારો જે બ્રાહ્મણ શૂદ્રીનો પતિ હોય તેની સમાન લોકપણાને પામો. વિશ્વામિત્ર બોલ્યા—જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે ગતિરહિત, બહુ પુત્રવાળો થાઓ અને એના જીવતાં બીજા લોકો એના ગુરૂ (પિતા વગેરે) અને દાસોનું ભરણ પોષણ કરો. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે વેદના સમૂહવાળો છતાં અપવિત્ર, સમૃદ્ધિવડે અહંકારી, અને ખેડૂત છતાં મત્સરવાળો થાઓ. જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે રાજાનો પુરોહિત, વર્ષાકાલમાં ફરનારો ચાકર, અને ન યજન કરાવવા યોગ્ય જનનો ઋત્વિક્ થાઓ. અરૂંધતી બોલ્યાં—જે સ્ત્રી કમળનાતંતુઓની ચોરી કરનારી છે તે નિત્ય સાસુને પરાભવ પમાડો, ભર્તાથી ઉદાસ થાઓ અને એકલી સ્વાદ ચાખો. જે સ્ત્રી કમળના તંતુઓની ચોરી કરનાર છે તે જ્ઞાતિઓ (નાતિલાઓ) ના ઘરના મધ્યમાં રહેલી દિવસાસ્ત વખતે સાથવો ખાઓ; તેમ ન ભોગવવા લાયક (જેની યોનિ બગડેલ છે એવી) વીરને જણનારી થાઓ. ગંડા બોલી—જે સ્ત્રી કમળ તંતુઓની ચોરી કરનાર છે તે સદા ખોટું બોલો, બંધુઓ (સગાં) સાથે વિરોધ કરો, અને મૂલ્યવડે કન્યા આપો. જે સ્ત્રી ચોરી કરનારી છે તે પોતે અન્ન રાંધી ખાઓ, દાસીપણામાં જુની (વૃદ્ધ) થાઓ અને ખરાબ કર્મવડે મરણ પામો. પશુસખ બોલ્યો—જે કમળના તંતુઓની ચોરી કરનાર છે તે ઉત્તમ જન્મ રહિત, નિર્ધન, દેવતાઓની પાસે ન નમનાર અને દાસજ થાઓ. શુનઃસખ બોલ્યો—જે કમળતંતુઓ ચોરનાર છે તે બ્રહ્મચર્યને ન પાળનારા છંદોગને અથવા અધ્વર્યુને દીકરી આપો અથવા વિપ્ર આથર્વણ વેદને ભણી કુશળ થાઓ.

ઋષિઓ બોલ્યા—હે શુનઃસખ, તમે જે આ શપથ કર્યો (સમખાધો) એ બ્રાહ્મણોને પ્રિય છે માટે તમે સર્વના કમળ તંતુઓની ચોરી કરી છે. શુનઃસખ બોલ્યો—અહિં નાખેલા ભક્ષ્ય પદાર્થને ન જોતા, કરેલા કર્મવાળા તમોએ જે કહ્યું એ સત્ય છે પણ એ મિથ્યા (ખોટું) નથી. મેં કમળના તંતુઓની ચોરી કરી છે. હે પાપરહિત પુરૂષો, મેં અહિં સંતાડેલા આ કમળ તંતુઓ જુઓ. આ રીતે મેં આપ ભગવાનોની પરીક્ષા સારૂ કર્યું

હતું. હું તમારા સર્વની રક્ષા અર્થે આવેલો છું; કારણ કે આ અતિ ક્રૂર, વૃષાદર્ભિએ મોકલેલી યાતુધાની તમારા વધને ઈચ્છનારી હતી. હે તપોધનો, મેં એને હણી. હે વિપ્રો આ, દુષ્ટ, પાપી, અગ્નિથી થએલી તમને હણશે તેથી (તેમ જાણી) હું આવેલો છું પણ તમે મને ઈંદ્ર સમજો. હે બ્રાહ્મણો, લોભ ન કરવાથી સર્વ કામનાને આપનારા, અક્ષય લોકો તમને પ્રાપ્ત થયા છે માટે શીઘ્ર અહિંથી ઉઠો અને તે લોકોને પામો. ભીષ્મ બોલ્યા—ત્યારે પ્રસન્ન થએલા સર્વ મહર્ષિયો 'ઠીક' એમ ઈંદ્રને કહી દેવતાઓના અધિપતિની સાથેજ સ્વર્ગ પ્રત્યે ગયા. આ પ્રમાણે તે કાળમાં ઘણી ક્ષુધાવડે યુક્ત એવા એ મહાત્માઓ બીજા મહાત્માઓએ બહુ પ્રકારવાળા ભોગોએ કરી પ્રાર્થના કરેલા છતાં જે લોભ કરતા ન હતા તો સ્વર્ગને પામ્યા, માટે સર્વ અવસ્થાઓમાં પુરૂષે લોભનો ત્યાગ કરવો. હે રાજન્, આ ઉત્તમ ધર્મ છે માટે લોભને તજવો. જે નર આ સારા ચરિતને સમુદાયમાં કહે છે તે અર્થને ભોગવનાર થાય છે અને દુઃખો પામતો નથી. વળી એના પિતૃ, ઋષિયો તથા દેવતા પ્રસન્ન થાય છે અને એ મનુષ્ય મૂવા પછી યશ, ધર્મ અને અર્થનો ભાગી ( ભાગવાળો ) થાય છે.

प्रीयन्तेपितरश्चास्यऋषयोदेवतास्तथा ॥

यशोधर्मार्थभागीचभवतिप्रेत्यमानवः ॥ १४९ ॥

इति श्रीम० अ० आ० दा० बिसस्तैन्योपाख्यानेत्रिनवतितमो ऽध्यायः ॥ ९३ ॥

---

**भीष्मउवाच** ॥ अत्रैवोदाहरन्तीममितिहासंपुरातनम् ॥

॥ यद्वृत्तंतीर्थयात्रायांशपथंप्रतितच्छृणु ॥ १ ॥

ભીષ્મ બોલ્યા—આ વિષયમાંજ આ પુરાતન ઈતિહાસ કહેવાય છે. તીર્થ યાત્રામાં સોગન પ્રત્યે (સોગનની બાબતમાં) જે થયું હતું તે સાંભળો. હે ભરતશ્રેષ્ઠ, મહારાજ, પૂર્વે રાજર્ષિ અને બ્રહ્માર્ષિઓ સાથે કોઈએ કમળો માટે ચોરી કરી હતી. ભેગા થએલા ઋષિયો પશ્ચિમ પ્રભાસમાં આવેલા વિચાર કરવા લાગ્યા કે સર્વ આપણે ઈચ્છા પ્રમાણે હર્ષથી પુણ્યકારિ તીર્થો વાળી સર્વ પૃથ્વીમાં ફરીએ, આમ વિચારી હે રાજન્, શુક્ર, અંગિરા,

કવિ, વિદ્વાન્, અગસ્ત્ય, નારદ, પર્વત, ભૃગુ, વસિષ્ઠ, કશ્યપ, ગૌતમ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ઋષિગાલવ, અષ્ટક, ભરદ્વાજ, અરૂંધતી, વાલખિલ્ય, આ ઋષિઓ અને શિબિ, દિલીપ, નહુષ, અંબરીષ, રાજા યયાતિ, ધુંધુમાર અને પૂરૂ આ રાજાઓ મોટા મહિમાવાળા ઈંદ્રને આગળ કરી સર્વ તીર્થોમાં ફરતા માઘ માસની પૂર્ણિમાને દિવસે પુણ્યજળવાળી કૌશિકી નદી પ્રત્યે ગયા. સર્વ તીર્થોમાં જેનું પાપ નાશ પામેલું છે એવા તેઓ પછી અતિ પુણ્યકારિ બ્રહ્મસર પ્રત્યે ગયા, ત્યાંથી અગ્નિસરખા તેઓ દેવ તીર્થના જળમાં પ્રવેશ કરી જેઓએ કમળતંતુ અને પુષ્પો ખાધેલાં છે એવા કેટલાક ત્યાં કમળતંતુઓને કાઢવા લાગ્યા. હે રાજન્, કંઈક બ્રાહ્મણો ત્યાં મૃણાલોને ખેંચી કાઢવા લાગ્યા. પછી તેઓએ અગસ્ત્યે જે પાણીના ધુનામાંથી કમળ કાઢેલું હતું તે હરાતું દીઠું. અગસ્ત્યે તે સર્વ મુખ્ય ઋષિયોને પૂછ્યું કે કોણે મારૂં સુંદર કમળ લીધું ? તમારાઓપ્રત્યે શંકા કરૂં છું માટે મને કમળ આપો, તમે જરૂર કમળ ચોરવાને યોગ્ય નથી. હું સાંભળું છું. કાળ અધર્મના પરાક્રમને હણે છે પણ આ કાળ તો તે એવો આવ્યો છે કે જેમાં ધર્મની પીડા વર્ત્તે છે માટે અહિં જ્યાં સૂધી પાસે અધર્મ ન વર્ત્તે તેટલામાં સુરલોકપ્રત્યે ઘણો વખત રહેવા જઈએ. આગળ ગામના મધ્યમાં બ્રાહ્મણો ઘાટા સ્વરોથી વેદ શૂદ્રોને સંભળાવશે, આગળ રાજા વ્યવહારમાં ધર્મોને નહિ જૂવે, માટે હું પરલોક જવાનો છું. પાસે જેટલા વખતમાં સર્વ નરો અધમ, મધ્યમ અને અતિ ઉત્તમોનું અપમાન નથી કરતા અને જ્યાંસૂધી આ (જગત્) ઘણા અજ્ઞાનવાળું નથી તેટલામાં ઘણો વખત પરલોક પ્રત્યે જાઉં. આગળ અતિ બળવાન્ ઉત્તમે દુર્બલોને ભોગવાતા જોવાનો છું માટે ઘણો વખત પરલોક પ્રત્યે જઈશ, અહિં જીવલોકને જોવા ઉત્સાહ પામતો નથી. આ સાંભળી તે મહર્ષિને પીડા પામેલા ઋષિયો કહેવા લાગ્યા—હે મહર્ષે, અમે તમારાં કમળને ચોરનારા નથી માટે તમારે ખોટો પરાભવ ન કરવો. અમે તીક્ષ્ણ સોગનોવડે સમ ખાઈયે છીયે. હે પાર્થિવ, નિશ્ચયવાળા, તે મહર્ષિઓ અને આ ધર્મને જોતા એવા રાજાઓ તે પછી અનુક્રમે પુત્ર પૌત્રો સાથેજ સોગન ખાવા લાગ્યા. ભૃગુ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે અહિં બોલાવેલો સામો બોલનાર થાઓ, તાડન કરેલો સામો લગાવનાર થાઓ અને ઘોડા બળદ તથા ઉંટ વગેરેનાં માંસોને ભક્ષણ કરનાર થાઓ. વસિષ્ઠ બોલ્યા—જે તમારાં કમ-

ળને ચોરનાર છે તે લોકમાં સ્વાધ્યાય વિષે તત્પર ન થાઓ, કૂતરાને ખેંચો અને પૂરમાં ભીક્ષુ થાઓ. કશ્યપ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે સર્વ ઠેકાણે સર્વ વેચો, થાપણમાં લોભ કરો અને ખોટા સાક્ષિપણાને પામો. ગૌતમ બોલ્યા—જે તમારાં કમળને હરનાર છે તે બુદ્ધિની સમતારહિત એવા કામ ક્રોધ વગેરેથી અહંકારવાળો થઈ જીવો અને ખેતી કરનાર તથા મત્સરવાળો થાઓ. અંગિરા બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે કૂતરાને ખેંચો, તેનો વેદ સમૂહ અપવિત્ર થાઓ. વળી બ્રાહ્મણને હણનાર, પ્રાયશ્ચિત્ત રહિત થાઓ. ધુંધુમાર બોલ્યો—જે તમારાં કમળને ચોરનાર છે તે, મિત્રોના કરેલા ઉપકારને ન જાણનાર શૂદ્રાને વિષે પ્રજા કરો અને સંપાદન કરેલી વસ્તુને એકલો ભોગવો. પૂરૂ બોલ્યો—જે તમારાં કમળને ચોરનાર છે તે ચિકિત્સામાં ગતિ કરો, ભાર્યાવડે પોષણ પામો અને સસરાથી તેની વૃત્તિ (જીવીકા) હો. દિલીપ બોલ્યો—જે તમારાં કમળને ચોરનાર છે તે, એક જળના સ્થાનની જીવિકાવાળા ગામમાં, શૂદ્ર જાતની સ્ત્રીનો પતિ જે બ્રાહ્મણ હોય તેના લોકોને પામો. શુક્ર બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે વૃથા માંસ ખાઓ, દિવસે મૈથુન પામો અને રાજાનો દાસ થાઓ. જમદગ્નિ બોલ્યા—જે તમારાં કમળનો હરણ કરનાર છે તે અનાધ્યાયોમાં ભણો, શ્રાદ્ધમાં અયોગ્ય મિત્રને જમાડો અને શૂદ્રના શ્રાદ્ધમાં જમો. શિબિ બોલ્યો—જે તમારાં કમળનેચોરનાર છે તે ન ધારણ કરેલા અગ્નિવાળો મરણ પામો, યજ્ઞમાં વિઘ્ન કરો અને તપસ્વિયો સાથે વિરોધ કરો. યયાતિ બોલ્યો—જે તમારાં કમળને ચોરનાર છે તે ઋતુવિના વ્રતવાળો, ભાર્યા વિષે પ્રજા કરો અને વેદોનો તિરસ્કાર કરો. નહુષ બોલ્યો—જે તમારાં કમળને હરનાર છે તે અતિથી ( યતિ ) છતાં ઘરમાં રહેનાર થાઓ, દીક્ષાવાળો છતાં ઈચ્છા પ્રમાણે વર્તનાર અને ધનવડે વેચેલો દાસ વિદ્યા આપો. અંબરીષ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે ક્રૂર તથા સ્ત્રીઓ, જ્ઞાતિયો, અને ગાયો વિષે ધર્મને તજનાર થાઓ અને બ્રાહ્મણને પણ હણો. નારદ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે ઘરમાં જ્ઞાનવાળો, બહાર સ્વરવિના પદ હોય તેમ શાસ્ત્ર ભણો અને અતિ મોટાઓનું અપમાન કરો. નાભાગ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે સદા ખોટું બોલો, સજ્જનો સાથે વિરોધ કરો અને મૂલ્યવડે કન્યા આપો. કવિ બોલ્યા—જે તમારાં ક-

મળને હરનાર છે તે બે પગવડે ગાયને પ્રહાર કરો, સૂર્ય પ્રત્યે (સૂર્ય સામો) પેશાબ કરો અને શરણાગતને તજો. વિશ્વામિત્ર બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે ધાન્યવડે વેચેલો દાસ, વૃષ્ટિને બંધ કરો, રાજાનો પુરોહિત થાઓ અને ન યજન કરાવવા લાયક લોકનો ઋત્વિક્ થાઓ. પર્વત ઋષિ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે ગામડામાં અધિકારી થાઓ, ગધેડાંરૂપ વાહનવડે ચાલો અને વૃત્તિને અર્થે કૂતરાઓને ખેંચી જાઓ.ભરદ્વાજ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તેને જે સર્વ પાપોનું ગ્રહણ, ક્રૂર વિષે અને ખોટામાં છે તે પાપ સદા તેને થજો. અષ્ટક બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે રાજા કુશળ બુદ્ધિરહિત, ઈચ્છા પ્રમાણે વર્ત્તનાર, પાપને કરનાર હો, અને અધર્મવડે પૃથ્વીને પાળો. ગાલવ બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે પાપિષ્ટોથી પણ અપૂજ્ય, પોતાનાઓમાં પાપને કરનાર થાઓ; અને દાન આપી કહી સંભળાવો. અરૂંધતી બોલ્યાં—જે સ્ત્રી તમારાં કમળને ચોરનારી છે તે સાસુનું વાંકુ બોલો, પતિથી ઉદાસ થાઓ અને એકલી સ્વાદવાળું ખાઓ. વાલખિલ્યો બોલ્યા—જે તમારાં કમળને ચોરનાર છે તે વૃત્તિને અર્થે એક પગે ગામના ઝાંપા પાસે ઉભો રહો અને ધર્મને જાણનાર છતાં ધર્મને તજનાર થાઓ. શુનઃસખ બોલ્યો—જે તમારાં કમળને ચોરનાર છે તે બ્રાહ્મણ અગ્નિહોત્રનો અનાદર કરી સુખે સુવો અને સંન્યાસી છતાં ઇચ્છા પ્રમાણે વર્ત્તનાર થાઓ. સુરભી બોલી—જે તમારાં કમળને ચોરનાર છે તે બલ્વજ નામના ઘાસ અથવા પુરૂષના વાળથી બનાવેલી રજ્જુએ પાદ બંધન થઇ કાંસાના પાત્રમાં પારકા વાછડાવડે દોવાઓ. ભીષ્મ બોલ્યા—હે કૌરવેંદ્ર હેરાજન્, તે વખતે જૂદા જૂદા પ્રકારના, કહેવાતા, ઘણા તે સોગનોવડે દેવોનો રાજા, હજાર નેત્રોવાળો ઇંદ્ર પ્રસન્ન થયો અને કોપ પામેલા તે મુખ્ય બ્રાહ્મણને જોઈ ઇંદ્ર બ્રહ્મર્ષિ, દેવર્ષિ, અને રાજર્ષિઓના મધ્યમાં જેને રોષ થએલો છે એવા તે ઋષિને બોલાવી પોતાનો જે અભિપ્રાય બોલ્યો તે અહિં હમણાં મારાથી જાણો. ઇંદ્ર બોલ્યા—જે કમળને લેનાર છે તે બ્રાહ્મણ અધ્વર્યુને અથવા બ્રહ્મચર્યને આચરનારા છંદોગ બ્રાહ્મણને દીકરી આપો, અને અથર્વ વેદને ભણી સ્નાત (કુશળ) થાઓ. જે તમારાં કમળને ચોરનાર છે તે સર્વ વેદોનું અધ્યયન કરો, પુણ્ય આચરનાર અને ધાર્મિક થાઓ તથા બ્રહ્માનાં સ્થાન પ્રત્યે જાઓ. અગસ્ત્ય બોલ્યા—હે બલિને મા-

રનાર ઇંદ્ર, તમે આશિર્વાદરૂપ સોગન કહ્યા માટે મને કમળ આપો, આ સનાતન ધર્મ છે. ઇંદ્ર બોલ્યા—હે ભગવન્, મેં આજ લોભથી કમળ ધારણ કર્યું નથી પણ ધર્મો સાંભળવાની ઈચ્છાથી હરેલ છે માટે તમે ક્રોધ કરવા યોગ્ય નથી. મેં આ, ધર્મની શ્રુતિયોની મહત્તાવાળી, પીડાઓ રહિત, નિરંતર નાશ રહિત, સત્ય, ઋષિયોના ધર્મરૂપપાજ સાંભળી તેથી હે વિદ્વન્, દ્વિજોમાં શ્રેષ્ઠ, નિંદા રહિત, હે ભગવન્, કમળ ગ્રહણ કરો અને મારી ઉદ્ધતાઈ ક્ષમા કરવા યોગ્ય છો. આ રીતે ઇંદ્રે કહ્યું ત્યારે તે અતિ કોપવાળા, તપસ્વિએ કમળ ગ્રહણ કર્યું અને બુદ્ધિમાન્ એવા તે મુનિ પ્રસન્ન થયા. પછી વનમાં ફરનારા તેઓ ફરીને તીર્થો પ્રત્યે ગયા તથા તેઓ પુણ્યકારિ તીર્થોમાં શરીરોને સ્નાન કરાવવા લાગ્યા. જે યોગ્ય મનુષ્ય પર્વે પર્વમાં આ આખ્યાંનનો પાઠ કરે છે તે મૂર્ખ પુત્રને ઉત્પન્ન કરતો નથી અને આકૃતિ રહિત થતો નથી. વળી કોઇ આપત્તિ તેને સ્પર્શ કરતી નથી, પીડા રહિત થાય છે, જરાને ધારણ કરનાર થતો નથી, રજોગુણરહિત અને કલ્યાણ યુક્ત એવો મરણ પછી સ્વર્ગને પામે છે. હે નરોત્તમ, જે ઋષિઓએ પાળેલું શાસ્ત્ર શિખે છે તે અવિનાશિ એવા બ્રહ્માના લોક પ્રત્યે જાય છે.

यश्चशास्त्रमधीयीतऋषिभिःपरिपालितमम् ॥
सगच्छेद्ब्रह्मणोलोकमव्ययंचनरोत्तम ॥ ९३ ॥

इति श्रीम० अ० आ० दा० शपथविधिर्नामचतुर्नवतितमोऽध्यायः ॥ ९४ ॥

---

युधिष्ठिरउवाच ॥ यादिदंश्राद्धकृत्येषुदीयतेभरतर्षभ ॥
॥ छत्रंचोपानहौचैवकेनतत्सम्प्रवर्त्तितम् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, શ્રાદ્ધનાં કૃત્યોમાં જે આ છત્ર અને પગરખાં (જોડા) અપાય છે તે કોણે પ્રવર્તાવેલાં છે? એ કેમ ઉત્પન્ન થયું? શામાટે દેવાય છે? કેવળ શ્રાદ્ધનાં કૃત્યોમાં નહિ પણ પુણ્યોમાં પણ દેવાય છે? હે બ્રહ્મન્, ઘણાં નિમિત્તો વિષે પુણ્યનો આશ્રય કરી અપાય છે માટે એ ખરી રીતે વિસ્તારથી સાંભળવા ઈચ્છું છું. ભીષ્મ બોલ્યા—હે રાજન્, સાવધાન થઈ છત્ર અને પગરખાંનો વિસ્તાર સાંભળો. જે રીતે લોકમાં

એ પ્રસિદ્ધ થયું, જે રીતે એ પ્રવર્ત્યું, જે રીતે ક્ષય ન પમાડી શકવાપણાને પામ્યું અને જે રીતે પુણ્યપણાને પામ્યું એ સર્વ મહાત્મા સૂર્ય અને જમદગ્નિના સંવાદરૂપ હે નરાધિપ સમગ્રપણાથી કહું છું. હે પ્રભો, પૂર્વે તે, સાક્ષાત્ ભગવાન્ ધનુષ્વડે ક્રીડા કરતા હતા અને ભૃગુ કુળમાં થએલા જમદગ્નિ બાણોને સાંધી સાંધી ફેંકતા હતા અને હે અચ્યુત, તે ફેંકેલા દીપ્ત તેજવાળા, તેના સર્વ બાણોને લઈ તે રેણુકા (તેની સ્ત્રી) તે વખતે તેને આપતી હતી. એ પછી તે પ્રત્યંચા અને બાણના શબ્દે કરી હર્ષ પામેલા બાણો ફેંકવા લાગ્યા અને રેણુકા તેઓને પાછા લાવવા લાગ્યાં. જ્યારે જ્યેષ્ઠા તથા મૂળમાં રહેલા સૂર્ય મધ્યાન્હને પ્રાપ્ત થયા ત્યારે તે બ્રાહ્મણે બાણો ફેંકી રેણુકાને આ રીતે આ વચન કહ્યું—હે વિશાળ નેત્રવાળિ, હે સુંદર ભૃગુટીવાળી, હું જેટલામાં ફરીને આ બાણો ફેંકુ તેટલામાં જાઓ, ધનુષ્થી પડેલાં બાણોને લાવો. હે જનાધિપ, જતાં એવાં તે સ્ત્રી મધ્યમાં વૃક્ષની છાયાનો આશ્રય કરી બેઠાં. તેનું મસ્તક તપ્યું હતું ને પગો તપેલા હતા તેથી તે મુહૂર્ત (બેઘડી) બેઠાં, પણ પતિના શાપના ભયથી શુભ, શ્યામ નેત્રવાળાં તે ફરીને બાણો લેવા ગયાં અને તેઓને લઈ યશવાળાં અતિ સુંદર અંગવાળાં, ખેદ પામેલાં, પગોવડે દુઃખને નિયમમાં રાખતાં અને સ્વામિના ભયથી કંપતાં એવાં તે પતિની પાસે ગયાં. તે સમયે ક્રોધ પામેલા તે ઋષિએ તે, સુંદર મુખવાળાં રેણુકાને હે રેણુકા, તમે કેમ ઘણે વખતે આવ્યાં? એમ વારંવાર વચન કહ્યું. રેણુકા બોલ્યાં—હે તપોધન, પ્રથમ મારૂ મસ્તક અતિ તપ્યું, પછી પગ તપ્યા, આ રીતે સૂર્યનાં તેજે રોકેલી હું વૃક્ષની છાયાનો આશ્રય કરવા લાગી. હે વિભો, હે બ્રહ્મન્, આ કારણથી મેં આ ઘણીવાર કરી, હે તપોધન, આ મારૂં વચન સાંભળી તમે ક્રોધ કરો માં. જમદગ્નિ બોલ્યા— હે રેણુકા, આજે તમને દુઃખ આપનારા, પ્રકાશિત કિરણવાળા આ સૂર્યને બાણોએ અસ્રરૂપ અગ્નિનાં તેજવડે પાડીશ. ભીષ્મ બોલ્યા—તે દિવ્ય ધનુષ્નો ટંકારવ કરી ઘણા બાણો લઈ સૂર્યની ચોતરફ તે જ્યાં જાય તે તરફ મુખ રાખી ઉભા રહ્યા. એ પછી હે કૌંતેય, તેને ધનુષ્ ધારણ કરેલા જોઈ સૂર્ય બ્રાહ્મણના રૂપવડે તેની સમીપ આવી આવું બોલ્યા—સૂર્ય તમારો શું અપરાધ કરે છે? આકાશમાં તે તે ઠેકાણે રેહેતા સૂર્ય કિરણોવડે રસને (જળને) લે છે અને દિવસને કરનારા સૂર્ય વર્ષાકાળમાં લીધેલા રસને વર્ષે છે.

હે વિપ્ર, તેથી મનુષ્યોનાં સુખને ધારણ કરનારૂં અન્ન થાય છે. જેમકે વેદોમાં અન્નરૂપ પ્રાણ છે એમ કહેવાય છે. હે બ્રહ્મન્, વળી વાદળાંઓમાં ગૂઢ કિરણોવડે યુક્ત આ સાત દ્વીપો પ્રત્યે વૃષ્ટિવડે વરસે છે તેથી હે પ્રભો, વૃષ્ટિવડે થએલું ઔષધીઓનું, લતાઓનું, પુષ્પ પત્રોથી થએલું ને સર્વ અન્ન થાય છે. હે ભાર્ગવ, જે રીતે અન્નથી સર્વ જાત કર્મો, વ્રત, ઉપનયન (જનોઈ દેવીએ), ગોદાન, વિવાહ, યજ્ઞ સમૃદ્ધિઓ, શાસ્ત્રો, દાનો, સંયોગો અને ધનના સંગ્રહો પ્રવર્તે છે તે તમે જાણો છો. વળી જેટલાં રમણીય, જેટલાં આરંભવાળાં કાર્યો છે તે સર્વ અન્નથી થાય છે, આ તમારૂં જાણેલુંજ કહું છું. હે વિપ્ર, મેં જે આ કહ્યું તે સર્વે તમે જાણોજ છો માટે હે વિપ્રર્ષે, તમને પ્રાર્થના કરૂં છું અથવા પ્રસન્ન કરવા કહું છું કે સૂર્યને પાડીને (પાડવાથી) તમને શું થશે?, તમારૂં શું કામ થશે? મતલબ કશું નહિ.

सर्वंहिवेत्थविप्रत्वंयदेतत्कीर्त्तितंमया ॥

प्रसादयेत्वांविप्रर्षेकिंतेसूर्यानिपात्यवै ॥ २८ ॥

इति श्रीम० अ० आ० दा० छत्रोपानहोत्पत्तिर्नामपञ्चनवतितमोऽध्यायः ॥ ९५ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ एवंप्रयाचतितदाभास्करेमुनिसत्तमः ॥

॥ जमदग्निर्महातेजाःकिंकार्यंप्रत्यपद्यत ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—એ પ્રમાણે જ્યારે સૂર્યે માગણી કરી ત્યારે મહાતેજસ્વી, મુનિશ્રેષ્ઠ, જમદગ્નિ શું કામ સિદ્ધ કરવા લાગ્યા? ભીષ્મ બોલ્યા—હે કુરૂનંદન, તે રીતે સૂર્યે યાચના કરતાં છતાં પણ તે, અગ્નિની સમાન કાંતિવાળા મુનિ જમદગ્નિ શાંતિ પામ્યાજ નહિ, ત્યારે હે વિશાંપતે, બ્રાહ્મણના રૂપવાળા સૂર્ય બે હાથ જોડી એમને પ્રણામ કરી મધુરવાણીથી તે પ્રત્યે આ વચન બોલ્યા—હે વિપ્રર્ષે, ચાલતા સૂર્યનું ચિન્હ ( નિશાન ) સદાચળ છે ત્યારે ચળ અને સદા ચાલનારા સૂર્યને તમે કેમ ભેદશો? જમદગ્નિ બોલ્યા—સ્થિર એવા પણ અને ચળ એવા પણ તમે તેને જ્ઞાનરૂપ નેત્રવડે જાણું છું માટે અવસ્ય આજ મારે તમને વિનય પ્રાપ્ત કરવો. હે દિવસને કરનાર સૂર્ય, તમે મધ્યાન્હે અર્ધ નિમેષ* ( અર્ધ મટકાંવાર )

---

* આંખોને મટમટાવવાનું જે અર્ધ તેટલો વખત.

રહો છો ત્યારે તમને ભેદિશ, એમાં મને વિચાર નથી. સૂર્ય બોલ્યા—હે ધનુર્ધારિયોમાં ઉત્તમ, હે વિપ્રર્ષે, તમે જરૂર મને ભેદશો માટે હે ભગવન્, અપકારી છતાં મને શરણુ આવેલો જાણો. ભીષ્મ બોલ્યા—તે વખતે ભગવાન્ જમદગ્નિ હસિને તેને કહેવા લાગ્યા—હે સૂર્ય, તમે પ્રણામ પામ્યા છો માટે તમારે ભય કરવો નહિ, કારણુ કે જે માણુસ બ્રાહ્મણોમાં રહેલી સરલતાને, પૃથ્વીતલમાં જે સ્થૈર્ય છે તેને, ચંદ્રની સૌમ્યતાને, વરૂણુની ગંભીરતાને, અગ્નિની દીપ્તિ ( પ્રકાશ ) ને, મેરૂની પ્રભા ( કાંતિ ) ને અને સૂર્યના પ્રતાપને, આ સર્વને ઉલંઘન કરે તે શરણુ પામેલાને હણે. વળી જે શરણુ આવેલાને હણે છે તે ગુરૂની સ્ત્રી વાળો થાય, તે બ્રાહ્મણુને હણુનાર થાય અને તે મદિરાનું પાન કરે. હે તાત, જે રીતે તમારા કિરણોથી પ્રકાશિત માર્ગ સુખે જવાય એવો થાય તે રીતે આ અવિનયનું સમાધાન કરો. ભીષ્મ બોલ્યા—એટલું કહી તે વખતે ભૃગુકુળમાં ઉત્તમ તે ( જમદગ્નિ ) બોલતા બંધ થયા. એ પછી ઝટ સૂર્યે તેને છત્ર અને પગરખાં અર્પણુ કર્યાં. સૂર્ય બોલ્યા—હે મોટા ઋષિ, મસ્તકના રક્ષણુરૂપ, મારાં કિરણોને વારનાર, છત્ર અને પગના રક્ષણુ માટે પગરખાં ગ્રહણુ કરો, આજથી માંડી આ લોકમાં એ ચાલશે અને સર્વ પુણ્યોમાં પરમ, ક્ષય ન પમાડાય તેવું થશે. ભીષ્મ બોલ્યા—હે ભરત, સૂર્યે આ છત્ર અને પગરખાં પ્રવર્ત્તાવેલાં છે અને એ ત્રણુ લોકમાં પુણ્યકારિ પ્રસિદ્ધ થએલાં છે માટે બ્રાહ્મણોને ઉત્તમ છત્ર અને પગરખાં અર્પણુ કરો, તેમાં મોટો ધર્મ થશે, એમાં મને વિચાર નથી. હે ભરતશ્રેષ્ઠ, જે દ્વિજ (વિપ્ર) ને ધોળું, સો દાંડીવાળું, છત્ર આપે છે તે મરણુ પછી સુખ પામે છે. હે ભરતશ્રેષ્ઠ, વળી તે બ્રાહ્મણોએ પૂજેલો, ઇંદ્રના લોકમાં નિરંતર અપ્સરા અને દેવોની સાથે વસે છે. હે મહાબાહો, જે તાપ પામતા બ્રાહ્મણુ અને વખાણુવાયોગ્ય વ્રતવાળા વિપ્રને પગરખાં અર્પણુ કરે છે તે પણુ દેવોએ માનેલા લોકોને પામે છે. હે ભારત, મૂવા પછી તે ગોલોકમાં હર્ષસહિત વસે છે. હે ભરતશ્રેષ્ઠ, મેં આ ( આખ્યાન ) સમગ્રપણુાથી તમને કહ્યું, તેમ હે ભરતસત્તમ, છત્ર અને પગરખાનાં દાનનું ફળ કહ્યું.

एतत्तेभरतश्रेष्ठमयाकात्स्न्र्येनकीर्त्तितम् ॥
छत्रोपानहदानस्यफलंभरतसत्तम ॥ २२ ॥

इति श्रीम० अ० आ० दा० छत्रोपानहृदानप्रशंसानामषण्णवतितमोऽध्यायः ॥ ९६ ॥

युधिष्ठिरउवाच ॥ गार्हस्थ्यंधर्ममखिलंप्रब्रूहिभरतर्षभ ॥
॥ वृद्धिमाप्नोतिकिंकृत्वामनुष्यइहपार्थिव ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, હે પૃથ્વીપતે, આ લોકમાં મનુષ્ય શું કરવાથી વૃદ્ધિ પામે તે અને સર્વ ગૃહસ્થપણારૂપ ધર્મ કહો. ભીષ્મ બોલ્યા—હે ભરતકુળમાં થએલા જનાધિપ, અહિં વાસુદેવ અને પૃથ્વીના સંવાદરૂપ પ્રાચીન વૃત્તાંત કહું છું. હે ભરતશ્રેષ્ઠ, તમે જે આજ મને પૂછો છો તે પ્રતાપવાન્ વાસુદેવે દેવી પૃથ્વીની સ્તુતિ કરી પૂછ્યું હતું. વાસુદેવ પૂછવા લાગ્યા—હે પૃથ્વી, ગૃહસ્થપણાના ધર્મનો આશ્રય કરી મેં અથવા મારા જેવાએ શું અવસ્ય કરવા યોગ્ય છે? અથવા શું કરવાથી ફળ થાય? પૃથ્વી બોલી-હે માધવ, જે રીતે ઋષિઓ, દેવ, અને મનુષ્યો યજન કરવા યોગ્ય છે તથા પૂજવા લાયક છે તે રીતે તે મારાથી જાણો. સદા યજ્ઞવડે દેવતાઓ, સદા અતિથિપણાએ મનુષ્યો અને જે રીતે છંદથી (ઈચ્છાથી) સદા પૂજ્યોને ભોજન કરાવવામાં આવે છે તેણેકરી હે મધુસૂદન (કૃષ્ણ), ઋષિયોના ગણો પ્રસન્ન થાય છે. હે મધુદૈત્યને હણનાર, નિરંતર જમ્યાવિના અગ્નિની પરિચર્યા (સેવા) કરવી, તેમજ વૈશ્વદેવ કરવો, તેણેકરી દેવતાઓ પ્રસન્ન થાય છે, પિતૃને પ્રીતિ પ્રાપ્ત કરવા દિવસે દિવસે અન્ન વગેરેથી, જળથી અથવા પય, અને મૂળ, ફળથી શ્રાદ્ધ કરવું. વિધિ પ્રમાણે અગ્નિમાં સિદ્ધ થએલા અન્નથી વૈશ્વદેવ કરવો. જેમ અગ્નિષ્ટોમનો વૈશ્વદેવ, પછી ધન્વંતરિનો વૈશ્વવેદ અને પ્રજાપતિનો જૂદો હોમ કરાય છે તેમ ક્રમે કરી બલિકર્મ (વૈશ્વદેવ) કરવું. હે માધવ, દક્ષિણ દિશામાં યમને, પશ્ચિમમાં વરૂણને, ઉત્તરમાં ચંદ્રને, વાસ્તુમધ્યમાં પ્રજાપતિને, પૂર્વ ને ઉત્તરની મધ્યમાં ધન્વંતરીને, પૂર્વમાં ઇંદ્રને અને ઘરના દ્વારમાં મનુષ્યોને બલિ આપુછું એમ કહેવું. માંહેના ઘરમાં મરૂત્ દેવતાઓને બલિદાન આપવું. તેમજ વિશ્વે દેવોને આકાશ રસ્તે બલિ આપવો અને રાત્રિમાં રાત્રિવિષે ફરનારા પ્રાણિયોને બલિ આપવો,આ રીતે ઠીક બલિદાન કરી બ્રાહ્મણને ભિક્ષા આપવી. બ્રાહ્મણ ન મળે તો અગ્ર ભાગ લઈ અગ્નિમાં ફેંકવો. જ્યારે મનુષ્ય પિતૃને પણ શ્રાદ્ધ આપવા

ઈચ્છે ત્યારે શ્રાદ્ધ કર્મ થયા પછી તે કરવું, પિતૃઓનું તર્પણ કરી વિધિથી બલિદાન કરવું, તે પછી વૈશ્વદેવ અને ત્યારપછી બ્રાહ્મણવાચન* કરવું. હે મહારાજ, તે પછી વિશેષ અન્નવડે પૂજાપૂર્વક અતિથિયોને જમાડવા, પછી મનુષ્યોને પ્રસન્ન કરવા. હવે અતિથિ આ નામનું કારણ બતાવે છે—જે કારણથી નિત્ય રહેતો નથી તેથી અતિથિ કહેવાય છે. નિરંતર આચાર્ય, પિતા, સખા, આપ્તજન અને અતિથિને આ મારા ઘરમાં છે એમ કહી સર્વ નિવેદન કરવું તથા તેઓ જે કહે તે કરવું, આ રીતે ધર્મ કરાય છે. હે કૃષ્ણ, ગૃહસ્થ પુરૂષે સદા શેષ રહેલાને જમનાર થવું. સંપૂર્ણ વર્ષ રહેલા, રાજાના ઋત્વિક્, વ્રતવાળા, ગુરૂ અને સસરાને મધુપર્કવડે પૂજવા. વળી કૂતરાઓને, ચાંડાલોને અને પક્ષિયોને માટે પૃથ્વી ઉપર નાંખવું. વૈશ્વદેવ નામે જે કર્મ છે તે સાયંકાળે અને પ્રાતઃકાળે કરાય છે. જે મનુષ્ય ગુણોમાં દોષ દ્દષ્ટિને તજી આ ગૃહસ્થપણાના ધર્મોને આચરે છે તે અહિ ઋષિઓનાં વરદાનોને પામી મરણ પછી બીજા લોકમાં પૂજાય છે. ભીષ્મ બોલ્યા—આ રીતે ભૂમિનું વચન સાંભળી પ્રતાપવાન્, વસુદેવના પુત્ર (કૃષ્ણ), તેમ કરવા લાગ્યા, તમે પણ એવું સદા આચરણ કરો. હે જનાધિપ, આ ગૃહસ્થના ધર્મને આચરનારા તમે આ લોકમાં યશ પામી મૂવા પછી સ્વર્ગને પામશો.

एतद्गृहस्थधर्मस्त्वंचेष्टमानोजनाधिप ॥
इहलोकेयशःप्राप्यप्रेत्यस्वर्गमवाप्स्यसि ॥ २६ ॥

इति श्रीम० अ० आ० दा० बलिदानविधिर्नामसप्तनवतितमोऽध्यायः ॥ ९७ ॥

---

युधिष्ठिरउवाच ॥ आलोकदानंनामैतत्कीदृशंभरतर्षभ ॥
॥ कथमेतत्समुत्पन्नंफलंवातद्ब्रवीहिमे ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, દીપદાન જે પ્રસિદ્ધ છે તે કેવું છે? એ કેમ ઉત્પન્ન થયું અને એનું ફળ કેવી રીતે થાય છે તે, મને કહો. ભીષ્મ બોલ્યા—હે ભારત, અહિ પ્રજાપતિ મનુ અને સુવર્ણ નાગના ઋ-

* સ્વતિવાચન.

પિના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ કહું છું. હે ભારત, કોઇ પણ સુવર્ણના-મે તપસ્વી હતા, તે વર્ણથી સુવર્ણ સરખા વર્ણવાળા હતા તેથી સુવર્ણ એમ પ્રસિદ્ધિ પામ્યા. કુળ, શીલ, અને ગુણોથી યુક્ત, સ્વાધ્યાયમાં પાર પામેલા તે, પોતાના ગુણોવડે ઘણા સારા વંશમાં થએલા લોકોને ઉલ્લંઘન કરી ગયા હતા. તે બ્રાહ્મણે કોઇ વખતે મનુને જોયા અને તેની સમીપ ગયા તથા તે બે ત્યાં એક બીજાને કુશળ પ્રશ્ન કરવા લાગ્યા. તે પછી સત્ય સંકલ્પવાળા તે બે સુવર્ણના પર્વત મેરૂમાં રમણીય શિલાની પીઠ ઉ-પર સાથે બેઠા. ત્યાં તેઓ જુના, મહાત્મા, બ્રહ્મર્ષિ, દેવ અને દૈત્યોની જૂદા જૂદા પ્રકારોને આશ્રય કરનારી કથા કહેતા હતા. તેઓમાં સુવર્ણે સ્વાયંભૂવ (બ્રહ્માના પુત્ર) મનુપ્રત્યે વચન કહ્યું કે સર્વ પ્રાણિયોના હિત માટે તમે મારૂં પ્રશ્ન કહેવા યોગ્ય છો. હે પ્રજેશ્વર, પુષ્પોવડે જે દેવ-તાઓ પૂજાય છે એ શું? કેમ ઉત્પન્ન થયું? તેનું ફળ અને યોગ (પ્રાપ્તિ) મને કહો. મનુ બોલ્યા—અહિં મહાત્મા શુક્ર અને બલિના સંવાદરૂપ આ પ્રાચીન ઇતિહાસ કહું છું. ત્રણ લોકને પાળનારા, વિરોચનના પુત્ર બલિની પાસે ઝટ ભૃગુના કુળને ધારણ કરનારા, શુક્ર આવ્યા. તે શુક્રને અર્ઘનાં જળ વગેરેથી સત્કાર કરી વિધિ પ્રમાણે ઘણી દક્ષિણા આપનારા તે, દૈત્યોના અધિપતિ (બલિ) પાછળથી આસન ઉપર બેઠા. પછી ત્યાં તમે જે પુષ્પ, ધૂપ અને દીપના દાનના ફળ પ્રત્યે કથા કહી તે કથા થઈ ને તે વખતે દૈત્યોના પતિ બલિએ કવિયોના ઇંદ્ર શુક્રને ઉત્તમ પ્રશ્ન પૂછ્યો. બલિ પૂછવા લાગ્યા—હે બ્રહ્મવિત્તમ, હે દ્વિજશ્રેષ્ઠ, પુષ્પ, ધૂપ, અને દીવાના દાનનું શું ફળ? તે તમે કહેવા યોગ્ય છો. શુક્ર બોલ્યા—પ્રથમ તપ[1] ઉત્પન્ન થયું, તે પછી ધર્મ[2] ઉત્પન્ન થયો, એ વખતમાંજ લતા અને ઔષધીઓ[3] થઈ. પૃથ્વીત-લમાં બહુ પ્રકારે ચંદ્રનો આત્મા થયો, તેમ અમૃત, વિષ (ઝેર) તથા જે બીજા પદાર્થો છે તે અને તૃણની જાતિઓ થઇ. તેઓમાં અમૃત મનની પ્રીતિને અને ઝટ તૃપ્તિને આપે છે, તથા તીવ્ર એવું સર્વ તરફ ગંધવડે મનને ગ્લાનિ પમાડે છે માટે અમૃતને મોટું મંગળરૂપ માનો અને ઝેરને મોટું અમં-ગલ (કલ્યાણ રહિત) માનો. સર્વ ઔષધિયો અમૃતરૂપ છે. વિષ અગ્નિથી થ-એલાં તેજ રૂપ છે. જે કારણથી પુષ્પો મનને આનંદ પમાડે છે અને શ્રીને[4] પણ

૧ વર્ણાશ્રમનો ધર્મ. ૨ દયા વિગેરે ૩ ચોખા વિગેરે.
૪ લક્ષ્મી અથવા શોભા.

ધારણ કરે છે માટે પુણ્યકર્મવાળા નરોએ તેને સુમનસ કહેલી છે. જે પવિત્ર માણસ દેવતાઓને પુષ્પો આપે છે તેને દેવતાઓ પ્રસન્ન થાય છે અને પુષ્ટિ પણ આપે છે. હે સમર્થ, દૈત્યાધિપ, મંગળ માટે જેજે દેવનો ઉદ્દેશ કરી પુષ્પો આપે છે તે દેવ તેણે કરી એને પ્રસન્ન થાય છે. તે ઔષધિયો, જૂદી જૂદી, ઉગ્ર, સૌમ્ય (શીત ગુણવાળી), તેજસ્વિ, બહુ વીર્યવાળી, તથા બહુ રૂપવાળી જાણવી. યજ્ઞ સંબંધિ વૃક્ષોમાં, યજ્ઞ સંબંધ વગરનાં વૃક્ષો મારાથી જાણો. જે અસુરોનાં પુષ્પો છે, જે દેવતાઓને હિતરૂપ છે, જે રાક્ષસોને, ઉરગોને તથા યક્ષોને પ્રિય છે, જે મનુષ્યોને અને પિતૃને પ્રિય છે તેઓ વનમાં ઉગેલાં, ગામમાં ઉગેલાં, ખેડેલી જમીનમાં ઉગેલાં, પર્વતોના આશ્રયવાળાં, કાંટાઓ રહિત, કાંટાવાળાં, અને ગંધરૂપ તથા રસવાળાં જે પુષ્પો છે તે મારાથી જાણો. પુષ્પોથી થએલો ગંધ પ્રિય અને અપ્રિય બે પ્રકારનો છે. તેમાં દેવતાઓનાં પુષ્પો પ્રિય ગંધવાળાં છે એમ જાણો. હે પ્રભો, કાંટા રહિત વૃક્ષોનાં વર્ણથી ધોળાં વધારે છે તે વૃક્ષોનાં પુષ્પો નિરંતર દેવતાઓને પ્રિય છે. ચતુર મનુષ્યે જળમાં થએલાં, જે કમળ વગેરે પુષ્પો છે તે ગંધર્વ, નાગ અને યક્ષોને આપવાં. અથર્વ વેદના મંત્રોમાં રાતાં પુષ્પોવાળી, કડુ, અને કાંટાવાળી, ઔષધીઓ શત્રુઓના અભિચાર (મારણ પ્રયોગ) માટે દેખાડેલી છે. તીક્ષ્ણ વીર્યવાળી, કાંટા સહિત એવી ઔષધીઓ તો પ્રાણિયોને દુઃખે મળી શકે એમ છે માટે જે અતિ રાતા વર્ણવાળી અને કાળી હોય તે લેવી. હે વિભો, જે મન અને હૃદયને આનંદ પમાડનારી તથા વિશેષ મધુર અને સુંદર રૂપવાળી હોય તે ઔષધીઓ મનુષ્યો માટે કહેલી છે પણ સ્મશાનમાં થએલી અને દેવસ્થાનમાં થએલી હોય તે પુષ્ટિવાળાં કાર્યોમાં, વિવાહોમાં અને રહસ્યોમાં લાવવી નહિ. પર્વતોનાં શિખરોમાં ઉગેલી, યથાયોગ્ય, સ્મૃતિ પ્રમાણે પ્રોક્ષિત અને અભ્યુક્ષિત (મંત્રવડે જળ છાંટી પવિત્ર) કરેલી, જે ઠંડા ગુણવાળી ઔષધીઓ હોય તે સૌમ્ય ઔષધીઓ દેવતાઓને પ્રાપ્ત કરવી. દેવતાઓ ગંધવડે પ્રસન્ન થાય છે, યક્ષરાક્ષસો, દર્શન (જોવા) થી પ્રસન્ન થાય છે, નાગો ઉપભોગથી પ્રસન્ન થાય છે, અને આ ત્રણવડે મનુષ્યો પ્રસન્ન થાય છે. જે દેવતાઓને પ્રસન્ન કરે છે તેને પ્રસન્ન થએલા ને સંકલ્પથી સિદ્ધ એવા દેવતાઓ ઝટ મનુષ્યોના ઇચ્છેલા મનોરથોવડે જોડે છે. નિરંતર પ્રસન્ન થએલા દેવો પ્રસન્ન કરે છે, માનેલા મનાવે છે અને અપમાન કરેલા અને તરછોડેલા, અધમ નરોને બાળે છે. આ પ-

છી ધૂપદાનના વિધિનું ફળ કહું છું માટે મારાથી જૂદા જૂદા સારા અને નઠારા ધૂપો જાણો. નિર્યાસ (ગુગળ વગેરેથી થનારા), સારિ (લાકડા અને અગ્નિના સંયોગથી થનારા) અને બનાવેલા (અષ્ટગંધ વગેરે) આ ત્રણ પ્રકારના છે, તેઓમાં પ્રિય અને અપ્રિય ગંધ થાય છે તે મારાથી વિસ્તારવડે સાંભળો. સલ્લકી વગર નિર્યાસ ધૂપો દેવતાઓને પ્રિય છે, તેઓ સર્વમાં ગુગળ ઉત્તમ છે એવો નિશ્ચય છે. સારિધૂપોમાં શ્રેષ્ઠ અગુરૂ, યક્ષ, રાક્ષસ અને ભોગિ (નાગો) માટે છે. દૈત્યોનો સલ્લકી સંબંધી ધૂપ અને જે તેવો હોય તે ઇચ્છેલ છે. પૃથ્વી સંબંધિ, કાષ્ટ સંબંધિ, અને રાબની પેઠે ઉકાળી કરેલા તીવ્રગંધવાળા સર્જ્જરસ વગેરેના ગંધોથી મનુષ્યોએ ધૂપ કરાય છે. વળી ધૂપ દેવ, દાનવ અને પ્રાણિયોને જલદી પ્રસન્ન કરનાર કહેલા છે. મનુષ્યોમાં જેઓ વિહાર કરનારા કહેલા છે તેઓને પણ ધૂપ પ્રસન્ન કરનાર છે, અથવા વૈહારિક દેવો અને મનુષ્યોને પ્રસન્ન કરનાર છે. જે પુષ્પોના દાનમાં ગુણનાં કારણો કહેલાં છે તેજ ધૂપોમાં પણ પ્રીતિને વધારનારાં જાણવાં. હવે દીપદાનમાં ઉત્તમ ફળનો યોગ અને જ્યારે જેવી રીતે જેણે જેવા તે (દીવા) આપવા તે કહું છું. દીવા વગેરે જ્યોતિ કાંતિરૂપ પ્રકાશ (કીર્ત્તિ) રૂપ અને ઉંચું જનારૂં કહેવાય છે માટે તેજોનું દાન મનુષ્યોનાં તેજને વધારે છે. દક્ષિણાયન, અંધતમ નામના નરકરૂપ તથા અંધકારરૂપ છે અને ઉત્તરાયણ તેજરૂપ છે તેથી ઉત્તરાયણમાં દીપદાન વખાણાય છે, જેથી એ દાન ઉંચુ જનાર અને અંધકારનાં ઔષધરૂપ છે તેથી દાતા આ લોકમાં ઉંચી ગતિવાળો થાય છે એવો નિશ્ચય છે. જેથી દેવો તેજસ્વિ, કાંતિવાળા અને પ્રકાશ કરનારા છે તથા રાક્ષસો તામસ છે માટે દીપ અપાય છે. દીવાના આપવાથી મનુષ્ય સારાં નેત્રવાળો અને કાંતિવાળો થાય છે માટે દીવાઓને આપી તે લેવા નહિ, હોલવવા નહિ અને હોલવરાવવા નહિ. દીવાને હરનારો અંધ, નરકમાં જનાર, અને સારી કાંતિથી રહિત થાય છે તથા દીવાને આપનારો સ્વર્ગ લોકમાં દીવાઓની પંક્તિની પેઠે શોભે છે. દીવાનો પ્રથમ વિધિ ઘૃતવડે કરવાનો છે. બીજો ઔષધીના રસો (તેલ સરસીઆનાં તેલ વગેરે)થી કરવાનો છે માટે પુષ્ટિને ઈચ્છનારા મનુષ્યે વસામેદ વગેરેનાં સ્નેહો (ઘૃતો વા તૈલો)વડે દીવો કરવો નહિ. જે પોતાની આબાદિ ઈચ્છતો હોય તેણે નિરંતર પર્વતના પ્રપાત* વિષે, વનવિષે, ચૈત્યસ્થાનમાં× અને ચૌટામાં દીપદાન થાય તેમ કરવું. સદા

* નદીનાં ઝરણ નિકળવાનું ઠેકાણું. × દેવસ્થાન, યજ્ઞસ્થાન વિગેરે.

દીપદાન કરનારો માણસ કુળને શોભાવનાર, શુદ્ધ આત્માવાળો થઇ પ્રકાશપણાને પામે છે અને જ્યોતિષના સમાન લોકપણાને પામે છે. હવે દેવ, યક્ષ, નાગ, મનુષ્ય, ભૂત અને રાક્ષસોના બલિદાનનાં કર્મોમાં (વૈશ્વદેવોમાં) કર્મનાં ફળોનો ઉદય કરનાર ગુણો કહું છું. જેઓની આગળ જમનારા બ્રાહ્મણો, દેવતા, અતિથિ તથા બાળકો નથી તેઓને શંકા રહિત અમંગળરૂપ રાક્ષસોજ સમજો, માટે પ્રથમ બલિ સત્કારથી દેવોને આપવો અને યત્નથી આળસ તજી મસ્તકવડે બલિ ગ્રહણ કરવો. દેવતાઓ નિરંતર બલિ ગ્રહણ કરે છે, સદા ગૃહસ્થોને ઈચ્છે છે, તેમ બાહારના અતિથિયો, જે, બીજા યક્ષ, રાક્ષસ અને નાગો છે તે તથા દેવતા અને પિતૃ અહિં આપેલાંથી જીવે છે અને પ્રસન્ન થએલા તેઓ એને આયુષ્, યશ, અને ધનોથી પ્રસન્ન કરે છે, માટે દેવોના બલિ દહિ દૂધવાળા, પુણ્યકારિ, સુગંધવાળા, અને પ્રિય દેખાવવાળા, પુષ્પો સહિત કરવા. યક્ષ તથા રાક્ષસોના બલિ સુરાસવ (મદિરા) પુરઃસર,* સાળ ઉપર રાખવાથી શોભેલા, રૂધિર અને માંસ વાળા કરવા. નાગોને પદ્મ અને નીલ કમળ મિશ્રિત, બલિ સદા પ્રિય છે માટે તે કરવા. ભૂતોના બલિ ગોળયુક્ત તલવાળા કરવા. અગ્ર ભાગને આપનારો આગળ ભોગવનાર અને બળ વીર્યવાળો થાય છે માટે દેવતાઓને સત્કારથી પ્રથમ આપવું. પ્રથમ આપનારા મનુષ્યના જે ગૃહ દેવતા હોય તે નિરંતર એનાં ઘરને શોભાવે છે. મુઠી જેટલાં અનાજને પ્રથમ આપનારા, સમૃદ્ધિને ઈચ્છનારાએ દેવોને પૂજવા. આ રીતે એ આખ્યાન ભૃગુ કુળમાં થએલા શુક્રે અસુરોના પતિ (બલિ) ને કહ્યું, મનુએ સુવર્ણને કહ્યું, સુવર્ણે નારદને કહ્યું અને હે પુત્ર, હે મહાદ્યુતે, નારદે પણ મારી પાસે આ ગુણો કહ્યા માટે તમે પણ એ જાણી અહિં સર્વ આચરણ કરો.

नारदोपिमयिप्राहगुणानेतान्महाद्युते ॥

त्वमप्येतद्विदित्वेहसर्वमाचरपुत्रक ॥ ६६ ॥

इति श्रीम० अ० आ० दा० सु० अष्टनवतितमोऽध्यायः ॥ ९८ ॥

---

* અગ્રેસર.

युधिष्ठिरउवाच ॥ श्रुतंमेभरतश्रेष्ठपुष्पधूपप्रदायिनाम् ॥

॥ फलंबलिविधानेचतद्भूयोवक्तुमर्हसि ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, મેં પુષ્પ અને ધૂપ આપનારાઓનું ફળ સાંભળ્યું, તેમ બલિના વિધિમાં જે ફળ છે તે સાંભળ્યું પણ ફરી તમે ગૃહસ્થોએ શા સારૂ બલિ નંખાય છે? તે ધૂપના દાનનું ફળ અને દીવાના દાનનું ફળ પણ કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—અહિં નહુષ, અગસ્ત્ય તથા ભૃગુના સંવાદરૂપ આ પ્રાચીન ઈતિહાસ કહેવાય છે. હે મહારાજ, અહિ અતિ મોટો તપસ્વી નહુષ નામે રાજઋષિ પુણ્યકર્મે કરી દેવરાજ્યને પામ્યો હતો. હે રાજન્, સ્વર્ગમાં વસતો એવો નહુષ ત્યાં પણ પ્રયત્નથી મનુષ્ય અને દેવતા સંબંધિ જૂદી જૂદી ક્રિયા કરતો હતો. હે રાજન, સ્વર્ગમાં તે મહાત્માની મનુષ્ય સંબંધિ તથા દેવ સંબંધિ સર્વ સનાતન ક્રિયાઓ ચાલતી હતી. તે મહાત્મા રાજાને ઘેર અગ્નિનાં કાર્યો, સમિધ (કાષ્ટ), દર્ભ, પુષ્પો, અન્ન ને સાળ સહિત બલિદાનો, ધૂપ, અને દીવાનું કર્મ આ સર્વ થતું હતું. તે સ્વર્ગમાં પણ જપ, યજ્ઞ અને મનોયજ્ઞ કરતો હતો, હે અરિંદમ, તે દેવોનો પતિ (નહુષ) પ્રથમ ન્યાય પ્રમાણે અને વિધિ પ્રમાણે સર્વ દેવોને પૂજતો હતો, પણ એ પછી હું ઈંદ્ર છું એમ જાણવાથી અહંકાર પામ્યો અને તે રાજાની સર્વ ક્રિયાઓ ઓછી થઈ. વરદાનના મદવાળો, હીન થયેલી ક્રિયાવાળો, અને દુર્બળપણાને પામેલો તે ઋષિયોને વાહનરૂપ કરવા લાગ્યો, જ્યારે અહંકારવડે પરાભવ પામેલો તે તપરૂપ ધનવાળા મુખ્ય મુનિયોને વાહન કરતો હતો ત્યારે ઘણો મોટો વખત ચાલ્યો ગયો. પછી ક્રમવડે સર્વને વાહન માટે આરંભ કરવા લાગ્યો. હે ભારત, તેમાં અગસ્ત્યનો પણ વારો આવ્યો, એ સમયે બ્રહ્મને જાણનારાઓમાં ઉત્તમ, મહાતેજસ્વી ભૃગુ આવીને આશ્રમમાં રહેલા અગસ્ત્યને મળીને આ વચન બોલ્યા—હે મહામુને, આ રીતે આપણે આ દુષ્ટમતિવાળા, દેવોના પતિ, નહુષનો અસત્કાર (અપમાન) શા માટે સહન કરનો? અગસ્ત્ય બોલ્યા—હે મહામુને, કેમ મેં આને શાપ આપી શકાય? વરદાન આપનારે જે વર આપેલો છે તેતો તમારો જાણેલો છે. સ્વર્ગમાં જતાં આણે જે મારા દૃષ્ટિમાર્ગને પામે તે મને વશ થાય એમ દેવ પાસે વર માગેલો હતો તેથી મેં અને તમે એને બાળેલો નથી, એમાં સંશય નથી. તેમ બીજા મુખ્ય ઋષિએ પણ બાળેલો નથી અને પા-

ડેચો નથી. હે વિભો, પૂર્વે મહાત્માએ આને અમૃત પીવા આપ્યું હતું તેથી આપણે આને પાડતા નથી. દેવે પ્રજાના દુઃખના કારણરૂપ વરદાન આપ્યું, કેમકે નરોમાં અધમ એવો તે બ્રાહ્મણો વિષે અધર્મવાળાં કામ કરે છે. હે વદતાંવર, તેમાં જે વખતને યોગ્ય હોય તે કહો, તમે જેમ કહેશો તેમ હું જરૂર કરીશ. ભૃગુ બોલ્યા—જ્યારે બળવાન્ નહુષ રાજા દૈવથી મોહ પામ્યો છે ત્યારે આ હું બ્રહ્માની આજ્ઞાથી દુઃખનું નિવારણ કરવા આવ્યો છું, આજે અતિ દુષ્ટ બુદ્ધિવાળો દેવોનો રાજા (નહુષ) તમને રથમાં જોડશે અને આજ હું બળવડે ખરાબ આચરણવાળા એ નહુષને ઇંદ્રપણા રહિત કરિશ. આજે હું તમારા જોતાં ઇંદ્રના સ્થાનથી અતિ દુષ્ટ મતિવાળા, પાપિ કર્મયુક્ત નહુષને ખેસવી શતક્રતુને ઇંદ્ર સ્થાપિશ. આજે ખરાબ એવો એ દેવેંદ્ર દૈવવડે ચિત્ત ઘાયલ થવાથી મંદબુદ્ધિને લીધે પોતાના નાશ માટે તમને પગવડે પરાભવ પમાડશે અને તમને કરેલા પરાભવથી અતિ ક્રોધ પામેલો હું ધર્મને તજનારા, બ્રાહ્મણનો દ્રોહ કરનારા તે પાપિને સર્પ થા, એમ રોષથી શાપ આપીશ. પછી હે મહામુને, તમારા દેખતા ધિક્કારના શબ્દથી જેની કાંતિ નાશ પામેલી છે એવા દુષ્ટ બુદ્ધિવાળા, પાપકર્મિ, અને સમર્થપણાના બળથી મોહ પામેલા, એ નહુષને પૃથ્વી ઉપર પાડિશ. હે મુને, જેમ તમને ગમશે તેમ કરિશ, આ પ્રમાણે ભૃગુએ કહેલા, મિત્રાવરૂણના પુત્ર હાનિરહિત એવા અગસ્ત્ય પરમ પ્રીતિવાળા અને પીડારહિત થયા.

एवमुक्तस्तुभृगुणामैत्रावरुणिरव्ययः ॥
अगस्त्यःपरमप्रीतोबभूवविगतज्वरः ॥ २९ ॥

इति श्रीम० अ० आ० दा० अगस्त्यभृगुसम्वादोनामनवनवतितमोऽध्यायः ॥ ९९ ॥

---

युधिष्ठिरउवाच ॥ कथंवैसविपन्नश्चकथंवैपातितोभुवि ॥
॥ कथंचानिन्द्रतांप्राप्तस्तद्भवान्वक्तुमर्हति ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—કેવી રીતે તે દુઃખ પામ્યો? કેવી રીતે તેને પૃથ્વીમાં પાડયો અને કેવી રીતે તે ઇંદ્રરહિતપણાને પામ્યો તે તમે કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—એ રીતે તેઓ જ્યારે સંવાદ કરતા હતા ત્યારે તે મહાત્મા (નહુષ) ની જે દિવ્ય અને મનુષ્ય સંબંધિ ક્રિયાઓ છે તે ચાલતી હતી, તેમજ

તે મહાત્મા દેવેદ્રનાં દીપદાનો, સર્વ સાધનો, બલિકર્મ, બીજું જે કંઈ કર્મ તે અને જૂદા જૂદા પ્રકારના વાર્ષિક ઉત્સવો સર્વ થતા હતા. દેવલોકમાં તથા મનુષ્ય લોકમાં સદાચારવાળા વિદ્વાનો કહ્યા છે માટે હે રાજેંદ્ર, ધૂપદાન, દીપ અને નમસ્કારોવડે જો સદાચાર થાય તો ગૃહસ્થો સમૃદ્ધિ પામે. જે સિદ્ધ અન્નનો અગ્ર ભાગ અતિથિને અપાય છે અને ગૃહના ઉદ્દેશથી બલિ અપાય છે એથી દેવતાઓ પ્રસન્ન થાય છે. જે રીતે બલિકર્મ (વૈશ્વદેવ) માં ગૃહસ્થને સંતોષ થાય છે તે રીતે દેવતાઓને તેથી સો ઘણી પ્રીતિ પેદા થાય છે. આ પ્રમાણે સજ્જનો નમસ્કારોવડે યુક્ત, આત્માના ગુણને કરનારૂં, ધૂપદાન અને દીપદાન આપે છે. વિદ્વાને નમસ્કાર યુક્ત, સ્નાનવડે તથા જળવડે જે કર્મ કરાય છે તેણે કરી દેવતાઓ પ્રસન્ન થાય છે. વિધિવડે પૂજવાથી મહાભાગ એવા પિતૃ, તપરૂપ ધનવાળા ઋષિઓ અને ઘર સંબંધિ સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે. આ રીતે આ બુદ્ધિને પામી તે રાજા નહુષે મોટા સુરોના અધિપતિપણાને પામી આ અદ્ભુત કામ કર્યું હતું. પછી કેટલેક વખતે જ્યારે ભાગ્યનો ક્ષય થયો ત્યારે એ સર્વને નિંદતાં આ આવું કર્મ કર્યું તેથી બલના ગર્વને લીધે સુરેંદ્ર એવો તે ( નહુષ ) ચોતરફથી હીન થયો અને ધૂપ, દીપ તથા જળના વિધિને યથાયોગ્ય કરવા મંડયો નહિં, ત્યારે રાક્ષસોએ એના યજ્ઞભાગને પીડા કરવા માંડી. એ પછી તેણે ઋષિયોમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્યને વાહન કરવા બોલાવ્યા ત્યારે જલદી સરસ્વતીના તીરથી આવી હસતા હોય તેમ મહા બળવાન્ મહા તેજસ્વી ભૃગુ અગસ્ત્યને કહેવા લાગ્યા કે જેટલી વારમાં હું તમારી જટામાં પ્રવેશ કરૂં તેટલીવાર પોતાનાં નેત્ર વિંચી રાખો. પછી થાંભલારૂપ (સ્થિર) થએલા તે મુનિની જટામાં નાશરહિત, અતિ મોટા તેજવાળા તે ભૃગુ રાજાને પાડવા માટે પેઠા. પછી તે દેવોનો રાજા તે ઋષિને વાહન કરવા આવ્યો. તે વખતે હે રાજન્, અગસ્ત્યે સુરપતિ (નહુષ) ને વચન કહ્યું કે મને જલદી જોડો. હે સુરાધિપ, તમારા કયા ભાગને વહન કરૂં, જ્યાં તમે કહો ત્યાં તમને લઈ જાઉં. આ રીતે તેણે કહેલો નહુષ તે મુનિને જોડવા લાગ્યો, ત્યારે તેની જટાના મધ્યમાં રહેલા ભૃગુ અતિ હર્ષ પામ્યા પણ તે ભૃગુએ તેનું દર્શન*કર્યું નહિ. તે વખતે ભૃગુએ જોડેલા એવા પણ મહાત્મા નહુષના વરદાનના મહિમાને

* તેને જોયો નહિ.

જાણનારા અગસ્ત્ય કોપ્યા નહિ. હે ભારત, રાજા નહુષે તેને છડીવડે પ્રે-રણા કરી પણ ધર્માત્મા તે (અગસ્ત્ય) કોપ પામ્યા નહિ. ત્યારે ક્રોધ પામેલા દેવોના રાજા (નહુષે) ડાબા પગવડે અગસ્ત્યના મસ્તક ઉપર પ્રહાર કર્યો. તે મસ્તકમાં પ્રહાર થયો ત્યારે જટાની માંહે રહેલા અતિ ક્રોધ પામેલા ભૃગુએ પાપિ ચિત્તવાળા નહુષને શાપ આપ્યો—જે કારણથી હે અતિ દુષ્ટ બુદ્ધિવાળા તેં આ મહા મુનિને ક્રોધથી મસ્તક ઉપર પગવડે પ્રહાર કર્યો માટે જલદી સર્પ થઈ પૃથ્વીપ્રત્યે જા, આ રીતે ન જોયેલા તે ભૃગુએ કહેલો તે—હે ભરતશ્રેષ્ઠ, તે સમયે સર્પ થઇ પડયો. હે પૃથ્વીપતે, જો તે નહુષે ભૃગુને જોયા હત તો તેના તેજવડે પાડવામાં શક્તિમાન્ ન થાત. હે મહારાજ, પૃથ્વી ઉપર પડેલો એવો પણ તે—તે તે દાન, તપ અને નિયમોવડે પૂર્વની સ્મૃતિવાળો થયો અને મારા શાપનો અંત થાય એમ ભૃગુ પ્રત્યે પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે હે મહારાજ, કૃપાવાળા અગસ્ત્યે તે ભૃગુને શાપના અંત માટે પ્રસન્ન કરાવ્યા અને તેણે કૃપાળુ થઈ વર આ-પ્યો. ભૃગુ બોલ્યા—કુળને ધારણ કરનારો યુધિષ્ઠિર નામે રાજા થશે તે તમને શાપથી છોડાવશે એમ કહી તે અંતર્ધાન પામ્યા. મહા તેજસ્વી, અગસ્ત્ય પણ શતક્રતુ (આ નામવાળા ઇંદ્ર)નું કામ કરી બ્રાહ્મણોએ પૂ-જાતા, પોતાના આશ્રમ સ્થાનપ્રત્યે ગયા. હે જનાધિપ હે રાજન્, તમે શાપથી ઉદ્ધારેલો નહુષ પણ તમારા જોતાં બ્રહ્માના સ્થાનમાં ગયો. જ્યારે તે ભૃગુએ તે નહુષને પૃથ્વીપ્રત્યે પાડી બ્રહ્માના સ્થાનવિષે ગમન કર્યું ત્યારે તે સર્વ બ્રહ્માને નિવેદન કર્યું. તે ટાણે બ્રહ્માએ ઇંદ્રને લાવી દેવોને કહ્યું કે મારા વરદાનથી નહુષ રાજ્ય પામ્યો હતો પણ ક્રોધ પામેલા અગસ્ત્યે પાડેલો તે પૃથ્વી ઉપર ગયો. હે સુરો, રાજા વગર કોઈ ઠેકાણે વર્તિ શ-કાય એમ નથી, માટે ફરી આ ઇંદ્રને દેવોના રાજ્યવિષે અભિષેક કરો. હે પાર્થ, આ રીતે ભાષણ કરનારા તે બ્રહ્માપ્રત્યે હર્ષ પામેલા દેવતાઓ 'એમ થશે' એવું કહેવા લાગ્યા. હે નરાધિપ, ભગવાન્ બ્રહ્માએ તે ઇંદ્રને દેવતાઓના રાજ્યવિષે અભિષેક કર્યો ત્યારે તે પ્રથમ પ્રમાણે અધિક શો-ભવા લાગ્યો. હે રાજશાર્દૂલ, ઉલ્લંઘન કરવાથી (ક્રમ તજવાથી) આ પ્ર-માણે પૂર્વે આ નહુષનું થયું હતું અને તે નહુષ ફરીને તેજ કર્મોથી સિદ્ધ થયો હતો માટે ગૃહસ્થોએ સાયંકાળે દીવાઓનું દાન કરવું. દીવાનો દે-નારો મરણ પછી દિવ્ય નેત્ર પામે છે. વળી દીવાના દાતાઓ પૂર્ણ ચંદ્રના

જેવા (તેજસ્વી) થાય છે, દીવાનું દાન કરનાર નર જેટલાં નેત્રનાં મ[illegible]ાંઓ પ્રકાશ પામે છે તેટલાં વર્ષોસૂધી રૂપવાન્ અને બળવાન્ પણ થાય છે.

यावदक्षिनिमेषाणिज्वलन्तेतावतीःसमाः ॥

रूपवान्बलवांश्चापिनरोभवतिदीपदः ॥ ४१ ॥

इति श्रीम० अ० आ० अगस्त्यभृगुसम्वादोनामशततमोऽध्यायः॥१००॥

---

**युधिष्ठिरउवाच ॥ ब्राह्मणस्वानियेमन्दाहरान्तिभरतर्षभ ॥**

**॥ नृशंसकारिणोमूढाःक्वतेगच्छन्तिमानवाः ॥१॥**

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે ભરતશ્રેષ્ઠ, જે મંદ મનુષ્યો બ્રાહ્મણોનાં ધન હરે છે તે ક્રૂર કર્મ કરનારા મૂર્ખ માનવો ક્યાં જાય છે? ભીષ્મ બોલ્યા—હે ભારત, અહિં ચાંડાલ અને ક્ષત્રબંધુના સંવાદરૂપ આ જૂનો ઇતિહાસ કહેવાય છે. રાજા બોલ્યો—હે ચાંડાલ, તું વૃદ્ધ સરખા રૂપવાળો છે અને બાળકની પેઠે ચેષ્ઠા કરે છે, કૂતરા અને ગધેડાની ધૂળને સેવનારો, તું ગાયોથી શા માટે ઉદ્વેગ પામે છે? સજ્જનોએ નિંદેલું ચાંડાલનું કર્મ કરે છે અને ગાયની ધૂળથી વ્યાપેલા શરીરને શામાટે જળના કુંડમાં ધુવે છે. ચાંડાલ બોલ્યો—હે રાજન્, પૂર્વે કોઈ રાજાએ હરણ કરાતી બ્રાહ્મણની ગાયોનું દૂધ સોમવલ્લી ઉપર પાડ્યું તે સોમવલ્લીનું જે બ્રાહ્મણોએ પાન કર્યું અને દીક્ષાવાળા રાજાએ પાન કરયું તે પણ તે સર્વે યાજકો (યજન કરાવનારા) સાથે બ્રાહ્મણનાં ધનને ભોગવવાથી ઝટ નરકમાં પડ્યો. વળી જે મનુષ્યોએ ત્યાં ઘી દૂધ અને દહિનું પાન કર્યું તેને રાજાસહિત બ્રાહ્મણો આ સર્વ નરકમાં પડ્યા. હરણ કરેલી, પશુઓને જોતી અને શરીરને કંપાવતી એવી તે ગાયોએ પોતાના સદાચરણે કરી અને હરણ કરનારાઓએ પીધેલાં દૂધવડે તે હરણ કરનારાં સ્ત્રી પુરૂષને, તેના પુત્રોને તથા પૈત્રોને નાશ પમાડ્યા. હે નરાધિપ, બ્રહ્મચારી અને જીતેંદ્રિય એવો હું ત્યાં વસતો હતો ત્યારે તેઓના દૂધનાં ટીપાંવડે મારી ભિક્ષા નાશ પામી. હે રાજન્ હે નૃપ, તે પછી હું ચાંડાલ થયો અને બ્રાહ્મણનાં ધનને હરનારો તે અપ્રતિષ્ઠાવાળી ગતિને પામ્યો માટે ક્યારેય કંઈ પણ બ્રાહ્મણનું ધન હરવું નહિ. દૂધનાં ટીપાંથી વ્યાપ્ત થએલાં બ્રાહ્મણનાં ધનને

ભોગવવાથી જેવો હું છું તેને જુઓ; તે માટે વિદ્વાન્ પુરૂષે સોમવલ્લી પણ વેચવી નહિ. અહિં બુદ્ધિમાન્ લોકો સોમવલ્લીના વિક્રયને (વેંચવાને) નિંદે છે. હે તાત, જે જનો આને વેચાથી લે છે અને જેઓ વેચે છે તે યમને પામી સર્વ તરફથી રૈરવ નામના નરકમાં પડે છે. રજવડે (ગોદુગ્ધ બિંદુવડે) વ્યાપ્ત સોમવલ્લીને વિધિપૂર્વક વેંચનારો શ્રોત્રિય ધનનું વ્યાજ ખાનારો થઈ તે થોડા વખતમાં નાશ પામે છે. તે ત્રિશ નરકને પામી પોતાની વિદ્યાથી આજીવિકા ચલાવનાર થાય છે નીચની સેવા, અભિમાન અને સખાની સ્ત્રીવિષે ઉપદ્રવને તુલા (ત્રાજવા) વડે ધારણ કરતાં ધર્મને ધારણ કરનારો અભિમાની અધિક (પાપી) થાય છે.[1] પ્રાણિયોમાં અભિમાનવડે આ ગતિને પામેલા, પાપિ, નિસ્તેજ, દુર્બળ, ધોળા કૂતરાને જુઓ. હે તાત, હે વિભો, હું બીજા જન્મમાં ધનવાળા મોટા કુળમાં જ્ઞાન વિજ્ઞાનના પારને પામનારો થયો હતો, ત્યાં સદા મદથી આ દોષોને જાણતાં છતાં ક્રોધ પામેલો પ્રાણિયોનામાં શરીરે ભાર ઉપાડનારા ઘોડા ઉંટ વગેરેનાં માંસને ખાતો હતો, તે આચરણથી અને તે ભોજનથી હું આ અવસ્થાને પામ્યો છું માટે તમે કાળનો ક્રમ જુઓ. વળી ચોરથી બળેલ વસ્ત્ર હોય અને ભ્રમરોએ પીડેલ હોય તેમ દોડતો, અતિ ક્રોધી તથા રજથી યુક્ત હું છું તેને જુઓ. જે રીતે બુદ્ધિમાન્ લોકો કહે છે, ગૃહસ્થો સ્વાધ્યાયોવડે અને જૂદા જૂદા પ્રકારવાળાં દાનોવડે પણ મોટાં પાપને હરે છે તે રીતે હે મહીપતે વેદો આશ્રમમાં રહેલા, સર્વ સંગથી મુક્ત, પાપ કરનારા બ્રાહ્મણને તારે છે પણ હે ક્ષત્રિય શ્રેષ્ઠ, પાપવાળી યોનિમાં જન્મેલો હું કેમ મુકાઉં? આ નિશ્ચય પામતો નથી, પણ હે નૃપ, કોઈ પણ પૂર્વનાં કર્મેકરી મને જાતિસ્મરણપણું છે (પ્રથમ જન્મની યાદી છે) કે જે શુભ કર્મવડે હું મોક્ષ પામવા ઇચ્છુંછું માટે હે નૃપ શ્રેષ્ઠ, હું ચાંડાલપણાથી કેમ છૂટું? આ રીતે પૂછતો, શરણ પામેલો હું છું તેને આપ આ સંશય કહો. રાજા બોલ્યો— હે ચાંડાલ, જેણેકરી મોક્ષ પામશો તે જાણો. બ્રાહ્મણ અર્થે પ્રાણ તજવાથી પ્રિય ગતિને પામશો. શરીર રાક્ષસો માટે અર્પિ બ્રાહ્મણ સારૂ રણરૂપ અગ્નિમાં પ્રાણોને હોમશો તો તમારો ઉત્તમ મોક્ષ છે, બીજી રીતે તમે મોક્ષને યોગ્ય નથી. ભીષ્મ બોલ્યા—હે પરંતપ, ત્યારે તેણે આ પ્રમાણે કહેલો તે (ચાંડાલ) બ્રાહ્મણના સ્વાર્થ માટે રણના અગ્રભાગમાં પ્રાણોને હોમી

---

૧ વધારે પાપી છે.

પ્રિય ગતિ પામ્યો માટે હે ભરતશ્રેષ્ઠ હે પુત્ર હે મહાબાહો, જો આત્માની (પોતાની) અમર ગતિને ઈચ્છતા હો તો તમારે બ્રાહ્મણના ધનનું રક્ષણ કરવું.

तस्माद्रक्ष्यंत्वयापुत्रब्रह्मस्वंभरतर्षभ ॥

यदीच्छसिमहाबाहोशाश्वतींगतिमात्मनः ॥ २९ ॥

इति श्रीम० अ० आ० दा० राजन्यचाण्डालसम्वादोनामैकोत्तरशततमोऽध्यायः ॥ १०१ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ एकेलोकाःसुकृतिनःसर्वेत्वाहोपितामह ॥

॥ तत्रतत्रापिभिन्नास्तेतन्मेब्रूहिपितामह ॥ १ ॥

હે પિતામહ, પુણ્યવાનને ઉત્તમ લોક મળે છે કે સર્વ લોક મળે છે? હે પિતામહ, તે તે ઠેકાણે પણ તે લોકો ભિન્ન છે? તે મને કહો. ભીષ્મ બોલ્યા—હે પાર્થ, માનવો, કર્મોએ કરી લોકોના જૂદા જૂદા પણાને પામે છે; તેઓમાં પુણ્યને કરનારા નરો પુણ્યકારિ લોકોને પામે છે અને પાપને કરનારા પુરૂષો પાપિ લોકોને પામે છે. આ ઠેકાણે હે તાત, ગૌતમ મુનિ અને ઇંદ્રના સંવાદવાળો આ પ્રાચીન ઈતિહાસ કહેવાય છે. કોઈ, મૃદુ (કોમળ), દાંત અને જીતેંદ્રિય ગૌતમ નામે બ્રાહ્મણ હતો, વ્રતને ધારણ કરનારા દયાવાળા તેણે મહા વનમાં માતા રહિત, દુઃખ પામેલા બાળ હાથિને જોઈ તેને જીવતો કર્યો; તે ઘણે કાળે અતિ બળવાન્ મોટો થયો. સ્ત્રવતા પર્વતની ઉપમા અપાય એવા મદને ઝરનારા તે હાથિને ઈંદ્રે ધૃતરાષ્ટ્રના રૂપવડે ગ્રહણ કર્યો. તેને હરણ કરાતો જોઈ ઉત્તમ વ્રતવાળો, મહા તપસ્વી ગૌતમ ધૃતરાષ્ટ્ર રાજા પ્રત્યે બોલ્યો—હે કરેલા ઉપકારને ન જાણનારા રાજા ધૃતરાષ્ટ્ર, દુઃખથી પોષણ કરેલા, આ, મારા પુત્ર હાથિને હરણ કર માં. સજ્જનોની મૈત્રી સાત પદની (સાત પગલાં અથવા વચનની)* કહેવાય છે માટે તમને મિત્રનો દ્રોહ ન સ્પર્શ કરવો જોઈએ. હે રાજન્, કાષ્ટ અને જળને આપનારા મારા આશ્રમમાં જેનો પાળનાર શૂન્ય થએલો છે એવા, આચાર્યના કુળમાં વિનયવાન્, ગુરૂના કર્મમાં અતિયોગ્ય, શિષ્ટ (શિક્ષાયોગ્ય), દાંત, કૃતજ્ઞ, અને નિરંતર મને પ્રિય એવા હાથિને મેં

બોલાવતાં તમે હરણ કરવાયોગ્ય નથી. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહર્ષે, તમને હજાર ગાયો, સો દાસી, પાંચસો મોહોર, અને બીજું જૂદા જૂદા પ્રકારનું ધન આપું, કારણ કે અહિં હે બ્રાહ્મણ હાથિવડે શું કામ છે.? ગૌતમ બોલ્યા—હે રાજન્, તમારીજ ગાયો થાઓ, મોહોર સહિત દાસીઓ, જૂદા જૂદા પ્રકારનાં રત્નો અને બીજું જૂદા જૂદા પ્રકારનું ધન આ સર્વ પણ તમનેજ રહો, અહિં બ્રાહ્મણને ધનથી શું કામ છે.? ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે વિપ્ર, બ્રાહ્મણોને હાથિયોથી કામ નથી, રાજાઓને હસ્તિયોનાં ટોળાં હોય છે માટે પોતાના વાહનરૂપ શ્રેષ્ઠ હાથિને લઉં તેમાં મને અધર્મ નથી માટે હે ગૌતમ, આથી નિવૃત્ત થાઓ. ગૌતમ બોલ્યો—હે મહાત્મન્, જ્યાં પુણ્ય કરનારો પ્રેત આનંદ પામે છે અને જ્યાં પાપ કર્મવાળો શોક પામે છે તે યમના સ્થાનકમાં હું હાથિ પ્રત્યે તમને યાતના (નરક દુઃખ) ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ ક્રિયા રહિત, નાસ્તિક, શ્રદ્ધા રહિત, પાપિ મનવાળા અને ઈંદ્રિયના અર્થમાં આગ્રહવાળા છે તે યમની યાતનાને પામે છે પણ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—યમની સંયમની નામે નગરી છે જ્યાં ખોટું બોલાતું નથી જ્યાં સાચું બોલાય છે અને જ્યાં બળ રહિત મનુષ્યો બળવાનને યાતના ભોગવાવે છે ત્યાં હું તમને હાથિ પાસે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહર્ષે, મદથી છકેલાઓ શત્રુની પેઠે મોટી બેહેન, પિતા અને માતા પ્રત્યે ચાલે છે તેવાઓનો એ લોક છે, પરંતુ ધૃતરાષ્ટ્ર ત્યાં જનાર નથી. ગૌતમ બોલ્યો—વૈશ્રવણ રાજા (કુબેર) ની, મહા ભાગ્યવાળી, ભોગવાળા જનોએ પ્રવેશ કરવા લાયક, ગંધર્વ, યક્ષ, તથા અપ્સરાઓએ સેવેલી મંદાકિની (આ નામની નગરી) છે ત્યાં હું તમને હાથિ પ્રત્યે યાતના ભોગવાવીશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—અતિથિના વ્રતવાળા, સારાં આચરણવાળા, જે જનો બ્રાહ્મણોને આશ્રય આપે છે અને જેઓ આશ્રિતોને વેંચી શેષ રહેલું જમનારા છે તેઓ પણ મંદાકિનીને શોભાવે છે. ગૌતમ બોલ્યા—મેં પર્વતની આગળ, અતિ પુષ્પોવાળું કીનરીનાં ગીતોએ સેવેલું, જે રમણીય વન છે અને જ્યાં સારા દેખાવવાળી, વિશાળ, જંબૂ નદી છે ત્યાં હું તમને હાથિ પાસે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જે બ્રાહ્મણો કોમળ, સત્યશીળ, બહુશ્રુત, સર્વ પ્રાણિયોને પ્રિય, જેઓ ઈતિહાસ સહિત પુરાણ ભણે છે અને જેઓ મધની આહુતિવડે બ્રાહ્મણો માટે હોમ કરે છે તેવાઓનો એ લોક છે, પણ હે મહર્ષે,

ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ માટે જે તમારૂં જાણેલું સ્થાન હોય તે તમે કહો, જેથી ઝટ આ હું જાઉં. ગૌતમ બોલ્યો—મારાં પુષ્પોવાળું, કિન્નરના રાજાએ સેવેલું. નારદનું, ગંધર્વોનું અને અપ્સરાઓનું નિરંતર પ્રિય નંદનવન છે ત્યાં હું તમને હસ્તિ પ્રત્યે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહર્ષે, જેઓ નૃત્ય તથા ગીતમાં કુશળ જનો સદા યાચના ન કરનારા ભેગા ફરે છે તેવાઓનો આ લોક છે પણ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—હે નરોના ઈંદ્ર, જ્યાં દેવોની સાથે માણતા, રમણીય, ઉત્તમ, કુરૂઓ શોભે છે અને જ્યાં અગ્નિથી થએલા, જળથી જન્મેલા, અને પર્વતોથી પેદા થએલા લોકો વસે છે, જ્યાં ઇંદ્ર સર્વ કામનાઓને વરસે છે, જ્યાં સ્ત્રીઓ ઈચ્છા પ્રમાણે ફરનારી છે અને જ્યાં સ્ત્રી પુરૂષોને અદેખાઈ નથી ત્યાં હું તમને હાથિ પ્રત્યે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ સર્વ પ્રાણિયોમાં કામના રહિત છે, જેઓ માંસને નથી ખાતા અને દંડને તજી ફરે છે, જેઓ પ્રાણિયોમાં સ્થાવર તથા જંગમની હિંસા કરતા નથી અને જેઓ સર્વ પ્રાણિયોના આત્મારૂપ થએલા છે, તેમ જેઓ ઈચ્છારહિત, મમતારહિત, પ્રીતિરહિત, અને લાભ તથા અલાભમાં જેઓ તુલ્ય નિંદા અને પ્રશંસાવાળા છે તેવાઓનો આ લોક છે પણ હે મહર્ષે, ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—તેથી બીજા, સનાતન, અતિ પુણ્યકારિ ગંધવાળા, રજ રહિત, ને શોક રહિત, લોકો શોભે છે ત્યાં મહાત્મા રાજા સોમ (ચંદ્ર) ના સ્થાનમાં હું તમને હાથિ પ્રત્યે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ સદા દાનના સ્વભાવવાળા મનુષ્યોથી દાન લે છે પણ બીજાઓથી ધન લેતા નથી, જેઓનું ન દેવાયોગ્ય એવું કંઈ પણ પૂજ્યને માટે નથી અને જે જનો સર્વનું અતિથિપણું કરનારા તથા સારી પ્રસન્નતાવાળા છે, જેઓ ક્ષમાવાળા, બીજાઓ પ્રત્યે બોલતા નથી, નિરંતર રક્ષણ કરનારા અને પુણ્યકારિ આચરણ વાળા છે તેવાઓનો એ લોક છે પણ હે મહર્ષે, ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—તેથી બીજા, સનાતન, રજોગુણ રહિત, અંધકાર રહિત, અને શોક રહિત લોકો છે, જ્યાં મહાત્મા સૂર્ય દેવનું સ્થાન છે ત્યાં હું તમને હાથિ પ્રત્યે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ સ્વાધ્યાયશીલ, ગુરૂની પૂજામાં પ્રીતિવાળા, તપસ્વિ, સારાં વ્રતવાળા, સત્ય પ્રતિજ્ઞાવાળા, આચાર્યોને અનુકૂળ બોલનારા, ગુરૂના કાર્યોમાં નિરંતર ઉદ્યમવાળા, અને પોતાની મેળે કરવારા છે તેવા, શુદ્ધ,

વાણીને નિયમમાં રાખનારા, સત્યમાં રહેલા, વેદને જાણનારા, મહાત્માઓનો એ લોક જાણેલો છે પણ હે મહર્ષે ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિં. ગૌતમ બોલ્યો—તેથી બીજા, સનાતન, અતિ પુણ્યકારી ગંધવાળા, રજોગુણ રહિત, ને શોક રહિત, લોકો છે ત્યાં હું મહાત્મા, વરૂણ રાજાને ઘેર તમને હાથિ પાસે ફળ ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જેઓ ચોમાસાનાં વ્રતોવડે સદા યજન કરે છે, તેમ હજાર ઈષ્ટિઓને પામે છે અને જે શ્રદ્ધાળું બ્રાહ્મણો શાસ્ત્ર પ્રમાણે ત્રણ વર્ષ અગ્નિહોત્ર હોમે છે, તેઓના, ધર્મરૂપ હથિઆર વિષે આત્માને ધારણ કરનારા, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે માર્ગમાં રહેલા, ધર્માત્માઓની પ્રસિદ્ધ ગતિને ધારણ કરનારા જનોના જે લોક છે ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ. ગૌતમ બોલ્યો—હે રાજન્, ઇંદ્રના, રજોગુણ રહિત, શોક રહિત, દુઃખે કરી પમાય એવા, મનુષ્યોએ ઈચ્છેલા જે લોક છે તે ઘણા તેજવાળા ઇંદ્રના સ્થાનમાં હું આ હાથિરૂપ ફળ તમારાથી ગ્રહણ કરિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જે સો વર્ષ જીવનારો શૂર મનુષ્ય છે અને જે વેદનું અધ્યયન કરનાર, યજન કરનાર અને ગાફલપણા રહિત છે એ સર્વે ઈંદ્રના લોક પ્રત્યે જાય છે પણ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—સ્વર્ગના પૃષ્ઠમાં પુષ્કળ, શોક રહિત, મોટા, અને સર્વે લોકોની ઉત્પત્તિઓના મધ્યમાં ઈચ્છેલા, જે પ્રજાપતિના લોક છે ત્યાં હું તમને હાથિ પ્રત્યે યાતના ભોગવાવિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જે રાજાઓ રાજસૂય યજ્ઞમાં અભિષેક પામેલા, ધર્માત્મા અને પ્રજાના રક્ષણ કરનારા છે તથા જેઓ અશ્વમેધના સ્નાનમાં ભિંજાએલા અંગોવાળા છે તેઓના જે લોકો છે ત્યાં ધૃતરાષ્ટ્ર જશે નહિ. ગૌતમ બોલ્યો—તેથી પર અતિ પુણ્યરૂપ ગંધવાળા, રજોગુણ રહિત, અને શોકરહિત સનાતન લોકો શોભે છે તે દુર્લભ, અને પરાભવ ન પમાડાય એવા ગાયોના લોકમાં હું હાથિરૂપ ફળ તમારાથી ગ્રહણ કરિશ. ધૃતરાષ્ટ્ર બોલ્યો—જે હજાર ગાયોવાળો, દાનશીલ માણસ વર્ષે વર્ષે સો ગાયો આપે છે, સો ગાયોવાળો શક્તિથી દશ ગાયો આપે છે અને જે દશ ગાયોમાંથી એક અથવા પાંચ ગાયોમાંથી એક આપે છે, જે બ્રાહ્મણો બ્રહ્મચર્યવડે વૃદ્ધ થાય છે, જેઓ વેદની વાણીનું રક્ષણ કરે છે, જેઓ મનસ્વિ અને તીર્થયાત્રામાં તત્પર છે, તેઓ તે ગાયોના નિવાસમાં સુખ ભોગવે છે. જે વ્રતને ધારણ કરનારા મહાત્માઓ, પ્રભાસ, માનસતીર્થ, પુષ્કર, મહત્સર, પુણ્યરૂપ નૈમિષ

તીર્થ, બાહુદા, કરતોયિની, ગયા, ગયશિર, વિપાશા, સ્થૂલ વાલુકા, કૃષ્ણા, ગંગા, પંચનદ, મહા હદ, ગોમતી, કૌશિકી, પંપા, સરસ્વતી, દષદ્વતી, અને યમુનાપ્રત્યે જાય છે તેઓ દિવ્ય સ્થિતિવાળા, દિવ્ય પુષ્પોને ધારણ કરનારા, કલ્યાણરૂપ, અને પુણ્ય ગંધવાળા થઈ તે લોક (ગોલોક) માં જાય છે પણ ધૃતરાષ્ટ્ર ત્યાં જશે નહિ. ગૌતમ બોલ્યો—જ્યાં શીતનું ભય નથી, જ્યાં અણું પણ તડકાનો ત્રાસ નથી, જ્યાં ક્ષુધા ને તર્ષ નથી, દુઃખ નથી, સુખ નથી, દ્વેષ કરવા યોગ્ય નથી, કોઈ પ્રિય નથી, બંધુ નથી, શત્રુ નથી, જરા મરણ નથી, પુણ્ય નથી અને પાપ નથી–તે, રજોગુણ રહિત, વૃદ્ધિ પામેલા, બુદ્ધિનાં સત્વથી વ્યવસ્થાવાળા, પુણ્યકારી, બ્રહ્માના સ્થાનમાં તમે મારા હાથિને આપશો. ધૃતરાષ્ટ્ર બોલ્યો—હે મહામુને, જેઓ સર્વ સંગોથી મુક્ત, પુણ્યકારિ મનવાળા, નિયમિત વ્રતવાળા, અધ્યાત્મ યોગ (આત્મજ્ઞાન)ની નિષ્ઠાઓથી યુક્ત, સ્વર્ગની ગતિને પામેલા અને જેઓ અહિં સત્વગુણવાળા છે તેઓ પુણ્યકારી બ્રહ્માના સ્થાનને પામે છે ત્યાં તમે ધૃતરાષ્ટ્રને જોઇ શકશો નહિ. ગૌતમ બોલ્યો—જ્યાં બૃહત્ રથંતર ગવાય છે, જ્યાં વેદી કમળોવડે આચ્છાદનવાળી થાય છે, જ્યાં સોમવીથી ઘોડાઓવડે ગતિ કરે છે * ત્યાં હું તમારાથી હાથિરૂપ ફળ ગ્રહણ કરિશ, હું તમને વૃત્રાસુરને હણનાર, સર્વ ભુવનોને ઉલ્લંઘન કરનાર, સો યજ્ઞ કરનારા ઇંદ્રિ જાણું છું. મેં મનનો પરાભવ થવાથી શું કોઇ ઠેકાણે વાણીથી તમારો અપરાધ તો નથી કર્યો? ઇંદ્રિ બોલ્યો—હું પ્રજાના લોકમાર્ગ પ્રત્યે હાથિની તકરાર માટે આવ્યો છું તેથી પ્રણામ કરનારો હું છું તેને આપ આજ્ઞા કરો, તમે જે કહેશો તે સર્વ હું કરિશ. ગૌતમ બોલ્યો—હે સુરેંદ્ર, તમે જે મારા દશ વર્ષના બાળકને હરણ કર્યો છે અને વનમાં વસતાં મને જે સહાય હતો તે આ, ધોળા મારા પુત્ર હાથિને આપો. ઇંદ્રિ બોલ્યો—હે દ્વિજમુખ્ય, આ તમારો પુત્ર હાથી તમને જોતો આવે છે અને નાસિકાવડે તમારા ચરણોને ગ્રહણ કરે છે માટે મારૂં શ્રેય વિચારો, તમને નમસ્કાર છે. ગૌતમ બોલ્યો—હે સુરેંદ્ર, અહિં સદા કલ્યાણ છે, હું સદા તમારૂ કલ્યાણ વિચારૂં છું, અને પૂજા કરૂં છું માટે હે ઇંદ્ર તમે પણ મને સુખ આપો અને તમે આપેલો હાથિ હું ગ્રહણ કરૂં છું. ઇંદ્ર બોલ્યા—જે સત્યવાળા મહાત્મા વિદ્વાનોના અંતઃકરણમાં વેદો રહેલા છે તેમાંના એક

* ઘોડા ઉપર બેશી જાય છે.

આપ મહાત્માથી હું જાણીતો થયો છું તેથી આજ હું તમારી ઉપર પ્રીતિમાન્ છું. હે બ્રાહ્મણ, આનંદથી ઝટ ઘણો વખત શુભ લોકોને પામવા પુત્ર હાથિ સાથે આવો, આમ કહી વજ્રને ધારણ કરનાર ઈંદ્ર, પુત્ર હાથિ સાથે ગૌતમને આગળ કરી દુઃખે કરી પમાય એવા સ્વર્ગ પ્રત્યે સજ્જનો સાથે પ્રાપ્ત થયા. જે જીતેંદ્રિય માણસ નિરંતર આ સાંભળે અથવા જે આનો પાઠ કરે તે ગૌતમ બ્રાહ્મણની પેઠે બ્રહ્માના લોક પ્રત્યે જાય.

इदंयःशृणुयान्नित्यंयःपठेद्वाजितेन्द्रियः ॥
सयातिब्रह्मणोलोकंब्राह्मणोगौतमोयथा ॥ ६२ ॥

इति श्रीम० अ० आ० दा० हस्तिकूटोनामद्व्यधिकशततमोऽध्यायः॥१०२॥

---

युधिष्ठिरउवाच ॥ दानंबहुविधाकारंशान्तिःसत्यमहिंसितम् ॥
॥ स्वदारतुष्टिश्चोक्तातेफलंदानस्यचैवतत् ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—બહુ પ્રકારના આકારવાળું દાન, શાંતિ, સત્ય, અહિંસા, પોતાની સ્ત્રીમાં સંતોષ અને દાનનું જે ફળ તે તમે કહ્યું, હવે તપના બળથી બીજું આપે બ્રહ્માનું શું જાણેલું છે? તપથી જે પર હોય તે અમને કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર, જ્યાંસુધી તપ કહેવાય છે ત્યાંસુધી લોક છે * હે કુંતીપુત્ર, મેં તો અહિં અનશન (ઉપવાસ) થી ઉત્તમ તપ માન્યું નથી. આ ઠેકાણે ભગીરથ અને મહાત્મા બ્રહ્માના સંવાદરૂપ આ જુનો ઈતિહાસ કહેવાય છે. હે ભારત, જે ભગીરથરાજા હતા તે સુરલોક અને ગોલોકને ઉલ્લંઘન કરી ઋષિ લોક પ્રત્યે ગયા હતા. હે રાજન્, તે ભગીરથને જોઈ બ્રહ્માએ વચન કહ્યું-હે રાજન્ ભગીરથ, તમે આ દુઃખે આવી શકાય એવા લોકવિષે કેવી રીતે આવ્યા? હે ભગીરથ, જેણે તપ કરેલું નથી તે દેવતા, ગંધર્વ અને મનુષ્યો અહિં આવતા નથી અને તમે કેવી રીતે આવ્યા? ભગીરથ બોલ્યા—હે વિદ્વન્, મેં નિરંતર બ્રાહ્મણનાં વ્રતને ધારણ કરી બ્રાહ્મણોને સદા એક લાખ સુવર્ણની મોહોરનું દાન આપ્યું હતું પણ તેના ફળથી હું અહિં આવેલો નથી. દશ એક રાત્ર નામના યજ્ઞ, દશ પંચરાત્ર યજ્ઞ, અગીયાર એકાદશ રાત્રયજ્ઞો અને સો જ્યોતિષ્ટોમ યજ્ઞોવડે જે યજન કર્યું તે ફળથી

---

* જેટલું તપ ત્યાંસુધી ઉત્તમ લોક પ્રાપ્તિ રહે છે.

હું આવ્યો નથી, સો વર્ષસુધી તપ કરી હું જે નિરંતર ગંગા કાંઠે વસેલો હતો ત્યાં હજાર ખચ્ચરનું દાન કરેલું હતું અને કન્યાઓના સમૂહનું દાન કરેલુ હતું તેથી હું આવેલો નથી. એક લાખ ઘોડાઓનું દાન કર્યું, બે લાખ ગાયોનું દાન કર્યું, આ રીતે પુષ્કર ક્ષેત્રોમાં બ્રાહ્મણોને લાખોનું દાન કર્યું હતું. વળી જે સુવર્ણનાં આભૂષણોથી શોભિત, અને સુવર્ણનાં ચંદ્ર જેવા ઉત્તમ આભૂષણને ધારણ કરનારી ઉત્તમ હજાર કન્યાઓનું દાન કર્યું હતું તેથી હું આવ્યો નથી. હે લોકનાથ, ગોસવ નામના યજ્ઞના પૂજનમાં એક એક બ્રાહ્મણને દશ દશ અર્બુદ, દૂધને દેનારી, સોનાથી યુક્ત, કાંસાનાં દોવાનાં પાત્ર સહિત, સમાન વાછડાવાળી ગાયો આપી હતી તેથી હું અહિં આવેલો નથી. હે બ્રહ્મન્, સોમયાગોમાં નિશ્ચિંતપણાથી એકએકને પેહેલ વેત્રી, દૂધને દેનારી, રોહિણી (રાતી) ગાયો હજાર આપી હતી, તેમ દશધણી, દૂધ દેનારી દશ લાખ ગાયો આપી હતી તેથી હું અહિં આવ્યો નથી. બાહ્લિક દેશમાં થએલા, સુવર્ણની માળાવાળા, એક લાખ ધોળા ઘોડાઓનું દાન કર્યું હતું તેથી હું અહિં આવ્યો નથી. હે બ્રહ્મન્, મેં એક એક યજ્ઞમાં આઠ કોટી સુવર્ણ આપ્યું હતું તે ફળથી હું અહિં આવ્યો નથી. હે બ્રહ્મન્, હે પિતામહ, સુવર્ણની માળાવાળા, લીલા, કાળા કાનવાળા, સત્તર કરોડ ઘોડા આપ્યા હતા, હળનાં ચવડાં જેવા (મોટા) દાંતવાળા, મોટાં શરીરવાળા. સુવર્ણની માળાઓથી શોભિત, સત્તર હજાર હાથિ આપ્યા હતા. હે દેવેશ, દિવ્ય સુવર્ણનાં આભૂષણોવડે શોભેલા, સુવર્ણમય ભાગવાળા, દશ હજાર રથો આપ્યા હતા. મેં શણગારેલા વેદોએ જે કોઈ દક્ષિણાના અંગોરૂપ કહેલા છે તે ઘોડાઓથી યુક્ત સાત હજાર બીજા રથ પણ દશ, પ્રસિદ્ધ વાજપેય યજ્ઞોમાં પણ આપ્યા હતા. હે પિતામહ, આઠ રાજસૂય યજ્ઞો માટે સર્વે રાજાઓને જીતિ ધનોથી યજન કરી પૂજા અને પરાક્રમવડે ઇંદ્રની તુલ્ય મહિમાવાળા નિષ્ક નામનું આભૂષણ જેઓના કંઠમાં છે એવા હજાર રાજાઓરૂપ દક્ષિણા આપી હતી* તેથી હું અહિં આવ્યો નથી. હે જગત્પતે, પ્રવૃત્ત થએલી મારી દક્ષિણાઓથી જ્યાંસુધી ગંગાનો પ્રવાહ છે ત્યાંસુધીનો ભાગ ઢંકાએલ હતો તેથી હું અહિં આવ્યો નથી. વળી સો સુવર્ણથી શોભિત બે હજાર ઘોડા અને એક એકને મેં ત્રણ પ્રકારે સો ગામ આપ્યાં હતાં; તેમ હે પિતામહ, હિમાચળમાં ગંગાની દુઃખે કરી સહન થાય એવી જે ધારાને મહાદેવે ધારણ

*અર્થાત્ બ્રાહ્મણોના કહેવાથી હજાર જીતેલા રાજાઓને છોડી દીધા હતા.

કરી હતી તે માટે હું શાંતિ રાખી વાણીને નિયમમાં રાખી નિયમિત આંહારવાળો તપસ્વી થયો હતો તે ફળવડે પણ હું અહિં આવ્યો નથી. હે દેવ, જે શમ્યાક્ષેપ યજ્ઞોથી દેવોનું યજન કર્યું હતું, જે દશ હજાર સાધસ્ક યાગોવડે યજન કર્યું હતું, પૌંડરીકસહિત ત્રયોદશ અને દ્વાદશાહ યજ્ઞોવડે જે યજન કર્યું હતું તેઓનાં ફળેકરીને અહિં આવ્યો નથી. મેં મોટી ખુંધવાળા આઠ હજાર ધોળા બળદ બ્રાહ્મણોને આપ્યા હતા, વળી તેઓને તે (બળદોની) નિષ્ક[1] જેના કંઠમાં છે એવી પત્ની (ગાયો) અને એક એક સુવર્ણનું શ્રૃંગ આપેલ હતું તથા સુવર્ણ અને રત્નોના સમૂહો, રત્નના પર્વતો અને બીજાં હજારો ધન ધાન્યોવડે સમૃદ્ધિવાળાં ગામો આપ્યાં હતાં, તેમ તંદ્રાને[2] તજી અનેક મહા યજ્ઞોવડે યજન કરી પેહેલવેલી પ્રસવેલી દશ હજાર ગાયો આપી હતી તેણેકરી હું અહિં આવ્યો નથી. હે દેવ, હે બ્રહ્મન્, મેં દક્ષિણા સહિત એકાદશાહ[3] યજ્ઞોવડે, બેવાર દ્વાદશાહ યજ્ઞોવડે, અશ્વમેધ યજ્ઞોવડે, અને સોળ આર્કાયણ (ઉત્તરાયણ) યજ્ઞોવડે યજન કર્યું હતું તેઓના ફળથી હું અહિં આવ્યો નથી. મેં યોજન સૂધી લાંબું, સુવર્ણ મોહોર જેના કંઠ ભાગમાં છે એવું વિસ્તારવાળું રત્નશોભિત, ઘાટા સુવર્ણ વૃક્ષો (આંબાઓ) નું વન આપેલું હતું તેઓના ફળથી હું અહિં આવ્યો નથી. ક્રોધ રહિત થઈ મેં ત્રિશ વર્ષ, પરાભવ ન પમાડાય એવું તુરાયણ વ્રત કર્યું હતું, દિવસે દિવસે નવસો ગાયો બ્રાહ્મણોને આપી હતી, તેમજ હે સુરોના ઇશ્વર લોકનાથ, પય આપનારી રોહિણી ગાયો અને બીજા બળદો નિત્ય બ્રાહ્મણોને આપેલા હતા તે ફળથી હું અહિં આવ્યો નથી. હે બ્રહ્મન્, નિરંતર મેં ત્રિશ અગ્નિયોનું યજન કર્યું હતું અને આઠ સર્વમેધ, સાત નરમેધ, અઠ્ઠાવિશસો વિશ્વજીત્ યજ્ઞોવડે યજન કર્યું હતું તેઓના ફળથી હે સુરેશ, અહિં હું આવ્યો નથી. વળી સરયૂ, બાહુદા, ગંગા, અને નૈમિષારણ્યમાં દશ લાખ ગાયો આપી હતી તેથી હું અહિં આવ્યો નથી પણ હે વરેણ્ય, ઈંદ્રે ગુફામાં જે છાનું રાખેલું અને અહિં તપવડે જે ભૃગુ કુળમાં થએલા શુક્રે જાણેલું હતું તે શુક્રના તેજે કરી અહિં પ્રકાશ પામેલું જે (સર્વ ભોગ ત્યાગરૂપ અનશન, અને બ્રાહ્મણોનું તર્પણ) છે તે મેં સાધ્યું હતું, હે પ્રભો, તે સમયે તે કર્મ સિદ્ધ કરવાથી મને બ્રાહ્મણો અને બીજા હ-

---

૧ મોહોર અથવા આ નામનું ભૂષણ. ૨ અર્ધ નિદ્રાવસ્થા. ૩ અગિયાર દિવસના.

જાર ઋષિઓ જેઓ ત્યાં આવ્યા હતા તેઓ પ્રસન્ન થયા અને તેઓએ તથા પ્રસન્ન થએલા હજાર ઋષિઓએ મને કહ્યું—હે પ્રભો, તમે બ્રહ્મલોક પ્રત્યે જાઓ તેથી આ લોક પ્રત્યે આવ્યો છું માટે તમને આમાં વિચાર ન થાઓ. હે દેવવર, આપ વિધાતાએ ઇચ્છાથી યથાયોગ્ય કહ્યું તો પૂછેલો હુ છું તેણે યથાયોગ્ય કહેવું જોઇએ, મેં તો અનશનથી બીજું અથવા ઉત્તમ તપ માનેલું નથી, હવે તમને નમસ્કાર છે માટે પ્રસન્ન થાઓ. ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેનારા પૂજવા યોગ્ય રાજા ભગીરથનું તે બ્રહ્માએ વિધિથી જોએલાં કર્મવડે પૂજન કર્યું માટે તમે અનશનોથી યુક્ત થઈ નિત્ય બ્રાહ્મણોને પૂજો, બ્રાહ્મણોના વચનથી સર્વ અહિં અને પરલોકમાં સિદ્ધ થાય છે, વસ્ત્રો, અન્નો, ગાયો, ને શુભ ઘરના સામાનોવડે શુભ દેવગણો સહિત બ્રાહ્મણોને પ્રસન્નજ કરવા. આજ પરમ ગુહ્ય (છાનું) છે માટે લોભ વિના આચરણ કરો.

शुभैःसुरगणैश्चापिस्तोष्याएवद्विजास्तथा ॥
एतदेवपरंगुह्यमलोभेनसमाचर ॥ ४९ ॥

इति श्रीम० अ० आ० दा० ब्रह्मभगीरथसम्वादेत्र्यधिकशततमो ऽध्यायः ॥ १०३ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ शतायुरुक्तःपुरुषशतवीर्यश्चजायते ॥
॥ कस्मान्म्रियन्तेपुरुषाबालाअपिपितामह ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, પુરૂષ સો અથવા અસંખ્ય આયુષ્‌વાળો કહ્યો છે અને સો અથવા અસંખ્ય પરાક્રમવાળો થાય છે ત્યારે બાળ પુરૂષો પણ શામાટે મરણ પામે છે? શાથી મનુષ્ય આયુષ્યમાન્ થાય અથવા થોડાં આયુષ્‌વાળો થાય? કેણેકરી કીર્ત્તિ પામે અથવા કોણેકરી લક્ષ્મી પામે? હે પિતામહ, તપ, બ્રહ્મચર્ય, જપ, હોમ, ઔષધ, કર્મ, મન, કે મનવડે થાય તે કહો. ભિષ્મ બોલ્યા—જેણે કરી મનુષ્ય થોડા આયુષ્યવાળો અથવા મોટા આયુષ્યવાળો થાય છે, જેણે કરી કીર્ત્તિ પામે છે અથવા જેણે કરી લક્ષ્મી પામે છે અને જેમ વર્ત્તવાથી પુરૂષ શ્રેયથી જોડાય છે તથા અહિં તમે જે મને પૂછો છો તે હું તમને કહું છું. પુરૂષ અહિં અને મરણ પામિને આચારથી આયુષ્‌ પામે છે, આચારથી લક્ષ્મી પામે છે અને આચારથી કીર્ત્તિ પામે છે. જેથી પ્રાણિયો ભય પામે છે અને પરાભવ કરે છે તે ખરાબ આ-

ચરણુવાળો પુરૂષ અહિં આયુષ્ય પામતો નથી, માટે જો પોતાની આબાદી ઈચ્છવી હોય તો આ લોકમાં આચાર સિદ્ધ કરવો. આચાર છે તે પાપિ શરીરનાં પણ અલક્ષણુને એટલે કોઢ, વાયુ વગેરે વિરૂદ્ધ ચિન્હને હણે છે. ધર્મ આચારરૂપ લક્ષણ વાળો છે એટલે ધર્મનું ચિન્હ આચાર પાળવો એ છે.સજ્જનો આચારરૂપ લક્ષણુવાળા છે અને સજ્જનોનું જે આચરણ છે તે આચારનું લક્ષણ છે. મતલબ કે સજ્જનોની જે વર્તણુંક તે આચાર જાણવો. ન જોયેલા એવા પણ ધર્મને આચરનારા, સમૃદ્ધિનાં કર્મોને* કરનારા પુરૂષ પ્રત્યે જનો તેને સાંભળવાથીજ પ્રિય કરે છે. અહિં જેઓ નાસ્તિક, ક્રિયા રહિત, ગુરૂ તથા શાસ્ત્રને ઉલ્લંઘન કરનારા, અધર્મને જાણનારા, અને દુરાચારિ છે તેઓ આયુષ્ રહિત થાય છે; તેમ સારા આચારથી રહિત, મર્યાદાને ભેદનારા, નિરંતર સેળભેળ મૈથુનવાળા જેઓ છે તે થોડા આયુષ્વાળા અને નરકમાં જનારા થાય છે. સર્વ લક્ષણોથી હીન હોય તોપણ અતિસારા આચારવાળો, શ્રદ્ધાવાન્ અને અસૂયા (ગુણમાં દોષ બુદ્ધિ) રહિત માણસ સો વર્ષ જીવે છે. ક્રોધ રહિત, સત્ય બોલનાર, પ્રાણિયોની હિંસા ન કરનાર, અસૂયા રહિત, અને સરલ સો વર્ષ જીવે છે. માટીના પિંડા મર્દન કરનાર, ખડને કાપનાર, નખને ખાનાર, નિરંતર ઉચ્છિષ્ટવાળો (અપવિત્રતાવાળો) અને દુર્જન અથવા અસ્થિર અહિ મોટું આયુષ્ પામતો નથી. બ્રાહ્મમુહૂર્તમાં (બે ઘડી રાત્રિ રેહેવાની હોય ત્યારે) જાગવું અને ઉઠીને ધર્મ તથા અર્થનું ચિંતન કરવું. પછી આચમન લઈ બે હાથ જોડી પ્રથમની સંધ્યા કરવી; તેમજ વાણીને નિયમમાં રાખી બીજી સંધ્યા સેવવી, કયારેય પણ ઉદય પામતા અને અસ્ત પામતા સૂર્યને જોવા નહિ, તેમ રાહુ ગ્રસ્ત સૂર્યને ન જોવા, પાણીમાં રહેલાને ન જોવા અને આકાશના મધ્યમાં રહેલાને ન જોવા. ઋષયો નિત્ય સંધ્યા કરતા તેથી મોટું આયુષ્ પામ્યા હતા માટે સદા વાણીને નિયમમાં રાખી પૂર્વ કાળની અને પશ્ચિમ કાળની સંધ્યા કરવી. જે બ્રાહ્મણો પૂર્વ અને પશ્ચિમ સંધ્યા નથી સેવતા તે સર્વને ધાર્મિક રાજાએ શૂદ્રનાં કામ કરાવવાં. કયારેય પણ સર્વ વર્ણોમાં પરસ્ત્રી ગમન કરવું નહિ. અહિં પુરૂષને જેવું પરસ્ત્રીનું સેવન આયુષ્ને ક્ષય પમાડનાર છે એવું બીજું કશું નથી. સ્ત્રીઓના શરીરોમાં જેટલાં રોમ છિદ્રો નિર્મલ હોય તેટલાં હજાર વર્ષોસુધી તેઓ (પરસ્ત્રી સેવ-

* આચારોને.

નારાઓ) નરકને સેવે છે. દિવસનાં પ્રથમ ભાગમાંજ કેશોનો શણગાર, આંજણ, દાતણ અને દેવતાઓનું પૂજન કરવું. ક્યારેય પણ અતિ સવારને વખતે, અતિ સાયંકાળે અને દિવસ મધ્ય ભાગમાં હોય ત્યારે વિષ્ટા અને મૂત્ર જોવાં નહિ, તેમ તેની સમીપ બેસવું નહિ. અજાણ્યાઓની સાથે ચાલવું નહિ, એકલા જવું નહિ અને નીચોની સાથે ચાલવું નહિ. બ્રાહ્મણ, ગાય, રાજા, વૃદ્ધ, ભારથી દુઃખ પામેલી ગર્ભિણી અને દુર્બલ મનુષ્યોને માર્ગ આપવો. જાણેલા વનસ્પતિયોની પ્રદક્ષિણા કરવી. સર્વ ચૌટાંઓને[1] પ્રદક્ષિણા કરવી. સર્વદા મધ્ય દિવસે, રાત્રિ વખતે, અર્ધ રાતે અને બે સંધ્યાને વખતે ચૌટાને સેવવો નહિ. બીજાઓએ ધારેલું વસ્ત્ર અને ઉપાનહ્ (પગરખાં) ધારણ કરવાં નહિ. નિરંતર બ્રહ્મચારી થવું અને પગવડે પગ દાબવો નહિ. સર્વ રીતે સર્વ પક્ષોની અમાવાસ્યા, પૌર્ણમાસ્યા, (અમાસ પુનમ) ચૌદશ અને આઠમને દિવસે સદા બ્રહ્મચારી થવું. વૃથા માંસ, તેમ ઘોડા વગેરેનાં પૃષ્ઠોનું માંસ ખાવું નહિ. રાડ (બૂમ), નિંદા અને પિશુનતા (ચાડી)નો ત્યાગ કરવો. મર્મસ્થાનને દુઃખ દેનાર, અને ક્રૂર બોલનાર થવું નહિ. હીન (હલકા) થી પરમ વસ્તુ ગ્રહણ કરવી નહિ. આ લોકની જે વાણીવડે બીજો ઉદ્વેગ પામે તે ખરાબ અને પાપિ લોકને આપનારી વાણી બોલવી નહિ. જે વાણીરૂપ બાણો મુખથી નિકળે છે, જેઓએ હણેલો માણસ રાત્રિ દિવસ શોક કરે છે અને જે પરના મર્મસ્થાનોમાં પડે છે તે વાણીરૂપ બાણો પંડિતે બીજાઓવિષે ફેંકવા નહિ. બાણોએ વિંધેલું અને ફરશીએ હણેલું વન ફરી ઉગે છે પણ વાણીવડે ખરાબ કહેલું, સુગ ઉપજે એવું વાણીરૂપ ઘારૂં સારૂં થતું નથી. કર્ણિ, નાલીક અને નારાચ આ ત્રણ જાતના બાણોને શરીરથી કાઢી શકે છે પણ જે હૃદયમાં ખૂંચેલો વાણીરૂપ બાણ છે તે કાઢી શકાતો નથી. ઓછાં અંગવાળા, અધિક અંગવાળા, વિદ્યાહીન, નિંદિત, રૂપ, દ્રવ્યરહિત અને સત્યહીન મનુષ્યોને તરછોડવા નહિ. નાસ્તિકતા, વેદની નિંદા, દેવતાઓની નિંદા, દ્વેષ, જડતા, અભિમાન, અને તીક્ષ્ણતા (તીખાઈ)નો ત્યાગ કરવો. શિક્ષા માટે તાડન (લગાવવું) કહેલું છે તેથી પુત્ર અને શિષ્યવિના ક્રોધ પામી બીજાને દંડ[2] ઉગામવો નહિ, તેમ તે મારવો

1 બજારને. 2 લાકડી.

પણ નહિ. બ્રાહ્મણોને નિંદવા નહિ, નક્ષત્રોને દેખાડવાં નહિ અને પક્ષની તિથિ કહેવી નહિ, તેમ કરવાથી એનું આયુષ્ય હણાતું (ઓછું થતું) નથી. મૂત્ર, વિષ્ટા કરીને તથા શેરી (રસ્તા)માં જઈને ફરી પાદપ્રક્ષાલન[1] કરવું. તેમ સ્વાધ્યાય માટે અને ભોજન માટે પગ ધોવા. જે વાણીવડે વખણાય છે, જે શૂદ્ર વગેરે નીચોએ જોયેલું નથી અને જળવડે શુદ્ધ કરેલું છે, આ ત્રણ વાનાં[2] બ્રાહ્મણોનાં દેવોએ પવિત્ર કલ્પેલાં છે. પોતાને માટે સંયાવ (ઘઉંની ખીર), કૃસર (ખીચડી), માંસ, શાષ્કુલી (જલેબી) અને પાયસ (દૂધપાક) કરવો નહિ પણ દેવ માટે કરવો. નિરંતર અગ્નિની પરિચર્યા (સેવા) કરવી. નિત્ય ભિક્ષા આપવી અને નિત્ય વાણીને નિયમમાં રાખી દંતધાવન (દાતણ)કરવું. સૂર્યના ઉદય વખતે સુનાર ન થવું, પ્રાયશ્ચિત્તવાળું ન થવું અને ઉઠીને પ્રથમજ માતાપિતાને નમન કરવું, તેમ આચાર્ય અથવા બીજા માન્ય મનુષ્યને નમવું, તેમ કરવાથી મોટું આયુષ્ય પામે છે. નિરંતર તજવાલાયક દાતણોનો ત્યાગ કરવો અને શાસ્ત્રથી જાણેલાં (ઉત્તમ) દાતણ કરવાં પણ પર્વોમાં તે પણ તજવાં. સદા સાવધાન થઈ ઉત્તરમાં મુખ કરી શૌચ કરવું. દેવનો સત્કાર કર્યાવિના દાતણ કરવું નહિ. કયારેય પણ દેવપૂજા કર્યાવિના ગુરૂ, વૃદ્ધ, ધાર્મિક અથવા વિચક્ષણ સિવાય રાજા વગેરેની પાસે જવું નહિ. અતિ બુદ્ધિમાન્ મનુષ્યોએ મેલો અરીસો જોવો નહિ કયારેય પણ ન જાણેલી સ્ત્રી અને ગર્ભવાળી સ્ત્રી પાસે જવું નહિ. ઉત્તરમાં મસ્તક રાખી સુવું નહિ. પશ્ચિમમાં મસ્તક કરી શયન કરવું નહિ પણ વિદ્વાન્ માણસે પૂર્વમાં મસ્તક રાખી અથવા દક્ષિણ દિશામાં મસ્તક રાખી સુવું. કયારેય પણ ભાગેલી અને વિખરાએલી શય્યામાં સુવું નહિં, તેમ અંધકારથી યુક્ત સ્થાનમાં, સ્ત્રીવગેરેના સંયોગવાળા સ્થાનમાં અને આડુ સુવું નહિં. કાર્યથી અથવા ઠરાવથી પણ નાસ્તિકો સાથે જવું નહિં. પુરૂષે આસનને પગે ખેંચી બેસવું નહિ. કયારેય પણ નગ્ન ન્હાવું નહિ. રાત્રિમાં સ્નાન કરવું નહિ અને અતિ વિચક્ષણ મનુષ્યે ન્હાહીને અંગો ચોળવાં નહિ. માનવે સ્નાન કર્યા વિના ચંદન કરવું નહિ. ન્હાહીને વસ્ત્ર ખંખેરવું નહિ, તેમ નિત્ય ભીનાં વસ્ત્રો સેવવાં નહિ. માળાઓને ખેંચવી નહિ. બહાર ધારણ કરવી નહિ અને કદી પણ રજસ્વળા સ્ત્રીની સાથે ભાષણ કરવું નહિ. ક્ષેત્ર અને ગામની સમીપમાં વિષ્ટા તજવી અને કયારેય પણ જળમાં મૂત્ર, વિષ્ટા એ

૧ પગ ધોવા. ૨ ત્રણ વસ્તુ.

એ કરવાં નહિ. અન્ન ખાવાની ઈચ્છાવાળાએ ત્રણવાર મુખવડે જળ લેવું તથા અન્ન જમીને ત્રણવાર જળ લેવું. પછી બેવાર મુખનું માર્જન (શુદ્ધ-પણું) કરવું. વાણીને નિયમમાં રાખી અન્નની નિંદા કર્યા વિના પૂર્વમાં મુખ રાખી નિરંતર ભોજન કરવું. શેષ રહેલું કંઈક અન્ન તજવું અને જમીને મનવડે અગ્નિનો સ્પર્શ કરવો. આયુષ્યને ઈચ્છનારે પૂર્વમાં મુખ રાખી જમવું. યશયુક્ત કર્મ ઇચ્છનારે દક્ષિણ દિશામાં મુખ રાખી જમવું. ધનને આપનારાં કર્મને ઇચ્છનારે પશ્ચિમ મુખ રાખી જમવું અને કલ્યાણને ઇચ્છનારે ઉત્તર દિશામાં મુખ રાખી જમવું. જળથી અગ્નિનું આલંભન (પ્રોક્ષણ) કરી સર્વ ઇંદ્રિયોનો સ્પર્શ કરવો. તેમ સર્વ અંગ, નાભિ અને હાથનાં તળાંઓનો સ્પર્શ કરવો. કદી પણ ફોતરાં ઉપર, કેશ ઉપર, ભસ્મ ઉપર અને કપાલ (ઠીકરાઓ) ઉપર બેસવું નહિ. દૂરથી બીજાના સ્નાનના જળનો ત્યાગ કરવો. શાંતિ હોમ કરવા, સાવિત્રી મંત્રો ધારણ કરવા, બેસીને ખાવું પણ કદી ચાલતાં ન ખાવું. ઉભા રહીને મૂત્રવું નહિ, તેમ રાંખમાં અને ગાયોનાં ટોળાંમાં મૂત્રવું નહિ. ભિના પગે જમવું પણ ભિના પગ રાખી સુવું નહિ. ભીના પગવાળો ભોજન કરનારો સો વર્ષ જીવે છે. ઉચ્છિષ્ટે[1] કયારેય પણ અગ્નિ, ગાય ને બ્રાહ્મણ આ ત્રણ તેજનો સ્પર્શ કરવો નહિ; કેમકે તેમ કરવાથી આયુષ્ ઓછું થતું નથી. કદી પણ ઉચ્છિષ્ટે સૂર્ય, ચંદ્ર અને સર્વ નક્ષત્ર આ ત્રણ તેજો જોવાં નહિ. યુવાન્ મનુષ્યના પ્રાણો[2] વૃદ્ધના આવવાથી ઉંચા ચઢે છે, તેઓને સામું ઉભું થવું અને અભિવાદન નમનાદિ ( સત્કાર ) આ બે કરવાથી ફરીને પામે છે માટે વૃદ્ધોને નમવું, પોતે આસન આપવું, બે હાથ જોડી સેવા કરવી અને જતા હોય તેની પાછળ જવું. ભાગેલા આસન ઉપર બેસવું નહિ અને ભાગેલા કાંસાના વાસણને તજવું. એક વસ્ત્ર પેહેરી ખાવું નહિ. મનુષ્ય નગ્ન ન્હાવા યોગ્ય નથી. મનુષ્યે નગ્ન સુવું નહિ, તેમ ઉચ્છિષ્ટે (અપવિત્ર પણાથી) પણ શયન કરવું નહિ. ઉચ્છિષ્ટે મસ્તકનો સ્પર્શ કરવો નહિ. કારણ કે સર્વ પ્રાણો તેને આશ્રયે રહ્યા છે. મસ્તક વિષે કેશ ગ્રહણ અને પ્રહાર[3] એઓનો ત્યાગ કરવો. બે ભેગા કરેલા હાથોએ પોતાનું માથું ખંજવાળવું નહિ. વારંવાર મસ્તક ભિંજવવું નહિ, કેમકે તેમ કરવાથી તે માણ-

૧ અપવિત્ર હઈએ ત્યારે. ૨ ઇંદ્રિઓ.

૩ માથાના કેશ ખેંચવા અને માથામાં પ્રહાર એટલે ટપલા મારવા તે.

સનું આયુષ્ ઓછું થતું નથી. ભીંજાએલા મસ્તકવાળાએ તેલથી કોઈ પણ અંગનો સ્પર્શ કરવો નહિ તથા તલવાળું ખાવું નહિ, કેમકે તેમ કરવાથી એનું આયુષ્ ઓછું થતું નથી. વળી કયારેય પણ અપવિત્ર મનુષ્યે ભણાવવું નહિ અને ભણવું નહિ. વાયુમાં તથા અપવિત્ર ગંધવાળા સ્થાનમાં મનવડે પણ વિચાર કરવો નહિ. અહિં યમે જે રીતે કહ્યું હતું કે આ લોકનું આયુષ્ તથા તેની પ્રજાને ગ્રહણ કરૂં છું તે રીતે પુરાણને જાણનારાઓ યમે કહેલી વાતો કહે છે. જે ઉચ્છિષ્ટ (અપવિત્ર) દોડે છે, સ્વાધ્યાયને પામે છે અને જે દ્વિજ મોહથી પણ અધ્યયન ન કરવાના વખતમાં અભ્યાસ કરે છે તેનો વેદ નાશ પામે છે તથા આયુષ્ ઓછું થાય છે, માટે કયારેય પણ અનધ્યાયમાં અધ્યયન કરવું નહિ.[1] જેઓ સૂર્ય સામું, અગ્નિની સામું, ગાયની સામું, બ્રાહ્મણો સામું અને માર્ગ પ્રત્યે વિષ્ટા કરે છે તેઓ આયુષ્ હીન થાય છે. દિવસે મૂત્ર ને વિષ્ટા ઉત્તર દિશામાં મુખ રાખી કરવી અને રાત્રિમાં દક્ષિણ દિશાતરફ મુખ રાખી તે બે વાનાં કરવાં, તેમ કરવાથી આયુષ્ ઘટતું નથી. લાંબા આયુષ્ સૂધી જીવવાની ઇચ્છાવાળાએ બ્રાહ્મણ, ક્ષત્રિય અને સર્પ, આ ત્રણ દુર્બળનું પણ અપમાન કરવું નહિ; કારણ એ સર્વ ત્રણ દાઢમાં ઝેરવાળા છે. દાઢમાં ઝેરવાળો સર્પ ક્રોધ પામવાથી જ્યાં સૂધી નેત્રવડે જૂવે છે ત્યાં સૂધી બાળે છે. ક્રોધ પામેલો ક્ષત્રિય પણ જ્યાં સૂધી તેજવડે સ્પર્શ કરી શકે છે ત્યાં સૂધી ભસ્મ કરે છે અને બ્રાહ્મણ તો ધ્યાન અને જોવાવડે કુળને હણે છે, માટે પંડિતે એ ત્રણની યત્નથી સેવા કરવી. હે યુધિષ્ઠિર, કયારેય પણ ગુરૂની સાથે આગ્રહ કરવો નહિ. ક્રોધ પામેલા ગુરૂને પ્રસન્ન કરવા અને તેની આજ્ઞામાં વર્ત્તવું. અહિં મિથ્યા પ્રવૃત્ત થએલા ગુરૂવિષે પણ સારી રીતે વર્ત્તવું; કેમકે ગુરૂની નિંદા મનુષ્યોના આયુષ્‌ને બાળે છે, એમાં સંશય નથી. હિતને ઇચ્છનારે આવસથી[2] દૂર પેશાબ, દૂર પગ ઉપર પાણી રેડવાનું અને ઉચ્છિષ્ટનો ત્યાગ દૂર કરવો. હે પ્રભો, પંડિતોએ કમળ તથા કુવલય (ચંદ્રવિકાસિ કમળ) ને તજી રક્ત પુષ્પ ધારણ કરવું નહિ પણ ધોળું પુષ્પ ધારણ કરવા યોગ્ય છે. રાતું પુષ્પ અને વનનું પુષ્પ પણ મસ્તકવિષે તો ધારણ કરવું. જે સુવર્ણની માળા છે તે પણ કયારેય દોષ પામતી નથી. હે વિશાંપતે (હે રાજન્), નિરંતર ન્હાયેલાને ભીનું અંગુચાનું વસ્ત્ર આપવું પણ બુદ્ધિમાન્

૧ ભણવું નહિ. ૨ સન્યાસિના સ્થાનથી.

માણુસે વસ્ત્રનું વિપર્યયપણું[1] કરવું નહિ, તેમજ બીજાનું ધારણ કરેલું અને ખરાબ વસ્ત્ર ધારણ કરવું નહિ. હે નરોત્તમ, શય્યામાં બીજુંજ વસ્ત્ર હોવું જોઈએ. ગલીઓમાં જતાં બીજું વસ્ત્ર અને દેવતાઓની પૂજામાં બીજુજ વસ્ત્ર હોવું જોઈએ. રાઈવડે લેપ કરી ન્હાહી, જૂદો બુદ્ધિમાન્ માણુસે બિલ્વ, તગર અને કેસરવડે ચંદનનો લેપ કરવો. ન્હાહી, પવિત્ર થઇ શણગારેલા માણુસે ઉપવાસ[2] કરવો. હે જનેશ્વર, સદા સર્વ પર્વ કાળોમાં બ્રહ્મચારી થવું. એક પાત્રમાં સમાન અન્ન ખાવું નહિ. કયારેય પણ રજસ્વળાએ કરેલું ભક્ષણ કરવું નહિ, તેમ જેમાંથી સાર કાઢેલો છે એવાં દૂધ વગેરે ખાવાં નહિ. જોનારા યાચકને આપ્યા વિના ખાવું નહિ. ધારણા યુક્ત બુદ્ધિવાળા પુરૂષે અપવિત્રની સમીપમાં ખાવું નહિ. ધર્મરૂપ કાર્યો ( શ્રાદ્ધાદિ ) હોય ત્યારે નિષેધ કરેલા ખાવાના પદાર્થો ખાવા નહિ. પાછળથી પણ કલ્યાણને ઇચ્છનારા ઉત્તમ પુરૂષે પિપ્પલ, વડુ, શણશાક અને ઉંબરાનું શાક ખાવું નહિ. બકરાનું, ગાયનું, બળદનું અને મોરનું માંસ તજવું. શુષ્ક (સુકુ) માંસ તથા જે ટાઢુ હોય તે તજવું. વિદ્વાને હાથમાં લવણ ખાવું નહિ. રાત્રિમાં દહિ અને સાથવો ખાવો નહિ તથા વૃથા માંસનો ત્યાગ કરવો. સાવધાન થઈ સાયંકાળે અને પ્રાતઃકાલે ભોજન કરવું પણ મધ્યમાં ખાવું નહિ. કેશથી યુક્ત અન્ન અને શત્રુના શ્રાદ્ધનું અન્ન ખાવું નહિ. વાણીને નિયમમાં રાખનારે કયારેય પણ એકવસ્ત્ર પેહેરી ન ખાવું, ઉભું ન ખાવું. સદા ભૂમિ ઉપર ન ખાવું. જૂદે જૂદે ઠેકાણે બેસી ન ખાવું. અને શબ્દ થાય તેમ ન ખાવું. હે વિશાંપતે, ધારણાયુક્ત બુદ્ધિવાળા નરે અતિથિયોને જળપૂર્વક અન્ન આપી પછી જમવું, તેમ બીજામાં મન રાખી ન જમવું. હે નરોના ઈશ્વર, એક પંક્તિમાં સમાન અન્ન ખાવું. જે મનુષ્ય સ્નેહિજનો આગળ આપ્યાવિના જમે છે તે હાલાહલ નામનું વિષ (ઝેર) ખાય છે. પાણી, દુગ્ધાન્ન, સાથવો, દહિ, ઘૃત અને મધને તજીને બીજાઓનું શેષ રહેલું કોઈને પણ આપવું નહિ. હે મનુજ શ્રેષ્ઠ, ભોજન કરનારાએ શંકા[3] કરવી નહિ. કલ્યાણને ઈચ્છનારાએ દહિરૂપ અનુપાન કરવું નહિ. એક હાથવડે આચમન લઈ જળને ફેરવવું, પછી જમણા પગનો અંગુઠો ધોવો, પ્રયોગમાં કુશળ, સાવધાન નર મસ્તક ઉપર હાથ રાખી અગ્નિનો સ્પર્શ કર-

---

૧ ઉલટા પાલટીપણું. ૨ બ્રહ્મચર્ય. ૩ અપવિત્રતા વગેરેની શંકાથી ન ખાવું.

વાથી (મનવડે સ્પર્શ કરવાથી) જ્ઞાતિના શ્રેષ્ઠપણાને પામે છે. જળવડે ઇન્દ્રિયોનો સ્પર્શ કરી નાભિ પ્રત્યે તથા હાથનાં તળાંવિષે સ્પર્શ કરી બેસવું પણ ભિનો હાથ રાખી બેસવું નહિ. હે ભારત, અંગુઠાના મધ્યમાં બ્રહ્માનું તીર્થ કહેલું છે. અહિં કનિષ્ઠિકાની પાછળ દેવનું તીર્થ કહેવાય છે. અંગુઠા અને પ્રદેશિની (તર્જની) આંગળીનું જે મધ્ય છે તેણે કરી સદા જળનો સ્પર્શ કરી ન્યાયથી પિતૃનાં કાર્યો કરવાં. ક્યારેય પારકી નિંદા અને અપ્રિય બોલવું નહિ. કલ્યાણને ઈચ્છનારા પુરૂષે કોઈ પણ ક્રોધ કે શોક ઉત્પન્ન કરાવવો નહિ, પાપિયોની સાથે વાર્તા ઇચ્છવી નહિ, દર્શન તજવું અને સંબંધ કરવો નહિ, તેમ કરવાથી મનુષ્ય મોટું આયુષ્ પામે છે. દિવસે મૈથુન માટે જવું નહિ. કન્યા, વેશ્યા અને અસ્નાત સ્ત્રી પાસે જવું નહિ, તેમ કરવાથી મોટું આયુષ્ પામે છે. પોતપોતાનાં તીર્થવિષે આચમન, લઈ કાર્ય કર્યા પછી ત્રણવાર જળપાન કરી બેવાર શુદ્ધિ કર્યાથી નર શૌચ કરનાર થાય છે. માનવે એકવાર ઇંદ્રિયોનો સ્પર્શ કરી ત્રણવાર અભ્યુક્ષણ કરી વિધિવડે જાણેલાં કર્મેકરી પિતૃનું અને દેવનું કાર્ય કરવું. હે કૌરવ, બ્રાહ્મણને અર્થે જે શૌચ છે અને ભોજનના આદિ તથા અંતમાં જે પવિત્ર અને હિતરૂપ છે તે સાંભળો. સર્વ શૌચોમાં બ્રાહ્મ (બ્રહ્માના) તીર્થવડે સ્પર્શ કરવો. થુંકિને તથા છીંક ખાઈને જળનો સ્પર્શ કરવાથી પવિત્ર થવાય છે. જે વૃદ્ધ, જ્ઞાતિ, તથા મિત્ર દરિદ્ર હોય તેઓને ઘરમાં વસાવવા, આથી ધન અને આયુષ્ વધે છે. ઘરોમાં કબૂતરો અને સારિકાઓ સહિત પોપટ પાળવા એ પાપને માટે નથી પણ ધાન્ય (પુણ્યરૂપ) છે. તથા વડવાગળાં, ઉદ્દીપક, ગીધ, કપોત (હોલા) અને ભ્રમર આ જ્યાં બેસે ત્યાં તેજ વખતે શાંતિ કરવી; કારણ કે એ અમંગળ કરનાર છે તેવી મહાત્માઓની બૂમ છે. ક્યારેય પણ મહાત્માનાં અતિ ગુહ્યો[1] કહેવાં નહિ, તેમ રાજાની પત્ની (સ્ત્રી), સખીઓ અને અગમ્ય (ન જોવા લાયક) સ્ત્રીયોની પાસે જવું નહિ. હે યુધિષ્ઠિર, વૈદ્ય, બાલ, વૃદ્ધ, દાસ, બંધુ, બ્રાહ્મણ, રક્ષણાર્થિ અને સંબંધિયોની સ્ત્રી પાસે જવું નહિ. હે રાજેંદ્ર, તેમ કરવાથી મોટું આયુષ્ પામે છે. હે મનુજેશ્વર, બ્રાહ્મણ અને સ્થપતિ (કડીઆ)એ જે સ્થાન નિર્મેલું હોય તેમાં સદા કલ્યાણને ઈચ્છનારા બુદ્ધિમાન્ માણસે વસવું. હે રાજન્, સંધ્યા વખતમાં સુવું નહિ અને વિદ્યા પણ કરવિ નહિ તથા

---

૧ છાનું.

ધારણાયુક્ત બુદ્ધિવાળાએ ભોજન કરવું નહિ, તેમ વર્તવાથી મોટું આયુષ્ પામે છે. રાત્રિવિષે પિતૃનાં કાર્યો કરવાં નહિ, જમીને કેશનો શણગાર કરવો નહિ, સમૃદ્ધિને ઈચ્છનારે રાત્રિમાં પાણીની ક્રિયા[1] કરવી નહિ. હે ભારત, નિરંતર રાત્રિમાં સાથવાનો ત્યાગ કરવો. રાતે શેષ રહેલાં પાનો, અતિ પાણી અને ભોજનમાં તૃપ્તિ કરવી નહિ. પક્ષિયોનો નાશ ન કરવો. જમિને પણ તેઓનો ક્ષય કરવો નહિ. મોટી બુદ્ધિવાળો મનુષ્ય, મોટાં કુળમાં જન્મેલી, લક્ષણોવડે વખાણુવાયોગ્ય અને વયમાં રહેલી કન્યાને પરણુવાયોગ્ય છે. પછી હે ભારત, છોકરાંને ઉત્પન્ન કરી કુળની પ્રતિષ્ઠા કરી પુત્રો ગ્રાન અને કુળના ધર્મો જાણુવા. વિદ્વાનોને અર્પણ કરવા કન્યાને ઉત્પન્ન કરી બુદ્ધિમાન્, સારા કુળના પુત્રને દેવી. તેમ પુત્રોનો સારાં કુળથી સંબંધ (વિવાહ) કરવો. ચાકરો પણ સત્કુળથી પામવા. હે ભારત, મસ્તક સૂધી ન્હાએલાએ દેવનું તથા પિતૃનું કાર્ય કરવું, તેમ જે નક્ષત્રમાં નર ઉત્પન્ન થયો હોય તેમાં, એ ભાદ્રપદમાં અને કૃત્તિકામાં કરવું નહિ. તેમ સર્વ દારૂણ દિવસોમાં ન કરવું. પ્રત્યરિનો (પોતાના નક્ષત્રથી દિન નક્ષત્ર સૂધી ગણી નવે ભાગ લીધાથી પંચમીનું નક્ષત્ર આવે તેનો) ત્યાગ કરવો. જ્યોતિષમાં જેટલાં તજવાં કહેલાં છે તેઓ સર્વનો ત્યાગ કરવો. હે રાજેંદ્ર, સાવધાન થઇ પૂર્વમાં મુખ રાખી ડાઢીનાં કર્મો (હજામતો) કરાવવાં અથવા ઉત્તર દિશા તરફ મુખ રાખી તે કામ કરાવવાં, તેમ કરવાથી મોટું આયુષ્ પામે છે. હે ભરતશ્રેષ્ઠ, પારકાઓની તથા પોતાની નિંદા કહેવી નહિ; કારણ કે નિંદા અધર્મ માટે કહેવાય છે. હે નરોત્તમ, ઓછાં અંગવાળી નારી તથા કન્યાને તજવી. સમાન પ્રવરવાળી, અધિક અંગવાળી, માતાના કુળમાં થએલી, પોતાના કુળમાં થએલી, વૃદ્ધ, પ્રવ્રજીત (સંન્યાસવાળી), પતિવ્રતા, નીચવર્ણવાળી અને ઉત્તમ વર્ણવાળીનો ત્યાગ કરવો. વળી વિચક્ષણ માણસે અજાણ્યા કુળવાળી અને ઓછા કુળવાળી સ્ત્રી પાસે જવું નહિ. તમે પિંગલા, (ધોળી) કોઢવાળી નારીને પરણુવાયોગ્ય નથી. હે મનુજેશ્વર, અપસ્મારિ (વૈવાળા) ના કુળમાં થએલી, રખેલી અથવા હલકીનો ત્યાગ કરવો. ધોળા કોઢવાળાના અને ક્ષયરોગવાળાના કુળમાં થએલી સ્ત્રીને તજવી. તમે જે સ્ત્રી લક્ષણોથી યુક્ત અને જે લક્ષણોવડે વખાણુવાયોગ્ય હોય તે, મનોજ્ઞ અને જોવા યોગ્ય સ્ત્રીને ધારણ કરવા

[1] શીરઃસ્નાન.

યોગ્ય છેઃ હે યુધિષ્ઠિર, મોટાં કુળમાં અથવા સમાન કુળમાં પરણવું પણ સમૃદ્ધિ ઈચ્છનારે નીચ અને પતિત સ્ત્રી ગ્રહણ કરવી નહિ. યત્નવડે અગ્નિને ઉત્પન્ન કરી જે ક્રિયાઓ વેદમાં સારી રીતે કહેલી છે અને બ્રાહ્મણોએ કહેલી છે તેઓ સર્વ આચરણ કરવી. સ્ત્રીઓમાં ઇર્ષ્યા (અદેખાઇ) ન કરવી, પણ સર્વ પ્રકારે સ્ત્રીઓની રક્ષા કરવી. ઈર્ષ્યા આયુષ્યને હણનારી છે માટે ઇર્ષ્યા તજવી. દિવસે સુવું એ આયુષ્યને ઘટાડનાર છે. સૂર્યના ઉદય વખતે સુવું એ આયુષ્યને અલ્પ કરનાર છે પ્રાતઃકાલની સંધ્યામાં અને રાત્રિમાં ઉચ્છિષ્ટ સુવું તે પણ તેવું છે, માટે અપવિત્ર થઈ સુતા નથી. હે ભારત, સંધ્યા વખતે પરસ્ત્રીનો સંગ, હજામત કરાવ્યા પછી ન ન્હાવું એ અને અભ્યાસ (ભણવું) એ, આયુષ્યને ઘટાડનાર છે માટે યત્નથી એ નજ કરવાં. સંધ્યા વખતે ન જમવું, ન સ્નાન કરવું, ન પાઠ કરવો, યત્નવાન્ થવું અને તેમાં કશું કરવું નહિ. હે નરાધિપ, ન્હાહીને બ્રાહ્મણોને પૂજવા તથા ન્હાએલાએ દેવોને નમવું અને ગુરૂઓને પણ નમવું. હે ભારત, બોલાવ્યાવિના યજ્ઞપ્રત્યે જવું નહિ પણ જોવા માટે જવું; કારણ કે સત્કાર ન થાય તો ત્યાં જવું એ આયુષ્યને ઓછું કરનાર થાય છે. એકલાએ બીજે દેશ ન જવું. રાત્રિમાં ન જવું. પાછલી સંધ્યા ન આવી હોય ત્યારે ઘરમાં રહેવું. હે નરશ્રેષ્ઠ, માતા, પિતા, અને ગુરૂઓની આજ્ઞા હિત અને અહિતરૂપ ન વિચારતાં કરવીજ.[1] હે નરાધિપ, ધનુર્વેદ માટે, વેદ માટે, હસ્તિપૃષ્ટ (હાથિની પીઠ ઉપર બેસવાની વિદ્યા), અશ્વપૃષ્ટ (ઘોડાની પીઠપર બેસવાની વિદ્યા) અને રથચર્યા (રથવડે જવાની વિદ્યા) માટે યત્ન કરવો. હે રાજેંદ્ર, યત્નવાળો સુખને વધારી શકે છે માટે યત્નવાન્ થા, જેથી શત્રુઓ, ચાકરો અને સ્વજન પરાભવ કરી શકે નહિ. હે ભારત, પ્રજાના પાલનમાં યોગ્ય છે તે ક્યાંય પણ ક્ષય પામતો નથી માટે તમે તેવા થાઓ. તમારે યુક્તિનું શાસ્ત્ર અને શબ્દોનું શાસ્ત્ર (ન્યાય વ્યાકરણ) જાણવું. હે નરાધિપ, ગાંધર્વ શાસ્ત્રગાયન શાસ્ત્ર અને કળાઓ, પુરાણ, ઈતિહાસ, અને જે આખ્યાનો છે તે જાણવાં. તમારે નિરંતર મહાત્માઓનાં ચરિત સાંભળવાં. જે રજસ્વલા પત્ની હોય તે સમીપ જવું નહિ અને બોલાવવી નહિ. વિચક્ષણ માણસે ચોથે દિવસે ન્હાએલી સ્ત્રી પાસે રાત્રિવિષે જવું. તે પાંચમે દિવસે નારીરૂપ થાય છે અને છઠ્ઠે

---

1 પાળવી.

દિવસે પુરૂષરૂપ થાય છે. આ વિધિથી પંડિતે પત્ની (પરણેલી સ્ત્રી) પાસે જવું. સર્વ રીતે જ્ઞાતિ, સંબંધિ અને મિત્રોનો સત્કાર કરવો. હે નરાધિપ, શક્તિ પ્રમાણે વિવિધ દક્ષિણાઓ વાળા યજ્ઞોવડે યજન કરવું. એ પછી આગળ અરણ્ય (વન) સેવવું. હે યુધિષ્ઠિર, આ આયુષ્યને આપનારાં કર્મોનાં લક્ષણોનો સંક્ષેપ તમને કહ્યો, શેષ રહેલો ત્રણ[1] જ્ઞાનથી વૃદ્ધ હોય તેઓથી ગ્રહણ કરવો. આચાર સમૃદ્ધિને ઉત્પન્ન કરનાર છે, આચાર કીર્તિને વધારનાર છે, આચારથી આયુષ્ય વધે છે અને આચાર અલક્ષણ (વિરૂદ્ધ લક્ષણ) ને હણે છે. સર્વ શાસ્ત્રોમાં આચાર શ્રેષ્ઠ કહેવાય છે. આચારથી ધર્મ થાય છે અને ધર્મથી આયુષ્ય વધે છે. આ યશને આપનારૂં, આયુષ્યને વધારનારૂં, સ્વર્ગને પમાડનારૂં અને મોટું કલ્યાણનું સ્થાન છે તથા સર્વ વર્ણો પ્રત્યે કૃપા કરી બ્રહ્માએ કહેલું છે.

एतद्यशस्यमायुष्यंस्वर्ग्यंस्वस्त्ययनंमहत् ॥
अनुकम्प्यसर्ववर्णान्ब्रह्मणासमुदाहृतम् ॥

इति श्रीम० अ० आ० दा० आयुष्याख्यानेचतुरधिकशततमोऽध्यायः ॥ १०४ ॥

---

**युधिष्ठिरउवाच ॥ यथाज्येष्ठःकनिष्ठेषुवर्त्तेतभरतर्षभ ॥**
**॥ कनिष्ठाश्चयथाज्येष्ठेवर्त्तेरंस्तद्ब्रवीहिमे ॥ १ ॥**

યુધિષ્ઠિર બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, જે રીતે મોટાએ ન્હાના પાસે વર્તવું અને ન્હાનાઓએ મોટા વિષે જે રીતે વર્તવું તે મને કહો? ભીષ્મ બોલ્યા—હે ભારત, તમે મોટા છો માટે મોટાની પેઠે જેવી રીતે ગુરૂની વૃત્તિ શિષ્ય ઉપર શ્રેષ્ઠ હોય છે તેવી રીતે વર્તો. કુશળ બુદ્ધિથી રહિત ગુરૂમાં[2] શિષ્યે વર્તી શકાતું નથી તેથી હે ભારત, ગુરૂનું જે દીર્ઘદર્શિ (મહા જ્ઞાન) પણું છે તે શિષ્યનું થાય છે. અંધપણાને વખતે અંધ થવું, જડપણા વખતે જડ અને બુધપણાને વખતે બુધ થવું. ગુરૂની જે વિપરીતતા થાય તેને પરિહારથી (બીજી રીતે[3]) કહેવી,

---

૧ વિદ્યા, વય અને તપથી વૃદ્ધ.

૨ અર્થાત્ શિષ્ય ભાવના વગરના ગુરૂને વિષે શિષ્ય વર્તવાને અશક્તિમાન છે.

૩ દોષરૂપે નહિ પણ સયુક્તિથી.

નીકર હે કૌંતેય, પ્રત્યક્ષ ભેદ પામેલા પુરૂષો તથા લક્ષ્મીવડે તપેલા, ભેદની ઈચ્છાવાળા શત્રુઓ મિત્રને ભેદે છે. જ્યેષ્ઠ (મોટો) કુળને વધારે છે અથવા ફરી નાશ પમાડે છે. જે કુળમાં જ્યેષ્ઠ થયો હોય તે સર્વ કુળને હણે પણ છે માટે જે મોટો ભાઈ ન્હાનાઓનું અપમાન કરે તે મોટાપણારહિત, ભાગરહિત અને રાજાઓએ નિયમમાં રાખવા યોગ્ય છે. તિરસ્કાર કરનારો નર જરૂર પાપિ લોકોને પામે છે અને પિતાનાથી થએલો તે જેમ વેતસનું પુષ્પ નિષ્ફળ કહેલું છે તેવો છે. જે કુળમાં સર્વે અનર્થરૂપ પાપિ પુરૂષ થાય છે તે અકીર્ત્તિને ઉત્પન્ન કરે છે અને કીર્ત્તિને ઢાંકી દે છે. ખરાબ કર્મમાં રહેલા એવા સર્વ પણ સગા ભાઈયો ભાગને યોગ્ય નથી. મોટાએ ન્હાનાઓને વિવાહ સંબંધિ દ્રવ્ય આપ્યા સિવાય ધારણ કરવું[1] પિતાના દ્રવ્યના ભાગને અવિચ્છિન્ન રાખનાર, જાંઘના શ્રમરૂપ ફળ[2]વાળો પ્રવાસી ઈચ્છા ન હોય તો પોતાની ઈચ્છાથી પ્રાપ્ત થએલાં ધનને દેવા યોગ્ય નથી. ન વિભાગ પામેલા (ભેગા રેહેનારા) ભાઈયોનો ઉદ્યોગ જો સાથે હોય તો પિતાએ કયારેય પણ વિષમ (સમતા રહિત) પુત્રોને ભાગ આપવો નહિ. મ્હોટાએ નાનો ભાઈ અથવા સ્ત્રી સારી હોય અથવા જો નઠારી હોય તોય અપમાન કરવું નહિ અને જેમ તેનું શ્રેય (સારૂં) થાય તે તે આચરણ કરવું; કેમકે ધર્મને જાણનારા જનો ધર્મનેજ શ્રેય એ રીતે કહે છે. ઉપાધ્યાય દશ આચાર્યોને પરાભવ પમાડે છે, પિતા દશ ઉપાધ્યાયોને પરાભવ[3] પમાડે છે, માતા દશ પિતાને અથવા સર્વ પૃથ્વીને પણ ગુરૂતાથી પરાભવ પમાડે છે માટે માતાની સમ બીજો ગુરૂ નથી, જેથી માતા અતિ શ્રેષ્ઠ છે તેથી લોક તેને માને છે, તેમ હે ભારત, પિતા મરણ પામે ત્યારે મોટો ભાઈ પિતાની સમાન માન્ય છે, માટે તેણેજ ન્હાનાઓની વૃત્તિ (આજીવિકા) આપનાર થવું અને તેણે એઓને પાળવા. સર્વ ન્હાનાઓએ તેને નમવું, તેના અભિપ્રાયમાં વર્ત્તવું અને જેમ પિતાપાસે વર્ત્તવું તેમ તેની (મોટા ભાઈની) પાસે આજીવિકા ચલાવવી; કારણ કે હે ભારત, પિતા ને માતા એ બે શરીરને સ્રજે છે પણ તે ન હોય ત્યારે મોટો ભાઈ પિતારૂપ છે. હે ભરત શ્રેષ્ઠ, આચાર્યે શાસન કરેલો જે જન્મે છે તે સત્ય, અજર અને અમર છે. તેમ મ્હો-

૧ મતલબ કે પોતાની સમાન રાખવા. ૨ જાંઘના શ્રમરૂપ એટલે પ્રવાસ કરીને મેળવેલું ધન. ૩ સારકે-તેથી અધિક છે.

ટી બેહેન માતાની બરોબર છે અને બાળપણાંમાં જેના સ્તનનું પાન કર્યું હોય તે ભાઈની ભાર્યા (ભાભી) પણ તેની પેઠે (માનીતુલ્ય) થાય છે.

ज्येष्ठामातृसमाचापिभगिनीभरतर्षभ ॥
भ्रातुर्भार्यापितद्वस्याद्यस्याबाल्येस्तनंपिबेत् ॥

इति श्रीम० अ० आ० दा० ज्येष्ठकनिष्ठवृत्तिर्नामपञ्चाधिकशततमोऽध्यायः ॥ १०५ ॥

---

**युधिष्ठिरउवाच ॥ सर्वेषामेववर्णानांम्लेच्छानांचपितामह ॥**
॥ उपवासेमतिरियंकारणंचनविद्महे ॥ १ ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, સર્વ વર્ણો અને મ્લેચ્છોની આ ઉપવાસ વિષે બુદ્ધિ છે તે કારણ અમે જાણતા નથી. હે પિતામહ, અમે એમ સાંભળ્યું છે કે બ્રાહ્મણ અને ક્ષત્રિયોએ નિયમ આચરવા, ત્યારે ઉપવાસમાં તેઓનું કેવી રીતે કૃત્ય છે? તે હે પાર્થિવ, સર્વના નિયમો અને ઉપવાસો કહો. હે તાત, ઉપવાસમાં તત્પર થએલો કયી ગતિને પામે? હે નરશ્રેષ્ઠ, ઉપવાસ ઉત્તમ પુણ્ય છે, ઉપવાસ પરમસ્થાનરૂપ છે ત્યારે અહિં ઉપવાસ કરવાથી મનુષ્ય શું ફળ પામે? હે ભરતશ્રેષ્ઠ, શાથી કરી મનુષ્ય અધર્મથી છૂટે અથવા શીરીતે ધર્મને પામે અને કેવી રીતે પુણ્ય તથા સ્વર્ગને પામે? હે નરાધિપ, ઉપવાસ કરીને તેણે શું આપવું જોઈએ, અને જે ધર્મે કરી સુખ અર્થોને પામે તે કહો. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે બોલતા, ધર્મને જાણનારા કુંતીથી જન્મેલા, ધર્મ પુત્ર યુધિષ્ઠિર પ્રત્યે ધર્મનાં તત્વને જાણનાર, શંતનુના પુત્ર ભીષ્મ આ વચન બોલ્યા—ભીષ્મ બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ હેરાજન્, આ મેં પ્રથમતુંજ સાંભળેલું છે કે જે ઉપવાસની વિધિમાં અતિ ઉત્તમ ગુણો છે તે હે ભારત, જેમ તમે મને પૂછોછો તેમજ મેં પૂર્વે તપોધન અંગિરા ઋષિને પૂછયું હતું અને હે ભરતશ્રેષ્ઠ, મારા આ પ્રશ્ન પૂછવાથી અગ્નિથી થએલા, ભગવાન્ અંગિરાએ પુણ્યકારિ ઉપવાસનો વિધિ કહ્યો હતો. અંગિરા બોલ્યા—હે કુરૂનંદન, બ્રાહ્મણને ક્ષત્રિય માટે ત્રણ રાત્રિનું વ્રત કહેલું છે. હે પુરૂષશ્રેષ્ઠ, તેમ બે ત્રણ રાત્રિ અને એક દિવસ પણ કહેલો છે. વૈશ્ય ને શૂદ્રો જે મોહથી ત્રણ રાત અથવા બે રાત સૂધી ઉપવાસ કરે છે. તે બંનેને ફળ નથી. વૈશ્ય અને શૂદ્ર

માટે ચોથા ભોજનનો ત્યાગ કહેલો છે પણ ધર્મને જોનારા ધર્મજ્ઞોએ ત્રિરાત્ર ( ત્રણ રાત્રિના ઉપવાસનું વ્રત ) કહેલું નથી. હે ભારત, પંચમી, ષષ્ઠી અને પૌર્ણમાસીને દિવસે એક ભુક્તવડે ઉપવાસ કરી આત્માને નિયમમાં રાખી જીતેંદ્રિય અને ક્ષમાવાન્ થાય છે તે રૂપવાન્ તથા શાસ્ત્રવાન્ થાય છે. પંડિત એવો તે ક્યારેય પણ છોકરાં રહિત અને દરિદ્ર થતો નથી. પાંચમ તથા છઠને દિવસે દેવનું યજન કરી બ્રાહ્મણોને જમાડે છે તે કુળમાં મહાન્ થાય છે. હે કૌરવ્ય, અષ્ટમી અને કૃષ્ણ પક્ષમાં ચતુર્દશીને દિવસે ઉપવાસ કરવાથી રોગ રહિત અને વીર્યવાન્ થાય છે. જે જન એક ભોજનવડે માર્ગશીર્ષ માસ ગુજારે અને શક્તિ પ્રમાણે બ્રાહ્મણોને ભોજન કરાવે છે. તે રોગ અને પાપથી મૂકાય છે. સર્વ કલ્યાણોથી સંપૂર્ણ, સર્વ ઔષધોથી યુક્ત, ઉપવાસ કરવાથી વ્યાધિ રહિત અને વીર્યવાન્ થાય છે. વળી ખેડને ભોગવનારો. બહુ ધનવાળો તથા બહુ ધાન્યવાળો થાય છે. હે કૌંતેય, જે એક વખત ભોજન કરી પૌષ માસ પૂરો કરે છે તે સારાં ભાગ્યવાળો દર્શન કરવા યોગ્ય અને યશોભાગી થાય છે. જે એક ભુક્તે નિયમથી માઘ માસ કાઢે છે તે જ્ઞાતિના મધ્યમાં લક્ષ્મીવાન્ના કુળમાં મોટાપણું પામે છે. જે એક ભુક્તે ફાગણ માસ કાઢે છે તે સ્ત્રીઓમાં પ્રિયપણાને પામે છે અને સ્ત્રીઓ એને વશ થાય છે. જે નિયમથી એક ભોજને ચૈત્ર માસ ગુજારે છે તે સુવર્ણ, મણિ, ને મોતિથી યુક્ત, મોટા કુળમાં જન્મે છે. જે જીતેંદ્રિય થઈ નર અથવા નારી એક વખત ભોજન કરી વૈશાખ માસ કાઢે છે તે જ્ઞાતિઓના શ્રેષ્ઠપણાને પામે છે. જે પુરૂષ અથવા સ્ત્રી જ્યેષ્ઠ માસને એક ભુક્તથી ગુજારે છે તે અતુલ અને શ્રેષ્ઠ ઐશ્વર્યને* પામે છે. આલસ્ય રહિત થઈ એક ભુક્તવડે આષાઢ માસ રહેવાથી મનુષ્ય બહુ ધાન્ય વાળો, બહુ ધનવાળો અને બહુ પુત્રવાળો થાય છે. જે એક ભોજને નિયમથી શ્રાવણ માસ કાઢે છે તે જ્યાં ત્યાં અભિષેકવડે જોડાય છે અને જ્ઞાતિને વધારનાર થાય છે. જે નર ભાદ્રપદ માસમાં એક વખત જમનાર થાય છે તે ગાયોથી યુક્ત, વૃદ્ધિને પામેલો, અચળ સામર્થ્યને પામે છે. તેમજ જે આશ્વિન માસને એક વખતના ભોજનવડે કાઢે છે તે મૃજા (શુદ્ધતા) વાન્, વાહનવાળો અને બહુ પુત્રવાળો થાય છે, જે નર કાર્તિક માસમાં એક વખત ભોજન કરે છે તે શૂર, બહુ

* મોટાઈ.

ભાર્યાવાળો અને કીર્તિમાન્ થાય છે. આ રીતે હે નર શ્રેષ્ઠ, વ્રતોવડે દિવસોને કાઢનારાઓના માસ કહ્યા, હે પાર્થિવ હવે તિથિયોના જે નિયમો છે તે પણ સાંભળો. જે પક્ષ પક્ષ (પખવાડિયું પખવાડિયું) જાય ત્યારે (મતલબ કે માસોના બીજા બીજા પક્ષમાં) જમણુ જમે તે ગાયો યુક્ત, બહુ પુત્રવાળો અને બહુ ભાર્યાઓવાળો થાય છે. બાર વર્ષ સુધી માસે માસે ત્રિરાત્રવ્રત કરવાથી માણુસ શત્રુઓરહિત, નિર્મળ એવા ગણોના અધિપતિપણાને પામે છે. હે ભરત શ્રેષ્ઠ, પ્રવૃત્તિને અનુસરનારે આ સર્વ નિયમો બાર વર્ષ સુધી ધારણુ કરવા. હે નૃપતે, જે પ્રાતઃકાલ તથા સાયંકાલે ભોજન કરનાર મધ્યમાં પાન કરતો નથી, અહિંસામાં પ્રીતિવાળો અને નિત્ય અગ્નિ પ્રત્યે હોમ કરનાર છે તે છ વર્ષમાં સિદ્ધ થાય છે એમાં સંશય નથી. વળી તે માનવ, અગ્નિષ્ટોમ યજ્ઞના ફળને પામે છે. પુણ્યવાન્, રજો ગુણુ રહિત તે નર અપ્સરાઓના નાચ, ગીતના શબ્દોવાળા, હજાર સ્ત્રીઓથી યુક્ત, ઉત્તમ નિવાસ સ્થાનમાં ક્રીડા કરે છે. તેમ તપેલા સુવર્ણના વર્ણ સરખી કાંતિવાળા વિમાન પ્રત્યે બેસે છે અને પૂરાં હજાર વર્ષોસૂધી બ્રહ્મલોકમાં મનાય છે તથા તેના ક્ષય પછી આ લોકમાં આવી મહાત્માપણાને પામે છે. જે નર પૂર્ણ એક વર્ષસૂધી એક આહારવાળો થાય છે તે અતિ રાત્ર યજ્ઞનાં ફળને પામે છે. દશ હજાર વર્ષોસૂધી સ્વર્ગમાં મનાય છે અને તેના ક્ષય પછી અહિં આવિને મહાત્માપણાને પામે છે. જે નિત્ય અહિંસામાં પ્રીતિવાળો સત્ય બોલનાર અને જીતેંદ્રિય, પૂરાં વર્ષસૂધી ચાર વખત ભુક્ત કરે છે તે વાજપેય યજ્ઞનાં ફળને પામે છે તથા દશ હજાર વર્ષોસૂધી સ્વર્ગ લોકમાં સત્કાર પામે છે. હે કૌંતેય, છઠ્ઠે કાળે (છ વખત) ભોજન કરનાર નર વર્ષ પૂરૂં કરે છે તે માનવ, અશ્વમેધ યજ્ઞનાં ફળને પામે છે અને ચક્રવાકથી યુક્ત વિમાનવડે ગતિ કરે છે તથા સ્વર્ગમાં ચાળીશ હજાર વર્ષો લગી રહે છે. હે નૃપ, આઠ ભુક્તવડે વર્ષસૂધી જીવનારો માનવ ગવામય યજ્ઞના ફળને પામે છે અને તે હંસ સારસથી યુક્ત વિમાનમાં બેસી જાય છે તથા પચાસ હજાર વર્ષોસૂધી સ્વર્ગમાં સુખ ભોગવે છે. હે રાજન્, એક એક પક્ષ જાય ત્યારે જે ભોજન કરે તેને છ માસનુ અનશન (અભોજન) થાય એમ અંગિરાએ કહેલું છે અને તે સાઠ હજાર વર્ષોસૂધી સ્વર્ગ પ્રત્યે વસે. હે વિશાંપતે, વળી સુતેલો તે વલ્લકી તથા વેણુના સુંદર ઘોષ અને

મધુર શબ્દોવડે જગાડવામાં આવે. હે તાત, હે નૃપ, અહિં એક વર્ષ પર્યંત જે નર મહિને મહિને જળપાન કરે છે તે વિશ્વજીત્ યજ્ઞના ફળને પામે છે, સિંહ તથા વાઘ યુક્ત વિમાનમાં બેસી સ્વર્ગમાં જાય છે અને શિત્તેર હજાર વર્ષોસૂધી હર્ષ પામે છે. હે પાર્થ, હે નરશ્રેષ્ઠ, માસ ઉપર ઉપવાસ કરાતો નથી, આ રીતે ધર્મને જાણનારા જનો અનશનનો વિધિ કહે છે. પીડા રહિત અને રોગ રહિત જે અનશન વ્રતને પામે છે તે પગલે પગલે યજ્ઞના ફળને પામે છે એમાં સંશય નથી. હે પ્રભો, તે હંસવાળાં વિમાનમાં બેસી સ્વર્ગમાં જાય છે અને તે સ્વર્ગમાં એક લાખ વર્ષ સૂધી વસે છે. જે પીડિત અથવા રોગી અનશનને પામે છે તેને સો અપ્સરાઓની કન્યા ક્રીડા કરાવે છે. હે પ્રભો, તે સ્વર્ગમાં એક લાખ વર્ષ સુખ માણે છે. અને સુતેલો મેખલા અને ઝાંઝરના શબ્દોવડે જાગે છે, હે ભરતશ્રેષ્ઠ, હજાર હંસ યુક્તવિમાનમાં બેસી તે જાય છે અને જઈને સો સ્ત્રીઓથી ભરેલા બાગમાં રમે છે. ક્ષીણ થએલાનું વધવું, રોગિને ઔષધોનો સમૂહ મળવો, કોપેલાને પ્રસન્ન કરાવવું ને દુઃખિના દુઃખોનો અર્થ ( ધન ), માનવડે પ્રતિષેધ ( નિવારણ ), આ સર્વ દેખાય છે પણ એ, સ્વર્ગની કામનાવાળા અને સુખની બુદ્ધિવાળાને ગમતાં નથી તેથી તે પુરૂષ કામનાઓથી મળેલાં, સુવર્ણ સરખાં સો સ્ત્રીઓથી વ્યાપેલાં વિમાનમાં શણગારેલ અને પવિત્ર એવો ક્રીડા કરે છે. વળી સ્વસ્થ, સફળ સંકલ્પવાળો, સુખી, પાપ રહિત, માનવ ન ખાતો એવો દેહને તજી ફળ પામે છે. તે નર બાળ સૂર્યસરખા, સુવર્ણ સરખાં તેજવાળાં, વૈદૂર્ય અને મોતિથી જડેલાં, વીણા તથા મુરજના શબ્દોવાળાં, પતાકા અને દીવીઓથી વ્યાપ્ત, દિવ્ય ઘંટાઓના નાદવાળાં અને હજાર સ્ત્રીઓ જેમાં નોકરી કરે છે એવાં વિમાનમાં બેસી સુખ પામે છે. હે પાંડવ, તેના શરીરમાં જેટલાં રૂવાડાંનાં છિદ્રો હોય છે તેટલાં હહજાર વર્ષો સ્વર્ગમાં રહે છે. વેદથી બીજું ઉત્તમ શાસ્ત્ર નથી, માતાની સમાન બીજો ગુરૂ નથી, ધર્મથી ઉત્તમ બીજો લાભ નથી, અનશન ( અભુક્ત ) થી બીજું ચઢિઆતું તપ નથી, અહિં અને સ્વર્ગમાં બ્રાહ્મણોથી અધિક બીજું પવિત્ર કરનાર નથી અને ઉપવાસોની તુલ્ય બીજું તપનું કર્મ નથી. દેવતાઓ વિધિ પ્રમાણે ઉપવાસ કરી સ્વર્ગને પામેલા છે અને ઋષયો ઉપવાસોવડે પરમસિદ્ધિ પામેલા છે. બુદ્ધિમાન્ વિશ્વામિત્રે એક ભુક્તથી દેવતાઓનાં હજાર વર્ષ સહન કર્યાં હતાં, તેથી બ્રાહ્મણપણાને પા-

મ્યા હતા. તેમ ચ્યવન, જમદગ્નિ, વસિષ્ઠ, ગૌતમ અને ભૃગુ આ સર્વ, ક્ષમાવાન્ મહર્ષિઓ સ્વર્ગને પામ્યા છે. આ પૂર્વે અંગિરાએ મોટા ઋષિઓને દર્શાવેલું હતું અને તેને જે નિત્ય દર્શાવે છે (બતાવે છે) તે દુઃખ પામતો નથી. હે કૌંતેય, જે નિત્ય મહર્ષિ અંગિરાએ વિધિ પ્રમાણે પ્રવર્ત્તાવેલા આ વિધિનો પાઠ કરે છે અને સાંભળે છે તે નરને પાપ રહેતું નથી. તે ઉત્તમ નર સર્વ સંકરો ( સેળભેળપણા ) થી મૂકાય છે. એનું મન દોષોવડે પરાભવ પામતું નથી ને બિજી યોનિમાં થએલાઓ ( પક્ષિ વગેરે ) નો શબ્દ જાણી શકે છે અને નિશ્ચળ કીર્ત્તિ પામે છે.

विमुच्यतेचापिससर्वसङ्करैर्नचास्यदोषैरभिभूयतेमनः ॥
वियोनिजानांचविजानतेरुतंध्रुवांचकीर्त्तिलभतेनरोत्तमः ॥७२॥

इति श्रीम० अ० आ० दा० उपवासविधौषड्धिकशततमो ऽध्यायः ॥ १०६ ॥

---

युधिष्ठिरउवाच ॥ पितामहेनविधिवद्यज्ञाःप्रोक्तामहात्मना ॥
॥ गुणाश्चैषांयथातथ्यंप्रेत्यचेहचसर्वशः ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, મહાત્મા પિતામહ એવા આપે વિધિ પ્રમાણે યજ્ઞો અને તેઓના અહિં તથા પરલોક સંબંધિ સર્વ ગુણો યથાર્થપણાથી કહ્યા પણ દરિદ્રે બહુ સાધનોવાળા જૂદા જૂદા સંભારો (સામાનો) ના વિસ્તારવાળા તે યજ્ઞો પામી શકાય નહિ, હે પિતામહ, પૃથ્વીના અધિપતિઓએ અથવા રાજપુત્રોએ પામી શકાય એવા છે પણ ઓછા ધનવાળા, ગુણ રહિત, સહાય વગરના અને એકલા પુરૂષોએ પામી શકાય તેવા નથી, માટે હે પિતામહ, અર્થ (ધન)વડે ઓછા, ગુણ રહિત, એકલા અને સહાય વગરના દરિદ્રોએ પણ જે વિધિ સદા પામી શકાય તથા યજ્ઞનાં ફળોની તુલ્ય હોય તે, મને કહો. ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર, આ અંગિરાએ ઉપવાસના ફળરૂપ કહેલું છે તે યજ્ઞોનાં ફળોની તુલ્ય વિધિ જાણો. જે પ્રાતઃકાળ અને સાયંકાળે ભોજન કરનારો મધ્યમાં પાન કરતો નથી અને નિત્ય હિંસા ન કરવામાં પ્રીતિવાળો અગ્નિ હોમે છે. તે ૭ વર્ષોમાંજ સિદ્ધ થાય છે એમાં સંશય નથી. વળી તે નર તપેલા સુવર્ણ સર-

ખાવણુંવાળા વિમાનને પામે છે તથા અગ્નિ સરખા દેવ સ્ત્રીઓના નિવાસરૂપ, નાચ અને ગીતોના શબ્દોવાળા પ્રજાપતિના લોકમાં સો કોટી (અબજ) વર્ષ સુધી વસે છે. જે નિત્ય ધર્મ પત્નીમાં પ્રીતિવાળો ત્રણ વર્ષ સુધી નિરંતર એક વખત ભોજન જમે છે તે અગ્નિષ્ટોમના ફળને પામે છે, અથવા બહુ સુવર્ણવાળા, ઈંદ્રિ પ્રિય યજ્ઞને કરે છે તે પણ તે ફળ પામે છે. જે સત્યવાન્, દાનશીલ, બ્રહ્મણ્ય, અસૂયારહિત. ક્ષમાવાન્, દાંત, અને ક્રોધને જીતનાર છે તે પરમ (ઉત્તમ) ગતિને પામે છે. વળી તે બે પદ્મવર્ષ સંપૂર્ણ થાય ત્યાંસુધી અપ્સરાઓની સાથે હંસના ચિન્હવાળાં, ધોળા વાદળ સરખા વિમાનમાં વસે છે. જે માનવ બીજે દિવસે એક વખત ભોજન જમે છે અને સદા બાંર માસસુધી અગ્નિને હોમનાર નિત્ય અગ્નિના કાર્યમાં તત્પર તથા નિત્ય પ્રાતઃકાલે જાગૃત થાય છે તે અગ્નિષ્ટોમ યજ્ઞનાં ફળને પામે છે. તેમ તે નર હંસ તથા સારસથી યુક્ત વિમાનને પામે છે અને ઉત્તમ સ્ત્રીઓથી વિંટાએલો ઈંદ્રના લોકમાં વસે છે. જે ત્રિજે દિવસે એક ટાણું ભોજન જમે છે તથા સદા બાર માસસુધી અગ્નિને હોમનાર, નિત્ય અગ્નિનાં કાર્યમાં તત્પર અને નિત્ય પ્રાતઃકાળે જાગનાર થાય છે તે ઉત્તમ, અતિ રાત્ર યજ્ઞનાં ફળને પામે છે. તે સમર્થ નર મયૂર અને હંસવાળાં વિમાનને પામે છે અને સદા સપ્તર્ષિઓના લોકમાં અપ્સરાઓની સાથે વસે છે તથા એની ત્યાંથી નિવૃત્તિ ત્રણ પદ્મ વર્ષ પછી થાય છે. જે ચોથે દિવસે એક વખત ભોજન જમે છે અને સદા બાર માસસુધી અગ્નિને હોમે છે તે ઉત્તમ વાજપેય યજ્ઞનાં ફળને પામે છે. વળી તે નર ઈંદ્રની કન્યાઓયુક્ત વિમાનને પામે છે, સાગરના પર્યંત (સમુદ્રના છેડાસુધીના) ભાગમાં ઈંદ્રિ લોકપ્રત્યે વસે છે અને સદા કાળ દેવોના રાજા ઈંદ્રિની ક્રીડા જુવે છે. જે પાંચમે દિવસે એક ભુક્ત કરે છે અને સદા બાર માસસુધી અગ્નિમાં હોમ કરનાર, લોભરહિત, સત્યવાદી, બ્રહ્મવિષે આસ્તિક, હિંસારહિત, અસૂયારહિત, અને પાપમાં ન રહેનાર થાય છે, તે દ્વાદશાહ યજ્ઞનાં ફળને પામે છે, તથા સુવર્ણમય, દિવ્ય, હંસનાં ચિન્હવાળાં સૂર્યની પંક્તિ સરખી કાંતિવાળાં શ્વેત (ધોળાં) ગૃહરૂપ વિમાનમાં બેસે છે, અને તેમાં એ એકાવન પદ્મ વર્ષો સુધી સુખ થાય તે રીતે વસે છે. જે મુનિ છઠ્ઠે દિવસે ભોજન જમે છે અને સદા બાર માસ સુધી અગ્નિને હોમનાર, સદા ત્રણ કાળ સ્નાન કરના-

ર, બ્રહ્મચારી ને અસૂયારહિત થાય છે, તે ગવાંમેધ (ગોમેધ) યજ્ઞના ઉત્તમ ફળને પામે છે તથા અગ્નિની જ્વાળા સમાન કાંતિવાળાં, હંસ, ને મયૂરોએ સેવેલા, સુવર્ણયુક્ત, ઉત્તમ વિમાનને સાધે છે. તેમજ તે પ્રત્યે સુતેલો તે અપ્સરાઓનાં ઝાંઝરોના નાદવડે અને મેખલાઓના શબ્દોથી જાગે છે. વળી સોરીછનાં રૂવાડાંનાં પ્રમાણુની બરોબર, બાવિશ અબ્જ બે મહાપદ્મ, અને પચાસ ઘણા દશહજાર ( પાંચ લાખ ) વર્ષો સૂધી બ્રહ્મલોકમાં મનાય છે. સાતમે દિવસે જે એક ભોજન જમે છે તથા સદા બાર માસસૂધી અગ્નિને હોમનાર, વાણીને ગોપન કરનાર, બ્રહ્મચર્યને આચરનાર, અને માળા, ચંદન વગેરે તથા મદ્ય માંસને તજનાર થાય છે. તે પુરૂષ, મરૂત્લોક પ્રત્યે અને ઈંદ્ર લોકપ્રત્યે જાય છે તથા તે તે ઠેકાણે સિદ્ધ અર્થવાળો, દેવકન્યાઓએ પૂજવા યોગ્ય થાય છે. વળી તે નરબહુ સુવર્ણ યજ્ઞના ફળને પામે છે અને બહુ ઘણી સંખ્યાસૂધી તે લોકોમાં વસે છે. જે એક વર્ષસૂધી ક્ષમાવાન્ થએલો નર આઠમે દિવસે ભોજન કરે છે અને દેવકાર્યમાં તત્પર થઈ નિત્ય અગ્નિ હોમે છે તે પૈંડરીક યજ્ઞના ઉત્તમ ફળને પામે છે તથા કમળના વર્ણ સરખી કાંતિવાળા વિમાન પ્રત્યે બેસે છે અને તે કૃષ્ણ (કાળી) સુવર્ણ સરખી ગૌર, બીજી શ્યામ, અને વય તથા રૂપવડે વિલાસ કરનારી નારીઓને પામે છે, એમાં સંશય નથી. જે વર્ષ સૂધી નવમે નવમે દિવસે ભોજન કરે છે તથા સદા બાર માસ સૂધી અગ્નિ હોમ કરે છે તે હજાર અશ્વમેધના ઉત્તમ ફળને પામે છે. વળી તે નર કમળ અથવા સૂર્ય સરખા પ્રકાશવાળાં વિમાનને પામે છે અને દીપ્ત સૂર્ય તથા અગ્નિના સરખાં તેજવાળી, દિવ્ય માળાઓ વાળી રૂદ્રકન્યાઓ તેને સનાતન અંતરિક્ષમાં લેઈ જાય છે તથા તે લોકોમાં અઢાર હજાર વર્ષ એક કલ્પ અને હજાર અબ્જ વર્ષો સૂધી માણે છે. જે વર્ષ સૂધી ગયે ગયે દશમે દિવસે ભોજન કરે છે અને સદા બાર માસ સૂધી અગ્નિનો હોમ કરે છે તે હજાર અશ્વમેધ યજ્ઞના ઉત્તમ ફળને પામે છે તથા સર્વ પ્રાણિયોના મનને હરનારા બ્રહ્માની કન્યાઓના નિવાસમાં રૂપવાળી કન્યાઓ તે સનાતન પુરૂષને રમણ કરાવે છે. વળી તે નીલકમળ સરખા તથા રક્તકમળસરખા વર્ણોવડે મંડળની પેઠે ચોખંડાં ઘૂના અને ગહન ( ઘાટાવન ) વડે આકુળ, સાગર મોજા સરખાં, વિચિત્ર મણિયોની માળા અને શંખના શબ્દોવડે નાદવાળાં, સ્ફાટિક અને ઉત્તમ હીરાઓના સ્તંભોવડે જેમાં

સારી રીતે વેદિકાઓ કરેલી છે એવાં ઉત્તમ વિમાનને પામે છે. પછી હંસ અને સારસોના શબ્દોવાળાં તે વિમાન પ્રત્યે બેસે છે. જે અગિયારમો દિવસ આવે ત્યારે હવિષ્ (હવિષ્યન્ન) જમે છે અને સદા બાર માસ સૂધી અગ્નિને હોમનાર થઈ વાણી અથવા મને કરીને પણ પરસ્ત્રીને નથી ઈચ્છતો તથા માતા પિતા માટે પણ ખોટું બોલતો નથી તે વિમાનમાં બેઠેલા, મહા બળવાન્ મહાદેવની સમીપ જાય છે, હજાર અશ્વમેધનાં ઉત્તમ ફળને પામે છે, વિમાન પ્રત્યે રહેલા સ્વાયંભુ (મનુ) ને જુવે છે અને સોના સરખી કાંતિવાળી, રૂપવાળી કુમારિકાઓ તેને સ્વર્ગમાં મનોહર અને દિવ્ય (શોભિત) એવા રૂદ્રોના ઉત્તમ વાસમાં લઇ જાય છે. પ્રમાણમાં ન આવે તેટલાં વર્ષો સૂધી યુગના અંતના અગ્નિ સરખી કાંતિવાળો, એક હજાર દશ અબજ વર્ષો સૂધી દેવ દાનવોએ માનેલા રૂદ્રને નિત્ય પ્રણામ કરે છે અને તે (રૂદ્ર) નું દિવસે દિવસે તેને દર્શન પ્રાપ્ત થાય છે. જે સદા બાર માસ સૂધી દશમો દિવસ આવે ત્યારે હવિષ્ ભોજન કરે છે તે જરૂર સર્વમેધના ફળને પામે છે. હે રાજન્, તેને માટે બારમે મહિને આદિત્ય ( સૂર્ય ) રૂપ, અથવા દેવ સંબંધિ મહામૂલ્યવાળાં મણિ મોતિ અને પ્રવાલો ( પરવાળાંઓ ) થી શોભિત, હંસની કાંતિવડે વ્યાપ્ત, મોટા માર્ગોથી આકુલ, બોલતા મયૂર અને ચક્રવાકોએ કરી શોભિત, મોટી અગાશીઓથી યુક્ત, બ્રહ્મલોકમાં પ્રતિષ્ઠા પામેલ અને નિત્ય નરનારીઓથી વિંટાએલ એવું સ્થાનરૂપ વિમાન કરાય છે. આ પ્રમાણે મહાભાગ્યવાન્, ધર્મને જાણનારા અંગિરા ઋષિએ કહેલું છે, જે સદા બારમાસ સૂધી તેરમો દિવસ આવે ત્યારે હવિષ્ ખાય છે તે દેવસત્રના ફળને પામે છે. વળી તે નર રક્ત કમળના ઉદયવાળું, સુવર્ણયુક્ત, રત્નના સમૂહથી શોભિત, દેવ કન્યાઓથી વ્યાપ્ત, દિવ્ય આભૂષણોથી શોભિત, પુણ્ય ગંધને ઉત્પન્ન કરનાર, દિવ્ય અને વાયવ્યો ( વાયુ સંબંધી પદાર્થો ) થી શોભિત વિમાનને સાધે છે. તેમાં બે શંકુ, પતાકા, એક યુગાંત, કલ્પ, દશ હજાર ઘણા દશ હજાર, પદ્મ ( અબજ ) અને સમુદ્ર સંખ્યાવાળાં વર્ષો સૂધી વસે છે અને સદા તે દેવકન્યાઓએ ગીત, ગંધર્વોના નાદ, અને ભેરી તથા પણવના શબ્દોવડે આનંદ પમાડેલો પૂજાય છે. જે સદા બાર માસ સૂધી ચૌદમો દિવસ પૂરો થાય ત્યારે હવિષ્ ખાય છે તે મહામેધના ફળને પામે છે. વળી વિમાનોમાં બેસી વર્ણવી ન શકાય એવાં વય અને રૂપવાળી, અતિ શણગારેલા, શુદ્ધ ત-

પેલ બાજુબંધને ધારણ કરનાર, દેવકન્યાઓ તેને મળે છે તથા તે તે ઠેકાણે કલહંસ પક્ષિઓના કોલાહલ, ઝાંઝરોના શબ્દો અને કટીમેખલાના અવાજોથી જાગૃત થાય છે. વળી તે નર તે દેવકન્યાના નિવાસમાં ગંગાની વાલુકા ( રેતી ) થી વ્યાપ્ત ભાગમાં વસે છે. જે જીતેંદ્રિય થઈ એક પક્ષ જાય ત્યારે એક ભુક્ત જમે છે અને સદા બાર માસ સુધી અગ્નિ હોમે છે તે હજાર રાજસૂય યજ્ઞના ઉત્તમ ફળને પામે છે તથા હંસ ને મયૂરોએ સેવેલ, મણિના મંડલોવડે વિચિત્ર, સુવર્ણ યુક્ત, દિવ્ય આભૂષણોની શોભાવાળી ઉત્તમ સ્ત્રીઓથી દીપિત, એક સ્તંભવાળાં, ચાર બારવાળાં, સાત ભૂમિવાળાં, સારાં મંગળરૂપ, હજારો વૈજયંતી ( પતાકા ) અને ગીતના શબ્દોથી શોભિત, દિવ્ય ( દેવતાઈ )તથા દિવ્યગુણે યુક્ત, વિમાન પ્રત્યે ચઢે છે અને ગેંડા તથા હસ્તિરૂપ વાહનવાળો તે મણિ, મોતિ તથા પરવાળાંઓથી ભૂષિત, વિજળીના સરખી કાંતિવાળાં વિમાન પ્રત્યે બેસી હજાર યુગ સુધી વસે છે. જે સદા બાર માસ સુધી સોળમો દિવસ આવે ત્યારે એક વખત ભોજન કરે છે તે જરૂર સોમ યજ્ઞના ફળને પામે છે. વળી તે નિત્ય સોમની કન્યાઓના નિવાસોમાં વસે છે; શીતળ ગંધના લેપવાળો થઈ ઇચ્છા પ્રમાણે ગતિ કરનાર થાય છે; વિમાનમાં બેઠેલા તે માણસને સારા દેખાવવાળી પ્રિય નારીઓ માને છે, ધારેલા ભોગો ( સુખો) વડે સેવે છે અને એ નર સો અબજ ( ખર્વ ) વર્ષોની તુલ્ય મહાકલ્પ અને ચૌદ વર્ષો સુધી ફળ ભોગવે છે. જે સત્તરમો દિવસ આવે ત્યારે હવિષ્ ( હવિષ્યાન્ન ) જમે છે અને સદા બાર માસ સુધી અગ્નિ હોમે છે તે વરૂણના, ઈંદ્રના અને રૂદ્રના સ્થાનને પણ પામે છે. વળી તે મરૂતના ને શુક્રના સ્થાન પ્રત્યે તથા બ્રહ્મલોક પ્રત્યે જાય છે. ત્યાં દેવકન્યાઓ આસન આપી સેવા કરે છે. વળી ભૂર્ભુવ અને દેવર્ષિ વિશ્વરૂપ (વિષ્ણુ)ને પણ જુવે છે અને ત્યાં બત્રીશ રૂપને ધારણ કરનારી, મધુર અને શણગારેલી, દેવોના પણ મોટા દેવની કન્યાઓ તેને ક્રીડા કરાવે છે. હે પ્રભો, જ્યાં સુધી ચંદ્ર ને સૂર્ય આકાશમાં ફરે છે ત્યાં સુધી એ ધીર મનુષ્ય સુધા અને અમૃતના રસ ને ખાનાર થઈ ફરે છે. સદા બાર માસ સુધી અઢારમે દિવસે જે એક વખત ભોજન કરે છે તે સપ્ત લોકપ્રત્યે જાય છે. તેની પાછળ દેવકન્યાઓ જેમાં બેઠેલી છે એવા, આનંદ પમાડનારા શબ્દોસહિત, ચળકાટવાળા, શણગારેલા રથો ચાલે છે અને અતિ સુખી એવો તે વ્યાઘ્ર અને સિંહથી યુક્ત, મેઘના શબ્દ સરખા નાદવાળા, દિવ્ય, ઉત્તમ વિમાન પ્રત્યે બેસે છે

તથા તેમાં હજાર કલ્પોસુધી કન્યાઓ સાથે માણે છે અને અમૃતની ઉ-પમા અપાય એવા ઉત્તમ સુધારસનું ભોજન કરે છે. સદા બાર માસસુધી જે એકવિશમે દિવસે એક વખત ભોજન કરે છે તે જરૂર સાત લોકોને જુવે છે. વળી અપ્સરાઓના ગણોએ સેવેલ, ગંધર્વોએ ગાએલ, સૂર્યના સરખાં તેજવાળું ઉત્તમ સ્થાનરૂપ વિમાન પામે છે; તેમાં દિવ્ય વસ્ત્રોને ધારણ કરનાર, શ્રીમાન્ એવો તે નિશ્ચિંત થઈ ઉત્તમ દેવાંગનાઓ સાથે વિશ લાખ વર્ષો સુધી માણે છે. સદા બાર માસ સુધી પૂરા વિશ દિવસ થાય ત્યારે જે એક વખત ભોજન જમે છે તે, વ્રતને ધારણ કરનાર, સત્ય બોલનાર, માંસને ન ખાનાર, બ્રહ્મચારી અને સર્વ પ્રાણિયોના હિતમાં પ્રીતિવાળો, મનુષ્ય મોટા, રમણીય, દેવતાઓના લોકોને પામે છે; તેની પાછળ ગંધર્વ અને અપ્સરાઓ દિવ્ય, માળા, લેપવાળાં, પ્રિય, સુવર્ણમય વિમાનો લઈ ચાલે છે. સદા બાર માસ સુધી અગ્નિને હોમનારો જે માણસ, એક-વિશમે દિવસે એક વખત ભોજન જમે છે તે શુક્રના લોકમાં અશ્વિનીકુમાર અને મરૂત્ (વાયુ) ના લોકમાં જાય છે અને સદા સુખોમાં પ્રીતિવાળો, દુઃખોને ન જાણનાર, ઉત્તમ વિમાનમાં બેઠેલ ઉત્તમ સ્ત્રીઓએ સેવાતો, અને સમર્થ એવો તે અમરની (દેવની) પેઠે ક્રીડા કરે છે. સદા બાર માસસુધી અગ્નિને હોમતો, ન હિંસા કરવામાં પ્રીતિવાળો, બુદ્ધિમાન્, સત્ય બોલ-નાર ગુણોમાં દોષની બુદ્ધિ ન કરનાર, જે બાવિશમો દિવસ આવે ત્યારે એક વખત ભોજન જમે છે તે, સૂર્યના સરખી કાંતિવાળો, ઈચ્છા પ્રમાણે ફરનાર, અતિ ઉત્તમ વિમાન પ્રત્યે બેઠેલો વસુઓના લોકોને પામે છે; ત્યાં દિવ્ય આભૂષણોથી શોભિત બની દેવતાઓની કન્યાઓ સાથે રમણ કરે છે. સદા બાર માસ સુધી મિત (ઓછો) આહાર કરનાર અને જીતેંદ્રિય એવો જે ત્રેવિશમે દિવસે એક વખત ભોજન જમે છે તે વાયુના, શુક્રના અને રૂદ્રના લોક પ્રત્યે જાય છે તથા અનેક ગુણોના અંતવાળાં ઉત્તમ વિ-માન પ્રત્યે બેઠેલો, ઈચ્છાપ્રમાણે ભોગવનાર, ઇચ્છાપ્રમાણે ચાલનાર અને અપ્સરાઓના સમૂહોએ સત્કાર કરાતો એવો, દિવ્ય આભૂષણોથી શોભા પામેલો તે દેવોની કન્યાઓ સાથે રમણ કરે છે. સદા બાર માસ સુધી અગ્નિને હોમનારો જે ચોવિશમો દિવસ આવે ત્યારે હવિર્ ભોજન કરે છે તે દેવોના ઉત્તમ નિવાસમાં ઘણો વખત હર્ષ પામતો વસે છે. વળી દિવ્ય પુષ્પ અને વસ્ત્રોને ધારણ કરનાર, દિવ્ય સુગંધવાળો લેપ કરનાર થઈ હં-

સંયુક્ત, મનોહર, દિવ્ય, સુવર્ણના વિમાનમાં હજાર ઘણી દશ હજાર દેવકન્યાઓ સાથે રમણ કરે છે. સદા બાર માસ સુધી પચ્ચિશમે દિવસે જે એક વખત ભોજન જમે છે તે પુષ્કળ વિમાન પ્રત્યે બેસે છે; તેની પાછળ રથો સહિત, આનંદ પમાડનાર શબ્દવાળાં, મેઘના નાદ સરખાં શબ્દવાળાં, જેમાં દેવ કન્યાઓ બેઠેલી છે એવાં સુવર્ણમય, નિર્મળ, શુભ અને સિંહ તથા વ્યાઘ્ર યુક્ત વિમાનો ચાલે છે; તે દિવ્ય અતિ મનોહર, ઉત્તમ વિમાન પ્રત્યે બેસી હજારો સ્ત્રીઓવડે વિંટાએલાં તે વિમાનમાં હજાર કલ્પ સુધી અમૃતની ઉપમા અપાય એવા ઉત્તમ સુધારસનું ભોજન કરનાર થઈ વસે છે. સદા બાર માસ સુધી નિયમવાળો, નિયમિત ભોજનવાળો, જીતેંદ્રિય, પ્રીતિ રહિત, અગ્નિને હોમનાર, જે છવિશમે દિવસે એક વખત ભોજન કરે છે તે મહા ભાગ્યવાન્, અપ્સરાઓના સમૂહે પૂજાતો થકો સાત મરૂતના લોકોને પામે છે, અને વસુના લોકોને પણ પામે છે. વળી ગંધર્વ અને અપ્સરાઓએ સ્ફટિકમણિનાં, દિવ્ય, સર્વ રત્નોથી શોભેલાં વિમાનોવડે સત્કાર કરેલો, દેવતાઈ તેજવડે દેવતાના બે હજાર યુગ સુધી ખૂબ માણે છે. સદા બાર માસ સુધી અગ્નિ પ્રત્યે હોમ કરનારો જે સત્યાવિશમે દિવસે એક વખત ભોજન કરે છે તે મોટા ફળને પામે છે, દેવલોકમાં પૂજાય છે અને ત્યાં વસતો અમૃતનું ભોજન કરતો તૃષ્ણા રહિત થઈ ખૂબ સુખ પામે છે. હે રાજન્, દિવ્યાત્મા એવો તે દેવર્ષિઓએ પામેલાં અને રાજર્ષિઓએ અનુસરેલાં ઉત્તમ વિમાન પ્રત્યે બેસી તેમાં નિવાસ કરે છે અને મનને પ્રિય એવી સ્ત્રીઓ સાથે રમણ કરતો, મદોન્મત્ત થઈ ત્રણ હજાર યુગ કલ્પ સુધી સુખે રહે છે. સદા બાર માસ સુધી મનને જીતી ઈંદ્રિયોને જીતિ, જે અઠયાવિશમે દિવસે એક વખત ભોજન જમે છે તે દેવ ઋષિઓએ પામેલાં, મોટાં ફળને પામે છે; ભોગવાન્ એવો તે તેજવડે નિર્મળ સૂર્યના જેવો સ્વચ્છ ભાસે છે. વળી સર્વ ઈચ્છાપ્રમાણે જનારાં, દિવ્ય, સૂર્ય સરખાં મનને પ્રિય એવાં વિમાનમાં રમણ કરનારી, કોમળ, સારાં તેજવાળી, સ્થૂળ, સ્તન, સાથળ અને જઘનવાળી, દિવ્ય ઘરેણાંઓથી શણગારેલી સ્ત્રીઓ તેને સો ઘણી દશ હજાર, (દશલાખ) કલ્પ જેટલાં વર્ષો સુધી રમણ કરાવે છે. સદા બાર માસ સુધી સત્ય વ્રતમાં તત્પર જે મનુષ્ય ઓગણીશમે દિવસે એક વખત ભોજન જમે છે તેને દેવ ઋષિ તથા રાજ ઋષિઓએ પૂજેલા, દિવ્ય, શુભ લોકો મળે છે. વળી તે સૂર્ય ને ચંદ્રના સરખી કાંતિવાળાં, દિવ્ય, સુવર્ણમય,

સર્વ રત્નોથી યુક્ત, અપ્સરાઓના ગણોથી ભરેલ, ગંધર્વોના શબ્દવાળાં યોગ્ય વિમાનને પામે છે; તેમાં દિવ્ય આભરણોથી ભૂષિત, મનને પ્રિય, સુંદર, મદોન્મત્ત અને શુભ એવી નારીઓ એને રમણ કરાવે છે. ભાગવાન્, તેજે કરી યુક્ત, અગ્નિની સમાન કાંતિવાળો, દિવ્ય અને અમરની (દેવની) પેઠે દિવ્ય શરીરથી શોભતો એવો તે વસુના, મરૂતના, સાધ્યોના, અશ્વિનીકુમારોના અને રૂદ્રોના લોક પ્રત્યે તથા બ્રહ્માના લોક પ્રત્યે જાય છે. સદા બાર માસ સુધી શાંતિમાં મન રાખી એક માસ જાય ત્યારે એક વખત ભુક્ત જમે છે તે જરૂર બ્રહ્મલોકને પામે છે. વળી સુધા રસના આહારને કરનાર, શ્રીમાન્, સર્વનાં મનને હરનાર, તે તેજ, શરીર, અને લક્ષ્મી ( કાંતિ ) વડે કિરણોવાળા સૂર્યસરખો શોભે છે. તેમ વિમાનમાં બેઠેલો, દિવ્યમાળા અને વસ્ત્રોને ધારણ કરનાર, દિવ્ય ગંધના લેપવાળો, સુખોમાં પ્રીતિવાળો, ભોગી, અને દુ:ખોને ન જાણનારો તે પોતાની મેળે કાંતિરૂપ એવી સ્ત્રીઓથી માન પામે છે. જૂદાં જૂદાં રમણ અને રૂપોવાળી, જૂદા જૂદા રાગોવાળી, જૂદી જૂદી મધુર ભાષાઓવાળી અને જૂદી જૂદી પ્રીતિવાળી, રૂદ્ર અને દેવ ઋષિઓની કન્યાઓ તેને પૂજે છે. ગગનનાં સરખા આકારવાળાં, આગળ સૂર્ય અને વૈડૂર્ય મણિસરખાં, પાછળ ચંદ્ર સરખાં, ઉત્તરમાં વાદળ સરખાં, દક્ષિણ દિશામાં રાતિ કાંતિવાળાં, નીચે નીલમંડળવાળાં, ઉંચે ઉત્તમ ચિત્ર સરખાં વિમાનમાં પૂજા પામેલો તે એકલો વસતો નથી[1]. એ બુદ્ધિમાન્ માણસનાં બ્રહ્મલોકમાં રેહેવાનાં જેટલાં હજાર વર્ષો સુધી જંબુદ્રીપમાં વૃષ્ટિ થાય છે તેટલાં વર્ષો કહ્યાં છે. માસે ઉપવાસવાળો, દેવના સરખી કાંતિવાળો મનુષ્ય આકાશથી વર્ષાકાળમાં વર્ષતા મેઘથી જેટલાં બિંદુઓ (ટીપાં) પડે છે તેટલાં વર્ષો સુધી વસે છે. વળી દશ વર્ષે ઉત્તમ સ્વર્ગને પામી પછી મોટા ઋષિપણાને પામી શરીર સહિત ગતિ કરનાર થાય છે. આ પ્રમાણે ઘણા નિયમોવડે પવિત્ર થએલો મુનિ, દાંત, ક્રોધને જીતનાર, શિશ્ન (ગુહ્યેંદ્રિય) અને ઉદરને (પેટને) જીતનાર, સદા અગ્નિપ્રત્યે હોમ કરનાર, એક નિશ્ચયવાળો, સંધ્યાની ઉપાસનાને સેવનારો અને આકાશ સરખા (નિર્મળ) સ્વભાવવાળો જે નર ભોજન કરે છે તેની સૂર્યના સરખી કાંતિ થાય છે. હે રાજન્, તેવા પ્રકારવાળો (તેવો) માણસ પોતાના શરીરસહિત સ્વર્ગ પ્રત્યે જઈ જેમ દેવ હોય તેમ ઈચ્છા પ્રમાણે પુણ્યરૂપ સ્વર્ગને ભોગવે છે. હે ભરતશ્રેષ્ઠ પાર્થ, જે રીતે દરિદ્ર માનવોને

---

૧ મતલબ કે અનેક સાથે વસે છે.

યજ્ઞનું ફળ મળેલું છે અને જે રીતે આ ઉપવાસો કરી ઉત્તમ ગતિને પામે છે તે રીતે ક્રમ પ્રમાણે આ, ઉપવાસના ફળરૂપ, ઉત્તમ, યજ્ઞોનો વિધિ તમને કહ્યો માટે હે ભરતશ્રેષ્ઠ, દેવ અને બ્રાહ્મણોની પૂજામાં પ્રીતિવાળા થાઓ. હે ભારત, આ વિસ્તારથી ઉપવાસનો વિધિ કહ્યો એમાં એકનિશ્ચયવાળા, સાવધાન, પવિત્રતાવાળા, દંભ, ને દ્રોહ રહિત કુશળ બુદ્ધિવાળા, અચળ અને કંપ રહિત (ડગે નહિ એવા) મહાત્માઓમાં તમને સંશય થાઓ માં.

दम्भद्रोहनिवृत्तेषुकृतबुद्धिषुभारत ॥
अचलेष्वप्रकम्पेषुमातेभूदत्रसंशयः ॥ १४४ ॥

इति श्रीम० अ० आ० दा० उपवासविधिर्नामसप्ताधिकशततमो ऽध्यायः ॥ १०७ ॥

---

युधिष्ठिरउवाच ॥ यद्वरंसर्वतीर्थानातन्मेब्रूहिपितामह ॥
॥ यत्रचैवपरंशौचंतन्मेव्याख्यातुमर्हसि ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, જે સર્વ તીર્થોના મધ્યમાં ઉત્તમ હોય તે, મને કહો અને જેમાં ઉત્તમ પવિત્રપણું હોય તે મને કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—સર્વ તીર્થો જરૂર ગુણવાળાં છે પણ બુદ્ધિમાનનું જે તીર્થ, અને શૌચ (પવિત્રતા) છે તે મારાથી સાવધાન થઈ સાંભળો. અગાધ, નિર્મળ, શુદ્ધ, સત્યરૂપ જળવાળું, ધીરતારૂપ ધૂન્નાઓવાળું, મનરૂપ તીર્થ છે તેમાં સદા કાળના સત્વ ગુણનો આશ્રય કરી સ્નાન કરવું. અનર્થિપણું (ઈચ્છાહીનપણું), સરલતા, સત્યતા, કોમળતા, સર્વ પ્રાણિયોની અહિંસા, અક્રૂરપણુ, દમ (મનનો નિગ્રહ) અને શમ (બાહારની ઈંદ્રિયોનો નિગ્રહ), આ સર્વ, તીર્થનું શૌચ[1] છે. જેઓ, મમતા રહિત, અહંકાર રહિત, સુખ દુઃખ રહિત, પરિગ્રહ (દાન લેવાથી) રહિત પવિત્ર અને ભિક્ષાપણુ ભોગવે છે તેઓ તીર્થરૂપ થયા છે. જે જળથી ભિંનાં શરીરવાળો છે તે ન્હાએલો નથી કહેવાતો પણ જે દમવડે[2] સ્નાત છે તે ન્હાએલો કહેવાય છે અને બાહેર અને માંહે પવિત્ર છે. જેઓને સ્પૃહા (ઈચ્છા) ઉત્પન્ન થતી

---

૧ મનરૂપ તીર્થની પવિત્રતા છે. ૨ અંતરની ઈંદ્રિયોને નિયમમાં રાખવાથી.

નથી, જેઓ થઈ ગએલાં કાર્યોમાં ઈચ્છા રહિત તથા પ્રાપ્ત થતા અર્થોમાં મમતા રહિત છે તેઓનું પરમ શૌચજ છે. આ લોકમાં ઉત્તમ જ્ઞાન, શરીરનાં વિશેષપણાથી શૌચરૂપ છે, તેમ મનનું શૌચ નિષ્કિંચન (નિર્ધન) પણું અને પ્રસન્નતા છે. વૃત્તશૌચ (આચરણની પવિત્રતા), મનઃશૌચ (મનની પવિત્રતા), એથી બીજું તીર્થ શૌચ (તીર્થવડે પવિત્રતા) અને જે જ્ઞાનથી થએલું શૌચ છે તે શૌચ ઉત્તમ કહેલું છે. જે મનરૂપિ તીર્થમાં મને કરી અતિ પ્રકાશેલાં બ્રહ્મજ્ઞાનરૂપ જળવડે સ્નાન કરે છે તે સ્નાન તત્વદર્શિનું છે.[1] જેણે પવિત્રપણાનો આરોપ કરેલો છે, જે નિત્ય ભાવ યુક્ત અને કેવળ ગુણોથી સંપન્ન છે તે નર સદા પવિત્રજ છે. હે ભારત, આ શરીરમાં રહેલાં તીર્થો કહ્યાં, હવે પૃથ્વીમાં જે પુણ્યરૂપ તીર્થો છે તે પણ સાંભળો. જેમ શરીરના પવિત્ર ભાગો કહેલા છે, પૃથ્વીના ભાગો અને પુણ્યકારિ જળો કહેલાં છે તેઓનાં કીર્તનથી, તીર્થનાં સ્નાનથી અને પિતૃનાં તર્પણથી જેઓ તીર્થોમાં પાપને દૂર કરે છે તેઓ સુખે કરી સ્વર્ગમાં જાય છે. વળી તેઓ સજ્જનોના મેળાપથી, પૃથ્વીનાં તેજથી અને જળનાં તેજથી અતિ પુણ્યભાગી થાય છે. કેક, પુણ્યકારિ, મનનાં તીર્થો છે અને બીજાં પૃથ્વીનાં તીર્થો છે તે બંનેમાં જે સ્નાન કરે છે તે ઝટ સિદ્ધિ પામે છે. જેમ એકલું બળ ક્રિયાથી હીન અહિં કામ સાધતું નથી અને જેમ એકલી ક્રિયા બળ વગર કામ સાધતી નથી તથા એ બે મળવાથી કામ સિદ્ધ થાય છે એમ શરીરનાં શૌચ અને તીર્થનાં શૌચવડે યુક્ત, પવિત્ર થએલો મનુષ્ય સિદ્ધિ પામે છે, માટે બે પ્રકારવાળું શૌચ ઉત્તમ છે.

एवंशरीरशौचेनतीर्थशौचेनचान्वितः ॥
शुचिःसिद्धिमवाप्नोतिद्विविधंशौचमुत्तमम् ॥ २१ ॥

इति श्रीम० अ० आ० दा० शौचानुपृच्छानामाष्टाधिकशततमोऽध्यायः ॥ १०८ ॥

---

युधिष्ठिरउवाच ॥ सर्वेषामुपवासानांयच्छ्रेयःसुमहत्फलम् ॥
॥ यच्चाप्यसंशयंलोकेतन्मेत्वंवक्तुमर्हसि ॥१॥

---

1 તે સ્નાન તત્વવેત્તાનું માન્ય છે.

યુધિષ્ઠિર બોલ્યા—સર્વ ઉપવાસોના મધ્યમાં જે અતિ મોટાં ફળવાળું શ્રેય અને જે શોક સંશય રહિત હોય તે તમે મને કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—હે રાજન્, બ્રહ્માએ પોતે જેમ કહેલું છે અને જે કરવાથી પુરૂષ સુખી થાય છે એમાં સંશય નથી તે સાંભળો. માર્ગશીર્ષ માસમાં બારશને દિન દિવસ રાત્રિ કેશવ ભગવાન્, (શ્રીકૃષ્ણ)ને પૂજવાથી અશ્વમેધને પામે છે અને એનું પાપ નાશ પામે છે, તેમજ પૌષ માસમાં નારાયણને પૂજવાથી વાજપેય યજ્ઞને પામે છે તથા ઉત્તમ સિદ્ધિ પામે છે. માઘ માસમાં બારશને દિવસે દિવસ રાત્રિ લક્ષ્મીના પતિ (વિષ્ણુ)નું પૂજન કરવાથી રાજસૂય યજ્ઞને પામે છે અને કુળનો ઉદ્ધાર કરે છે. તેમજ ફાલ્ગુન (ફાગણ) માસમાં ગોવિંદ એમ કહી પૂજન કરનારો અતિ રાત્રયજ્ઞને પામે છે અને સોમ લોક પ્રત્યે જાય છે. ચૈત્ર માસમાં બારશને દિવસે દિવસ રાત્રિ વિષ્ણુ એમ કહી તેનું સ્મરણ કરનારો પૌંડરીક યજ્ઞને પામે છે અને દેવલોક પ્રત્યે જાય છે. વૈશાખ માસમાં બારશને દિન મધુ દૈત્યને મારનારા ભગવાન્ (કૃષ્ણ)નું પૂજન કરનાર, અગ્નિષ્ટોમ યજ્ઞને પામે છે તથા ચંદ્રના લોકપ્રત્યે જાય છે. જ્યેષ્ઠ (જેઠ) માસમાં બારશ તિથિ હોય ત્યારે દિવસ રાત્રિ ત્રિવિક્રમ (વામન) ભગવાનને પૂજવાથી ગવાંમેધ (ગોમેધ) યજ્ઞને પામે છે તથા અપ્સરાઓને માણે છે. આષાઢ માસમાં બારશ તિથિ હોય ત્યારે વામન એમ કહી તેને પૂજનારો નરમેધ યજ્ઞને પામે છે તથા મોટાં પુણ્યને પ્રાપ્ત થાય છે. શ્રાવણ માસમાં બારશ હોય ત્યારે દિવસ રાત્રિ લક્ષ્મીને ધારણ કરનારા ભગવાનને સેવે છે તે પંચ યજ્ઞોને પામે છે તથા વિમાનમાં બેઠેલો માણે છે; તેમ ભાદ્ર માસમાં ઋષીકેશ (શ્રીકૃષ્ણ) એમ કહી તેનું પૂજન કરનાર સૌત્રાણિ યજ્ઞને પામે છે તથા જરૂર પવિત્ર મનવાળો થાય છે. આશ્વિન માસમાં પદ્મનાભ એમ કહી તેનું (કૃષ્ણનું) પૂજન કરનાર ગોસહસ્રના* ફળને તથા પુણ્યને પામે છે એમાં સંશય નથી. કાર્તિક માસમાં બારશ તિથિ હોય ત્યારે હે દામોદર (દામ જેના ઉદર વિષે છે એવા શ્રીકૃષ્ણ) એમ કહી તેનું પૂજન કરનારો પુરૂષ અથવા સ્ત્રી ગવાંયજ્ઞ (ગોયજ્ઞ) ને પામે છે એમાં સંશય નથી. આ પ્રમાણે જે વર્ષસૂધી કમળ સરખાં નેત્રવાળા વિષ્ણુનું અર્ચન કરનારો છે તે જાતિસ્મરપણા (પૂર્વ જન્મની યાદી) ને પામે છે તથા બહુ સુવર્ણને પામે છે. જે દિવસે

* એ નામના યજ્ઞ અથવા હજાર ગાયોના દાનના ફળને.

દિવસે તેમાં ભાવ રાખી વિષ્ણુને સેવે છે તેણે વ્રત સમાપ્ત થાય ત્યારે બ્રાહ્મણોને જમાડવા અથવા ધૃત (ઘી) દેવરાવવું, આથી બીજો ઉત્તમ ઉપવાસ નથી આવો નિશ્ચય છે, એમ પોતે ભગવાન્ વિષ્ણુએજ આગળ કહેલું છે.

अतःपरंनोपवासोभवतीतिविनिश्चयः ॥

उवाचभगवान्विष्णुःस्वयमेवपुरातनम् ॥ १७ ॥

इति श्रीम० अ० आ० दा० विष्णोर्द्वादशकंनामनवाधिकशततमोऽध्यायः ॥ १०९ ॥

---

वैशंपायनउवाच ॥ शरतल्पगतंभीष्मंवृद्धंकुरुपितामहम् ॥

॥ उपगम्यमहाप्राज्ञःपर्यपृच्छद्युधिष्ठिरः ॥१॥

વૈશંપાયન બોલ્યા—બાણની શય્યામાં પ્રાપ્ત થએલા કુરૂઓના પિતામહ, વૃદ્ધ ભીષ્મની પાસે જઈ મહા બુદ્ધિમાન્ યુધિષ્ઠિરે આવું પૂછ્યું. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે અંગોનાં રૂપનું સૌભાગ્ય ( સૌંદર્ય ) ને પ્રિય કેમ થાય અને ધર્મ અર્થ તથા કામવાળો, સુખને ભોગવનાર કેમ થાય? ભીષ્મ બોલ્યા—હે રાજેંદ્ર, માર્ગશીર્ષ માસના પડવાને દિવસે મૂળ નક્ષત્રની સાથે ચંદ્ર હોય ત્યારે ચંદ્રમાની મૂર્ત્તિના અવયવો વિષે નક્ષત્રોનો ન્યાસ કરવો ( કલ્પના કરવી ). મૂળ નક્ષત્રે કરી પગોને કલ્પવા, જંઘા ( જાંઘ ) વિષે રોહિણી નક્ષત્ર જાણવું. અશ્વિનીમાં બે જઘન જાણવાં. પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા વિષે બે સાથળ જાણવી. પૂર્વાફાલ્ગુન અને ઉત્તરા ફાલ્ગુનરૂપ ગુહ્યસ્થાન જાણવું. કૃત્તિકારૂપ કેડ જાણવી. પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદરૂપ નાભિ જાણવી. રેવતી વિષે નેત્રમંડલ જાણવું. ધનિષ્ઠાઓ વિષે પૃષ્ટ ( વાંસો ) જાણવો. બાહુ ( હાથ ) વડે અનુરાધા અને ઉત્તરા નક્ષત્રો જાણવાં. વિશાખા નક્ષત્રોમાં હાથવડે બે હાથનો ન્યાસ કરવો. હે રાજન્, પુનર્વસુ નક્ષત્રરૂપ આંગળીઓ જાણવી. આશ્લેષા નક્ષત્રોમાં નખો જાણવા. હે રાજેંદ્ર, કંઠને જયેષ્ઠારૂપ જાણવો. શ્રવણવડે કાનવિષે ન્યાસ કરવો. પુષ્યરૂપ ન્યાસ કાનવિષે કરવો. દાંત ને હોઠરૂપ સ્વાતિ નક્ષત્ર કહેવાય છે. શતભિષા નક્ષત્રને હાસ્ય, મઘા નક્ષત્રને નાસિકા, નેત્રરૂપ મૃગ-

શિર અને લલાટ વિષે મિત્ર નક્ષત્ર જાણવું. હે નરાધિપ, ભરણી નક્ષત્રમાં મસ્તક જાણવું. કેશોને આર્દ્રા નક્ષત્રરૂપ જાણવા. આ રીતે પૂર્ણિમા પર્યંત જપહોમ ન્યાસ વગેરે તે તે મંત્રો સહિત કરવું. જ્યારે વ્રત સમાપ્ત થાય ત્યારે વેદના પારને જાણનારા બ્રાહ્મણને ઘૃત આપવું.[1] આમ કરવાથી મનુષ્ય સુભગ ( સારાં ભાગ્યવાળો અથવા સુંદર ) જોવા યોગ્ય, અને જ્ઞાન ભાગી થાય છે. વળી પૂર્ણિમાના ચંદ્રની પેઠે પરિપૂર્ણ અંગવાળો થાય છે.

सुभगोदर्शनीयश्चज्ञानभाग्यथजायते ॥
जायतेपरिपूर्णाङ्गःपौर्णमास्येवचन्द्रमाः ॥ १० ॥
इति श्रीम० अ० आ० दा० दशाधिकशततमोऽध्यायः ॥११०॥

---

**युधिष्ठिरउवाच** ॥ पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥
॥ श्रोतुमिच्छामिमर्त्यानांसंसारविधिमुत्तमम् ॥१॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા–હે સર્વ શાસ્ત્રોમાં કુશળ, મહા પ્રાજ્ઞ પિતામહ, મનુષ્યોના ઉત્તમ સંસારના વિધિને સાંભળવા ઈચ્છુ છું. હે રાજેંદ્ર, હે નૃપ, પૃથ્વીમાં કયા આચરણથી વર્ત્તનારા નરો ઉત્તમ સ્વર્ગને તથા કેમ નરકને પામે છે? વળી જનો કાષ્ટ અનેમૃત્તિકાના પિંડ સરખાં, મરેલાં શરીરને તજી અહિંથી પરલોક પ્રત્યે જાય છે ત્યારે કોણ એઓની પાછળ જાય છે? ભીષ્મ બોલ્યા—આ ઉદાર બુદ્ધિવાળા, ભગવાન્ બૃહસ્પતિ આવે છે, એ અતિ મોટાં ભાગ્યવાળા, (બૃહસ્પતિ) ને આ જુતું ગુહ્ય પૂછો, કારણ કે આજે બીજા કોઈએ એ કહી શકાય એમ નથી, કોઈ પણ ઠેકાણે બીજો બૃહસ્પતિની બરોબર બોલનાર નથી. વૈશંપાયન બોલ્યા–આ પ્રમાણે તે બે પૃથાપુત્ર યુધિષ્ઠિર અને ગંગાના પુત્ર ભીષ્મ બોલતા હતા તેવામાં સ્વર્ગનાં પૃષ્ઠથી (સ્વર્ગ ઉપરથી) અતિ શુદ્ધ મનવાળા બૃહસ્પતિ આવ્યા. તે વખતે ધૃત જેના અગ્રેસર છે એવા રાજાએ અને તે સર્વ સભાસદોએ અનુપમ પૂજા કરી. પછી ધર્મના રાજા (યુધિષ્ઠિર) ભગવાન્ બૃહસ્પતિની સમીપ જઇ ન્યાય પ્રમાણે ત ત્વથી પ્રશ્ન પૂછવા લાગ્યા.યુધિષ્ઠિરે પૂછ્યું હે ભગવન્, સર્વ ધર્મને જાણનાર અને સર્વ શાસ્ત્રોમાં કુશળ મનુષ્યને પિતા, માતા,

---

૧ હોમ દ્રવ્ય પણ ઘૃતજ જાણવું.

પુત્ર, ગુરૂ, જ્ઞાતિ સંબંધિયોનો વર્ગ તથા મિત્ર વર્ગ કોણ સહાય થાય છે? જ્યારે જનો કાષ્ઠ અને માટીના પિંડાસરખાં, મરેલાં શરીરને તજી જનો પર લોક પ્રત્યે જાય છે ત્યારે કોણ એને અનુસરે છે? બૃહસ્પતિ બોલ્યા—હે રાજન્, એકલો જન્મે છે, એકલોજ વિનાશ પામે છે, એકલો દુ:ખોને તરી જાય છે અને એકલો દુષ્ટગતિને પામે છે. પિતા, માતા, ભાઇ, પુત્ર, ગુરૂ, જ્ઞાતિ, સંબંધિયોનો વર્ગ અને મિત્ર વર્ગ સહાય થતો નથી (સાથે આવતો નથી). જનો કાષ્ટ અને માટીના પિંડા સરખાં મરેલાં શરીરને તજી બે ઘડીવારની બરોબર રોયા પછી પાછાં જાય છે. તેઓએ તજેલાં તે શરીરની પાછળ એકલો ધર્મ જાયછે માટે સદા નરોએ સાથે આવનારા ધર્મને સેવવો. ધર્મયુક્ત પ્રાણી ઉત્તમ, સ્વર્ગની ગતિને પામેછે- તેમજ અધર્મવાળો પ્રાણી નરકને પામે છે તેથી પંડિતે ન્યાયથી આવેલાં દ્રવ્યોવડે ધર્મને સેવવો. મનુષ્યોને પરલોક જવામાં એકલો ધર્મ સહાય છે પણ પરને અર્થે લોભમાં મોહ પામેલો, બહુશ્રુત નહિ એવો નર લોભથી, મોહથી, દયાથી, અથવા ભયથી ન કરવાનાં કરે છે માટે અધર્મ વિના ધર્મ, અર્થ અને કામ એ પામવા, કારણ કે એ ત્રણ જીવિતનાં ફળરૂપ છે. યુધિષ્ઠિર પૂછવા લાગ્યા કે ધર્મયુક્ત, પરમ, હિતકારિ ભગવાનનું વચન સાંભળ્યું હવે શરીરના સંચય (અવસ્થિતિ)ને જાણવા મારી બુદ્ધિ થઈ છે, ધર્મ કેવી રીતે મનુષ્યોનાં મરેલાં, અદૃશ્ય વિષયને પામેલાં, અસ્પષ્ટપણાને પ્રાપ્ત થએલાં સૂક્ષ્મ શરીરને અનુસરે છે. બૃહસ્પતિ બોલ્યા—અહિં સર્વ પ્રાણિયોના દિવસ રાત્રિ સાક્ષિરૂપ થએલા, પૃથ્વી, વાયુ, આકાશ, જળ તેજ, મન, યમ, બુદ્ધિ, અને આ સર્વ ભેગા નિરંતર ધર્મને જુવે છે તથા એઓ સાથે ધર્મ પણ તે જીવની પાછળ જાય છે. હે મહામતે, ચામડી, હાડકાં, માંસ, વીર્ય, અને રૂધિર આ જીવિત રહિત, શરીરને તજે છે ત્યારે ધર્મ યુક્ત જીવ પરલોકને પામે છે. પછી પાંચ પ્રાણિયોમાં રહેલા દેવતાઓ એ (જીવ) નાં જો શુભ હોય તો શુભ અથવા અશુભ ( હોય તો અશુભ કર્મને જુવે છે. ફરી શું સાંભળવા ઇચ્છો છો માટે ધર્મવાળો જીવ છે તે અહિં અને પરલોકમાં સુખ પામે છે, બીજી વાર હવે તમને શું કહું? યુધિષ્ઠિર પૂછવા લાગ્યા–ભગવાન્ આપે જે રીતે ધર્મ પાછળ જાય છે તે તો દર્શાવ્યું, હવે વીર્ય કેમ પ્રવર્તે છે ( થાય છે) એ જાણવા ઇચ્છું છું. બૃહસ્પતિ બોલ્યા—હે નરેશ્વર, પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ તથા

મન, આ શરીરમાં રહેલા દેવો જે અન્ન (અનાજ) ખાય છે અને પછી હે શુદ્ધાત્મન્ રાજેંદ્ર મન જેઓમાં છઠ્ઠું છે એવાં તે પાંચ ભૂત તૃપ્ત થાય છે ત્યારે મોટું વીર્ય સિદ્ધ થાયછે, તે પછી હે નૃપ, સ્ત્રી પુરૂષનાં આલિંગનથી (મળવાથી) ગર્ભ ઉત્પન્ન થાય છે, આ સર્વ તમને કહ્યું ફરીને શું સાંભળવા ઈચ્છો છો? યુધિષ્ઠિર પૂછવા લાગ્યા આપ ભગવાને જે રીતે ગર્ભ થાય છે તે રીતે મને કહ્યું પણ જેમ થએલો પુરૂષ તેઓપણાને પામે છે તે કહો. (સૂક્ષ્મ જીવ પંચભૂતની સમાનતાને કેમ પામે છે તે કહો). બૃહસ્પતિ બોલ્યા—માત્ર સમીપને પામેલો પુરૂષ તે ભૂતોવડે પરાભવ પામે છે (જીવ ભૂતો સાથે મળવાથી તેઓની સમતાને પામે છે). ફરી તે ભૂતોથી જૂદો પડેલો બીજી ગતિને પામે છે. સર્વ ભૂતો (પંચમહા ભૂતો)થી મળેલો જીવ ભૂતોનાં તાદાત્મ્યથી થએલાં અભિમાનરૂપ પરાભવથી કર્તાપણા વગેરેને પામે છે. પછી પંચભૂતમાં રહેલા દેવતાઓ એનાં શુભ અથવા જો અશુભ હોય તો કર્મને જુવે છે. ફરી તમે શું સાંભળવા ઈચ્છો છો? યુધિષ્ઠિર પૂજવા લાગ્યા—હે ભગવન્, તે ભૂતોએ તજેલો તે જીવ, ચામડી, હાડકાં અને માંસને તજી ક્યાં રહેલો, સુખ દુઃખ ભોગવે છે? બૃહસ્પતિ બોલ્યા—હે ભારત, કર્મ યુક્ત જીવ ઝટ વીર્યપણાને પામેલો સ્ત્રીનાં પુષ્પ (વીર્ય) ને પામીને જણવા વખતે ઉત્પન્ન થાય છે. તે નર, યમના પુરૂષોવડે વધને, દુઃખને, સંસાર ચક્રને તથા ક્લેશને પામે છે. હે પાર્થિવ, આ લોકમાં તે પ્રાણી જન્મથી માંડી ધર્મનાં ફળનો આશ્રય કરી પુણ્ય કર્મને ભોગવે છે. જો જન્મથી માંડી જે શક્તિ પ્રમાણે ધર્મને સેવે છે તો તે પુરૂષ થઈ નિત્ય સુખ સેવે છે. જે ધર્મની પછી અધર્મને પણ સેવે છે તે જીવ સુખની પછી દુઃખને પામે છે. અધર્મ યુક્ત યમના દેશનેપામેલો મોટું દુઃખ પામી પક્ષિ વગેરેની યોનિમાં જન્મે છે. મોહ યુક્ત જીવ અહિં જે જે કર્મવડે જે યોનિમાં ઉત્પન્ન થાય છે તે મારા કહેવાથી સાંભળો, જે આ ઈતિહાસ સહિતશાસ્ત્ર અને વેદમાં પણ કહેવાય છે. મનુષ્ય લોક યમના ભયંકર દેશને પામે છે. હે પૃથ્વીપને, અહિં પુણ્યરૂપ દેવોની, તુલ્ય,પક્ષિ વગેરેની યોનિથી જૂદાં સર્વ તરફ ગતિવાળાં સ્થાનકો છે. ગુણોથી બ્રહ્મલોકની સમાન, દિવ્ય, યમના સ્થાનમાં નિશ્ચિંત કર્મોએ બાંધેલો જંતુ દુઃખો ભોગવે છે. હવે પછી જે જે ભાવ અને કર્મવડે પુરૂષ કઠિન, તથા ઘોર ગતિને પામે છે

તે કહુંછું. મોહવાળો બ્રાહ્મણ ચાર વેદને ભણિ પાપિથી દાન લેઈ ગધેડાની જાતિમાં જન્મે છે અને હે ભારત, ગધેડો પંદર વર્ષ જીવે છે. ગધેડો મરણ પામી બળદ થઈ સાત વર્ષ જીવે છે. બળદ મરણ પામી બ્રહ્મરાક્ષસ પણ થાય છે. ત્રણ માસ બ્રહ્મરાક્ષસ રહી પછીથી બ્રાહ્મણ થાય છે. હે ભારત, પાપિને યજન કરાવી કીડાની જાતિમાં જન્મેછે. ત્યાં પંદર વર્ષ જીવે છે અને કીડાના ભાવથી મુક્ત થયા પછી ગધેડો થાય છે. પાંચ વર્ષ ગધેડો, પાંચવર્ષ સૂવર, પાંચવર્ષ કુકડો, પાંચવર્ષ શીયાળ અને એક વર્ષ સૂધી કૂતરો થાયછે, તે પછી મનુષ્ય બને છે. જે બુદ્ધિ રહિત શિષ્ય ઉપાધ્યાયનું પાપ કરે છે તે જીવ અહિં ત્રણ સંસારો (જન્મ મરણ) ને પામે છે એમાં સંશય નથી. હે રાજેંદ્ર, પ્રથમ કૂતરો થાય છે, પછી રાક્ષસ થાય છે, તે પછી ગધેડો થાય છે, ત્યારપછી ક્લેશ પામેલો પ્રેત અને પાછળથી બ્રાહ્મણ થાય છે. જે પાપને કરનારો શિષ્ય મને કરીને પણ ગુરૂની ભાર્યા પ્રત્યે જાય છે તે અહિં અધર્મવાળાં ચિત્તે કરી ઉગ્ર સંસારોને પામે છે. તે કૂતરાની જાતિમાં થએલો ત્રણ વર્ષ જીવે છે, તેમાં પણ મરણ પામી કીડાની યોનિમાં જન્મે છે, કીડાના ભાવને પામેલો વર્ષ એક જીવે છે, તેમાં મરણ પામેલો બ્રાહ્મણની જાતિમાં જન્મે છે. જો ગુરૂ, પુત્રની તુલ્ય શિષ્યને કારણવિના ઈચ્છાથી મારે છે તે પણ હિંસા કરનાર જન્મેછે. હે રાજન્, જે પુત્ર પિતા અને માતાનું અપમાન કરે છે તે પણ મરણ પામેલો જીવ પ્રથમ ગધેડો થાય છે, ગધેડાપણાને પામી દશ વર્ષ જીવે છે, પછી વર્ષ સૂધી ઝુંડ થાય છે અને તે પછી માનવ થાય છે. જે પુત્રની ઉપર માતા પિતા બંને રોષ પામે છે તે પણ મરણ પછી ગુરૂનાં (માતપિતાનાં) ખરાબ ધ્યાનથી ગર્દભ થાય છે. ગધેડો થઈ દશ માસ જીવે છે. ચૌદ માસસૂધી કૂતરો ને સાત માસસૂધી બિલાડો થાય છે અને તે પછી મનુષ્ય બને છે. માતા પિતા સામું બોલવાથી સારિક (આ નામનું પક્ષી) થાય છે. હે નૃપ, તે બેનેજ મારવાથી કાચબો થાય છે. દશ વર્ષ સૂધી કાચબો, ત્રણ વર્ષ સૂધી શેહાઈ અને છ માસ સૂધી સર્પ થયા પછી મનુષ્ય થાય છે. જે ભર્ત્તા (સ્વામિ)ના પિંડને ભોગવનારો રાજાના દ્વેષવાળાં વાંનાંઓને સેવે છે તે પણ મોહ પામેલો નર મરણ પામી વાનર (વાંદરો) થાય છે. દશ વર્ષ વાનર, પાંચ વર્ષ સૂધી ઉંદર, પછી છ માસ સૂધી કૂતરો થઈ તે પછી મનુષ્ય થાય છે. થાપણને હરનારો નર યમના

લોકને પામી સો, સંસારને પામી કીડાની જાતિમાં જન્મે છે, તેમાં પંદર વર્ષ સુધી જીવે છે. પછી હે ભારત, પાપનો ક્ષય કરી મનુષ્ય થાય છે. ગુણોમાં દોષને જોનારો નર પણ મરણ પછી શાર્ઙ્ક થાય છે. વિશ્વાસઘાતી, દુષ્ટ મતિવાળો નર માછલો થાય છે. આઠ વર્ષ સુધી માછલો થઇ મરણ પામેલો ચાર માસ મૃગ અને પછી હે ભારત બકરો થાય છે. બકરો મરણ પામી વર્ષ પૂરું થાય ત્યારે જીવ કીડો થાય છે અને તે પછી મનુષ્ય જન્મે છે. હે મહારાજ, જવ, તલ, અડદ, કળથી, સરસવ, ચણા, કલાપ, મગ, ગઉં, અને અતસી આ ધાન્યોને તથા બીજાં ધાન્યને મોહથી હરણ કરનાર, બુદ્ધિ વગરનો જે, નિર્લજ્જ જીવ છે તે ઉંદર થાય છે. હે મહારાજ, પછી મરણ પામી સૂવર થાયછે. હે નૃપ, માત્ર જન્મેલો સૂવર રોગેકરી મરણ પામે છે. તે પછી હે પાર્થિવ, તે કર્મવડે મૂઢ કૂતરો થાય છે, પાંચ વર્ષ સુધી કૂતરો થયા પછી માનવ થાય છે પર સ્ત્રીનો સ્પર્શ કરવાથી વરૂ, કૂતરો, શિયાળ, ગીધ, સર્પ, કંક અને તે પછી બગલો થાય છે હે નૃપ, મોહ પામેલો પાપિ મનવાળો જે ભાઈની ભાર્યાને ( પરાભવ કરે છે ) તે પણ વર્ષ સુધી કોયલપણાને પામે છે. કામ માટે મિત્રની સ્ત્રીને, ગુરૂની સ્ત્રીને તથા રાજાની સ્ત્રીને અડવાથી મરણ પામી સૂવર થાય છે. પાંચ વર્ષ સૂવર, દશ વર્ષ શેહાઈ, પાંચ વર્ષ બિલાડો, દશ વર્ષ સુધી કુકડો ત્રણ માસ કીડી અને એક માસ સુધી કીડો થાય છે. આ જન્મ મરણોને પામી કીડાની જાતિમાં જન્મે છે, તે કીડાની જાતિમાં ચૌદ માસ જીવે છે. ત્યાર પછી અધર્મનો ક્ષય કરી ફરીને મનુષ્ય થાય છે. હે વિભો, સમીપ આવેલા વિવાહ, યજ્ઞ અથવા દાનમાં પણ જે મોહથી વિઘ્ન કરે છે તે મરણ પામી કીડો થાય છે. હે ભારત, પંદર વર્ષ સુધી કીડો થઈ જીવે છે. પછી અધર્મનો ક્ષય કરી માનવ થાય છે. હે રાજન્, જે પ્રથમ કન્યાને દઈ બીજાને આપવા ઈચ્છે છે તે પણ જીવ મરણ પછી કીડાની જાતિમાં જન્મે છે. હે યુધિષ્ઠિર, ત્યાં તેર વર્ષ જીવે છે, પછી અધર્મનો ક્ષય થયાથી યોગ્ય મનુષ્ય થાય છે. દેવનું કાર્ય કર્યા વિના અથવા પિતૃનું કાર્ય કર્યા વિના જમનારો મરણ પછી કાગડો થાય છે. સો વર્ષ સુધી કાગડો અને પછી કુકડો થાય છે. વળી માસ સુધી સર્પ પણ થાય છે, તેથી મનુષ્ય થાય છે. જે પિતાની સમાન મોટા ભાઈની અવગણના કરે છે તે પણ

મરણ પામી ક્રૌંચ પક્ષિની યોનિમાં જન્મે છે. વર્ષ સુધી ક્રૌંચ થઈ જીવે છે. પછી ચીરક (આ નામનું પક્ષી) થાય છે. તે પછી મરણ પામેલો મનુષ્યપણાને પામે છે. શૂદ્ર, બ્રાહ્મણની સ્ત્રી પાસે જવાથી કીડાની જાતિમાં જન્મે છે. તે પછી નાશ પામી ફરીને સૂવર થાયછે. હે નૃપ, માત્ર જન્મેલો સૂવર રોગવડે મરણ પામે છે. હે પાર્થિવ, તે પછી મૂઢ તે કર્મવડે કૂતરો થાયછે, કૂતરો થઈ કર્મ કરનારો એ પછીથી મનુષ્ય થાય છે. તેમાં છોકરૂં ઉત્પન્ન કરી મરણ પામેલો ઉંદર થાયછે. હે રાજન્, કૃત (કરેલા ઉપકાર)ને હણનારો મરણ પામી યમના લોક પ્રત્યે ગયેલો ક્રોધ પામેલા, યમના પુરૂષોવડે ભયંકર વધને પામેછે. વળી યમના દેશમાં ગએલો તે હે ભારત, દંડ સમુદ્ગર, દારૂણ અગ્નિકુંભ, અસિપત્રવન, ઘોરવાલુક, કૂટશાલ્મલી, આ, અને બીજી ઘણી ત્યાં ઉગ્રયાતનાઓને (નરકોનાં દુઃખોને) પામી પછીથી વધ પામે છે. હે ભરતશ્રેષ્ઠ, ત્યાં ઉગ્રોએ હણ્યા પછી તે કૃતઘ્ન મનુષ્ય સંસારરૂપ ચક્રને પામી કીડાની જાતિમાં જન્મે છે. હે ભારત, પંદર વર્ષો સુધી કીડો થાય છે. પછી ગર્ભને પામી શિશુ એવો ત્યાંજ મરણ પામે છે. તે પછી જીવ હજારો ગર્ભોવડે ઘણા સંસારો પામ્યા પછી પક્ષિ વગેરેમાં જન્મે છે. તેમાં ઘણા વર્ષોના સમૂહો સુધી અહિં દુઃખ પામી ફરી ન થનારા જન્મ રહિત એવો કાચબો થાય છે. દહિને હરણ કરવાથી બગલો, સંસ્કાર ન પામેલા માછલાઓને હરવાથી દેડકો અને દુષ્ટ બુદ્ધિવાળો મધને ચોરવાથી ડાંસ થાય છે. ફળ, મૂળ, કે પુડલા ચોરવાથી કીડીઓ થાય છે. રાજમાષ (ચોળા) ચોરવાથી હલગોલક (મોટાં પુછડાંવાળો ગોળ કીડો) થાયછે. દુધપાક ચોરીને તેતરપણાને પામે છે. લોટના પુડલાને ચોરવાથી ઘૂડની એક જાતિમાં થાય છે. દુષ્ટ બુદ્ધિવાળો નર લોઢું ચોરવાથી કાગડો થાય છે. દુષ્ટ બુદ્ધિવાળો નર કાંસાને હરવાથી હારિત પક્ષી થાયછે. રૂપાનું વાસણ હરવાથી કપોત (હોલો) થાયછે. સુવર્ણનું પાત્ર હરણ કરવાથી કીડાની જાતિમાં જન્મે છે. ધોયેલ હિરાગળ વસ્ત્ર ચોરવાથી કાચંડાપણાને પામે છે. હિરના વસ્ત્રને હરણ કરવાથી નર, વર્ત્તક પક્ષી થાય છે. લુગડું ચોરવાથી માનવ પોપટ થાય છે. હિરાગળ વસ્ત્ર ચોરવાથી મરણ પછી હંસ થાય છે. કપાસથી બનેલાં વસ્ત્રને હરવાથી મરણ પામી મનુષ્ય ક્રૌંચ પક્ષી થાય છે. હે ભારત, નર ગાડરની ઉનનાં બનેલાં વસ્ત્રને ચોરવાથી અને હિરાગળ વસ્ત્ર લેવાથી પ્રાણી શશલો થાય છે. હરતાળ વગેરેને

હરિ લેવાથી પુરૂષ મરણ પછી મોર થાય છે. રાતાં વસ્ત્રોને હરિ લેવાથી ચકોર પક્ષી થાય છે. હે રાજન્, લોભને આધિન થએલો માંનવ આ લોકમાં અંગ વસ્ત્ર તથા ગંધોને ચોરવાથી છછુંદરપણાને પામે છે. તેમાં પંદર વર્ષ સૂધી જીવે છે પછી અધર્મનો ક્ષય કરી મનુષ્ય થાય છે. દૂધને ચોરવાથી બગલી થાય છે. હે રાજન્, મોહવાળો જે નર તેલ ચોરે છે તે પણ પ્રાણી મરણ પછી તૈલપાપી (આ નામનો કીડો ) થાય છે. ધનની ઈચ્છાવાળો, શસ્ત્ર સહિત એવો અધમ પુરૂષ અથવા જો વૈરી હોય તો તે શસ્ત્ર વગરના પુરૂષને હણવાથી મરણ પછી ગધેડો થાય છે. ગધેડો થઈ બે વર્ષ જીવે છે ને પછી શસ્ત્રવડે નાશ પામે છે. મરણ પામેલો તે, મૃગની જાતિમાં નિત્ય ઉદ્વેગવાળો થાય છે. તે મૃગ વર્ષ ગયા પછી શસ્ત્રવડે વધ પામે છે. મરણ પામેલો મૃગ પછીથી માછલો થાય છે, તે પણ જાળે કરી બંધન પામે છે અને ચોથે માસે શિકારી પશુ થાય છે. દશ વર્ષ સૂધી રપશુ, પાંચ વર્ષ સૂધી દીપડો થયા પછી કાળના ક્રમે પ્રેરેલો નાશ પામી અધર્મનો ક્ષય કર્યા પછી મનુષ્ય થાય છે. દુષ્ટ બુદ્ધિવાળો જન સ્ત્રીને હણી યમના લોકને પામેલો ઘણા ક્લેશો પામી વિશ વાર જન્મ મરણ પામ્યા પછી હે મહારાજ છેવટ કીડાની જાતિમાં જન્મે છે. વિશ વર્ષ સૂધી કીડો થઈને મનુષ્ય થાય છે. નર ભોજન ચોરવાથી માખી થાય છે અને ઘણા માસ સૂધી માખીઓનાં ટોળાંને વશ પામનાર થાય છે. પછી પાપનો ક્ષય કરી મનુષ્યપણાને પામે છે. ધાન્યને હરવાથી પુરૂષ લોમસ (ઘણા રોમવાળો) થાય છે. જે નર હિંગુ અથવા ખોળ મિશ્ર ભોજનને ચોરે છે તે ઘુસના જેવો ભયંકર ઉંદર થાય છે. હે વિશાંપતે, નિત્ય પાપિ મનવાળો જે મનુષ્યોને ખાનાર છે તે અને દુષ્ટ બુદ્ધિવાળો જે ઘૃતને હરણ કરે છે તે કાકમદ્ગુ (શિંગડાવાળો જળ પક્ષી) થાય છે. દુષ્ટ બુદ્ધિવાળો મત્સ્યનાં માંસને હરવાથી કાગડો અને લવણ ચોરવાથી ચિરિકાક (ઘણું જીવનાર કાગડાની જાતિ) થાય છે. હે તાત, જે વિશ્વાસે થાપણ રાખેલાં ધનને છાનું રાખે છે તે નર આયુષ્ય રહિત થઈ મત્સ્યની જાતિમાં જન્મે છે. મત્સ્યની જાતિને પામી મરણ પામ્યા પછી મનુષ્ય થાય છે. મનુષ્યપણાને પામીને પણ ક્ષીણ આયુષ્યવાળો ઉત્પન્ન થાય છે. હે ભારત, નરો પાપો કરવાથી પક્ષિ વગેરે થાય છે. વળી જે નરો પાપોને કરી સદા વ્રતોવડે તેઓને (પાપોને) નાશ

પમાડતા નથી તેઓ પોતાનાં પ્રમાણરૂપ કંઈ પણ ધર્મને જાણતા નથી તથા તેઓ સુખ દુઃખવાળા થઈ વ્યથા પામનારા થાય છે. વળી તે નરો સારા વાસ રહિત, પાપિ આચરણવાળા, લોભ મોહથી યુક્ત, મ્લેછો થાય છે, એમાં સંશય નથી. જે નરો, જન્મથી માંડી પાપોને તજે છે તેઓ રોગ રહિત, રૂપવાન્ અને ધનવાન્ થાય છે. સ્ત્રીઓ પણ પાપ કરવાથી આ વિધિવડે પાપને પામે છે તથા તેઓ આજ (કહેલાં) પ્રાણિયોના સ્ત્રીપણાને પામે છે. હે પાપ રહિત, પરનાં ધન હરવામાં જે દોષો છે તે સર્વ કહ્યા. આ મેં તમને લેશમાત્ર પણાથી કહ્યું. વળી હે ભારત, બીજા કથાને સમયે ફરી સાંભળશો. હે મહારાજ, મેં આ પૂર્વે દેવ ઋષિયોના મધ્યમાં યથાયોગ્ય પૂછેલા બ્રહ્માના કહેવાથી સાંભળ્યું હતું તે મેં પણ તમને યથાયોગ્ય સમગ્રપણાથી કહ્યું, આ સાંભળી હે મહારાજ સદા ધર્મ વિષે મન કરો.

मयापितच्चकात्स्र्येनयथावदनुवर्णितम् ॥
एतच्छ्रुत्वामहाराजधर्मेकुरुमनःसदा ॥ १३३ ॥

इति श्रीम० अ० आ० दा० संसारचक्रंनामएकादशाधिकशततमोऽध्यायः ॥ १११ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ अधर्मस्यगतिर्ब्रह्मन्कथितामेत्वयानघ ॥
॥ धर्मस्यतुगतिंश्रोतुमिच्छामिवदतांवर ॥ १ ॥

યુધિષ્ઠિર પૂછવા લાગ્યા—હે બ્રહ્મન્, હે અનઘ, હે વક્તાઓમાં ઉત્તમ, તમે મને અધર્મનિ ગતિ કહી, હવે ધર્મની ગતિ સાંભળવા ઈચ્છું છું. અહિં પાપવાળાં કર્મો કરીને કેવી રીતે સારી ગતિને પામે તથા ક્યાં કરેલાં કર્મે કરી શુભ ગતિ પામે? બૃહસ્પતિ બોલ્યા—પાપવાળાં કર્મો કરિને અધર્મના વશપણાને પામેલો, વિપરીત (અવળાં) મને કરી નરકને પામે છે. જે મોહથી અધર્મને કરી ફરીને પરિતાપ પામે છે તે મનના સાવધાનપણાવાળો નર પાપને સેવતો નથી. જેમ જેમ તેનું મન પાપ કર્મને નિંદે છે તેમ તેમ શરીર તે (થયેલા) અધર્મથી મુક્ત થાય છે. હે રાજન્, જો ધર્મવાદિ બ્રાહ્મણો પાસે પાપ કર્મ કહે છે તો ઝટ અધર્મવડે

કરેલા ખરાબ વાદથી મુક્ત થાય છે. જેમ જેમ નર સારી રીતે અધર્મને કહી સંભળાવે છે તેમ તેમ સાવધાન થએલા મનેકરી મુક્ત થાય છે. સાવધાન થએલો મનના સમાધાનવાળો મનુષ્ય બ્રાહ્મણને જૂદાં જૂદાં દાનો આપવાથી પ્રથમ ભોગવેલી, જીર્ણતાવાળી કાંચળીથી મુક્ત થએલા સર્પની પેઠે સારી ગતિને પામે છે. હે યુધિષ્ઠિર, નર ન કરવાનાં કામ કરીને પણ જે દાનો આપિને ધર્મવડે જોડાય છે તે દાનો કહું છું. સર્વ દાનોના મધ્યમાં અન્નજ શ્રેષ્ઠ કહેલું છે માટે પ્રથમ, સરલ અને ધર્મને ઈચ્છનારા મનુષ્યે અન્ન આપવું. જે કારણથી મનુષ્યોના પ્રાણરૂપ અન્ન છે, અન્નથી પ્રાણી થાય છે અને અન્ન છે તો લોક રહેલો છે તે કારણથી અન્ન વખણાય છે. દેવ, ઋષિ, પિતૃ અને મનુષ્યો અન્નનેજ વખાણે છે; કારણ કે અન્નનાં દાનથી રંતિદેવ રાજા સ્વર્ગને પામેલો છે. આથી હર્ષ પામેલો અંતરાત્માવડે ન્યાય (નીતિ) થી પામેલું ઉત્તમ અન્ન, સ્વાધ્યાયવાળા (પોતાના વેદને ભણનાર) બ્રાહ્મણોને આપવું. એક હજાર બ્રાહ્મણો હર્ષ પામેલાં મને કરી આપેલું જેનું અન્ન ખાય છે તે પક્ષિ વગેરેની જાતિમાં ગતિવાળો થતો નથી. હે નરશ્રેષ્ઠ, સદા યોગોમાં પ્રીતિવાળો નર દશ હજાર બ્રાહ્મણોને જમાડવાથી અધર્મથી છૂટે છે. આ લોકમાં વેદવડે શોભનારો વિપ્ર ભિક્ષાવડે અન્ન લાવી સ્વાધ્યાયમાં પ્રીતિવાળા, બ્રાહ્મણને આપી સુખ પામે છે. હે ધર્માત્મન્ પાંડવ, જે પ્રયત્નવાળો અતિ સાવધાન ક્ષત્રિય, બ્રાહ્મણોનાં ધનોને નાશ પમાડ્યા વિના ન્યાયથી પાલન કરી બળવડે પામેલું અન્ન વેદ વૃદ્ધ બ્રામણોને આપે છે તે તેણે (પુણ્યે) કરી પાપ કર્મને નાશ પમાડે છે. છ ભાગવડે શુદ્ધ, ભેગા કરેલા, ખેતીના ભાગને બ્રાહ્મણોને આપનારો વૈસ્ય પાપોથી મુક્ત થાય છે. પ્રાણના સંદેહને પામી કઠણપણાથી ભેગુ કરેલું અન્ન બ્રાહ્મણોને આપવાથી શૂદ્ર પાપથી મૂકાય છે. જે અહિંસા પાળનારો છાતિના બળે અન્ન મેળવી બ્રાહ્મણોને આપે છે તે દુઃખોને જોતો નથી. નર હર્ષ યુક્ત થઈ નીતિવડે પામેલું અન્ન વેદવડે વૃદ્ધ (જ્ઞાનથી વૃદ્ધ) એવા બ્રાહ્મણોને આપવાથી પાપથી મૂકાય છે. લોકમાં બળને આપનારૂં અન્ન આપવાથી નર બળવાન્ થાય છે અને સજ્જનોના માર્ગને પામવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે. દાનવાન્ મનુષ્યોએ જે માર્ગ કરેલો છે અને જેણે કરી વિદ્વજ્જનો ચાલે છે તેઓજ (દાનિ) પ્રાણને દેનારા છે અને તેઓથી સનાતન (જુનો) ધર્મ રહ્યોછે, માટે મનુષ્યે સર્વ અવસ્થામાં ન્યાયવડે મેળવેલું

અન્ન નિરંતર સુપાત્ર ( સજ્જન ) ને પ્રાપ્ત થએલ કરવું કારણ કે અન્ન પરમ ગતિરૂપ છે. અન્નના દાનથી નર ભયંકર લોકને સેવતો નથી માટે અન્યાય વગરનાં અન્નનું દાન કરવું. સદા ગૃહસ્થે બ્રાહ્મણને પ્રથમ અન્ન આપી ભોજન કરવા યત્ન કરવો અને માનવે અન્નનાં દાનવડે દિવસ સફળ કરવો. હે નૃપ, નીતિને જાણનારો નર હજાર વેદને જાણનારા, ધર્મને જાણનારા અને ઈતિહાસને જાણનારાઓને ભોજન કરાવવાથી ઘોર નરક પ્રત્યે જતો નથી તથા સંસારોને સેવતો નથી અને સર્વ કામના યુક્ત થઈ મરણ પછી પણ સુખ પામે છે, આ પ્રમાણે અતિ યોગ્ય થએલો નર ચિંતા રહિત થઈ ક્રીડે છે અને રૂપવાન્, કીર્તિમાન્ તથા ધનવાન્ થાય છે. હે ભારત, આ સર્વ, મોટું અન્નનાં દાનનું ફળ તમને કહ્યું આ ધર્મો તથા ઉત્તમ દાનોનું મૂળ છે.

एतत्तेसर्वमाख्यातमन्नदानफलंमहत् ॥
मूलमेतत्तुधर्माणांप्रदानानांचभारत ॥ ३१ ॥
इति श्रीम० अ० आ० दा० सं० द्वादशाधिकशततमो ऽध्यायः ॥ ११२ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ अहिंसावैदिकंकर्मध्यानमिन्द्रियसंयमः ॥
॥ तपोथगुरुशुश्रूषाकिंश्रेयःपुरुषंप्रति ॥

યુધિષ્ઠિર બોલ્યા--અહિંસા, વેદમાં કહેલું કર્મ, ધ્યાન, ઇદ્રિયોનું નિયમન, તપ, અને ગુરૂની સેવા છે તેઓમાં પુરૂષ પ્રત્યે શું શ્રેય (કલ્યાણકારિ) છે? બૃહસ્પતિ બોલ્યા--હે ભરતશ્રેષ્ઠ, આ સર્વ ધર્મ યુક્ત અને સર્વ જૂદાં સાધનોવાળાં છે માટે છયેય વાનાં કહેવાતાં સાંભળો. હર્ષથી હું પ્રાણિનું ઉત્તમ શ્રેય કહુંછું. જે નર અહિંસાને આશ્રય કરનાર ધર્મને અવશ્ય સાધે છે તે પુરૂષ ત્રણ દોષો (કામ ક્રોધ તથા લોભ) ને સર્વ પ્રાણિયો વિષે રાખી પોતે તેઓને નિયમમાં રાખી પછીથી સિદ્ધિ પામે છે. જે પોતાના સુખને ઈચ્છનાર ન હિંસા કરનારાં પ્રાણિયોને દંડવડે હણે છે તે મૂવા પછી સુખી થતો નથી. જે પુરૂષ પ્રાણિયો વિષે પોતાની સમાનતાવાળો (પોતાની તુલ્ય ગણનાર), દંડને તજનાર, અને ક્રોધને જીતનાર થાય

છે તે મરણ પામ્યા પછી સુખે વૃદ્ધિ પામે છે. જે સર્વ પ્રાણિયોના આત્મારૂપ થએલ, આત્માપણાથી સર્વ પ્રાણિયોને જોનાર, અને પદ (ગતિ) રહિત થયો છે તેના માર્ગમાં તેનાં પદને ઈચ્છનારા દેવો પણ મોહ પામે છે. જે પોતાને પ્રતિકૂલ (અણગમતું) હોય તે બીજાને કરવું નહિ, આ સંક્ષેપથી (ટુંકાણથી) ધર્મ છે અને કામનાથી (ઈચ્છા પ્રમાણે વર્તવાથી) બીજો (અધર્મ) થાય છે માટે પુરૂષે પોતાના ઉપમાપણાથી (પોતાની તુલ્યતાથી) નિષેધ, દાન, સુખ, દુઃખ, પ્રિય અને અપ્રિય માટે સારી રીતે જાણવું અથવા પોતાની ઉપમાથી નિષેધ કરવામાં, દાનમાં, સુખ દુઃખમાં ને પ્રિય અપ્રિયમાં પ્રમાણ[1] જાણવું. જે રીતે બીજો મનુષ્ય બીજાઓ વિષે ચાલે છે તે રીતે બીજાઓ બીજા વિષે (પ્રથમ કહેલા વિષે) ચાલે છે. તમારી ઉપમા (સમાનતા) પણ જીવ લોકમાં તેમજ હો, આ રીતે જેમ ધર્મ છે તેમ નિપુણતાથી કહ્યો છે. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે તે, ધર્મરાજા યુધિષ્ઠિરને કહી બુદ્ધિમાન્ દેવતાઓના ગુરૂ (બૃહસ્પતિ) અમારા જોતાં તેજ વખતે સ્વર્ગ પ્રત્યે ગયા.

इत्युक्त्कातंसुरगुरुर्धर्मराजंयुधिष्ठिरम् ॥
दिवमाचक्रमेधीमान्पश्यतामेवनस्तदा ॥ ११ ॥

इति श्रीम० अ० आ० दा० संसारचक्रसमाप्तौत्रयोदशाधिक-शततमोऽध्यायः ॥ ११३ ॥

---

**वैशंपायनउवाच** ॥ ततोयुधिष्ठिरोराजाशरतल्पेपितामहम् ॥
॥ पुनरेवमहातेजाःपप्रच्छवदताम्वरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—બૃહસ્પતિના જવા પછી ફરીને પણ મહા તેજસ્વી, વક્તાઓમાં ઉત્તમ, રાજા યુધિષ્ઠિર બાણની શય્યામાં રહેલા પિતામહ (ભીષ્મ)ને પૂછવા લાગ્યા—યુધિષ્ઠિરે પૂછ્યું—હે મહામતે, ઋષયો, દેવતાઓ અને બ્રાહ્મણો વેદની પ્રમાણતાના જોવાથી અહિંસારૂપ લક્ષણવાળા ધર્મને વખાણે છે, હે પાર્થિવ શ્રેષ્ઠ, કર્મ, વાણી અને મનવડે હિંસા કરનાર મનુષ્ય કેમ દુઃખથી મૂકાય? ભીષ્મ બોલ્યા—હે શત્રુઓને નાશ પમાડનાર,

---

૧ મર્યાદા.

વેદવાદિ અથવા પરબ્રહ્મવાદિ મનુષ્યોએ ચાર પ્રકારની[1] અહિંસા કહેલી છે, તે એક એકથી પણ જૂદી પડતી નથી. હે મહીપાળ, જેમ સર્વ પશુ ચાર પગવડે રહે છે પણ ત્રણ પગવડે રહેતા નથી, તેમજ આ (અહિંસા) ત્રણ કારણો (મન, વાણીને કર્મ)વડે કહેવાયછે. જે રીતે હાથિના પગલામાં પગે ચાલનારાઓનાં બીજાં પગલાંઓનો સમાવેશ થાય છે તે રીતે અહિંસામાં સર્વ ધર્મ સમાઈ જાય છે. જેવી રીતે હાથિનાં પગલાં પાસે બીજાં સર્વ પગલાંના સમૂહો ઢંકાઇ જાયછે તેવી રીતે હિંસામાં સર્વ ધર્મો ઢંકાઈ જાયછે. આ પ્રમાણે પૂર્વે લોકોમાં અહિંસા દર્શાવેલી છે. જીવ, કર્મ, મન, અને વાણીવડે લિપાય છે માટે પ્રથમતો મનવડે તજી પછી જે ત્રણ પ્રકારનાં માંસને ભક્ષણ કરતો નથી તે મુક્ત થાય છે. બ્રહ્મવાદિઓએ ત્રણ કારણ દેખાડેલાં સંભળાય છે તેથી મન, વાણી તથા સ્વાદમાં એઓમાં દોષો રહેલા છે. આ કારણથી તપવાળા વિદ્વજ્જનો માંસ ભક્ષણ કરતા નથી. હે રાજન્, અહિં માંસના ભક્ષણમાં દોષો છે તે મારાથી સાંભળો. જે મોહયુક્ત વિચક્ષણ માણસ માંસને પુત્રના માંસની સમાન જાણી ખાય છે તે પુરૂષ અધમ કહેલો છે. જેમ પિતા અને માતાના સમાગમથી પુત્રપણું થાય છે તેમ હિંસા કરવાથી ખૂબ પરવશ તથા પાપી થાય છે. જે પ્રમાણે પરસ્પર જીહ્વાઓના સ્પર્શથી રસનું જ્ઞાન પ્રાપ્ત થાય છે તે પ્રમાણે શાસ્ત્રોને વિષે જરૂર આસ્વાદ[2] કરવાથી પ્રીતિ થાય છે. જેમ સંસ્કાર પામેલ અને ન સંસ્કાર પામેલ, પક્વ, લવણરૂપ, અને લવણ રહિત ભાવો (પદાર્થો) થાય છે તેમ ચિત્ત તેઓમાં રોકાય છે. માંસને ભક્ષણ કરનારા નરો ભેરી મૃદંગના શબ્દો અને પુષ્કળ તંત્રીના શબ્દોને કેમ સેવિ શકશે? જેઓ રસની ઈચ્છાથી પરાભવ પામેલા, ફળને ઈચ્છનારા છે તેઓ ન ધારેલ, ન કહેલ અને ન સંકલ્પ કરેલ વસ્તુને વખાણે છે પણ માંસની પ્રશંસાજ દોષના કર્મનાં ફળવાળી છે. ઘણા સજ્જનો જીવિતને તજી પોતાના માંસોવડે બીજાનાં માંસોને બચાવિને સ્વર્ગ પ્રત્યે ગયા છે, આ રીતે હે મહારાજ, ચાર કારણોએ મળેલી, અને સર્વ ધર્મોથી યુક્ત એવી આ અહિંસા તમને કહી.

एवमेषामहाराजचतुर्भिःकारणैर्वृता ॥
अहिंसातवनिर्दिष्टासर्वधर्मानुसंहिता ॥ १९ ॥

---

1 મન, વાણી કર્મ ને ભક્ષણ. 2 સંપૂર્ણ સ્વાદ.

इति श्रीम० अ० आ० दा० मांसवर्जनकथनेचतुर्दशाधिकशततमो ऽध्यायः ॥ ११४ ॥

---

**युधिष्ठिरउवाच ॥ अहिंसापरमोधर्मइत्युक्तंबहुशस्त्वया ॥**

**॥ श्राद्धेषुचभवानाहपितॄनामिषकाङ्क्षिणः ॥१॥**

યુધિષ્ઠિર બોલ્યા—તમે ઘણીવાર અહિંસા ઉત્તમધર્મ છે એમ કહ્યું અને શ્રાદ્ધોમાં તમે પિતૃઓને માંસને ઈચ્છનારા કહોછો, વળી પ્રથમ તમે બહુ પ્રકારવાળાં માંસોવડે શ્રાદ્ધનો વિધિ કહ્યો પણ હણ્યા વગર માંસજ ક્યાંથી હોય ( ન હોય )? માટે આ વિરોધ આવે છે તેથી માંસના ત્યાગમાં ધર્મ વિષે અમને સંશય થયો છે, હે અનઘ, ભક્ષણ કરનારને શું દોષ ને ન ભક્ષણ કરનારને શું ગુણ થાય? હણીને ભક્ષણ કરનારને અથવા બીજાએ હરેલાંનું ભક્ષણ કરનારને શું થાય અને જે પરને માટે હણે અથવા ખરીદ કરી નર ભક્ષણ કરે તેને શું થાય? આ તત્વવડે આપે કહેવાતું ઈચ્છું છું અને નિશ્ચયથી આ સનાતન ધર્મને કરવા ઈચ્છું છું. વળી મનુષ્ય કેમ આયુષ્ય પામે છે? કેમ સત્વ (ધૈર્ય વા બળવાન્) થાય છે? કેમ અવ્યંગપણાને (સારાં અંગપણાને) પામે છે અને કેવી રીતે સારાં લક્ષણવાન્ થાય છે? ભીષ્મ બોલ્યા—હે કુરૂનંદન, હેરાજન્, માંસના ન ભક્ષણથી જે ધર્મ છે અને જેમ એનો ઉત્તમ વિધિ છે તે તત્વ પ્રમાણે મારાથી સાંભળો. રૂપ, અવ્યંગતા, આયુષ્ય, બુદ્ધિ, સત્વ બળ અને સ્મૃતિને પામવાની ઈચ્છાવાળા, મહાત્મા પુરૂષોએ હિંસા તજેલી છે. હે કુરૂનંદન યુધિષ્ઠિર, ઘણિવાર ઋષિયોના વિચારોનો વાદ થયો હતો, તેઓનું જે મત થયેલું છે તે સાંભળો. હે, યુધિષ્ઠિર, જે નિયમિત વ્રતવાળો મહિને મહિને અશ્વમેધવડે યજન કરે અને જે મધુમાંસને તજે એ, સમાન છે. હે રાજન્, સપ્તર્ષિયો, વાલખિલ્યો, તથા મરીચિ ઋષિયો અને બુદ્ધિમાનો માંસવગરના ભક્ષણને વખાણે છે. જે માંસને ખાતો નથી, હણતો નથી અને હણાવતો નથી તેને બ્રહ્માના પુત્ર મનુએ સર્વ પ્રાણિયોનો મિત્ર કહેલો છે. માંસને તજનાર, સર્વ પ્રાણિયોને પરાભવ ન પમાડાય તેવો, સર્વ જીવોમાં વિશ્વાસ યોગ્ય, અને નિત્ય સજ્જનોએ માનવાયોગ્ય થાય છે. જે પોતાના માંસને બીજાના માંસે કરી વધારવા ઈચ્છે છે તે જરૂર દુઃખ

પામે છે, આવું ધર્માત્મા નારદે કહ્યું છે. મદ્ય માંસને તજવાથી મનુષ્ય, દાન કરે છે, યજન કરે છે અને તપસ્વી પણ થાય છે, આ રીતે બૃહસ્પતિએ કહેલું છે. જે સો વર્ષ સુધી મહિને મહિને અશ્વમેધવડે યજન કરે છે અને જે માંસ ખાતો નથી મેં એ સમાન માનેલું છે. મદ્ય માંસને તજવાથી સદા યજન કરે છે, સદા દાન દે છે અને સદા તપસ્વી થાય છે. હે ભારત, જે નર માંસોને ભક્ષણ કરી પાછળથી પણ નિવૃત્ત થાય છે તે કર્મને સર્વ વેદો અને સર્વ યજ્ઞો કરી શકતા નથી પણ માંસના રસનું જ્ઞાન થયા પછી તજવું દુષ્કર (કઠિન) છે માટે જે વિદ્વાન્ આ, સર્વ પ્રાણિયોને અભય આપનારાં શ્રેષ્ઠ વ્રતને આચરવા સર્વ પ્રાણિયો વિષે અભય દક્ષિણા આપે છે તે લોકમાં પ્રાણનો દેનાર થાય છે, એમાં સંશય નથી. આ પ્રમાણે બુદ્ધિમાન્ લોકો ઉત્તમ ધર્મને વખાણે છે. જે રીતે પોતાના પ્રાણ પ્રિય છે તે રીતેજ પ્રાણિયોને પણ પ્રિય છે માટે બુદ્ધિમાન્ કુશળ મનવાળા માનવોએ પોતાના ઉપમાપણાથી (પોતાની સમાન) સર્વ માનવું. શું માંસવડે જીવનારા પાપિ પુરૂષોએ વારંવાર બળથી હણાતાં, જીવિત ઈચ્છનારાં, રોગ રહિત અને નિષ્પાપ પ્રાણિયોનેજ મૃત્યુથી ભય છે એકલું એ મનથી પણ સમૃદ્ધિને ઈચ્છનારા વિદ્વાનોને પણ તેથી ભય છે માટે હે મહારાજ, માંસના ત્યાગને ધર્મ, સ્વર્ગ અને સુખનું શ્રેષ્ઠ સ્થાન જાણો. જેથી ધર્મ પ્રવર્ત્તે છે તે અહિંસા ઉત્તમ ધર્મ છે, અહિંસા ઉત્તમ તપ છે અને અહિંસા ઉત્તમ સત્ય છે, માંસ, તૃણ, કાષ્ઠ, અથવા પાષાણથી થતું નથી પણ જીવને હણ્યા પછી માંસ થાય છે માટે તેના ભક્ષણમાં દોષ છે. દેવતાઓ સ્વાહા, સ્વધા અને અમૃતનું ભોજન કરનારા છે અને કુટિલતા અને અસત્ય પરાયણ એવા રાક્ષસોને માંસના ખાનારા માનો. હે રાજન્, માંસનું ભક્ષણ ન કરવાથી મનુષ્ય ઘાટાં, ઘોર મહાવનોમાં સંકટોમાં, રાત્રિમાં, દિવસમાં, સંધ્યાઓમાં, ચૌટાઓમાં, સભાઓમાં, મૃગ અને સર્પો હણનારાં ઉગામેલાં શસ્ત્રોની બાબતમાં બીજાઓથી ભય પામતો નથી. વળી સર્વ પ્રાણિયોને શરણ જવા યોગ્ય, સર્વ જીવોમાં વિશ્વાસ યોગ્ય અને લોકમાં ઉદ્વેગ ન કરનારો તે પણ સદા ઉદ્વેગ પામતો નથી. જો માંસ ખાનાર ન હોય તો હણનાર ન થાય પણ હણનારો નર ખાનાર માટે છે તેથી ખાનારજ તે (જીવ) ને હણાવે છે માટે એ (માંસ) ભક્ષણ કરવાલાયક નથી એમ થાય તો હિંસા મટે, આથી મૃગ વગેરેની હિંસા ખા-

નારાને અર્થે પ્રવર્ત્તે છે. વળી હે મહાવ્રુતે, હિંસા હિંસા કરનારાઓનાં આયુષ્યને ઓછું કરે છે માટે જે પોતાની આત્માદિ ઈચ્છતો હોય તેણે માંસ તજવું. જેમ વ્યાલમૃગો (માંસ ભક્ષિ પશુઓ) હોય તેમ પ્રાણિયોમાં ઉદ્વેગ પમાડવા ગોગ્ય ભયંકર, પ્રાણિયોની હિંસા કરનારાઓ રક્ષણ કરનારને પામતા નથી. મનુષ્યોને અધર્મમાં ઈચ્છાપણું થાય છે તે લોભથી વા બુદ્ધિના મોહથી અથવા બળ ને વીર્ય અર્થે કે પાપિયોના સંગથી બને છે. જે પોતાના માંસને બીજાના માંસે કરી વધારવા ઇચ્છે છે તે જ્યાં જ્યાં જન્મે છે ત્યાં ત્યાં ઉદ્વેગ પામેલ નિવાસવાન્ થઇ વસેછે. એકનિશ્ચયવાળા ઉત્તમ ઋષિઓ માંસનું ભક્ષણ ન કરવું તેને ધન્ય, યશને આપનાર, આયુષ્ય તથા સ્વર્ગને દેનાર, અને મોટું કલ્યાણનું સ્થાન કહે છે. હે કૌંતેય, માંસનાં ભક્ષણોમાં જે દોષો છે. તે મેં પૂર્વે માર્કંડેયના કહેતાં પણ સાંભળેલું છે. જે જીવિતને ઈચ્છનારા પ્રાણિઓનાં વા હણેલાઓનાં કે મરેલાઓનાં માંસ ખાય છે તે જેવો હણનાર છે તેવોજ છે. વેચનારો ધનવડે હણે છે, ખાનારો ઉપભોગથી હણનારછે, અને ઘાત કરનાર વધ અને બંધનવડે હણે છે, આ રીતે ત્રણ પ્રકારનો વધ છે. માંસને ન ખાનાર અને તેમાં ખુશી ન થનાર માનવ પણ ભાવના દોષથી લેપાય છે. તેમ જે હણનાર પ્રત્યે હર્ષ બતાવે છે તે પણ દોષથી મુક્ત થાય છે. અહિ દયાવાન્, પ્રાણિયોના માંસને ન ખાનાર, સર્વ પ્રાણિયોમાં પરાભવ ન પમાડી શકાય તેવો આયુષમાન્ અને સદા રોગ રહિત થાય છે. સર્વ, સુવર્ણદાન, ગોદાન, અને ભૂમિદાનોથી માંસ ન ખાવામાં વધારે ધર્મછે એમ અમારૂં સાંભળેલું છે. પ્રોક્ષણ ન કરેલું અને વિધિ રહિત, વૃથા માંસ ન ખાવું. વૃથા માંસ ખાનારો નરક પ્રત્યે જાય છે એમાં સંશય નથી. અહિં બ્રાહ્મણની ઈચ્છાથી પ્રોક્ષણ કરેલું અને અભ્યુક્ષણ કરેલું માંસ થોડા દોષવાળું જાણવું પણ વિપરીત હોય તો પાપવડે લેપાય છે. જે અધમ પુરૂષ ખાનાર માટે જીવોને હણે છે તે હણનાર અતિ મોટા દોષવાળો છે પણ તેમાં ખાનાર તેવો નથી. દેવ પૂજાને ને યજ્ઞ માટે વેદે કરેલા માર્ગોથી અજાણ, માંસને ઈચ્છનારો જે અધમ નર જીવોને હણે છે તે જરૂર નરકને ભોગવનાર થાય છે. જે માંસને ભક્ષણ કરીને જે પાછળથી પણ નિવૃત્ત થાય છે તેને પણ અતિ મોટો ધર્મ છે અને જે પાપથી નિવૃત્ત થાય છે તેને પણ અતિ મોટો ધર્મ થાય છે. માંસને લાવનાર, સંમતિ આપનાર, મારનાર,

દેનાર, લેનાર, સંસ્કાર કરનાર (સુધારનાર) અને ઉપભોગ કરનાર (ખાનાર) તે સર્વે ખાનારાજ છે. આ વિધિએ (બ્રહ્માએ) નિર્મેલું, જુનું, ઋષિઓએ સેવેલું અને વેદોમાં રહેલું (વર્ણવેલું), બીજું પ્રમાણુ કહું છું. હે રાજશાર્દૂલ, પ્રજાની ઈચ્છાવાળાઓએ પ્રવૃત્તિના લક્ષણવાળો ધર્મ કહેલો છે અને તે જે રીતે કહેલો છે તે મોક્ષને ઇચ્છનારાઓ માટે નથી. પિતૃઓની ક્રિયાઓમાં વેદમાં કહેલાં પ્રમાણે કરી મંત્રોવડે જે, સંસ્કાર કરેલ, પ્રોક્ષણ કરેલ અને અભ્યુક્ષણ કરેલ છે તે હવિ પવિત્ર છે, એથી બીજી રીતે વૃથા માંસ ભક્ષણ કરવા યોગ્ય નથી. વળી હે ભરત શ્રેષ્ઠ, સ્વર્ગને ન આપનાર, અપયશને કરનાર, અને રાક્ષસ જેવું છે, આ પ્રમાણે મનુએ કહેલું છે. હે રાજન્, નરે પ્રથમ વિધિહીન માંસ ખાવું નહિ, તેમ પ્રોક્ષણ ન કરેલું અને વિધિ રહિત, વૃથા માંસને ભક્ષવું નહિ, અહિં જે પુરૂષ અતિઆત્માને ઉપદ્રવ રહિત રાખવા ઇચ્છિતો હોય તેણે સર્વ પ્રાણિયોનાં માંસો તજવાં. સંભળાય છે કે પૂર્વ કલ્પમાં નરો માટે વ્રીહિમય (ચોખાનો) પશુ થતો, જે વડે પુણ્યલોકમાં, જવા તત્પર થએલા, યજન કરનારાઓ, યજન કરતા હતા. તેમ હે પ્રભો, પૂર્વે ઋષિઓએ ચેદિ દેશના પતિ વસુને જે તમે ન ભક્ષણ કરવા યોગ્ય માંસને ખાવા લાયક કહો છો તેથી સંશય થાય છે એમ પૂછ્યું હતું ત્યારે તે રાજા આકાશથી પૃથ્વી પ્રત્યે આવ્યો હતો (પડયો હતો) અને ફરીને એજ કહેવાથી પૃથ્વીતલ પ્રત્યે પેઠો હતો. પ્રજાનાં હિતને ઈચ્છનારા, મહાત્મા, અગસ્ત્યે સર્વ દેવતાઓ સારૂ, અરણ્યના મૃગોને તપવડે પ્રોક્ષણ કરેલા હતા, આ રીતે પિતૃ તથા દેવોને આશ્રય કરનારી ક્રિયાઓ, હીન (ઓછી) થતી નથી અને ન્યાયથી માંસવડે તૃપ્ત થએલા પિતૃ પ્રસન્ન થાય છે. હે નિષ્પાપ રાજેંદ્ર, આ મેં કહેવાતું સાંભળો. હે મનુજાધિપ, માંસને ન ખાવામાં સર્વ સુખ છે. જે પૂરાં સો વર્ષ સુધી અતિ દારૂણ તપનું દુઃખ સહે અને જે માંસને તજે, આ બે મારાં સમાન માનેલાં છે. હે નરાધિપ, વિશેષે કરી ચંદ્રિકાવાળા શુકલ પક્ષમાં મદ્ય માંસને તજવાં; કારણ કે એમાં ધર્મ કહેલો છે. જે ચાર વર્ષાકાળ માસ સૂધી માંસોને તજે છે તે, કીર્ત્તિ, આયુષ્ય, યશ અને બળ આ ચાર કલ્યાણોને પામે છે અથવા એક માસ સર્વ માંસોને ન ખાનારો છે તે, સર્વ દુઃખોને તજી રોગ રહિત થઈ સુખે જીવે છે. જેઓ માસ અથવા પક્ષ સૂધી માંસોને તજે છે તે

દિંસાથી નિવૃત્ત થયેલા નરોને બ્રહ્મલોક મળવો કહેલોછે. હે પાર્થ, સર્વ પ્રાણિઓના આત્મારૂપ થઇ રહેલા પરાવર[1] અર્થને જાણનારાના ભાગ, અંબરીષ, મહાત્મા ગય, આયુ, અનરણ્ય, દિલીપ, રઘુ, પૂરૂ, કાર્ત્તવીર્ય (સહસ્ત્રાર્જુન), અનિરૂદ્ધ, નહુષ, યયાતિ નૃગ, વિશ્વગશ્વ, શશબિંદુ, યુવનાશ્વ, શિબિ, ઔશીનર, મુચુકુંદ, માંધાતા, અને હરિશ્ચંદ્ર આ રાજાઓએ શુક્લ પક્ષમાં માંસને તજેલું છે. હે વિભો, સત્ય બોલો પણ અસત્ય બોલો માં. સત્ય છે તે સનાતન ધર્મ છે, સત્યવડે હરિશ્ચંદ્ર આકાશમાં ચંદ્રની પેઠે ફરે છે. હે રાજેંદ્ર, શ્યેનચિત્ર, સોમક, વૃક, રૈવત ( મન્વંતર ) માં રંતિદેવ, વસુ, સંજય, આ અને હે રાજેંદ્ર બીજાઓ કૃપ, ભરત, દુષ્યંત, કરૂષ, રામ અલર્ક, નર, વિરૂપાશ્વ, નિમિ, બુદ્ધિમાન્ જનક, ઐલ, પૃથુ, વિરસેન, ઈક્ષ્વાકુ, શંભુ, શ્વેત, સગર, અજ, ધુંધુ, સુબાહુ, હર્યશ્વ તથા હે રાજેંદ્ર, ક્ષુપ, અને ભરત, આ અને બીજાઓએ આગળ વર્ષના શુક્લ પક્ષમાં માંસ ખાધેલું ન હતું તેથી હે રાજેંદ્ર, તેઓ સ્વર્ગને પામ્યા હતા, વળી પ્રકાશ પામતા લક્ષ્મીયુક્ત ગંધર્વોએ સેવાતા અને હજાર સ્ત્રીયોથી યુક્ત, તેઓ બ્રહ્મલોકમાં રહ્યા છે, માટે જે આ અહિંસા ધર્મનાં લક્ષણવાળા ઉત્તમ ધર્મને આચરે છે તે મહાત્માઓ સ્વર્ગ ઉપર વસે છે, અહિં જે ધાર્મિક જનો નિત્ય મદ્યમાંસને તજેછે તથા જે જન્મથી માંડી મદ્યને તજે છે તેઓ સર્વ મુનિયો કહેલા છે. જે માંસ ભક્ષણ વગરના (અહિંસાના) આ ધર્મને આચરેછે અથવા સંભળાવેછે તે જો અતિ ખરાબ આચરણવાળો હોય તોય કદી પણ નરક પ્રત્યે જતો નથી. હે રાજન્, અથવા જે વારંવાર (નિત્ય) પવિત્ર અને ઋષિઓએ માનેલા અમાંસ ભક્ષણ (અહિંસા) ના વિધિને ભણે છે અથવા સાંભળે છે તે, સર્વ પાપોથી છૂટા થઈ સર્વ કામનાઓવડે માન્ય થાય છે તથા જ્ઞાતિયોમાં વિશેષપણાને પામે છે એમાં સંશય નથી. આપત્તિ પામેલા આપત્તિથી મુકાય છે, બંધન પામેલો બંધનથી છૂટે છે, આતુર (રોગી) રોગથી મુક્ત થાય છે અને દુઃખિત દુઃખથી છૂટે છે. વળી હે કુરૂશ્રેષ્ઠ નર, પક્ષિ વગેરેની જાતિને પામતો નથી, રૂપવાન્ અને સમૃદ્ધિમાન્ થાય છે તથા મોટા યશને પામે છે. હે રાજન્, માંસને તજવામાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિ વિષે આ ઋષિઓએ નિર્માણ કરેલો વિધિ તમને કહ્યો.

---

૧ પર આત્મા–વિશ્વાત્મા.

एतत्तेकथितंराजन्मांसस्यपरिवर्जने ॥
प्रवृत्तौचनिवृत्तौचविधानमृषिनिर्मितम् ॥८९॥

इति श्रीम० अ० आ० दा० मांसभक्षणनिषेधेपञ्चदशाधिकशततमोऽध्यायः ॥ ११९ ॥

**युधिष्ठिरउवाच** ॥ इमेवैमानवालोकेनृशंसामांसगृद्धिनः ॥
॥ विसृज्यविविधान्भक्ष्यान्महारक्षोगणाइव ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—જગતમાં મોટા રાક્ષસોના સમૂહો જેવા આ ક્રૂર મનુષ્યો જૂદા જૂદા પ્રકારના ખાવાના પદાર્થોને તજી માંસને ઈચ્છનારા છે, વળી જે રીતે માંસને ઈચ્છે છે તે રીતે જૂદા જૂદા આકારવાળા, પુડલા, જૂદા જૂદા પ્રકારનાં શાકો, ખાંડવ, (સુરબા) અને રસના યોગોને ઈચ્છતા નથી તેથી તે આજ વિષયમાં મારી બુદ્ધિ અતિ મોહ પામે છે. વળી રસથી કંઇ નથી અને માંસથી બીજુ કશું નથી એમ માનું છું તેથી હે પ્રભો, હે પુરૂષ શ્રેષ્ઠ, માંસના ન ખાવામાં ગુણોને તથા ખાવામાં જે દોષો હોય તેઓને સાંભળવા ઇચ્છું છું. હે ધર્મજ્ઞ, અહિં યથાયોગ્ય તત્વવડે સઘળું ધર્મથી શું ખાવા લાયક છે? અને શું ખાવા યોગ્ય નથી? એ સર્વ મને કહો. હે પિતામહ, જેમ જેવું એ હોય અને એને તજવામાં જે ગુણો હોય તથા ભક્ષણ કરનારાને જે દોષ થાય તે મને કહો. ભીષ્મ બોલ્યા—હે મહાબાહો ભારત, જેમ તમે કહો છો એમજ એ છે. પૃથ્વીમાં માંસરૂપ રસથી બીજું કશું અધિક નથી. ઘા વાગવાથી ક્ષીણ થયેલા અને તાપ પામેલાઓને, ગ્રામ્ય ધર્મ (મૈથુન)માં પ્રીતિવાળાઓને તથા માર્ગવડે કૃશ (દુર્બળ) થએલાઓને માંસથી–પર (બીજું અધિક) નથી. હે પરંતપ, તત્કાળ માંસ પ્રાણો (ઇંદ્રિયો)ને વધારે છે અને ઉત્તમ પુષ્ટિ કરે છે માટે માંસ કોઈ પણ અધિક ખાવાનો પદાર્થ નથી. હે કૌરવનંદન, માંસ તજવામાં ઘણા ગુણો મનુષ્યોને જે થાય છે તે મારા કહેવાથી સાંભળો. જે પોતાના માંસને બીજાના માંસે કરી વધારવા ઇચ્છે છે તેથી બીજો અતિ હલકો કોઈ નથી અને તે નર અતિ ક્રૂર છે. જગતમાં પ્રાણથી કશું પણ અતિ પ્રિય નથી માટે નરે જેમ પોતા વિષે તેમ બીજા વિષે દયા કરવી. હે તાત, શુક્ર (વીર્ય) થી માંસની ઉત્પત્તિ છે એમાં સંશય નથી

પણ ભક્ષણમાં મોટો દોષ છે અને નિવૃત્તિ (ન ખાવા)થી પુણ્ય કહેવાય છે માટે અહિં વેદમાં જોયેલા વિધિવડે તે ખાવાથી દોષ થતો નથી. વળી યજ્ઞો કાજે પશુઓ સ્રજેલા છે એમ શ્રુતિ પણ સંભળાય છે, આથી બીજી રીતે ચાલનારા છે તેઓને રાક્ષસોનો વિધિ કહેલો છે. હવે ક્ષત્રિયોનો (ક્ષત્રિ માટે) જે વિધિ જોયેલો છે તે પણ મારાથી સાંભળો હે રાજન્, યોગ્ય રીતે પરાક્રમથી મેળવેલા માંસને ખાનારો દોષ પામતો નથી. પૂર્વે અગસ્ત્યે જે કારણથી સર્વ દેવતાઓ માટે અરણ્યના મૃગો (પશુઓ)નું પ્રોક્ષણ કર્યું હતું તેથી અને આત્માને તજ્યા વિના મૃગયા થતી નથી તથા બરોબરપણાને પામી પ્રાણિને હણે છે અથવા તે હણે છે તેથી મૃગયા મનાય છે. હે ભારત, આ કારણથી રાજ ઋષિઓ મૃગયા પ્રત્યે જાય છે, પાપથી લિપાતા નથી અને એને પાપ માનતા નથી. હે કૌરવનંદન, સર્વ પ્રાણિયોમાં જે દયા છે એના જેવું બીજું અહિં અને પરલોકમાં કશું નથી. અહિં ક્યારેય પણ દયાવાન્‌ને ભય નથી, દયાવાન્ મનુષ્યોને આ લોકો તથા બીજા તપસ્વિયોના લોકો પણ મળે છે. ધર્મને જાણનારાઓ અહિંસા લક્ષણવાળો ધર્મ છે એમ માને છે માટે આત્મજ્ઞાનવાળા નરે જે અહિંસારૂપ કર્મ હોય તે કરવું. પિતૃ અને દેવોના યજ્ઞોમાં જે પ્રોક્ષણ કરેલું (મંત્ર ભણી જળથી શુદ્ધ કરેલું) છે તે હવિ[1] કહેવાય છે. જે દયામાં તત્પર થયેલો સર્વ પ્રાણિયોને અભય આપે છે તેને પ્રાણિયો પણ અભય આપે છે એમ અમે સાંભળીએ છીએ. વળી સર્વ પ્રાણિયો સમ તથા વિષમ બાબતોમાં ઘાયલ થયેલ, ઠોકર પામેલ, પડેલ, ખેંચેલ, અને હણેલા એ મનુષ્યને બચાવે છે. જે ભયમાં બીજાઓને છોડાવે છે તે ભય વખતોમાં મુક્ત થાય છે અને વ્યાલમૃગો એને હણતા નથી, પિશાચો હણતા નથી તથા રાક્ષસો હણતા નથી. પ્રાણના દાનથી ઉત્તમ દાન થયેલું નથી અને થનાર નથી, અહિં આત્માથી કશું અતિ પ્રિય નથી એવો નિશ્ચય છે. હે ભારત, સર્વ પ્રાણિઓને મરણ અપ્રિય છે, જરૂર મૃત્યુના વખતમાં પ્રાણિયોને ઝટ કંપ ઉત્પન્ન થાય છે, નિરંતર સંસારરૂપી સમુદ્રમાં જંતુઓ ગર્ભ જન્મ અને જરા (વૃદ્ધતા) નાં દુઃખોવડે ફર્યા કરે છે તથા મરણથી ઉદ્વેગ પામે છે. ગર્ભવાસોમાં અતિ દારૂણ, મૂત્ર, પરશેવા, અને વિષ્ટાના કઠણ, ખારા,

---

૧ મતલબ કે તે હિંસારૂપ નથી.

ખાટા અને તીખા રસોવડે બળે છે. વળી જન્મેલા, પરવશ, તેમાં વારંવાર છેદ પામતા, યાચના કરતા, પરાધીન અને માંસને ઈચ્છનારા દેખાય છે. તેમજ કુંભીપાક નરકમાં તે તે યોનિને પામેલા પીડાય છે. વળી દબાવીને મરણ પમાડાતા વારંવાર ભમ્યા કરે છે. પૃથ્વી પ્રત્યે આવી આત્માથી (પો-તાથી કે જીવથી) અતિ પ્રિય નથી માટે સર્વ પ્રાણિયોમાં દયાવાન્ અને આત્મ (પોતાના) જ્ઞાનવાળું થવું. હે રાજન્, જે જ્યાં સુધી જીવિત રહે ત્યાં સુધી સર્વ માંસોને ખાતો નથી તે સ્વર્ગમાં મોટાં સ્થાનને પામે છે, એમાં સંશય નથી. જેઓ જે જીવિતને ઈચ્છનારો પ્રાણિયોનાં માંસો ખાય છે તે પ્રાણિયો પણ તેઓને ભક્ષણ કરે છે, એ રીતે મને સંશય નથી. હે ભારત, જીવ કહે છે કે જેથી મને ખાય છે તેથી હું પણ તેને ખા-ઈશ આ તમે માંસનું માંસપણું સમજો.[૧] હે રાજન્, હણનારો નિત્ય વધ પામે છે તેમ ભક્ષણ કરનારો પણ હણાય છે અને બોલાવનારો ક્રોધ પામે છે તથા દ્વેષ કરવાયોગ્યપણાને પામે છે. જે. જે જે શરીરે જે જે કર્મ કરે છે તે, તે તે શરીરે તે તે ફળને પામે છે માટે અહિંસા પરમ ધર્મ છે, અહિંસા પરમ દમ છે, અહિંસા ઉત્તમ દાન છે, અહિંસા ઉત્ત-મ તપ છે, અહિંસા ઉત્તમ યજ્ઞ છે, અહિંસા ઉત્તમ ફળ છે, અહિંસા ઉત્તમ મિત્ર છે અને અહિંસા ઉત્તમ સુખ છે. સર્વે યજ્ઞોમાં કરેલું દાન અથવા સર્વ તીર્થોમાં કરેલું સ્નાન અથવા સર્વ દાનોનું ફળ એ પણ અ-હિંસાની તુલ્ય નથી. ન હિંસા કરનારને ક્ષય રહિત તપ થાય છે, ન હિં-સા કરનાર સદા યજન કરે છે તથા સર્વ પ્રાણિયોની જેમ માતા તથા પિતા હોય તેમ અહિંસા પાળનાર છે. હે કુરૂપુંગવ, અહિંસાનું આ ફળ છે, એમ ફરીને હજારો વર્ષોએ પણ ગુણો કહી શકાય એમ પણ નથી.

एतत्फलमहिंसायाभूयश्चकुरुपुङ्गव ॥
नहिशक्यागुणावक्तुमपिवर्षशतैरपि ॥ ४२ ॥

इति श्रीम० अ० आ० दा० अहिंसाफलकथनेषोडशाधिकशत-तमोऽध्यायः ॥ ११६ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ अकामाश्चसकामाश्चयेहताःस्ममहामृधे॥
॥ कांगतिंप्रतिपन्नास्तेतन्मेब्रूहिपितामह ॥१॥

---

૧ માંસ શબ્દજ મને ભક્ષ કરે તેને હું ખાઉં એવા અર્થને સૂચવનાર છે.

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, કામનારહિત, અને કામનાસહિત જેઓ મહા યુદ્ધમાં મરેલા છે તેઓ કયી ગતિને પામેલા છે તે મને કહો. હે મહા પ્રાજ્ઞ, મહા યુદ્ધમાં પુરૂષોને પ્રાણનો ત્યાગ દુઃખરૂપ છે અને તમે સમૃદ્ધિમાં, અથવા અસમૃદ્ધિમાં, શુભમાં અથવા અશુભમાં પ્રાણના ત્યાગને દુઃખે કરી શકાય તેવો જાણો છો માટે તેમાં કારણ, મને કહો; કેમકે મેં તમને સર્વ જાણનાર માનેલા છે. ભીષ્મ બોલ્યા—હે પૃથ્વીપતે, આ સંસારમાં ભેગાં થએલાં પ્રાણિયો સમૃદ્ધિ અથવા અસમૃદ્ધિ હોય, સારૂં હોય અથવા નઠારૂં હોય તોપણ જે ભાવે કરી પ્રીતિવાળા છે તેમાં મારાથી કારણ સાંભળો. હે યુધિષ્ઠિર, તમે ઠીક શરીરને અનુસરી પ્રશ્ન પૂછ્યો. હે નૃપ યુધિષ્ઠિર, અહિં પ્રથમ થયેલાં આ આખ્યાનરૂપ દ્વૈપાયન (વ્યાસ) અને કીડાનો સંવાદ કહું છું. પૂર્વે બ્રહ્મરૂપ થયેલા, બ્રાહ્મણ કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ) ફરતા હતા ત્યારે સર્વ પ્રાણિયોની ગતિને જાણનારા, શરીરવાળાઓની ભાષાને જાણનારા, તે સર્વજ્ઞ મુનિએ શીઘ્ર ગાડાના રસ્તામા દોડતા કીડાને જોયો અને જોઈને કીડાને વચન કહ્યું. વ્યાસ પૂછવા લાગ્યા—હે કીટ, તું ખૂબ ત્રાસ પામેલા રૂપવાળો છે અને ત્વરાવાન્ જણાય છે માટે કયાં દોડે છે તથા કયાંથી તને ભય આવેલો છે તે કહે. કીડો બોલ્યો—હે મહા બુદ્ધે, આ મોટા ગાડાનો ગોંધાટ સાંભળી મને ભય આવ્યું; કેમકે આ દારૂણ શબ્દ સંભળાય છે માટે મને ન હણે એટલા સારૂ આથી દૂર જાઉં છું. હે પ્રભો, રાશ મારી ચલાવાતા, અતિ મોટા ભારને ધારણ કરનારા, શ્વાસ લેતા બળદોનો સમીપમાં આ શબ્દ સાંભળું છું, તેમ વહન કરાવનારા (ગાડાંવાળા) નરોનો જૂદા જૂદા પ્રકારનો શબ્દ સંભળાય છે, એ શબ્દ અમારા સરખા કીડાની જાતિવાળાએ સાંભળી શકાય એમ નથી માટે આ હું આ અતિ ભયંકર ભયથી દૂર જાઉં છું. વળી પ્રાણીઓને મૃત્યુ દુઃખરૂપ છે અને જીવવું અતિ દુર્લભ છે એ કારણથી ભય પામેલો હું સુખથી અસુખ ન પામું એટલા સારૂ ભાગું છું. ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેલાથી તે વ્યાસ તેને કહેવા લાગ્યા—હે કીટ, તને સુખ કયાંથી? તું તિર્યગ્યોનિ (પક્ષિ વગેરેની જાત) માં તો છે માટે હું તારૂં મરણ સુખરૂપ માનું છું. હે કીડા, તું શબ્દ, સ્પર્શ, રસ, ગંધ અને બહુ પ્રકારના ઘણા ભોગોને (સુખો અથવા ખાવાના પદાર્થો)ને જાણતો નથી તેથી તારૂ

મરણુજ શ્રેયરૂપ છે. કીડો બોલ્યો—હે મહાપ્રાજ્ઞ, જીવ સર્વ ઠેકાણે પ્રીતિવાળો છે, એથી અહિં પણ હું મારૂં સુખ વિચારૂં છું અને તેથી જીવવા ચાહું છું, અહિં પણ દેહને અનુસરી પ્રવર્ત્તલ (થયેલ) સર્વ વિષય છે, મનુષ્યના અને સ્થાવરોના વિશેષપણાથી જૂદા ભોગો (ભોગવવાના) છે. હે પ્રભો, હું આગળ બહુ ધનવાન્, બ્રહ્મની આસ્થા રહિત, ક્રૂર, કદરચ, વૃદ્ધિ (વ્યાજ) વડે જીવનાર, તીક્ષ્ણવાણીવાળો, શઠબુદ્ધિવાળો, સર્વ જગતનો દ્વેષી, અને બ્રહ્માએ અથવા ભાગ્યે મિથ્યા (નિષ્ફળ) કરેલો પણ પારકાનાં ધનને હરવામાં પ્રીતિવાળો શૂદ્ર મનુષ્ય હતો, ત્યારે મત્સરપણાથી ક્રૂર, સ્વાદની ઈચ્છાવાળો, અને ખાવાને ચાહાતો એવો હું તેણે ઘરમાં પણ નોકર તથા અતિથિજનને તજી ભોજન કર્યું. વળી ધનની ઈચ્છાથી મેં દેવોને અર્થે તથા યજ્ઞોને અર્થે શ્રદ્ધાથી આણેલું અન્ન અને પ્રથમ જે જરૂર અન્ન દેવું જોઈએ તે આપ્યું નહિ, તેમ છાના સ્થાનનો આશ્રય કરી મેં ભયમાં શરણુ આવેલા, અને અભયને ઈચ્છનારા જે હતા તેઓને પાળ્યા નહિ, પણ અકસ્માત્ (એકદમ) તજ્યા હતા. વળી હું મનુષ્યોના ધન, ધાન્ય, પ્રિય સ્ત્રીઓ, વાહન, અદ્દ્ભુત વસ્ત્ર અને લક્ષ્મીને જોઈ નિરર્થક (વૃથા) ગુણોમાં દોષો ઠરાવતો હતો, તેમ બીજાનું સુખ જોઈ અદેખાઈ કરનાર, બીજાના સામર્થ્યને ન ઈચ્છનાર, પોતાની કામનાઓને અનુસરનાર અને પારકાઓના ધર્મ, અર્થ તથા કામને હણનાર હતો. આ રીતે મેં અતિ ઘણા ક્રૂર ગુણોવાળું કર્મ કરેલું છે તેને સંભારી હું જેમ પ્રિય પુત્રને તજી દુઃખ પામું તેમ પશ્ચાત્તાપ પામું છું. જો કે શુભ કરેલાં કર્મોના ફળને જાણતો નથી પણ હે બ્રહ્મન્, મેં વૃદ્ધમાતાને પૂજેલી છે, બ્રાહ્મણને અર્ચેલા છે અને એકવાર સંગતિથી ઘેર આવેલા જાતિના ગુણોથી યુક્ત, અતિથિને પૂજેલા છે તેથી મને સ્મૃતિએ નથી તજ્યો.[1] હે તપોધન, ફરીપણ હું કર્મવડે સુખ આવનારૂં જાણું છું તે સુખ હું તમારાથી સાંભળવા ઈચ્છું છું.

कर्मणापुनरेवाहंसुखमागामिलक्षये ॥

तच्छ्रोतुमहमिच्छामित्वत्तःश्रेयस्तपोधन ॥२९॥

इति श्रीम० अ० आ० दा० कीटोपाख्यानेसप्तदशाधिकशततमो ऽध्यायः ॥ ११७ ॥

---

૧ પૂર્વ જન્મની યાદી છે.

**व्यासउवाच ॥ शुभेनकर्मणायद्वैतिर्यग्योनौनमुह्यसे ॥**
**॥ ममैवकीटतत्कर्मयेनत्वंनप्रमुह्यसे ॥१॥**

વ્યાસ બોલ્યા—હે કીટ, જે શુભ કર્મવડે તું અજ્ઞ જીવની યોનિમાં મોહ નથી પામતો અને તે વિના પણ જેણેકરી અતિ મોહ નથી પામતો તે મારૂંજ કર્મ છે, હું તને દર્શનથીજ તપના બળવડે તારિશ; કારણ કે તપના બળથી અધિક બળવાળું બીજું નથી. હે કીટ, હું તમને પોતાનાં કરેલાં પાપોવડે કીડાપણાને પામેલો માનુંછું. જો હજી ધર્મને માનિશ તો ફરી ધર્મને પામિશ. જે, તિર્યગ્યોનિને પામેલા છે તેઓ અને જે દેવો છે તે પણ કર્મ ભૂમિમાં કરેલાંને ભોગવે છે. અજાણ મનુષ્યોમાં ધર્મ પણ કામ માટે છે તથા ગુણો પણ કામના અર્થે છે.[1] જે વાણી, બુદ્ધિ, હાથ અને પગરહિત, જીવતો, વિદ્વાન્ છે અથવા જે મૂર્ખ છે તેને શું તજશે?[2] માટે હે કીટ, જ્યાં જીવતો ઉત્તમ બ્રાહ્મણ–ચંદ્ર તથા સૂર્યની પૂજા કરે છે અને પુણ્યકારિ કથા કહે છે ત્યાં તું જઈશ. વળી જ્યાં તું પ્રાપ્ત થઈશ ત્યાં ગુણરૂપ થયેલાં પ્રાણિયોને ભોગવિશ અને હું તને ત્યાં બ્રહ્મજ્ઞાન આપિશ. આ સાંભળી કીડો 'ઠીક' એમ પ્રતિજ્ઞા કરી માર્ગમાં ઉભો રહ્યો, ત્યારે એની મેળે અતિ મોટું ચાલતું ગાડું આવ્યું અને ચક્રના (પૈડાના) ફરવાથી ભેદાઈ ગએલા કીડાએ પ્રાણ તજ્યા તે ઘણાં તેજવાળા વ્યાસની પ્રસન્નતાથી ક્ષત્રિયના કુળમાં ઉત્પન્ન થયો, ત્યારે શેઢાઈ, ઘો, વરાહ, મૃગ, પક્ષિ, ચંડાલ, શૂદ્ર, વૈશ્ય અને ક્ષત્રિયોની જાતિમાં તથા સર્વ બીજી જાતિયોમાં મનવડે તે ઋષિને જોવા ગયો. ત્યાં સત્યવાદિ ઋષિએ (વ્યાસે) તે કીડાને સામી યાદી (પૂર્વની યાદી) કરીને બોલાવ્યો. એ પછી કીડાએ મસ્તકવિષે બે હાથ જોડી તેના ચરણ ગ્રહણ કર્યા. કીડો બોલ્યો—જે હું કીડાપણાને પામી રાજપુત્રપણાને પામ્યો છું એ, દશ ગુણોવડે ઈચ્છેલું જેની તુલના ન થાય એવું સ્થાન છે. અતિ બળવાન, સુવર્ણની માળાઓવાળા હાથિ, રથોમાં જોડેલા કાંબોજ દેશના ઉત્તમ ઘોડાઓ મને ધારણ કરે છે. વળી ઉંટ અને ખચ્ચરોએ જોડેલાં વાહનો મને ધારણ કરે છે. બાંધવો સહિત અને અમાત્યો (કારભારીઓ) સાથે

---

૧ અર્થાત્ નિષ્કામ નથી. ૨ સાર એ કે કશું નહિ, સર્વ પુરૂષાર્થોએ તેને તજેલો છે.

હું માંસ યુક્ત ઓદન ખાઉં છું. હે મહાભાગ, અતિ માન પામેલો હું ઘરોમાં, પોતાના નિવાસોમાં સુખકારિ અને ઉત્તમ મૂલ્યવાળાં શયનોમાં સુવું છું. જે રીતે પ્રિયબોલનારા દેવો ઇંદ્રિને વખાણે તે રીતે સઘળી પાછલી રાત્રિ વિષે સૂત, માગધ અને બંદિ લોકો (ભાટ વગેરે) મારી સ્તુતિ કરે છે. જે હું કીડાપણાને પામી રાજપુત્રપણાને પામ્યો તે ઘણાં તેજવાળા તથા સત્ય પ્રતિજ્ઞાવાળા આપ છો તેની પ્રસન્નતાથીજ, માટે હે મહાપ્રાજ્ઞ, તમને સદા નમન હો, હું શું કરૂં ? એ, મને આજ્ઞા કરો. મેં આ, તમારા તપના બળે બતાવેલું મેળવેલું છે. વ્યાસ બોલ્યા—હે રાજન્, આજ પોતાની મેળે તમે વાણીવડે મારૂં અર્ચન કર્યું છે, આજે તમને કીડાપણાને પામી નિંદિત, સ્મૃત થઇ પૂર્વે ધન જેને મુખ્ય છે એવા, ક્રૂર, આતતાયી (વધયોગ્ય પાપી) અને શૂદ્ર થએલા તમે જે ભેગું કરેલું છે તે પાપનો જ નાશ નથી. વળી તમે જે મારાં અર્ચનથી સારૂં (પુણ્ય) કર્યું હતું તેથી તિર્યગ્યોનિમાં થએલા તમોને મારૂં દર્શન મળ્યું, હવે તમે આ, રાજપુત્રપણાથી રાજપુત્રનાં સુખને તથા પ્રાપ્ત થએલી દક્ષિણાવાળા યજ્ઞોને પામી ગાય અને બ્રાહ્મણ માટે રણના સ્થાનમાં પ્રાણ તથા આત્માને હોમી બ્રાહ્મણપણાને પામશો. પછી બ્રહ્મરૂપ થએલા, નાશ રહિત અને સુખી એવા તમે સ્વર્ગમાં માણશો. જીવ, પશુ પક્ષિ વગેરેની જાતિથી શૂદ્રપણાને પામે છે. આચરણથી વખાણવાયોગ્ય શૂદ્ર વૈશ્યપણાને, વૈશ્ય ક્ષત્રિયપણાને પામે છે અને ક્ષત્રિય બ્રાહ્મણપણાને પામે છે તથા સારી વર્તણુકવાળો બ્રાહ્મણ પુણ્યરૂપ સ્વર્ગને પામે છે.

तिर्यग्योन्याःशूद्रतामभ्युपैतिशूद्रोवैश्यंक्षत्रियत्वंचवैश्यः ॥
वृत्तश्लाघीक्षत्रियोब्राह्मणत्वंस्वर्गपुण्यंब्राह्मणःसाधुवृत्तः ॥ २४ ॥

इति श्रीम० अ० आ० दा० की० अष्टादशाधिकशततमोऽध्यायः ॥ ११८ ॥

---

भीष्मउवाच ॥ क्षत्रधर्ममनुप्राप्तःस्मरन्नेवचवीर्यवान् ॥
॥ त्यक्त्वासकीटतांराजंश्चचारविपुलंतपः ॥१॥

ભીષ્મ બોલ્યા—હે રાજન્, કીડાપણાને તજી ક્ષત્રિયના ધર્મને પા-

એલો, સ્મૃતિમાન્ અને વિર્યવાન્ તે મોટું તપ કરવા લાગ્યો. તે વખતે ધર્મ તથા અર્થને જાણનારા તે માણસનું મોટું તપ જોઈ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ) તેની પાસે આવ્યા. વ્યાસ બોલ્યા—હે કીટ, પ્રાણિયોનું પાલન કરવું એ ક્ષત્રિઓનું દેવના જેવું આચરણ છે માટે ક્ષત્રિયનાં દેવ સરખાં આચરણને યાદ રાખવાથી તમે વિપ્રપણાને પામશો. શુભ તથા અશુભને જાણનારા આત્મજ્ઞાનવાળા તમે સર્વ પ્રજાને સારી રીતે પાળો; તેમ શુભ અને પવિત્ર કરનારાં કાર્યોવડે અશુભ (નઠારાં) કાર્યોને નાશ પમાડનારા, આત્માને જાણનાર, સારી પ્રીતિવાળા તમે પોતાના ધર્મમાં પ્રીતિમાન્ થાઓ તેથી ક્ષત્રિયના દેહને તજી બ્રાહ્મણપણાને પામશો ભીષ્મ બોલ્યા—હે પાર્થિવ શ્રેષ્ઠ યુધિષ્ઠિર, તે કિટ પણ મહર્ષિ (વ્યાસ) નું વચન સાંભળીને ધર્મથી પ્રજાને પાળી ફરી અરણ્ય (વન) મા આવી થોડા વખતમાં મરણ પામી પ્રજાને પાળવાના ધર્મે કરી બ્રાહ્મણપણાને પામ્યો, ત્યારે પણ તે બ્રાહ્મણને જોયા પછી ફરીને મોટા યશવાળા અને મોટી બુદ્ધિવાળા, કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ) તેની પાસે આવ્યા. વ્યાસ બોલ્યા—હે શ્રીમન્ હે બ્રહ્મ શ્રેષ્ઠ, કોઈ રીતે પણ વ્યથા પામ માં. હે ધર્મને જાણનાર, સારૂં કરનારો સારી જાતિઓમાં અને પાપ કરનારો જેમ પાપના ફળને પમાય તેમ પાપવાળી જાતિમાં ઉત્પન્ન થાય છે માટે હે કીટ, મૃત્યુના ભયથી કોઈ પણ રીતે વ્યથા પામો નહિ તમને ધર્મના લોપનું ભય થવું જોઈએ તેથી ઉત્તમ ધર્મ આચરો. કીટ બોલ્યો—હે ભગવન્, તમારી ક્રિયાથી હું સુખથી અતિ સુખ પામ્યો છું, અહિં ધર્મરૂપ જેનું મૂળ છે એવી લક્ષ્મીને પામી આજ મારૂં પાપ નાશ પામ્યું. ભીષ્મ બોલ્યા—હે રાજન્, ભગવાન્ (વ્યાસ) નાં વચનથી કીડો દુર્લભ એવા બ્રાહ્મણપણાને પામી પૃથ્વીને યજ્ઞના સો યૂપ (સ્તંભ) નાં ચિન્હવાળી કરવા લાગ્યો, તેથી બ્રહ્મને અધિક જાણનારો તે બ્રહ્મની સમાન લોકપણાને પામ્યો. હે પાર્થ, તે વખતે કીટ વ્યાસનાં વચનથી પોતાનાં કર્મવડે પ્રાપ્ત થએલાં, સનાતન, અક્ષરૂપપદને પામ્યો. હે પુત્ર, જેથી સામર્થ્યવડે તેં મોટા ક્ષત્રિયોને હણ્યા છે તેથી તેઓ પણ પુણ્યકારિ ગતિને પામ્યા છે માટે શોક કરો માં.

तेपियस्मात्प्रभावेणहताःक्षत्रियपुङ्गवाः ॥

सम्प्राप्तास्तेगतिंपुण्यांतस्मान्माशोचपुत्रक ॥१८॥

इति श्रीम० अ० आ० दा० की० एकोनविंशत्यधिकशततमो ऽध्यायः ॥ ११९ ॥

युधिष्ठिरउवाच ॥ विद्यातपोभ्यांदानाच्चाकिमेतेषांविशिष्यते ॥
॥ पृच्छामित्वांसतांश्रेष्ठतन्मेब्रूहिपितामह ॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, વિદ્યા, તપ અને દાન એઓના મધ્યમાં શું ઉત્તમ છે? હે સજ્જનોમાં શ્રેષ્ઠ તમને હું તે પૂછુંછું માટે મને કહો. ભીમ બોલ્યા—આ વિષયમાં પણ મૈત્રેય અને કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ) ના સંવાદરૂપ આ જુનો ઈતિહાસ કહેવાય છે હે રાજન્, ન જણાય તેવાં ચરિત્રને કરનારા વ્યાસ કાશીમાં ઇચ્છા પ્રમાણે વર્તનારી મુનિમંડલીમાં ન જણાય તેમ આચરણ કરનારા મૈત્રેય પાસે ગયા, ત્યારે તે મૈત્રેએ તેને સમીપ આવેલા બેઠેલા જાણી અર્ચન કરી ઉત્તમ ભોજન જમાડ્યા. તે ઉત્તમ ગુણવાળું, અને સર્વ ઇચ્છાને પૂરનારૂં અન્ન જમી બેઠેલા, પ્રસન્ન થએલા, મોટાં મનવાળા કૃષ્ણ (વ્યાસ) વિસ્મય પામ્યા. તે કૃષ્ણ (વ્યાસ) ને આશ્ચર્ય પામેલા જોઈ મૈત્રેય બોલ્યા—હે ધર્માત્મન્, તમે વિસ્મય પામ્યા તેનું કારણ કહો? શાથી તપસ્વિ, અને ધૃતિ (ધીરતા) વાળા, આપને હર્ષ થયો? હે વિદ્વન્, હું તમને વંદન કરી પ્રણામ કરી આ લોકમાં જીવ અને પરમાત્માથી જૂદું આચરણ કરનારા (જીવન્મુક્ત) અને મહા ભાગ્યવાળા તમે છો તેને આ આત્માના (પોતાના) તપનું ભાગ્ય પૂછું છું.[1] વળી હું બીજાઓ કરતાં વંશથી ઉત્તમ એવા પણ મારા આત્માને તમારાથી થોડા અંતરવાળો માનુંછું.[2] વ્યાસ બોલ્યા—અધિક અંતર અને તેજ અર્થને કહેવાથી આ વિસ્મય થયોછે શું! વેદનું વચન ખોટું શા માટે! વેદ ખોટું કહે? (ન કહે). પુરૂષનાં ઉત્તમ વ્રતરૂપ ત્રણ વચન અથવા સ્થાન કહ્યાંછે. એક દ્રોહ ન કરવો. બીજું દાન કરવું, ત્રિજું ઉત્તમ સત્ય બોલવું, આ રીતે વેદનું જે વચનછે તે આગળ ઋષિયોએ કરેલુંછે અને હાલ પ્રથમ પાળેલું આપણે કરવા યોગ્ય છે; કારણ કે થોડું પણ તેવું દાન, મોટાં

૧ સાર કે-શું મારૂં ભાગ્ય જોઈ વિસ્મય પામ્યા છો? એ પૂછુંછું.

૨ સાર એ કે-તમોને વિસ્મય થવાથી અનુમાન કરૂં છું કે તમારા ને મારામાં થોડો અંતર છે.

ફળવાળું થાય છે. હે પ્રભો, તૃષાવાળા તમોએ અસૂયા વગરનાં હૃદયવડે તૃષા (તર્ષ) વાળો હું છું તેને દર્શન આપ્યું, આ (દર્શન) મને તૃષિત માણસને આપવાથી તમે મહા યજ્ઞોવડે જીતો તેમ મોટા લોકોને જીત્યા છે તેથી અને દાનવડે પવિત્ર એવાં તપેકરી પ્રસન્ન થયો છું. હું કર્મના વિધિથી થયેલું તમારાં પુણ્યનુંજ બળ, પુણ્યનુંજ દર્શન અને પુણ્યનોજ ગંધ માનું છું. હે દ્વિજ, હે તાત, દાનજ સર્વ પવિત્રોથી ઉત્તમ, શુભ, અને તીર્થસ્નાન, તથા વેદવ્રતની સમાપ્તિથી અધિક છે. જો સર્વ પવિત્રોથી દાનજ ઉત્તમ ન હોય તો અહિં તમે વેદમાં કહેલાં જે આ, ઉત્તમ વ્રતોને વખાણો છો તેઓમાં દાન અતિ શ્રેષ્ઠ ન થાય એમાં સંશય નથી. દાનને કરનારાઓએ જે માર્ગ કરેલો છે અને જે માર્ગે બુદ્ધિમાન્ માનવો ચાલે છે, તેઓજ પ્રાણના દાતા છે અને તેઓથીજ ધર્મ રહ્યો છે. જેમ વેદ સારી રીતે ભણ્યા હોય, જેમ ઈંદ્રિયોને નિયમમાં રખાય અને જેમ સર્વનો ત્યાગ થાય તેમ અહિં ઉત્તમ દાન છે. હે મહા બુદ્ધિમાન્ તાત, તમે સારૂ સુખ પામશો. જે બુદ્ધિમાન્ નર છે તે સુખથી અધિક સુખને પામે છે, તે આ સંશય રહિત અમને પ્રત્યક્ષ જણાય છે. હે મહા પ્રાજ્ઞ, શ્રીમાન્ લોકો ધનોને, દાનને, યજ્ઞને તથા સુખને પામે છે અને સુખથીજ પરમ દુઃખને પામે છે. તેમ દુઃખથી બીજા સુખને પામે છે, કારણ કે સ્વભાવથીજ આ નિયમ દેખાય છે. આ લોકમાં વિદ્વજ્જનો નરનાં, પુણ્ય બીજું, પાપ બીજું અને નહિ પુણ્ય તથા પાપ આ રીતે ત્રણ પ્રકારનાં આચરણ કહે છે. જે પોતાના કર્મથી નિવૃત્ત થયેલો (બ્રહ્મનિષ્ઠ) છે તેને પાપરૂપ આચરણ અને પુણ્યરૂપ આચરણ તથા પુણ્ય પાપ બે નથી એમ માને છે. જેઓ યજ્ઞ, દાન અને તપના આચરણવાળા છે તે પુણ્ય કરનારા નરો છે અને જે જનો પ્રાણિયોનો દ્રોહ (ભુંડું) કરે છે તેઓ પાપ કરનારા છે. જેથી દ્રવ્યો લે છે, દુઃખ પામે છે અને પડે છે તેથી જે કંઈ બીજું કર્મ છે તે નથી પુણ્ય અને નથી પાપ (આ રીતે કર્મના ભેદ જણાવી હવે તેને પુણ્યના અધિકારિ ગણી કહે છે) તમે રમણ કરો, વૃદ્ધિ પામો, હર્ષ પામો, દાન કરો અને યજન કરો, તમને નહિ વૈદ્યો તથા નહિ તપસ્વીયો પરાભવ કરિ શકે.

---

रमस्वैधस्वमोदस्वदेहिचैवयजस्वच ॥
नत्वामभिमविष्यन्तिवैद्यानचतपस्विनः ॥ २७ ॥
इति श्रीम० अ० आ० दा० मैत्रेयभिक्षायांविंशत्याधिकशततमो ऽध्यायः ॥ १२० ॥

---

**भीष्मउवाच** ॥ एवमुक्तःप्रत्युवाचमैत्रेयःकर्मपूजकः ॥
॥ अत्यन्तश्रीमतिकुलेजातःप्राज्ञोबहुश्रुतः ॥१॥

ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેલા, કર્મને માનનારા, અત્યંત લક્ષ્મીવાળા કુળમાં જન્મેલા, પંડિત, અને બહુશ્રુત, મૈત્રેય પ્રત્યુત્તર આપવા લાગ્યા. મૈત્રેય બોલ્યા—હે વિભો, હે મહાપ્રાજ્ઞ, નિઃસંશય તમે જેમ કહો છો તેમજ તે છે, પણ તમે અનુજ્ઞા આપો તો હું કંઈક બોલું. વ્યાસ બોલ્યા—હે મહાપ્રાજ્ઞ મૈત્રેય, જે, જે, જેટલું જેટલું અને જેમ, જેમ ઈચ્છો તે તે, તેટલું તેટલું તેમ તેમ બોલો. હું તમારૂં વચન સાંભળવા ઈચ્છું છું. મૈત્રેય બોલ્યા—તમારૂં વચન, દોષરહિત, નિર્મળ અને દાન યુક્ત છે, કારણ કે તમે વિદ્યા (જ્ઞાન), તપવડે સમર્થ આત્માવાળા છો એમાં સંશય નથી. તમારા સમર્થ આત્માપણાથી મને અતિ મ્હોટો લાભ છે. જેમ અતિ સમૃદ્ધિવાળાં તપવાળો હોઉં તેમ બુદ્ધિથી અતિ ઘણું જોઈ શકું છું. તમારાં દર્શનથીજ અમારો ઉદય છે. હું આ તમારી મેહેરબાની માનું છું પણ તે કર્મ (કૃપા કરવારૂપ) સ્વભાવથીજ છે; કેમકે તપ,શાસ્ત્ર, જ્ઞાન અને યોનિ, (જાતિ) આ બ્રાહ્મણપણાનાં કારણ છે તથા તે ત્રણ ગુણોથી ઉદય પામ્યા પછીજ બ્રાહ્મણ થાય છે. એ (બ્રાહ્મણ)ના તૃપ્ત થવાથી પિતૃ અને દેવતાઓ પ્રસન્ન થાય છે માટે શાસ્ત્રવાન્ માનવોને બ્રાહ્મણ વિના કશું અધિક નથી. બ્રાહ્મણ ન હોય તો, આ (જગત્) અંધતમ (નરક અથવા ઘાટા અંધકાર) રૂપ થાય, કશું જણાય નહિ, ચાર વર્ણપણું વર્ત્તે નહિ; ધર્મ, અધર્મ, સત્ય અને અસત્ય એ જણાય નહિ. જે રીતે માનવ સુલભ ક્ષેત્રમાં ફળ પામે છે તે રીતે દાતા શાસ્ત્રિને દાન આપવાથી ફળ પામેછે. જો શાસ્ત્ર અને સારાં આચરણવાળો, દાનને લેનારો બ્રાહ્મણ દાન પામે નહિ તો ધનવાન્ લોકોનું ધન નિષ્ફળ થાય. અવિદ્વાન્ અન્નને ખાનારો તે અન્નને હણેછે (બગાડેછે) અને ખાવાનું અન્ન તે (ખાનાર) ને

હણેછે માટે જે તે અન્નને પાળનાર, હણનારો અજાણ છે તે પણ હણાયછે. તેમ વિદ્વાન્ અન્નને ખાનારો તેનો પ્રભુ થાય છે, તે ઈશ્વર થઈ (ઈશ્વરપણાથી ક્ષેત્રરૂપ થઈ) ફરીને તેને ઉત્પન્ન કરે છે(અનેક ઘણું આપે છે) અને તે અન્નથી જન્મે છે (પ્રજારૂપે થાય છે) માટે આ સૂક્ષ્મ ક્રમ છે. જે દેનારને પુણ્ય છે તેજ લેનારને છે, કારણ કે એક ચક્ર વર્ત્તે નહિ, આ પ્રમાણે ઋષયો માને છે. જ્યાં શાસ્ત્ર, અને સારાં આચરણવાળા બ્રાહ્મણો છે ત્યાંજ અહિં અને પરલોકમાં પુણ્યકારિ, દાનનું ફળ પામે છે. જેઓ સદા યોનિ (જન્મ)થી શુદ્ધ અત્યત તપમાં પ્રીતિવાળા અને દાન તથા અધ્યયનથી સંપન્ન છે તેઓજ નિરંતર અતિ પૂજવા યોગ્ય છે. તેજ સજ્જનોએ જે માર્ગ કરેલો છે તે માર્ગવડે ચાલનારો મોહ પામતો નથી માટે તેઓજ સ્વર્ગના લઈ જનારા છે અને તેઓજ સનાતન (જુના) યજ્ઞોને ધારણ કરનારા છે.

तैर्हिसद्भिःकृतःपन्थास्तेनयातोनमुह्यते ॥
तेहिस्वर्गस्यनेतारोयज्ञवाहाःसनातनाः ॥

इति श्रीम० अ० आ० दा० मै० एकविंशत्यधिकशततमो ऽध्यायः ॥ १२१ ॥

---

**भीष्मउवाच** ॥ एवमुक्तःसभगवान्मैत्रेयंप्रत्यभाषत ॥
॥ दिष्टचैवंत्वंविजानासिदिष्टयातेबुद्धिरीदृशी ॥१॥

ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેલા તે ભગવાન્ (વ્યાસ) મૈત્રેય પ્રત્યે બોલ્યા કે તમે આ રીતે બહુ સારૂં જાણો છો અને આવી તમારી બુદ્ધિ છે તે ઘણી સારી છે લોક આર્ય (સમર્થ)ના ગુણોને અત્યંત વખાણે છે અને નિઃસંશય, રૂપનું માન, વય (અવસ્થા)નું માન અને લક્ષ્મીનું માનછે પણ ઘણું સારૂં છે કે તે તમને પરાભવ પમાડતાં નથી. આ દેવનો તમને અનુગ્રહ છે. હવે દાનથી જે ઘણું અધિક છે તે કહું છું માટે સાંભળો. આ લોકમાં જે આગમ શાસ્ત્રો અને જે કોઈ પ્રવૃત્તિઓ છે તે સર્વ વેદને આગળ કરી ક્રમ પ્રમાણે પ્રવર્ત્તેલી છે, તેઓમાં હું દાનને વખાણું છું અને તમે પણ તપ તથા શાસ્ત્રને વખાણો છો. તપ વેદની પવિત્ર વસ્તુ છે, તપ સ્વર્ગનું સાધન છે, મનુષ્ય તપ અને જ્ઞાનવડે મોટાં સ્થાન (બ્રહ્મ)

ને પામે છે, આમ અમે સાંભળ્યું છે. તપથીજ જે બીજું (કંઈ) પણ પાપ હોય તેને નાશ પમાડે છે. પુરૂષ જે જે કંઈ ધારિ તપ કરે છે એ સર્વને તપવડે તથા જ્ઞાનવડે પામે છે એમ અમારૂં સાંભળેલું છે. તપવડે દુઃખે કરી સંબંધ પમાય એવું, દુઃખે કરી પરાભવ પમાડાય તેવું, દુઃખે કરી પમાય એવું અને દુઃખેકરી ઉલ્લંધાય તેવું સર્વજ પામી શકાય છે; કારણ કે તપ અતિ બળવાળુંછે. સુરા (મદિરા)ને પીનારો, અજાણી પરવસ્તુને લેનાર (ચોર), બાળને હણનાર, અને ગુરૂની સ્ત્રીને પામનાર પણ તપવડે સર્વ તરે છે અને પાપથી છૂટે છે. જનો જે સર્વ વિદ્યાવાળો છે તેને નેત્રવાળો અને જેવા તેવા પણ તપસ્વિને નેત્રવાળો કહે છે માટે તે બેને સદા નમસ્કાર કરવા (તે નમવા યોગ્ય છે). સર્વ શાસ્ત્રરૂપ ધનવાળા, સર્વ તપસ્વીયો તેમજ સર્વ દાન દેનારા પૂજવા યોગ્ય છે. તેઓમાં દાન દેનારા સુખે મરણ પામી બીજે જન્મ પણ અહિં લક્ષ્મી પામે છે. જગત્માં થયેલા પુણ્યવાન્ પુરૂષો અન્નનાં દાનોથી આ લોકને, બ્રહ્મલોકને, અને અતિ બળવાળા લોકને પામે છે. જેઓને પૂજેલા છે એઓ આપણને પૂજે છે, માનેલા માને છે અને દાતા જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સર્વ ઠેકાણે તે પૂજાયછે. સારૂં કરનાર અને ન કરનાર જેનું જેવું કર્મ હોય તેઓ તેવા જો ઉંચે હોય તો ઉંચે અને નીચે હોય તો નીચે પોતાના લોકોને પામે છે. હે મૈત્રેય, તમે પણ જે કંઈ અન્ન પાન ઈચ્છશો તે પામશો; કારણ કે ધારણાયુક્ત બુદ્ધિવાળા છો. સારા કુળમાં જન્મ્યા છો. શાસ્ત્રવાન્ અને ક્રૂર કર્મ રહિત છો. હજી પણ કુમારાવસ્થાને ભોગવનારા તમે સારાં વ્રતવાળા અને પ્રીતિમાન્ થાઓ તથા પ્રથમ ગૃહસ્થોનું વખાણવા યોગ્ય આ (આચરણ) ગૃહણ કરો. જે પતિ પોતાની સ્ત્રીમાં સંતોષવાળો છે અને જે પોતાની સ્ત્રી પતિથી સંતોષવાળી છે, આ પ્રમાણે જે કુળમાં છે ત્યાં સર્વ કલ્યાણ વર્ત્તે છે. મનુષ્ય જળવડે જેમ શરીરથી મેલને દૂર કરે છે, જેમ અગ્નિની કાંતિવડે અંધકારને મટાડે છે તેમ દાન અને તપવડે સર્વ પાપને દૂર કરે છે. હે મૈત્રેય, તમે કલ્યાણ પામો, હવે હું સારી રીતે ઘેર જાઉં છું અને આ (કહેલું) તમારે મનમાં ધારણ કરવું, એમ કરવાથી શ્રેય (સારૂં) થશે. પછી તેને (વ્યાસને) પ્રણામ કરી, પ્રદક્ષિણા પણ કરી ભગવાન્ મૈત્રેએ બે હાથ જોડી ભગવાન્ (વ્યાસ) કલ્યાણ પામો એમ કહ્યું.

तंप्रणम्याथमैत्रेयःकृत्वाचापिप्रदक्षिणं ॥

स्वस्तिप्राप्नोतुभगवान्नित्युवाचकृताञ्जलिः ॥२०॥

इति श्रीम० अ० आ० दा० मै० द्वाविंशत्यधिकशततमो ऽध्यायः ॥ १२२ ॥

---

युधिष्ठिरउवाच ॥ सत्स्त्रीणांसमुदाचारंसर्वधर्मविदांवर ॥
॥ श्रोतुमिच्छाम्यहंत्वत्तस्तन्मेब्रूहिपितामह ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, હે સર્વ ધર્મને જાણનારાઓમાં ઉત્તમ, સારી સ્ત્રીઓનો સદાચાર તમારાથી સાંભળવા ચાહું છું માટે મને તે કહો. ભીષ્મ બોલ્યા--દેવલોકમાં સુમના નામની કૈકેયી સર્વ તત્વને જાણનાર, મનસ્વિ, શાંડિલીને પૂછવા લાગી–હે કલ્યાણિ, તમે કયી વર્ત્તણુંકથી અને કયાં આચરણથી સર્વ પાપોને પ્રલય પમાડી દેવલોક પ્રત્યે પધાર્યાં. વળી જેમ સ્વર્ગ પ્રત્યે આવેલા, તારાઓના અધિપતિ (ચંદ્ર)નાં પુત્રી પ્રભાવડે શોભે અને જેમ અગ્નિની જ્વાળા દીપે તેમ તમે પોતાનાં તેજવડે પ્રકાશો છો, તેમ ગ્લાનિ રહિત, વિમાનમાં બેઠેલાં, રજરહિત વસ્ત્રોને ધારણ કરનારાં અને કલ્યાણી એવાં તમે ઉત્તમ કાંતિવડે હજાર ઘણાં શોભો છો. તમે અલ્પ (થોડાં) તપ, દાન અથવા નિયમથી આ લોકને પામ્યાં નથી, માટે તમેજ મને તત્વ (ખરૂં) કહો. આ પ્રમાણે સુમનાએ પ્રિય લાગે તેમ પૂછેલાં સુંદર હાસ્યવાળાં શાંડિલી નિશ્ચળ ને મધુર એવું આ વાકય સુમના પ્રત્યે બોલ્યાં. હું નથી ભગવાં વસ્ત્રવાળી, નથી વલ્કલને પણ ધારણ કરનારી; નથી મુંડાવાળી કે નથી જટાવાળી થઈ, દેવપણાને પામેલી પણ હું સાવધાન થઈ કયારેય પણ પતિ પ્રત્યે અહિત અને સર્વ કઠિન વચનો બોલી નથી. તેમ સાસુ સસરાની પાસે વર્ત્તનારી દેવતાઓ અને બ્રાહ્મણોના પૂજનમાં સદા સાવધાન તથા જોડાએલી છું. ચાડીથી અથવા દુર્જનતાથી પ્રવૃત્તિ કરતી નથી, એ મારા મનમાં રહેલું પણ નથી. ઘણો વખત દ્વાર વગર બીજે રહેતી નથી અને ઘણી વાર બોલતી નથી. સર્વ પ્રકારે કર્મે કરી ખોટું હાસ્ય અથવા કંઈ પણ અહિત રહસ્ય (છાનું) અથવા અરહસ્ય (ખુલ્લું) થવા દેતી નથી. કામ સારૂ બહાર ગયેલા, પણ પછી ઘેર આવેલા પતિને આસન યુક્ત કરી સાવધાન થઈ પૂજું છું. પતિ જે અન્નને ઠીક માનતા નથી, જે ભોજનને વખાણતા નથી અથવા જે ભક્ષ્ય અથવા જે ચાટવા યોગ્ય પદાર્થને કબૂલ કરતા નથી તો હું તે સર્વને તજું

છું. કુટુંબને અર્થે કંઈ પણ કામ આણેલું હોય તે સઘળું પ્રાતઃકાળમાં ઉઠી હું કરાવું છું અને કરૂં છું. જો મારા સ્વામી કોઈ પણ કાર્યે કરી પ્રવાસ પ્રત્યે જાય છે તો હું જરૂર ઘણાં મંગળોથી યુક્ત થાઉં છું. તેમ સ્વામિના ગયા પછી અંજન (આંજણુ), રોચના (અરગજા), સ્નાન, પુષ્પ, તિલક, અને કેશના શણગારને સ્વીકારતી નથી. સદા હું સુખે સુતેલા સ્વામિને વચમાં આવેલાં કાર્યોમાં પણ ઉઠાડતી નથી તેથી મારૂં મન પ્રસન્ન છે. સર્વદા કુટુંબને અર્થે પણ પતિને શ્રમ કરાવતી નથી. સદા છાનાંવાનાં ને છાનું રાખનારી અને ઘરને અતિ ચોખું રાખનારી છું. આ ધર્મના માર્ગને સાવધાન થઈ પાળનારી નારી સ્વર્ગ લોકમાં નારીયોની મધ્યમાં અરૂંધતીની પેઠે પૂજાય છે. ભીષ્મ બોલ્યા—તે વખતે મહા ભાગ્યવાળી, તપસ્વિની, તે દેવી સુમના આ પતિ સંબંધિ ધર્મ સુમનાને કહી અદર્શન પામી (અદૃશ્ય થઈ). જે આ પાંડવનું આખ્યાન પર્વ પર્વમાં પાઠ કરે છે તે દેવલોકને પામી નંદન વન (ઇંદ્રના વન)માં વસેછે અને તે સુખી થાયછે.

यश्चेदंपाण्डवाख्यानंपठेत्पर्वणिपर्वणि ॥
सदेवलोकंसम्प्राप्यनन्दनेससुखीभवेत् ॥ २२ ॥

इति श्रीम० अ० आ० दा० शाण्डिलीसुमनासम्वादेत्रयोविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२३ ॥

---

**युधिष्ठिरउवाच ॥** सान्त्विचापिप्रदानेचज्यायःकिंभवतोमतम् ॥
॥ प्रब्रूहिभरतश्रेष्ठयदत्रव्यतिरिच्यते ॥ १ ॥

યુધિષ્ઠિરે પૂછ્યું—હે ભરતશ્રેષ્ઠ, આપે સામ ને દાન એમાં મોટું શું માનેલું છે તથા એમાં જે અધિક છે તે કહો. ભીષ્મબોલ્યા—કોઈ સામ (શાંતિ)થી પ્રસન્ન થાય છે અને બીજો કોઈ દાનથી પ્રસન્ન થાય છે માટે પુરૂષની પ્રકૃતિને સમજી તે એમાંથી એક સેવવું. હે ભરતશ્રેષ્ઠ રાજન્, જે રીતે સામથી ભયંકર પ્રાણિયોની પણ આરાધના (સેવા) થાય છે તે રીતે સામના ગુણો તો મારાથી સાંભળો. જે રીતે વનમાં રાક્ષસે બ્રાહ્મણોને પકડી છોડી દીધો હતો તે રીતે અહિં આ જુનો ઈતિહાસ કહેવાય છે. જન વગરના વનમાં રાક્ષસે ભક્ષણ કરવા વાણી ને બુદ્ધિથી સંપન્ન

એવા કોઈ બ્રાહ્મણને પકડ્યો, ત્યારે દુઃખ પામેલો, બુદ્ધિ તથા શાસ્ત્રવડે સંપન્ન તે બ્રાહ્મણ તે અતિ ભયંકર રાક્ષસને જોઈ એના વિષે સામજ (શાંતિજ) કરવા લાગ્યો. તેથી ન મોહ પામ્યો તથા ન વ્યથા પામ્યો. રાક્ષસે વાણીનાં વખાણ કરી તે બ્રાહ્મણને પ્રશ્ન પૂછ્યો કે હું શાથી ધોળો (ફીકો) અને કૃશ (દુબળો) છું? આ મારો પ્રશ્ન કહે એટલે મુક્ત થઈશ. આ સાંભળ્યા પછી બે ઘડી વિચાર કરી, તે રાક્ષસની આ વાતોથી વ્યગ્ર ન થયેલો બ્રાહ્મણ પ્રશ્નનો જવાબ દેવા લાગ્યો. બ્રાહ્મણ બોલ્યો—હું સુહૃજ્જનો વિના, બીજા દેશમાં રહેલો અને બીજા લોકમાં રહેલો અતુલ વિષયો ભોગવું છું, આ કારણથી તમે પાંડુર વર્ણવાળા અને કૃશ છો. હે રાક્ષસ, જરૂર સારી રીતે સેવાતાં છતાં પણ તમારા મિત્રો પોતાના દોષથી અપ્રીતિ (અણગમો) પામે છે તેથી તમે ફીકા અને દુબળા છો. ધન અને સામર્થ્યથી અધિક, અતિ હલકાઓ તમારા ગુણોવડે સ્તબ્ધ (સ્તંભ જેવા જડ) બનેલા જરૂર તમોને ગણતા નથી (તમારૂં અપમાન કરે છે), તેથી તમે પાંડુર વર્ણવાળા અને દુર્બળ છો. ગુણવાન્, બુદ્ધિમાન્, અને વિનય યુક્ત મનવાળા તમે જરૂર ગુણવગરના, બુદ્ધિરહિત, બીજાઓને સત્કાર પામેલા જુવો છો, તેથી ફીકાશવાળા અને દુબળા છો. જરૂર તમે વૃત્તિ (જીવિકા) વિના ક્લેશ પામતાં પણ મોટાઈથી વૃત્તિના ઉપાયોને નિંદિ વ્યથા પામો છો તેથી ફીકાશવાળા અને દુર્બળ છો. હે સજ્જન, તમે આત્માને પીડિ કોઈનો ઉપકાર કરેલો છે તે તમને જીતેલા માને છે તેથી આપ હરિણ (શ્વેત) અને કૃશ છો. તમે ખરાબ માર્ગોમાં ક્લેશ પામતા, અને કામ ક્રોધથી વિંટાયેલા મનવાળા, જનોનો વિચાર કરો છો તેથી હું માનું છું કે આપ શ્વેત વર્ણવાળા તથા દુર્બળ છો. જરૂર બુદ્ધિથી માન પામેલા તમે અજ્ઞોયુક્ત થવાથી દુષ્ટ આચરણવાળાઓથી ક્ષતિ (હલકાઈ) ને પામ્યા છો. તેથી શ્વેત અને દુબળા છો. જરૂર મિત્ર સરખાં મુખવાળો (મોઢે મિત્ર અર્થાત્ પાસે મિત્રતા કરનાર) કોઈ શત્રુ સજ્જનની પેઠે આચરણ કરી તમને છેતરી ગયો છે તેથી તમે શ્વેત અને દુર્બળ છો. જરૂર પ્રકાશિત (ખુલ્લા) અર્થોમાં ગતિવાળા, રહસ્ય નિપુણ અને કુશળ છો પણ તેને જાણનારાઓ તમને જરૂર માન આપતા નથી તેથી શ્વેત અને કૃશ છો. બેઠેલા દુર્જનોમાં પણ નિઃસંશય બોલનારા તમે છો તેના ગુણો વિશેષ શોભતા નથી તેથી ફીકાશવાળા અને કૃશ થયેલા છો. ધન, બુદ્ધિ

અને શાસ્ત્રથી હીન ફક્ત તેજથી યુક્ત તમે જરૂર મોટાંની ઈચ્છા કરો છો તેથી ફીકા વર્ણવાળા અને કૃશ થયેલા છો. હું માનું છું કે તમારા સગાઓ તપમાં સાવધાન મનવાળા અને અરણ્યને ઈચ્છનારા આપને ખુશિ કરતા નથી તેથી પાંડુર વર્ણવાળા અને કૃશ છો. જરૂર પ્રિય ભાર્યાવાળા તમે છો તેનો પાડોશી મહા ધનવાન્, યુવાન્, અતિ સુંદર અને કામી છે તેથી આપ શ્વેત વર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર ધનવાન્ લોકોના મધ્યમાં વખતે કહેલું પણ તમારૂં ઉત્તમ વચન શોભતું નથી તેથી હરિણ વર્ણવાળા અને કૃશ છો. જરૂર કોઈ પણ મનુષ્ય નિરંતર કોઈ પણ ઈચ્છેલાં કાર્યમાં તમને જોડીને પ્રાર્થના કરે છે તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયાછો. જરૂર તમે પ્રાપ્તિની શિથિલતાથી અંતરમાં રહેલા અભિપ્રાયને લાજવડે જાણવા ઇચ્છતા નથી તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર તમે લોકમાં(જગત્માં) જૂદીજૂદી ઇચ્છાઓવાળા સર્વ મનુષ્યોને પોતાના ગુણોવડે ગ્રહણ કરવા ઇચ્છો છો તેણે કરી શ્વેત વર્ણવાળા તથા કૃશ થયેલા છો. જરૂર અવિદ્વાન્ અને થોડા અર્થમાં ભીરૂ એવા આપ વિદ્યા, પરાક્રમ અને દાનથી થયેલા યશને ઈચ્છો છો તેણે કરી શ્વેત વર્ણવાળા અને કૃશ થયેલા છો. બીજાએ કરેલું તમારૂં ઘણા વખતનું ઈચ્છિત, ન મળેલુંજ ફળ બીજાઓએ હરેલું છે તેથી શ્વેત અને કૃશ થયા છો. જરૂર કોઈએ કંઈ પણ પોતે કરેલા દોષને ન દેખતા એવા આપને તમારા પોતાના કારણ વિના (વૃથા) અભિશાપ આપેલો છે તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયેલા છો. સજ્જનોને વનમાં ફરનારા, દુર્જનોને ગૃહસ્થ અને મુક્ત જનોને ઘરમાં આસક્ત જુવો છો તેથી શ્વેત અને કૃશ થયા છો. પીડા પામેલા સ્નેહિયોના પૂર્ણ રીતે અર્થના ગુણો રહિત એવાં હાનિથી થયેલાં દુઃખને છોડાવતા નથી તેણે કરી ફીકાશવાળા અને દુબળા છો. જરૂર તમારૂ ધર્મ અર્થ અને કામ યુક્ત તથા વખતે કહેલું વચન જાણતા નથી તેથી ફીકા અને દુબળા થયેલા છો. જરૂર બુદ્ધિમાન્ અને જીવવા ઈચ્છનારા તમે અકુશળ જનોએ આપેલા અર્થોને પામી વૃત્તિ ચલાવો છો તેથી શ્વેતવર્ણવાળા અને કૃશ થયા છો. જરૂર તમે પાપિયોને વૃદ્ધિ પામતા અને પુણ્યવાન્ જનોને દુઃખ પામતા જોઈ નિત્ય નિંદો છો તેથી શ્વેત વર્ણવાળા અને કૃશ થયેલા છો. જરૂર તમે એક બીજા વિરૂદ્ધ સુહ્રજ્જનોનું અનુસરિને પ્રિય કરવા ઈચ્છો છો તેથી ફીકાશવાળા અને કૃશ થયેલા છો. હું

માનું છું કે આપ શ્રોત્રિય લોકોને વિરૂદ્ધ કર્મોમાં રહેલા અને વિદ્વાનોને જીતેંદ્રિયપણા રહિત થયેલા વિચારો છો તેણે કરી શીકાશ પામેલા અને કૃશ થએલા છો. આ રીતે સત્કાર કરેલા રાક્ષસે સામો તે બ્રાહ્મણનો સત્કાર કર્યો. વળી એને સખા કર્યો અને અર્થોથી જોડીને ( ધન આપી ) મૂકયો. ( વિદાય કર્યો ).

एवंसम्पूजितंरक्षोविप्रंतंप्रत्यपूजयत् ॥
सखायमकरोच्चैनंसंयोज्यार्थैर्मुमोचह ॥ ३९ ॥

इति श्रीम० अ० आ० दा० हरिणकृशकाख्यानेचतुर्विंशन्त्यधिकशततमोऽध्यायः ॥ १२४ ॥

---

**युधिष्ठिरउवाच** ॥ जन्ममानुष्यकंप्राप्पकर्मक्षेत्रंसुदुर्लभम् ॥
॥ श्रेयोर्थिनादरिद्रेणाकिंकर्त्तव्यंपितामह ॥ १ ॥

હે પિતામહ, મનુષ્યના જન્મને તથા અતિ દુર્લભ કર્મના ક્ષેત્રને ( ભારત ભૂમિને ) પામી કલ્યાણને ઇચ્છનારા દરિદ્રે શું કરવું? હે ગંગાના પુત્ર ( ભીષ્મ ), દાનોમાં જે ઉત્તમ, જે જે દેવા યોગ્ય, જેઓ માન્ય અને જેઓ પૂજ્ય હોય તેઓને તથા રહસ્યને કહેવા યોગ્ય છો. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે યશસ્વિ, પાંડુના પુત્ર રાજા યુધિષ્ઠિરે પૂછેલા ભીષ્મ ધર્મોનું ઉત્તમ રહસ્ય રાજાને કહેવા લાગ્યા. ભીષ્મ બોલ્યા—હે ભરતકુળમાં થએલા રાજન્, સાવધાન થઈ ધર્મોનાં રહસ્યો સાંભળો. પૂર્વે ભગવાન્ વ્યાસે જે રીતે મને કહેલું છે અને જે રીતે હે રાજન્, ક્લેશ રહિત કર્મવાળા, યોગ્ય તથા નિયમમાં રહેલા યમે આ દેવોનાં રહસ્યરૂપ મોટાં તપનું ફળ પ્રાપ્ત કરેલું છે, જેણે કરી જે દેવ પ્રસન્ન થાય છે, પિતૃ, ઋષિયો, પ્રથમ ગણો, લક્ષ્મી, ચિત્રગુપ્ત, અને દિશાઓના હાથિ પ્રસન્ન થાય છે, જેમાં રહસ્ય સહિત મોટાં ફળવાળો, ઋષિયોનો ધર્મ છે, મોટાં દાનોનું ફળ છે અને સર્વ યજ્ઞોનું ફળ છે, આ રીતે જે આ સમજે છે અથવા જાણીને કરે છે તે દોષ સહિત હોય અથવા દોષ રહિત હોય પણ હે નિષ્પાપ, અહિં તે ગુણોથી યુક્ત થાય છે. દશ પશુઓના વધની સમાન ચક્ર ( ચક્રવાળો તેલ કરનાર ઘાંચી ) દશ ચક્રની બરોબર ધ્વજ (સુ-

શ પાન કરનાર) છે. દશ સુરા (મદિરા) પીનારાની સમાન એક વેશ્યા છે અને દશ વેશ્યાઓની સમાન એક રાજા છે. તેઓ સર્વ એક અર્ધમાં બીજાં સર્વ અને એક અર્ધમાં રાજા એ બે તુલના કરવાથી સમાન છે. તેમાં પણ રાજા અધિક કહેવાય છે માટે તેણે ત્રણ વર્ગ (ધર્મ અર્થ અને કામ) સહિત, પુણ્યરૂપવાળું પવિત્ર શાસ્ત્ર સાંભળવું; તેમાં પણ વિશેષતાથી પોતે દેવોએ કહેલું, ધર્મનાં વ્યાખ્યાનવાળું, પુણ્યકારિ, મોટાં શ્રવણરૂપ ધર્મ યુક્ત સાંભળવું. જેમાં શ્રાદ્ધ કર્મવિષે પિતૃનાં રહસ્યો કહેવાય છે, સર્વ દેવતાઓનું સઘળું રહસ્ય કહેવાય છે, જેમાં રહસ્ય સહિત મોટાં ફળવાળો, ઋષિયોનો ધર્મ કહેલો છે, તેમ મોટા યજ્ઞોનું ફળ અને સર્વ દાનનું ફળ કહ્યું છે તેનો જે મનુષ્યો સદા પાઠ કરે છે, જેઓને તે પ્રાપ્ત થાય છે (સ્ફુરે છે) અને જે સાંભળીને ફળ કહે છે તે પોતે પ્રભુ નારાયણરૂપ જાણવો. જે અતિથિનો સત્કાર કરે છે તે ગાયોના ફળને, તીર્થોના ફળને તથા યજ્ઞોનું જે ફળ છે એ ફળને પામે છે. જેઓનું મન શુદ્ધ છે ને જેઓ શ્રદ્ધાવાન્ શ્રોતા છે તેઓના લોકોને શ્રદ્ધા (પ્રશંસા)વાળા સજ્જને સ્પષ્ટ રીતે જીતેલા છે. વળી તે નર દોષથી છૂટે છે, પાપથી લેપાતો નથી, નિત્ય ધર્મને પામે છે અને મરણ પછી ઉત્તમ લોકમાં જાય છે. કોઈ પણ વખતે પોતાની ઈચ્છાથી દેવતાનો દૂત છાનો રહેલો થઈ ઇંદ્રિ પ્રત્યે કહેવા લાગ્યો કે જે પ્રસિદ્ધ, કામના ગુણોયુક્ત, વૈદ્યોમાં ઉત્તમ, અશ્વિનીકુમાર છે તે એની આજ્ઞાથી હું નરોસહિત એવા પિતૃ અને દેવો પાસે આવ્યો છું અને શ્રાદ્ધમાં શામાટે દેનારા તથા ભોજન કરનારાએ મૈથુન તજાય છે? શામાટે જૂદા જૂદા પિંડો વિભાગ પમાડાય છે, તેઓમાં પ્રથમ પિંડ કોને આપવો? મધ્યમ (વચલો) પિંડ ક્યાં જાય છે અને છેલ્લો (ત્રિજો) પિંડ કોને આપવો કહેલો છે એ જાણવા ઈચ્છું છું? આ રીતે શ્રાદ્ધવાન્ દૂતે ધર્મયુક્ત કહ્યું ત્યારે પ્રથમ રહેલા સર્વ દેવતાઓએ અને પિતૃએ વખાણ્યું તથા તેઓમાંથી, પિતૃ બોલ્યા—હે ખેચરોત્તમ, તમારૂં પધારવું ઠીક થયું, તમારૂં સારૂં થાઓ, તમે ગૂઢ અર્થવાળો, ઉત્તમ પ્રશ્ન પૂછ્યો તે સાંભળો. જે પુરૂષ શ્રાદ્ધને આપી તથા ભુક્ત કરી (જમી) સ્ત્રીપ્રત્યે જાય છે તેના પિતૃ તેનાં તે વીર્યમાં તે માસ સુધી શયન કરે છે. હવે ક્રમથી પિંડોનો નીચલો (પ્હેલો) પિંડ જળપ્રત્યે પ્રવેશ કરી જાય છે એમ ભાવના કરવી, તેમાં મધ્યમ (વચલ્યો) પિંડ છે તેને એક પત્ની (સ્ત્રી) ખાય છે અને

તેઓમાં જે ત્રિજો પિંડ છે તે અગ્નિ વિષે આપવો. જે રીતે ધર્મ લોપાતો નથી તે રીતે આ શ્રાદ્ધનો વિધિ કહ્યો. જે શ્રાદ્ધ કરનાર છે તેના સદા પ્રસન્ન મનવાળા પિતૃ સંતોષ પામે છે, પ્રજા વધે છે અને એને અક્ષય ફળ મળે છે. દેવદૂત કહેવા લાગ્યો—તમે ક્રમથી સર્વ પિતૃના પિંડોનો વિભાગ અને તેનો નિર્ણય કહ્યો હવે એક આપેલો પિંડ નિચે કોની પાસે જાય છે, કયા દેવને પ્રસન્ન કરે છે તથા કેવી રીતે પિતૃને તારે છે, તેજ વખતે પત્નીજ (સ્ત્રી) મધ્યમ પિંડને તો ખાય છે, તેના પિતૃ શામાટે કવ્યનેજ ખાય છે? અહિં જે છેલ્લો (ત્રિજો) પિંડ છે તે અગ્નિ પ્રત્યે જાય છે તેની શી ગતિ થાય છે? અથવા કોને પામે છે અને ત્રણ પિંડોની જે ગતિ છે એ ફળ, વૃત્તિ, માર્ગ અને જે એને પામે છે તે સાંભળવા ઈચ્છું છું. પિતૃ બોલ્યા—હે ગગનમાં ફરનાર તમે આ અતિ મોટો પ્રશ્ન કહ્યો. વળી અદ્ભુત, રહસ્ય પણ અમને પૂછ્યું. દેવ અને મુનિયો પણ આનેજ વખાણે છે તથા તેઓ પણ આ પ્રમાણે પિતૃનાં કાર્યના નિશ્ચયને ઉત્તમ મહાત્મા ચિરંજીવિ ( માર્કંડેય ) વિના જાણતા નથી માટે સાવધાન થઈ મારાથી ત્રણ પિંડોની ગતિ સાંભળો. અહિં જે ( પિંડ ) જળપ્રત્યે જાય છે એ ચંદ્રમાને પ્રસન્ન કરે છે. હે મહામતે, ચંદ્રમા દેવ તથા પિતૃને તૃપ્ત રે છે. આજ્ઞા આપેલી આ સ્ત્રી જે મધ્યમ ( વચલ્યા ) પિંડને ખાય છે તેના પતિને પુત્રોની કામના હોય તો પુત્રની કામનાવાળાને પિતામહો પુત્ર આપે છે. અગ્નિમાં જે પિંડ અપાય છે તે મારાથી જાણો. તે ( પિંડ ) થી પિતૃ તૃપ્ત થાય છે અને પ્રસન્ન થયેલાઓ કામનાઓને આપે છે. આ રીતે ત્રણ પિંડો વિષે જે ગતિ થાય છે અને જે ઋત્વિક્ યજમાનના પિતૃપણાને પામે છે એ સર્વ તમને કહ્યું હે ખેચરોત્તમ, તે દિવસે ( શ્રાદ્ધને દિવસે ) મૈથુનને ત્યાગ કરવા યોગ્ય છે અને સદા પવિત્ર થયેલાએ શ્રાદ્ધભોજન કરવું આમ પંડિતો માને છે. આ રીતે મેં જે દોષો કહ્યા તે તેમજ છે પણ બીજી રીતે નથી માટે ન્હાયેલા, પવિત્ર, અને ક્ષમાવાન્, બ્રાહ્મણે ભોજન કરવું. આમ જે શ્રાદ્ધ આપે છે એની પ્રજા વધે છે. આ સાંભળ્યા પછી વિદ્યુત્પ્રભ નામે મોટાં તપવાળા ઋષિ બોલ્યા કે તેનું રૂપ સૂર્યના તેજની તુલ્ય પ્રકાશે છે. પછી તે ધર્મનાં રહસ્યો સાંભળવાથી ઈંદ્રને પૂછવા લાગ્યા કે મોહ પામેલા મનુષ્યો કીડા, કીડીઓ, સર્પો અને મૃગ તથા પક્ષિયો સહિત મેંઢાઓ, અને બીજા ति-

યંગ્યોનિને પામેલા જીવોને હણે છે તેઓ અતિ ઘણાં પાપને પામે છે એઓના પાપના નિવારણની ક્રિયા શું છે? આ સાંભળ્યા પછી સર્વ દેવગણો, તપરૂપ ધનવાળા ઋષિયો અને મહા ભાગ્યવાન્ પિતૃ, તે મુનિને વખાણવા લાગ્યા. તેઓમાંથી ઇંદ્ર બોલ્યા—જે કુરૂક્ષેત્ર, ગયા, ગંગા, પ્રભાસ, અને પુષ્કર આ સર્વનું મનવડે ધ્યાન કર્યા પછી જળમાં પ્રવેશ કરે છે ને ત્રણ દિવસ સૂધી સ્નાન કરનાર થાય છે, નિરાહાર વર્ત્તે છે, ગાયોના પૃષ્ઠ ભાગનો સ્પર્શ કરે છે અને તેઓનાં પૂછડાંને નમે છે તે જેમ રાહુથી ચંદ્ર મુક્ત થાય તેમ પાપથી છૂટે છે. આ સાંભળ્યા પછી વિદ્યુત્પ્રભ ઋષિએ ઇંદ્રને વચન કહ્યું-હે સોયજ્ઞોને કરનાર, આ જે અતિ સૂક્ષ્મ ધર્મ છે તે સમજો. વડવાઇના ભુકાને શરીર ઉપર ચોપડવાથી, પ્રિયંગુ ( રાઇ ) વડે લેપ કરવાથી અને દૂધની સાથે સાઠી ચોખા જમવાથી સર્વ પાપોથી મુક્ત થવાય છે. હે દેવેશ, હે શચીના ધણિ (ઇંદ્રિ), શંકરના સ્થાન ( કૈલાસ ) માં રૂદ્રની સાથે બૃહસ્પતિના બોલતાં મેં સાંભળેલું ઋષિયોએ વિચારેલું બીજું છાનું રહસ્ય છે તે સમજો. પર્વત ઉપર ચઢવાનું કરી (ચઢી ) એક પગ ભેર રહી નિરાહાર, ઉંચા હાથવાળો અને બે હાથ જોડનાર થઈ મનુષ્યે સૂર્યને જોવા.આથી મોટાં તપવડે યુક્ત થયેલો તે ઉપવાસના ફળને પામે છે. સૂર્યનાં કિરણોએ કરી તાપ પામેલો સર્વ પાપને દૂર કરે છે,આ રીતે ગ્રીષ્મ કાળમાં ( ઉનાળામાં ) અથવા શીતકાળમાં ( શિયાળામાં ) કરવાથી પાપને નાશ પમાડે છે. પછી પાપથી મુક્ત થએલાની કાંતિ સદાકાળ રેહેનારી થાય છે. તે તેજથી સૂર્યની પેઠે દીપ્ત અને ફરીને ચંદ્રની પેઠે ચળકે છે. આ સાંભળી દેવવર્ગના મધ્યમાં રહેલા, દેવોના રાજા, સો યજ્ઞ કરનારા ઇંદ્રિ, બૃહસ્પતિ પ્રત્યે ઉત્તમ તથા મધુર વચન બોલ્યા—હે ભગવન્, મનુષ્યોના સુખને ધારણ કરનારૂં ધર્મનું રહસ્ય તથા રહસ્ય સહિત જે દોષ હોય તેઓને યોગ્ય હોય તેમ કહો. બૃહસ્પતિ બોલ્યા—હે શચીના પતિ ( ઇંદ્રિ ), જેઓ સૂર્ય તરફ આડે ફરે છે, જે વાયુનો દ્વેષ કરે છે, જેઓ પ્રદીપ્ત અગ્નિમાં કાષ્ટને હોમતા નથી અને જેઓ દૂધના કારણથી બાલક વાછડાવાળી ગાયને દુહે છે તેઓના જે દોષો કહું છું તે જાણો. હે વાસવ (ઇંદ્રિ), બ્રહ્માએ આ મનુષ્યોમાં સૂર્ય, વાયુ, અગ્નિ અને લોકોની માતા ગાયો લોકોને તારવા શક્ત સર્જેલી છે માટે હે દેવતાઓ, તમે સર્વ એક એક ધર્મનો નિશ્ચય સાંભળો. જે દુષ્ટ આચરણવાળી સ્ત્રીઓ, સૂર્ય તરફ

વિષ્ટા કરે છે તે સર્વ સ્ત્રીઓ છવ્વાશી વર્ષો સુધી દુષ્ટવૃત્તિવાળી અને કુળને કલંક લગાડનારી રહે છે. વાયુનો દ્વેષ કરનારાની પ્રજા ગર્ભમાં રહેલી સ્ત્રવિ જાય છે. જેઓ બળતા અગ્નિમાં કાષ્ટ નથી હોમતા તેઓના અગ્નિનાં કાર્યોમાં અગ્નિ હવ્ય ભક્ષણ કરતો નથી. અહિં જે માનવો બાલ વાછડાવાળી ગાયોનું દૂધ પીયે છે તેઓના દૂધને પિનારા, કુળને વધારનાર કોઇ પણ થતા નથી. વળી પ્રજાના ક્ષયથી અને કુળવંશના ક્ષયથી જોડાય છે. આ પ્રમાણે પૂર્વે કુળવૃદ્ધ બ્રાહ્મણોએ આ જોયેલું છે માટે સમૃદ્ધિ ઈચ્છનારા જેને ત્યાગ કરવા યોગ્યોનો ત્યાગ કરવો અને કરવા યોગ્ય (કામો)ને નિરંતર કરવાં, આ તમને સત્ય કહું છું. આ સાંભળ્યા પછી હે મહાભાગ, મરૂદ્ગણો સહિત સર્વ દેવતાઓ, અને મહા ભાગ્યવાળા ઋષિયો તે વખતે પિતૃને પૂછવા લાગ્યા કે કોણે કરી થોડી બુદ્ધિવાળા મનુષ્યોને પિતૃ પ્રસન્ન થાય? કેમ દાન, અને ઔર્ધ્વદૈહિક (મરણ પછીનું) કર્મ અક્ષય થાય તથા કેવી રીતે અને કયા કર્મે કરી મનુષ્યો ઋણ રહિતપણાને પામે? આ અમને ઘણું આશ્ચર્ય છે માટે સાંભળવા ઈચ્છિએ છીએ. પિતૃ બોલ્યા—હે મહાભાગો, ન્યાયથીજ તમે સંશય પૂછ્યો. જેણે કરી સારાં કર્મવાળા મનુષ્યોને અમે પ્રસન્ન થઈએ છીએ તે સાંભળો. મનુષ્ય નીલ વૃષને છોડવાથી, અમસને દિવસે તલયુક્ત જળ આપવાથી અને વર્ષાકાલમાં દીપ દાનોથી પિતૃના ઋણ રહિત થાય છે. આ દાન ક્ષય રહિત, સત્ય અથવા પાપ કે દુઃખ રહિત અને મોટાં ફળવાળું છે. વળી અમોને ક્ષય રહિત સંતોષ થયો કહેવાય છે માટે જે શ્રદ્ધાવાળા મનુષ્યો નિરંતર કરશે તેઓ પ્રપિતામહોને (પર દાદાઓને) દુઃખરૂપ નરકથી તારશે. આ રીતે પિતૃઓનું બોલવું સાંભળી હર્ષ યુક્ત રૂવાડાંવાળા, તપરૂપ ધનવાળા, મહા તેજસ્વી, વૃદ્ધ ગાર્ગ્ય ઋષિ તેઓ પ્રત્યે આવું વાક્ય બોલ્યા—હે તપોધનો, છોડેલા નીલ વૃષના કયા ગુણો છે, વર્ષામાં દીપદાનથી અને તિલોદકથી (તલ યુક્ત જળ આપવાથી) શા ગુણો છે? પિતૃ બોલ્યા—જો નીલ વૃષના પૂછડા પ્રત્યે (ઉપર) જળ નાંખે તો તેથી પિતૃ સાઠ હજાર વર્ષો સુધી તૃપ્ત રહે છે. જે કાંઠાથી ઉખેડી વૃષનાં શિંગડાં વિષે રહેલા ગારાને ઉખેડી ઉભો રહે છે તેના પિતૃ તેથી જરૂર ચંદ્રના લોક પ્રત્યે જાય છે. ચોમાસામાં દીપ દાનથી નર ચંદ્રની પેઠે શોભે છે. જે દીપ આપે છે તેનું અંધકાર જેવું રૂપ હોતુ નથી.

હે તપોધન, જે મનુષ્યો અમાસને દિવસ મધથી મિશ્ર ઉંબરાના કાષ્ટનું પાત્ર લેઈ તિલોદક આપે છે તેઓએ યથાર્થ રીતે રહસ્ય સહિત શ્રાદ્ધ કરેલું થાય છે, તેઓની પ્રજા નિત્ય -હૃષ્ટપુષ્ટ મનવાળી થાય છે, કુળ વંશની વૃદ્ધિ થાય છે, પિંડ દાનનું ફળ થાય છે અને શ્રદ્ધાવાન્ થઈ જે કરે છે તે પિતૃના ઋણ રહિત થાય છે. આ રીતે આ શ્રાદ્ધના કાળનો ક્રમ કહ્યો તથા વિધિ, પાત્ર, અને ફળ યથા યોગ્ય કહ્યું.

एवमेषसमुद्दिष्टःश्राद्धकालक्रमस्तथा ॥
विधिःपात्रंफलंचैवयथावदनुकीर्त्तितम् ॥ ८४ ॥

इति श्रीम० अ० आ० दा० पितृरहस्यनामपञ्चविंशत्यधिकशततमोऽध्यायः ॥ १२५ ॥

---

भीष्मउवाच ॥ केनतेचभवेत्प्रीतिःकथंतुष्टिंतुगच्छसि ॥
॥ इतिपृष्टःसुरेन्द्रेणप्रोवाचहरिरीश्वरः ॥१॥

ભીષ્મ બોલ્યા—દેવોના ઈંદ્રે તમને શેણે કરી પ્રીતિ થાય અને તમે કેમ સંતોષ પામો? આમ પૂછવાથી આ રીતે પૂછેલા ઈશ્વર અને દુઃખને હરનારા એવા-વિષ્ણુ બોલ્યા—વિષ્ણુ કહેવા લાગ્યા—બ્રાહ્મણોની નિંદા એ મારો મોટો દ્વેષ છે અને બ્રાહ્મણોને પૂજવાથી હું નિરંતર પૂજાઉં છું એમાં સંશય નથી. નિત્ય ઉત્તમ બ્રાહ્મણોને નમવું, ભોજન કરીને પોતાના બે પગને નમન કરવું, આમ કરે છે તે મનુષ્યોને હું પ્રસન્ન થાઉં છું. જે છાણથી લિપેલાં મંડલમાં બલિ રાખે છે, જે વામન બ્રાહ્મણને જોઈ જળથી ઉઠેલાં (નીકળેલાં) વરાહને જોઈ ઉંચી કરેલી પૃથ્વીને મસ્તકવડે ધારણ કરે છે તેઓનું કશું પણ ભુંડું થતું નથી, તથા પાપ થતું નથી. જે નર સદા પિપળાને, ગોરોચનાને તથા ગાયને પૂજે છે તેણે દેવ અસુર અને મનુષ્યો સહિત જગત્ પૂજેલું થાય છે તથા હું ખરાપણાથી તે રૂપે કરી તેઓની પૂજા ગ્રહણ કરૂં છું. જ્યાં સૂધી લોકો રહેલા છે ત્યાં સૂધી આ મારી પૂજા છે પણ બીજી રીતે જે થોડી બુદ્ધિવાળા મનુષ્યો પૂજા કરે છે તેને હું ગ્રહણ કરતો નથી તથા તે મને સંતોષ કરનારી નથી. ઈંદ્ર પૂછવા લાગ્યા—શા માટે તમે, ચક્ર (મંડળ), બે ચરણ, વરાહ, વામન બ્રાહ્મણ અને ઉંચી ક-

રેલી પૃથ્વીને વખાણો છો તે કહો? કારણ કે તમે પ્રાણિયોને સર્જો છો, તમે પ્રજાનો સંહાર કરોછો અને તમે મનુષ્યો સહિત સર્વ પ્રાણિયોની સનાતન પ્રકૃતિરૂપ છો. ભીષ્મ બોલ્યા—આ સાંભળ્યા પછી હસિને વિષ્ણુ, આ વચન બોલ્યા–મેં ચક્રવડે દૈત્યોને હણેલા છે, ચરણોથી પૃથ્વીને દબાવેલી છે, વરાહનું રૂપ ધરિ હિરણ્યાક્ષને મારેલો છે અને વામન રૂપ ધારણ કરીને બલિરાજાને જીતેલો છે તેથી આ પ્રમાણે હું મહાત્મા મનુષ્યોને પ્રસન્ન થાઉં છું અને જેઓ મને પૂજશે તેઓને પરાભવ થશે નહિ. જે બ્રાહ્મણ, અથવા બ્રહ્મચારીને આવેલો જોઈ બ્રાહ્મણને પ્રથમ આહુતિ આપે છે તેનું ભોજન અમૃતરૂપ થાય છે. જે પૂર્વ સંધ્યાની ઉપાસના કરી (સેવી) સૂર્ય તરફ મુખ કરી સ્થિતિ કરે છે તે, સર્વ તીર્થોમાં ન્હાયેલો સર્વ પાપોથી મૂકાય છે. હે તપોધનો, સમગ્રપણાથી આ છાનું સંશય પૂછનારા તમોને કહ્યું, હવે હું ફરીને શું કહું? બળદેવ બોલ્યા—મનુષ્યોનાં સુખને કરનારૂં અતિ ગુહ્ય સાંભળો કે જેને ન જાણનારા અજાણ જનો ભૂતોએ પીડેલા ક્લેશ પામે છે. પ્રાતઃકાળમાં ઉઠીને જે માણસ ગાય, ઘૃત, દહિં, સર્ષવ, અને પ્રિયંગુ (રાઈ) નો સ્પર્શ કરે છે તે પાપથી છૂટે છે. હે તપોધનો, સર્વ પ્રાણિયો આગળ પાછળ તથા છિદ્રોમાં ઉચ્છિષ્ટનો ત્યાગ કરે છે. દેવો બોલ્યા—ઉત્તરમાં મુખ રાખી પાત્રમાં ભરેલાં જળવાળા માણસે ઉંબરાના કાષ્ટનું પાત્ર લેઈ ઉપવાસ ગ્રહણ કરવો અથવા વ્રતનો સંકલ્પ કરવો. આમ કરનારને દેવતાઓ પ્રસન્ન થાય છે અને કામના પણ સિદ્ધ થાય છે. બીજી રીતે થોડી બુદ્ધિવાળાઓ કરે છે તે વૃથા છે. ઉપવાસ તથા બલિમાં ત્રાંબાનું વાસણ વિશેષ (ઉત્તમ) છે માટે તામ્રનાં (ત્રાંબાના) પાત્રે કરી બળિ, ભિક્ષા, અર્ધનું જળ, અને પિતૃનું તિલોદક આપવું. બીજીરીતે આપવાથી થોડાં ફળને પામે છે. આ જે રીતે દેવો પ્રસન્ન થાય છે તે રીતે ગુહ્ય (છાનું) કહ્યુ. ધર્મ બોલ્યા—કોઈ રીતે પણ રાજપુરૂષ સંબંધિ ઘંટાવાળા, સેવા કરનારા, ગોરક્ષક, વ્યાપાર કરનારા, કારિગરી કરનારા, નટ, મિત્રનો દ્રોહ કરનારા અને ન અધ્યયન કરનારા બ્રાહ્મણને અને જે શૂદ્રીનો પતિ હોય એઓને દેવ અને પિતૃનું અન્ન આપવું નહિ. તેઓને આપનારાના પિંડને આપનારા હાનિ પામે છે તથા તે પિતૃને પ્રસન્ન કરતો નથી. જેનો અતિથી આશા ભંગ થઈ પાછો જાય છે તેના પિતૃ, દેવ અને અગ્નિ અતિથિને ન આપવાથી પાછાવળી

જાય છે. જેણે અતિથિ નથી પૂજાતો તે સ્ત્રીને હણનારા, ગાયોને હણનારા, કરેલા ઉપકારોને હણનારા, બ્રાહ્મણને હણનારા અને ગુરૂની સ્ત્રી પ્રત્યે જનારાઓ આ સર્વની સમાન દોષવાળા થાય છે. અગ્નિદેવ બોલ્યા —જે અતિદુષ્ટ બુદ્ધિવાળો માણસ પગ ઉગામી ગાયનો, મહાભાગ્યવાન્ બ્રાહ્મણનો અને બળતા અગ્નિનો સ્પર્શ કરે છે તેના દોષો કહું છું તે સાવધાન થઈ સાંભળો. એ મનુષ્યનો અપશબ્દ (અપકીર્ત્તિ) સ્વર્ગને અડે છે, પિતૃ ત્રાસ પામે છે, દેવતાઓનું ખૂબ ઉદાસ મન પણ થાયછે, અને મહા તેજસ્વી અગ્નિ, હવ્ય લેતો નથી. તે સો જન્મ સૂધી નરકમાં ફળ ભોગવે છે. ક્યારેય પણ તેનો છૂટકો થવા કોઇ માનતા નથી માટે પોતાના હિતને ઈચ્છનારા શ્રદ્ધાવાન્ માણસે કયારેય પણ પગવડે ગાયોનો, મહા તેજસ્વિ બ્રાહ્મણનો અને બળતા અગ્નિનો સ્પર્શ કરવો નહિં. આ રીતે મેં જે ત્રણ પદાર્થો ઉપર પગ મૂકે તેના આ દોષો કહ્યા. વિશ્વામિત્ર બોલ્યા—ધર્મયુક્ત, પરમ ગુહ્ય, રહસ્ય સાંભળો. જે જ્યારે ભાદ્રમાસમાં કૃષ્ણપક્ષ મઘા હોય ત્યારે ગજચ્છાયામાં પૂર્વ દિશામાં શ્રાદ્ધને વખતે દક્ષિણ દિશામાં મુખ રાખી પિતૃને ઉત્તમ અન્નની ભેટ આપે છે તે દાનના ગુણોનો વિસ્તાર સાંભળો. તે દાન કરનારે આ લોકમાં તેર વર્ષ સૂધી મોટું શ્રાદ્ધ કરેલું ગણાય છે. ગાયો બોલી—હે બહુ દેનારિ, સારાં અંગવાળિ, નથી કોઈથી ભય જેને એવી હે કલ્યાણિ, જે રીતે પૂર્વે વાછડાસહિત બ્રહ્મપુરમાં, જે રીતે વજ્રને ધારણ કરનારા ઇંદ્રના યજ્ઞમાં હતાં, પછી તે રીતે જે તમે વિષ્ણુના પદ (આકાશ)માં રહ્યાં હતાં, તેમ જે તમે સૂર્યના માર્ગમાં પણ રહ્યાં હતાં અને નારદસહિત સર્વ દેવોએ જેનું સર્વ સહા નામ કરેલુંછે તે તમે અતિ મોટી સખીરૂપ છો. આ મંત્રવડે જે ગાયોને વંદન કરે છે તે કરેલાં પાપ કર્મથી છૂટે છે, ઇંદ્રિના લોકોને પામે છે, ગાયોના ફળને અને ચંદ્રની કાંતિને પામે છે. જે પર્વોમાં નેસડાના મધ્યમાં દેવોએ સેવેલા આ મંત્રનો પાઠ કરે છે તેને નથિ પાપ, નથિ ભય, નથિ શોક અને તે હજાર નેત્રોવાળા (ઇંદ્રિ) ના લોકમાં જાય છે. ભીષ્મ બોલ્યા—એ પછી લોકમાં પ્રખ્યાત, મહાભાગ્યવાન્, વસિષ્ઠ વગેરે સર્વ ઋષિયો કમળથી જન્મેલા બ્રહ્માને પ્રદક્ષિણા કરી સર્વ બે હાથ જોડી ઉભા રહ્યા. તેઓના મધ્યમાં અતિ બ્રહ્મને જાણનારા વસિષ્ઠ સર્વ પ્રાણિના હિતને કરનાર, તથા બ્રાહ્મણ અને ક્ષત્રિયનું વિશેષ હિત કરનારૂં પ્રશ્નરૂપ વચન બોલ્યા. કેવી રીતે દ્રવ્યહીન, સારી રીતે વર્ત્તનારા દરિદ્ર

મનુષ્યો આ લોકમાં કયાં કર્મ કરી યજ્ઞનું ફળ પામે છે ? આ વચન સાંભળી તેઓનામાં બ્રહ્મા વચન બોલ્યા—બ્રહ્મા કહેવા લાગ્યા—હે મહાભાગો, તમોએ આશ્ચર્ય કરનાર, ગૂઢ અર્થવાળો, પરમ, શુભ, સૂક્ષ્મ, અને મનુષ્યોના મધ્યમાં શ્રેષ્ઠ પ્રશ્ન પૂછ્યો, હે તપોધનો, સમગ્રપણાથી કહું છું કે જે રીતે મનુષ્ય યજ્ઞનાં ફળને પામે છે એમાં સંશય નથી તે રીતે સર્વ સાંભળો. પૌષ માસના શુક્લપક્ષમાં જ્યારે રોહિણી નક્ષત્રનો યોગ હોય ત્યારે તે નક્ષત્રના યોગેકરી આકાશમાં (અધર) શયન કરનાર થવું, એક વસ્ત્ર ધારણ કરનાર, ન્હાયેલો, પવિત્ર, શ્રદ્ધાવાન્ અને સાવધાન થયેલો તે ચંદ્રનાં કિરણોનું પાન કરવાથી મોટા યજ્ઞનાં ફળને પામે છે. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, સૂક્ષ્મ તત્વના અર્થને જાણનારા તમે જે મને પૂછોછો એ પરમ ગુહ્ય તમને કહ્યું.

एतद्वःपरमंगुह्यंकथितंद्विजसत्तमाः ॥
यन्मांभवन्तःपृच्छन्तिसूक्ष्मतत्वार्थदर्शिनः ॥९०॥

इति श्रीम० अ० आ० दा० देवरहस्येषड्विंशत्यधिकशततमोऽध्यायः ॥ १२६ ॥

---

**विभावसुरुवाच** ॥ सलिलस्याञ्जलिंपूर्णमक्षताश्चघृतोत्तराः ॥
॥ सोमस्योत्तिष्ठमानस्यतज्जलंचाक्षतांश्चतान् ॥१॥

સૂર્ય બોલ્યા—જે જળનો ભરેલો ખોબો અને જે ઘૃતવાળા અક્ષત (ચોખા) હોય તે જળ, તે ચોખા અને બલિ ઉદય પામતા ચંદ્રમાની સન્મુખ રહેલા મનુષ્યે અમસને દિવસે આપવો, આથી તેણે અગ્નિનું કાર્ય કરેલું થાય છે. તથા ત્રણ અગ્નિ હોમાય છે. અમસને દિવસે જે બુદ્ધિમાન્ નહિ એવો મનુષ્ય વનસ્પતિના એક પાનને પણ તોડે છે તે બ્રહ્મહત્યાથી લેપાય છે. અમસને દિવસે બુદ્ધિમાન્ નહિ એવો જે દાતણ કરે છે તેણે ચંદ્રની હિંસા થાય છે, પિતૃ ઉદ્વેગ પામેછે, દેવતાઓ પર્વમાં તેના હવ્યને લેતા નથી. એના પિતૃ કોપ પામેછે અને એના કુળમાં વંશ ઓછો થાય છે. શ્રીરૂદ્ર બોલ્યા—જે પાપવડે હાનિ પામેલા ઘરમાં પાત્ર વિખરાઇ ગયેલ, વાસણ ભાગી ગયેલ ને આસન પણ તેવાં હોય અને સ્ત્રીઓને માર પડતો હોય તે પાપવડે હાનિ પામેલા ઘરથી

ઉત્સવ અથવા પર્વના દિવસોમાં દેવતા તથા પિતૃ નિરાશ થઇ પાછા જાયછે. અંગિરા બોલ્યા—જે જે સૂર્યમુખી પુષ્પ અથવા બ્રાહ્મીના મૂળને હાથમાં રાખી પૂરા એક વર્ષ સૂધી કરંજની પાસે દિવો અર્પણ કરે તેની પ્રજા વધેછે. ગાર્ગ્ય બોલ્યા—નિરંતર અતિથિપણું કરવું, ઘરમાં દીવો રાખવો, દિવસે શયનનો ત્યાગ કરવો, માંસો ખાવાં નહિ, ગાય ને બ્રાહ્મણની હિંસા કરવી નહિ. પુષ્કર તીર્થોનુ કીર્ત્તન કરવું, આ મહા ફળવાળો, રહસ્ય સહિત અતિ શ્રેષ્ઠ ધર્મ છે. ઘણા સો યજ્ઞોવડે યજન કરવાથી પણ તેનું હવિ ક્ષય પામે છે પણ શ્રદ્ધાવાન્ જનોએ કહેલા જે ધર્મો છે તે ક્ષય પામતા નથી. હવે આ રહસ્ય સહિત, પરમ ગુહ્ય (છાનું) સમજો. શ્રાદ્ધ વિધિમાં, દેવતાના વિધિમાં, તીર્થના વિધિમાં અને પર્વોમાં જે રજસ્વલા, જે શ્વેતકોઢવાળી અને જે વાંઝણી નારી હોય એઓએ નેત્ર જોએલા હવિ (ઘૃત) ને દેવતા તથા પિતૃ ખાતા નથી અને તેર વર્ષ સૂધી પણ પ્રસન્ન થતા નથી માટે શ્વેત વસ્ત્રવાળા પવિત્ર થએલાએ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવું ને ભારતનો પાઠ કરવો, તેથી હવિ અક્ષય થાય છે. ધૌમ્ય બોલ્યા—ભાગેલું વાસણ, ખાટલો, કુકડો અને કૂતરો તથા ઘરમાં ઉગેલું જે વૃક્ષ હોય આ સર્વ વખાણવા યોગ્ય નથી. ભાગેલા પાત્રમાં કલેશ કહેવાય છે. ખાટલામાં ધનનો ક્ષય થાય એમ કહેવાય છે અને કુકડો તથા કૂતરો હોય ત્યારે તેના જોવાથી દેવતાઓ હવિને ખાતા નથી, તેમ વૃક્ષના મૂળમાં જરૂર જીવ (સર્પ વિંછી વગેરે) હોય છે. માટે ઘેર ઝાડ વાવવું નહિ. જમદગ્નિ બોલ્યા—જે અશ્વમેધવડે યજન કરે છે અથવા નીચું મસ્તક રાખી રહે છે (તપ કરે છે) કે મોટો સત્ર (યજ્ઞ). કરે છે પણ જેનું હૃદય શુદ્ધ નથી તે જરૂર નરક પ્રત્યે જાય છે, કારણ કે યજ્ઞ, સત્ય, અને હૃદયની શુદ્ધતા (ચોખાઈ) આ તુલ્ય છે. વળી શુદ્ધમનવડે બ્રાહ્મણને શેર એક સાથવો આપવાથી બ્રહ્મલોકને પામેલ છે, તે ઉદાહરણ આ ઠેકાણે પૂર્ણ છે.

शुद्धेनमनसादत्वासक्तुप्रस्थंद्विजातये ॥

ब्रह्मलोकमनुप्राप्तःपयाप्तंतन्निदर्शनम् ॥ १९ ॥

इति श्रीम० अ० आ० दा० दे० सप्तविंशाधिकशततमो ऽध्यायः ॥ १२७ ॥

**वायुरुवाच** ॥ किञ्चिद्धर्मंप्रवक्ष्यामिमानुषाणांसुखावहम् ॥
॥ सरहस्याश्चयेदोषास्तान्शृणुध्वंसमाहिताः ॥ १ ॥

વાયુદેવ બોલ્યા—કંઈ પણ મનુષ્યોના સુખને કરનારો ધર્મ, અને જે રહસ્યો સહિત દોષ છે તેઓને કહું છું માટે સાવધાન થઈ સાંભળો. માનવે અગ્નિનું કાર્ય કરવું, ઉત્તમ અન્નવડે ભોજન કરવું અને પિતૃનાં તિલોદક સહિત દીપ દાન કરવું, આ વિધિવડે શ્રદ્ધાવાન્, સાવધાન જે મનુષ્ય ચાર વર્ષાકાળના માસ સૂધી યથાશક્તિ વેદના પારને જાણુનારા બ્રાહ્મણુને ભોજન અને તિલોદક આપે છે તે અહિં સો પશુબંધ (યજ્ઞ) નાં ઘણાં ફળને પામે છે. હવે આ ન વખાણુવા યોગ્ય બીજું ગુહ્ય સમજો. જો શૂદ્ર બીજે દેશ અગ્નિને લેઈ જનારો હોય અને સ્રીઓ, યજ્ઞોનાં શેષ હવિથી મૂઢ થએલ હોય તો ધર્મજ્ઞ એમ માને છે કે તે અધર્મથી લેપાય છે, તેના અગ્નિયો કોપે છે અને તે શૂદ્રની યોનિને પામે છે. વળી વિશેષે કરી દેવો સહિત પિતૃ પ્રસન્ન થતા નથી. હવે તેમાં જે પ્રાયશ્ચિત્ત છે તે મારા કહેવાથી સમજો કે જે કરવાથી નર સારી રીતે સુખી અને તાપ રહિત થાય છે. ગાયોનાં મૂત્ર, છાણુ, દૂધ અને ઘૃતવડે ત્રણુ દિવસ સૂધી અગ્નિનું કાર્ય નિરાહાર અને સાવધાન થઈ પૂરાં વર્ષ સૂધી કરવું ત્યારે દેવતાઓ પ્રતિગ્રહ કરે છે અને એના પિતૃ શ્રાદ્ધ કાલ આવે ત્યારે પ્રસન્ન થાય છે. આ અધર્મ અને રહસ્ય સહિત ધર્મ કહ્યો, જે સ્વર્ગની કામનાવાળા મનુષ્યોને મરણુ પછી સ્વર્ગના સુખને કરનારો છે.

एषह्यधर्मोधर्मश्चसरहस्यःप्रकीर्त्तितः ॥
मर्त्यानांस्वर्गकामानांप्रेत्यस्वर्गसुखावहः ॥ ११ ॥

इति श्रीम० अ० आ० दा० दे० अष्टाविंशाधिकशततमोऽध्यायः ॥ १२८ ॥

---

**लोमशउवाच** ॥ परदारेषुयेसक्ताअकृत्वादारसङ्ग्रहम् ॥
॥ निराशाःपितरस्तेषांश्राद्धकालेभवन्तिवै ॥१॥

લોમશઋષિ બોલ્યા—જેઓ સ્રીના ગ્રહણુને કર્યા વિના ( ન પરણુવાથી ) બીજાની સ્રીઓમાં આસક્ત છે તેઓના પિતૃ, જરૂર શ્રાદ્ધ વખતે

નિરાશ થાય છે. જે પર સ્ત્રીમાં પ્રીતિમાન્ છે, જે વાંઝણી સ્ત્રીને સેવે છે અને જે બ્રાહ્મણનાં ધનને ચોરે છે તેઓ સર્વ સરખા દોષવાળા થાય છે. વળી એઓ પિતૃના ન બોલાવવા યોગ્ય થાય છે એમાં સંશય નથી. દેવતા અને પિતૃ એઓનાં તે હવિને લેવા આનંદ પામતા નથી માટે પોતાના હિતને ઈચ્છનારાએ બીજાની સ્ત્રીનો ત્યાગ કરવો. વંધ્યા સ્ત્રીને તજવી અને બ્રાહ્મણનું ધન હરવું નહિ. વળી ધર્મ યુક્ત બીજું પણ ગુહ્ય રહસ્ય સાંભળો. સદા શ્રદ્ધાવાન્ ગુરૂજનોનું વચન કરવું (માનવું.). જે મહિને મહિને બારશ તથા અમસને દિવસે બ્રાહ્મણોને ઘી, ચોખા આપે તેનું પુણ્ય સમજો. તે દાનેકરી ચંદ્રમા વૃદ્ધિ પામે છે, સમુદ્ર, ઉત્સવોના સમુદ્રરૂપ થાય છે અને ઇંદ્ર અશ્વમેધના ચોથા ભાગવાળાં ફળને સ્રજે છે. આ દાનથી નર તેજસ્વી તથા વીર્યવાન્ થાયછે અને પ્રસન્ન થએલા ચંદ્રમા પ્રિય કામનાઓને આપેછે. આ કલિયુગને પામી મનુષ્યોનાં સુખને કરનારો, મહા ફળવાળો, રહસ્ય સહિત બીજો ધર્મ છે તે સાંભળો. જે મનુષ્ય સવારમાં ઉઠી ન્હાએલો સાવધાન થઈ ધોળાં વસ્ત્રવડે બ્રાહ્મણને તિલપાત્ર (તલવાળું વાસણ) આપે છે, જે પિતૃને મધ સહિત તિલોદક, દીવો અને તલ અથવા મગ સહિત ચોખા આપે છે તેનું જે ફળ થાય છે તે સાંભળો. તલનાં પાત્રની બાબતમાં ભગવાન્ ઈંદ્રે કહ્યું છે કે જે ગો દાન કરે, નિરંતર રહેનારૂં ભૂમિદાન કરે અને જે બહુ દક્ષિણાવાળો અગ્નિષ્ટોમ યજ્ઞ યજે (કરે), એની સાથે દેવતાઓ તલના વાસણને બરાબર માને છે. તેમ સદા શ્રાદ્ધમાં પિતૃ તિલોદકને અક્ષય માને છે અને દીપ તથા તિલ મિશ્ર ચોખા હોય તો એના પિતામહો પ્રસન્ન થાય છે. આ રીતે મેં સ્વર્ગમાં તથા પિતૃના લોકમાં પિતૃ અને દેવોએ માનેલું તેમ ઋષિઓએ દીઠેલું, પુરાતન આ (આખ્યાન) કહ્યું.

स्वर्गेचपितृलोकेचपितृदेवाभिपूजितम् ॥

एवमेतन्मयोदिष्टमृषिदृष्टंपुरातनम् ॥ १९ ॥

इति श्रीम० अ० आ० दा० लोमशरहस्येऊनत्रिंशाधिकशततमोऽध्यायः ॥ १२९ ॥

भीष्मउवाच ॥ ततस्त्वृषिगणाःसर्वेपितरश्चसदेवताः ॥
॥ अरुन्धतींतपोवृद्धामपृच्छन्तसमाहिताः ॥१॥

ભીષ્મ બોલ્યા—તે પછી સર્વ ઋષિગણો અને દેવો સહિત પિતૃ સાવધાન થઈને તપવડે વૃદ્ધ અને પરાક્રમથી મહાત્મા વસિષ્ઠની સમાન શીલવાળાં અરૂંધતીને પૂછવા લાગ્યા—હે ભદ્રે, અમે તમારાથી ધર્મનાં રહસ્યો સાંભળવા ઇચ્છિયે છીયે માટે જે તમારૂં અતિ ગુહ્ય હોય તે કહેવા યોગ્ય છો. અરૂંધતી બોલ્યાં—તમારાં સ્મરણે કરી અવશ્ય મેં તપની વૃદ્ધિ મેળવી, તમારી પ્રસન્નતાથી હું સમગ્રપણાથી ગુહ્ય સહિત, રહસ્ય સહિત અને સદા રહેનારા ધર્મો કહું છું તે સાંભળો. જેનું મન શુદ્ધ હોય અને શ્રદ્ધાવાન્ તેને ધર્મો કહેવા પણ જે શ્રદ્ધા રહિત, અભિમાની, બ્રાહ્મણને હણનાર અને ગુરૂની સ્ત્રી પાસે જનાર હોય આ ચાર, ભાષણ કરવા લાયક નથી માટે એઓની પાસે ધર્મને પ્રકાશિત કરવો નહિ. જે નર બાર માસ સૂધી દિવસે દિવસે કપિલા ( આવી ગાય ) નું દાન કરે છે, જે સદા મહિને મહિને સત્રવડે યજન કરે છે અને જે જ્યેષ્ઠ પુષ્કરમાં લાખ ગાયો આપે છે તેઓના ધર્મનું ફળ જેનો અતિથિ સંતોષ પામે છે તેની તુલ્ય નથી. શ્રદ્ધાવાન્ મનુષ્યે કરવા યોગ્ય, રહસ્ય, મોટાં ફળવાળો, અને મનુષ્યોના સુખને કરનારો બીજો ધર્મ સાંભળો. પ્રાતઃકાળમાં ઉઠી જળસહિત દર્ભ લઈ ગાયોના મધ્યમાં ગાયોનાં શિંગડાં ઉપર અભિષેક કરવો, અને તે જળને નિરાહાર રહેલા પોતે મસ્તકવડે ધારણ કરવું ( માથે ચઢાવવું), આમ જે કરે છે તેના ધર્મનું ફળ સાંભળો. ત્રણ લોકોમાં ( ત્રણ ભુર્લોક, ભુવર્લોક ને સ્વર્ગમાં) સિદ્ધ, ચારણોએ સેવેલાં અને મહર્ષિયોએ સેવેલાં જે કોઇ તીર્થો સંભળાય છે તેઓનું સ્નાન અને ગાયોનાં શિંગડાનાં ( શિંગડાથી પડેલાં ) જળનું સ્નાન એ સમાન છે. આ સાંભળી અતિ હર્ષ પામેલા, દેવતા, પિતૃ અને પ્રાણિયોએ સારૂં સારૂં ( વાહ વાહ ) એમ કહ્યું અને તે અરૂંધતીનો પણ સત્કાર કર્યો. બ્રહ્મા બોલ્યા—હે મહાભાગે હે ધન્યે, અહો ! તમે રહસ્ય સહિત ધર્મ કહ્યો માટે તમને વર આપું છું કે સદા તમારૂં તપ વૃદ્ધિ પામો, યમ બોલ્યા—મેં તમારાથી જે કથા સાંભળી તે દેવતાઇ અને રમણીય છે. હવે મહર્ષિયોએ અને આત્માના હિતને ઈચ્છનારા, શ્રદ્ધાળુ મનુષ્યે સાંભળી શકાય એવું, ધર્મ યુક્ત,

અને મને પ્રિય, ચિત્રગુપ્તે કહેલું રહસ્ય સાંભળો. કંઈ પણ કરેલું પુણ્ય તથા પાપ નાશ પામતું નથી. પર્વના કાળમાં જે કંઈ સૂર્યને પ્રાપ્ત થાય છે તે સર્વ જ્યારે મનુષ્ય પ્રેતના લોકમાં જાય છે ત્યારે પુણ્યાત્મા સૂર્ય પાછું આપે છે, અને ત્યાં તે ઉપયોગમાં આવે છે. ચિત્રગુપ્તે માનેલો, શુભ થોડો ધર્મ કહું છું. નિરંતર પાણી અને દીવાનું દાન કરવું, યથાયોગ્ય પાદરક્ષક (જોડા), છત્ર અને કપિલા (ગાય)નું દાન કરવું. પુષ્કર તીર્થમાં વેદના પારને પોચેલા બ્રાહ્મણને કપિલા (ગાય) આપવી. સર્વ રીતે યત્નથી અગ્નિહોત્ર પાળવું. આ બીજો પણ ચિત્રગુપ્તે ધર્મ કહેલો છે, એનું ફળ હે શ્રેષ્ઠો, પૃથકપણાથી સાંભળવા યોગ્ય છે. સર્વ પ્રાણિયોએ કાળના ક્રમથી મરણ પામવાનું છે, તેમાં (નરકમાં) દુઃખ પામેલા, ક્ષુધા તૃષ્ણાથી પીડાએલા, દાહ પામતા કૃત્યોનાં ફળ ભોગવે છે, ત્યાં ભગાતું નથી. વળી ઓછી બુદ્ધિવાળાઓ ઘોર, અંધકારરૂપ નરક પ્રત્યે પેસે છે, તેમાં જેણે કરી દુઃખો તરાય તે, થોડા ખર્ચવાળો, મોટા અર્થવાળો અને મરણ પછી સુખને ઉત્પન્ન કરનારો ધર્મ કહું છું. પ્રેતના લોકમાં વિશેષે કરી પાણીના દિવ્ય ગુણો છે ત્યાં તેઓને માટે પુણ્યોદકા (પુણ્યરૂપ જળવાળી) નામે નદી કરવામાં આવે છે, તેમાં ક્ષય રહિત, શીતળ અને અમૃતની ઉપમા અપાય એવું જળ હોય છે. તે નદીમાં જે પાણીનું દાન કરે છે તે પાણી પિયે છે. હવે દીપના દાનથી થતા દીપના ગુણોનો વિસ્તાર સાંભળો. દીવાને દેનારો જરૂર નરકના અંધકારને જોતો નથી. એની પાસે ચંદ્ર સૂર્ય અને અગ્નિ પ્રભા (પ્રકાશ) આપે છે. દેવતાઓ એની સર્વ તરફ દિશાઓને નિર્મળ કરવા ધારે છે અને પ્રેત લોકમાં ગયેલો તે નર સૂર્યની પેઠે શોભે છે માટે વિશેષપણાથી પાણી અને દીવો આપવો. જેઓ પુષ્કરમાં વિશેષતાથી તથા બીજે પણ વેદના પારને પામનારા બ્રાહ્મણને ગાય આપે છે તેનું જે ફળ છે તે સાંભળો. તેણે (ગોદાન દેનારે) નિરંતર વૃષ સહિત સો ગાય આપેલી થાય છે. આપેલી સો ગાયોની પેઠે એ કપિલા (ગાય) જે કંઇ બ્રહ્મહત્યાના જેવું પાપ કરેલું હોય તેને ધોઈ નાંખે છે માટે ચંદ્રિકા હોય ત્યારે જ્યેષ્ઠ પુષ્કર ક્ષેત્રમાં કપિલા (ગાય) આપવી. તે (દેનારા) ઓને કશું વિષમ થતું નથી, દુઃખ થતું નથી તથા શત્રુઓ થતા નથી. જે પાત્રભૂત (યોગ્ય) ઉત્તમ બ્રાહ્મણને ઉપાનહ (જોડા) અને છત્ર આપે છે તે પરલોકમાં ગયેલો છત્રના દાનથી સુખરૂપ

છાયાને પામે છે, ક્યારેય પણ અહિં આપેલા દાનનો નાશ નથી. આ ચિત્રગુપ્તનું માનેલું સાંભળી હર્ષ યુક્ત રોમવાળા મોટી જેની કાંતિ છે એવા સૂર્ય સર્વ દેવતાઓ તથા પિતૃને કહેવા લાગ્યા કે તમે મહાત્મા ચિત્રગુપ્તનું ધર્મરહસ્ય સાંભળ્યું! જે શ્રદ્ધાળું માણસો મહાત્મા બ્રાહ્મણોને આ દાન આપે છે તેઓને ભય થતું નથી. બ્રાહ્મણને હણનાર, ગાયને હણનાર, જે પરસ્ત્રીમાં પ્રીતિવાળો છે તે શ્રદ્ધા રહિત નર. અને જે સ્ત્રી પ્રત્યે સ્ત્રીથી આજીવિકા ચલાવે છે તે આ પાંચ ધર્મના દોષવાળા છે, જેઓનું અહિ પ્રાયશ્ચિત્ત નથી. વળી તે અધર્મિ નરો આચાર રહિત, ન ભાષણ કરવા યોગ્ય તથા તજવા લાયક છે. પ્રેતના લોકમાં ગયેલા, પાપ કર્મવાળા એઓ નરકમાં પરૂ અને લોહિનું ભોજન કરનારા થાય છે અને માછલા હોય તેમ ફ્રસનું ફળ પામે છે. તે પાંચ (પુરૂષો) પિતૃ, દેવતાઓ, સ્નાતક બ્રાહ્મણો અને જે બીજા તપોધન છે તેઓએ બોલાવવા યોગ્ય નથી.

असम्भाष्याःपितृणांचदेवानांचैवपञ्चते ॥
स्नातकानांचविप्राणांयेचान्येचतपोधनाः ॥४०॥

इति श्रीम० अ० आ० दा० अरुन्धतीचित्रगुप्तरहस्येत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३० ॥

---

**भीष्मउवाच** ॥ ततःसर्वेमहाभागादेवाश्चपितरश्चह ॥
॥ ऋषयश्चमहाभागाःप्रमथान्वाक्यमब्रुवन् ॥१॥

ભીષ્મ બોલ્યા—ત્યાર પછી મહા ભાગ્યવાન્ દેવતાઓ પિતૃ તથા મોટાં ભાગ્યવાળા ઋષિયો પ્રમથો (શિવના ગણો) પ્રત્યે વાક્ય બોલ્યા—હે નિશાચર, મહાભાગો, પ્રત્યક્ષ રાત્રિમાં ફરનારા તમે ઉચ્છિષ્ટ, અપવિત્ર અને ક્ષુદ્ર માનવોને કેમ હણોછો? ક્યા નિવારણના ઉપાયો કહેલા છે કે જેથી તમે મનુષ્યોની હિંસા કરો નહિ? જેઓથી તમે ઘરોમાં રહો નહિ એવાં ક્યાં રાક્ષસોને હણનારાં વાનાં છે? તમારૂં આ સર્વ સાંભળવા ઈચ્છિએ છિયે. પ્રમથો બોલ્યા—જેઓ મૈથુનવડે સદા ઉચ્છિષ્ટ (બગડેલા) છે, જેઓ શ્રેષ્ઠને નીચા કરે છે (શ્રેષ્ઠનું અપમાન કરે છે), જે મોહથી માંસ ખાય છે, જે વૃક્ષના મૂળમાં સુવે છે, જે માંસને મસ્તક ઉપર રાખે છે, જે શય્યામાં પગ રાખવાને સ્થાને સુવે છે, જે સર્વ ઉચ્છિષ્ટ ને બહુ ચિછદ્રોવાળા

મનુષ્યો છે, જેઓ જળમાં અપવિત્ર વસ્તુઓ અને લિંટ બડખા ફેંકે છે, આ સર્વ મનુષ્યો ભક્ષણ કરવા યોગ્ય અને વધ કરવા લાયક છે એમાં સંશય નથી. અમે આ પ્રકારના સ્વભાવ તથા આચરણવાળા માનવોને ધસડિએ છીએ (પરાભવ પમાડી લઈ જઈયે છિયે). હવે જેઓથી અમે હિંસા કરી શકતા નથી તે નિવારણ કરવાના ઉપાયો સાંભળો. જે ગોરોચનાને ગ્રહણ કરનાર અને વજને હાથમાં રાખનાર થાય છે, જે મસ્તક વિષે તેમાં પરાયણ થઈ ઘૃતવાળા અક્ષત અર્પણ કરે છે અને જેઓ માંસ ખાતા નથી તેઓની હિંસા કરવા અમે શક્ત નથી. જેના ઘરમાં નિરંતર દિવસ રાત્રિ અગ્નિ દીપ્ત રહે છે, જે ગૃહસ્થોનાં ઘરોમાં વ્યાઘ્રનાં ચર્મ, દાઢ, પર્વતનો કાચબો, ઘૃતનો ધૂમ, બીલાડો ને કાળો અથવા પિળો મેંઢો આ સર્વ રહે છે તે ઘરો અતિ ભયંકર માંસને ખાનારાઓ (રાક્ષસો)એ પરાભવ ન પમાડાય એવા થાય છે અને અમારા જેવા જેઓ છે તે સુખ થાય તેમ બીજા લોકો પ્રત્યે ફરે છે માટે હે વિશાંપતે, આ વાનાં રાક્ષસોને હણનારાંછે. આ પ્રમાણે આ સર્વ, જેમાં તમને મોટો સંશય હતો તે કહ્યું.

तस्मादेतानिगेहेषुरक्षोघ्नानिविशाम्पते ॥
एतद्वःकथितंसर्वंयत्रवःसंशयोमहान् ॥१४॥

इति श्रीम० अ० आ० दा० प्रथमरहस्येएकत्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३१ ॥

भीष्मउवाच ॥ ततःपद्मप्रतीकाशःपद्मोद्भूतःपितामहः ॥
॥ उवाचवचनंदेवान्वासवंचशचीपतिम् ॥१॥

ભીષ્મ બોલ્યા—તે પછી, કમળના સરખા, કમળથી જન્મેલા, બ્રહ્મા દેવતાઓ તથા શચીના પતિ ઇંદ્ર પ્રત્યે વચન બોલ્યા—આ મહા બળવાન્, રસાતલમાં ફરનારો, બળવાન્, તેજસ્વી, મોટાં સત્વ ને પરાક્રમવાળો રેણુક નામે હાથી છે, તેમ અતિ તેજસ્વી, મોટાં પરાક્રમવાળા, બીજા સર્વ મોટા હસ્તિયો છે જેઓ શૈલવન, અને કાનન (મોટાં વનો) સહિત સકળ પૃથ્વીને ધારણ કરે છે તે મોટા હસ્તિઓને તમે આજ્ઞા

આપેલો રેણુક—ત્યાં જઈ સર્વ ધર્મનાં રહસ્યો પૂછે. આવું બ્રહ્માનું વચન સાંભળી તે દેવતાઓએ તેજ વખતે જ્યાં તે પર્વતને ધારણ કરનારા, અવ્યગ્ર હસ્તિયો હતા ત્યાં રેણુકને મોકલ્યો. રેણુક બોલ્યો—હે મહા બળવાન્ હસ્તિયો, દેવતા અને પિતૃઓએ મને આજ્ઞા કરી છે માટે હું તમારા ધર્મનાં રહસ્યોને તત્વથી સાંભળવા ઈચ્છું છું તેથી હે મહાભાગો, તમે તત્વરૂપ મનથી ધારેલું હોય તે કહો. દિગ્ગજો (દિશાઓના હાથિ) બોલ્યા—કાર્તિક માસમાં અશ્લેષા નક્ષત્ર, અને કૃષ્ણપક્ષની કલ્યાણકારિ અષ્ટમી (આઠમ) છે તે નક્ષત્રના યોગમાં જે ગોળ તથા ચોખા આપે છે તથા શુદ્ધ, નિયમિત આહારવાળો અને કોપરહિત થઈ આ મંત્ર જપે કે બળદેવ (શેષ) વગેરે જે અતિ બળવાન્, અનંત ક્ષયરહિત, નિત્ય અતિ બળવાળા, ફણાઓવાળા, અને જેઓ તેઓના કુળમાં થયેલા, મહા ભૂતોરૂપ ભુજંગો (સર્પો) છે તેઓ બળ અને તેજની વૃદ્ધિ માટે મારા બલિને ગ્રહણ કરો તથા જ્યારે શ્રીમાન્ નારાયણે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો ત્યારે પૃથ્વીને ઉદ્ધાર કરનારા તે દેવનું જે બળ હતું તે તેઓરૂપ હતું, આમ કહીને તે રાફડામાં બલિ નિવેદન કરવો. જ્યારે સૂર્ય અસ્ત પામે ત્યારે હે ગજેંદ્ર, પુષ્પયુક્ત અમે નીલાં વસ્ત્ર તથા ચંદનવાળો તે બલિ વલ્મીક (રાફડા) વિષે અર્પણ કરવો, આમ કરવાથી નીચે ભારથી પીડાએલા, પૃથ્વીને ધારણ કરનારા સર્વ અમે પ્રસન્ન થઈએ છીએ અને તે શ્રમને જાણતા નથી. વળી ભારથી પીડિત અને અપેક્ષા રહિત એવા અમે આવું માનિએ છીએ કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર જો ઉપવાસ કરી આ રીતે બલિ લઈ રાફડામાં નિવેદન કરેછે તો બહુ ફળવાળાં દાનને પામેછે. અમે પણ તે બહુ ફળવાળું માનેલું છે. તેમ ત્રણ લોકમાં જે મહા પરાક્રમિ જે સર્વ નાગો છે તેઓ પણ ખરી રીતે સો વર્ષસૂધી જેઓનું અતિથિપણું કરેલું છે એવા થાય છે. આ રીતે દિગ્ગજોનું તે (રહસ્ય) સાંભળી દેવતા તથા પિતૃ અને મહાભાગ ઋષિયો રેણુકને પૂજવા લાગ્યા.

दिग्गजानांचतच्छ्रुत्वादेवताःपितरस्तथा ॥

ऋषयश्चमहाभागाःपूजयन्तिस्मरेणुकम् ॥ १७ ॥

इति श्रीम० अ० आ० दा० दिग्गजानांरहस्येद्वात्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३२ ॥



महेश्वरउवाच ॥ सारमुद्धृत्ययुष्माभिःसाधुधर्मउदाहृतः ॥
॥ धर्मगुह्यमिदंमत्तःशृणुध्वंसर्वएववहि ॥१॥

મહાદેવ બોલ્યા—તમોએ સાર ખેંચી સારો ધર્મ કહ્યો, હવે બધાઓ મારા આ ધર્મનું રહસ્ય (છાનું) સાંભળો. જેઓની બુદ્ધિ ધર્મને આશ્રય પામી રહેલી અને જે નરો શ્રદ્ધાવાન્ છે તેઓને મોટાં ફળવાળો રહસ્યસહિત ધર્મ ઉપદેશ કરવા યોગ્ય છે. જે ઉદ્વેગરહિત થઇ એક માસ સૂધી ગાયોનું આન્હિક આપે અને એક વખત ભોજન જમે તેનું જે ફળ છે તે સાંભળો. હે મહાભાગો, આ ગાયો પરમ પવિત્ર વસ્તુરૂપ કહેલીછે. તેઓ દેવ, અસુર અને મનુષ્ય સહિત ત્રણ લોકને ધારણ કરેછે. તેઓમાં મોટું પુણ્ય, સેવા અને મોટું ફળ રહેલુંછે, માટે ગાયોનાં આન્હિક (દિવસનાં કર્મ)વાળો દિવસે દિવસે ધર્મથી જોડાય છે. પૂર્વે સત્ય યુગમાં મેં એ (ગાયો)નું અપમાન કરેલું હતું, પછી કમળથી જન્મેલા બ્રહ્માએ મને શાંત કરી સમજાવ્યો તેથી હું વ્રજનાં (નેસડાનાં)[1] સ્થાનમાં રહુંછું અને વૃષ, મારી ઉપર રહે છે તથા હું ગાયો સાથે રમુંછું માટે તેઓ (ગાયો) સદા પૂજવા યોગ્યજ છે. ઉપાસના કરવાથી મોટા મહિમાવાળી, વર આપનારી તે ગાયો વર આપે છે તથા જે ગવાન્હિક (ગોગ્રાસ) આપે છે એને સર્વ કર્મોમાં જે ફળ છે તેમાં તેનો જે ચોથો ભાગ હોય તેને પણ કબૂલ કરે છે (આપે છે).

तागावोऽस्यानुमन्यन्तेसर्वकर्मसुयत्फलम् ॥
तस्यतत्रचतुर्भागोयोददातिगवान्हिकम् ॥९॥

इति श्रीम० अ० आ० दा० महादेवरहस्येत्रयस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३३ ॥

---

स्कन्दउवाच ॥ ममाप्यनुमतोधर्मस्तंशृणुध्वंसमाहिताः ॥
॥ नीलषण्डस्यशृङ्गाभ्यांगृहीत्वामृत्तिकांतुयः ॥१॥

કાર્તિકસ્વામી બોલ્યા—મારો પણ માનેલો જે ધર્મ છે તે તમે સાવધાન થઈ સાંભળો. જે નીલવૃષની બે શિંગડાથી મૃત્તિકા ( માટી ) લઈ ત્રણ દિવસ અભિષેક ( સ્નાન ) કરે છે તેનો ધર્મ જાણો. તેમ કરનારો સર્વ અ-

---

૧ જ્યાં ગાયોનો સમૂહ રેહેતો હોય તે જગા.

શુભ કર્મને ધોઇ નાખે છે. બીજા લોકમાં અધિપતિપણું પામે છે અને જ્યાં સુધી મનુષ્ય જન્મે છે ત્યાં સુધી શૂર થાયછે. આ બીજું પણ ગુહ્ય રહસ્ય સમજો. જે પૂર્ણિમાને દિવસે ઉદય પામતા ચંદ્રને ઉંબરાના કાષ્ટનાં પાત્રને લેઈ તેમાં મધ સહિત પાકેલું અન્ન રાખી બળિ આપે છે, તેના ખરા ધર્મના ફળને શ્રદ્ધાવાન્ થઈ જાણો. સાધ્યો, રૂદ્રો, આદિત્યો (સૂર્યો), વિશ્વેદેવતાઓ, બે અશ્વિનીકુમારો, મરૂત્ અને વસુઓ, તે બળિને ગ્રહણ કરે છે, તે (બળિ)થી ચંદ્રમા વૃદ્ધિ પામે છે અને સમુદ્ર ઉત્સવોના સમુદ્રરૂપ થાય છે. આ મેં સુખને ધારણ કરનારો, રહસ્ય સહિત ધર્મ કહ્યો. વિષ્ણું બોલ્યા—જે શ્રદ્ધાવાન્, ગુણોમાં દોષબુદ્ધિ ન કરનાર અને સાવધાન મનુષ્ય મહાત્મા દેવતાઓનાં સર્વ ધર્મ રહસ્યો, ઋષિયોનાં રહસ્યો અને આન્હિકને સદા કહે છે અથવા સંભળાવે છે તેને વિઘ્ન થતું નથી તથા એને ભય થતું નથી. જે શુભ, પુણ્યરૂપ, રહસ્યો સહિત ધર્મો કહ્યા છે તેઓનાં કર્મ (આચરણ)નું ફળ જે જીતેંદ્રિય થઈ પાઠ કરે છે તેને થાય છે, એને પાપ થતું નથી અને તે પાપથી લેપાતો નથી. જે પાઠ કરે છે, સંભળાવે છે અથવા સાંભળે છે તે ફળ પામે છે, તેના પિતૃ અક્ષય હવ્યને તથા દેવતાઓ કવ્યને ખાય છે. પર્વોમાં પ્રયત્નવાળો જે નર ઉત્તમ બ્રાહ્મણોને સંભળાવે છે તે પણ નિત્ય, ઋષિ દેવતા અને પિતૃઓને પ્રિય, લક્ષ્મીવાન્ અને સદા ધર્મોમાં પ્રયત્નવાન્ થાય છે .મહા પાતક રહિત એવાં પાપરૂપ કર્મને કરિને પણ આ, રહસ્યનો ધર્મ સાંભળવાથી સર્વ પાપોથી મુક્ત થાય છે. ભીષ્મ બોલ્યા—હે નરાધિપ, મેંવ્યાસે વર્ણવેલું, સર્વ દેવોએ નમસ્કાર કરેલું, આ દેવતાઓના ધર્મોનું રહસ્ય કહ્યું, આ ઉત્તમ જ્ઞાન, રત્નોથી સંપૂર્ણ પૃથ્વીરૂપ છે એમ ધર્મને જાણનારે માનવું અને તેથી આજ (જ્ઞાન) સાંભળવું. આ (જ્ઞાન) નહિ અશ્રદ્ધાળુને, નહિ નાસ્તિકને, નહિ જેનો ધર્મ નાશ પામેલો છે તેને, નહિ નિર્દયને, નહિ હેતુવડે દુષ્ટ થયેલાને, નહિ ગુરૂના દ્વેષિને કે નહિ આત્મારૂપ ન થયેલાને સમજાવવું.

नाऽश्रद्दधानायननास्तिकायननष्टधर्मायननिर्घृणाय ॥
नहेतुदुष्टायगुरुद्विषेवानानात्मभूतायनिवेद्यमेतत् ॥ १७ ॥

इति श्रीम० अ० आ० दा० स्कन्ददेवरहस्येचतुस्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३४ ॥

युधिष्ठिरउवाच ॥ केभोज्याब्राह्मणस्येहकेभोज्याःक्षत्रियस्यह ॥
॥ तथावैश्यस्यकेभोज्याःकेशूद्रस्यचभारत ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભારત, અહિં બ્રાહ્મણને કોણ ભોજન કરાવવા યોગ્ય છે? કોણ ક્ષત્રિયને ભોજન યોગ્ય છે? કોણ વૈશ્યનાં ભોજનને યોગ્ય છે અને કોણ શૂદ્રને જમાડવા લાયક છે? ભીષ્મ બોલ્યા—અહિં બ્રાહ્મણને બ્રાહ્મણ ને ક્ષત્રિયો ભોજ્ય છે, તેમ વૈશ્યભોજન કરાવવા યોગ્ય છે, પણ શૂદ્રને વર્જીત કરેલા (તજેલા) છે. ક્ષત્રિયને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો જમાડવા યોગ્ય છે પણ સર્વ ભક્ષણ કરનારા, વિરૂદ્ધ કર્મવાળા શૂદ્રો તજવા લાયક છે. બ્રાહ્મણ તથા ક્ષત્રિયોને, જેઓ નિત્ય અગ્નિવાળા, પવિત્ર અને ચોમાસાનાં વ્રતોમાં પ્રીતિવાળા વૈશ્યો છે તે જમાડવા યોગ્ય છે પણ જે, શૂદ્રોનું અન્ન ખાય છે તે પૃથ્વીના મેલને ખાય છે. તે નરોના મળને પિએછે અને જનના મળને ખાય છે. શૂદ્રોમાં જે કોઈ બીજાનું ખાય છે તે પૃથ્વીનો મળ ખાય છે અને જે દ્વિજો શૂદ્રને જમાડનારા છે તેઓ પણ પૃથ્વીનો મળ જમે છે. શૂદ્રની સેવામાં રેહેનારો વિશેષ કર્મમાં રેહેનાર હોય તોપણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય નરકમાં પીડાય છે—બ્રાહ્મણો પોતાના અધ્યયનમાં પ્રીતિવાળા અને મનુષ્યોના કલ્યાણના સ્થાનમાં પ્રીતિવાળા થવા યોગ્ય છે. ક્ષત્રિય રક્ષામાં યોગ્ય અને વૈશ્ય પુષ્ટિને અર્થે યોગ્ય કહેવાય છે. વૈશ્ય જે કર્મ કરે છે તેને પામી આજીવિકા ચલાવે છે માટે વૈશ્યના કર્મમાં ખેડ, ગોરક્ષા અને વ્યાપાર આ નિંદારૂપ નથી, પણ જે પોતાના કર્મને તજી શૂદ્રનું કર્મ કરે છે તે જેવો શૂદ્ર હોય તેવો જાણવો અને ક્યારેય પણ તેને જમાડવો નહિ. ચિકિત્સા કરનારો (વૈદ્ય), અધમ, પુરનો અધ્યક્ષ, પુરોહિત, વર્ષને કહેનાર, વૃથા અધ્યયન કરનાર, તે સર્વ શૂદ્રના સરખા માનેલા છે માટે જે નિર્લજ્જ થઇ શૂદ્રસરખાં કર્મવાળા આ લોકોનું ભોજન કરે છે તે અભોજ્ય ભોજન જમવાથી દારૂણ ભયને પામે છે. તેનું કુળ, વીર્ય, અને તેજ હણાય છે અને જેમ કુતરો હોય તેમ ધર્મ રહિત, અને સારી ક્રિયા રહિત એવો તે તિર્યંગ્યોનિ (પક્ષિ વગેરેની યોની) ને પામે છે. જે વૈદ્યનું અન્ન ખાય છે તે અન્ન વિષ્ટા જેવું છે. પુંશ્ચલી સ્રીનું અન્ન મૂત્રરૂપ છે, કારિગરનું અન્ન શોણિતરૂપ છે. જે સજ્જનોએ માનેલો નર વિદ્યોપજીવિનું અન્ન ખાય છે તે પણ અન્ન શૂદ્રના અન્ન જેવું

છે માટે સજ્જને તે તજવું. જે નિંદિત નરનું ખાય છે તેને રૂધિરના ખુ-નારૂપ કહેલું છે. જે ચાડિયા કે દુર્જનનું અન્ન ખાય છે તે અન્ન બ્રહ્મહ-ત્યાના જેવું મનાય છે, માટે સત્કાર રહિત, અપમાનવાળું ક્યારેય પણ ભોજન કરવું નહિ, જો કરે છે તો બ્રાહ્મણ તો શીઘ્ર વ્યાધિ તથા કુળ ક્ષયને પામે છે. જે નગરીની રક્ષા કરનારનું અન્ન ખાય છે તે ઝાંપડા જે-વો થાય છે. ગાયને હણનાર, બ્રાહ્મણને મારનાર, મદિરાને પીનાર, અને ગુરૂની સ્ત્રી પ્રત્યે જનારનું અન્ન ખાવાથી વિપ્ર રાક્ષસોના કુળને વધારનાર થાય છે. થાપણને હરનારનું અન્ન ખાવાથી ઉપકારને હણનારા, નપુંસકથી વર્તનારા, મધ્ય દેશથી બહાર કરેલા, ભિલ્લોના નિવાસમાં જન્મે છે. હે કૌંતેય ( કુંતીપુત્ર ), મેં વિધિ પ્રમાણે ભોજન કરવા યોગ્ય અને ભોજનને અયોગ્ય જનો કહ્યા, હવે તમે બીજું શું આજ મારાથી સાંભળવા ઈચ્છો છો?

अभोज्याश्चैवभोज्याश्चमयाप्रोक्तायथाविधि ॥
किमन्यदद्यकौन्तेयमत्तस्त्वंश्रोतुमिच्छसि ॥ २१ ॥

इति श्रीम० अ० आ० दा० भोज्याभोज्यान्नकथनंनामपञ्चत्रिं-शदधिकशततमोऽध्यायः ॥ १३५ ॥

---

युधिष्ठिरउवाच ॥ उक्तास्तुभवताभोज्यास्तथाभोज्याश्चसर्वशः ॥
॥ अत्रमेप्रश्नसन्देहस्तन्मेवदपितामह ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ, તમે સર્વ ભોજન યોગ્ય અને અ-ભોજ્ય કહ્યા એમાં મને પ્રશ્નનો સંદેહછે તે મને કહો. વિશેષ કરી બ્રાહ્મ-ણોને જૂદા જૂદા પ્રકારનાં ભોજનોમાં હવ્ય તથા કવ્યને લેવામાં જે પ્રાય-શ્ચિત્તો ( દોષ નિવારણ) હોય તે મને કહો. ભીષ્મ બોલ્યા—હે રાજન્, ભો-જન તથા દાન લેવાથી જેણે કરી પાપથી છૂટે છે તે મહાત્મા બ્રાહ્મણો માટે તમને કહું છું. હે યુધિષ્ઠિર, ઘૃતના દાનમાં તથા તલના દાનમાં ગાય-ત્રીને સમિધ્ ( કાષ્ટ ) ની આહુતિ આપવી એ બે સમાન છે, માંસનું દા-ન લેવામાં, મધનું અને લવણનું દાન લેવામાં સૂર્યોદય સુધી રહીને બ્રાહ્મણ પવિત્ર થાય છે. સુવર્ણને ગ્રહણ કરીને દ્વિજ, ગુરૂ, શ્રુતી ( ગાયત્રી ) જપવા-થી અને ઉઘાડુ ( લોકના જોતાં ) કાળુંલોઢું ધારણ કરવાથી મુક્ત થાય છે,

તેમ સ્ત્રીધન વસ્ત્રના પ્રતિગ્રહમાં (દાનમાં), તેમજ હે નરશ્રેષ્ઠ, સુવર્ણનું દાન લેવામાં, અન્ન લેવામાં, પાયસ, શેરડીનો રસ, શેરડી, તેલ અને પવિત્ર પદાર્થો લેવામાં ત્રણ સંધ્યા વખતે જળમાં સ્નાન કરવું. તેમજ ચોખા, પુષ્પ, ફળ, જળ, પિષ્ટ (લોટ) મય વસ્તુ, અળતો, દહિ, દૂધ એનું દાન લેવામાં સો ગાયત્રી જપવી. ઔર્ધ્વદૈહિક (મરણ પછીના) કાર્યમાં પગરખાં અને છત્ર ગ્રહણ કરીને સાવધાન થઇ સો ગાયત્રી મંત્ર જપવા તેથી પાપ મુક્ત થાય છે. ક્ષેત્ર (ખેતર) નું દાન લેવામાં, બંદીખાનાં તથા સૂતકના વિષયમાં ત્રણ રાત્રિ ઉપવાસ કરવાથી પાપથી છૂટાય છે. જે બ્રાહ્મણ કૃષ્ણપક્ષ (અંધારિઆ) માં પિતૃના શ્રાદ્ધનું અન્ન જમે છે તે બ્રાહ્મણ એક દિવસ રાત્રિ ગયે શુદ્ધ થાય છે. તેમાં ન્હાયા વિના સંધ્યા ન સેવવી, જપ ન કરવો અને તે અન્નને સંકરવાળું ન કરવું (ફરી જમવું નહિ), આમ કરે તો બ્રાહ્મણ પવિત્ર થાય છે. ફરી જમવું ન પડે અને યથા યોગ્ય પિતૃના પ્રથમ નિમંત્રણ કરેલા, બ્રાહ્મણો જેથી ક્ષુધા જાગૃત થવાથી ઠીક જમે એટલા માટે અપરાન્હવખતે (દિવસના બીજા ભાગમાં) પિતૃનું શ્રાદ્ધ કહેવાય છે. મરેલા મનુષ્યને ત્રિજે દિવસે જે બ્રાહ્મણ અન્ન ખાય છે તે ત્રણ વખત સ્નાન કરવાથી બારમે દિવસે શુદ્ધ થાય છે. બારમો દિવસ જાય ત્યારે વિશેષતાથી જેણે શૌચ કરેલું છે એવો જન બ્રાહ્મણોને આપવાથી તે પાપથી મુક્ત થાય છે. મરેલા માણસની દશ રાત્રિ જાય ત્યારે ગાયત્રી, રેવતી (રૈવતસામ), ઈષ્ટિ (પવિત્રેષ્ટિ), કૂષ્માંડ (यद्देवादेहेडनमित्यादिपांचअनुवाक), અને અઘમર્ષણ (જળમાં ડૂબકી મારી પ્રણવયુક્ત ગાયત્રીનો જપ) આ વગેરે પ્રાયશ્ચિત્ત કરવાં. જે બ્રાહ્મણ મરેલાની ત્રણ રાત્રિ જાય ત્યારે ભોજન કરે છે તે સાત દિવસ ત્રણ વખત સ્નાન કરવાથી પવિત્ર થાય છે, મોટી સિદ્ધિ પામે છે અને આપત્તિને પામતો નથી. જે બ્રાહ્મણ શૂદ્રોની સાથે એક ભોજનમાં જમે છે તેનું વિધિ પ્રમાણે શૌચ (પ્રાયશ્ચિત્ત) નથી પણ એમાં પવિત્રતા કરાય છે. જે બ્રાહ્મણ વૈશ્યોની સાથે એક ભોજનમાં જમે છે તે ત્રણ રાત્રિ સૂધી દીક્ષા લેવાથી તે કર્મથી છૂટે છે. જે બ્રાહ્મણ ક્ષત્રિયોની સાથે એક ભોજનમાં ખાય છે તે વસ્ત્રો સહિત સ્નાન કરવાથી તે પાપથી મુક્ત થાય છે, એમ ન કરે તો અપવિત્રતા શૂદ્રના કુળને હણે છે, વૈશ્યના પશુ તથા બાંધવોને હણે છે, ક્ષત્રિયની લક્ષ્મીને હણે છે, અને બ્રાહ્મણનાં સારાં તેજને

હણેછે માટે પ્રાયશ્ચિત્ત ને શાંતિ કરવી તથા હોમ કરવો. ગાયત્રી, રૈવતસામ, પવિત્રેષ્ટિ, કૂષ્માંડ ( પાંચ અનુવાક ) અને અઘમર્ષણનો જપ કરવો તેથી પાપ મુક્ત થવાય છે, ઉચ્છિષ્ટ તથા પરસ્પર ભોજન જમવું નહિ, આમાં સંશય નથી. ગોરોચના, દૂર્વા, અને હળદર એ ત્રણ મંગળને પ્રાપ્ત કરનારાં જાણવાં ( અથવા એ ત્રણ અને મંગળને પમાડનારાં હોય તેઓનો પ્રાયશ્ચિત્તમાં ઉપયોગ કરવો. ).

तथोच्छिष्टमथान्योन्यंसंम्प्राशेन्नात्रसंशयः ॥
रोचनाविरजारात्रिर्मङ्गलालम्भनानिच ॥२९॥

इति श्रीम० अ० आ० दा० प्रायश्चित्तविधिर्नामषाड्त्रिंशदधिकशततमोऽध्यायः ॥ १३६ ॥

---

युधिष्ठिरउवाच ॥ दानेनवर्ततेत्याहतपसाचैवभारत ॥
॥ तदेतन्मेमनोदुःखंव्यपोहत्वंपितामह ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે ભારત પિતામહ, તમે કહ્યું કે દાન તથા તપથી વર્તવું પણ તે આ મારા મનનું દુઃખ છે તેને તમે દૂર કરો, પૃથ્વીમાં તે બેમાં શું શ્રેષ્ઠ છે? એ મને આપ કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—તપવડે સમર્થ આત્મા (મન)વાળા, ધર્મમાં પ્રીતિવાળા અને દાન પુણ્યમાં રતિવાળા જે રાજાઓ સંશય ન હોય તેમ ઉત્તમ લોકોને પામ્યા છે તે સાંભળો. હે રાજન્, પૂર્વે સત્કાર પામેલા આત્રેય (અત્રિના પુત્ર) ઋષિ શિષ્યોને નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કરી ઉત્તમ લોકોને પામ્યા છે, ઉશીનરનો પુત્ર શિબિ રાજા બ્રાહ્મણ અર્થે પ્રિય પુત્રના પ્રાણોનો ઉપકાર કરી (પ્રાણોને આપી) અહિંથી સ્વર્ગ ઉપર ગયેલો છે. કાશીનો પતિ પ્રતર્દન રાજા પોતાનો પુત્ર બ્રાહ્મણને આપી અહિં અને પરલોકમાં અતુલ્ય કીર્ત્તિ ભોગવે છે. સંકૃતિનો પુત્ર, રંતિદેવ રાજા મહાત્મા વસિષ્ઠને વિધિ પ્રમાણે અર્ઘ જળ આપી ઉત્તમ લોકોને પામ્યા છે. દેવાવૃદ્ધ બ્રાહ્મણને યજ્ઞ માટે દિવ્ય, સો શલાકા (દાંડી)વાળું સુવર્ણનું શુભ છત્ર આપિ સ્વર્ગ પ્રત્યે રહેલા છે. ભગવાન્ અંબરીષ રાજા માપી ન શકાય તેટલાં બળવાળા બ્રાહ્મણને સકળ રાષ્ટ્ર (દેશ) આપી સુર લોકને પામેલો છે. સૂર્યનો પુત્ર કર્ણ દિવ્ય કુંડળ અને રથ તથા જનમેજય ગાયો બ્રાહ્મણને આપી

ઉત્તમ લોકો પ્રત્યે ગયા છે. વૃષાદાર્ભિ રાજર્ષિ બ્રાહ્મણોને વિવિધ રત્નો ને રમણીય ઘરો આપી સ્વર્ગ પ્રત્યે આવ્યો છે. નિમિરાષ્ટ્ર અને વૈદર્ભિ મહાત્મા અગસ્ત્યને કન્યા આપી પુત્ર, પશુ તથા બાંધવો સહિત સ્વર્ગમાં ગયેલા છે. જમદગ્નિના પુત્ર મહાયશસ્વી પરશુરામ બ્રાહ્મણને ભૂમિદાન કરી અક્ષય તથા મનના સંકલ્પથી પણ ભારે લોકોને પામ્યા છે. જ્યારે મેઘ વર્ષતો ન હતો ત્યારે ભૂદેવ (બ્રાહ્મણો)ના રાજા વસિષ્ઠે સર્વ પ્રાણિયોને જીવાડ્યા હતા, જેથી તે અક્ષય ગતિને પામેલા છે. દશરથના પુત્ર રામચંદ્ર યજ્ઞોમાં વસુ (દ્રવ્ય) હોમિ તે અક્ષય લોકોને પામ્યા છે, જેનું લોકમાં (જગત્‌માં) મોટું યશ છે રાજર્ષિ કક્ષસેન મહાત્મા વસિષ્ઠને યથાયોગ્ય ન્યાસ (દાનરૂપે રાખેલું ધન) આપી અતિ મોટી કીર્ત્તિ પામી ઉત્તમ લોકને પામેલા છે. જે કરંધમનો પૌત્ર અને અવિક્ષિત્‌નો પુત્ર હતો તે મરૂત્ત આંગિરસ ઋષિને કન્યા આપવાથી ઝટ સ્વર્ગને પામેલા છે. પંચાલ સંબંધિ, અને ધર્મધારિ જનોમાં ઉત્તમ રાજા બ્રહ્મદત્ત શંખ નામનો ભંડાર બ્રાહ્મણને આપી પરમ ગતિને પામેલો છે. રાજા મિત્રસહ મહાત્મા વસિષ્ઠને પ્રિય ભાર્યા મદયંતી આપી સ્વર્ગ પ્રત્યે ગયેલોછે. મનુનો પુત્ર સુદ્યુમ્ન મહાત્મા લિખિતને માટે દંડનો ઉદ્ધાર કરી ધર્મથી ઉત્તમ લોકોને પામેલો છે. મહાયશસ્વી, રાજર્ષિ સહસ્ત્રચિંત્ય બ્રાહ્મણને અર્થે પ્રિય પ્રાણોને તજી ઉત્તમ લોકો પ્રત્યે ગયેલો છે. પૃથ્વીપતિ (રાજા) શતદ્યુમ્ન સર્વ કામનાઓથી ભરેલું, સુવર્ણમય ઘર મૌદ્‌ગલ્યને આપી સ્વર્ગમાં ગયેલો છે. પૂર્વે સુમન્યુ–ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોના પર્વત સરખા કરેલા ઢગલાઓ શાંડિલ્યને આપી સ્વર્ગમાં ગયેલો છે. મોટી કાંતિવાળો, નામથી દ્યુતિમાન્ એમ પ્રસિદ્ધ થયેલો શાલ્વ દેશનો રાજા, ઋચીકને રાજ્ય આપી ઉત્તમ લોકો પ્રત્યે ગયેલો છે. રાજઋષિ મદિરાશ્વ સારા મધ્ય ભાગવાળી કન્યા હિરણ્યહસ્તને આપી દેવોએ સ્થિતિ કરેલા લોકોને પામેલો છે. સમર્થ રાજઋષિ, લોમપાદ પુત્રી શાંતાને ઋશ્યશૃંગને આપી મોટી સર્વ કામનાઓથી યુક્ત થયા હતા. રાજઋષિ ભગીરથ યશવાળી, હંસી નામે કન્યા કૌત્સને આપી અહિંથી અક્ષય લોકો પ્રત્યે ગયેલા છે. તેમ ભગીરથ રાજા વાછડાઓ સહિત એક લાખ ગાયો કોહલને આપી ઉત્તમ લોકો પ્રત્યે ગયેલા છે. હે યુધિષ્ઠિર, આ અને બીજા ઘણાઓ દાન તથા તપવડે સ્વર્ગ પ્રત્યે ગયેલા છે અને વારંવાર નિવૃત્ત થાય છે. જે ગૃહસ્થોએ દાન તથા તપવડે ઉત્તમ

લોકોને જીત્યા છે (મેળવ્યા છે) તેઓની કીર્ત્તિ જ્યાંસુધી પૃથ્વી રહેશે ત્યાં સુધી રહેશે. હે યુધિષ્ઠિર, મેં આ શિષ્ટ લોકોનું ચરિત્ર કહ્યું, એઓ દાન, યજ્ઞ અને પ્રજાની સૃષ્ટિથી સ્વર્ગને પામ્યા છે માટે કૌરવોમાં ધુરંધર, નિરંતર દાન કરવાથી તમારી બુદ્ધિ ધર્મને વધારનારી તથા દાન, યજ્ઞ, અને ક્રિયાથી યુક્ત થાઓ. હે નૃપ શાર્દૂલ, જેમાં તમને જરૂર સંદેહ થશે તે, હમણાં સંધ્યાજ પ્રાપ્ત થઈ છે માટે કાલ સવારે અવશ્ય કહિશ.

यत्रतेनृपशार्दूलसन्देहोवैभविष्यति ॥
श्वःप्रभातेहिवक्ष्यामिसन्ध्याहिसमुपस्थिता ॥३२॥
इति श्रीम० अ० आ० दा० सप्तत्रिंशदधिकशततमोऽध्यायः॥१३७॥

---

युधिष्ठिरउवाच ॥ श्रुतंमेभवतस्तातसत्यव्रतपराक्रम ॥
॥ दानधर्मेणमहतायेप्राप्तास्त्रिदिवंनृपाः ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે સત્ય, આચરણ તથા પરાક્રમવાળા તાત, મેં જે રાજાઓ મોટા દાનના ધર્મથી સ્વર્ગને પામ્યા તે તમારાથી સાંભળ્યું, હવે હે ધર્મધારિયોમાં ઉત્તમ આ ધર્મોને સાંભળવા ઈચ્છું છું. દાન કેટલા પ્રકારનું દેવું? તેનું શું ફળ પામે? કેવી રીતે કોને? ધર્મયુક્ત. દાન દેવા યોગ્ય મનાય છે અને શા કારણોથી કેટલા પ્રકારવાળું છે? એ તત્ત્વથી સાંભળવા ઇચ્છું છું. ભીષ્મ બોલ્યા—હે નિષ્પાપ, હે કૌંતેય, ભારત, સર્વ વર્ણોમાં જે રીતે દાન દેવા યોગ્ય છે તે રીતે દાનનો વિષય તત્ત્વથી સાંભળો. હે ભારત, જે કારણોથી પાંચ પ્રકારનું દાન છે તે ધર્મ, અર્થ, ભય, કામના, અને કરૂણપણાથી (કરૂણાથી) જાણો. [1]આ લોકમાં કીર્ત્તિ પામે છે અને મરણ પછી ઉત્તમ સુખ પામે છે આ કારણથી અસૂયાને તજનારાએ બ્રાહ્મણોને દાન આપવું (આ ધર્મદાન છે). આ દાન આપે છે અથવા આપશે અથવા આણે આપેલું છે, આ રીતે અર્થિજનોથી સાંભળીનેજ સર્વ અર્થિ (માગણ) ને આપવું (આ અર્થદાન છે). હું આનો નથી અને એ મારો નથી માટે અપમાન કરવાથી પાપ કરશે આવા ભયથીજ પંડિતે દૃઢ મૂઢને દાન દેવું (આ, ભયદાન છે).

---

1 પાંચ પ્રકારે ક્રમથી બતાવે છે.

આ મારો પ્રિય છે અને હું એનો પ્રિય છું આમ જાણી બુદ્ધિમાને તંદ્રા તજી સમાન વયવાળા (મિત્ર)ને ક્લેશ વગરતું દાન આપવું (આ ઈચ્છાદાન છે). આ દીન (ગરીબ) છે, માગે છે, અને થોડાંથી પણ પ્રસન્ન થાય છે, આમ જાણી દરિદ્રને કરૂણુતાથી સર્વ પ્રકારે આપવું (આ, કારૂણ્ય દાન છે). આ રીતે પાંચ પ્રકારવાળું દાન પુણ્ય કીર્તિને વધારનાર છે માટે શક્તિ પ્રમાણે દેવું આમ પ્રજાપતિનું કહેવું છે.

इतिपञ्चविधंदानंपुण्यकीर्त्तिविवर्द्धनम् ॥

यथाशक्त्याप्रदातव्यमेवमाहप्रजापतिः ॥११॥

इति श्रीम० अ० आ० दा० अष्टात्रिंशदधिकशततमोऽध्यायः॥१३८॥

---

युधिष्ठिरउवाच ॥ पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥

॥ आगमैर्बहुभिःस्फीतोभवान्नःप्रवरेकुले ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે મહાપ્રાજ્ઞ, સર્વ શાસ્ત્રોમાં કુશળ, પિતામહ, તમે અમારા અતિ ઉત્તમ કુળમાં ઘણાં શાસ્ત્રોવડે વૃદ્ધિ પામેલા (વૃદ્ધ) છો માટે હે અરિંદમ, તમારાથી ધર્મ અને અર્થથી યુક્ત, આવતા કાળમાં સુખને ઉત્પન્ન કરનાર, લોકને આશ્ચર્યરૂપ થયેલું સાંભળવા ઈચ્છું છું. હે પુરૂષ શ્રેષ્ઠ, આ વખત, જ્ઞાતિ બાંધવોને દુર્લભ મળ્યો છે, કારણ કે તમારા વિના બીજો કોઈ અમને શિખામણ આપનાર નથી. હે નિષ્પાપ, પૃથ્વીપતે, જો ભાઈયો સહિત મારા ઉપર અનુગ્રહ (કૃપા) કરવો હોય તો હું જે તમને પૂછું તમે તે પ્રશ્ન કહેવા યોગ્ય છો. આ સર્વ રાજાઓએ માનેલા, શ્રીમાન્ નારાયણ (કૃષ્ણ) તમને બહુ માન અને વિનયથી સેવે છે માટે તમે આની તથા સર્વ રાજાઓની સમક્ષ ભાઈયોના પ્રિય માટે મારા સ્નેહથી કહેવા યોગ્ય છો. વૈશંપાયન બોલ્યા—તેનું તે વચન સાંભળી સ્નેહથી જેને હર્ષ આવેલો (થયેલો) છે એવા, ભાગીરથી (ગંગા)ના પુત્ર ભીષ્મ આ વચન બોલ્યા—ભીષ્મ કહેવા લાગ્યા—હે રાજન્, હું તમને અતિ મનોહર કથા કહું છું. પૂર્વે મેં આ વિષ્ણુનો જે મહિમા સાંભળેલો છે અને પોઠિયાના ચિન્હવાળા શંકરનો જે મહિમા છે તે મારાથી સાંભળો. વળી પાર્વતીનો જે સંશય હતો તે રૂપ રૂદ્રાણી અને રૂદ્રનો સંવાદ સાંભળો. ધર્માત્મા શ્રીકૃષ્ણે બાર વર્ષનું

વ્રત કરવા માંડયું હતું ત્યારે દીક્ષા પામેલા શ્રીકૃષ્ણનું દર્શન કરવા નારદ અને પર્વત એ બે ઋષિયો આવ્યા, તેમ કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ), જપ કરનારાઓમાં ઉત્તમ, ધૌમ્ય, દેવલ, કાશ્યપ, હસ્તિકાશ્યપ, અને બીજાપણ દીક્ષા તથા દમથી યુક્ત અને દેવ સરખા, તપરૂપ ધનવાળા, સિદ્ધ શિષ્યોઓ અનુસરેલા, સારા ઋષિયો આવ્યા. તે વખતે પ્રસન્ન થએલા, દેવકીના પુત્ર કૃષ્ણે અર્ચન યોગ્ય, કુળને ઘટતો તેઓનો અતિથિપણાનો સત્કાર દેવના સરખો કર્યો. પ્રસન્ન થએલા મહર્ષિયો લીલા રંગનાં નવીન દર્ભાસનો તથા સુવર્ણમય આસનો ઉપર બેઠા. પછી તેઓ મધુર તથા ધર્મવાળી, રાજઋષિ, દેવતાઓ અને જે તપરૂપ ધનવાળા છે તેઓની કથા કરવા લાગ્યા. ત્યારપછી અદ્ભૂત કર્મવાળા, શ્રીકૃષ્ણના મુખમાંથી વ્રતચર્યારૂપ કાષ્ટથી પેદા થએલો નારાયણનાં તેજરૂપ અગ્નિ નિકળી પ્રકટ થયો. તે અગ્નિએ વૃક્ષો સહિત લતા તથા મૂળીયાંઓ સહિત, પક્ષિ અને મૃગોના સમૂહો સહિત તથા ક્રૂર જંતુઓ અને સર્પો સહિત તે પર્વતને ભસ્મ કર્યો. આ રીતે દીન દેખાતવાળા, જૂદા જૂદા આકારવાળા મૃગોવડે હાહાકારરૂપ થએલ અને નિશ્ચેતન એવાં તે પર્વતનાં શિખરને મથ્યું. મોટી જ્વાળાવાળો તે અગ્નિ તો સમગ્રપણાથી સર્વને બાળી વિષ્ણુની સમીપ આવી શિષ્યની પેઠે ચરણોનો સ્પર્શ કરવા લાગ્યો, તે વખતે શત્રુને નાશ પમાડનારા વિષ્ણુએ (કૃષ્ણે) પર્વતને બળેલો જોઈ સૌમ્ય (શીતળ) દૃષ્ટિના પાતોથી (પાડવાથી) તેને ફરી પ્રકૃતિને પ્રાપ્ત (પ્રથમ પ્રમાણે) કર્યો. તેથી પાછો પણ તે રીતેજ તે પર્વત ઉત્તમ પુષ્પ લતા અને વૃક્ષોવાળો, પક્ષિ ગણોના ઘોષ (શબ્દો) સહિત અને ક્રૂર જંતુઓ તથા સર્પ વગેરે જંતુઓ યુક્ત થયો. આ રીતે ત્યારે તે અચિંત્ય આશ્ચર્ય જોઈ મુનિયોનો સમૂહ વિસ્મિત, હર્ષિત રોમવાળો, અને આંસુથી ડોળાં (મેલાં) થયેલ નેત્રવાળો થયો. પછી વક્તાઓમાં ઉત્તમ એવા નારાયણ (કૃષ્ણ) તે ઋષિયોને વિસ્મયવાળા જોઈ નમ્ર, મધુર અને સ્નેહવાળું પૂછવા લાગ્યા—હે તપરૂપ ધનવાળા, નિંદા રહિત, ઋષિયો શા માટે નિરંતર મમતા રહિત, શાસ્ત્રવાન્ અને જેઓએ સંગ તજેલો છે એવા ઋષિના સમૂહને વિસ્મય પ્રાપ્ત થયો. આ મારા સંશયને સર્વ ઋષિયો યથાર્થ, જેમ અર્થનો નિશ્ચય થાય તેમ કહેવા યોગ્ય છો. ઋષિયો બોલ્યા—હે મધુસૂદન, તમે લોકોને સરજો છો અને ફરી નાશ પમાડોછો, તમે શીત છો, તમે ઉષ્ણછો, તથા તમેજ વર્ષો છો, પૃથ્વીમાં

જે સ્થાવર અને જંગમ પ્રાણિયો છે તેઓના તમે પિતા છો, તમે માતા છો, તમે પ્રભુ છો અને તમેજ ઉત્પત્તિરૂપ છો. આ રીતે અમારા વિસ્મયને કરનારા અગ્નિના નિકળવારૂપ સંશયને તમેજ કહેવા યોગ્ય છો. હે અરિ-કર્શન, હે હરે તમારા કહ્યા પછી ત્રાસ રહિત થયેલા અમે પણ જે અ-મોએ સાંભળ્યું છે અને જે જોયું છે તે કહી શું. વસુદેવના પુત્ર (કૃષ્ણ) બોલ્યા—જેણે આ પર્વતને મથ્યો (બાળ્યો) તે, યુગના અંતના અગ્નિ સરખી કાંતિવાળા અગ્નિરૂપ, મારા મુખથી નિકળ્યું એ વિષ્ણુનું તેજ છે, જેથી જેઓએ ક્રોધ જીતેલો છે, જેઓએ ઇંદ્રિયો જીતેલી છે એવા ઋષિ-યો પિડા પામ્યા અને દેવ સરખા, તપરૂપ ધનવાળા તે વ્યથિત થયા પણ હવે તમે વ્યથા પામવા યોગ્ય નથી; કારણ કે વ્રતચર્યા યુક્ત, હું થયો તેથી તપસ્વિના વ્રતોની સેવાએ કરી અગ્નિ ઉત્પન્ન થયો છે, હું પ-રાક્રમમાં પોતાના સરખો, પુત્ર પામવા, વ્રત કરવા, આ શુભ (સારા) પર્વત પ્રત્યે આવ્યો ત્યારે મારો જે આત્મા દેહમાં છે તે અગ્નિ થઈ બ-હાર નીકળ્યો અને વરને આપનારા, સર્વ લોકોના પિતામહ (બ્રહ્મા) નું દર્શન કરવા ગયો. હે મુનિ શ્રેષ્ઠો, તેણે મારા આત્માને પુત્રપણા માટે અને અર્ધ તેજવડે તમારા પુત્ર વૃષ જેના ધ્વજમાં છે એવા શિવ થશે એમ આજ્ઞા કરી તે આ અગ્નિ મારી સમીપ ચરણના મૂળમાં શિષ્યની પેઠે સેવા સારૂ આવી શાંત થયો અને પ્રકૃતિને પામ્યો. હે તપોધનો, મેં બુદ્ધિમાન્ વિષ્ણુનું રહસ્ય છે એજ સમાસથી (ટુંકાણથી) કહ્યું માટે ત-મારે ભય કરવા યોગ્ય નથી. હે જ્ઞાન, વિજ્ઞાનથી શોભિત અને તપસ્વિનાં વ્રતોવડે પ્રકાશ પામેલાઓ તમારી લાંબા જ્ઞાનથી સર્વ ઠેકાણે અવ્યગ્ર (વ્ય-ગ્રતા રહિત) ગતિ છે માટે તમોએ જે સાંભળેલું હોય અને જે પૃથ્વી અથવા સ્વર્ગમાં કદી કંઈ મોટું આશ્ચર્ય જોયું હોય તો તમે તે કહેવા યોગ્ય છો; કારણ કે તપોવનમાં વસનારા તમોએ અહિં કહેલ અમૃત સ-રખાં, પ્રસિદ્ધ વાણીરૂપ મધની અથવા મધની મને સ્પૃહા (ઇચ્છા) છે. હે અ-મર જ્ઞાનવાળાઓ, જો કે હું પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં કંઈ પણ અદભૂત દર્શનવાળું, દિવ્ય, તમારૂ ન જોયેલું છે તે જોઉછું તથા તે મારી ઉત્તમ પ્ર-કૃતિ કયાંય પણ હણાતી નથી તોય પોતા વિષે રહેલું સામર્થ્ય મને આશ્ચર્યરૂપ ભાસતું નથી. વળી શ્રદ્ધા કરવા યોગ્ય કહેલો સજ્જનના શ્રવણ (કાન અથવા સાંભળવા) પ્રત્યે ગયેલો અર્થ પર્વતમાં અર્પણ કરેલા

સેખની પેઠે પૃથ્વીમાં ઘણો વખત રહે છે માટે હું જે સજ્જનના મુખ-થી નિકળેલું, આશ્ચર્યકારિ અને નરોની બુદ્ધિરૂપ દીવાને કરનારૂ છે તે ક-હિશ. આ સાંભળ્યા પછી કૃષ્ણની સમીપમાં વિસ્મય પામેલા, સર્વ મુનિ-ઓના ગણો કમળની પાંખડીઓ સરખાં શોભિત નેત્રોવડે તે જનાર્દન (કૃષ્ણ)નું દર્શન કરવા લાગ્યા. તેમ બીજાઓ વધાવવા લાગ્યા. કેટલાકો પૂજવા લાગ્યા અને કૈક મધુદૈત્યને મારનારા કૃષ્ણની ઋગ્વેદથી શોભિત અર્થવાળી વાણીથી સ્તુતિ કરવા લાગ્યા. પછી તે સમયે સર્વ મુનિયોના સમુદાએ દેવતાના સરખા જ્ઞાન અથવા દેખાવવાળા અને બોલવામાં કુશળ એવા નારદને કહેવામાં જોડયા. મુનિયો બોલ્યા—હે મુને, હે પ્રભો, હિમાલય પર્વતમાં તીર્થ યાત્રામાં તત્પર એવા મુનિયોએ જે અચિંત્ય અને આશ્ચર્ય અનુભવ્યું હોય તથા જેમ કૃષ્ણ વિષે જોએલું હોય તેમ તમે તે સર્વ આદિથી પ્રથમથી સંપૂર્ણ અંતસૂધી ઋષિયોના સમૂહને હિત માટે ક-હેવા યોગ્ય છો. આ રીતે મુનિઓએ કહેલા તે દેવઋષિ ભગવાન્ નારદ મુનિ પ્રથમ થયેલી આ કથા કહેવા લાગ્યા.

एवमुक्तःसमुनिभिर्नारदोभगवान्मुनिः ॥
कथयामासदेवर्षिःपूर्ववृत्तामिमांकथाम् ॥ ९० ॥

इति श्रीम० अ० आ० दा० ऊनचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १३९॥

---

भीष्मउवाच ॥ ततोनारायणसुहृन्नारदोभगवानृषिः ॥
॥ शङ्करस्योमयासार्धंसम्वादंप्रत्यभाषत ॥१॥

ભીષ્મ બોલ્યા—તે પછી નારાયણના સ્નેહી ભગવાન્, નારદઋષિ શં-કરનો પાર્વતી સાથે થયેલો સંવાદ કહેવા લાગ્યા. નારદ બોલ્યા—ધર્માત્મા, સુરોના ઈશ્વર, પોઠિયાના ચિન્હવાળા, રૂદ્ર, સિદ્ધ, ચારણોએ સેવેલા, જૂદા જૂદા પ્રકારના ઔષધોથી યુક્ત, જૂદાં જૂદાં પુષ્પોથી આકુળ, અપ્સરા-ઓના સમૂહોથી સેળભેળ થયેલ, ભૂતોના સમૂહે સેવેલા, રમણીય અને પુણ્યરૂપ હિમાલય પર્વતમાં તપ કરતા હતા ત્યાં હર્ષ યુક્ત, મહાદેવ, જૂદા જૂદા પ્રકારના રૂપોવાળા, રૂપ રહિત, દિવ્ય, અદ્દભૂત દેખાવવાળા, સિંહ,

વાઘ અને હાથિના સરખી કાંતિવાળા, સર્વ જાતિથી યુક્ત, ગર્દભ અને દીપડાના સરખાં મુખવાળા, રીંછ ને બળદ સરખાં મુખવાળા, ઘૂડનાં મુખ સરખાં મુખવાળા, વરૂ અને બાજપક્ષીના મુખ સરખા મુખવાળા, જૂદા જૂદા વર્ણવાળા તથા મૃગના મુખ સરખાં મુખવાળા એવા ભૂતોના હજારો ટોળાંથી વિટાએલ, સર્વ જાતિથી યુક્ત કિંનરો, યક્ષો, ગાંધર્વો, રાક્ષસો અને પ્રાણિયોના સમૂહોથી પણ યુક્ત હતા. મહાદેવનું તે સ્થાન, દિવ્ય પુષ્પોથી ભરેલું, દિવ્ય જ્વાળાઓથી આકુળ, દિવ્ય ચંદનથી યુક્ત, દિવ્ય ધૂપથી ધૂપવાળું, દિવ્ય વાદિત્રોના અવાજોવાળું, મૃદંગ અને પણવોથી ગાજી રહેલ, શંખ તથા ભેરીના શબ્દોવાળું, ચોતરફ નાચતા, ભૂતોના સમૂહો અને મયૂરોથી શોભિત, જેમાં અપ્સરાઓ નાચે છે એવું, દેવ ઋષિના ગણોએ સેવેલું, જોવામાં ઠીક લાગે એવું, વર્ણવી ન શકાય તેવું દિવ્ય અને આશ્ચર્યકારિ દેખાવવાળું હતું. તે પર્વત તે મહાદેવના તપથી ઘણો શોભતો હતો. સ્વાધ્યાયમાં તત્પર એવા બ્રાહ્મણોથી વેદનો ઘોષ ગાજી રહેલો હતો. હે માધવકૃષ્ણ, બોલતા ભ્રમરોરૂપ ગાયનોથી તે પર્વત ઉપમા ન આપી શકાય એવો થયો હતો. તે વખતે હે જનાર્દન (કૃષ્ણ), ભયંકર રૂપને ધારણ કરનાર, મોટા ઉત્સવની તુલ્ય તે જોઈ મુનિગોના સમૂહને પરમ પ્રીતિ થતી હતી. ત્યાં મહા ભાગ્યવાન્, મુનિયો, ઉંચા વીર્યવાળા, સિદ્ધ, મરૂત્, વસુઓ, સાધ્ય, ઈંદ્રિ સહિત વિશ્વદેવ, યક્ષો, નાગ, પિશાચો, લોકપાળો, અગ્નિયો, વાયુઓ, અને સર્વ મહાભૂતો આવેલા હતા. ઋતુઓ મહા અદ્ભૂત, સર્વ પુષ્પોની વૃષ્ટિ કરતા હતા. ચળકતી ઔષધીઓ તે વનને પ્રકાશિત કરતી હતી. હર્ષ યુક્ત થએલા પક્ષિયો નાચતાં હતાં તથા શબ્દો કરતાં હતાં. આ રીતે રમણીય પર્વતોના પૃષ્ટ ભાગો ઉપર શબ્દ કરનારા તેઓ જનોને પ્રિય થતા હતા. ત્યાં પલંગમાં બેઠેલા શોભે તેમ દિવ્ય ધાતુઓથી શોભિત પર્વતની તલાટીમાં બેઠેલા, મોટાં મનવાળા, વાઘનાં ચર્મરૂપ વસ્ત્રને ધારણ કરનાર, સિંહના ચર્મરૂપ જેને ઉત્તરીય વસ્ત્ર છે એવા, સર્પરૂપ યજ્ઞોપવીત (જનોઈ) વાળા, રાતા બાજુબંધરૂપ આભુષણવાળા, કંઇક પીળા રંગવાળી (ભૂરી) ડાઢીવાળા, જટાવાન્, ભીમ સુરદ્વેષિ (દૈત્યો) ને ભય કરનાર, સર્વ પ્રાણિયો અને ભક્તોના અભયને કરનારા, જેના ધ્વજમાં પોઠિયો છે એવા શંકર અતિ શોભતા હતા. તેનું દર્શન કરી સર્વ પાપોથી મુક્ત, ક્ષમાવાન્ અને નિર્દોષ એવા સર્વ મહર્ષિ-

ચે। મસ્તકોવડે પૃથ્વી પ્રત્યે પ્રાપ્ત થયા ( દંડની પેઠે નમવા લાગ્યા ) અને તે, ભૂતોના પતિ (શિવ) નું સ્થાન ભયંકર રૂપને ધારણ કરનાર ભાસવા લાગ્યું. હે મધુદૈત્યને મારનાર (કૃષ્ણ), પોઠિયાના ચિન્હવાળા (શિવ)નું જે સ્થાન પરાભવ નજ પમાડી શકાય એવું, મોટા નાગોથી આકુળ અને ભયંકર રૂપને ધરનાર ભાસતું હતું, તે સર્વ ક્ષણ વારમાં અદ્ભુત (આશ્ચર્ય) રૂપ થયું. તે (સ્થાન) પ્રત્યે ભૂતોની સ્ત્રીઓનાં ટોળાંથી વિંટાએલાં, મહાદેવની તુલ્ય, વસ્ત્રોને ધારણ કરનારાં સર્વ તીર્થોનાં જળ જેથી થાય છે એવા, સુવર્ણના કળશને ધારણ કરનારાં, સર્વ, પર્વતથી ઝરનારી નદીગોએ પાછળ અનુસરેલાં (જવાએલાં), શુભ, બહુ પ્રકારના ગંધ અને પુષ્પ વૃષ્ટિઓને વર્ષાવતાં અને હિમાલયના પડખાને સેવતાં એવાં શૈલપુત્રી (પાર્વતી) આવ્યાં. મહાદેવના પડખા પ્રત્યે આવ્યા પછી ઝટ સુંદર હાસ્યવાળાં, હસતાં, તે દેવીએ મશ્કરી માટે (રમત સારૂ) શુભ શંકરનાં નેત્રો બે હાથવડે ઢાંકી દીધાં. આ રીતે બે નેત્રો ઢંકાવાથી તેજ વખત જગત્ અંધકારરૂપ ચેતના રહિત, હોમ રહિત, ને વષટ્કાર રહિત થયું. જેમ સૂર્યનો અસ્ત થવાથી થાય તેમ ભૂતપતિ શિવનાં નેત્ર મિંચાવાથી સર્વ જન પણ ત્રાસ યુક્ત અને ઉદાસ થયો. તેવામાં તેના કપાળમાંથી મોટી દીપ્ત જ્વાળા (અગ્નિની ઝાળ) નિકળી અને ક્ષણમાં લોક અંધકારથી રહિત થયો તથા એ (શિવ) નું સૂર્ય સરખું, યુગના અંત સરખું અને દીપ્ત એવું ત્રિજું નેત્ર થયું, જેણે આ પર્વતને (હિમાલયને) મથ્યો (નાશ પમાડ્યો). તે સમયે વિસ્તાર યુક્ત નેત્રવાળાં, પાર્વતી શંકરને દીપ્ત અગ્નિના સરખાં નેત્રવાળા નિરખી મસ્તકવડે શંકરને પ્રણામ કરી જોવા લાગ્યાં. જ્યારે સાલ અને સરલના વૃક્ષો સહિત, ઉત્તમ ચંદનો સહિત, દિવ્યૌષધીઓથી શોભિત રમણીય તે વન બળવા લાગ્યું ત્યારે ભય પામેલાં, દોડતાં, શરણને પણ નપામતાં અને શંકરને પડખાં પ્રત્યે આવેલાં, મૃગોનાં ટોળાંઓથી તે સ્થાન સંકુળ થયેલું ભાસવા લાગ્યું. પછી જેમ બીજો, યુગના અંત વખતનો અગ્નિ હોય તેમ તીવ્ર, બાર સૂર્યના સરખો, અને આકાશને અડનારી જ્વાળાવાળો જે વિજળીના સરખો લાલ અગ્નિ હતો તેણે ક્ષણવારમાં ધાતુ અનેશિખરોની ઉંચાઈવાળો અને દીપ્ત દગ્ધ થયેલી લતા તથા ઔષધોવાળો હિમાલય પર્વત દગ્ધ થયો. આ રીતે તે પર્વતને પાયમાલ થયેલો જોઈ શૈલરાજનાં પુત્રી (પાર્વતી) ભગવાન્ શિવને શરણ પામી બે હાથ જોડી

ઉભાં રહ્યાં. તે સમયે શંકરે પાર્વતીને પિતાની દીનતાને ન ઈચ્છનારાં, તથા સ્ત્રીના ભાવથી પ્રાપ્ત થયેલી મૃદુતાવાળાં જોઇ તે પર્વત પ્રત્યે પ્રીતિથી દૃષ્ટિ કરી. આથી ક્ષણવારમાં સર્વ હિમ (બરફ) વાળો પર્વત, પ્રકૃતિમાં રહેલ (પ્રથમના જેવો) સારા દેખાવવાળો, હર્ષ પામેલા પક્ષિઓવાળો તથા સારાં પુષ્પો યુક્ત વન અને વૃક્ષવાળો થયો. પર્વતને પ્રકૃતિમાં રહેલો (પ્રથમની પેઠે બનેલો) જોઇ પ્રસન્ન થયેલા, નિંદાવાળાં કર્મરહિત પાર્વતી, સર્વ લોકોના પતિ, મોટા ઈશ્વર, દેવ" એવા શિવને કહેવા લાગ્યાં. પાર્વતી પૂછવા લાગ્યાં—હે ભગવન્, સર્વ ભૂતોના ઇશ, શૂલ જેના હાથમાં છે એવા અને હે મહા વ્રતવાળા, મને મોટો સંશય પેદા થયો છે તે તમે મને ખુલાસો કરવા યોગ્ય છો. હે દેવ, શા માટે તમારા કપાલમાં ત્રીજું નેત્ર ઉત્પન્ન થયું? શા માટે તમે પક્ષિઓનાં ટોળાં અને મોટાં વનો સહિત પર્વતને બાળ્યો, અને શા માટે ફરી તમે મારા પિતા (પર્વત)ને તેવાજ વૃક્ષોથી ઢંકાએલો, ને પ્રકૃતિમાં રહેલો કર્યો? મહેશ્વર બોલ્યા—હે નિંદિત કર્મ રહિત દેવિ, તમે બાળપણાથી મારાં બે નેત્ર ઢાંક્યાં ત્યારે ક્ષણવારમાં લોક નિસ્તેજ થયો અને હે પર્વતની પુત્રિ નષ્ટ થએલ સૂર્યવાળો, અંધકારરૂપ લોક થયો ત્યારે પ્રજાનું રક્ષણ કરવા મેં પ્રકાશિત ત્રિજું નેત્ર સ્રજ્યું, તે આંખનું મોટું તેજ છે કે જેણે આ પર્વતને પાયમલ કર્યો. હે દેવિ, પાછો મેં તમારૂં પ્રિય કરવા પ્રકૃતિમાં રહેલો (જેવો હતો તેવો) કર્યો. ઉમા (પાર્વતી) બોલ્યાં—હે ભગવન્, શાથી તમારૂં મુખ ચંદ્રના સરખું પ્રિય દેખાવવાળું છે? જેમ લક્ષ્મીથી ઈચ્છવા યોગ્ય, પૂર્વ મુખ છે તેમજ ઉત્તર અને પશ્ચિમ છે. શાથી દક્ષિણ મુખ ભયંકર અને ઉંચી કપિલ જટા છે? કેણે તમારો કંઠ મોરનાં પિચ્છ (પીછાં) સરખો નીલ (લીલો) કર્યો છે? હે દેવ, કયા કારણે કરી તમારા હાથમાં નિરંતર પિનાક (આ નામનું બાણ) રહે છે? શા સારૂ તમે નિત્ય જટાવાન્ અને બ્રહ્મચારી છો? હે જેના ધ્વજમાં પોઠિયો છે એવા પ્રભુ, હું તમારી સમાન ધર્મને આચરણ કરનારી ભક્ત (સેવનાર) છું માટે આ સર્વ મારા સંશયને કહેવા યોગ્ય છો. ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે પર્વતની પુત્રી (ઉમા) એ કહેલા, પિનાકને ધારણ કરનારા, તે ભગવાન્, પ્રભુ, તેની ધીરજ અને બુદ્ધિથી પ્રીતિમાન્ થયા. પછી દેવ એવા તે શિવ હે સુંદર મુખવાળાં, હે સૌભાગ્યવાળાં (પાર્વતિ), જે કારણોએ કરી મારાં આ, રૂપો છે તે સાંભળો,

એમ તેને કહેવા લાગ્યા.

ततस्तामब्रवीद्देवःसुभगेश्रूयतामिति ॥
हेतुभिर्यैर्ममैतानिरूपाणिरुचिरानने ॥ ९१ ॥

इति श्रीम० अ० आ० दा० उमामहेश्वरसम्वादोनामचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४० ॥

---

**श्रीभगवानुवाच** ॥ तिलोत्तमानामपुराब्राह्मणायोषिदुत्तमा ॥
॥ तिलंतिलंसमुद्धृत्यरत्नानांनिर्मिताशुभा ॥१॥

શ્રી ભગવાન્ (શિવ) બોલ્યા—પૂર્વે બ્રહ્માએ તલ તલ (તલભાર તલભાર) લઈ રત્નોની શુભ ઉત્તમ, તિલોત્તમા નામે સ્ત્રી નિર્મેલી હતી. હે શુભ દેવિ, પૃથ્વીમાં રૂપવડે નિરૂપમ, પ્રીતિને કરનાર મુખવાળી, અતિ ચતુર એવો હું તેને લોભ પમાડતી તે, સુંદર દાંતવાળી જેમ જેમ મારી સમીપ આવતી ગઈ તેમ તેમ હે દેવિ, મારૂં સુંદર મુખ બહાર નિકળતું ગયું. તેને જોવાની ઈચ્છાથી હું યોગથી ચાર મૂર્ત્તિપણાને પામ્યો અને ઉત્તમ યોગને દર્શાવતો, ચાર મુખવાળો થયો. હે અનિંદિતે, હું પૂર્વ મુખથી ઈંદ્રપણાને પાળું છું. ઉત્તર મુખવડે તમારી સાથે રમત કરૂં છું. મારૂં પશ્ચિમ તરફનું મુખ સૌમ્ય અને સર્વ પ્રાણિયોના સુખને કરનાર છે. દક્ષિણ મુખ ભીમ સરખું રૌદ્ર (ભયંકર) છે અને પ્રજાનો સંહાર કરે છે. હું લોકોની હિતની કામનાથી જટાવાળો તથા બ્રહ્મચારી છું. દેવતાઓના કાર્યના અર્થની સિદ્ધિ સારૂ મારા હાથમાં પિનાક રહ્યું છે. પૂર્વે મારી લક્ષ્મી (સંપત્તિ) ને ઈચ્છનારા ઇંદ્રે મારી ઉપર વજ્ર ફેંકેલું હતું તે, મારા કંઠને બાળી ગયું હતું તેથી મારી શ્રી કંઠતા (મારા કંઠનું લીલાપણું) છે. પાર્વતી બોલ્યાં—હે શ્રેષ્ઠ દેવ, સર્વ બીજાં શોભિત વાહનો છે તોય વૃષ (પોઠિયો) કેમ તમારા વાહનપણાને પામ્યો છે? મહાદેવ બોલ્યા—બ્રહ્માએ દૂધને છોડનારી (દેનારી) દેવની ગાય સુરભીને સરજી ઉત્પન્ન કરેલી દૂધરૂપ અમૃતને ઝરનારી તે બહુ પ્રકાર (ઘણા ભેદ) વાળી થઈ. તેના વાછડાના મુખમાંથી ખરેલું ફીણુ મારા શરીર પ્રત્યે પડયું ત્યારે મેં બાળેલી તે ગાયો જૂદા જૂદા વર્ણપણાને પામી. પછી અર્થને જાણનારા લોકના

ગુરૂ (બ્રહ્મા) એ મને શાંતિને પ્રાપ્ત કર્યો (શાંત કર્યો) અને આ વૃષ (પોઠિયો) મને ધ્વજ (ધ્વજા) માટે તથા વાહન કરવા આપ્યો. પાર્વતી બોલ્યાં—હે ભગવન્, સ્વર્ગમાં તમારા નિવાસો (ઘરો) બહુ રૂપવાળા અને સર્વ ગુણોથી યુક્ત છે. તેઓને તજી કેમ કેશ તથા હાડકાંઓથી દૂષિત, ભયંકર, કપાલરૂપ ઘડીઓથી સંકુલ, જેમાં ગીધ અને શિયાળ ઘણાં છે, જેમાં વસા તથા લોહિરૂપ કાદવ છે, જેમાં વિખરાઈ પડેલો આંતરડાંઓનાં હાડકાંઓનો ઢગલો છે એવાં, ઘણા ચિતાઓના અગ્નિયોથી સંકુલ, અપવિત્ર અને શાહુડીઓના શબ્દોથી ગાજી રહેલાં સ્મશાનમાં[1] રમો છો. મહાદેવ બોલ્યા—સદા મેધ્ય એટલે પવિત્ર (બ્રહ્મ) ને ખોળનારો હું હમેશ સકળ પૃથ્વી પ્રત્યે ફરૂં છું પણ અહિં સ્મશાનથી કંઈપણ બીજું અતિ પવિત્ર નથી જણાતું, તે કારણથી મારૂં મન સર્વ નિવાસોના મધ્યમાં સ્મશાન વિષે રમે છે. હે મનોહર મંદ હાસ્યવાળિ, મારાં ભૂતનાં ટોળાંઓ પણ વડોની શાખાઓથી ઢંકાએલ, વાંકી માળાઓથી શોભિત તે (સ્મશાન) માંજ રમે છે. હે દેવિ, હું ભૂતોનાં ટોળાં વિના વસવા ઈચ્છતો નથી. હે શોભને, એજ મારો વાસ પવિત્ર, સ્વર્ગીય, પુણ્યરૂપ અને ઉત્તમ માનેલો છે તથા પવિત્ર પદાર્થ (બ્રહ્મ) ની કામનાવાળાઓએ સેવાય છે. પાર્વતી બોલ્યાં—હે ભગવન્, સર્વ ભૂતોના ઈશ, સર્વ ધર્મને જાણનારાઓમાં ઉત્તમ, વરને આપનાર, હે પિનાકપાણે (હાથમાં પિનાક રાખનાર), આ મ્હોટો સંશય છે. તપને યોગ્ય વપને ધારણ કરનાર, જૂદા જૂદા આકારવાળો, આ, મુનિયોનો સમૂહ આ રીતે તપ કરે છે માટે આ, ઋષિયોના સમુદાયની તથા મારી પ્રિય કામનાથી અહિં આ, મારા સંદેહને કહેવા યોગ્ય છો. હે શત્રુને દમનાર, હે પ્રભો, હે ધર્મને જાણનાર, ધર્મ શું લક્ષણવાળો કહેલો છે અને ધર્મને ન જાણનારા નરોએ કેવી રીતે આચરણ કરી શકાય? તે તમે મને કહો. નારદ બોલ્યા—પાર્વતીના બોલી રહ્યા પછી સર્વ, મુનિયોનો સમૂહ ઋચાઓથી શોભિત અર્થવાળી વાણી તથા અર્થમાં કુશળ એવી સ્તુતિઓથી તે દેવી (પાર્વતી) ને પૂજવા લાગ્યો. મહાદેવ બોલ્યા—અહિંસા, સત્ય વચન, સર્વ પ્રાણિયો વિષે દયા, શાંતિ, અને યથાશક્તિ દાન, આ ગૃહસ્થનો ઉત્તમ ધર્મ

---

[1] અહિં ટીકામાં એવો અભિપ્રાય સૂચન કરેલો છે કે સ્મશાન એટલે કાશીક્ષેત્ર સમજવું પણ બીજું સ્મશાન નહિ.

છે. પર સ્ત્રીઓના સંબંધનો ત્યાગ, થાપણરૂપ સ્ત્રીનું રક્ષણ, ન આપેલા પદાર્થને લેવાથી વિરામ પામવું અને મદ્ય તથા માંસનો ત્યાગ આ પાંચ પ્રકારવાળો ધર્મ ઘણી શાખા (ફાંટા)ઓવાળો, સુખને ઉત્પન્ન કરનાર, ધર્મમાં તત્પર એવા પ્રાણિયોએ આચરવા યોગ્ય અને પુણ્યને પેદા કરનાર છે. પાર્વતી બોલ્યાં—હે ભગવન્, જે સંશય પૂછેલો છે તે મને કહેવા યોગ્ય છો. ચાર વર્ણોનો પોતા, પોતામાં જે ધર્મ ગુણકારી હોય તે, બ્રાહ્મણમાં કેવો ધર્મ હતો? ક્ષત્રિયમાં કેવો ધર્મ હતો? વૈશ્યમાં કયાં લક્ષણવાળો ધર્મ અને શૂદ્રમાં શું લક્ષણવાળો ધર્મ હોય છે? મહાદેવ બોલ્યા—હે મહાભાગે તમે સર્વ ન્યાયથી ધર્મ પૂછ્યો. લોકમાં સદા બ્રાહ્મણો મહા ભાગ્યવાળા, પૃથ્વીના દેવતાઓ છે. બ્રાહ્મણનો, ઈંદ્રિયજય સદા ધર્મ છે એમાં સંશય નથી; કારણ કે તે ધર્મ અર્થ સંપન્ન બ્રહ્મપણા માટે કલ્પાય છે (બ્રહ્મને પામે છે). હે દેવિ, ન્યાયથી બ્રહ્મચર્ય પાળવું એ, અને વ્રતવડે ઉપનયન (જનોઈ) લેવું એ ધર્મની ક્રિયા છે, જેથી બ્રાહ્મણ થવાય છે. ધર્મમાં તત્પર પ્રાણિયોએ ગુરૂ ને દેવતાની પૂજા માટે પુણ્યને પેદા કરનારો સ્વાધ્યાયના અભ્યાસરૂપ ધર્મ આચરણ કરવા યોગ્ય છે. પાર્વતી બોલ્યાં—હે ભગવન્, તમે મારો સંશય છે તેને કહેવા યોગ્ય છો, હવે નિપુણતાથી ચાર વર્ણોના ધર્મ કહો. મહાદેવ બોલ્યા—રહસ્યનું સાંભળવું અને વેદનાં વ્રતોનું સેવન એ ધર્મ છે. અગ્નિનું કાર્ય તથા ગુરૂનાં કાર્યને સુધારવું એ ધર્મ છે. ભિક્ષા આચરવી અને નિત્ય યજ્ઞોપવિતપણું છે એ ઉત્તમ ધર્મ છે. નિત્ય સ્વાધ્યાય કરવાપણું અને બ્રહ્મચર્યાશ્રમ એ ધર્મ છે. ગુરૂની આજ્ઞાથી બ્રાહ્મણે વર્તવું અને પછી વિધિ પ્રમાણે યોગ્ય સ્ત્રી મેળવવી એ ધર્મ છે. શૂદ્રના અન્નનો ત્યાગ, તથા સારા માર્ગનું સેવન એ ધર્મ છે. નિત્ય ઉપવાસિપણું તથા બ્રહ્મચર્ય એ ધર્મ છે. અગ્નિ રાખી હોમ કરનાર થવું; ઈંદ્રિયો નિયમમાં રાખવી, અધ્યયન કરનાર થવું, વિઘસાશી થવું, નિયમ પ્રમાણે આહાર કરનાર થવું અને ગૃહસ્થે પવિત્ર અને સત્ય બોલનાર થવું એ ધર્મ છે. અતિથિવ્રતપણું અને ત્રેતાગ્નિ (અગ્નિહોત્ર)નું ધારણ કરવું એ ધર્મ છે. વિધિપૂર્વક ઈષ્ટિ તથા પશુબંધ યજ્ઞો કરવા એ ધર્મછે. યજ્ઞ તથા પ્રાણિયોમાં હિંસા ન કરવી એ ઉત્તમ ધર્મ છે. એક વખત જમવું અને વિઘસાશિપણું એ ધર્મ છે. બીજા જનોના જમ્યા પછી જમવું એ ધર્મ કહેવાય છે. આ, ગૃહસ્થ

અને શ્રોત્રિય બ્રાહ્મણને વિશેષતાથી પાળવાનો છે. પત્ની તથા પતિનું સમાન શીલપણું એ, ગૃહસ્થોનો ધર્મ છે. ઘરના દેવોની નિત્ય, પુષ્પ તથા બલિની ક્રિયા થાય એ ધર્મ છે. નિત્ય ઉપલેપન (ચંદન કરવું) અને નિત્ય ઉપવાસિપણું એ ધર્મ છે. ઘરમાં અતિ શુદ્ધ અને લિપેલા ઠેકાણે ઘૃતના ધૂમસહિત અગ્નિ થાય એ ધર્મ છે. આ બ્રાહ્મણ લોકમાં ગૃહસ્થપણાનો લોકને ધારણ કરનારો ધર્મ છે, અને સદા સારા બ્રાહ્મણોનો મધ્યમાં આ ધર્મ પ્રવર્તે છે. હે દેવિ, મેં ક્ષત્રિયોમાં રહેલો જે ધર્મ કહેલો છે તે હું તમને કહું છું માટે સાવધાન થયેલાં મારાથી સાંભળો. આદિથી ક્ષત્રિયનો પ્રજાનું પાલન કરવું એ ધર્મ કહેલો છે, કારણ કે શાસ્ત્રમાં કહેલાં ફળ (છઠ્ઠા ભાગ) ને ભોગવનારો રાજા ધર્મથી જોડાય છે. જે મનુષ્યોનો અધિપતિ (રાજા) ધર્મથી પ્રજાઓને પાળે છે તેને પ્રજાના પાલનથી ભેગા કરેલા, ધર્મથી સંપાદન કરેલા ઉત્તમ લોકો મળે છે. તે રાજાનો દમ (મનોનિગ્રહ), સ્વાધ્યાય, અગ્નિહોત્રનું ધારણ, દાન અને અધ્યયન આ ઉત્તમ ધર્મ છે. યજ્ઞોપવીત (જનોઈ) ધારણ કરવું તથા યજ્ઞ થાય એ ધર્મની ક્રિયા છે. આકરોનું ભરણ (પોષણ) કરવું અને કરેલાં કર્મમાં ફળરહિતપણું રાખવું એ ધર્મ છે. ઠીક રીતે દંડમાં સ્થિતિ રાખવી એ ધર્મ છે. વેદ તથા ક્રતુ (યજ્ઞ) ની ક્રિયા એ ધર્મ છે. વ્યવહારમાં સ્થિતિ અને સત્ય વાક્યમાં પ્રીતિ એ ધર્મ છે. પીડિતને હાથ દેનારો રાજા અહિં અને મરણ પછી બીજે પૂજાય છે. ગાયો તથા બ્રાહ્મણો માટે પરાક્રમવાળો, સંગ્રામ (યુદ્ધ) માં મરણ પામેલો સ્વર્ગ લોકમાં અશ્વમેધથી જીતેલા લોકોને પામે છે. વૈશ્યનો નિરંતર, પશુપાલપણું, કૃષિ (ખેડ), અગ્નિહોત્ર ક્રિયા, દાન અને અધ્યયન આ ધર્મ છે. તેમજ વ્યાપાર, સન્માર્ગમાં રહેવું, અતિથિપણું કરવું, શાંતિ રાખવી, મનને નિયમમાં રાખવું, બ્રાહ્મણોની સ્વાગતા કરવી અને ત્યાગ, આ સનાતન વૈશ્યનો ધર્મ છે. વાણિયા, માર્ગને સેવનારા, સન્માર્ગને આશ્રય કરી રહેલા વૈશ્યે તલ, ગંધક અને રસો વેચવા નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો, શક્તિ પ્રમાણે યથાયોગ્ય, સર્વનું અતિથિપણું કરવું એ ધર્મ છે. નિરંતર બ્રાહ્મણોની સેવા કરવી એ ઉત્તમ શૂદ્રનો ધર્મ છે. પ્રાપ્ત થયેલા અતિથિની સેવા કરનારો, વખાણવા યોગ્ય તપવાળો, સત્ય બોલનાર, અને ઈંદ્રિયોને જીતનારો, તે શૂદ્ર મોટું તપ મેળવે છે. નિરંતર શુભ આચરણવાળો દેવ

તથા બ્રાહ્મણોને પૂજનારો, બુદ્ધિમાન્ તે શૂદ્ર, પ્રિય ધર્મનાં ફળોથી જોડાય છે. હે શોભને, હે સુભગે, આ, ચાર વર્ણનું એક એકનું સર્વ કહ્યું, હવે અહિં બીજું શું સાંભળવા ઈચ્છો છો? પાર્વતી પૂછવા લાગ્યાં—હે ભગવન્, તમે ચાર વર્ણને હિતકારી, શુભ જૂદો ધર્મ કહ્યો પણ જે સર્વ વ્યાપી (સર્વમાં રેહેનાર) ધર્મ છે તે મને કહો. મહાદેવ બોલ્યા—ગુણોને ઈચ્છનારા બ્રહ્માએ લોકના સારવડે પૃથ્વીના દેવતારૂપ, મનુષ્યોમાં સર્વ લોકોને તારવા માટે બ્રાહ્મણોને સ્રજ્યા, હું તેઓના પણ ધર્મ કર્મના ફળના ઉદયને કહું છું. બ્રાહ્મણોમાં જે ધર્મ છે તે ધર્મ ઉત્તમ માનેલો છે. બ્રહ્માએ પૃથ્વીમાં સૃષ્ટિ કરવાના કાળમાં નિત્ય ધર્મને અર્થે પ્રસિદ્ધ, જે આ, ત્રણ પદાર્થો સ્રજ્યા તે સ્રજેલાઓને પણ મારાથી સાંભળો. એક, વેદમાં કહેલો ધર્મ ઉત્તમ છે, બીજો સ્મૃતિ તથા શાસ્ત્રોમાં કહેલો ધર્મ ઉત્તમ છે અને ત્રિજો શિષ્ટ લોકો (વિદ્વજ્જનો) એ આચરેલો ધર્મ ઉત્તમ કહેલો છે, આ રીતે ત્રણ ધર્મો સનાતન (જુના) છે. જે બ્રાહ્મણ ત્રણ વેદમાં કુશળ, વિદ્વાન્ પણ અધ્યયનવડે જીવનાર નહિ એવો ત્રણ કર્મ (દાન, અધ્યયન તથા યજન)વાળો, અને ત્રણ (કામ, ક્રોધ તથા લોભ) ને તજીને રહેલો છે એ બ્રાહ્મણ મૈત્ર કહેલો છે. જગતના ઈશ્વરે બ્રાહ્મણોની વૃત્તિ માટે આ, છ કર્મો કહેલાં છે, હવે સનાતન ધર્મો સાંભળો. યજવું, યજન કરાવવું, દાન દેવું, લેવું, ભણાવવું અને ભણવું, આ છ કર્મવાળો બ્રાહ્મણ ધર્મને સેવનાર છે. સ્વાધ્યાયિપણું એ નિત્ય ધર્મછે. યજ્ઞ છે એ, સનાતન ધર્મ છે. એ (વિપ્ર)નું શક્તિ પ્રમાણે તથા વિધિ પ્રમાણે દાન એ ધર્મ છે. શાંતિ અને વિષયોથી નિવૃત્તિ રાખવી, આ નિત્ય, સજ્જનોમાં પ્રવૃત્ત થયેલો, શુદ્ધ ગૃહસ્થોનો મ્હોટો, પુણ્યના સમૂહરૂપ ધર્મ છે. જે, પાંચ યજ્ઞવડે શુદ્ધ આત્માવાળો, સત્ય વાણીવાળો, ગુણોમાં દોષ બુદ્ધિરહિત, દાતા, બ્રાહ્મણોનો સત્કાર કરનાર, અતિ શુદ્ધ સ્થાનવાળો, માનરહિત, સદા સરળ, સ્નેહયુક્ત વાણીને આપનાર, અતિથિ તથા અભ્યાગતમાં પ્રીતિવાળો, શેષ રહેલા અન્નનું ભોજન કરનાર છે તથા જે ન્યાય પ્રમાણે, પાદ્ય (પગ ધોવા જળ) અર્ઘ્ય (અર્ઘ્ય જળ), આસન, શયન, દીપ, અને આશ્રય અથવા અન્નછત્ર આપે છે તે ધાર્મિક (ધર્મવાળો) છે. જે પ્રાતઃકાળમાં ઉઠી આચમન લેઈ ભોજન વાસ્તે આમંત્રણ કરી સત્કાર કરી પાછળ જાય છે (વળાવે છે) તેને સનાતન ધર્મ થાય છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ગનો શક્તિ પ્રમાણે અહર્નિશ સર્વનું અતિથિપણું કરવું એ ધર્મ છે અને ત્રણ વર્ગ (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય)ની સેવા કરવી એ શૂદ્રનો ધર્મ છે. ગૃહસ્થોમાં પ્રવૃત્તિનાં લક્ષણવાળો જે ધર્મ કરાય છે તે, સર્વ પ્રાણિયોના હિતરૂપ, શુભ ધર્મ હું કહું છું. સમૃદ્ધિને ઈચ્છનારાએ શક્તિથી વારંવાર દાન કરવું. વારંવાર યજન કરવું અને પુષ્ટિનાં કર્મનો વિધિ કરવો. મનુષ્યે પ્રયત્નથી ધર્મવડે અર્થ (ધન) મેળવવો અને ધર્મ વધારે થાય તેમ ધર્મથી મેળવેલાં ધનને ત્રણ ભાગે વેચેલું કરવું. સમૃદ્ધિને ઈચ્છનારા નરે એક ભાગવડે ધર્મ તથા અર્થ કરવા, એક ભાગથી કામનો અર્થ સિદ્ધ કરવો અને એક ભાગ વધારવો. હે દેવિ, નિવૃત્તિનાં લક્ષણવાળો જે બીજો ધર્મ મોક્ષ માટે રહેલો છે તેની વૃત્તિ કહું છું તે ખરી રીતે મારાથી સાંભળો. સર્વ પ્રાણિયોમાં દયા રાખવી એ ધર્મ છે પણ એક ગામમાં વસવાપણું એ ધર્મ નથી. મોક્ષને ઈચ્છનારાઓનો, આશારૂપ પાશને છોડવો એ ધર્મ વખણાય છે. નહિ કોટડી (પર્ણશાળા)નો, નહિ જળનો, નહિ વસ્ત્રનો, નહિ આસનનો, નહિ ત્રિદંડનો, નહિ શયનનો, નહિ અગ્નિનો અને નહિ શરણના સ્થાનનો સંગ કરવો. જે અધ્યાત્મ ગતિ (બ્રહ્મજ્ઞાન)માં ચિત્તવાળો, તેમાં મન રાખનાર, તેમાં તત્પર, સદા યોગ તથા જ્ઞાન પ્રત્યે યોગ્ય, વૃક્ષ, મૂળ જેને ઉત્તમ છે એવો, નિત્ય શૂન્ય સ્થાનમાં રહેનાર, નદીના કાંઠા ઉપર સુનાર અને જે નદીના તીરમાં પ્રીતિવાળો છે, જે બ્રાહ્મણ સર્વ સંગોથી, તથા સ્નેહનાં બંધનોથી મુક્ત છે, જે બ્રાહ્મણ આત્માનો ભાવ પરમાત્મા વિષેજ દૃઢ કરે છે, નિરાહાર, મોક્ષના જ્ઞાનવાળાં કર્મવડે યુકત, શિવરૂપ થયેલો જે સંન્યાસ લે છે તેને સનાતન ધર્મ પ્રાપ્ત થાય છે. જે સર્વથી સદા મુક્ત છે તે એક ઠેકાણે આસકત નથી, એક ગામનો આશ્રય કરનાર નથી પણ છૂટોજ ફરે છે. તથા એક કાંઠે સુતો નથી, સજ્જનોના સારા માર્ગરૂપ, આ વેદમાં કહેલો, મોક્ષને જાણનારાઓનો ધર્મ છે. જે આ માર્ગને અનુસરે છે તેને ઉત્તમ પદ પ્રાપ્ત થાય છે, કુટીચક, બહૂદક, હંસ અને પરમ હંસ આ ચાર પ્રકારવાળા ભિક્ષુઓ છે, તેઓમાં જે પાછળ છે તે ઉત્તમ છે, આથી (પરમ હંસપણાથી પામેલાં આત્મજ્ઞાનથી) બીજું અતિ ઉત્તમ, ઉતરતું, નીચું, અથવા આડું ઉંચું અથવા આગળ, દુઃખ રહિત, સુખ રહિત, સૌમ્ય, જરારહિત મરણ રહિત, અને વ્યય (ઘટાડા) રહિત નથી (સાર એ છે કે તે સર્વોત્તમ

છે). પાર્વતી બોલ્યાં—તમે સજ્જનોએ આચરેલો, જીવલોકનો મહાન્, કલ્યાણ કરનારો, ગૃહસ્થનો ધર્મ તથા મોક્ષ ધર્મ કહ્યો, આ પછી (હવે) હે ધર્મને જાણનાર, ઋષિના ધર્મને સાંભળવા ઈચ્છું છું, કેમકે નિરંતર મારી ઈચ્છા તપોવનમાં વસનારાઓ વિષે થાય છે, ઘૃતના ધૂમથી ઉત્પન્ન થયેલો ગંધ જાણે તપોવનને રોકતો હોય તેમ ભાસે છે તથા હે મહેશ્વર, તેને જોઈ મારૂં મન પ્રીતિવાળું થાય છે માટે હે દેવ, હે વિભો, સર્વ ધર્મ અર્થનાં તત્ત્વને જાણનાર, દેવોના દેવ, હે મહાદેવ, મુનિના ધર્મ માટે કરેલા આ મારા સંશયને મેં જેમ પૂછેલું છે તેમ સમગ્રપણાથી યથાર્થ મને કહો. શ્રી ભગવાન્ બોલ્યા—હે શુભે, મુનિયો જે ધર્મને આચરી પોતાના તપથી સિદ્ધિ પામે છે, હું ખુશીથી તે ઉત્તમ મુનિયોનો ધર્મ તમને કહું છું. હે મહાભાગે, હે ધર્મજ્ઞે, ધર્મને જાણનારા, ફેનપ સારા ઋષિઓનો જે ધર્મ છે તે પ્રથમ મારાથી સાંભળો. જેઓ નિરંતર બ્રહ્માએ યજ્ઞમાં પીધેલ, પછી વૃષ્ટિ વગેરેથી સ્વર્ગમાં દિવ્ય ભોગવડે વિસ્તારેલા બ્રહ્માના શુભ, અગ્ર અન્નના સમૂહને થોડે થોડે લે છે તેઓ ફેનપ કહેવાય છે. હે તપોધને, શુદ્ધ તે ફેનપ ઋષિઓનો વાલખિલ્ય ઋષિઓના ગણો સાથે, ધર્મચર્યા માટે કરેલો આ, જે માર્ગ છે તે સાંભળો. તપથી સિદ્ધ થયેલા, ધર્મને જાણનારા, વાલખિલ્ય નામના મુનિયો સૂર્યનાં મંડલવિષે પક્ષિની વૃત્તિ (કણ કણ લેવાની વૃત્તિ) નો આશ્રય કરી રહેલા ઉંચ્છ વૃત્તિ ઉપર રહે છે, જે વાલખિલ્ય, મૃગની કાંચળીઓ (મૃગચર્મ) રૂપ વસ્ત્રવાળા, ચીર તથા વલ્કલ વસ્ત્રયુક્ત સુખ દુઃખરહિત, સન્માર્ગને પામેલા, તપરૂપ ધનવાળા અને અંગુઠાના અગ્ર ભાગ જેવડા થઈને પોતપોતાના ધર્મમાં રહેલા તપનાં આચરણને ઈચ્છે છે તેઓને મોટું ધર્મનું ફળ છે. જેઓનાં તપ કરવાથી પાપો બળી ગયાં છે એવા તે ઋષિઓ સુર કાર્યના અર્થની સિદ્ધિ સારૂ દેવોની સમાનતાને પામે છે તથા સર્વ દિશાઓને પ્રકાશિત કરે છે, જે બીજા, શુદ્ધ મનવાળા, દયા ધર્મમાં તત્પર, ચક્રની પેઠે (નિવાસ વગર) ફરનારા, પુણ્યકારિ, સારા ઋષિયો છે જેઓ સોમલોકમાં ફરનારા છે અને પિતૃ લોકની સમીપ રહેલા જેઓ છે, તેઓ, વિધિ પ્રમાણે ચંદ્રનાં કિરણોને થોડે થોડે લે છે. તેમ, સંપ્રક્ષાલ (બીજા દિવસ માટે ન રાખતાં સારી રીતે પાત્રને ધોનારા), અશ્મકુટ્ટ અને ઉલૂખલિક તેઓ સોમપ (ચંદ્ર કિરણનું પાન કરનારા), અને ઉષ્મપ (સૂર્ય કિરણનું પાન કરનારા),

દેવોની સમીપ રહેલા, સ્ત્રીઓસહિત તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનારા જેઓ છે તેઓ ઉચ્છ વૃત્તિ કરે છે. તેઓનો અગ્નિ ક્રિયા, પિતૃનું અર્ચન અને પાંચ યજ્ઞોનું યજન એ ધર્મ કહેવાય છે. હે દેવિ, એક ચક્રની પેઠે (સાથે વાસ વિના) ફરનારા અને દેવ લોકમાં ચાલનારા દ્વિજોએ જે બીજો, ઋષિયોનો ધર્મ આચરેલો છે તે પણ મારાથી સાંભળો. સર્વ ઋષિઓના ધર્મોમાં ઇંદ્રિયોને નિયમમાં રાખનારાઓએ આત્માને જાણવો, તે પછી કામ અને ક્રોધને જીતવા એવી મારી બુદ્ધિ છે. અગ્નિહોત્ર ધારણ કરવું, ધર્મસત્રમાં સારી રીતે રહેવું (વર્તવું), સોમ યજ્ઞ કરવો, સારૂં જ્ઞાન મેળવવું, પાંચમી યજ્ઞની દક્ષિણા આપવી, નિત્ય યજ્ઞની ક્રિયા કરવી, પિતૃ તથા દેવતાઓના પૂજનમાં પ્રીતિ રાખવી અને ઉંચ્છથી મેળવેલાં અન્નથી સર્વનું અતિથિપણું કરવું, આ ધર્મ છે. ગોરસો (દૂધ દહિ વગેરે)ના ઉપભોગોમાં નિવૃત્તિ, શાંતિમાં પ્રીતિ, સ્થંડિલના શયનમાં સુવું, શાક તથા પાંદડાંઓનું સેવન કરવું, ફળ, મૂળનું ભક્ષણ, વાયુ ભક્ષણ, જળ ભક્ષણ અને શેવાળનું ભક્ષણ કરવું, આ ઋષિઓના નિયમો છે જેઓએ કરી ન જીતેલી ગતિને જીતે છે. જ્યારે ધૂમ રહિત, ખંડાતાં મુસળ રહિત, અંગારા રહિત, જેમાં જનો જમી રહેલા છે, જેમાં પાત્રોનો સંચાર થતો નથી અને ભિક્ષુકો જતા રહ્યા હોય તેવો વખત હોય ત્યારે અતિથિને ઇચ્છનારો, શેષ રહેલા અન્નને ખાનારો, સત્ય ધર્મમાં પ્રીતિવાળો અને શાંત એવો મુનિ ધર્મથી જોડાય છે. જે સ્તંભી (નમ્રતા રહિત) અક્કડ નથી, માનવાન્ નથી, અપ્રસન્ન નથી, વિસ્મયવાન્ નથી અને મિત્ર તથા શત્રુમાં સમાન મૈત્ર છે તે ધર્મને જાણનારાઓમાં ઉત્તમ છે.

नस्तम्भीनचमानीस्यान्नाप्रसन्नोनविस्मितः ॥
मित्रामित्रसमोमैत्रोयःसधर्मविदुत्तमः ॥ ११९ ॥

इति श्रीम० अ० आ० दा० एकचत्वारिंशदधिकशततमो ऽध्यायः ॥ १४१ ॥

---

उमोवाच ॥ देशेषुरमणीयेषुनदीनांनिर्झरेषुच ॥
॥ स्रवन्तीनांनिकुञ्जेषुपर्वतेषुवनेषुच ॥१॥

પાર્વતી બોલ્યાં—હે શંકર, હે દેવોના ઈશ્વર, જેઓ સાવધાન થઈ રમણીય દેશમાં, નદીઓનાં ઝરણાંઓ પાસે, નદી પાસેના કુંજોમાં, પર્વતોમાં, વનોમાં, પવિત્ર અને ફળવાળા દેશોમાં તથા મૂળવાળા પવિત્ર દેશોમાં નિયમિત વ્રતવાળા વસે છે તેઓનો પણ પુણ્યરૂપ વિધિ અને પોતાના શરીરથી આજીવિકા ચલાવનારા વાનપ્રસ્થોમાં રહેલા પુણ્યરૂપ વિધિને સાંભળવા ઈચ્છું છું. મહાદેવ બોલ્યા—હે દેવિ, વાનપ્રસ્થોમાં જે ધર્મ છે તેને સાવધાન થઈ મારાથી સાંભળો અને એક મનવાળાં, ધર્મની બુદ્ધિમાં તત્પર થાઓ. વનવાસને પામેલા, સારા, વાનપ્રસ્થોએ સિદ્ધ, નિયમોથી જેવું કર્મ કરવા યોગ્ય છે તે સાંભળો. ત્રણ કાળ સ્નાન, પિતૃ તથા દેવતું અર્ચન, અગ્નિહોત્રની ક્રિયા, ઈષ્ટિહોમનો વિધિ, નીવાર ધાન્યનું ગ્રહણ, ફળ મૂળનું સેવન તથા સ્નેહ માટે (તેલ ઘી માટે) ઇંગુદી અને એરંડાનાં તેલોનું સેવન કરવું. યોગચર્યાને કરનારા, સિદ્ધ, કામ, ક્રોધથી રહિત, વીરના આસનને સેવનારા, વીરસ્થાન (મોટાં અરણ્ય)ને સેવનારા, યોગ્ય, યોગને ધારણ કરનારા, ગ્રીષ્મ કાળમાં પંચાગ્નિથી તપનારા, મંડૂક યોગના નિશ્ચયવાળા, યોગ્ય રીતે ન્યાયને સેવનારા, વીરાસનમાં પ્રીતિવાળા, નિત્ય, સ્થંડિલમાં શયન કરનારા અને ધર્મમાં બુદ્ધિ રાખનારાઓએ શીત, જળ અને અગ્નિનું સેવન[1] કરવું. જળરૂપ ભોજન કરનારા, વાયુરૂપ ભોજન કરનારા, શેવાળરૂપ ઉત્તમ ભોજન કરનારા, અશ્મકુટ્ટ, દાંત, સંપ્રક્ષાલ અને બીજા, ચીર, તથા વલ્કલથી વિંટાએલા, મૃગચર્મથી નિવાસ કરનારા, વાનપ્રસ્થોએ કાળ પ્રમાણે, ધર્મ પ્રમાણે અને વિધિ પ્રમાણે નિર્વાહ કરવો. વનમાં નિત્ય રહેનારા, વનમાં ફરનારા, વનમાં રહેતા, વનનો આશ્રય કરનારા અને વનવડે જીવનારા જનોએ ગુરૂનિ પેઠે વનને પામી વસવું. તેઓનો હોમની ક્રિયા, પાંચ યજ્ઞોનું સેવન, વેદમાં કહેલા પાંચ યજ્ઞનું પાલન, ભાગ, અષ્ટમીના યજ્ઞમાં તત્પરતા, ચાતુર્માસનાં વ્રતનું સેવન, પૌર્ણ માસ વગેરે યજ્ઞો અને નિત્ય યજ્ઞ એ ધર્મ છે. વનમાં મુનિઓ સ્ત્રીના સંયોગથી મુક્ત, સર્વ સંકરો (મિશ્રપણાઓ)થી છૂટા, અને સર્વ પાપોથી મુક્ત થયેલા ફરે છે. જે સજ્જનો જેને સ્રુક નામનું પાત્ર મુખ્ય છે એવા, સદા ત્રણ અગ્નિયોને શરણ થયેલા, નિત્ય સન્માર્ગવાળા છે તેઓ પરમ ગતિને પામે છે. સત્ય ધર્મનો

૧ વર્ષામાં વૃષ્ટિરૂપ શીતમાં વસવું, હેમંતકાળમાં જળમાં રેહેવું અને ગ્રીષ્મમાં પંચાગ્નિના મધ્યમાં રેહેવું.

આશ્રય કરનારા, સિદ્ધ, મુનિઓ નિત્ય એવા સોમ લોકને તથા મહા પુ-ણ્યવાળા બ્રહ્મલોકને પામે છે. હે દેવિ, મેં વિસ્તારથી યુક્ત, વાનપ્રસ્થને આશ્રય કરનરો, આ શુભ ધર્મ જેમ સ્થૂળ હોય તેમ કહ્યો. પાર્વતી પૂછવા લાગ્યાં—હે ભગવન્, સર્વ પ્રાણિયોના ઈશ્વર અને સર્વ પ્રાણિયોએ નમસ્કાર કરેલા ( શિવ ), સિદ્ધિની કથાઓમાં મુનિયોના સમૂહનો જે ધર્મ હોય તે કહો. વળી સિદ્ધિના વાદોમાં જેઓ અતિસિદ્ધ, વનમાં વસનારા, ઈચ્છા પ્રમાણે ફરનારા તથા સ્ત્રીઓથી યુક્ત તેઓનો ધર્મ કેવી રીતે કહેલો છે? મહાદેવ બોલ્યા—હેદેવિ, તપવડે જેઓ સર્વ પોતાની ઈચ્છા પ્રમાણે એક-લા રહેલા છે અને જેઓ સ્ત્રીઓ સહિત વિહાર કરનારા છે તેઓમાં પ્ર-થમ કહેલાઓનું મૌડય અને કષાય ( મંડન તથા ભગવાં વસ્ત્ર ) એ ચિ-ન્હ છે તથા બીજાઓનું રાત્રિ, વસવામાં કારણ છે ( રાત્રિવાસ એ ચિન્હ છે ) તેઓનો ત્રણકાળ સ્નાન, ઋષિઓએ કરેલો મોહોટો હોમ, સમાધિરૂપ સન્માર્ગમાં સ્થિતિ, યોગ્ય રીતે કહેલા પદાર્થોનું સેવન એ ધર્મ છે. પ્રથમ જે તમને વનવાસિઓના પ્રસિદ્ધ ધર્મો કહ્યા, જો તે ધર્મોને સેવેતો તપ-ના ફળને પામે છે. જેઓ સ્ત્રી પુરૂષના ધર્મવાળા, પોતાની સ્ત્રી વિષે નિ-યમિત ઈંદ્રિયોવાળા, ઋતુના વખતમાં સંગમ કરનારા, વિધિથી જાણેલા તે ધર્મનાં આચરણને કરે છે તે ધર્મિજનોને ઋષિએ કરેલો ધર્મ પ્રાપ્ત થાય છે. ધર્મને જાણનારા જનોએ ઈચ્છાથી બીજો કામ સેવવો નહિ. જે સર્વ પ્રાણિયો વિષે સારી રીતે અભયરૂપ દક્ષિણા (દાન આપે છે તે હિંસારૂપ દોષથી મુક્ત થયેલ આત્મા (મન)વાળો ધર્મ યુક્ત થાય છે. જે સર્વ પ્રાણિયોમાં દયાવાન્, સર્વ પ્રાણિયોવિષે સરલતારૂપ વ્રતવાળો અને સર્વ પ્રાણિયોના આત્મારૂપ થયેલો છે તે જરૂર ધર્મથી જોડાય છે. સર્વ વેદોમાં સ્નાન કરવું ( કુશળ થવું ) અથવા સર્વ પ્રાણિયોમાં આર્જવ (સરલતા) રાખવું આ બે સરખાં છે અથવા આર્જવ અધિક છે, સરલતા ધર્મ છે એમ કહેવાય છે ને આડાઈ અધર્મ કહેવાય છે. આ લોકમાં સરલતાથી યુક્ત નર ધર્મથી જોડાય છે. નિત્ય સરલતામાં પ્રીતિવાળો દેવોની સમીપમાં વસે છે માટે જે પોતાના ધર્મને ઈચ્છતો હોય તેણે સરલતા-યુક્ત થવું. ક્ષમાવાન્, દમવાન્, ક્રોધને જીતનાર, ધર્મરૂપ થયેલો, હિંસા ન કરનાર અને નિત્ય ધર્મમાં પ્રીતિ યુક્ત મનવાળો નર ધર્મથી જોડાય છે. તંદ્રારહિત, ધર્માત્મા, શક્તિથી સન્માર્ગને આશ્રય કરનાર, ઉત્તમ આ-

ચરણવાળો અને બોધવાળો બ્રહ્મપણાને પામનાર થાય છે. પાર્વતી બોલ્યાં—હે દેવ, જે તાપસો આશ્રમમાં પ્રીતિવાળા, તપરૂપ ધનવાળા છે તેઓ કયાં આચરણે કરી કાંતિવાળા થાય છે? હે ભગવન્, જે રાજા અને રાજપુત્રો નિર્ધન તથા મ્હોટાં ધનવાળા છે તેઓ કયાં કર્મથી મોટું ફળ પામે છે? હે દેવ, વનનો આશ્રય કરનારા કયાં કર્મેકરી નિત્ય એવા સ્થાનને પામી દિવ્ય ચંદનથી શોભનારા થાય છે? હે ત્રિનેત્ર, હે ત્રણ પુરોને નાશ પમાડનાર દેવ, તપશ્ચર્યાને આશ્રય કરનારા, શુભ, આ સર્વ, મારા સંશયને સમગ્રપણાથી કહો? મહાદેવ બોલ્યા—ઉપવાસનાં વ્રતોવડે અતિ સિદ્ધ, દાંત, હિંસારહિત, અને સત્યવાદિ છે તેઓ મરણ પછી નીરોગી થઈ ગંધર્વો સાથે હર્ષ પામે છે. જે ધર્માત્મા ન્યાય પ્રમાણે તથા વિધિ પ્રમાણે મંડૂક યોગના શયનવાળો થઈ દીક્ષા આચરે છે તે, નાગોની સાથે સુખ ભોગવે છે. જે દીક્ષાવાળો, હર્ષ યુક્ત મૃગના મુખનાં ઉચ્છિષ્ટરૂપ (મુખથી પડેલાં) લીલાં ખડને મૃગોની સાથે ખાય છે તે અમરાવતી (ઈંદ્રની નગરી) પ્રત્યે જાય છે. શેવાળ અથવા ખરી પડેલાં પાંડદાંને તેનાં વ્રતવાળો જે સેવે છે અને નિત્ય શીત યોગને ધારણ કરનાર છે તે ઉત્તમ ગતિને પામે છે. વાયુનું ભક્ષણ કરનાર, અથવા જળનું ભક્ષણ કરનાર અથવા ફળ મૂળને ખાનારો યક્ષોમાં ઈશ્વરપણાને પામી અપ્સરાઓના સમૂહો સાથે સુખ પામે છે. ગ્રીષ્મ કાળમાં વિધિથી જાણેલાં કર્મે કરી અગ્નિના યોગને ધારણ કરનારો બાર વર્ષ સૂધી વ્રત કરવાથી પૃથ્વીપતિ રાજા થાય છે. આહારના નિયમને કરી મુનિ બાર વર્ષ સૂધી યત્નથી મેરૂસાધન સાધવાથી પૃથ્વીનો રાજા થાય છે. ચોતરફથી સ્થંડિલમાં શુદ્ધ આકાશ ( પોલાણ ) રાખી હર્ષ યુક્ત તેમાં બેસી બાર વર્ષની દીક્ષા લેઈ અનશન વ્રતથી દેહ તજે છે તે સ્વર્ગમાં સુખ થાય તે રીતે વૃદ્ધિ પામે છે. હે ભામિનિ, વાહન, શયન અને મહા મૂલ્યવાળાં, શુભ મંદિરો ફળરૂપ કહેવા છે. આત્માની જીવિકા ચલાવનાર, નિયમવાળો, નિયમિત ભોજનવાળો જે અનશન વ્રતમાં દેહને તજે છે તે સ્વર્ગને પામે છે. બાર વર્ષની દીક્ષા લેઈ આત્માની આજીવિકા ચલાવનારો મહા સમુદ્રમાં દેહ તજવાથી વરૂણના લોકને પામે છે. બાર વર્ષની દીક્ષા લેઇ આત્માની આજીવિકા ચલાવનારો પાણાવડે ચરણોને ભેદે છે. તે ગુહ્યકો વિષે માણે છે. સુખ દુઃખ રહિત અને પરિગ્રહ રહિત થયેલો મનુષ્ય આત્માથી આત્માને સાક્ષી

મનમાં રહેલી આ દીક્ષા બાર વર્ષ સુધી આચરે છે. તે સ્વર્ગ લોકને પામે છે અને દેવતાઓની સાથે સુખ પામે છે. બાર વર્ષની દીક્ષા લેઈ આત્મા (પોતા)ની જીવિકા ચલાવનારો અગ્નિમાં દેહને તજી હોમવાથી વન્હિના લોકમાં મનાય છે. હે દેવિ, જે ન્યાય પ્રમાણે દીક્ષાવાળો, નિશ્ચયવાન્, દ્વિજ આત્માને (મનને) પરમાત્મા વિષે રાખી મમતા રહિત, ધર્મમાં ઇચ્છાવાળો બાર વર્ષ સુધી આ મનમાં રહેલી દીક્ષા આચરિને ડોકમાં (કાંધમાં) અરણી સહિત અગ્નિ બાંધિને જાય છે તે, બંધન રહિત, વીર (દેહ ત્યાગમાં ઉત્સાહવાળા)ના માર્ગમાં ગયેલો, નિરંતર વીરના આસનમાં પ્રીતિવાળો, અને સદા વીરની પેઠે રહેનારો વીરની ગતિને પામે છે. તે નિત્ય ઇંદ્રના લોકમાં જનારો, સર્વ કામનાઓ જેની પાસે કરેલી છે એવો દિવ્ય પુષ્પોથી ઢંકાએલો, દિવ્ય ચંદનથી શોભિત, ને ધર્માત્મા, થયેલો સ્વર્ગમાં દેવોના સમૂહોની સાથે સુખે વસે છે. નિત્ય વીર લોકને પામેલો, સદા વીરના યોગને સહન કરનારો, સત્વ ગુણમાં રહેલો, દીક્ષાવાળો, નિયમવાન્ અને પવિત્ર જે મનુષ્ય સર્વ તજી વીરના માર્ગને પામે છે તેને સનાતન લોકો મળે છે. વળી તે ઇચ્છાથી ઇચ્છા પ્રમાણે જનારાં વિમાનવડે ફરે છે તથા ઇંદ્રના લોકમાં ગયેલો, શ્રીમાન્ અને રોગ રહિત થયેલો માણેછે.

कामगेनविमानेनसवैचरतिच्छन्दतः ॥
शक्रलोकगतःश्रीमान्मोदतेचनिरामयः ॥५९॥

इति श्रीम० अ० आ० दा० उमामहेश्वरसम्वादेद्विचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४२ ॥

---

उमोवाच ॥ भगवन्भगनेत्रघ्नपूष्णोदन्तनिपातन ॥
॥ दक्षक्रतुहरत्र्यक्षसंशयोमेमहानयम् ॥१॥

પાર્વતી બોલ્યાં—હે ભગવન્, ભગદેવનાં નેત્રને હણનાર, પૂષાના દાંતને પાડનાર, દક્ષના યજ્ઞને હરનાર અને હે ત્રિનેત્ર, મને આ મોટો સંશય છે. પૂર્વે ભગવાન્ બ્રહ્માએ ચાર વર્ણો સ્રજ્યા તેમાં કયાં કર્મનાં ફળથી વૈશ્ય શૂદ્રપણાને પામે છે અથવા વૈશ્ય શાથી ક્ષત્રિય થાય છે અથવા શાથી બ્રાહ્મણ ક્ષત્રિય થાય છે? હે દેવ, પ્રતિકૂલ ધર્મ કેમ નિવૃત્ત કરી

શકાય? બ્રાહ્મણ કયાં કર્મથી શૂદ્રની યોનિમાં જન્મે છે અથવા હે વિભો, ક્ષત્રિય કયાં કર્મથી શૂદ્રપણાને પામે છે? હે પાપ રહિત, દેવ, ભૂતપતે, અહિ ત્રણ વર્ણો પ્રકૃતિવડે કેમ બ્રાહ્મણપણાને પામે? આ મારા સંશયને કહો? મહાદેવ બોલ્યા—હે શુભદેવિ, સ્વભાવથીજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર છે તેમાં બ્રાહ્મણપણું દુર્લભ છે એમ મારૂં મત છે. આ લોકમાં દ્વિજ (જનોઈવાળો) ખરાબ કર્મથી સ્થાનથી ભ્રષ્ટ થાય છે માટે મોટા (ઉત્તમ) વર્ણને પામી દ્વિજે તેની રક્ષા કરવી. જે બ્રાહ્મણના ધર્મથી રહેલો, ક્ષત્રિય અથવા વૈશ્ય બ્રાહ્મણપણાગાં આજીવીકા કરે છે તે બ્રહ્મપણાને પામે છે. જે વિપ્રપણાને તજી ક્ષત્રિયના ધર્મને સેવે છે તે બ્રાહ્મણપણાથી ભ્રષ્ટ થઈ ક્ષત્રિયની યોનિમાં જન્મે છે. જે બ્રાહ્મણ દુર્લભ, બ્રાહ્મણપણાને પામી સદા ઓછી બુદ્ધિથી, લોભ, મોહનો આશ્રય કરી વૈશ્યનું કર્મ કરે છે તે બ્રાહ્મણ વૈશ્યપણાને પામેછે, અથવા વૈશ્ય શૂદ્રપણાને પામે છે, આમ પોતાના ધર્મથી ભ્રષ્ટ થએલો બ્રાહ્મણ વિપ્રપણાથી શૂદ્રપણાને પામે છે, તેમાં નરકને પામેલો એ વર્ણથી ભ્રષ્ટ બહાર કરેલો બ્રહ્મ લોકથી ભ્રષ્ટ એવો શૂદ્ર જન્મે છે. હે ધર્મચારિણિ, મહાભાગે, જે ક્ષત્રિય અથવા વૈશ્ય પોતાનાં કર્મોને તજી શૂદ્રનાં કર્મને સેવે છે તેઓ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થએલો, વર્ણના સંકરપણાને (મિશ્રપણાને) પામેલો, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, શૂદ્રપણાને પામે છે. જે પોતાના ધર્મે કરી બોધવાળો, જ્ઞાન તથા વિજ્ઞાનવાળો, પવિત્ર, ધર્મને જાણનાર અને ધર્મમાં પ્રીતિવાળો છે તે ધર્મનાં ફળને પામે છે. હે દેવિ, બ્રહ્માએ આ પણ બીજું કહેલું છે કે ધર્મની કામનાવાળા સજ્જનોએ નિષ્ઠા રાખી અધ્યાત્મ (બ્રહ્મજ્ઞાન) સેવવું. હે દેવિ, ઉગ્રનું અથવા ઉગ્ર અન્ન, ગણોનું અન્ન અને શ્રાદ્ધ સૂતક નિંદિત છે, કયારેય પણ દુષ્ટ અન્ન તથા શૂદ્રનું અન્ન જમવું નહિ. હે દેવિ, સદા મહાત્મા દેવોએ શૂદ્રનાં અન્નને નિંદેલું છે તથા બ્રહ્માના મુખથી નિકળેલું પ્રમાણ છે એમ મારૂં માનવું છે. જે અગ્નિને ધારણ કરનાર તથા યજન કરનાર દ્વિજ પેટમાં શેષ રહેલાં શૂદ્રના અન્ન સહિત મરણ પામે તે શૂદ્રની ગતિને ભોગવનાર થાય. વળી તે, શૂદ્રનાં શેષ રહેલાં અન્ને કરી બ્રાહ્મણના સ્થાનથી દૂર કરેલો બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે, તેમાં વિચાર નથી. જે દ્વિજ, પેટમાં જેનાં શેષ રહેલાં અન્ન સહિત મરણ પામે અને જેના અન્નથી જીવતો હોય તે તે યોનિને પામે છે. જે

શુભ તથા દુર્લભ બ્રાહ્મણપણાને પામી અપમાન કરે છે અને ન ભોજન કરવા યોગ્ય અન્નો જમે છે તે જરૂર દ્વિજપણાથી પડે છે. સુરા (મદિરા) પીનાર, બ્રાહ્મણને હણનાર, શૂદ્ર, ચોર, વ્રતને ભાગનાર, અપવિત્ર, સ્વાધ્યાય રહિત, પાપી, લોભી, કપટી, શઠ, વ્રતરહિત, વૃષલીના પતિ, પાકના પાત્રમાં ખાનાર, સોમવલ્લીને વેચનાર તથા નીચને સેવનાર વિપ્ર બ્રાહ્મણની યોનીથી ભ્રષ્ટ થાય છે. બ્રહ્મને જાણનાર એવો પણ જે બ્રાહ્મણ ગુરૂની સ્ત્રી પાસે જનાર, ગુરૂને દ્રોહ કરનાર અને ગુરૂની નિંદામાં પ્રીતિવાળો છે તે બ્રાહ્મણની જાતિથી ભ્રષ્ટ થાય છે. હે દેવિ, આ, શુભ કર્મોનાં આચરણોથી શૂદ્ર બ્રાહ્મણપણાને પામે છે. વૈસ્ય ક્ષત્રિયપણાને પામે છે. જે ઉદાસ મન રહિત, નિરંતર સન્માર્ગમાં રહેલો, દેવ તથા બ્રાહ્મણોનો સત્કાર કરનાર, સર્વનાં અતિથિપણારૂપ વ્રતને કરનાર, ઋતુના કાળમાં સ્ત્રી સંગમ કરનાર, નિશ્ચયવાન્, નિયમિત ભોજન કરનાર, ચોખ્ખો, ચોખ્ખા મનુષ્યોને ખોળનાર, શેષ રહેલા અન્નનું ભોજન કરનાર શૂદ્ર, ન્યાય પ્રમાણે તથા વિધિ પ્રમાણે સર્વ શૂદ્રોનાં કર્મો, પ્રયત્નથી ઉત્તમ વર્ણની સેવા તથા નોકરી કરે છે અને જે શૂદ્ર વૃથા માંસ ખાતો નથી તે વૈસ્યપણાને પામે છે. સત્ય તથા પ્રિય વાણીવાળો, અહંકારવાળું ન બોલનાર, સુખદુઃખ રહિત, શાંતિમાં કુશળ, સ્વાધ્યાયમાં તત્પર, પવિત્ર, દાંત, બ્રાહ્મણનો સત્કાર કરનાર, સર્વ વર્ણને માન આપનાર, ગૃહસ્થના આચરણમાં રહેનાર, બે વખત જમનાર, નિત્ય યજ્ઞોથી યજન કરનાર, શેષ રહેલાને ખાનાર (સૌ પછી જમનાર), આહારને જીતનાર નિષ્કામ, અહંકારથી ન બોલનાર, અગ્નિહોત્રને સેવનાર, વિધિ પ્રમાણે હોમ કરનાર, સર્વના અતિથિપણાને કરનાર, શેષ અન્નનું ભોજન કરનાર અને ત્રણ અગ્નિના મંત્રને કહેનાર જે વૈસ્ય છે તે અવસ્ય દ્વિજ થાય છે. વળી તે વૈસ્ય મોહોટા તથા પવિત્ર, ક્ષત્રિયના કુળમાં જન્મે છે. તે વૈસ્ય ક્ષત્રિય થયેલો જન્મથી માંડી સંસ્કારવાળો, જનોઈવાળો, વ્રતમાં તત્પર થવાથી સત્કાર પામેલો દ્વિજ થાય છે. જે દાન દે છે પ્રાપ્ત થયેલી દક્ષિણાવાળા, સમૃદ્ધિથી સંપન્ન યજ્ઞોવડે યજન કરે છે, અધ્યયન કરીને સ્વર્ગને ઈચ્છતો, સદા ત્રણ અગ્નિને શરણ થયેલો, પીડિત જનને હાથ આપનાર, નિત્ય ધર્મથી પ્રજાને પાળનાર, સત્ય એવો જે નિત્ય સત્ય કાર્યો કરે છે, જે સુખકારિ દર્શનવાળો, ધર્મથી દંડનાર દંડરહિત નહિ એવો ધર્મનાં કાર્યોને શીખવનાર, કાર્યનાં સાધનોથી

નિયમવાળો, છઠ્ઠાભાગરૂપ લક્ષણને ધારણ કરનાર, અર્થમાં કુશળ એવો સ્વચ્છંદપણાથી ગ્રામ્ય (તુચ્છ) ધર્મ, (મૈથુન)ને સેવતો નથી, સદા ધર્માત્મા એવો ઋતુના કાળમાં પત્ની પાસે શયન કરે છે, વળી સદા ઉપવાસ (ઇંદ્રિયજય) વાળો, નિશ્ચયવાન્, સ્વાધ્યાયમાં પ્રીતિવાળો, પવિત્ર, સદા દર્ભાસનોથી છવાએલા અગ્નિના ઘરમાં નિત્ય શયન કરનાર, સદા શુદ્ધમનવાળો, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણ વર્ગનું સર્વ અતિથીપણુ કરનાર અન્નની કામનાવાળા શૂદ્રોને નિત્ય અન્ન સિદ્ધ છે (તૈયાર છે) એમ કહેનાર, જે અર્થ અથવા કામથી કશું પણ જાણતો નથી, જે પિતૃ, દેવ અને અતિથિ માટે સાધન કરે છે, ન્યાય પ્રમાણે પોતાના મકાનમાં ભિક્ષા સેવે છે, તેમ વિધિ પ્રમાણે ત્રણ વખત અગ્નિહોત્ર હોમનારો, ત્રણ અગ્નિના મંત્રથી પવિત્ર મનવાળો જે આવેશ લાવિને ગાય તથા બ્રાહ્મણના હિતસારૂ યુદ્ધમાં આગળ નાશ પામે છે તે, દ્વિજ (બ્રાહ્મણ) થાય છે. આ રીતે પોતાના કર્મે કરી ધર્માત્મા, ક્ષત્રિય જ્ઞાન તથા વિજ્ઞાન સંપન્ન, સંસ્કારવાન્, વેદના પારને પામનારો, બ્રાહ્મણ થાય છે. હે દેવિ, ન્યૂન (હલકી) જાતિના કુળમાં થયેલો, શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓથી સંપન્ન શૂદ્ર પણ આ કર્મના ફળોથી સંસ્કારવાળો દ્વિજ થાય છે. તેમ ખરાબ વર્તણુંકવાળો, સર્વ સંકર (મિશ્રતા) વાળું ભોજન કરનારો જે બ્રાહ્મણ છે તે બ્રાહ્મણપણાને તજી તેઓ શૂદ્ર થાય છે. હે દેવિ, પવિત્ર કર્મોથી અતિ શુદ્ધ મનવાળો, ઈંદ્રિયોને અતિ જીતનારો શૂદ્ર પણ દ્વિજની પેઠે સેવવા યોગ્ય છે. આ રીતે બ્રહ્માએ પોતે કહેલું છે. જે શૂદ્રમાં પણ શુભ કર્મ અને સ્વભાવ રહે છે તે બ્રાહ્મણથી વિશેષજ છે, આમ મારૂં માનવું છે. દ્વિજપણાનું, નથી જાતિ, નથિ સંસ્કાર, નથી શાસ્ત્ર અને નથિ સંતતિ કારણોરૂપ પણ આચરણજ કારણ છે. જગત્માં આ સર્વ આચરણથી બ્રાહ્મણ કરાય છે અને સારાં આચરણ વિષે રહેલો શૂદ્ર પણ બ્રાહ્મણપણાને પામે છે. હે સુશ્રોણિ, બ્રહ્મ (પરમાત્મા)નો સ્વભાવ સર્વ ઠેકાણે સમાન છે આમ મારૂં માનવું છે માટે જ્યાં નિર્ગુણ તથા નિર્મળ બ્રહ્મ રહે છે તે દ્વિજ છે. હે દેવિ, પ્રજાઓને સ્રજનારા, વરને દેનારા, બ્રહ્માએ પોતે આ (વર્ણો) ને, સ્થિતિના વિભાગોને દર્શાવનારા અને જાતિરૂપ ફળવાળા કહ્યા છે (સાર એ કે જે સ્થિતિમાં રહે તેવું ફળ મળે). જગત્માં બ્રાહ્મણ પણ પગવાળું (જંગમ) મોટું ક્ષેત્ર છે, તેમાં જે બીજ વાવે છે તે કૃષિ (ખેડ)

મરણ પછી ભવિષ્ય (થવાના) કાળમાં ફળે છે. સારૂં થવાને ઇચ્છનારે બ્રહ્મના માર્ગને અનુસરી વર્ત્તવું. સદા વિઘસાશી થવું તથા સન્માર્ગનો આશ્રય કરનાર થવું. ઘરમાં ગૃહસ્થે સંહિતાનું અધ્યયન કરનાર થવું. નિત્ય સ્વાધ્યાયવાન્ થવું પણ અધ્યયનવડે જીવનાર ન થવું. આ રીતે થયેલો, સન્માર્ગમાં રહેલો જે બ્રાહ્મણ સારા માર્ગથી અગ્નિને ધારણ કરનાર તથા અધ્યયન કરનાર છે તે બ્રહ્મના ભાવ માટે કલ્પાય છે (બ્રહ્મને પામે છે). હે દેવિ, હે સુંદર મંદ હાસ્યવાળી, બ્રાહ્મણપણાને પામી યત્ન યુક્ત મનથી ખરાબ યોનિ, ખરાબ દાનનું ગ્રહણ, અને બીજું ખરાબ લેવું આ કર્મોથી તેનું રક્ષણ કરવું. જે રીતે શૂદ્ર બ્રાહ્મણ થાય છે અથવા જે રીતે ધર્મથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે તે રીતે આ રહસ્ય તમને કહ્યું.

एतत्तेगुह्यमाख्यातंयथाशूद्रोभवेद्द्विजः ॥
ब्राह्मणोवाच्युतोधर्माद्यथाशूद्रत्वमाप्नुते ॥१९॥

इति श्रीम० अ० आ० दा० उमाम० त्रिचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४३ ॥



उमोवाच ॥ भगवन्सर्वभूतेशदेवासुरनमस्कृत ॥
॥ धर्माधर्मौनृणांदेवब्रूहिमेसंशयंविभो ॥१॥

પાર્વતી બોલ્યાં—હે ભગવન્, સર્વ પ્રાણિયોના ઇશ્વર, દેવ તથા અસુરોએ નમન કરેલા હે વિભો, હે દેવ, મને સંશય ન થાય તેમ મનુષ્યોના ધર્મ તથા અધર્મને કહો. સદા નર કર્મ, મન અને વાણી, આ ત્રણ પ્રકારે બંધનોથી બંધન પામે છે અથવા ફરીને ત્રણ પ્રકારના પાશોથી છૂટે છે, અહિં મનુષ્યો કયા સ્વભાવથી, કેવાં વૃત્ત અથવા કર્મથી, કેવા આચાર અથવા ગુણોથી સ્વર્ગને પામે છે? મહાદેવ બોલ્યા—હે ધર્મ તથા અર્થના તત્વને જાણનારિ, નિત્ય ધર્મવાળિ, દમ (બાહારની ઈંદ્રિયોના નિયમ) માં પ્રીતિવાળિ હે દેવિ, સર્વ પ્રાણિયોના હિતરૂપ, બુદ્ધિને વધારનાર પ્રશ્ન સાંભળો. જે નરો સત્ય ધર્મમાં પ્રીતિવાળા, સર્વ આશ્રમોનાં ચિન્હોથી રહિત અને ધર્મથી મળેલાં ધનને ભોગવનારા છે તેઓ સ્વર્ગમાં જવાના

છે. પ્રલય તથા ઉત્પત્તિનાં તત્વને જાણનારા, સર્વજ્ઞ, સર્વદર્શી અને સંશય રહિત થએલાઓ નથિ અધર્મથી તથા નથિ ધર્મથી બંધન પામતા. રાગ (પ્રીતિ) રહિત પુરૂષો અને જેઓ કર્મ, મન અને વાણીથી કોઈની પણ હિંસા કરતા નથી તેઓ, કર્મનાં બંધનોથી મુક્ત થાય છે. જેઓ કશામાં પણ આસક્ત થતા નથી તેઓ કર્મથી બંધાતા નથી. જેઓ ઈંદ્રિયોના અતિ યોગ (વિષયોના સમીપપણા)થી વિરામ પામેલા, શીલવાન્, દયાવાનં, દ્વેષ કરવા યોગ્ય (શત્રુ) અને પ્રિય (મિત્ર) જેને તુલ્ય છે એવા અને બહારની ઈંદ્રિયોને નિયમમાં રાખનારા છે તેઓ કર્મનાં બંધનોથી મૂકાય છે. જેઓ સર્વ પ્રાણિયોમાં દયાળું, સર્વ જીવોને વિશ્વાસ યોગ્ય અને હિંસાનાં આચરણને તજનારા છે તે નરો સ્વર્ગમાં જાય છે.[૧] ચોરિથી નિવૃત્ત થયેલા, સર્વદા પોતાના ધનથી સંતોષવાળા, જે નરો પોતાના ભાગ્યથી જીવે છે તેઓ સ્વર્ગમાં જનારા છે. જેઓ પોતાની સ્ત્રીમાં પ્રીતિવાળા, ઋતુ કાળમાં સંગમ કરનાર ને ઉત્તમ સુખને ભોગવનારા છે તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ નિત્ય પર સ્ત્રીયોમાં આચરણથી નેત્ર વિંચનારા (પરસ્ત્રી સામું ન જોનારા), નિયમિત ઈંદ્રિયોવાળા અને સારા આચરણમાં તત્પર છે તે નરો સ્વર્ગમાં જનારા છે. આ માર્ગ દેવોએ કરેલો છે માટે સદા નરોએ સેવવા યોગ્ય છે. વળી સદા વિદ્વજ્જનોએ દાન, ધર્મ અને તપવાળો, તથા શીલ, પવિત્રતા અને દયારૂપ રાગ દ્વેષ વગેરેના અભાવ માટે કરેલો આ માર્ગ સેવવા યોગ્ય છે. તેમ સ્વર્ગના વાસને ઈચ્છનારા નરોએ પણ વૃત્તિ માટે અથવા ધર્મના કારણથી સદા સેવવો એથી બીજો માર્ગ સેવવો નહિ. પાર્વતી પૂછવા લાગ્યાં—હે અનઘ, દેવ, ભૂતપતે, જેણે કરી વાણીથી બંધન પામે અથવા ફરી છૂટે તે કર્મો મને કહો! મહાદેવ બોલ્યા—અહિં જેઓ પોતાના કારણથી અથવા પર માટે ક્રીડા[૨] તથા હાસ્યના આશ્રયથી ખોટું બોલતા નથી તેઓ સ્વર્ગમાં જનારા છે. જેઓ વૃત્તિને અર્થે, ધર્મને માટે અથવા ઈચ્છાથી ખોટું બોલતા નથી તે નરો સ્વર્ગમાં જવાના છે. જેઓ સ્વાગત પ્રશ્ન સહિત થોડી, બાધ રહિત, મધુર (મિઠી અથવા પ્રિય)

૧ જેઓ પર સ્ત્રીઓમાં નિત્ય માતાની પેઠે, બેનની પેઠે અને દીકરીની પેઠે વર્ત્તે છે તે નરો સ્વર્ગમાં જનારા છે.

૨ મશ્કરી અને હસતાં પણ ખોટું ન બોલવું.

અને પાપથી રહિતં વાણી બોલે છે તે નરો સ્વર્ગમાં જનારા છે. પિશુનના રહિતપણામાં જે સજ્જનો કઠિન, તીક્ષ્ણ, અને કટુ ભાષણ કરતા નથી તે નરો સ્વર્ગમાં જાય છે. જેઓ ચાડીવાળી, મિત્રના ભેદને કરનારી વાણી બોલતા નથી પણ મૈત્રિને કરનાર, સત્ય અને પ્રિય બોલે છે તેઓ સ્વર્ગમાં જનારા થાય છે. જે માનવો કઠિન, પારકા દ્રોહને તજે છે, સર્વ પ્રાણિયોમાં સમાન અને બાહારની ઇંદ્રિયોને નિયમમાં રાખનારા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે જેઓ શઠ, બહુ બોલવાથી વિરામ પામેલા, વિરૂદ્ધને તજનારા અને નિત્ય સૌમ્ય (શાંતિવાળું) બોલનારા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. જેઓ કોપથી પણ હૃદયને ચીરનારી વાણી બોલતા નથી અને ક્રોધ પામેલા પણ શાંતિવાળું બોલે છે તે નરો સ્વર્ગમાં જનારા છે. હે દેવિ, ડાહ્યા જનોએ સદા આ, વાણીથી કરેલો, શુભ, અને સત્ય ગુણોવાળો ધર્મ સેવવો તથા ખોટા ધર્મનો ત્યાગ કરવો. પાર્વતી બોલ્યાં—હે દેવોના દેવ, પિનાક બાણને ધારણ કરનાર, મહાભાગ, પુરૂષ જે મન અને કર્મથી બંધાય છે તે મને કહો? મહાદેવ બોલ્યા—હે કલ્યાણિ, આ લોકમા સદા મનના ધર્મથી યુક્ત પુરૂષો સ્વર્ગ પ્રત્યે જાય છે તે મારા કહેવાથી સાંભળો. હે શુભ મુખવાળાં, પાપિ મનવડે અતિ ખરાબ આકારવાળો નર અને મન અહિં જેથી બંધાય છે તે વચન સાંભળો. જ્યારે જનરહિત અરણ્યમાં નાંખેલું, પારકાનું ધન દેખાય છે ત્યારે જેઓ મનથી પણ તેની હિંસા કરતા નથી (તેને લેતા નથી) તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ નિત્ય ગામમાં, ઘરમાં, અથવા જનરહિત એવાં વનમાં રહેલાં પારકાના દ્રવ્યને ગમતું કરતા નથી તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. તેમજ જેઓ ઇચ્છા પ્રમાણે વર્તનારી, એકાંતમાં રહેલી પરસ્ત્રીઓને મનથી પણ ભ્રષ્ટ કરતા નથી તે નરો સ્વર્ગમાં જનારા છે. મૈત્રીવાળા જેઓ નિત્ય શત્રુ તથા મિત્રને તુલ્ય (સરખાં) મનથી મળી સેવે છે તે નરો સ્વર્ગમાં જનારા છે. શાસ્ત્રવાળા, દયાવાન્, પવિત્ર, અને સત્ય પ્રતિજ્ઞાવાળા જેઓ પોતાનાં ધનોથી સંતોષિ છે તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ સદા વૈર રહિત, શ્રમ રહિત, મૈત્રીના ચિત્તમાં પ્રીતિવાળા અને સર્વ પ્રાણિયોમાં દયાળુ છે તે નરો સ્વર્ગમાં જનારા છે. જેઓ નિત્ય શ્રદ્ધાવાન્, દયાવાન્, ચોખ્ખા અને શુદ્ધ જનો જેને પ્રિય છે એવા, તથા ધર્મ અને અધર્મને જાણનારા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. હે દેવિ, શુભ,

અશુભ કર્મોના ફળોના સંચયમાં જેઓ ફળને જાણનારા છે તે નરો સ્વર્ગમાં જનારાછે. જેઓ ન્યાયથી યુક્ત, ગુણોથી યુક્ત, સદા દેવ તથા બ્રાહ્મણોને પરાયણ અને ઉદયને અથવા બીજાની સામું ઉભું થવાપણાને પામેલા છે તે નરો સ્વર્ગમાં જનારા થાય છે. હે દેવિ, મેં આ શુભ (સારાં) કર્મોનાં ફળોથી સ્વર્ગના માર્ગમાં તત્પર થયેલાઓ કહ્યા, હવે ફરીને તમે શું! અહિં સાંભળવા ઈચ્છો છો. પાર્વતી બોલ્યાં—હે મહાદેવ, મને મ્હોટો કોઈ પણ મનુષ્યો પ્રત્યે સંશય છે માટે તમે આજે નિપુણપણાથી મને કહેવા યોગ્ય છો. હે પ્રભો, હે દેવેશ પુરૂષ કયાં કર્મથી મોહોટું આયુષ્ય પામે છે અથવા કયાં તપથી મોટું આયુષ્ય પામે છે? પૃથ્વીમાં કયાં કર્મથી માનવ, ક્ષીણ આયુષ્યવાળો થાય છે? હે અનિંદિત દેવ, તમે કર્મોનું ફળ કહેવા યોગ્ય છો. હે દેવ, કંઈક મહા ભાગ્યવાળા, કંઈક મંદ ભાગ્યવાળા, કંઈક કુલીનતા રહિત, કંઈક કુલીન, કેટલાક કાષ્ઠ (લાકડાં) મય હોય તેમ ખરાબ દેખાવવાળા ભાસે છે. કેટલાક જોવાથીજ પ્રિય દેખાવવાળા મનુષ્યો છે, કંઈક દુષ્ટ બુદ્ધિવાળા ભાસે છે, કંઈક પંડિતો ભાસે છે, કંઈક મ્હોટી બુદ્ધિવાળા અને કંઈક જ્ઞાન તથા વિજ્ઞાનતાવાળા છે, કંઈક થોડી પીડાવાળા, અને કંઈક મ્હોટી પીડાવાળા પુરૂષો દેખાય છે તે તમે મને કહેવા યોગ્ય છો. મહાદેવ બોલ્યા—હે દેવિ, મનુષ્ય લોકમાં સર્વ જન જેથી પોતાના ફળને પામે છે તે કર્મોનાં ફળોની ઉત્પત્તિ હું તમને ખુશીથી કહું છું. સદા જેના હાથમાં ઉગામેલો દંડછે એવો, પ્રાણનાસંકટમાં ભયંકર, નિરંતર શસ્ત્રને ઉગામનાર જે નર પ્રાણિયોના સમૂહોને હણે છે, વળી નિર્દય સર્વ પ્રાણિયોને નિત્ય ઉદ્વેગ કરનાર, કીડા તથા કીડીઓને પણ રક્ષણ ન કરનારને અતિ નિર્દય એવો થયેલો નર છે તે–હે દેવિ, નરકને પામે છે તથા તેથી વિપરીત (અવળો) ધર્માત્મા છે તે રૂપવાન્ થાય છે. હે દેવિ, હિંસામાં પ્રીતિવાળો નર પાપિ કર્મથી વધ કરવા યોગ્ય છે અને સર્વ પ્રાણિયોને અપ્રિય તથા ઓછાં આયુષ્યવાળો થાય છે. હિંસામાં મનવાળો નરકને પામે છે. અહિંસક સ્વર્ગને પામે છે. વળી તે (હિંસક) નર નરકમાં ભયંકર તીવ્ર ન સહન થાય એવું દુઃખ પામે છે. જો કોઈ ક્યારેય પણ તે નરકથી બહાર નિકળે છે ત્યારે મનુષ્યપણાને પામે છે, પણ તેમાં ઓછાં આયુષ્યવાળો જન્મે છે. હે દેવિ, હિંસામાં પ્રીતિવાળો નર પાપ કર્મથી બંધન પામેલો, સર્વ પ્રાણિયોને અ-

પ્રિય અને હીન આયુષ્યવાળો થાય છે. જે શુદ્ધ જાતિમાં થયેલો, પ્રાણિયોની હિંસારહિત, શસ્ત્રને નાંખી દેનારા, દંડરહિત નર ક્યારેય પણ હિંસા કરતો નથી, હિંસા કરાવતો નથી, હણતો નથી, હણનારને હર્ષ બતાવતો નથી અને સર્વ પ્રાણિયો વિષે જેમ આત્મા વિષે તેમ બીજામાં સ્નેહ સહિત છે, આવો ઉત્તમ પુરૂષ હે દેવિ, દેવપણાને પામે છે તથા હર્ષયુક્ત થઈ પ્રાપ્ત થયેલા, સુખરૂપ ભોગવવાના પદાર્થોને ભોગવે છે. પછી ક્યારેય પણ મનુષ્યના લોકમાં ઉત્પન્ન થાય છે. ત્યાં દીર્ઘાયુ ઉત્પન્ન થયેલો તે નર સુખ હોય તેમ વધે છે. આ પ્રાણિયોની હિંસાને છોડાવનારા બ્રહ્માએ મ્હોટાં આયુષ્યવાળા, સારી વર્ત્તણુકવાળા અને સારાં કર્મવાળાઓનો માર્ગ કહ્યો છે,

एषदीर्घायुषांमार्गःसुवृत्तानांसुकर्मिणाम् ॥
प्राणिहिंसाविमोक्षेणब्रह्मणासमुदीरितः ॥ ६० ॥

इति श्रीम० अ० आ० दा० चतुश्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४४ ॥

---

उमोवाच ॥ किंशीलःकिंसमाचारःपुरुषःकैश्चकर्मभिः ॥
॥ स्वर्गंसमभिपद्येतसम्प्रदानेनकेनवा ॥१॥

પાર્વતી બોલ્યાં—કયા સ્વભાવવાળો, ને કયા આચારવાળો પુરૂષ કયા કર્મોથી અથવા કયાં દાનથી સ્વર્ગને પામે છે? મહાદેવ બોલ્યા—હે દેવિ, દાતા, બ્રાહ્મણનો સત્કાર કરનાર, દીન, પીડિત અને કૃપણ વગેરેને ભક્ષ્ય, ભોજ્ય, અન્ન, પાન, અને વસ્ત્રોને દેનાર, અતિ મ્હોટાં મનવાળો જે માનવ આશ્રમનાં ઘરો, સભાઓ, કૂવાઓ પ્રપાઓ (પીઆવા) અલ્પ જળાશ્રયો, સર્વ સદાવ્રતો, શું ઇચ્છે છે એમ કહી ઇચ્છિત આપવાનું સ્થાન, આસન, શય્યા, વાહન, ઘર, રત્ન, ધન, સર્વ ધાન્ય સમૂહો, ગાયો, ક્ષેત્ર અને સ્રીઓ આપે છે, આવો થયેલો નર દેવલોકમાં ઉત્પન્ન થાય છે, ત્યાં નંદન વગેરે વનોમાં અપ્સરાઓની સાથે હર્ષ પામેલો રમે છે અને અતિ ઘણો વખત રહી ઉત્તમ સુખો ભોગવિ તે સ્વર્ગ લોકથી પડેલો મનુષ્યોમાં મોટાં સુખવાળાના કુળમાં જન્મે છે અને હે દેવિ, તેમાં ધન

ધાન્ય યુક્ત, સર્વ ઈચ્છિત ગુણોથી સંપન્ન, હર્ષ યુક્ત, મોહોટાં સુખવાળો, મોહોટા ભંડારવાળો, અને ધનવાન્ માનવ થાય છે. હે દેવિ, પૂર્વે બ્રહ્માએ આ ( કહેલા ) દાનના સ્વભાવવાળા, મહા ભાગ્યવાન્ પ્રાણિયો સર્વને પ્રિય દેખાવવાળા કહ્યા છે. હે દેવિ, બીજા માનવો દાન દેવામાં કૃપણ છે. બ્રાહ્મણોએ યાચેલા, ધન હોય તોપણ બુદ્ધિ વગરના જેઓ આપતા નથી, યાચના કર્યા છતાં જીભના લોભવાળા, મનુષ્યો દીન ( ગરિબ ), અંધ અને કૃપણ એવા ભિક્ષુકોને તથા અતિથિયોને પણ જોઈ કયારેય નથી ધન, નથી વસ્ત્ર, નથી ભોગ, નથી સુવર્ણ, નથી ગાયો કે નથી અન્નના વિકારો આપતા, હે દેવિ, ન પ્રવૃત્ત થયેલા લોભિ, નાસ્તિક અને દાન રહિત આવા બનેલા બુદ્ધિહીન જે નરો છે તેઓ નરકને પામે છે. જ્યારે કાળના ક્રમથી તેઓ મનુષ્યપણાને પામેછે ત્યારે અતિ ઓછી બુધિવાળા તેઓ ધનરહિત કુળમાં જન્મ પામેછે અને ક્ષુધા પિપાસા (પાણી પીવાની ઇચ્છાથી ) યુક્ત, સર્વ લોકથી બહાર કાઢેલા અને સર્વ ભોગોથી નિરાશ થયેલા,અધર્મવાળી જીવિકાથી જીવેછે, હે દેવિ, આ કર્મથી નરો થોડા ભોગવાળાના કુળમાં જન્મેલા, થોડા ભોગમાં પ્રીતિવાળા, અને નિર્ધન થાય છે. બીજા જેઓ સ્તંભની પેઠે કોઇને ન નમનારા, નિત્ય માનવાળા, પાપમાં પ્રીતિવાળા, બુદ્ધિ રહિત, આસનયોગ્યને આસન આપતા નથી, માર્ગ દેવાયોગ્યને જેઓ થોડી બુદ્ધિવાળા માર્ગ આપતા નથી, થોડી બુદ્ધિવાળા જેઓ ચરણ ધોવાનું જળ આપવાયોગ્ય પાદ્ય (પગ ધોવા જળ) આપતા નથી, જે થોડી બુદ્ધિવાળા અર્ઘયોગ્ય વિધિ સત્કારોથી પૂજતા નથી અને અર્ધ્ય અથવા આચમન આપતા નથી, જે પધારેલા ગુરૂને પ્રેમથી ગુરૂની પેઠે સેવતો નથી, અભિમાનથી પ્રવૃત્ત થયેલા લોભથી યુક્ત જેઓ માનવાયોગ્ય માનવોનું અપમાન કરે છે અને વૃદ્ધોને પરાભવ પમાડે છે, હે દેવિ, આવા પ્રકારવાળા સર્વ નરો નરકમાં જનારા છે. તે નરો જ્યારે તે નરકથી બહાર નિકળે છે ત્યારે ઘણા વર્ષોએ નિંદિત કુળમાં જન્મ પામે છે. ગુરૂ તથા વૃદ્ધોની હીનતા (હલકાઈ) ને કરનારા, નિંદિત અને બુદ્ધિ વગરના, ઝાંપડા અને ઢેડ વગેરેના તે કુળોમાં જન્મે છે. જે સ્તંભી (નમ્રતા રહિત) નથી, માની નથી, દેવતા અને બ્રાહ્મણોને પૂજનાર, લોકપૂજ્ય, નમસ્કાર કરનાર, મધુરવચનનો આશ્રય કરનાર, સર્વ વર્ણોનું પ્રિય કરનાર, સદા સર્વ પ્રાણિયોના હિતને કરનાર, દ્વેષરહિત, સુંદર મુખવાળો, લુખાપણા રહિત, સદા સ્વા-

ગતાથી સ્નેહવાળી વાણીને આપનાર, સર્વ પ્રાણિયોનો અવિહિંસક (હિંસા ન કરનાર) અને યથાયોગ્ય સત્કાર પૂર્વક અર્ચન કરતો જે ઉભો રહે છે, જે માર્ગ આપવા યોગ્યને માર્ગ આપનાર, ગુરૂને ગુરૂની પેઠે પૂજનાર, અતિથિને ગ્રહણ કરવામાં પ્રીતિવાળો અને અભ્યાગત (મેમાન)ને પૂજનાર છે, આવો થયેલો નર સ્વર્ગની ગતિને પામે છે. પછી હે દેવિ, મનુષ્યપણાને પામી ઉત્તમ કુળમાં જન્મ પામેલો થાય છે. તેમાં એ, સર્વ રત્નોથી યુક્ત, મોહોટા ભોગોથી યોગ્યોને યથાયોગ્ય (ઘટે તેમ) દેનાર, અને ધર્મ આચરવામાં તત્પર થાય છે. સર્વ પ્રાણિયોએ માનેલો, સર્વ લોકે નમન કરેલો નર સદા પોતાથીજ પોતાના કર્મોનાં ફળ પામે છે અને ઉત્તમ કુળ જાતિમાં થયેલો તથા સદા ઉત્તમ સગાંઓવાળો થાય છે. પોતે વિધાતાએ કહેલો આ ધર્મ મેં તમને કહ્યો, હે શોભને, જે ભયંકર આચરણવાળો, સર્વ જંતુઓને ભય કરનાર નર, માટીના પીંડા, સ્તંભ અથવા હથિયારોથી જંતુઓને પીડે છે, હિંસા માટે પરાભવ પમાડવાની બુદ્ધિવાળો બની ઉદ્વેગ પમાડે છે અને સદા જંતુઓને ઉદ્વેગ ઉત્પન્ન કરનારો પકડે છે અથવા સમીપ દોડે છે, આવા સ્વભાવ તથા આચરણવાળો નરકને પામે છે. જ્યારે તે કાળના ક્રમથી મનુષ્યપણાને પામે છે ત્યારે ઘણી પીડાઓથી ક્લેશ પામેલાં, અધમ કુળમાં જન્મે છે અને હે દેવિ, મનુષ્યોમાં તથા જ્ઞાતિ બાંધવોમાં એને લોકોને દ્વેષ કરવા યોગ્ય, અને પોતે કરેલાં કર્મોનાં ફળોથી પુરૂષો અધમ થયેલો જાણવો. જે બીજો સર્વ પ્રાણિયોને દયાવાન્ થઈ જુવે છે, મિત્રના જેવી દૃષ્ટિવાળો, પિતાની સમાન, વૈરરહિત, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, પ્રાણિયોને ઉદ્વેગ પમાડતો નથી તથા અતિનિશ્ચલ, હાથ પગથી ઘાત કરતો નથી, સર્વ પ્રાણિયોમાં વિશ્વાસ કરવા યોગ્ય છે; તેમ સારાં કર્મવાળો, દયામાં તત્પર એવો જે નથી રજ્જુથી (દોરડીથી), નથી દંડથી, નથી માટીના પિંડાઓથી કે નથી આયુધથી પ્રાણિયોને ઉદ્વેગ પમાડતો આવા સ્વભાવ અને આચરણવાળો સ્વર્ગમાં જન્મે છે. ત્યાં એ દિવ્ય મંદિરમાં દેવની પેઠે હર્ષથી વસે છે. જો તે નર કર્મના ક્ષયથી મનુષ્યોમાં જન્મે છે તો થોડી પીડાવાળો, નીરોગી થયેલો, સુખ હોય તેમ વૃદ્ધિ પામે છે. વળી સદા તે નર સુખને ભોગવનાર, શ્રમરહિત, અને ઉદ્વેગ રહિત હોય છે. હે દેવિ, જેમાં પીડા નથી એવો આ સજ્જનોનો માર્ગ છે. પાર્વતી બોલ્યાં—હે સર્વ ધર્મોને જાણનારાઓમાં

ઉત્તમ, રૂપ રહિત ઇંદ્રિયોવાળા (શિવ) આ કૈક મનુષ્યો સિદ્ધાંત અને પૂર્વ પક્ષ કરવામાં કુશળ, જ્ઞાન વિજ્ઞાન સંપન્ન, બુદ્ધિમાન્, તથા અર્થમાં નિપુણ દેખાય છે. વળી હે દેવ, બીજાઓ ખરાબ બુદ્ધિવાળા અને જ્ઞાન વિજ્ઞાનથી રહિત દેખાય છે માટે કયા કર્મના પ્રકારથી પુરૂષ પ્રજ્ઞાવાન્ થાય છે અને કેમ મનુષ્ય થોડી બુદ્ધિવાળો થાય છે? આ મારો સંશય ટાળો (મટાડો). કંઈક નરો જન્મથી અંધ, કૈક રોગોથી પીડિત, અને કૈક નપુંસક દેખાય છે, તેમાં નિશ્ચયથી કારણ કહો? જે કુશળ જનો દિવસે દિવસે વેદને જાણનારા, સિદ્ધ, અને ધર્મને જાણનારાઓને કુશળ પૂછે છે. તથા અશુભને તજનારા, શુભ કર્મને સેવનારા છે, આ લોકમાં નિત્ય સુખ તથા સ્વર્ગને પામે છે તે જો મનુષ્યપણાને પામે છે તો તેમાં ધારણા યુક્ત બુદ્ધિવાળો જન્મે છે. જેનું શાસ્ત્ર બુદ્ધિને અનુસરનાર છે તેનું કલ્યાણ થાય છે. જેઓ પરસ્ત્રીઓમાં નેત્ર દોષવાળું જોડે છે તેઓ તે દુષ્ટ સ્વભાવથી જન્માંધ થાય છે. અહિં દુષ્ટ કર્મ કરનારા જે નરો અતિ દુષ્ટ મનથી નગ્ન સ્ત્રીને જુવે છે તેઓ રોગથી પીડિત થાય છે. પુરૂષોમાં અતિ દુષ્ટ બુદ્ધિવાળા, મૂઢ અને દુરાચારવાળા જેઓ બીજી જાતિમાં (પશુ વગેરેમાં) મૈથુન વિષે પ્રીતિવાળા છે તેઓ નપુંસકપણાને પામે છે. જેઓ પશુનો ઘાત કરાવે છે, જેઓ ગુરૂની સ્ત્રી પ્રત્યે જનારા છે અને જેઓ મિશ્ર થયેલા મૈથુનવાળા છે તે નરો નપુંસક થાય છે. પાર્વતી પૂછવા લાગ્યાં—હે શ્રેષ્ઠ દેવ, શું દોષ સહિત કર્મ છે તથા શું દોષ રહિત કર્મ કરવાથી કલ્યાણ પામે છે? મહાદેવ બોલ્યા—જે સદા કલ્યાણના માર્ગને ઈચ્છનારો બ્રાહ્મણોને પૂછે છે, ધર્મને ખોળનાર અને ગુણોને ઇચ્છનાર છે તે સ્વર્ગને પામે છે. હે દેવિ, જો તે ક્યારેય પણ મનુષ્યપણાને પામે છે તો ત્યાં મેધાવી, ને ધારણાવાન્, ઘણું કરી જન્મે છે. હે દેવિ, આ સજ્જનોનો ધર્મ સમૃદ્ધિને કરનાર સમજવો, મેં લોકોના હિતને અર્થે તમનેજ કહ્યો છે. પાર્વતી પૂછવા લાગ્યાં—કૈક થોડાં વિજ્ઞાન વાળા, ધર્મનો વિશેષ દ્વેષ કરનારા નરો વેદને જાણનારા બ્રાહ્મણોને અનુસરવા ઇચ્છતા નથી, કેટલાક નરો વ્રતવાન્ અને શ્રદ્ધા તથા ધર્મ પરાયણ છે, કૈક રાક્ષસની ઉપમા અપાય એવા, વ્રતરહિત, નિયમથી ભ્રષ્ટ છે, કૈક યજન કરનારા છે તથા કેટલાક હોમ રહિત છે તેઓ આ લોકમાં કયાં કર્મનાં ફળથી આવા થાય છે એ મને કહો. મહાદેવ બોલ્યા—શાસ્ત્રોરૂપ લોકોના ધર્મોની સર્વ નિર્મળી મર્યાદાઓ છે તેઓને પ્રમાણપણાથી જેઓ

અનુસરે છે તેઓ દૃઢ વ્રતવાળા (મર્યાદાવાળા) છે અને મોહને વશ પામેલા જેઓ અધર્મને ધર્મ છે એમ કહે છે તેઓ વ્રત રહિત, નિર્મર્યાદ તથા બ્રહ્મરાક્ષસ કહેલા છે. તેઓ જો કાળે કરેલા ઉદ્યોગથી અહિ મનુષ્ય જન્મે છે તો તેઓ હોમરહિત, વષટ્કાર રહિત અને નરોમાં અધમ થાય છે. હે દેવિ, મેં આ તમારા સંશયને કાપવા (ટાળવા) માટે સઘળો, મનુષ્યોના કુશળ અને અકુશળવાળો ધર્મરૂપ સમુદ્ર કહ્યો.

एषदेविमयासर्वःसंशयच्छेदनायते ॥
कुशलाऽकुशलोनृणांव्याख्यातोधर्मसागरः ॥६४॥

इति श्रीम० अ० आ० दा० उ० पञ्चचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४५ ॥

---

**नारदउवाच** ॥ एवमुक्त्कामहादेवःश्रोतुकामःस्वयंप्रभुः ॥
॥ अनुकूलांप्रियांभार्यांपार्श्वस्थांसमभाषत ॥१॥

નારદ બોલ્યા—આ પ્રમાણે કહી પોતે પ્રભુ છતાં સાંભળવાને ઈચ્છનારા મહાદેવ, પડખામાં રહેલાં અનુકૂળ, પ્રિય ભાર્યા (સ્ત્રી)ને આવું કહેવા લાગ્યા. મહાદેવ બોલ્યા—હે પરાવર[1]ને જાણનારિ, ધર્મને સમજનારિ, તપોવનમાં વસનારિ, પતિવ્રતા, સુંદર ભ્રૂકુટીવાળિ, સુંદર કેશના છેડાવાળિ, હિમાલય પર્વતની પુત્રિ, ડાહિ, શમ દમથી યુક્ત, મમતા રહિત, ધર્મચારિણિ અને હે ઉત્તમ આસનવાળિ (પાર્વતિ), હું તમને પૂછુંછું માટે પૂછેલાં તમે મારૂં ઈચ્છેલું કહો. હે દેવિ, તમે નિત્ય બ્રહ્માનાં પતિવ્રતા સ્ત્રી સાવિત્રી, ઈંદ્રનાં સતી સ્ત્રી શચી, માર્કંડેયનાં સ્ત્રી ધૂમોર્ણા, કુબેરનાં સ્ત્રી ઋદ્ધિ, વરૂણનાં સ્ત્રી ગૌરી, સૂર્યનાં સ્ત્રી સુવર્ચલા, ચંદ્રનાં સતી સ્ત્રી રોહિણી, અગ્નિનાં સ્ત્રી સ્વાહા અને કશ્યપનાં સ્ત્રી અદિતિ તેઓ સર્વ પતિવ્રતાઓને સેવેલાં છે અને પૂછેલું છે માટે હું તમને પૂછુંછું. હે ધર્મને જાણનારાં તથા ધર્મને બોલનારાં, આદિથિ આપે કહેલા સ્ત્રીધર્મને સાંભળવા ઇચ્છુંછું; કારણ કે તમે મારી સમાન ધર્મને આચરનારાં, સમાન સ્વભાવવાળાં, સમાન વ્રતવાળાં, સમાન બળ અને પરાક્રમવાળાં છો; તમે

---

૧ પરમાત્મા, વિશ્વાત્મા.

તીવ્ર તપ કરેલું છે, તમે કહેલો તે (ધર્મ) વિશેષ ગુણવાળો થશે અને હે દેવિ, જગત્માં તમવડે તે પ્રમાણુપણાને પામશે. સ્ત્રીજનની વિશેષે કરી સ્ત્રીઓજ ઉત્તમ ગતિરૂપ છે. હે સુશ્રોણિ, આ ગતિ (પરંપરા) સદા પૃથ્વીમાં લોકો વિષે ચાલે છે. હે શુભે, મારાં શરીરનું તમારાં શરીરના અર્ધથી નિર્મલ છે અને તમે દેવોનું કાર્ય કરનારાં તથા લોકોનાં સંતાન (વિસ્તાર) ને કરનારાં છો, વળી તમારો નિત્યનો સર્વ સ્ત્રી ધર્મ, સારી રીતે જાણેલો છે માટે વિસ્તારથી મને પોતાનો ધર્મ કહો ? પાર્વતી બોલ્યાં—હે ભગવન્, સર્વ પ્રાણિયોના ઈશ્વર, ભૂત, અને ભવ્ય (ભવિષ્ય), ભવમાં ઉત્તમ એવા દેવ તમારા મહિમાથીજ આ મારી વાણી સામર્થ્યવાળી છે, હે દેવેશ, સર્વ તીર્થોનાં જળોથી યુક્ત, આ નદીઓ, સ્પર્શના કારણથી તમને સમીપ આવે છે એઓની સાથે હું વિચાર કરી ક્રમથી કહીશ. સમર્થ એવો જે અહંકારવાળું બોલનાર નથી તેજ પુરૂષ કહેવાય છે. હે ભૂતોના ઈશ્વર, નિરંતર સ્ત્રી, સ્ત્રીનેજ અનુસરે છે માટે મારાથીજ ઉત્તમ નદીઓનું સન્માન થશે. આ નદીઓમાં ઉત્તમ, પુણ્યકારિ સર્વ નદીઓમાં પ્રથમ સાગર પ્રત્યે જનારી સરસ્વતી નદી છે, આ વિપાશા, વિતસ્તા, ચંદ્રભાગા, ઈરાવતી, શતદ્રૂ, દેવિકા, સિંધુ, કૌશિકી, તથા ગૌતમી છે અને આ દેવ નદી, સર્વ તીર્થોથી યુક્ત, ગગનથી પૃથ્વી પ્રત્યે આવેલી, સર્વ નદીઓમાં ઉત્તમ ગંગા છે, આ પ્રમાણે કહી દેવોના દેવ (શિવ)નાં પત્ની, ધર્મધારિયોમાં ઉત્તમ, ધર્મ જેને પ્રિય છે એવાં દેવનાં પટરાણી (પાર્વતી) મંદ હાસ્ય પૂર્વક તે સર્વ નદીઓને બોલાવી સ્ત્રી ધર્મમાં કુશળ, ગંગા વગેરે, તે ઉત્તમ નદીઓને સ્ત્રીનો ધર્મ પૂછવા લાગ્યાં. પાર્વતી બોલ્યાં—હે સાગરમાં જનારિઓ, ભગવાને (શંકરે) સ્ત્રી ધર્મને આશ્રય કરનારો પ્રશ્ન પૂછેલો છે તે તમારી સાથે વિચારિ શંકરને કહેવા ઈચ્છુંછું. પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં હું કોઈનું પણ વિજ્ઞાન એકથી સિદ્ધ થાય એવું દેખતી નથી માટે તમને માન આપુંછું. આ રીતે અતિ પુણ્યરૂપ, સુખકારિ, સર્વ શ્રેષ્ઠ નદીઓને પૂછ્યું ત્યારે ઘણી બુદ્ધિઓથી વૃદ્ધિ પામેલાં, સ્ત્રીઓના ધર્મોને જાણનારાં, પુણ્યવાળાં, પાપના ભયને મટાડનારાં, સુંદર મંદહાસ્યવાળાં, બુદ્ધિવડે વિનયસંપન્ન, બહુ બુદ્ધિથી યુક્ત, અને સર્વ ધર્મોમાં કુશળ, એવાં દેવતાઓનાં નદી ગંગાને આજ્ઞા કરી અને ગંગા, દેવી શૈલરાજ (હિમાલય) ની પુત્રી પ્રત્યે મંદહાસ્ય સહિત વચન બોલ્યાં. ગંગા કહેવા લાગ્યાં—હે

ધર્મપરાયણ, પાપરહિત દેવિ, જે તમે સર્વ જગતનાં માન્ય છતાં નદીને માન આપો છો માટે હું ધન્ય છું અને અનુગ્રહ કરેલી છું. જે પ્રભુ હોય તે જેને પૂછે છે અથવા ફરીને માન આપે છે તે, દોષ રહિત મનવાળો મનુષ્ય પંડિત એવી આખ્યા (નામ)ને અથવા પંડિતના સરખી શોભાને પામે છે. જે જ્ઞાન તથા વિજ્ઞાનથી સંપન્ન, પૂર્વપક્ષ અને સમાધાનમાં કુશળ, ઉત્તમ વક્તાઓને પૂછે છે તે અવશ્ય આપત્તિને પામતો નથી. તે વિના બહુ બુદ્ધિવાળો સભામાં વચન બોલે છે તે અહંકારવાળું બોલનારો બીજી રીતેજ દુર્બળ વચન બોલે છે. હે દિવ્ય જ્ઞાનવાળાં, સ્વર્ગમાં શ્રેષ્ઠ, દિવ્ય પુણ્યો સહિત ઉત્પન્ન થયેલાં દેવિ, તમેજ અમને સ્ત્રીઓના ધર્મો કહેવા યોગ્ય છો. આ સાંભળ્યા પછી ગંગાએ બહુ ગુણોથી આરાધન કરેલાં તે દેવિ, સુર સુંદરી (પાર્વતી) સર્વ સ્ત્રી ધર્મને સમગ્રપણાથી કહેવા લાગ્યાં. પાર્વતી બોલ્યાં—સ્ત્રીઓનો ધર્મ મારા પ્રત્યે જેમ ભાસે છે તેમ વિધિ પ્રમાણે તે કહું છું માટે તમે તે રીતેજ વિનયવાળાં થાઓ. આ સ્ત્રી ધર્મ પ્રથમજ વિવાહમાં બંધુ (સગાં)ઓએ કરેલો છે અને અગ્નિની સમીપમાં સ્ત્રી, ભર્ત્તાની સાથે ધર્મ આચરનારી થાય છે. જે સારા સ્વભાવવાળી, સારાં વચનવાળી, સારાં આચરણવાળી, સુખરૂપ દર્શનવાળી, બીજામાં જેનું ચિત્ત નથી એવી અને સારાં મુખવાળી છે તે ભર્ત્તાની ધર્મચારિણી (પતિના ધર્મને આચરનાર) થાય છે. જે સારી સ્ત્રી સદા પતિને દેવની તુલ્ય જુવે છે તે ધર્મમાં તત્પર થાય છે અને તે ધર્મના ભાગવાળી થાય છે. જે દેવની પેઠે પતિની સેવા ને ચાકરી કરે છે, બીજા ભાવવાળી નથી, ઉદાસ મનવાળી નથી, સારાં વ્રતવાળી, સુખકર દેખાવવાળી, જે નિરંતર પુત્રના મુખની પેઠે પતિના મુખને જુવે છે, જે સતી, નિયમિત આહારવાળી છે તે, પતિના ધર્મને આચરણ કરનારી થાય છે. જે શુભ સ્ત્રી પુરૂષના ધર્મને તથા કરેલા સાથેના ધર્મને સાંભળી ધર્મમાં તત્પર થાય છે તે નારી ભર્ત્તાના સમાન વ્રતવાળી છે. સતી સ્ત્રી સર્વદા સ્વામીને દેવની પેઠે દેખે છે. આ સ્ત્રી પુરૂષનો સાથે ધર્મ પાળવા માટે કરેલો શુભ ધર્મ છે. જે વશ્યપણાના અભાવથી ( મંત્ર વિગેરેના વશીકરણ વિના ) દેવની તુલ્ય સેવા તથા ચાકરી કરનારી, સારાં મનવાળી, સારાં આચરણવાળી, સુખકારિ દેખાવવાળી, બીજામાં જેનું ચિત્ત નથી એવી અને સારાં મુખવાળી છે તે, પતિની ધર્મચારિણી થાય છે. જે નારી પતિએ કઠિન વચન

કહેલી અને દુષ્ટ નેત્રથી જોયેલી એવી પણ અતિ પ્રસન્ન મુખવાળી છે તે પતિવ્રતા જાણવી. જે ઉત્તમ આસનવાળી સ્ત્રી, પતિ વિના પુરૂષના નામથી નથી ચંદ્ર, સૂર્યને અને નથી વૃક્ષને પણ જોતી તે, ધર્મને આચરણ કરનારી થાય છે. જે નારી, દરિદ્ર, રોગિ, અને માર્ગથી કૃષ થયેલા પતિને પુત્રની પેઠે સેવે છે તે, ધર્મને ભોગવનારી થાય છે. જે નારી, પ્રયત્નવાળી તથા ડાહી છે અને જે નારી પુત્રવાળી છે તોપણ પતિ જેને પ્રિય છે અને પતિ જેને પ્રાણરૂપ છે તે, ધર્મના ભાગવાળી છે. જે સદા ઉદાસ મન વિના સેવા ચાકરી કરે છે અને સારાં વ્રતવાળી, તથા વિનયવાળી છે તે નારી ધર્મના ભાગવાળી થાય છે. જેની ઈચ્છા જેવી પતિમાં છે તેવી નથી કામોમાં, નથી ભોગોમાં, નથી ઈશ્વરતામાં અને નથી સુખમાં, તે નારી ધર્મના ભાગવાળી છે. જે નિત્ય પ્રાતઃકાળે ઉઠવામાં પ્રીતિવાળી, ઘરની સેવામાં પ્રેમવાળી, ઘરને અતિ શુદ્ધ રાખનાર, ગાયના છાણથી લેપ કરનારી, નિરંતર અગ્નિના કાર્યમાં તત્પર, સદા પુષ્પ તથા બલિને આપનારી, દેવતા, અતિથિ અને દાસો (ચાકરો)ને આપી પતિની સાથે શેષ રહેલાં અન્નને ન્યાય પ્રમાણે અને વિધિ પ્રમાણે જમનારી અને નિત્ય સંતોષ અને પોષણ પામેલા જનોવાળી છે તે નારી, ધર્મથી જોડાય છે. જે નારી નિત્ય સાસુ સસરાના ચરણોને સેવનારી, ગુણવાળી, અને માતા પિતામાં તત્પર છે તે, તપરૂપ ધનવાળી છે. જે નારી, બ્રાહ્મણ, દુર્બળ, અનાથ, દીન, અંધ અને કૃપણ જનોને અન્નથી પોષણ આપે છે તે, પતિવ્રતના ભાગવાળી થાય છે. જે સ્ત્રી નિત્ય શીઘ્ર મર્યાદાને જણાવનારી બુદ્ધિથી દુઃખે કરી આચરણ કરાય એવાં વ્રતને આચરે છે, જે પતિમાં ચિત્તવાળી અને પતિના હિતવાળી છે તે, પતિવ્રતને ભોગવનારી છે. જે નારી પતિમાં તત્પર, અને પતિવ્રતા સતી થાય છે એ પુણ્ય છે, એ તપ છે અને એ સનાતન ધર્મ છે; કારણ કે નારીનો પતિજ દેવ છે, પતિજ સગો છે અને પતિજ ગતિરૂપ છે. પતિની બરોબર બીજી ગતિ નથી અને જેવો પતિરૂપ દેવ છે તેવો બીજો દેવ નથી. નારીને પતિની પ્રસન્નતા અને સ્વર્ગ એ તુલ્ય છે અથવા તમે મહાદેવ પ્રસન્ન ન હોતો હું સ્વર્ગને ઇચ્છતિ નથી. જો દરિદ્ર, અથવા વ્યાધિવાળો, કે આપત્તિવાળો, વા શત્રુઓમાં રહેલો, અથવા બ્રાહ્મણના શાપથી પીડા પામેલો પતિ કોઈ રીતે પણ ન કરવા યોગ્ય, કે અધર્મ અથવા પ્રાણ નાશ (પ્રાણ નાશ કરવા) કહે તો આપત્તિના (દુઃખના)

ધર્મોને જોઈ નિઃશંક થઈ સ્ત્રીએ તે કરવું. આ મેં હે દેવ, સ્ત્રીઓનો ધર્મ તમારા કહેવાથી કહ્યો આ પ્રમાણે જે નારી હશે તે પતિવ્રતના ભાગવાળી થશે. ભીષ્મ બોલ્યા—આ રીતે કહેલા તે દેવોના ઈશ્વરે (શિવે) પર્વતની પુત્રીને વખાણી સર્વ સેવકોથી વિંટાએલા લોકોને વિસર્જન કર્યા. પછી મહાદેવને મસ્તકવડે પ્રણામ કરી જેમ આવ્યા હતા તેમ ભૂતગણો, નદીઓ, ગંધર્વ અને અપ્સરાઓ ગઈ.

ततोययुर्भूतगणाःसरितश्चयथागतम् ॥
गन्धर्वाप्सरसश्चैवप्रणम्याशीरसाभवम् ॥ ६१ ॥

इति श्रीम० अ० आ० दा० उ० स्त्रीधर्मकथनेषट्चत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४६ ॥

---

ऋषयऊचुः ॥ पिनाकिन्भगनेत्रघ्नसर्वलोकनमस्कृत ॥
॥ माहात्म्यंवासुदेवस्यश्रोतुमिच्छामिशङ्कर ॥१॥

ઋષિઓ બોલ્યા—હે પિનાક બાણવાળા, ભગદેવના નેત્રને હણનાર સર્વ લોકોએ નમન કરેલા એવા હે શંકર, વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણનું માહાત્મ્ય સાંભળવા ઈચ્છીએ છીએ. મહાદેવ બોલ્યા–નિત્ય પુરૂષ, વાદળાં રહિત આકાશમાં ઉદય પામેલા સૂર્ય હોય તેમ સુવર્ણના સરખી કાંતિવાળા, દુઃખોને હરનારા, દશ હાથવાળા, મહા તેજવાળા દેવતાઓના શત્રુઓને સંહારનાર, શ્રી વત્સરૂપ ચિન્હવાળા, ઈંદ્રિયોના નિયંતા અને સર્વ દેવોએ પૂજેલા કૃષ્ણ બ્રહ્માથી પણ ઉત્તમ છે, બ્રહ્મા તેના ઉદર (પેટ) થી થયા છે, હું તેના મસ્તકથી થયો છું, તેના કેશોથી નક્ષત્રો થયાં છે, તેનાં રૂવાડાંઓથી સુર તથા અસુરો થયા છે, તેના દેહથી થયેલા ઋષિયો અને નિત્ય રહેનારા લોકો છે, તે સાક્ષાત્ બ્રહ્માના ઘર અને સર્વ દેવતાઓનાં મંદીરરૂપ છે તે, આ સકળ પૃથ્વીના સ્રજનાર, ત્રણ જગતના ઈશ્વર, સ્થાવર જંગમ, સર્વ પ્રાણિયોના સંહાર કરનાર છે, તેજ દેવોમાં ઉત્તમ, સાક્ષાત્ દેવોના નામથી, શત્રુને તપાવનાર, સર્વ જાણનાર, સર્વનું આલિંગન કરી રહેલા સર્વ ઠેકાણે જનાર, સર્વ તરફ મુખવાળા, પરમાત્મા, ઈંદ્રિયોના નિયંતા, સર્વ વ્યાપી અને મોટા ઇશ્વર છે તેથી ત્રણ લોકોમાં કશું ઉત્તમ (ભૂતપ્રા-

શિ) નથી, તે સનાતન, મધુદૈત્યને હણુનારા (કૃષ્ણ) ગોવિંદ એ રીતે પ્રસિદ્ધ થયેલા છે. દેવના કાર્ય માટે ઉત્પન્ન થયેલા, મનુષ્યનાં શરીરને ધારણ કરનારા, માન દેનારા તે યુદ્ધમાં સર્વ રાજાઓને હણાવશે. જગત્માં દેવોના સમૂહો, કૃષ્ણવિના કરેલા (કૃષ્ણવિના) નાયક રહિત થયેલા, દેવતાઓનાં કાર્યો કરવા સમર્થ નથી. તે સર્વ પ્રાણિયોના નાયક (પતિ) અને સર્વ દેવોએ નમસ્કાર કરેલા છે. એ દેવોના નાથ, દેવોના કાર્યમાં તત્પર બ્રહ્મરૂપ થયેલા, અને બ્રહ્મર્ષિયોના શરણરૂપ કૃષ્ણના શરીરમાં સુખથી રહેલા બ્રહ્મા ગર્ભમાં સ્થિતિ કરી વસે છે. તેના શરીરમાં સુખથી રહેલા શિવ, સુખનો આશ્રય કરી રહ્યા છે. તેના શરીરમાં સર્વ દેવતાઓ સુખનો આશ્રય કરી રહ્યા છે તે દેવ, કમળના જેવાં નેત્રવાળા, લક્ષ્મી જેના ગર્ભમાં છે એવા, લક્ષ્મીની સાથે રહેલા, શાર્ઙ્ગધનુષ્ અને ચક્રરૂપ આયુધવાળા, ખડ્ગવાળા, સર્વ નાગના શત્રુ (ગરૂડ) જેના ધ્વજમાં છે એવા છે તે ઉત્તમ સ્વભાવ, દમ (બહારની ઈંદ્રિયોને નિયમમાં રાખવાપણું), શાંતિ, પરાક્રમ, વીર્ય, શરીર, દર્શન, આસન, પ્રમાણ, ધૈર્ય, સરલતાની સંપત્તિ, અક્રૂરપણું, રૂપ અને બળથી યુક્ત, સર્વ દિવ્ય, અદ્ભુત દેખાવવાળા, અસ્ત્રોથી ઉદય પામેલા, યોગમાયાવાળા, હજાર નેત્રોવાળા, નાશ રહિત, મોહોટાં મનવાળા, વીર, મિત્રજનને વખાણનાર, જ્ઞાતિ તથા બંધુજન જેને પ્રીય છે એવા, ક્ષમાવાન્, અહંકારવાળું ન બોલનાર, બ્રાહ્મણને વિષે દયાવાન્, બ્રાહ્મણોના નાયક, ભયથી પીડા પામેલાઓનાં ભયને હરનાર, મિત્રોના આનંદને વધારનાર, સર્વ પ્રાણિયોના શરણને આપનાર, દીનોને પાળવામાં પ્રીતિવાળા, શાસ્ત્રવાન્, અર્થ સંપન્ન, સર્વ પ્રાણિયોએ નમન કરેલા, આશ્રિતોને વર આપનાર, શત્રુઓ પણ ધર્મને જાણનાર, નીતિને જાણનાર, નીતિથી સંપન્ન, બ્રહ્મવાદી, જીતેંદ્રિય અને ધર્મથી સંસ્કારવાળા, પ્રજાપતિએ નિર્મેલા, શુભ, મનુના માર્ગમાં ઉત્તમ બુદ્ધિથી યુક્ત એવા શ્રી કૃષ્ણ દેવોના કલ્યાણ માટે, મહાત્મા મનુના વંશમાં ઉત્પન્ન થશે. મનુનો પુત્ર અંગ નામે થશે, તે પછી તેનો પુત્ર અંતર્ધામા, અંતર્ધામાનો પુત્ર નિંદારહિત, પ્રજાપતિ હવિર્ધામા અને હવિર્ધામાનો મ્હોટો પુત્ર પ્રાચીન બર્હિ થશે, તેના પ્રચેતા વગેરે દશ પુત્રો થશે અને પ્રચેતાના પુત્ર અહિં દક્ષપ્રજાપતિ થશે, તેની સ્ત્રી દાક્ષાયણીથી સૂર્ય અને સૂર્યથી મનુ થશે, મનુના વંશમાં જન્મેલા સુદ્યુમ્ન, ઈલા નામે સ્ત્રી થશે તેને

બુધ વરશે. બુધથી પુરૂરવા અને તેથી આયુ થશે, આયુથી નહુષ થશે અને તેનો પુત્ર યયાતિ થશે, તેથી મહા બળવાન્ યદુ અને યદુથી ક્રોષ્ટા થશે, તેનો મ્હોટો પુત્ર વૃજીનીવાન્ થશે, વૃજીનીવાન્‌નો પરાજય રહિત ઉષંગુ થશે, ઉષંગુનો પુત્ર શૂર તથા ચિત્રરથ થશે, તેનો (ચિત્રરથનો) ન્હાનો ભાઈ શૂર નામે પુત્ર તે વિખ્યાત પરાક્રમવાળા, ચરિત્ર અને ગુણોથી શોભનારા, અતિ શુદ્ધ, યજન કરનારાઓનાં, બ્રાહ્મણોએ માનેલા કુળમાં શૂરો, ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ, મહા પરાક્રમી, અને મોટાં યશવાળો થશે તથા માનને આપનારો તે પોતાના વંશના વિસ્તારને કરનારા, વસુદેવ એ રીતે પ્રસિદ્ધ થયેલા, આનક દુંદુભિને (આ નામના પુત્રને) ઉત્પન્ન કરશે. તેના પુત્ર, ચાર બાહુવાળા વાસુદેવ (કૃષ્ણ) થશે તે, યદુકુળમાં થયેલા દાતા, બ્રાહ્મણોનો સત્કાર કરનાર, બ્રહ્મરૂપ થયેલા અને દ્વિજ પ્રિય એવા કૃષ્ણ મગધ દેશના રાજા જરાસંધે રોકેલા (બંદીખાને નાખેલા) રાજાઓને છોડાવશે. વળી પરાક્રમી એવા તે પર્વતની ગુફામાં રહેલા, રાજા જરાસંધને જીતી સર્વ રાજારૂપ રત્નવાળા થશે. પૃથ્વીમાં પરાક્રમે કરી પાછા ન હઠે એવા, પરાક્રમથી સંપન્ન અને સર્વ રાજાઓના રાજા થશે. શૂરસેન દેશમાં જન્મિને દ્વારકાંમાં વસતા, પ્રભુ અને સદા નીતિને જાણનાર એવા તે દેવી પૃથ્વીને જીતિ પાલન કરશે. તમે સર્વ તેને પામી ઉત્તમ વાણી, પુષ્પ અને પૂજાના સામાનોથી ન્યાય પ્રમાણે સદા રહેનારા, બ્રહ્માની પેઠે તેનું અર્ચન કરો. જે મને (શંકરને) તથા પિતામહ બ્રહ્માને દર્શન કરવા ઈચ્છતો હોય તેણે પ્રતાપવાન્, ભગવાન્, વસુદેવના પુત્ર (કૃષ્ણ)નું દર્શન કરવું તેમ દર્શન કરવાથી મારૂં દર્શન અથવા દેવોના ઈશ્વર પિતામહ (બ્રહ્મા)નું દર્શન થાય છે એમાં મને વિચાર નથી માટે હે તપોધનો, તમે પણ એમ સમજો. તે કમળના સરખા નેત્રવાળા (કૃષ્ણ) જેને પ્રિતિ યુક્ત થશે તેને બ્રહ્મા વગેરે દેવોનો સમુદાય પ્રસન્ન થશે, જગત્‌માં જે મનુષ્ય તે કેશવ (કૃષ્ણ)નો આશ્રય કરશે તેની કીર્ત્તિ, જય અને સ્વર્ગ સૂધી થશે. તે સાક્ષાત્ ધર્મોના ગુરૂ અને ધર્મને સેવનાર થશે માટે ધર્મને જાણનારા, સદા ઉદ્યમવાળા જનોએ તે દેવોના ઈશ્વરને નમસ્કાર કરવા, તે પ્રભુનું અર્ચન કરવાથી ઉત્તમજ ધર્મ થાય છે અને હે પુરૂષ વ્યાઘ્ર, તે મહા તેજસ્વિ દેવે પ્રજાનાં હિત કરવાની ઈચ્છાથી ધર્મ માટેજ ઋષિયોના સમૂહોને સ્રજ્યા છે. તે પ્રભુ (કૃષ્ણે) સ્રજેલા, તે સનત્કુમાર વગેરે, તપયુક્ત, ઋષિ-

ઓની મંડળીઓ ગંધમાદન પર્વતમાં રહે છે માટે હે ઉત્તમ દ્વિજો, તે ઉત્તમ વાણી બોલનારા, ધર્મને જાણનારા (કૃષ્ણ) નમવાયોગ્ય છે. સ્વર્ગમાં પણ પ્રભુ હરિ, નારાયણ, ભગવાન્ શ્રેષ્ઠ છે. વંદન કરેલા તે વંદન કરેછે. માન આપેલા માન આપે છે, પુષ્પ, ધૂપ વગેરેથી અર્હણ કરેલા અર્હણ કરે છે અને પૂજેલા (વાણીથી માનેલા) સામુ પૂજે છે. પ્રતિદિન દર્શન કરેલા જુવે છે, આશ્રય કરેલા આશ્રય કરે છે અને નિરંતર અર્ચન (મનથી ધ્યાન) કરેલા તે દેવ અર્ચન કરે છે. હે શ્રેષ્ઠ દ્વિજો, આ તે નિર્દોષ, મોટ આદિ દેવ વિષ્ણુનું, સદા સજ્જનોએ આચરેલું, ઉત્તમ વ્રત છે. જગતમાં દેવોએ પણ નિત્ય સનાતન વિષ્ણુને અર્ચેલા છે માટે તેને અનુસરનારા, યોગ્ય એવાં નિર્ભયપણાથી જોડાય છે. દ્વિજોએ યત્નવાન્ થઈ સદા કર્મ, મન અને વાણીથી તે દેવકીના પુત્ર (કૃષ્ણ)ને નમવું તથા સ્તુતિ કરી તેનું દર્શન કરવું હે શ્રેષ્ઠ મુનિઓ, મેં આ તમને માર્ગ કહ્યો, તે દેવને જોવાથી સર્વ દેવો જોએલા થાય છે. હે સુરશ્રેષ્ઠો, હું પણ નિત્ય, જગતના પતિ, સર્વ લોકોના પિતામહ, મહા વરાહરૂપ થયેલા તે દેવને (કૃષ્ણને) નમું છું. તેમાં ત્રણ દેવોનું દર્શન થશે એમાં સંશય નથી; કારણ કે અમે સર્વ દેવો તેના દેહમાં વસિએછીએ. તેના મ્હોટા ભાઈ, હિમાલયના સમૂહના સરખી કાંતિવાળા, હલને ધારણ કરનાર, પૃથ્વીને ધરનાર (શેષ)રૂપ બળ એ રીતે પ્રસિદ્ધ થશે. તે દેવ (બળદેવ)ના રથને આશ્રય કરનાર, ત્રણ મસ્તકવાળો, દિવ્ય, સુવર્ણમય, તાડનાં ઝાડરૂપ વૃક્ષ ધ્વજ થશે. સર્વ લોકોના ઈશ્વર, મોટા બાહુવાળા તે દેવનું મસ્તક મોટી ફણાવાળા મહાત્મા નાગોથી વ્યાપ્ત થશે, વળી તેણે સંભારેલાં શસ્ત્રો તથા અસ્ત્રો પ્રાપ્ત થશે. તેજ દેવ નાશ રહિત, હરિ ભગવાન્ અનંત કહેલા છે. પરાક્રમથી જે પરમાત્મા, દેવના અંતને દેવોએ હે પ્રભો તમે અમને શેષના અંતને દેખાડો આ રીતે આજ્ઞા કરેલા, કશ્યપના પુત્ર બળવાન્ ગરૂડ જોઈ શકયા નહતા તે શેષ ઘણા હર્ષથી યુક્ત ફરે છે. ફણાવડે વસુંધરા (પૃથ્વી)ને આલિંગન કરી (ધારી) માંહે વસે છે. જે વિષ્ણુ (કૃષ્ણ) છે તેજ પૃથ્વીને ધારણ કરનાર, ભગવાન્ અનંત (શેષ) છે. જે બળરામ છે તેજ ઈંદ્રિયોના નિયંતા કૃષ્ણ છે અને જે અચ્યુત (નાશરહિત કૃષ્ણ) છે તેજ પૃથ્વીને ધારણ કરનાર છે, માટે તે બે પુરૂષોમાં ઉત્તમ, દિવ્ય, દિવ્ય પરાક્રમવાળા અને ચક્ર તથા લાંગલને ધારણ કરનારા (કૃષ્ણ ને બળદેવ) ને

માનવા તથા તેઓનું દર્શન કરવું. હે તપરૂપ ધનવાળાઓ, જેથી તમે પ્રયત્નથી યદુશ્રેષ્ઠ (કૃષ્ણ)ને પૂજો માટે મેં આ પુણ્યકારિ અનુગ્રહ (કૃપા)રૂપ ઈતિહાસ તમને કહ્યો.

एषवोऽनुग्रहःप्रोक्तोमयापुण्यस्तपोधनाः ॥
यद्भवन्तोयदुश्रेष्ठंपूजयेयुःप्रयत्नतः ॥ ६२ ॥

इति श्रीम० अ० आ० दा० पुरुषमाहात्म्येसप्तचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४७ ॥

---

नारदउवाच ॥ अथव्योम्निमहाञ्छब्दोःसविद्युत्स्तनयित्नुमान् ॥
॥ मेघैश्चगगनंनीलंसंरुद्धमभवद्घनैः ॥ १ ॥

નારદ બોલ્યા—એ પછી આકાશમાં વિજળીસહિત મેઘવાળો મોટો શબ્દ અને ગગન ધાટાં વાદળાંઓથી શ્યામ તથા વ્યાપ્ત થયું. મેઘ વર્ષાકાળમાં વર્ષે તેમ નિર્મળ જળ વર્ષવા લાગ્યો, ઘોર અંધારૂં થયું અને દિશા શોભવા ન લાગી, તે વખતે મુનિયોએ તે, રમણીય, સનાતન, પુણ્યરૂપ, દેવગિરિ (હિમાચલ) વિષે મહાદેવ અથવા ભૂતનાં ટોળાંને દીઠાં નહિ. તે પછી ક્ષણવારમાં એકદમ ગગન વાદળાંઓરહિત થયું. બ્રાહ્મણો તીર્થ યાત્રા પ્રત્યે ગયા અને બીજાઓ જેમ આવ્યા હતા તેમ ગયા. તેઓ તે, અચિંત્ય, અદ્ભુત અને તમારી કથાને આશ્રય કરનારો શંકરનો પાર્વતી સાથે સંવાદ સાંભળી વિસ્મિત થયા હતા. હે પુરૂષોત્તમ, પર્વતના શિખર ઉપર મહાત્માએ (શિવે) જેને માટે અમોને આજ્ઞા કરી હતી તે, સનાતન, બ્રહ્મરૂપ થયેલા તમે છો. હે કૃષ્ણ, બીજું આજે તમારાં તેજે કરેલું આ આશ્ચર્ય જોઈ અમે વિસ્મિત થયા અને તે (પ્રથમની) સ્મૃતિ અમને આવી. હે પ્રભો, મહાબાહો જનાર્દન (કૃષ્ણ), આ દેવોના દેવ, જટાના સમૂહને ધારણ કરનારા, પર્વતમાં સુનારા મહાદેવનું માહાત્મ્ય તમને કહ્યું, આ પ્રમાણે તે સમયે તપોવનમાં વસનારાઓએ કહેલા તે દેવકીના પુત્ર (કૃષ્ણ) તે સર્વ ઋષિયોને માન આપવા લાગ્યા. એ પછી અતિ હર્ષ પામેલા તે ઋષિઓ ફરીને કૃષ્ણને કહેવા લાગ્યા કે હે મધુસૂદન (કૃષ્ણ), વારંવાર હમેશાંજ અમને આવું દેખાડો. હે વિભો, તમારા દર્શનમાં અમને

જે પ્રીતિ થાય છે તે સ્વર્ગમાં નથી. વળી હે મહાબાહો ભગવાન્, શિવે જે કહ્યું હતું તે સર્વ સત્ય છે. હે શત્રુને કષ્ટ દેનાર, તમેજ અર્થનાં તત્વને જાણનારા અને પૂછેલા જ્યારે અમને પૂછો છો ત્યારે અમે તમારાં પ્રિય માટે આ ગુહ્ય કહ્યું, હે વિભો, ત્રણ જગત્‌માં જન્મ, સર્વે અને જે કશું બીજું કારણ છે તે તમારૂં ન જાણેલું નથી, પણ હે વિભો અમે ગુહ્ય (છાનાં)ને ધારવામાં અશક્ત છીએ તેથી બહુ ચપળપણાથી આપ રહ્યા છો તોય હલકાઇથી બોલિએ છીએ. આ લોકમાં તમે જેને જાણતા નથી તે, કોઈ પણ આશ્ચર્ય નથી. હે દેવ, સ્વર્ગ અથવા પૃથ્વી તમારૂં સઘળું જાણેલુંજ છે. હે તાત કૃષ્ણ, હવે અમે જઈએ છીએ. તમે બુદ્ધિ તથા પુષ્ટિ પામો, તમને પુત્ર તમથી સમાન અથવા અધિક, મોટા મહિમાથી યુક્ત, દીપ્ત (તેજ) અને કીર્ત્તિને કરનારો પ્રભુ થશે. ભીષ્મ બોલ્યા—આમ કહ્યા પછી દેવોના ઈશ્વર યાદવ એવા પુરૂષોત્તમ (કૃષ્ણ)ને પ્રણામ કરી પ્રદક્ષિણા કરી તે મહર્ષિયો ચાલતા થયા. તે આ પરમ કાંતિથી યુક્ત, શ્રીમાન્ નારાયણ યથાયોગ્ય તે વ્રત આચરી પાછા દ્વારકાં પ્રત્યે આવ્યા હતા અને હે પ્રભો, જ્યારે દશ માસ પૂરા થયા ત્યારે રૂક્મિણી વિષે માનેલો, શૂર, અને વંશને ધારણ કરનારો, અદ્‌ભુત આનો (કૃષ્ણનો) પુત્ર જન્મ્યો હતો. હે નૃપ, સર્વ પ્રાણિયોના કામરૂપ તે સર્વના ભાવમાં રહેલો સદા અસુર તથા સુરોના અંતરમાં રહેલો ફરે છે. વળી તે આ પુરૂષોત્તમ, મેઘના સરખા વર્ણવાળા, ચાર ભુજાવાળા, પ્રેમથી પાંડવોને આશ્રય કરી રહ્યા છે અને તમે એને આશ્રિત થયા છો. જ્યાં આ ત્રણ જગત્‌નાં ભરનારા વિષ્ણુદેવ રહ્યા છે ત્યાં કીર્ત્તિ, લક્ષ્મી, ધૃતિ (ધારણા) અને સ્વર્ગનો માર્ગ છે તથા આ (કૃષ્ણ) ઈંદ્ર સહિત તેત્રિશ દેવોરૂપ છે, એમાં વિચાર નથી. આ (કૃષ્ણ) આદિદેવ, મહાદેવ, સર્વ પ્રાણિઓના આશ્રયરૂપ, આદિ, અંત રહિત, અસ્પષ્ટ, મહાત્મા, મહાતેજસ્વી, મધુદૈત્યને મારનાર છે અને સુરોનાં કાર્યની સિદ્ધિ માટે જન્મ્યા છે. વળી અતિ દુઃખેકરી જણાય એવાં અર્થનાં તત્વને કહેનારા અને કરનારા કૃષ્ણ છે તથા હે પાર્થ, નારાયણના આશ્રયથી તમારો સર્વ જય છે, અતુલ્ય કીર્ત્તિ છે અને આ સઘળી પૃથ્વી તમારી છે. જે આપની ગતિરૂપ આ અચિંત્ય, નારાયણ નાથ છે—તે તમરૂપ ઉપાદર્યું (હોતા) એ યુદ્ધરૂપ અગ્નિમાં, મોટા યુગના અંત સમયના અગ્નિની સરખા

કૃષ્ણરૂપ સ્રુવે[1] કરી રાજાઓને હોમ્યા, આ પુત્ર, ભાઈયો અને સંબંધિયો સહિત દુર્યોધન શોક કરવા યોગ્ય છે કે જે અજાણે ક્રોધથી કૃષ્ણ અને ગાંડિવ ધનુષને ધરનારા અર્જુનની સાથે ક્લેશ કર્યો. જે રીતે વનના અગ્નિમાં પતંગીયાઓ નાશ પામે તે રીતે ચક્રરૂપ અગ્નિમાં મોટાં શરીરવાળા, મહાબળવાન્, દૈત્ય અને દાનવો ક્ષય પામ્યા. હે શ્રેષ્ઠ પુરૂષ, સત્વ (ધૈર્ય), શક્તિ અને બળ વગેરેથી હીન મનુષ્યોએ સંગ્રામમાં આની સામું યુદ્ધ કરી શકાય તેમ નથી. હે નૃપ, જયરૂપ, યોગી, યુગના અંત સરખી કાંતિવાળા અને રણના અગ્રભાગમાં જનારા અર્જુને તેજવડે સર્વ દુર્યોધનનાં સૈન્યને હણ્યું છે, તેમ હિમાલય ઉપર પોઠિયાના ચિન્હવાળા શંકરે મુનિયોને જે પુરાણ (જુનુ આખ્યાન) કહ્યું છે તે મારા કહેવાથી સાંભળો. હે વિભો, જેટલી તેની (અર્જુનની) પુષ્ટિ, તેજ, ક્રાંતિ, પરાક્રમ, સામર્થ્ય, સન્નતિ અને જન્મ છે તેથી ત્રણ ધણું (ત્રગણું) કૃષ્ણમાં છે. જો તે પ્રમાણે છે તો તેને બીજી રીતે કરવા કોણ સમર્થ છે? વળી બીજું સાંભળો. જ્યાં ભગવાન્ કૃષ્ણ છે ત્યાંજ ઉત્તમ પુષ્ટિ છે. આપણે તો આ લોકમાં અલ્પ બુદ્ધિવાળા પરતંત્ર અને અતિ વિહ્વલ છીએ કે જ્ઞાન પૂર્વક (જાણતાં છતાં) ક્ષયરહિત એવા મૃત્યુના માર્ગને પામ્યા છીએ. તમે પણ સરલતામાં તત્પર અને પ્રતિજ્ઞા પાળવામાં પ્રીતિમાન છતાં પ્રથમ પ્રતિજ્ઞા કરી રાજાની વૃત્તિને પામતા નથી. હે રાજન્, જગત્માં તમે પોતાના વધને પણ બહુ માનો છો પણ જે પ્રતિજ્ઞા દીધેલી છે તેને તજવાને અધિક માનતા નથી. હે અરિંદમ (શત્રુને નિયમમાં રાખનાર), કાળે રણના અગ્રભાગમાં આ સર્વ જનને હણેલા છે. કાળે અમને હણેલા છે અને કાળજ પરમેશ્વર છે માટે કાળને જાણનારો, કાળે સ્પર્શ કરેલો માણસ શોક કરવા યોગ્ય નથી. કાળ રૂધિર સરખાં રાતાં નેત્રવાળો, દંડવાન્ સનાતન કૃષ્ણરૂપ છે માટે હે કુંતીના પુત્ર, તમે અહિં જ્ઞાતિનો શોક કરવા યોગ્ય નથી. હે કૌરવનંદન, તમે નિત્ય શોકરહિત થાઓ, આ માધવ (કૃષ્ણ)નું જે મેં સાંભળેલું મહાત્મ્ય કહ્યું તેજ સઘળું સજ્જનને ઉદાહરણ યોગ્ય સંપૂર્ણ છે (સજ્જનને જાણવા માટે પૂરતું છે). હે મહારાજ, બુદ્ધિમાન્ વ્યાસ અને નારદનું પોતાનું વચન સાંભળી મેં અતિ પૂજ્ય, શ્રી કૃષ્ણનો ને ઋષિયોના સમૂહનો અતિ મોટો મહિમા તથા મહાદેવનો પાર્વતી સાથે થયેલો સં-

[1] સ્રુવ એટલે અગ્નિમાં ઘી હોમવાનું પાત્ર.

વાદ કહ્યો, હે ભારત, જે મહા પુરૂષથી થયેલા આ, ધારણ કરે છે, સાંભળે છે અથવા કહે છે તે ઉત્તમ શ્રેય પામે છે. વળી તેની જે પ્રમાણે ધારી હોય તે પ્રમાણે સર્વ કામનાઓ થાય છે અને નર મરણ પછી સ્વર્ગને પામે છે, એમાં સંશય નથી. હે રાજન્, કલ્યાણની કામનાવાળાએ શ્રીકૃષ્ણ જાણવા યોગ્ય છે તથા બ્રાહ્મણોએ આજ અક્ષય શ્રીકૃષ્ણની સ્તુતિ કરેલી છે. હે કુરૂરાજ, જે મહાદેવના મુખથી નિકળેલા ધર્મના ગુણો કહ્યા છે તે તમારે મનથી દિવસ રાત્રિ ધારણ કરવા, આ પ્રમાણે વર્તનારા, ઠીક દંડને ધારણ કરનારાને, પ્રજાને પાળવામાં પ્રવીણ થયેલા તમોને સ્વર્ગ લોક પ્રાપ્ત થશે. હે રાજન્, સદા ધર્મથી પણ પ્રજાને પાળવા યોગ્ય છો. જે તેનો મોહોટો દંડ તે ઠીક ધર્મ કહેવાય છે. હે રાજન્, મેં જે આ ધર્મસહિત શંકરનો પાર્વતીની સાથે થયેલો સંવાદ સજ્જનની સમીપમાં કહ્યો તેને જે, પોતાની સમૃદ્ધિને ઈચ્છતો હોય તેણે સાંભળીને અથવા સાંભળવાની ઈચ્છા કરનાર થઈ શુદ્ધ ભાવથી અહિં પોઠિયો જેના ધ્વજમાં છે એવા શંકરનું અર્ચન કરવું. હે પાંડવ, જે રીતે આ તે નિર્દોષ મહાત્મા નારદનો દેવની પૂજા માટે સંવાદ છે તેને તે રીતે કરો. હે પ્રભો, કુંતી પુત્ર, આ અતિ અદ્ભુત, વસુદેવના પુત્ર (કૃષ્ણ) અને શંકરના સ્વભાવથી થયેલું વૃત્તાંત છે તે, પુણ્યવાળા પાસેજ થાય છે. નિત્ય રહેનારા આ કૃષ્ણે બદર્યાશ્રમમાં દશ હજાર વર્ષો સૂધી ગાંડીવ ધનુષ્વાળા (અર્જુ)ની સાથે મોટું તપ કર્યું હતું. હે પૃથ્વીપતે, મેં આ ત્રણ યુગવાળા, કમળના સરખાં નેત્રવાળા, વસુદેવના પુત્ર (કૃષ્ણ) અને ધનંજય (અર્જુન)ને નારદ તથા વ્યાસથી જાણેલા છે બાળક છતાંજ કમળના જેવાં નેત્રવાળા, મોટા બાહુવાળા કૃષ્ણે જ્ઞાતિની રક્ષારૂપ કામના કારણથી કંસનું મોટું નિકંદન કર્યું હતું. હે કુંતી પુત્ર યુધિષ્ઠિર, હું આ નિત્ય અને સનાતન પુરૂષ (કૃષ્ણ)ના અંતને કર્મવડે સંખ્યા કરવા (ગણવા કે કેહેવા) ઉત્સાહ પામતો નથી. હે તાત, જરૂર તમારૂં અતિ ઉત્તમ શ્રેય થશે કે જે આપના સખા આ પુરૂષોત્તમ કૃષ્ણ છે. ફક્ત હું મરણ પછીના લોકમાં પણ દુષ્ટ મતિવાળા દુર્યોધનનો શોક કરૂંછું કે જેને માટે ઘોડા અને હસ્તિઓસહિત પૃથ્વી નાશ પામી તેમ દુર્યોધનના અપરાધથી અને કર્ણ, શકુનિ અને ચોથો દુઃશાસન આ ચારના અપરાધથી કુરૂઓ નાશ પામ્યા. વૈશંપાયન બોલ્યા—જ્યારે આ પ્રમાણે ગંગાના પુત્ર,

પુરૂષોમાં શ્રેષ્ઠ ભીષ્મ ભાષણ કરતા હતા ત્યારે તે મહાત્માઓના મધ્યમાં કુરૂ કુળમાં થયેલા (યુધિષ્ઠિર) બોલતા બંધ થયા, ને તે સાંભળી ધૃતરાષ્ટ્ર વગેરે રાજાઓ વિસ્મય પામ્યા અને મનથી કૃષ્ણને વખાણી સર્વ બે હાથ જોડનારા થયા, તે વખતે નારદ વગેરે તે સર્વ ઋષયો પણ તેના વાક્યને ગ્રહણ કરી વખાણી પ્રસન્ન થયા. આ રીતે આ સઘળું ભીષ્મની શિખામણરૂપ, પુણ્યવાળું, મોટું આશ્ચર્ય સર્વ પાંડવોની સાથે સાંભળનારા મહા બુદ્ધિવાળા, પૃથ્વીના પતિ યુધિષ્ઠિર તો ઘણી દક્ષણા દેનારા, વિશ્રામ પામેલા ગંગાના પુત્ર (ભીષ્મ)ને પાછા પણ પૂછવા લાગ્યા.

युधिष्ठिरस्तुगाङ्गेयंविश्रान्तंभूरिदक्षिणम् ॥
पनरेवमहाबुद्धिःपर्यपृच्छन्महीपतिः ॥ ६६ ॥

इति श्रीम० अ० आ० दा० महापुरुषप्रस्तावेअष्टचत्वारिंशदधिकशततमोऽध्यायः ॥ १४८ ॥

---

वैशंपायनउवाच ॥ श्रुत्वाधर्मानशेषेणपावनानिचसर्वशः ॥
॥ युधिष्ठिरःशान्तनवंपुनरेवाभ्यभाषत ॥१॥

વૈશંપાયન બોલ્યા—યુદ્ધિષ્ઠિર સમગ્રપણાથી સર્વ ધર્મોને તથા પવિત્ર આખ્યાનોને સાંભળી ફરીને પણ શાંતનુના પુત્ર (ભીષ્મને) પૂછવા લાગ્યા. યુધિષ્ઠિર બોલ્યા—જગતમાં કોણ ઉત્તમ દેવ છે? અથવા શું એક ઉત્તમ આશ્રયરૂપ છે? અને કોને કોને સ્તુતિ કરનારા, અર્ચનારા માનવો કલ્યાણ પામે છે? તમારો સર્વ ધર્મોમાં કયો ધર્મ ઉત્તમ માનેલો છે અને શું જપનારો જીવ જન્મ સંસારના બંધનથી મૂકાય છે? ભીષ્મ બોલ્યા—નિરંતર ઉઠીને સહસ્રનામથી જગતના પ્રભુ, દેવોનાદેવ, અનંત એવા પુરૂષોત્તમની સ્તુતિ કરનાર, તે અવિનાશિ પુરૂષનેજ નિત્ય અર્ચનાર, ધ્યાન કરનાર, સ્તુતિકરનાર, નમનાર અને તેનેજ યજનાર, પુરૂષ નિત્ય આદિ તથા અંતરહિત સર્વ લોકોના મ્હોટા ઈશ્વર અને લોકોના અધ્યક્ષ એવા વિષ્ણુની સ્તુતિ કરવાથી સર્વ દુઃખોને તજનાર થાય છે. જે ભક્તિથી સદા નરે બ્રહ્મણ્ય, સર્વ ધર્મને જાણનાર, લોકોની કીર્ત્તિને વધારનાર, લોકોના નાથ, મોટા ભૂતરૂપ, સર્વ પ્રાણિયોની ઉત્પત્તિ કારણરૂપ, કમળના જેવાં

નેત્રવાળા કૃષ્ણનું સ્તોત્રોથી અર્ચન કરવું એજ મેં સર્વ ધર્મોમાં અતિ અધિક ધર્મ માનેલો છે. હે ભૂપતે, જે અતિ મોટું તેજ છે, જે મોહોટું તપ છે, જે અતિ મોટું બ્રહ્મ છે, જે પરમ આશ્રય સ્થાન છે, જે પવિત્રોમાં પવિત્ર, મંગળોનાં મંગળરૂપ, દેવોના દૈવતરૂપ અને પ્રાણિયોના અવિનાશી પિતા છે, જેથી આદિયુગના આરંભમાં સર્વ પ્રાણિયો થાય છે અને પાછાં જેમાં યુગોના ક્ષય વખતે પ્રલય પામે છે (ભળે છે), તે લોકોના પ્રધાનરૂપ, જગતના નાથ વિષ્ણુનાં જે હજાર નામ પાપના ભયને હણનાર છે તે મારાથી સાંભળો. ઋષિઓએ વિખ્યાત થયેલાં ગૌણનામો કહેલાં છે તેઓને સ્મૃદ્ધિ થવા કહું છું.

विश्वं, विष्णु, र्वषट्कारो, भूतभव्यभवत्प्रभुः, ॥ भूतकृ, द्भूतभृ, द्भावो, भूतात्मा, भूतभावनः ॥ १ ॥ पूतात्मा, परमात्मा, च, मुक्तानां परमांगतिः, ॥ अव्ययः, पुरुषः, साक्षी, क्षेत्रज्ञो, क्षर, एवच ॥ २ ॥ योगो, योगविदां, नेता, प्रधानपुरुषेश्वरः ॥ नारसिंहवपुः, श्रीमान्, केशवः, पुरुषोत्तमः ॥ ३ ॥ सर्वः, शर्वः, शिवः, स्थाणु, र्भूतादि, र्निधि रव्ययः॥ सम्भवो, भावनो, भर्त्ता, प्रभवः, प्रभु, रीश्वरः ॥ ४ ॥ स्वयम्भूः, शम्भु, रादित्यः, पुष्कराक्षो, महास्वनः ॥ अनादिनिधनो, धाता, विधाता, धातु, रुत्तमः ॥५॥ अप्रमेयो, हृषीकेशः, पद्मनाभो, मरप्रभुः, ॥ विश्वकर्मा, मनु, स्त्वष्टा, स्थविष्ठः स्थविरो, ध्रुवः ॥ ६ ॥ अग्राह्यः, शाश्वतः, कृष्णो, लोहिताक्षः, प्रतर्दनः ॥ प्रभूत, स्त्रिककु, ब्धाम, पवित्रं, मङ्गलं, परम्॥७॥ ईशानः, प्राणदः, प्राणो, ज्येष्ठः, श्रेष्ठः, प्रजापतिः ॥ हिरण्यगर्भो, भूगर्भो, माधवो, मधुसूदनः ॥८॥ ईश्वरो, विक्रमी, धन्वी, मेधावी, विक्रमः, क्रमः, ॥ अनुत्तमो, दुराधर्षः, कृतज्ञः, कृति, रात्मवान् ॥९॥ सुरेशः शरणं, शर्म, विश्वरेताः, प्रजाभवः, ॥ अहः, सम्वत्सरो, व्यालः, प्रत्ययः, सर्वदर्शनः ॥१०॥ अजः, सर्वेश्वरः, सिद्धः, सिद्धिः, सर्वादि, रच्युतः, ॥१००॥ वृषाकपि, रमेयात्मा, सर्वयोगविनिः सृतः ॥११॥ वसु, र्वसुमनाः, सत्यः, समात्मा, सम्मितः, समः ॥ अमोघः, पुण्डरीकाक्षो, वृष-

વરૂણ તેને ઈચ્છતા હતા તેથી તેણે યમુના પાસે વાનપ્રસ્થ પ્રત્યે આવી તેને હરિ લીધી અને જળનો પતિ (વરૂણ) તેને હરિ પરમ અદ્દભુત સરખાં, છ લાખ ધુમ્રાઓવાળા પોતાના પુર પ્રત્યે લાવ્યા. તેથી બીજું કોઈ અતિ રમણીય ઉત્તમ પૂર નથી. તે દિવ્ય મેહેલો, અપ્સરાઓ તથા કામનાઓથી શોભિત છે. હે રાજન્, ત્યાં જળનો પતિ દેવ ( વરૂણ ) તેની સાથે ક્રીડા કરવા લાગ્યો. એ પછી નારદે ઉતથ્યને પત્ની (સ્ત્રી)નું હરણ કહ્યું. તે સમયે નારદથી તે સર્વ સાંભળી ઉતથ્યે નારદને કહ્યું કે તમે જાઓ અને વરૂણને કઠણ વચન કહો. જે મારા કહેવાથી મારી ભાર્યાને છોડો, શા માટે તમે હરનાર થયા છો? તમે લોકોના લોકપાળ છો, લોકનો લોપ (નાશ) કરનાર નથી. ચંદ્રમાએ મને ભાર્યા આપી છે તેને તમે આજ હરણ કરી. આ રીતે તેના કહેવાથી નારદે જળેશ્વર ( વરૂણ )ને કહ્યું કે ઉતથ્યની સ્ત્રીને છોડો, શા માટે તમે હરી છે? આ રીતે તેનું વચન સાંભળ્યા પછી વરૂણે તેને કહ્યું આ મારી અતિપ્રિય ભાર્યા છે માટે એને તજવા ઉત્સાહ પામતો નથી, આ રીતે વરૂણે કહ્યા પછી નારદ તે મુનિ ઉતથ્યને પામી (મળી) અતિ પ્રસન્ન મનવાળા ન હોય તેમ વચન બોલ્યા— હે મહા મુને, વરૂણે ગળું ઝાલી મને ફેંક્યો છે અને તમારી સ્ત્રીને આપતો નથી, જે તમારે કરવા યોગ્ય હોય તે કરો. નારદનું વચન સાંભળી ક્રોધ પામેલા અંગિરા બળવા લાગ્યા અને અતિ મ્હોટાં તપવાળા તે સ્થિર થઈ તેજથી જળને પી ગયા, સર્વ જળ પિવા માંડયું તોય પણ સ્નેહિ જનોએ પ્રાર્થના કરેલા, જળના પતિ વરૂણે તે વખત તેને છોડી નહિ, તે પછી ક્રોધવાળા, બ્રાહ્મણોમાં ઉત્તમ એવા ઉતથ્યે પૃથ્વીને કહ્યું—હે કલ્યાણિ, છ લાખ ધુમ્રાઓવાળું સ્થાન દેખાડો, આ કહ્યા પછી સમુદ્રના ખસવાથી તે (સ્થાન) ઉખર થયું. વળી એ બ્રાહ્મણેનદી (સરસ્વતી)ને કહ્યું— હે બિરૂ સરસ્વતિ, તે (આ) દેશથી તમે અદૃશ્ય થઈ મરૂ (મારવાડ) દેશ પ્રત્યે જાઓ, હે શોભને તમે તજેલો આ દેશ પુણ્યથી રહિત થાઓ. આવું કહેવાથી તે દેશ સુકાવાથી ભદ્રાને લેઈ વરૂણે અંગિરાના પુત્ર ( ઉતથ્ય )ને શરણ જઈ ભાર્યા (સ્ત્રી) આપી. તે સ્ત્રીને લેઇ ઉતથ્ય પ્રસન્ન મનવાળો થયો—અને હે હૈહય (સહસ્રાર્જુન), દુઃખથી જગતને તથા વણરૂને મુક્ત કર્યાં. ત્યાર પછી હે નરાધિપ, તે સ્ત્રીને લઈ ધર્મને જાણનાર અતિ મોટાં તેજવાળો તે ઉતથ્ય વરૂણ પ્રત્યે જે બોલ્યો તે સાંભળો. હે જળાધિપ, મેં

તમારા બોલતાં તપથી આને પ્રાપ્ત કરી ( મેળવી ), આવું કહી તેને લેઈ પોતાનેજ ઘેર ગયો. હે રાજન્, આ આવોજ ઉત્તમ બ્રાહ્મણ ઉતથ્ય છે, આમ હું કહું છું અથવા તમે ઉતથ્યથી ઉત્તમ ક્ષત્રિય કહો.

एषराजन्नीदृशोवैउतथ्योब्राह्मणर्षभः ॥

ब्रवीम्यहंब्रूहिवात्वमुतथ्यात्क्षात्रियंवरम् ॥ २२ ॥

इति श्रीम० अ० आ० दा० पवनार्जुनसम्वादोनामपञ्चपञ्चाशदधिकशततमोऽध्यायः ॥ १९९ ॥

---

भीष्मउवाच ॥ इत्युक्तःसनृपस्तूष्णीमभूद्वायुस्ततोऽब्रवीत् ॥

॥ शृणुराजन्नगस्त्यस्यमाहात्म्यंब्राह्मणस्यह ॥१॥

ભીષ્મ બોલ્યા—આ પ્રમાણે કહેલો તે રાજા મૌનવાળો થયો ત્યારે વાયુ બોલ્યો–હે રાજન્, અગસ્ત્ય બ્રાહ્મણનું સ્ફુટ રીતે માહાત્મ્ય સાંભળો. અસુરોએ દેવોને જીતિ તેઓને ઉત્સાહથી રહિત કર્યાં, એઓના સર્વે યજ્ઞો હર્યા તથા પિતૃની સ્વધાઓને હરી. હે હૈહય, શ્રેષ્ઠ દાનવોએ માનવોની કર્મે પૂજાઓ હરી અને તે સમયે ઈશ્વરતાથી ભ્રષ્ટ થયેલા દેવો પૃથ્વી પ્રત્યે ફરવા લાગ્યા, આમ શ્રુતિ ( સાંભળવું ) છે. હે રાજન્, પછી કોઇ સમયે તેઓએ પ્રકાશિત સૂર્યના સરખાં તેજવાળા, મોટા વ્રતવાળા, તેજ યુક્ત અગસ્ત્યને જોયા, હે જનાધિપ દેવોએ તે મહાત્માને નમન કરી કુશળ પૂછી વખતસર આ વાક્ય કહ્યું—હે મુનિશ્રેષ્ઠ, યુદ્ધમાં દાનવોએ અમને ભગ્ન ( ઘાયલ ) કર્યા છે તથા ઐશ્વર્યથી ભ્રષ્ટ કર્યા છે માટે તમે અમને તીવ્ર ભયથી રક્ષા કરો. આ રીતે દેવોએ કહ્યું ત્યારે તે અગસ્ત્ય કોપેલા થયા અને ક્ષય સમયમાં કાળાગ્નિ બળે તેમ તેજસ્વી તે પ્રજ્વલિત થયા. તે પ્રદીપ્ત થયેલા કિરણોના સમુહથી દાનવો તે સમયે દગ્ધ થયા અને હે મહારાજ અંતરિક્ષથી હજારો તેઓ પડવા લાગ્યા, તે અગસ્ત્યનાં તેજથી બળતા તે દૈત્યો એ લોકોને તજી દક્ષિણ દિશા પ્રત્યે ગયા. પૃથ્વી પ્રત્યે ગયેલા બળિરાજા અશ્વમેધ યજ્ઞ કરતા હતા તે જેઓ પૃથ્વી પ્રત્યે રહ્યા હતા અને જે બીજાઓ નીચેના લોકમાં રહ્યા હતા તે મ્હોટા અસુરોને બાળ્યા નહિ. હે નૃપ, તે પછી જેનો ત્રાસ શાંત થયેલો છે એવા સુરોએ ફરીને લોકો પ્રાપ્ત કર્યા. એ પછી દેવો એને કહેવા લાગ્યા કે તમે ભૂમિમાં

રહેલા અસુરોને હણો, આ પ્રમાણે કહેલા તે (અગસ્ત્ય) દેવો પ્રત્યે બોલ્યા—હું પૃથ્વીમાં ગયેલા અસુરોને બાળવા શક્ત નથી, મારું તપ ક્ષય પામે એથી હું બાળી શકતો નથી. હે પાર્થિવ રાજન્, આ રીતે ભગવાન્ અને તપથી સમર્થ આત્માવાળા અગસ્ત્યે તે સમયે પોતાના તેજથી દાનવોને બાળ્યા હતા. હે અનઘ, મેં આવા અગસ્ત્ય તમને કહ્યા, હજી હું કહું છું અથવા તમે અગસ્ત્યથી ઉત્તમ ક્ષત્રિય કહો. ભીષ્મ બોલ્યા—હે રાજન્, તે વખતે આવું કહેલ તે મૌનવાન્ થયા તેથી વાયુએ કહ્યું—હે રાજન્, યશસ્વિ વસિષ્ઠનું મુખ્ય કર્મ સાંભળો. દેવતાઓ મનથી વસિષ્ઠને પામી તથા તેનું તે ગૌરવ (મોટાઈ) જાણી માનસસર પ્રત્યે યજ્ઞ કરવા લાગ્યા. તે સર્વે યજન કરનારાઓને દીક્ષાથી દુર્બળ થયેલા જોઈ શૈલના સરખી કાંતિવાળા ખલિન નામે દાનવો હણવાને ઈચ્છવા લાગ્યા. તેઓની સમીપ તે બ્રહ્માએ વર આપેલું સર હતું તેમાં વારંવાર નાશ પામેલા એ દાનવો નાહીને જીવતા થતા હતા. તેઓ મ્હોટા ઘોર પર્વતો તથા મુદ્ગલોને લેઇ સો યોજનમાં ઉત્પન્ન થયેલાં જળને ક્ષોભ પમાડતા, દશ હજાર દાનવો દેવો પ્રત્યે દોડયા ત્યારે તેઓએ પીડેલા દેવો ઈંદ્રને શરણ ગયા. તેઓસહિત વ્યથા પામેલા ઇદ્ર વસિષ્ઠને શરણ ગયા. તે વખતે ભગવાન્ ઋષિ વસિષ્ઠે અભય આપ્યું. તેઓને દુઃખવાળા જોઇ અક્રૂરપણામાં તત્પર થયેલા મુનિએ યત્નવિના પોતાના તેજથી સર્વ ખલિન્ દાનવોને બાળ્યા. આ રીતે મહાત્મા વસિષ્ઠે ઈંદ્ર સહિત દેવોની રક્ષા કરી મહા તપસ્વિ તે ઋષિએ કૈલાસ પ્રત્યે ચાલેલી ગંગા નદીને આણી, તેણે તે દિવ્ય સરને ભેદ્યું, તે નદીએ ભેદેલું જે સર હતું તે ત્યાંથી સરયુ નદી થઇ. જ્યાં ખલિન્ દાનવો નાશ પામ્યા તે દેશ ખલિન થયો, આ રીતે મહાત્મા વસિષ્ઠે બ્રહ્માએ જેને વરદાન આપેલું છે એવા દૈત્યોને હણ્યા તથા ઈંદ્ર સહિત દેવોની રક્ષા કરી, હે નિષ્પાપ, આ પ્રમાણે મેં વસિષ્ઠનું આ કર્મ કહ્યું અને હું કહું છું અથવા તમે વસિષ્ઠથી ઉત્તમ ક્ષત્રિય કહો.

एतत्कर्मवसिष्ठस्यकथितंहिमयानघ ॥

ब्रवीम्यहंब्रूहिवात्वंवसिष्ठात्क्षत्रियंवरम् ॥ २६ ॥

इति श्रीम० अ० आ० दा० पवनार्जुनसंवादेशतोपरिषट्पंचाशत्तमोऽध्यायः ॥ १५६ ॥

**भीष्मउवाच ॥ इत्युक्तस्त्वर्जुनस्तूष्णीमभूद्वायुस्तमब्रवीत् ॥**
**॥ शृणुमेहैहयश्रेष्ठकर्मात्रेःसुमहात्मनः ॥१॥**

ભીષ્મ બોલ્યા—હે હૈહય શ્રેષ્ઠ, આ રીતે કહેલો અર્જુન મૌનવ્રતવાળો થયો ત્યારે વાયુએ તેને કહ્યું—હે હૈહય શ્રેષ્ઠ, અતિ મહાત્મા અત્રિનું કર્મ સાંભળો. ભેગા થયેલા દેવ દાનવો ઘોર અંધકારમાં યુદ્ધ કરતા હતા તેમાં રાહુએ બાણોથી ચંદ્રમા તથા સૂર્યને ભેદ્યા. હે નૃપતિ શાર્દૂલ, એ પછી બળવાન્ દાનવોએ અંધકારથી ગ્રસ્ત થયેલા દેવોને સાથે હણવા માંડ્યા. અસુરોએ હણાતા, ક્ષીણ બળવાળા દેવોએ તપ કરતા, તપરૂપ ધનવાળા, બ્રાહ્મણ અત્રિને જોયા. એ પછી દેવો જીતેંદ્રિય અને શાંતક્રોધવાળા એ (ઋષિ)ને કહેવા લાગ્યા–હે પ્રભો, અસુરોએ બાણોથી આ બે ચંદ્ર સૂર્યને વિંધ્યા છે અને અમે પણ અંધકારવાળા ભાગમાં શત્રુઓથી વધ પામીયે છીયે તથા શાંતિ પામતા નથી માટે ભયથી અમને બચાવો. અત્રિ બોલ્યા—તમારૂં કેમ રક્ષણ કરૂં ? તેઓએ કહ્યું અમારા અંધકારને હણનાર તથા શત્રુને મારનાર ચંદ્રમા ને સૂર્ય થાઓ. જ્યારે આમ કહ્યું ત્યારે અત્રિ અંધારાને ટાળનાર ચંદ્રમા થયા તથા ચંદ્રની પેઠે પ્રિય દર્શનવાળા સૌમ્ય ( શીતલતાના ) ભાવથી જોવા લાગ્યા. હે પાર્થિવ, અત્રિએ નથી અતિ કાંતિ જેની એવા સૂર્ય તથા ચંદ્રમાને જોઈ યુદ્ધમાં પોતાના તપથી પ્રકાશ કર્યો. તે સમયે જગતને અંધારાંરહિત તથા પ્રદીપ્ત કર્યું અને પોતાના તેજથી શત્રુઓના સમૂહોને જીત્યા. અત્રિએ ઠીક રક્ષણ કરેલા તે દેવતાઓ પણ તે મ્હોટા અસુરોને અત્રિએ બળાતા જોઈ પરાક્રમથી તે વખતે હણવા માંડ્યા. સૂર્ય પ્રકાશિત થયો, દેવોની રક્ષા કરી અને અસુરોને હણ્યા. હે રાજર્ષે, જેને અગ્નિ સહાય છે એવા, ચર્મરૂપ વસ્ત્રવાળા, ઉત્તમ તેજવાળા જપ કરનારા બ્રાહ્મણે જે સામર્થ્ય કર્યું તે ફળને ખાનારા અત્રિએ કરેલું કર્મ જુવો. તે અતિ મહાત્મા અત્રિનું કર્મ પણ વિસ્તારથી કહ્યું. હજી હું કહું છું અથવા તમે અત્રિથી ઉત્તમ ક્ષત્રિયને કહો, આ પ્રમાણે કહેલો તે સહસ્રાર્જુન મૌનવાન્ થયો. પછી વાયુ બોલ્યો— હે રાજન્, મહાત્મા ચ્યવનનું મ્હોટું કર્મ સાંભળો. દેવો સહિત ચ્યવને અશ્વિનીકુમારોની પાસે પ્રતિજ્ઞા કરી ઈંદ્રને કહ્યું કે તમે અશ્વિનીકુમારોને સોમવલ્લી પીનાર કરો. ઇંદ્ર બોલ્યા— અમે નિંદેલા આ બે કેમ સોમવલ્લીને પીનાર થાય ? એ બે દેવોની તુલ્ય નથી માટે અમને એમ ન કહો.

હે મહાવ્રત વિપ્ર, અશ્વિનીકુમારોની સાથે સોમવલ્લી પીવા ઈચ્છતા નથી, બીજું જે કહેશો તે વચન કરીશું. ચ્યવન બોલ્યા—હે સુરેશ્વર, આ બે અશ્વિનીકુમારો તમારા સહિત સોમપાન કરો. હે દેવો, જે રીતે કહ્યું તે રીતે મારૂં વચન કરો. આ કરવાથી તમારૂં શ્રેય થશે અને નીકર તમારૂં શ્રેય નહિ થાય. ઇંદ્ર બોલ્યા—હે દ્વિજોત્તમ, અશ્વિનીકુમારોની સાથે સોમ પિઈશ નહિ, બીજાઓ ઈચ્છા પ્રમાણે પીયો, હું અહિં પીવા ઉત્સાહ પામતો નથી. ચ્યવન બોલ્યા—હે બળને મારનાર (ઇંદ્ર), જો મેં કહેલું વચન કરશો, નહિતો ઝટ મેં પરાભવ પમાડેલા યજ્ઞમાં સોમવલ્લી પિવરાવશો. વાયુ બોલ્યો—તે પછી ઝટ ચ્યવને અશ્વિનીકુમારોના હિત સારૂ કર્મ આરંભ્યું અને દેવતાઓ મંત્રોથી પરાભવ પામેલા થયા. તે આરંભેલાં કર્મને જોઈ જેનો કોપ વધેલો છે એવા ઇંદ્ર મ્હોટા પર્વતને ઉગામી ચ્યવન પ્રત્યે દોડયા, તેવી રીતે ક્રોધથી આકુળ નેત્રવાળા ભગવાન્ ઇંદ્ર આવ્યા ત્યારે તેને આવતા જોઈ તપવાળા ચ્યવને જળથી વજ્રસહિત અને પર્વતસહિત તેને છાંટી સ્થિર કર્યો. પછી તે મહામુનિયે ઇંદ્રની ઉપર મહા ઘોર, આહુતિમય, મદનામે ઉઘાડાં મુખવાળો શત્રુ ફેંક્યો, તેને સો યોજન વિસ્તારવાળા હજાર દાંત હતા, તેને પરમ દારૂણ બસો યોજનમાં ડાઢ હતી, તેની ડાઢી ભૂમિ વિષે ગયેલી હતી, એનું મુખ આકાશને અડતું હતું, ઇંદ્રસહિત સર્વ દેવો તેની જીભના મૂળમાં જેમ મહાસાગરમાં માછલાઓ તિમિ (મગર)ના મુખને પામે તેમ રહ્યા હતા. એ પછી એ મદની સમીપ ગયેલા, તે દેવો ભેગા થઈ ઇંદ્રને કહેવા લાગ્યા કે તમે આ બ્રાહ્મણને નમો, અમે નિશ્ચિંત થઈ અશ્વિનીકુમારોની સાથે સોમવલ્લી પીયે છીયે, આ સાંભળ્યા પછી પ્રણામ કરનારા તે ઇંદ્રે ચ્યવનને તે (નમન) કર્યું. ચ્યવને એઓને તથા અશ્વિનીકુમારોને સોમ પીનારા કર્યા. પછી મુનિએ તે કર્મને સમાપ્ત કર્યું અને વીર્યવાન્ એવા તેણે મદને અક્ષ, મૃગયા, પાન તથા સ્ત્રીઓમાં વેંચી દીધો. હે રાજન્, નરો આ દોષોથી ક્ષય પામશે એમાં સંશય નથી માટે નિત્ય નરે આ દોષોને દૂરથી તજવા. હે રાજન્, આ તમને ચ્યવનનું પણ કર્મ કહ્યું, હજી હું કહું છું અથવા તમે બ્રાહ્મણથી ઉત્તમ ક્ષત્રિય કહો.

एतत्तेच्च्यवनस्यापिकर्मराजन्प्रकीर्त्तितम् ॥

ब्रवीम्यहंब्रूहिवात्वंक्षात्रियंब्राह्मणाद्वरम् ॥ ३९ ॥

इति श्रीम० अ० आ० दा० प० सप्तपञ्चाशदधिकशततमो ऽध्यायः ॥ १५७ ॥

भीष्मउवाच ॥ तूष्णीमासीदर्जुनस्तुपवनस्त्वब्रवीत्पुनः ॥
॥ शृणुमेब्राह्मणेष्वेवमुख्यंकर्मजनाधिप ॥१॥

ભીષ્મ બોલ્યા—હે જનાધિપ, સહસ્ત્રાર્જુન મૌનવાળો થયો તથા પવન ફરીને બોલ્યો—બ્રાહ્મણોમાંજ મારૂ મુખ્ય કર્મ સાંભળો. જ્યારે ઈંદ્ર સહિત દેવો મદના મુખને પામ્યા ત્યારે અહિ ચ્યવને તેઓની પૃથ્વી હરી. બે લોકોને હરણ કરેલા માની તે દેવતાઓ દુ:ખિત થયા તથા શોકથી પીડા પામેલા તેઓ મહાત્મા, બ્રહ્માને શરણ ગયા. દેવતાઓ બોલ્યા—હે લોક પૂજીત પ્રભો, ચ્યવને મદના મુખમાં આસક્ત થયેલા અમ લોનોની પૃથ્વી હરી અને કપ નામના દેવોએ સ્વર્ગને હરણ કર્યો. બ્રહ્મા બોલ્યા—ઈંદ્રસહિત દેવતાઓ તમેઝટ બ્રાહ્મણોને શરણ જાઓ, તેઓને પ્રસન્ન કરવાથી પ્રથમની પેઠે બે લોકોને પામશો. તેઓ બ્રાહ્મણોને શરણ ગયા તથા કોને જીતિયે, આ રીતે કહેલા તેઓ બ્રાહ્મણો પ્રત્યે અહિં કપોને જીતો એમ બોલ્યા. બ્રાહ્મણો બોલ્યા-અમે પૃથ્વીમાં રહેલાઓને જીતશું. તે પછી બ્રાહ્મણોએ કપને નાશ પમાડનારૂં કર્મ આરંભ્યું. તે સાંભળી કપોએ બ્રાહ્મણો પ્રત્યે ધની નામે દૂત મોકલ્યો, તે ધનિએ જેમ કપનું વચન હતું તેમ તે બ્રાહ્મણોને કહ્યું. શું અહિં સર્વ કપો તમારા સરખાછે! સર્વ વેદને જાણનારા પંડિત, સર્વ યજ્ઞોથી યજન કરનારા, સર્વ સત્ય વ્રતવાળા અને સર્વ મહર્ષિયોની તુલ્ય છે, લક્ષ્મી તેઓ વિષે ક્રીડે છે, અને તેઓ લક્ષ્મીને ધારણ કરે છે. ગુરૂના વચનમાં રહેલા તેઓ વૃથા સ્ત્રીઓની પાસે જતા નથી, વૃથા માંસને ખાતા નથી, અને દીપ્ત અગ્નિને હોમે છે, સર્વ નિયમિત મનવાળા, બાલકોના સંવિભાગ કરનારા, ધીરેથી આવીને જાય છે. રજસ્વલાને નથી સેવતા અને શુભ કર્મવાળા સ્વર્ગની ગતિને પામે છે. ગર્ભિણી તથા વૃદ્ધ વગેરેના જમ્યા વિના ખાતા નથી. પૂર્વાન્હ ભાગોમાં ક્રીડતા નથી તથા દિવસે સુતા નથી, આ અને બીજા, બહુ ગુણોથી યુક્ત કપોને કેમ જીતશો? માટે નિવૃત્ત થાઓ, નિવૃત્ત થયેલા તમોને સુખ થશે. ધની નામે દૂત કપોને કહેવા

લાગ્યો–બ્રાહ્મણો તમારૂં પ્રિય કરનારા નથી, એથી સર્વ કપો અસ્રો લેઈ બ્રાહ્મણો પ્રત્યે દોડયા. સર્વ બ્રાહ્મણો ઉંચા અગ્રભાગવાળી ધ્વજાથી યુક્ત કપોને જોઈ બળતા, કપોના પ્રાણને નાશ પમાડનારા અગ્નિને ફેંકયો. હે નરાધિપ, સનાતન, બ્રાહ્મણોએ સ્રજેલા અગ્નિ કપોને હણી જેમ આકાશમાં વાદળાંઓ શોભે તેમ શોભવા લાગ્યા. તે સર્વ દેવોએ યુદ્ધમાં મળી દાનવોને હણી તે વખતે બ્રાહ્મણોએ હણેલા કપોને જાણ્યા નહિં. એ પછી આવી મહા તેજસ્વી નારદે હે વિભો, જે રીતે મહા ભાગ્યવાળા બ્રાહ્મણોએ તેજથી કપોને હણ્યા તે રીતે કહ્યું. નારદનું વચન સાંભળી પ્રસન્ન થયેલા સર્વ દેવો, દ્વિજો, યશસ્વિ બ્રાહ્મણોને પણ વખાણવા લાગ્યા. તે દેવોનું તેજ તથા પરાક્રમ વધવા લાગ્યું અને તેઓ ત્રણ લોકોમાં પૂજેલા અમરપણાને પામ્યા. આ રીતે વચન કહેનારા વાયુને સહસ્રાર્જુને જે કહ્યું તે હે મહાબાહો યુધિષ્ઠિર તમે સાંભળો. સહસ્રાર્જુન બોલ્યો—હે પ્રભો, હું નિરંતર સર્વ પ્રકારે બ્રાહ્મણો અર્થે જીવું છું તથા બ્રાહ્મણો વિષે આસ્થાવાન્ થઈ નિત્ય બ્રાહ્મણોને નમુછું. મેં દત્તાત્રેયની પ્રસન્નતાથી આ બળ પ્રાપ્ત કરેલું છે, લોકમાં પરમ કીર્ત્તિ મેળવેલી છે અને મ્હોટો ધર્મ આચરેલો છે. અહો! મારૂત, મેં પ્રયત્નવાળા આપે સમગ્રપણાથી કહેલાં બ્રાહ્મણોનાં કર્મ સાંભળ્યાં. વાયુ બોલ્યા—તમે ક્ષત્રિયના ધર્મથી બ્રાહ્મણો તથા ઈંદ્રિયોને પાળો, ભૃગુઓથી તમને કાળેકરી ઘોર ભય થશે.

ब्राह्मणान्क्षात्रधर्मेणपालयस्वेन्द्रियाणिच ॥
भृगुभ्यस्तेभयंघोरंतत्तुकालाद्भविष्यति ॥२७॥

इति श्रीम० अ० आ० दा० प० अष्टपञ्चाशदधिकशततमोऽध्यायः ॥ १५८ ॥

---

युधिष्ठिरउवाच ॥ ब्राह्मणानर्चसेराजन्सततंसंशितव्रतान् ॥
॥ कंतुकर्मोदयंदृष्ट्वातानर्चसिजनाधिप ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા–હે જનાધિપ રાજન્, શું કર્મોના ઉદયને દેખી નિરંતર ઉત્તમ વ્રતવાળા તે બ્રાહ્મણોને પૂજો છો? હે મહાવ્રત, મહાબાહો, બ્રાહ્મણોની પૂજામાં શું ફળ દેખી તેઓને પૂજો છો, એ સર્વ મને કહો?

ભીષ્મ બોલ્યા—આ મહાબુદ્ધિવાળા, મ્હોટાં વ્રતવાળા, જેણે કર્મ ફળ જોયેલું છે એવા કેશવ ( કૃષ્ણ ) તમને સર્વ કર્મનો ઉદય કેહેશે. બળ, કાન, વાણી, મન, નેત્ર તથા વિશુદ્ધતા સહિત જ્ઞાન મને આજ થયું છે, ને અતિ ઘણા કાળમાં મેં દેહનો ત્યાગ માનેલો છે, આજ ન અતિશીઘ્ર કાળમાં સૂર્ય આવશે. હે રાજન્ પાર્થ, પુરાણમાં જે મોહોટા ધર્મો, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના કહ્યા છે, જેઓ તે ધર્મોને સેવે છે તે અને શેષ કૃષ્ણથી શિખો. હે કૌરવેંદ્ર, હું તત્વે કરી એ કૃષ્ણને જાણું છું. જે એ છે અને જે એમનું જુનું બળ છે કેશવ ( કૃષ્ણ ) ન માપી શકાય તેવાં બળવાળા છે તે આ સંશયોમાં ધર્મ કહેશે. કૃષ્ણે પૃથ્વીને, આકાશને તથા સ્વર્ગને સ્રજ્યાં, કૃષ્ણના દેહથી પૃથ્વી થઈ, આ ભયંકર બળવાળા જુના જે વરાહ છે તેણે પર્વતોને તથા દિશાઓને સ્રજી, એની નીચે અંતરિક્ષ, સ્વર્ગ, ચાર દિશાઓ, ચાર ખૂણા તથા આ સૃષ્ટિ પાછળ થઈ. તેમણે આ પુરાણ વિશ્વને નિર્મ્યું, એમની નાભીમાં કમળ થયું જેમાં પોતે ઘણા બળવાળા બ્રહ્મા થયા. હે પાર્થ, જેણે તે ઘોર અંધકારને ચોતરફથી ભેદ્યું, જે અંધારૂં સમુદ્રને તરછોડતું રહ્યું છે. સત્ય યુગમાં હે પાર્થ, સમગ્ર ધર્મ હતો, ત્રેતા યુગના સમયમાં જ્ઞાનને પામેલો ધર્મ હતો, દ્વાપરમાં બળ હતું અને કળિમાં કાળો અધર્મજ પૃથ્વીને પામ્યો છે. તેજ આદિ દેવે પ્રથમ દૈત્યોને હણ્યા, તેજ આદિ દેવ સમ્રાટ્ થયા, તે પ્રાણિયોના ઉત્પન્ન કરનાર, ભૂત ભવિષ્યરૂપ અને આ સર્વ જગતના રક્ષણ કર્ત્તા છે. જ્યારે દેવોના વંશમાં ધર્મ ગ્લાનિ પામે છે ત્યારે મનુષ્યોમાં કૃષ્ણ જન્મે છે તથા તે સત્તા યુક્તમનવાળા ધર્મમાં રહિને પર તથા અપર લોકોને પાળે છે. હે પાર્થ, તજવા યોગ્ય વસ્તુને તજી અસુરોના વધ માટે કાર્ય, અકાર્ય અને કારણરૂપ દેવ કરેલા છે, કરવા રૂપ છે અને કરાય છે તમે એને રાહું ચંદ્ર તથા ઈંદ્રિરૂપ જાણો. તે સર્વ કર્મવાળા છે, તે સર્વ રૂપવાળા છે, તે વિશ્વને ભોગવનાર, વિશ્વને સ્રજનાર અને વિશ્વને જીતનાર છે. તે શૂળને ધારણ કરનાર, રૂધિરને ધારણ કરનાર અને વિકરાળ છે. લોકો કર્મોથી જાણેલા તે ( દેવ )ની સ્તુતિ કરે છે. નિત્ય ઘણા દેવો ગંધર્વો અને અપ્સરાઓ તેની સ્તુતિ કરે છે, રાક્ષસો તેની સ્તુતિ કરે છે. તે ધનના પોષક અને એક જીતવાને ઈચ્છનાર છે. યજ્ઞમાં વખાણ કરનારાઓ તેની સ્તુતિ કરે છે, સામને જાણનારા રથતરમાં

સ્તુતિ કરે છે, બ્રાહ્મણો તેને વેદના મંત્રોથી સ્તવે છે, અધ્વર્યું તેને ઘૃત કલ્પે છે. હે ભારત, જુની બ્રહ્મ ગુફા પ્રત્યે પેઠેલા તેણે પૃથ્વીનું છાદન (મંજન) આગળ દીઠું, ઉત્તમ કર્મવાળા તેણે દૈત્ય, નાગ તથા દાનવોને ક્ષોભ પમાડી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. હે ભારત, ઇદ્રો વૃષ્ટિ માટે વાણીથી તેની સ્તુતિ કરે છે, તે પણ એક પશુઓનો ઇશ્વર છે, તેનાં જૂદાં જૂદાં ભક્ષોને જાણે છે અને યુદ્ધમાં તે વાહનને જાણે છે, તે નિત્ય રહેનારા દેવના વશમાં, અંતરિક્ષ, પૃથ્વી, સ્વર્ગ તથા સર્વ રહ્યું છે. તેણે દેવોના કુંભમાં વીર્ય નાંખ્યું, જેમાં ઉત્પન્ન થયેલા વસિષ્ઠ ઋષિ કહેવાય છે. તે વાયુ છે, તે ઘોડાના વેગવાળા વિષ્ણુ છે, તે રાશવાળા છે, તે આદિદેવ સૂર્ય છે, તેણે સર્વ અસુરોને જીતેલા છે, તેનાં પગલાંઓથી અહિં ત્રણ જગત્ જીતેલાં છે. તે દેવ, મનુષ્ય અને પિતૃના આત્મારૂપ છે, તેનેજ યજ્ઞને જાણનારાઓના વિતાન (મંડળ)રૂપ કહે છે, તેજ કાળનો વિભાગ કરતા ઉદય પામે છે. તેનું ઉત્તર તથા દક્ષિણ બે અયન છે. પૃથ્વીને શોભાવનારા કિરણો ને વેદને જાણનારા બ્રાહ્મણો તેને સેવે છે. સૂર્ય તેની કાંતિનો ઉપયોગ કરી શોભે છે. મહિને મહિને યજ્ઞને કરનાર યજ્ઞ કરે છે, વેદને જાણનારાઓ યજ્ઞમાં તેનો પાઠ કરે છે, તેજ આ ત્રણ નાભિવાળા, સાત ઘોડાઓથી યુક્ત, ત્રણ ધામ (વર્ષા વાયુ ને ઉષ્ણરૂપ)વાળાં ચક્રને ધારણ કરે છે. હે વીરપાર્થ, જે રીતે મહા તેજસ્વી, સર્વ વ્યાપ્ત, સર્વના સિંહરૂપ એકલા કૃષ્ણ લોકોને ધારણ કરે છે તે રીતે અંધારાને હણનાર, સૂર્યરૂપ તેજ કૃષ્ણને સદા કર્ત્તાને પાઞો. તે પ્રસન્ન થયેલા, મહાત્મા પ્રભુ એક વખતે ખડમાં ગયેલા તથા ખાંડવ વનમાં અગ્નિરૂપ થયા હતા, તે રાક્ષસો તથા નાગોને જીતી સર્વ ઠેકાણે ગયેલા અગ્નિમાં સર્વ હોમે છે. તેણેજ કુંતીનાપુત્રને ધોળો ઘોડો આપ્યો હતો, તેણેજ સર્વ ઘોડાઓને કર્યા હતા, તે સંસારરૂપ રથને જોડનાર છે, તેનો રથ ત્રણ ચક્રવાળો, ત્રણ મસ્તક એટલે ઉંચી મધ્ય અને નીચી ગતિરૂપ ત્રણ ફળવાળો, ચારકાળ, અદૃષ્ટ, ઇશ્વિરેચ્છા અને પોતાના સંકલ્પરૂપ ઘોડાવાળો તથા ત્રણ નાભિ એટલે શુકલ, કૃષ્ણ અને શુકલ કૃષ્ણ ત્રણ પ્રકારનાં કર્મ જેના ગર્ભમાં છે એવો છે. તેણે આકાશને કર્યું. પંચ ભૂતોના આશ્રયરૂપ તેણે પૃથ્વી, સ્વર્ગ તથા અંતરિક્ષને નિર્માણ કર્યું, તે ઘણાં દીપ્ત અગ્નિનાં તેજ સરખાં તેજવાળા ઋષીકેશ (કૃષ્ણ) ભગવાને અરણ્યો તથા પૂર્વતોને સ્રજ્યા, તેણે નદીઓને ઉલ્લંધી હણવાની ઈચ્છાથી વ-

જને પ્રહાર કરનારા ઇંદ્રને પરાભવ પમાડયો. મ્હોટા યજ્ઞમાં બ્રાહ્મણો જુની હજારો ઋચાઓથી તે એક મહેંદ્રની સ્તુતિ કરે છે. હે રાજન્, ઘરમાં તેણે અને બીજાએ મોટાં બળવાળા દુર્વાસાને વસાવી શકાય તેમ નથી. તેનેજ એક જુના ઋષિ કહે છે અને વિશ્વને કરનાર તે આત્માના ભાવોને કરે છે. જે અધિક દેવ વેદોને જાણે છે, જે પુરાણ ( જુના ) વિધિઓનો આશ્રય કરે છે, કામ ( ઈચ્છા )માં, વેદમાં અને લૌકિકમાં જે ફળ છે એ સર્વ કૃષ્ણરૂપ જાણો. સર્વ લોકમાં શુદ્ધ જ્યોતિ ( તેજ ), ત્રણલોક, ત્રણલોકપાલ, ત્રણ અગ્નિ, ત્રણ વ્યા-હૃતિઓ અને સર્વ દેવો દેવકીના પુત્રરૂપજ છે. તે વર્ષરૂપ, તે ઋતુરૂપ, તે અર્ધ માસરૂપ, તે અહોરાત્રરૂપ, તે કળારૂપ તે દિશારૂપ માત્રા મુહૂર્ત્ત લવ અને ક્ષણો એ સર્વ, કૃષ્ણરૂપ જાણો. હે પાર્થ, ચંદ્ર, સૂર્ય, ગ્રહ નક્ષત્ર તારા સર્વ દર્શ, પૌર્ણમાસ, નક્ષત્રના યોગો, ઋતુઓ આ સર્વે કૃષ્ણથી થયેલાં છે. રૂદ્ર આદિત્ય ( સૂર્ય ), વસુ, અશ્વિનીકુમાર, સાધ્ય, વિશ્વેદેવ, મરૂદ્ગણો, પ્રજાપતિ, દેવમાતા દિતિ, અને સાત ઋષિઓ, આ સર્વ કૃષ્ણથી થયેલાં છે. વાયુ થઈને જગતને નાશ પમાડે છે, અગ્નિ થઇને સર્વ રૂપવાળા બાળે છે, જળ થઈને સર્વને બુડાડે છે, બ્રહ્મા થઈને જગતના સમૂહોને સ્રજે છે. જે વેદમાં સિદ્ધ કરેલું જાણવા યોગ્ય છે, જે વિધિ કાર્યનો આશ્રય કરે છે, જે ધર્મમાં વેદમાં અને બળમાં છે તે તથા ચરાચર સર્વ તમે કેશવ ( કૃષ્ણ )રૂપ સમજો. પરમ એવા તે જ્યોતિ ( તેજ )રૂપ થયેલા પાસે પ્રકાશે છે. જે કાંતિવડે વિશ્વરૂપ છે, સર્વ પ્રાણિયોના આત્માના કારણરૂપ થયલા તેમણે જળને સ્રજી પૂર્વે સર્વ જગત્ કરેલું છે. તેમ ઋતુ, જૂદા જૂદા ઉત્પાતો, જૂદાં જૂદાં અદ્ભુતો, મેઘ, વિજળી સર્વ ઐરાવત, રૂપ, સર્વ સ્થાવર જંગમ કૃષ્ણથી થયેલું છે તથા વિશ્વાત્મા વિષ્ણુરૂપ એને જાણો. વિશ્વના આવાસરૂપ, નિર્ગુણ, વસુદેવના પુત્રને સંકર્ષણ ( બલભદ્ર ) ને જીવરૂપ થયેલા કહે છે. મહાત્મા બ્રહ્મા પ્રદ્યુમ્ન ને ચોથા અનિરૂદ્ધરૂપ પણ તેમનેજ જણાવેછે. હે પાર્થ, તે પાંચ પ્રકારે ( દેવ, અસુર, મનુષ્ય, શ્વાપદ અને તિર્યકરૂપે ) પાંચ ભૂતોથી થયેલાં આ જગતને સ્રજવાને ઈચ્છનારા પ્રેરક છે. તેણે પૃથ્વી, વાયુ આકાશ, તેજ તથા જળ કરેલું છે. સ્થાવર સહિત જંગમ, આ ચાર પ્રકારના આ લોકને કરી તે પછી પાંચના ( ચાર પ્રકારના પ્રાણિયો તથા કર્મનાં ) બીજ ( કારણ )રૂપ થયેલા પૃથ્વી કરી આકાશ, પૃથ્વીમાં ઘણું જળ કર્યું.

હે રાજન્, તેમણે આ જગતને કરેલું છે તે આત્માના કારણરૂપ આત્મા- વડે જીવાડે છે. દેવ, અસુર, મનુષ્યો, લોક, ઋષિ, પિતૃ, પ્રજા તથા સર્વ પ્રાણિ લોકોને સમાસે કરી વિધિ પ્રમાણે સદા પ્રાણિયોના પતિ સરજવા- ઈચ્છે છે. તમે શુભ, અશુભ, સ્થાવર, જંગમ, આ સર્વ કૃષ્ણથી થયેલું જાણો. જે અહિં વર્તે છે અને થશે એ સર્વ તમે કૃષ્ણરૂપ જાણો. પ્રાણિ- ના અંત વખતે સાક્ષાત્ કૃષ્ણ મૃત્યુરૂપ છે. નિત્ય ધર્મને ધારણ કરનારછે. અહિં જે થયેલું છે તે કશું બીજું ન સમજો પણ એ સર્વ કૃષ્ણથી થ- યેલું જાણો. લોકોમાં ઉત્તમ પુણ્ય છે, જે શુભ તથા અશુભરૂપ છે તે સ- ર્વ અચિંત્ય કૃષ્ણરૂપ છે, એથી બીજું કલ્પાય છે તે વિપરીત (ખોટું)છે, એવા કૃષ્ણ એથી બહુરૂપ, પરમ, નાશ રહિત નારાયણછે તે સ્થાવર તથા જંગમના મધ્ય અને આદિરૂપ છે, કલ્યાણને ઈચ્છનારાઓના જન્મ તથા નાશ રૂપ છે.

एतादृशःकेशवोतश्चभूयोनारायणःपरमश्चाव्ययश्च ॥

मध्याद्यंतस्यजगतस्तस्थुषश्चबुभूषतांप्रभवश्चाव्ययश्च ॥४६॥

इति श्रीम० अ० आ० दा० महापुरुषमाहात्म्येएकोनषष्ट्यधि- कशततमोऽध्यायः ॥ १५९ ॥

---

युधिष्ठिरउवाच ॥ ब्रूहिब्राह्मणपूजायांव्युष्टिंत्वंमधुसूदन ॥
वेत्तात्वमस्यचार्थस्यवेदत्वांहिपितामहः ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે મધુદૈત્યને હણનાર, તમે બ્રાહ્મણની પૂજામાં ફળનો ઉદય કહો? તમે આ અર્થના જાણનાર છો અને બ્રહ્મા તમને જાણે છે. વસુદેવના પુત્ર (કૃષ્ણ) બોલ્યા—હે ભરતશ્રેષ્ઠ, કુરૂઓમાં શ્રેષ્ઠ રાજન્! તત્વેકરી યથાયોગ્ય બ્રાહ્મણોના ગુણોને મારા કહેવાથી સાવધાન થઈ સાંભળો. હે કુરૂપુત્ર, પૂર્વે બ્રાહ્મણોએ કોપયુક્ત કરેલા પ્રદ્યુમ્ન દ્વારકાંમાં બેઠેલો હું તેને પૂછવા લાગ્યા. હે મધુદૈત્યને મારનાર, બ્રાહ્મણોની પૂજામાં શું ફળ છે? અહિં અને પરલોકમાં એઓનું ઈશ્વરપણું (સામર્થ્ય) કયાંથી છે? હે માનને દેનાર, સદા બ્રાહ્મણોને પૂજવાથી તેમાં શું ફળ છે? એ સર્વ મને સ્પષ્ટ કહો? એમાં મને અતિ મ્હોટો સંશય છે. હે મહારાજ,

આ રીતે પ્રદ્યુમ્ને તે વચન કહ્યું ત્યારે મેં સામું જે કહ્યું તે હે મહારાજ સાવધાન થઈ સાંભળો. હે રૂક્મિણીના પુત્ર, બ્રાહ્મણોની પૂજામાં ફળનો ઉદય છે તેને મારાથી જાણો. આ સોમ રાજા, સુખ દુઃખોના ઈશ્વર છે. હે રૂક્મિણીથી થયેલા પુત્ર આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણ જેમાં મુખ્ય છે એવું સૌમ્ય (શીતળતાવાળું) સુખ છે એમાં મને વિચાર નથી. બ્રાહ્મણોની મૂર્તિના પૂજનથી આયુષ્ય, કીર્તિ, યશ અને બળ થાય છે. લોક તથા સર્વ લોકોના ઈશ્વરો બ્રાહ્મણોને પૂજનાર છે. ધર્મ, અર્થ, કામ, યશ, લક્ષ્મી, રોગની શાંતિ, દેવતા અને પિતૃના પૂજન માટે આપણે બ્રાહ્મણોને ખૂબ સંતુષ્ટ કરવા. હે મહાબાહો પુત્ર, હું ઈશ્વર છું માટે તેને કેમ ન આદરૂં? તમને અહિં બ્રાહ્મણો પ્રત્યે ક્રોધ ન થાઓ. આ લોક તથા પર લોકમાં બ્રાહ્મણો મ્હોટાં ભૂતરૂપ છે, પ્રત્યક્ષ દેખાડનારા ક્રોધ પામેલા આ જગતને ભસ્મ કરે છે. જેઓ લોક તથા લોકેશ્વરો બીજા પણ સ્રજી શકે છે તેઓમાં સારા તેજસ્વિયો ઠીક જ્ઞાનથી કેમ ન વર્તે? હે તાત, ચીર વસ્ત્રવાળો, બિલ્વના દંડને ધારણ કરનાર, મ્હોટી ડાઢીવાળો, કૃશ અને મહાન્, હરિપિંગલ નામે બ્રાહ્મણ મારે ઘેર વસતો હતો, જે દીર્ઘ (લાંબા) મનુષ્યોથી પ્રમાણે કરી પૃથ્વીમાં અધિક હતો. તે જે દિવ્ય તથા મનુષ્યના લોકો છે તે લોકો પ્રત્યે પોતાની મેળે ફરતો. વળી ચૌટા તથા સભાઓમાં આ વાત કહેતો કે જે સર્વ પ્રાણિયોમાં સૂક્ષ્મ અપકાર થાય તોપણ રોષ કરનાર છે તે બ્રાહ્મણ દુર્વાસાને ઘરમાં સત્કાર કરેલા કોણ વસાવે? આ મારી પરિભાષા (સંકેત)ને સાંભળી કોણ આશ્રય આપે છે? જે કોઈ પણ મને વસાવે તેણે મને કોપાવવો નહિ. જેમ કોઇ મને આદર ન આપે ત્યાં હું વસવાનો નથી. તે(દુર્વાસા) એક વખતે ઘણા હજારોનું અન્ન ખાયછે તથા એક વખત તે થોડું ખાય છે તથા ફરીને ઘેર નથી આવતા. અકસ્માત્ હસે છે અને અકસ્માત્ રૂવે છે, તે સમયે પૃથ્વીમાં કોઈ પણ વયથી તેની તુલ્ય ન હતો, આમ કહ્યા પછી પોતાને સ્થાન જઇ શય્યાસહિત આસ્તરણો (બીછાનાં) અને શણગારેલી કન્યાઓને બાળી પછીથી ચાલતો થયો. એ પછી ઉત્તમ વ્રતવાળો તે મુનિ મને હે કૃષ્ણ, હું સત્વર (ઝટ) દૂધપાક ખાવા ઇચ્છું છું એમ બોલ્યા. તેજ વખતે તેને ઘેર મેં તેના ચિત્તને જાણી માણસ સાથે સર્વ અન્નપાન, તથા ભક્ષ્ય પદાર્થો, તેણે 'અહિ આ પદાર્થો સત્કારથી મોકલો' એમ પ્રેરણા કરી હતી તેથી મોકલ્યા. પછી મેં બળતો

(ધગતો) દુધપાક નિવેદન કર્યો, તેને ખાઇને તેતો ઝટ આવું વચન બોલ્યા કે ઝટ તમે દુધપાકથી મારા અંગોને લિંપો છો કે નહિ? ત્યારે મેં તેના કહેવા પ્રમાણે વિચાર્યાં વિનાજ કર્યું. તે ઉચ્છિષ્ટથી અંગો તથા મસ્તકને લેપ કર્યો. તે વખતે સમીપમાં તેણે શુભ મુખવાળી તમારી માતાને દીઠી, તેણે હસતાં એવાં તેને દુધપાકથી લેપ કર્યો. મુનિએ ઝટ દુધપાકથી લિપ્ત થયેલાં અંગવાળા તેને રથ પ્રત્યે જોડ્યાં અને તે રથ પ્રત્યે બેસી તે મારા ઘરથી નિકળ્યા. અગ્નિની તુલ્ય વર્ણવાળા, પ્રકાશિત, બુદ્ધિમાન્ તે બ્રાહ્મણ રથની ધોસરીને ધારણ કરનારની પેઠે મારા જોતાં છડીથી (અથવા ચાબખાથી) સોળ વર્ષનાં રૂક્મિણીને દુઃખ દેવા લાગ્યા. તે વખતે મને થોડું પણ ઈર્ષ્યાથી કરેલું દુઃખ ન થયું, તેમ તે મોટા રાજમાર્ગથી બહાર નિકળ્યા, તે મોટું આશ્ચર્ય જોઈ યાદવોને ક્રોધ પેંદા થયો. ત્યાં કેટલાક એક બીજાને બોલાવી માંહોમાંહે બોલવા લાગ્યા કે બ્રાહ્મણોજ એક પેંદા થયા છે, બીજો વર્ણ કોઈ રીતે નથી થયો! આ રથ પ્રત્યે બેસી બીજો કોણ પુરૂષ અહિં જીવે! જે તીક્ષ્ણ એવું સર્પનું ઝેર છે તેથી પણ બ્રાહ્મણ અતિ તીક્ષ્ણ છે, બ્રાહ્મણરૂપ સર્પથી દગ્ધ થયેલાનો કોઈ પણ ઉપાય કરનાર (વૈદ્ય) નથી. દુઃખે પરાભવ પમાડાય એવો તે જતો હતો ત્યારે માર્ગમાં રૂક્મિણી પડ્યાં, તે શ્રીમાન્ (કૃષ્ણ)થી સહન ન થયું ત્યારે શીઘ્ર પ્રેરવા લાગ્યા. પછી પરમ ક્રોધ પામેલા તે બ્રાહ્મણ રથમાંથી ઠેકી પગે ચાલી અવળા માર્ગથી દક્ષિણ દિશા તરફ મુખ કરી દોડ્યા. હું આડા માર્ગથી દોડતા તે ઉત્તમ બ્રાહ્મણની પાછળ દોડ્યો અને હે ભગવન્, તે રીતેજ દૂધથી લિપ્ત થયેલા પ્રસન્ન થાઓ એમ બોલ્યો. ત્યાર પછી તેજસ્વી મને જોઈ કહેવા લાગ્યો—હે મહા ભુજ કૃષ્ણ, પ્રકૃતિથીજ તમે ક્રોધને જીત્યો, હે સુવ્રત, હું આમાં તમારો અપરાધ દેખતો નથી, હે ગોવિંદ, હું તમને પ્રસન્ન થયો છું માટે ઈચ્છા હોય તેમ કામનાઓને માગો. હે તાત, હું પ્રસન્ન છું માટે તમે વિધિ પ્રમાણે મારા ફળના ઉદયને જુઓ. જ્યાં સુધી મનુષ્યોનો અન્નમાં ભાવ થશે ત્યાં સુધી જેમ અન્નમાં તેમ તમારામાં ભાવ થશે. જ્યાં સુધી લોકોમાં પુણ્યરૂપ તમારી કીર્ત્તિ થશે ત્યાં સુધી ત્રણ જગતમાં વિશેષપણાને પામશે. હે જનાર્દન (કૃષ્ણ), તમે સર્વ લોકને અતિ પ્રિય થશો. હે કૃષ્ણ, તમે જે ભેદેલું છે, જે બાળેલું છે અને જે કશું નાશ કરેલું છે તે સર્વ તેવુંજ અથવા અધિક થયેલું જોશો. હે

મધુ દૈત્યને મારનાર કૃષ્ણ, જ્યાં સુધી આ તમારાં અંગોમાં લિપ્ત થયેલ છે આથી જ્યાં સુધી ઈચ્છો છો ત્યાં સુધી તમને મૃત્યુનું ભય નથી. આ પછી મેં કહ્યું-શા માટે આજ તમારાં પગનાં તળાં લિપ્ત નથી? ત્યારે હે પુત્ર, આ મને પ્રિય નથી એમ પ્રસન્ન થયેલા તે મને કહેવા લાગ્યા. આ રીતે કહ્યા પછી હું પોતાના શરીરને લક્ષ્મીથી યુક્ત જોવા લાગ્યો અને પ્રસન્ન થયેલો તે રૂક્મિણી પ્રત્યે બોલ્યો—હે શોભને, તમે સર્વ સ્ત્રીઓમાંને જગત્ વિષે ઉત્તમ યશ, ઉત્તમ કીર્તિ પામશો. હે ભાવવાળી, તમને જરા અથવા રોગ કે ખરાબ વર્ણપણ સ્પર્શ કરશે નહિ, પુણ્ય ગંધવાળાં તમે કૃષ્ણને સેવશો. કૃષ્ણની સોળ હજાર સ્ત્રીઓમાં તમે અતિ ઉત્તમ કૃષ્ણની સમાન લોકવાળાં થશો. આ રીતે તમારી માતાને કહ્યા પછી ફરી ચાલતા થયેલા, અતિ મોટાં તેજવાળા, દુર્વાસારૂપ અગ્નિની પેઠે પ્રકાશતા તે મને કહેવા લાગ્યા—હે કેશવ, આ તમારી બુદ્ધિ બ્રાહ્મણો પ્રત્યે થાઓ, આ રીતે કહિને હે પુત્ર, ત્યારે તે ત્યાંજ અંતર્ધાન થયા. તે અંતર્ધાન પામ્યા ત્યારે હું મોહોટું વ્રત કરવા લાગ્યો કે હે પ્રભો, જે કંઇ બ્રાહ્મણ બોલે તે સર્વ કરવું, આ પ્રમાણે હે પુત્ર, હું તમારી માની સાથે વ્રત કરી અતિ હર્ષિત મનવાળો થઇ ઘરમાં પેઠો અને ઘરમાં પેસતાંવેત હે પુત્ર, તે બ્રાહ્મણે જે ભેદેલું અને જે બાળેલું હતું તે સર્વ નવું જોવા લાગ્યો. તે પછી સર્વ દૃઢ અને નવું જોઈ વિસ્મય પામેલો હું હે રૂક્મિણી પુત્ર, સદા મનથી બ્રાહ્મણોને પૂજવા લાગ્યો. આ રીતે હે ભરત શ્રેષ્ઠ, રૂક્મિણીના પુત્ર પ્રદ્યુમ્નના પૂછવાથી મેં તે વખત ઉત્તમ બ્રાહ્મણનું સર્વ માહાત્મ્ય કહ્યું હતું. હે કુંતીપુત્ર, હે પ્રભો, તમે પણ નિરંતર વાણી તથા દાનોથી મહા ભાગ્યવાળા બ્રાહ્મણોને પૂજો. આ રીતે હે ભરત શ્રેષ્ઠ, હું બ્રાહ્મણની પ્રસન્નતાથી થયેલી કર્મના ફળની વૃદ્ધિને પામ્યો છું માટે આ ભીષ્મ મને જે કહે છે તે સત્ય છે.

एवंव्युष्टिमहंप्राप्तोब्राह्मणस्यप्रसादजाम् ॥
यच्चमामाहभीष्मोयंतत्सत्यंभरतर्षभ ॥ ५६ ॥

इति श्रीम० अ० आ० दा० दुर्वासोभिक्षानामषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६० ॥

युधिष्ठिरउवाच ॥ दुर्वाससःप्रसादात्तेयत्तदामधुसूदन ॥
अवाप्तमिहविज्ञानंतन्मेव्याख्यातुमर्हसि ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—હે મધુ સૂદના ( કૃષ્ણ ), અહિં દુર્વાસાના પ્રસાદ-થી ત્યારે તમને જે વિજ્ઞાન પ્રાપ્ત થયુંછે તે મને કહેવા યોગ્ય છો. હે મ-તિમતાંવર, તે મહાત્માનું જે મ્હોટું ભાગ્ય તથા નામો છે તે સર્વ હું ત-ત્વથી જાણુવા ઈચ્છું છું. વસુદેવ પુત્ર ( કૃષ્ણુ ) બોલ્યા—હે રાજન્, મે જે શ્રેય મેળવેલો છે અને જે યશ સંપાદન કરેલો છે તે હું જટા જૂટવા-ળા ( શિવ )ને નમસ્કાર કરી તમને કહું છું. હે વિશાંપતે (રાજન્), પ્રા-તઃકાલમાં ઉઠીને બે હાથ જોડી યત્નથી જે અધ્યયન કરું છું તે મારા ક-હેવાથી શતરૂદ્રનો જપ સાંભળો. તપની અંતે મહા તપસ્વિ પ્રજાપતિએ તે સ્રજેલો છે ને હે તાત, શંકરે સ્થાવર જંગમ પ્રજા સ્રજી છે. હે વિશાંપતે, મહાદેવથી કશું પણ બીજું ભૂત ( પ્રાણિ ) નથી. અહિં ત્રણ જગત્માં તેજ ( શિવ ) પ્રાણિયોની ઉત્પત્તિરૂપ છે, કોઈ પણ તે મહાત્માની આ-ગળ રહેવા ઉત્સાહ પામતો નથી, ત્રણ જગત્માં તેની સમાન પ્રાણી નથી. યુદ્ધમાં ક્રોધ પામેલા તે ( શિવ )ના ગંધથી પણ શત્રુઓ સંજ્ઞા રહિત અને ઘણા હણાએલા કંપે છે તથા પડે છે. યુદ્ધમાં મેઘના નાદની ઉપમા અપાય એવા તેમના ( શિવના ) ઘોર શબ્દને સાંભળી દેવોનું હૃદય પણ ફાટે. ક્રોધ પામેલા પિનાકધારી ( શિવ ) ઘોરરૂપે કરી જેઓને જુવે અને તે કોપે ત્યારે તે નથી સુર, નથી અસુર, નથી ગંધર્વો કે નથી સર્પો લોકમાં ગુફા વિષે રહેલા પણ સુખ હોય તેમ વધતા. જ્યારે વિસ્તાર પા-મેલા યજ્ઞમાં દક્ષપ્રજાપતિ યજન કરતા હતા ત્યારે કોપ પામેલા મહાદેવે યજ્ઞને નાશ પમાડ્યો હતો, નિર્ભય થયા હતા અને ધનુષ્થી શબ્દ સહિત બાણુ ફેંકી નાદ કરતા હતા. ઝટ યજ્ઞને હણુવાથી તથા મહાદેવના કોપવા-થી તે દેવતાઓ કોઈથી પણ સુખ ને શાંતિ પામતા ન હતા તથા ખેદ પા-મતા હતા. હે પાર્થ ( પૃથાનાપુત્ર ), તે પ્રત્યંચાના શબ્દથી આકુળ થયેલા સર્વ લોકો પરવશ થયા હતા અને સુર તથા અસુરો ખેદ પામતા હતા, જળ કંપતું હતું, પૃથ્વી કંપતી હતી, પર્વતો કંપતા હતા અને સર્વ તર-ફથી આકાશ કંપતુ હતું, ઘાટાં અંધારાથી વિંટાએલા લોકો શોભતા ન હતા અને હે ભારત, સૂર્ય સહિત જ્યોતિષ્ ( નક્ષત્રો )ની કાંતિ નાશ પા-મી હતી. તે પછી અતિ ભીતિ પામેલા, સર્વ પ્રાણિયોના તથા પોતાના

હિતને ઈચ્છનારા ઋષયો શાંતિ અને કલ્યાણના સ્થાનરૂપ ઉપાયો કરવા લાગ્યા. ત્યાર પછી ભયંકર પરાક્રમવાળા, ક્રોધ પામેલા તે (શિવ) દેવો પ્રત્યે દોડયા અને પ્રહારથી ભગનાં નેત્ર નાશ પમાડયાં. ક્રોધ યુક્ત થઈ પગથી પૂષણ પ્રત્યે દોડયા, પુરોડાશનું ભક્ષણ કરનારાના દાંત પાડી નાંખ્યા ત્યારે કંપતા એવા દેવો શંકરને નમવા લાગ્યા, તેથી ફરી શિવે અતિ તીક્ષ્ણ દીપ્ત બાણ સાંધ્યું. રૂદ્રનું પરાક્રમ જોઈ ઋષિયો સહિત બિનેલા તે દેવતાઓ તથા દેવતાઓમાં ઉત્તમ દેવો શિવને પ્રસન્ન કરવા લાગ્યા. વળી તે વખતે દેવતા બે હાથ જોડી શતરૂદ્ર (રૂદ્રી)નો જપ કરવા લાગ્યા. દેવોએ સ્તુતિ કરેલા મહાદેવ પ્રસન્ન થયા, હે રાજન્, તેઓએ યજ્ઞમાં શિવનો વિશેષ ભાગ કલ્પ્યો અને ભયથી દેવો શરણ પામ્યા. તેમના પ્રસન્ન થવાથી તે યજ્ઞ સંધાયેલો થયો. તેમાં જે જે હરણ કરેલું હતું તેને તે રીતેજ જીવતું કર્યું. સ્વર્ગમાં પરાક્રમી અસુરોનાં લોઢાનું, રૂપાનું અને બીજું સોનાનું આ રીતે ત્રણ પુરો હતાં, ઈંદ્ર સર્વ આયુધોથી પણ તેઓને જીતવા શક્ત ન હતો, એ પછી પીડા પામેલા સર્વ દેવો રૂદ્રને શરણ ગયા. પછી તે પાસે આવેલા મહાત્મા સર્વ દેવતાઓ બોલ્યા—હે રૂદ્ર, સર્વ કર્મોમાં રૂદ્રનાં પશુઓ થશે માટે હે માનદ, પુરો સહિત દાનવોને હણો તથા ત્રણ લોકોનું રક્ષણ કરો, આ રીતે કહેલા તે ઠીક એમ કહીને વિષ્ણુને ઉત્તમ બાણરૂપ કરી અગ્નિને શલ્યરૂપ કરી, સૂર્યના પુત્ર યમને પુંખરૂપ કરી, વેદોને સર્વ ધનુષ્રૂપ કરી, પ્રત્યંચાને ઉત્તમ સાવિત્રીરૂપ કરી, બ્રહ્માને સારથિ કરી, સર્વ તરફથી જોડી તેણે ત્રણ પર્વવાળા ત્રણ શલ્યથી તે પુરોને ભેદ્યાં. હે ભારત, કાળાગ્નિની સમાન તેજવાળા સૂર્યના સરખા વર્ણવાળા બાણે કરી રૂદ્રે પુરો સહિત તે સુરોને બાળ્યા. પછી તેને સમીપ રહેલા પાંચ શિખાવાળા બાળકરૂપ જોઈ જાણવાને ઈચ્છનારાં પાર્વતી આ કોણ છે? એમ બોલ્યાં. તે વખતે વજ્રથી પ્રહાર કરનારા અસૂયાવાળા, ઈંદ્રના ભૂગળની ઉપમા અપાય એવા વજ્ર સહિત તે હાથને સ્થિર કરી દીધો. દેવોએ તે જગતના પતિને જાણ્યા નહિ અને તે ઈશ્વરમાં પ્રજાપતિ સહિત સર્વ દેવો મોહ પામ્યા. તે પછી ભગવાન્ બ્રહ્મા ઘણા બળવાળા તે (દેવ)નું ધ્યાન કરી આ શ્રેષ્ઠ છે એમ જાણીને પાર્વતીના પતિને વંદન કરવા લાગ્યા. ત્યાર પછી તે સુરો પાર્વતી તથા શંકરને પ્રસન્ન કરવા લાગ્યા. તે સમયે બલિને હણનારા (ઈંદ્ર)નો તે હાથ પ્રથમની પે-

ડે થયો. તે પણ પરાક્રમી દુર્વાસા નામે બ્રાહ્મણ થઇ દ્વારકાંમાં મારે ઘેર ઘણો કાળ વસ્યા, તે મારા ઘરમાં બહુ અપમાન કરતા હતા, તે અતિ દુઃસહ તિરસ્કારોને પણ હું ઉદારતાથી સાંખતો હતો; તેજ રૂદ્ર, તેજ શિવ, તે અગ્નિ તે સર્વને જીતનાર, તેજ ઈંદ્ર, તે વાયુ, તે અશ્વિનીકુમાર, તે વિજળીઓ, તે ચંદ્ર, તે ઈશ્વર, તે સૂર્ય, તે વરૂણ, તે કાળ, તે અંતક મૃત્યુ, તે યમ, રાત્રિ, દિવસ, માસ, અર્ધમાસ, ઋતુઓ, બે સંધ્યા, તે વર્ષ, તે ધાતા, તે વિધાતા, વિશ્વકર્મા, તે સર્વજ્ઞ, નક્ષત્રો, ગ્રહો, દિશાઓ, વિદિશાઓ (ખૂણાઓ), સર્વ મૂર્તિરૂપ, અમેય આત્માવાળા તથા પરમ કાંતિવાળા ભગવાન્ છે, તેજ એક પ્રકારે, બે પ્રકારે, બહુ પ્રકારે, સો પ્રકારે, હજાર પ્રકારે તથા લાખ પ્રકારે છે. આવા તે મહાદેવ ભગવાનનાં અતિ બહુરૂપ છે, એથી ઘણી સંખ્યાવાળાં સો વર્ષોએ પણ તેના ગુણો કહી શકાય એવા નથી.

इदर्शःसमहादेवोभूयश्चभगवानतः ॥
नहिशक्यागुणावक्तुमपिवर्षशतैरपि ॥ ४४ ॥

इति श्रीम० अ० आ० दा० ईश्वरप्रशंसानामएकषष्टचधिकशततमोऽध्यायः ॥ १६१ ॥

---

**वासुदेवउवाच ॥ युधिष्ठिरमहाबाहोमहाभाग्यंमहात्मनः ॥**
**रुद्रायबहुरूपायबहुनाम्नेनिबोधमे ॥ १ ॥**

વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ બોલ્યા—હે મહાબાહો યુધિષ્ઠિર, બહુરૂપવાળા અને બહુ નામવાળા રૂદ્રને માટે મહાત્મા (શિવ)નું મહા ભાગ્ય મારાથી જાણો. મહાદેવને, અગ્નિ, સ્થાણુ, મહેશ્વર, એકાક્ષ (એક નેત્ર), ત્ર્યંબક (ત્રીનેત્ર), વિશ્વરૂપ તથા શિવ કહે છે. વેદને જાણનારા બ્રાહ્મણો તે દેવનાં બે શરીર જાણે છે. એક ઘોર (ભયંકર) અને બીજું કલ્યાણરૂપ શરીર, તે બે ફરીને બહુ પ્રકારે છે. એમનું ઉગ્ર ને ઘોર જે શરીર છે તે અગ્નિ છે, તે વિજળી છે, તે સૂર્ય છે, જે એમનું શિવરૂપ અને સૌમ્ય શરીર છે તે ધર્મ, જળ અને ચંદ્રરૂપ છે. તેના આત્માનું અર્ધ અગ્નિ તથા ફરીને અર્ધ ચંદ્રરૂપ કહેવાય છે. એનું એક શિવરૂપ શરીર બ્રહ્મચર્ય આચરે છે. જે એનું અતિ ઘોર શરીર છે તે જગતનો સંહાર કરે છે. ઈશ્વ-

રપણાથી તથા મોહોટાઈથી મહેશ્વર એમ કહેલા છે. જેથી બાળે છે, જેથી તીક્ષ્ણ છે, જેથી ઉગ્ર છે, જેથી પ્રતાપી છે અને જેથી માંસ રૂધિર અને મજ્જાનું ભક્ષણ કરે છે તેથી રૂદ્ર કહેવાય છે. દેવોમાં જેથી અતિ મહાન્ છે, જેથી એનો વિષય મહાન્ છે અને જેથી મ્હોટાં જગતને પાળે છે તેથી મહાદેવ કહેલા છે. જેથી તેનું ધૂમ્ર સરખા વર્ણવાળું રૂપ છે એથી ધૂર્જટી કહેવાય છે. જેથી નિત્ય કલ્યાણ વા સુખને ઈચ્છિ સર્વ કર્મોથી સર્વને વધારે છે તેથી એ શિવ એ રીતે કહેવાય છે. જેથી ઉંચા રહેલા તે, મનુષ્યોના પ્રાણોને બાળે છે, જેથી સ્થીર છે અને જેથી નીત્ય સ્થિર લિંગવાળા છે તેથી સ્થાણું એમ કહેલા છે. જેથી એનું ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન બહુ પ્રકારે, સ્થાવર તથા જંગમરૂપ છે તેથી તે બહુ રૂપવાળા કહેલા છે. જેથી તેમાં વિશ્વેદેવો છે તેથી વિશ્વરૂપ કહેલા છે. હજાર નેત્રવાળા અથવા દશ હજાર નેત્રવાળા કે નેત્રમય છે. એનાં નેત્રનું તેજ સમર્થ છે તથા એનાં નેત્રોનો અંત નથી. જેથી સર્વ પ્રકારે પશુઓને પાળે છે, જેથી તેઓ સાથે રમે છે, જેથી તેઓના અધિપતિ છે તેથી પશુપતિ કહેલા છે. જેથી એનું લિંગ નિત્ય બ્રહ્મચર્યથી રહેલું છે; એને લોક પૂજનાર છે ને મહાત્માને એ પ્રિય છે. જે મહાત્મા (શિવ)નાં શરીરને અથવા લિંગને પૂજે છે, વળી જે નિત્ય લિંગને પૂજનાર છે તે મ્હોટી લક્ષ્મી પામે છે. જે ઉંચું રહેલું છે તે લિંગને ઋષિયો, દેવતાઓ, ગંધર્વો અને અપ્સરાઓ પૂજે છે. તેને પૂજવાથી તે મહેશ્વર પ્રસન્ન થાય છે અને પ્રસન્ન મનવાળા ભક્તવત્સલ તે ભક્તોનાં સુખને આપે છે. એજ દેવ સ્મશાનોમાં દહન કરતા થકા વસે છે. ત્યાં જેઓ યજન કરે છે તેઓ વીરસ્થાનને સેવનારા થાય છે. આ લોકમાં વિષયોમાં રહેલા તે પ્રાણિયોનાં શરીરોમાં મૃત્યુરૂપ છે. તે પ્રાણ તથા અપાન યુક્ત પ્રાણિયોનાં શરીરોમાં વાયુરૂપ છે. જગત્માં તેનાં ઘોર, ને દીપ્ત બહુ રૂપો છે તથા એનાં જે રૂપો પૂજાય છે તેઓને વિદ્વાન્ બ્રાહ્મણો સમજે છે. એમનાં યથાર્થ હોય તેમ દેવતાઓમાં મોટાઇથી, વિભુપણાથી તથા કર્મોથી બહુ નામો કહેવાય છે. બ્રાહ્મણો વેદમાં એમનાં ઉત્તમ શત રૂદ્રીયને જાણે છે. વ્યાસે પણ આ મહાત્માનું જે ઉપસ્થાન (સ્તુતિ) છે તે કહેલી છે. આ સર્વ લોકોના દાતા છે, મ્હોટાં વિશ્વરૂપ કહેવાય છે. બ્રાહ્મણો તથા બીજા ઋષિયો, એમને જ્યેષ્ઠરૂપ થયેલા કહે છે. દેવોના પ્રથમ એવા એમણે મુખથી અ-

ગ્નિને ઉત્પન્ન કરેલો છે. તે બહુ પ્રકારના અહોથી રોકેલા પ્રાણોને (ઇંદ્રિયો-ને) છોડે છે. પુણ્યાત્મા, શરણને આપનારા, શરણાગતોને તજતા નથી. તે મનુષ્યોને આયુષ્, આરોગ્ય, ઐશ્વર્ય, ધન અને ઘણી કામનાઓને આપે છે અને પાછી તેજ દૂર કરે છે. અહિં ઇંદ્ર વગેરે દેવોમાં તેની ઈશ્વરતા ગ-વાય છે. તેજ નિત્ય ત્રણ જગતના શુભ તથા અશુભમાં વ્યાપારવાળા છે અને કામનાઓના ઈશ્વરપણાથી પાછા ઈશ્વર છે એમ કહેવાય છે. તે મ્હો-ટા લોકોના ઈશ્વર છે તેથી મહેશ્વર છે. તે દેવનાં બહુ જૂદા જૂદા પ્રકારનાં રૂપોથી આ સર્વ જગત્ વ્યાપ્ત છે. વળી સમુદ્રમાં જે તેનું મુખ તે વડવા મુખ છે.

बहुभिर्विविधैरूपैर्विश्वंव्याप्तमिदंजगत् ॥
तस्यदेवस्ययद्वत्क्रंसमुद्रेवडवामुखम् ॥ २९ ॥
इति श्रीम० अ० आ० दा० म० द्विषष्ट्यधिकशततमो ऽध्यायः ॥ १६२ ॥

---

**वैशंपायनउवाच** ॥ इत्युक्तवतिवाक्येतुकृष्णेदेवकीनन्दने ॥
॥ भीष्मंशान्तनवंभूयःपर्यपृच्छद्युधिष्ठिरः ॥ १ ॥

વૈશંપાયન બોલ્યા—આ રીતે તે દેવકીના પુત્ર કૃષ્ણ બોલ્યા ત્યારે ફરીને યુધિષ્ઠિર શાંતનુના પુત્ર ભીષ્મને પૂછવા લાગ્યા–હે સર્વ ધર્મજ્ઞોમાં ઉ-ત્તમ, મહાબુદ્ધિવાળા, નિર્ણય વિષે પ્રત્યક્ષ અથવા શાસ્ત્ર તે બેમાં શું કા-રણ થાય છે? ભીષ્મ બોલ્યા—હે પ્રાજ્ઞ, આ કોઇ પણ સંશય નથી એવી મારી બુદ્ધિ છે, તમે મને ઠીક પૂછો છો, હું તમને કહું છું તે સાંભળો. તેમાં સંશય કરવો સુગમ છે પણ તેનો નિર્ણય કરવો કઠિન છે. જેમાં સં-શયનું દેખાવું છે તે પ્રત્યક્ષ તથા શાસ્ત્ર અનંત છે, પણ પ્રત્યક્ષ કારણને જોઈ આત્માને પંડિત માનનારા હેતુ કુશળ તાર્કિકો સત્ય ( બ્રહ્મ ) નથી એવો નિશ્ચય કરે છે. બીજાઓ તેમાં સંશય કરે છે. આત્માને પંડિત મા-નનારા બાળકો ( મૂર્ખો ) જે નિશ્ચય કરે છે તે અયોગ્ય છે. હવે તમે જો એ કારણ શું ! થાય એમ જો માનો છો તો તે હે ભારત, અનેક પ્રાણ યાત્રા કરનાર અને તંદ્રારહિત માણસે ઘણે કાળે યોગથી જાણી શકાય છે. વળી તેમાં તત્પર છે તેણેજ જાણી શકાય છે પણ બીજાએ એનું (બ્રહ્મનું)

દર્શન કરી શકાય એમ નથી. જ્યારે હેતુઓના અંતને પામી મ્હોટાં ઉત્તમ જ્ઞાનરૂપ, સર્વ લોકનાં મ્હોટાં જ્યોતિને ( બ્રહ્મને ) પામે છે ત્યારે સર્વ સંશય ટળે છે. હે રાજન્, હેતુ( તર્ક )થી જે જાણવું છે તે જાણવું નથી માટે વાણીએ ( વેદે ) ન સિદ્ધ કરેલું લેવા યોગ્ય નથી માટે તજવું. યુધિષ્ઠિર બોલ્યા—હે પિતામહ પ્રત્યક્ષ, લોકથી સિદ્ધ ( અનુમાન ) અને શાસ્ત્ર પૂર્વક, બહુ પ્રકારનો વિદ્વજ્જનોનો આચાર છે તે મને કહો. ભીષ્મ બોલ્યા—બળવાન્, દુષ્ટમનવાળા જનોએ હરણ કરાતા ધર્મની સ્થિતિ યત્નોથી કરેલી હોય તો પણ કાળેકરી નાશ પામે છે. વળી હે યુધિષ્ઠિર, ઘાસથી જેમ કૂવો વિંટાએલો હોય તેમ અધર્મ ધર્મનાં રૂપથી મળેલો છે માટે તેઓ ( દુષ્ટો )એ સારાં આચરણને ભેદાય છે તે સાંભળો. જે સદાચારથી રહિત, વેદને તજવામાં તત્પર, ધર્મનો દ્વેષ કરનારા અને મંદ છે તેઓમાં ( પ્રત્યક્ષ અનુમાનના આચારવાળાઓમાં ) સંશય છે એમ કહેલુ છે. સજ્જનોમાં જેઓ તૃપ્તિ રહિત અને શાસ્ત્રોમાં બુદ્ધિવાળા સંતોષિ છે તેઓજ પ્રમાણ છે માટે તેઓને સેવો તથા પૂછો. વળી લોભ, મોહને અનુસરનારા કામ તથા અર્થને પાછળ કરી ધર્મજ છે એમ જાણનાર થઈ તેઓ ( સજ્જનો ) ને સેવો તથા પૂછો; કેમકે તેઓનું શીલ, યજ્ઞ ને સ્વાધ્યાય કર્મ, આચાર, અને કારણ ( વેદ ) એ ત્રણ ભેદ પામતાં નથી માટે ફરી એ ત્રણ ( શીલ, શૌચાદિ, ને વેદ )રૂપ એક ધર્મ છે. યુધિષ્ઠિર બોલ્યા-પાર વિનાના સ્થાનમાં પારને ખોળનાર તથા ન દેખનારો હું છું તેની બુદ્ધિ પાછી પણ સંશયમાં મોહ પામેછે. વેદ, પ્રત્યક્ષ અને આચાર આ ત્રણ જો પ્રમાણ છે તો એઓની જૂદાઇ કેમ પમાય? વળી ધર્મ એક અને વસ્તુ ત્રણ કેમ? ભીષ્મ બોલ્યા—હે રાજન્, બળવાન્ દુષ્ટ મનવાળાઓએ હરાતા ધર્મનો જો ધર્મ વિચાર માનતા હો તો ત્રણ પ્રકારે ધર્મનું દર્શન છે તે એકજ છે એમ જાણો પણ ત્રણ પદાર્થોની જૂદાઇમાં મારી બુદ્ધિ નથી જે રીતે ત્રણેય માર્ગ કહ્યા છે તે રીતે તે આચરો. તર્કથી ધર્મને જાણવાની ઇચ્છા ન કરવી. હે ભરતશ્રેષ્ઠ, તમને સદા આમાં સંશય ન હો. અંધ તથા જડ જેમ હોય તેમ શંકા રહિત થઇ હું જે કહું છું તે આચરો. હે અજાતશત્રો, અહિંસા, સત્ય, અક્રોધ અને દાન એ ચારને સેવો, એ સનાતન ધર્મ છે. હે મહાબાહો, બ્રાહ્મણોમાં જે પિતૃ તથા પિતામહને યોગ્ય વૃત્તિ છે તેને અનુસરો; કેમકે એઓ ધર્મના ગુરૂઓ છે. જે અજાણ જન પ્રમાણ અને અપ્રમાણ કરે છે

તે પ્રમાણતાને યોગ્ય નથી પણ વિવાદને ઉત્પન્ન કરનાર છે. બ્રાહ્મણોનેજ સત્કાર કરી તથા બહુ માનિ સેવો. એઓ વિષેજ આ સર્વ લોકો છે એમ તેઓને જાણો. યુધિષ્ઠિર બોલ્યા—જેઓ ધર્મમાં દોષારોપ કરે છે તથા જેઓ એને સેવે છે તમે એ, મને કહો કે તેવા તેઓ ક્યાં જાય છે? ભીષ્મ બોલ્યા—રજોગુણ તથા તમોગુણથી વ્યાપ્ત ચિત્તવાળા ધર્મના દ્વેષિજનો નરકને સેવે છે. હે મહારાજ, નિરંતર જેઓ સત્ય તથા નમ્રતામાં તત્પર થયેલા ધર્મને સેવે છે તે નરો સ્વર્ગને ભોગવનારા થાય છે. તેઓની આચાર્યોની ઉપાસનાથી ધર્મમાંજ ગતિ થાય છે. જેઓ ધર્મને સેવે છે તેઓ દેવ લોકને પામે છે. મનુષ્ય અથવા દેવો શરીરને તાપ પમાડી લોભ તથા દ્વેષરહિત થઈ ધર્મવાળા છે તેઓ સુખેથી વૃદ્ધિ પામે છે. જેમ મન પાકેલા ફળને સેવે તેમ બુદ્ધિમાન્, ધર્મિઓ બ્રહ્માના પ્રથમ પુત્રરૂપ ધર્મને સેવે છે. યુધિષ્ઠિર બોલ્યા—અસજ્જનોનું કેવું રૂપ છે? સજ્જનો શું કરેછે અને સજ્જનો તથા દુર્જનો કેવાછે? તમે મને તે કહો. ભીષ્મ કહેછે—દુર્જનો દુરાચારિ, દુઃખે પરાભવ પમાડાય તેવા અને દુષ્ટ મુખવાળા હોયછે. સજ્જનો શીલસંપન્ન છે, આ વિદ્વજ્જનોના આચારનું લક્ષણ છે. હે રાજેંદ્ર, ધર્મિજનો રાજમાર્ગમાં, ગાયોના મધ્યમાં ને ધાન્યોની વચમાં મૂત્ર તથા વિષ્ટાના ત્યાગને સેવતા નથી. સજ્જનો પાંચ (દેવ,પિતૃ, ભૂત, અતિથિ ને કુટુંબ )ને ભોજન આપી શેષ રહેલું જમે છે. ભોજન કરતાં બોલતા નથી અને ભીના હાથવાળા સુતા નથી. જેઓ સૂર્ય, બળદ, દેવ, વ્રજ, ચોટાં, ધાર્મિક બ્રાહ્મણને પ્રદક્ષિણા કરે છે, જેઓ વૃદ્ધ, ભારથી તપેલાઓ, સ્ત્રીઓ, સર્પ અથવા બહુ ગામોના અધિપતિ, બ્રાહ્મણો, ગાયો અને રાજાઓને માર્ગ આપે છે, જે સર્વ અતિથિ, દાસ, સ્વજન તથા શરણેચ્છુને રક્ષણ કરનાર તથા સ્વાગત આપનાર થાય છે, મનુષ્યોનું પ્રાતઃકાળે તથા સાયંકાળે ભોજન કરવું એ દેવોએ નિર્મેલું છે. મધ્યમાં ભોજન દીઠું નથી તે ઉપવાસનો વિધિ છે. હોમને વખતે જેમ અગ્નિ કાળનેજ જુવે છે તેમ નારી ઋતુને વખતે ઋતુનીજ વાટ જુવે છે. જે બીજી રીતે (ઋતુવિના) સ્ત્રી પાસે જતો નથી તે બ્રહ્મચર્ય કહેલ છે. એક તરફ અમૃત ભોજન, બ્રાહ્મણ અને ગાયો એ ત્રણ અને બીજી તરફ બીજાઓ એ તુલ્ય છે માટે વિધિ પ્રમાણે નિત્ય ગાયો તથા બ્રાહ્મણોનું અર્ચન કરવું. યજુર્વેદથી સંસ્કાર કરેલું માંસ ખાનાર દોષ પામતો નથી. પૃષ્ટ (પીઠે ઉ-

પાડનાર ઘોડા વગેરે)નું માંસ, વૃથા માંસ અને પુત્રનું માંસ તે સમાન છે. પોતાના દેશમાં અથવા પરદેશમાં અતિથિને ઉપવાસ કરાવવો નહિ. સફળ કર્મ કરી ગુરૂઓની પાસે નિવેદન કરવું. ગુરૂઓને નમી તથા પૂજી આસન દેવું. ગુરૂને પૂજવાથી મનુષ્ય આયુષ્ય, કીર્ત્તિ અને લક્ષ્મીથી વૃદ્ધિ પામે છે. ક્યારેય પણ વૃદ્ધોનો પરાભવ કરવો નહિ. તેમ એઓને ક્યાંય મોકલવા નહિ. એઓ બેઠા હોય ત્યારે બેસનાર થવું નહિ, આમ કરવાથી એનું આયુષ્ય ઘટતું નથી. નગ્ન નારીને જોવી નહિ, નગ્ન પુરૂષોને પણ જોવા નહિ, નિરંતર મૈથુન તથા ભોજન છાનું કરવું, તીર્થોના ગુરૂઓ તીર્થરૂપ છે. ચોખા (શુદ્ધ) નરોનું હૃદય પવિત્ર છે. દર્શનો (શાસ્ત્રો) માં જ્ઞાન ઉત્તમ છે અને સંતોષ પરમ સુખ છે. સાયંકાલે તથા સવારે વૃદ્ધોની પુષ્કળ વાણી સાંભળવી. નિરંતર નર વૃદ્ધોની સેવાથી શાસ્ત્રને પામે છે. સ્વાધ્યાયમાં તથા ભોજનમાં જમણો હાથ ઉંચો કરવો. નિરંતર વાણી, મન તથા ઈંદ્રિયોને નિયમમાં રાખવા. નિત્ય સંસ્કાર કરેલો, દુગ્ધપાક, સાળ, ખીચડી, ઘૃત, વગેરેથી પિતૃ તથા દેવતાઓનાં અષ્ટક શ્રાદ્ધો કરવાં અને ગ્રહોનું પૂજન કરવું. ડાઢિના કર્મમાં મંગળ વચન કહેવું. સર્વ પીડિતને પ્રસન્ન રાખવા અને વ્યાધિવાળાઓનાં આયુષ્યનું અભિનંદન કરવું. પીડા પામેલાએ પણ કદી અતિ મ્હોટાને તું એમ કહી બોલાવવા નહિ. વિદ્વજ્જનોમાં તુંકાર અથવા વધ એ બેમાં એક પણ વિશેષ નથી. પોતાથી ઉતરતા, સમાન અને શિષ્યોને ખુશી કરવા નિત્ય પાપ કરનારાઓ હૃદયને પાપરૂપ કહી આપે છે. દુર્જનો જ્ઞાન પૂર્વક કરેલાં કર્મને ઢાંકે છે. મહાજન (સજ્જન)ની પાસે જ્ઞાન પૂર્વક કર્મને છાનું રાખનારાઓ નાશ પામે છે. મનુષ્યો મને જોતા નથી ને દેવતાઓ મને દેખતા નથી આમ જાણી પાપથી પરાભવ પામેલો પાપી પાપવાળાં સ્થાનમાં જન્મે છે. જેમ વ્યાજ ખાનારો દિવસના ભેદવિષે વૃદ્ધિની વાટ જુવેછે તેમ ધર્મથી ઢંકાએલો પાપ ધર્મનેજ વધારે છે. જે રીતે જળમાં બૂડેલું લવણ જળમાં લીન થાય છે તે રીતે પ્રાયશ્ચિત્તથી નાશ પામેલું પાપ ઝટ વિનાશ પામે છે માટે પાપને ઢાંકવું નહિ, છાનું રાખેલું વધારાને પામે છે. વાસ્તે તે કરીને સજ્જનોને કહેવું જેથી તેઓ શાંત કરે. આશાથી સંચય કરેલું દ્રવ્ય વખતે નથી ભોગવાતું અને તે પ્રાણિના વિયોગમાં બીજાઓ એને પામે છે. બુદ્ધિમાન્ લોકો સર્વ પ્રાણિયોના ધર્મને મનથી થયેલો કહે છે

માટે સર્વ પ્રાણિયો ધર્મ પ્રત્યેજ રહેલા છે. એકલાએજ ધર્મ કરવો પણ ધર્મને પ્રકાશ કરનાર ન થવું. જેઓ ધર્મને ભોગવે છે એઓ ધર્મરૂપ વ્યાપારવાળા છે. દેવતાઓને દંભવિના પૂજવા, ગુરૂઓને માયા (કપટ) વિના સેવવા અને પરલોકનાં હિત માટે તથા યાત્રા માટે દાન શબ્દવાળો (દાનરૂપ) ભંડાર કરવો.

अर्चेद्देवानदम्भेनसेवेतामाययागुरून् ॥
निधिंनिदध्यात्पारक्यंयात्रार्थदानशब्दितम् ॥६३॥

इति श्रीम० अ० आ० दा० धर्मप्रमाणकथनोत्रिषष्ट्यधिकशततमो ऽध्यायः ॥ १६३ ॥

युधिष्ठिरउवाच ॥ नाभागधेयःप्राप्नोतिधनंसुबलवानपि ॥
॥ भागधेयान्वितस्त्वर्थान्कृशोबालश्चविन्दति ॥१॥

યુધિષ્ઠિર બોલ્યા—અતિ બળવાન્ પણ ભાગ્ય વગરનો મનુષ્ય ધન પામતો નથી. દુર્બળ અને બાળપણ ભાગ્યવાળો ધનોને પામે છે. લાભનો વખત ન હોય ત્યારે પ્રયત્ન કરવાથી પણ ધનને પામતો નથી તથા લાભને વખતે યત્નવિના ઘણું ધન પામે છે. ઘણા નરો યત્ન કરતાં નિષ્ફળ દેખાય છે અને ઘણા જનો યત્નવિના વૃદ્ધિ પામતા દેખાય છે. હે ભરતશ્રેષ્ઠ, જો મનુષ્ય યત્નવાન્ થાય છે તો તે સર્વ ફળ પામે છે. મનુષ્યોએ અલભ્ય નથી પમાતું, પ્રયત્નને કરનારા નરો પણ નિષ્ફળ દેખાય છે. કેટલાક ઘણા ઉપાયોથી ધનને ખોળેછે છતાં પણ તે અફળ જણાયછે અને જે નથી ઉપાય કરતા તેમાં તે કોઈ સુખીછે. વારંવાર અકાર્યને કરી નરો નિર્ધન દેખાય છે તથા પોતાના કર્મમાં રહેલા કેટલાક ધનયુકત હોય છે અને કોઈક નિર્ધન પણ દેખાયછે. નીતિશાસ્ત્રોને ભણી કોઈ નીતિથી યુક્ત નથી દેખાતો અને કોઈ અજાણ છતાં કોઈ કારણથી તેની સહાયતાને પામેલો છે. વિદ્યાયુક્ત તથા વિદ્યારહિત, ધનવાન્ અને દુષ્ટ બુદ્ધિવાળો હોય છે. જો વિદ્યાનો આશ્રય કરી નર સુખ પામે છે તો વિદ્વાને જીવિકા માટે વિદ્યાથી હીનનો આશ્રય કરવો નહિ. જેમ પુરૂષ જળને પામી પાણીની ઈચ્છાને જીતે છે તેમ પ્રિય અર્થ વિદ્યાથીજ થાય છે માટે નરે વિદ્યાને તજવી નહિ. ઘણા બાણોથી વિંધેલો પણ કાળ ન આવ્યો હોય તો મરતો નથી, કાળ આવ્યો હોય તો ખ-

ડના અગ્રભાગના સ્પર્શવાળો પણ નથી જીવતો. ભીષ્મ બોલ્યા—જો આરંભો (કાર્યો)ને ઈચ્છનાર ધન ન પામે તો ઉગ્ર તપ કરવું; કેમકે ન વાવેલું ઉગતું નથી. દાનથી ભોગવાન્ થાય છે, વૃદ્ધની સેવાથી ધારણા યુક્ત બુદ્ધિવાળો થાય છે અને અહિંસાથી દીર્ઘ આયુષ્યવાળો થાય છે, આમ વિદ્વજ્જનો કહે છે માટે દાન કરવું, યાચના કરવી નહિ, ધાર્મિકોને પૂજવા, સારૂં બોલનાર, પ્રિય કરનાર, શાંત અને સર્વ સત્વો(જીવો)ને ન હિંસનાર થવું. હે યુધિષ્ઠિર, જો ડાંસ, કીડા અને કીડીઓનાં સુખ, દુઃખ ઉત્પત્તિ, અને સ્વભાવ પ્રમાણરૂપ છે તો તમે પોતાનાં સુખ દુઃખાદિમાં સ્થિર (ચંચલતા હીન) થાઓ.

यदाप्रमाणंप्रसवःस्वभावश्चसुखासुखे ॥

दंशकीटपिपीलानांस्थिरोभवयुधिष्ठिर ॥ १४ ॥

इति श्रीम० अ० आ० दा० धर्मप्रशंसायांचतुःषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६४ ॥

---

भीष्मउवाच ॥ कर्पितेयच्चक्रियतेसच्चासच्चकृताकृतम् ॥

तत्राश्वसीतसत्कृत्वाअसत्कृत्वानाविश्वसेत् ॥१॥

ભીષ્મ બોલ્યા—જે સત્ય, અસત્ય અથવા સારૂં નઠારૂં અને કાર્ય, અકાર્ય કરાય છે તથા કરાવાય છે તેમાં સારૂં કરી વિશ્વાસ કરવો પણ ખરાબ કરી ન વિશ્વાસ કરવો. કાળજ સર્વ વખતે પ્રાણિયોની બુદ્ધિમાં પેસી દંડ તથા અનુગ્રહને આપનાર થઈ ધર્મ, અધર્મને પ્રવર્તાવે છે. જ્યારે ધર્મનું ફળ જોવાથી એની (ધર્મની)જ બુદ્ધિ થાય ત્યારે ધર્માત્માએ ધર્મમાં વિશ્વાસ પામવું પણ બુદ્ધિ દૃઢ ન હોય તો વિશ્વાસ ન પામવું, એટલુંજ (ધર્મમાં વિશ્વાસપણું એજ) પ્રાણિયોમાં પંડિતનું લક્ષણ છે માટે કાળથી યુક્ત એવા પણ કર્તવ્ય તથા અકર્તવ્ય એ બેને જાણનારાએ જે શેષ રહેલું યોગ્ય હોય તે કરવું. જે રીતે રાજસ (મલિન) જનો ઐશ્વર્યને પામનારા નથી થતા એ રીતેજ અહિ ધાર્મિકો આત્માને આત્માથી પૂજે છે. કોઈ રીતે પણ કાળ દુઃખના કારણપણાથી અધર્મને આપતો નથી માટે આત્માને શુદ્ધ તથા ધર્મને આચરનારો જાણવો. બળતા અગ્નિની પેઠે

કાળે રક્ષણ કરેલા ધર્મને વ્યાપેલો અધર્મ સ્પર્શ કરવાને પણ સમર્થ નથી, તેથી ધર્મકરી એ બે (વિશુદ્ધતા અને અધર્મનો અસ્પર્શ) કરવાં. ધર્મજ જય આપનાર છે, ત્રણ જગતના પ્રકાશરૂપ, ને કારણ થાય છે. કોઈ પણ પંડિત મનુષ્યને હાથમાં લેઈ ઉંચે લેઈ જતો નથી પણ ધર્મ તથા લોકના ભયના છળ (નિવૃત્તિ)ના કારણથી ધર્મે સારૂ કહેલો નર ઉંચે જાય છે. કેટલાક બીજાઓ હું શૂદ્ર છું મને ચાર આશ્રમપણાના સેવનમાં અધિકાર નથી આવાં જ્ઞાનને નથી છળરૂપ કરતા (નથી નિવૃત્ત કરતા) અર્થાત્ અધિકાર પ્રમાણે આચરે છે. પંચ ભૂતના શરીરવાળા, સર્વ સરખા આત્માવાળા છતાં હું ચાર વર્ણનો કારણથી વિશેષપણાએ ધર્મ કહુ છું. લોકોના ધર્મમાં તથા શાસ્ત્રના ધર્મમાં વિશેષ કર્મ (ભેદનું કર્મ) કરેલું છે. જે રીતે પ્રાણિયો એકપણાને (મૂળ પ્રકૃતપણાને) પામે તે સારૂ વિસ્તાર છે (નિયમ કરેલો છે). લોક કેમ અસ્થિર છે અને ધર્મ કેમ સ્થિર છે? તો હે તાત, જ્યાં સંકલ્પ સ્થિર છે ત્યાં સનાતન ધર્મ સ્થિર છે (અર્થાત્ નિષ્કામ ધર્મ સ્થિર છે, બીજા અસ્થિર છે). સર્વ તુલ્ય દેહવાળા અને સર્વ સરખા આત્માવાળાઓનો ધર્મથી યુક્ત કાળ (સંકલ્પ)જ શેષ રહેલો પોતે ગુરૂરૂપ છે, આમ છે તેથી ધર્મના સેવનમાં (ફેર હો પણ તેમાં) પ્રાણિયોનો દોષ નથી. પશુ વગેરેની યોનિ (જાતિ)માં પણ સજ્જનોએ લોકનેજ ગુરૂ માનેલા છે.

एवंसातिनदोषोस्तिभूतानांधर्मसेवने ॥
तिर्यग्योनावपिसतांलोकएवमतोगुरुः ॥१९॥

इति श्रीम० अ० आ० दा० धर्मप्रशंसायांपञ्चषष्ट्यधिकशततमोऽध्यायः ॥ १६५ ॥

---

वैशंपायनउवाच ॥ शरतल्पगतंभीष्मंपाण्डवोऽथकुरूद्वहः ॥
॥ युधिष्ठिरोहितंप्रेप्सुरपृच्छत्कल्मषापहम् ॥१॥

વૈશંપાયન બોલ્યા—પછી કુરૂ કુળને ધારણ કરનારા, હિતને ઇચ્છનારા, પાંડુના પુત્ર યુધિષ્ઠિર બાણોની શય્યામાં રહેલા, પાપને હણનારા ભીષ્મને પૂછવા લાગ્યા. યુધિષ્ઠિર બોલ્યા—અહિ પુરૂષને શું શ્રેય છે? શું કરનારો સુખે વૃદ્ધિ પામે છે? તે (નર) પાપરહિત શાથી થાય છે અથવા

શું પાપને નાશ પમાડનારું છે? વૈશંપાયન બોલ્યા—હે પુરૂષ શ્રેષ્ઠ, ફરીને તે વખતે શંતનુના પુત્ર ભીષ્મે સેવા કરનારા તે (યુધિષ્ઠિર)ને ન્યાય પ્રમાણે દેવનો વંશ કહ્યો. ભીષ્મ બોલ્યા—હે પુત્ર, આ ઋષિયોના વંશથી યુક્ત દેવતાઓનો વંશ ત્રણ કાળ પાઠ કરવાથી પરમ પાપોને હણનાર છે. ઇંદ્રિયોવડે ગતિ કરનારો પુરૂષ બુદ્ધિપૂર્વક અથવા બુદ્ધિરહિત રાત્રિમાં કે બે સંધ્યા વખતે દિવસથી જે પાપ કરે છે તે સર્વ પાપોથી સદા પવિત્ર પાઠ કરનારો છૂટે છે. વળી જે વખતે પાઠ કરે છે તે અંધ નથી થતો, બેહેરો નથી થતો અને સદા કલ્યાણવાન્ રહે છે. તે તિર્યક યોનિને, નરકને તથા સંકરને પામતો નથી. તેને દુઃખનું ભય થતું નથી તથા મરણમાં તે મુંઝાતો નથી. દેવ તથા અસુરોના ગુરૂ, સર્વ પ્રાણિયોએ નમેલા, દેવ, અચિંત્ય, ન કહી શકાય એવા, સર્વના પ્રાણરૂપ અને યોનિથી ન જન્મેલા, જગતના નાથ બ્રહ્મા, બ્રહ્માનાં સતી સાવિત્રી, વેદની પૃથ્વીરૂપ કર્ત્તા વિષ્ણુ, પ્રભુ નારાયણ, રૂપરહિત ઇંદ્રિયોવાળા પાર્વતીના પતિ (શિવ), સેનાઓના પતિ વિશાખ એવા કાર્ત્તિકસ્વામિ, અગ્નિ, વાયુ, કાંતિને કરનારા ચંદ્ર, સૂર્ય, શચીનો પતિ ઇંદ્ર, ધૂમોર્ણા સહિત દેવયમ, ગૌરીસહિત વરૂણ, ઋદ્ધિસહિત કુબેર, સૌમ્ય, દેવી સુરભિગાય, મહર્ષિ વિશ્રવા, સંકલ્પ, સાગર, ગંગા, નદીઓ, મરૂદ્ગણ, તપથી સિદ્ધ એવા વાલખિલ્યો, કૃષ્ણદ્વૈપાયન, નારદ, પર્વત, વિશ્વાવસુ, હહા, હુહૂ, તુંબુરૂ, પ્રખ્યાત દેવદૂત, ચિત્રસેન, મહા ભાગ્યવાળી દેવકન્યાઓ, દિવ્ય અપ્સરાઓના ગણો, ઉર્વશી, મેનકા, રંભા, મિશ્રકેશી, અલંબુષા, વિશ્વાચી, ઘૃતાચી, પંચચૂડા તિલોત્તમા, આદિત્યો (સૂર્યો), વસુઓ, અશ્વિનીકુમાર સહિત રૂદ્રો, પિતૃ, ધર્મ, શાસ્ત્ર, તપ, દીક્ષા, વ્યવસાય, પિતામહ, રાત્રિયો, દિવસો, મારીચ, કશ્યપ, શુક્ર, બૃહસ્પતિ, મંગલ, બુધ, રાહુ, શનૈશ્વર, નક્ષત્રો, ઋતુઓ, માસો, વર્ષોસહિત પક્ષો, ગરૂડો, સમુદ્રો, કદ્રુપુત્રો, સર્પો, શતદ્રુ, વિપાશા, ચંદ્રભાગા, સરસ્વતિ, સિંધુ, દેવિકા, પ્રભાસ, પુષ્કરો, મહાનદી, ગંગા, વેણા, કાવેરી, નર્મદા, કુલંપુના, વિશલ્યા, કરતોયા, અંબુવાહિની, સરયૂ, ગંડકી, લોહિત મહાનદ, તામ્રાઅરૂણા, વેત્રવતી, પર્ણાશા, ગૌતમી, ગોદાવરી, વેણ્યા, કૃષ્ણ વેણા, અદ્રિજા, દષદ્વતી, કાવેરી, વંક્ષુ, મંદાકિની, પ્રયાગ, પ્રભાસ, પુણ્યકારિ નૈમિષ, જ્યાં તે નિર્મળ સર છે એવું તે વિશ્વેશ્વરસ્થાન, પુણ્યતીર્થ, સુંદર જળવાળું જે કુરૂક્ષેત્ર કહેલું છે તે, સિંધૂત્તમ,

તપ, દાન, જંબુનો માર્ગ, હિરણ્વતી, વિતસ્તા, નદી પ્લક્ષવતી, વેદસ્મૃતિ, વેદવતી, માલવા, અશ્વવતી, પુણ્યકારી એવા ભૂમિભાગો, ગંગાદ્વાર, ઋષિ કુલ્યા, પવિત્ર સિંધુને (નદીઓને) વહન કરનારી નદીઓ, ચર્મણ્વતી, પુણ્યરૂપ કૌશિકી નદી, યમુના નદી, ભીમરથી, બાહુદા, મહા નદી, માહેંદ્રવાણી, ત્રિદિવા, નીલિકા, સરસ્વતી, નંદા, અપરનંદા, તીર્થ મહાહ્રદ, ગયા, ફલ્ગુતીર્થ, દેવોથી યુક્ત ધર્મારણ્ય, પુણ્યવાળી દેવ નદી, પુણ્યકારિ, ત્રણ જગતમાં વિખ્યાત, સર્વ પાપને હરનાર, કલ્યાણરૂપ, બ્રહ્માએ નિર્મેલું સર, દિવ્ય ઔષધોવાળો હિમવાન્ પર્વત, ધાતુઓથી વિચિત્ર અંગવાળો, તીર્થવાન્ અને ઔષધોથીયુક્ત વિંધ્ય, મેરૂ, મહેંદ્ર, મલય, રૂપાથી યુક્ત શ્વેત શૃંગવાન્, મંદાર, નીલ, નિષધ, દર્દુર, ચિત્રકૂટ, અજનાભ, ગંધમાદન પર્વત, પુણ્યરૂપ સોમ પર્વત, તેવા બીજા પર્વતો, દિશાઓ, વિદિશાઓ, પૃથ્વી, સર્વ વૃક્ષો, વિશ્વે દેવતાઓ, આકાશ, નક્ષત્રો, ગ્રહો અને દેવો આ સર્વ મેં કહેલા તથા ન કહેલા સદા અમને પાળો. આ સર્વને કહેનારો નર, સર્વ પાપોથી છૂટે છે, સ્તુતિ કરનાર અને ખુશી થનાર સર્વ ભયથી મૂકાય છે. આ રીતે દેવતાઓની સ્તુતિથી આનંદ પામનાર, સર્વ સંકટ તથા પાપોથી છૂટે છે. હવે દેવતાઓ પછી તપથી સિદ્ધ અને તપથી અધિક કહેલા, સર્વ પાપોને છોડાવનારા બ્રાહ્મણોને કહું છું. યવક્રીત, રૈભ્ય, કક્ષીવાન્, ઔષિજ, ભૃગુ, અંગિરા, કણ્વ, પ્રભુ એવા મેધાતિથિ અને ગુણસંપન્ન બર્હી આ પૂર્વ દિશાનો આશ્રય કરી રહેલા છે. મહા ભાગ્યવાન્, ઉલ્મુચુ, પ્રમુચુ, મહા ભાગ મુમુચુ, વીર્યવાન્ સ્વસ્ત્યાત્રેય, મિત્રાવરૂણના પુત્ર, પ્રતાપવાન્ અગસ્ત્ય, ઋષિઓમાં શ્રેષ્ઠ તથા પ્રખ્યાત એવા દૃઢાયુ અને ઉર્ધ્વબાહુ આ ભદ્રા (દક્ષિણ) દિશાનો આશ્રય કરી રહેલા છે. જેઓ પશ્ચિમ દિશાનો આશ્રય પામી વૃદ્ધિ પામે છે તેઓને જાણો–સહોદર (સગા) ભાઈયોસહિત ઉષંગુ, વીર્યવાન્ પરિવ્યાધ, ઋષિ દીર્ઘતમા, ગૌતમ, કાશ્યપ, એકત, દ્વિત, ત્રિત, મહર્ષિ અત્રિનો પુત્ર, ધર્માત્મા પ્રભુ એવો સારસ્વત. ઉત્તર દિશાનો આશ્રય કરી જેઓ વૃદ્ધિ પામે છે તેઓને સમજો–અત્રિ, વસિષ્ઠ, શક્તિ, વીર્યવાન્ પારાશર્ય, વિશ્વામિત્ર, ભરદ્વાજ, જમદગ્નિ, ઋચીકના પુત્ર રામ, ઋષિ ઔદ્દાલકિ, શ્વેતકેતુ, કોહલ, વિપુલ, દેવલ, દેવશર્મા, ધૌમ્ય, હસ્તિકાશ્યપ, લોમશ, નાચિકેત, લોમહર્ષણ, ઋષિ ઉગ્રશ્રવા ને ભાર્ગવ ચ્યવન. આ પ્રથમ સર્વ પાપને છોડાવનારા ઋષિ તથા દેવોસહિત સ-

સુદાય, હે રાજન્ કહ્યો. નૃગ, યયાતિ, નહુષ, યદુ, વીર્યવાન્ પુરૂ, ધુંધુમાર, દિલીપ, પ્રતાપવાન્ સગર, કૃશાશ્વ, યૌવનાશ્વ, મિત્રાશ્વ, સત્યવાન્ દુષ્યંત, ચક્રવર્તી મહા યશસ્વી ભરત, પવન, જનક, રાજા દષ્ટરથ, રાજા રઘુ, રાજા દશરથ, રાક્ષસોને હણનાર રામ, વીર શશબિંદુ, ભગીરથ, હરિશ્ચંદ્ર, મરૂત્ત, રાજા દઢરથ, મહોદર્ય, અલર્ક, રાજા ઐલ, નરશ્રેષ્ઠ કરંધમ, રાજા કધ્મોર, દક્ષ, અંબરીષ, કુકુર, મહાયશસ્વી રૈવત, કુરૂ, સંવરણ, સત્ય પરાક્રમી માંધાતા, રાજર્ષિ મુચુકુંદ, જાન્હવી (ગંગા)એ સેવેલ જન્હુ, વેનનો પુત્ર આદિરાજ પૃથુ, પ્રિયકર મિત્રભાનુ, રાજા ત્રસદસ્યુ, રાજર્ષિયોમાં શ્રેષ્ઠ શ્વેત, મહાભિષ, વિખ્યાત નિમિરાજા, અષ્ટક, આયુ, રાજર્ષિ ક્ષુપ, રાજા કક્ષેયુ, પ્રતર્દન, દિવોદાસ, કોસલેશ્વર સુદાસ, ઐલ, નલ, રાજઋષિ મનુ, પ્રજાપતિ હવિધ્ર, પૃષધ્ર, પ્રતીપ, શાંતનુ, અજ, પ્રાચીન બર્હી, મહાયશસ્વિ ઈક્ષ્વાકુ, રાજા અનરણ્ય, જાનુજંઘ, રાજઋષિ કક્ષસેન અને જે બીજાઓ કહેલા* છે તેઓને પ્રાતઃકાલમાં ઉઠી નિત્ય અસ્ત તથા ઉદય વખતે બે સંધ્યામાં પવિત્ર ને આવરણરહિત થઈ કહે છે તે ધર્મનાં ફળને ભોગવનાર છે. સ્તુતિ કરેલા મારા ઈશ્વરો, દેવ, દેવર્ષિઓ તથા રાજઋષિયો પુષ્ટિ, આયુષ્ય, યશ અને સ્વર્ગને કરશે, મને વિઘ્ન થાઓ માં, મને પાપ થાઓ માં, મારા શત્રુઓ ન થાઓ, નિત્ય અને નિશ્ચલ એવો મારો જય તથા પરલોકમાં શુભ ગતિ થાઓ.

माविघ्नंमाचमेपापंमाचमेपरिपन्थिनः ॥
ध्रुवोजयोमेनित्यःस्यात्परत्रचशुभागतिः ॥ ६२ ॥

इति श्रीम० अ० आ० दा० वंशानुकीर्तनंनामषट्षष्टयधिकशततमोऽध्यायः ॥ १६६ ॥

---

**जनमेजयउवाच** ॥ शरतल्पगतेभीष्मेकौरवाणांधुरंधरे ॥
॥ शयानेवीरशयने पाण्डवैःसमुपस्थिते ॥१॥

જનમેજય બોલ્યા—હે વિપ્ર, જ્યારે કૌરવોના ધુરંધર, બાણોની પથારીમાં રહેલા ભીષ્મ પાંડવોએ પ્રાપ્ત કરેલી, વીરશય્યામાં સુતા હતા ત્યારે મારા પૂર્વજોના પિતામહ, મહાબુદ્ધિમાન્, યુધિષ્ઠિર ધર્મોનાં શાસ્ત્રો સાંભળી, સર્વે સંશયોને જાણી, દાનોનો વિધિ સાંભળી જેનો ધર્મ તથા અર્થનો

સંશય મટેલો છે એવા થઈ જે બીજું કરવા લાગ્યા તે તમે મને કહેવા યોગ્ય છો. વૈશંપાયન બોલ્યા—જ્યારે તે (ભીષ્મ) બોલતા બંધ થયા ત્યારે જેમ વસ્ત્રમાં અર્પેલું ચિત્ર હોય તેમ બેઘડીવાર તે સર્વ, રાજમંડળ નિશ્ચલ થયું. તે સમયે સત્યવતીના પુત્ર વ્યાસ મુહૂર્ત્તવારની પેઠે ધ્યાન કરી સુતેલા ગંગાના પુત્ર રાજા (ભીષ્મ) પ્રત્યે આ વચન બોલ્યા—હે નરશ્રેષ્ઠ રાજન્, સર્વ અનુસરનારા રાજા તથા ભાઈયો સહિત કુરૂઓના રાજા યુધિષ્ઠિર પ્રકૃતિને પામેલા છે અને બુદ્ધિમાન્ કૃષ્ણની સાથે તમને સેવે છે તેને તમે પુરમાં જવા માટે આજ્ઞા આપવા યોગ્ય છો. આ પ્રમાણે ભગવાન્ વ્યાસે કહેલા, નદીના પુત્ર પૃથ્વીપતિ (રાજા) ભીષ્મે અમાત્યસહિત યુધિષ્ઠિરને આજ્ઞા આપી અને શંતનુના પુત્ર (ભીષ્મ) એ રાજાને મધુર વચન કહેવા લાગ્યા—હે રાજન્, તમે નગર પ્રત્યે પ્રવેશ કરો તથા તમારા મનની પીડા નાશ પામો. હે રાજેંદ્ર, યયાતિની પેઠે શ્રદ્ધા અને દમપૂર્વક બહુ અન્નવાળા, પ્રાપ્ત થયેલી દક્ષિણાવાળા જૂદા જૂદા પ્રકારના યજ્ઞોથી યજન કરો. હે પૃથાના પુત્ર, ક્ષત્રિયોના ધર્મમાં પ્રીતિવાળા થઈ પિતૃ તથા દેવોને પ્રસન્ન કરો તેથી તમે કલ્યાણથી જોડાશો. તમારા મનની પીડા નાશ પામો, સર્વ પ્રજાઓને રંજન કરો, સર્વ પ્રકૃતિયો (કારભારિયો) ને શાંત કરો અને યથાયોગ્ય ફળોના સત્કારોથી સુહૃજ્જનોને પૂજો. હે તાત, જેમ ચૈત્યના સ્થાનમાં રહેલાં ફળવાન્ વૃક્ષની પાછળ પક્ષિયો જીવે તેમ તમારી પાછળ મિત્રો અને સુહૃજ્જનો જીવો. હે પાર્થિવ (રાજન્), તમારે સૂર્ય નિવૃત્ત થાય અને ઉત્તરાયણ થાય ત્યારે સમય વિષે આવવું, આ સાંભળી 'ઠીક' એમ કહી તે કુંતીના પુત્ર યુધિષ્ઠિર પિતામહ (ભીષ્મ) ને વંદન કરી પરિવાર સહિત નગર ગજસાહ્વય (હસ્તિનાપુર) પ્રત્યે ગયા. હે પૃથ્વીપતે, કુરૂઓમાં શ્રેષ્ઠ (યુધિષ્ઠિર), ધૃતરાષ્ટ્ર અને પતિવ્રતા ગાંધારીને આગળ કરી તે ઋષિયો, સર્વ ભાઇયો, કૃષ્ણ, નગર તથા દેશના લોકો અને મંત્રિ વૃદ્ધો સાથે ગજસાહ્વયપુર (હસ્તિનાપુર) પ્રત્યે પેઠા.

पौरजानपदैश्चैवमन्त्रिवृद्धैश्चपार्थिव ॥
प्रविवेशकुरुश्रेष्ठःपुरंवाराणसाह्वयम् ॥ १७ ॥

इति श्रीम० अ० आ० दा० भीष्मानुज्ञायांसप्तषष्टयधिकशततमोऽध्यायः ॥ १६७ ॥

समाप्तमानुशासनिकंपर्व.

## भीष्मस्वर्गारोहणपर्व.

वैशंपायनउवाच ॥ ततःकुन्तीसुतोराजापौरजानपदंजनम् ॥
॥ पूजयित्वायथान्यायमनुजज्ञेगृहान्प्रति ॥१॥

વૈશંપાયન બોલ્યા--પછી કુંતીના પુત્ર રાજા ( યુધિષ્ઠિરે ) ન્યાય પ્રમાણે નગર તથા દેશના લોકવાળા જનને પૂજી ઘર પ્રત્યે જવા આજ્ઞા આપી. તે સમયે પાંડુ પુત્ર રાજા તે જેના વીર નાશ પામ્યા છે તથા જેના ઈશ્વરો નાશ પામેલા છે એવી સ્ત્રીઓને ઘણાં રથોનાં દાનોથી શાંત કરવા લાગ્યા. અભિષેક કરેલા, મહા બુદ્ધિમાન્, નરોમાં શ્રેષ્ઠ તથા ધર્મધારિઓમાં ઉત્તમ એવા યુધિષ્ઠિર રાજ્યને પામી સર્વ પોતાની પ્રકૃતિઓ સ્થાપી સર્વ ગુણોથી ઉત્તમ એવા અને વેદને જાણનારા બ્રાહ્મણોથી ઉત્તમ આશિર્વાદ લેઈ તે ઉત્તમ નગરમાં પચાસ રાત્રિ રહી શ્રીમાન્, પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે કૌરવોમાં ઉત્તમ એવા ભીષ્મનો સમય સંભાર્યો. યાજકોથી યુક્ત તે સૂર્યને વિવૃત્ત થયેલા તથા ઉત્તરાયણને પ્રવૃત્ત થયેલા જોઇ હસ્તિનાપુરથી નિકળ્યા. ભીષ્મના સંસ્કાર માટે પ્રથમ ચંદન અને અગુરૂ વગેરે કાલીયકો (પીળાં ચંદનો ), પુષ્પો, ઉત્તમ મૂલ્યવાળાં જૂદા જૂદા પ્રકારનાં રત્નોને પ્રસ્થાપન કરી ધૃતરાષ્ટ્ર ને યશવાળી ગાંધારીને, માતા કુંતીને અને પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ભાઈયોને આગળ કરી બુદ્ધિમાન્ એવા કૃષ્ણ વિદુર યુયુત્સુ અને યુયુધાને અનુસરેલા, મ્હોટા રાજાઓયે ભોગવવા યોગ્ય પેરામણીથી યુક્ત, સ્તુતિ કરાતા, મહાતેજસ્વી, ભીષ્મના અગ્નિયોને અનુસરતા કુરૂકૂળમાં થયેલા યુધિષ્ઠિર દેવોના પતિ ( ઇંદ્ર )ની પેઠે પુરથી બહાર નિકળ્યા. હે વિભો, તે પછી રાજા કુરૂક્ષેત્રમાં રહેલા શંતનુના પુત્ર (ભીષ્મ) પ્રત્યે આવ્યા અને રાજાએ બુદ્ધિમાન્ પરાશરના પુત્ર વ્યાસ, નારદ, દેવલ, અસિત જૂદા જૂદા દેશોથી આવેલા, નાશ પામેલાઓથી શેષ રહેલા બીજા રાજાઓ અને ચોતરફથી રક્ષણ કરનારાઓએ રક્ષણ કરાતા તથા વીર શય્યામાં સુતેલા ( ભીષ્મને ) જોયા. ત્યાર પછી ભાઇયો સાથે રથથી ઉતરી કુંતીપુત્ર ધર્મરાજા શત્રુને દમનાર પિતામહને વંદન કરી દ્વૈપાયન ( વ્યાસ ) વગેરે બ્રાહ્મણોને નમિ તેઓએ ખુશી કરેલા ધર્મપુત્ર બ્રહ્માસરખા, ઋત્વિક અને ભાઈયો સાથે ઋષિયોથી યુક્ત બાણ શય્યામાં રહેલા ભરતશ્રેષ્ઠ (ભીષ્મ ) પ્રત્યે આવી કૌરવોસહિત ધર્મરાજા યુધિષ્ઠિર ભાઈયો સાથે સુ-

તેલા ગંગાના પુત્ર (ભીષ્મ)ને કહેવા લાગ્યા—હે ગંગાના પુત્ર નરાધિપ, હું યુધિષ્ઠિર તમને નમસ્કાર કરૂં છું; હે મહાબાહો, જો સાંભળો છો તો કહો કે તમારૂં શું કરૂં? હે વિભો, હે રાજન્, અગ્નિયોને આચાર્યોને બ્રાહ્મણોને ઋત્વિજોને તથા મારા ભાઈયોને લેઈ તમારા સમય વિષે આવ્યો છું. તમારા પુત્ર મહાતેજસ્વી, જનોના અધિપતિ ધૃતરાષ્ટ્ર અમાત્યો સહિત આવ્યા છે, વીર્યવાન્ વસુદેવના પુત્ર (કૃષ્ણ) અને હણાતાં શેષ રહેલા સર્વ કુરૂક્ષેત્રના રાજાઓ આવ્યા છે, હે નરશ્રેષ્ઠ, તેઓને જુઓ તથા નેત્ર ઉઘાડો, જે કંઈ અહિં કરવા યોગ્ય હતું તે સર્વ મેં આણેલું છે, જે રીતે તમે કહ્યું હતું તે રીતે વખતે મેં તે સર્વ કરેલુંજ છે. વૈશંપાયન બોલ્યા—બુદ્ધિમાન્, કુંતીના પુત્રે આ રીતે કહેલા, ગંગાનાપુત્ર વિંટીને બેઠેલા સર્વ ભરતકુળમાં થયેલાઓને જોવા લાગ્યા. પછી ઉદય પામતા મેઘના સરખા સ્વરવાળા ઉત્તમ વક્તા બળવાન્ ભીષ્મ તેનો મોહોટો હાથ ઝાલી સમય હતો ત્યારે વચન બોલ્યા—હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર, તમે અમાત્યો સહિત આવ્યા તે સારૂં થયું, ભગવાન્ હજાર કિરણોવાળા સૂર્ય નિવૃત્ત થયા, આજે તીક્ષ્ણ અગ્ર ભાગોવાળાં બાણોમાં સુતાં મારી અઠાવન રાત્રિયો જેમ સો વર્ષ જાય તેમ ગઈ. હે યુધિષ્ઠિર, આ માઘ માસ આવ્યો અને સૌમ્ય, આ ત્રણ ભાગથી શેષ એવો શુક્લ પક્ષ થવા યોગ્ય છે. આ રીતે ગંગાના પુત્ર (ભીષ્મ) ધર્મના પુત્ર યુધિષ્ઠિરને કહી ધૃતરાષ્ટ્રને બોલાવી સમય હતો ત્યારે વચન બોલ્યા, ભીષ્મ બોલ્યા—હે રાજન્, જેણે ધર્મ જાણેલો છે તથા જેણે અર્થના સંશયનો અતિ નિશ્ચય કરેલો છે એવા તમે છો, તમે બહુશ્રુત, ઘણા બ્રાહ્મણોને સેવેલા છે. હે મનુજેશ્વર, તમે સમગ્રપણાથી સર્વ વેદશાસ્ત્રો, સર્વ ધર્મો અને ચાર વેદોને જાણો છો. હે કૌરવ્ય, તમારે શોક ન કરવો, તે તેમજ થનાર હતું. તમે કૃષ્ણદ્વૈપાયનથી પણ દેવોનું રહસ્ય સાંભળેલું છે. હે રાજન્, જે રીતે પાંડુના તે રીતેજ ધર્મથી આ તમારા પુત્રો છે માટે ધર્મમાં રહેલા તમે ગુરૂની સેવામાં પ્રીતિવાળા તેઓને પાળો. શુદ્ધ મનવાળા, ધર્મરાજા (યુધિષ્ઠિર) તમારી આજ્ઞામાં રહેશે, હું એને અક્રૂરપણામાં તત્પર અને ગુરૂ જેને પ્રિય છે એવા માનું છું. તમારા પુત્રો દુષ્ટમનવાળા ક્રોધ લોભને આધિન, ઈર્ષ્યાથી પરાભવ પામેલા અને દુરાચરણવાળા હતા માટે તમે તેઓનો શોક કરવા યોગ્ય નથી. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે બુદ્ધિમાન્ ધૃતરાષ્ટ્ર પ્રત્યે એટલું વચન કહી મ-

હાથ જોડી વસુદેવના પુત્ર (કૃષ્ણ.)ને કહેવા લાગ્યા–ભીષ્મ બોલ્યા—હે ભગવન્, દેવ દેવેશ, સુર તથા અસુરોએ નમેલા, ત્રિવિક્રમ અને હે શંખ ચક્ર તથા ગદાને ધારણ કરનાર, હું તમને નમું છું, તમે વસુદેવના પુત્ર હિરણ્યાત્મા વિરાટ પુરૂષ, સૂર્યરૂપ, જીવરૂપ થયેલા યોગ્ય અને સનાતન પરમાત્મા છો. હે પુરૂષોત્તમ, કમળના સરખાં નેત્રવાળા અને વૈકુંઠના પુરૂષોમાં ઉત્તમ કૃષ્ણ તમે રક્ષા કરો તથા મને આજ્ઞા આપો, તમે જેઓના પરમ આશ્રયરૂપ છો તે પાંડવોની આપે રક્ષા કરવી. મેં પ્રથમ દુષ્ટ બુદ્ધિવાળા મંદ દુર્યોધનને કહ્યું હતું કે જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે માટે હે પુત્ર, તીર્થરૂપ વસુદેવના પુત્ર કૃષ્ણની સાથે શાંતિ કરી સંધિ કરવાનો આ ઉત્તમ કાલ છે એમ વારંવાર કહેલું મારૂં તે વચન અતિમંદ બુદ્ધિવાળા તે મૂઢે કર્યું નહિ અને અહિ પૃથ્વીનો નાશ કરાવી પાછળથી તે મરણ પામ્યો. હે દેવ, હું તમને જુના દેવ, શ્રેષ્ઠઋષિ અને નરની સાથે બદરીકાશ્રમમાં અતિ ઘણો વખત રહેલા જાણું છું, નારદે તથા અતિ મ્હોટા તપવાળા વ્યાસે મને તેમજ કહ્યું છે કે આ બે નર, નારાયણ મનુષ્યોમાં થયેલા છે માટે હે કૃષ્ણ, તે તમે મને આજ્ઞા આપો જેથી હું શરીરને છોડું, તમે આજ્ઞા આપેલો હું ઉત્તમ ગતિ પામિશ. વાસુદેવ (કૃષ્ણ) બોલ્યા—હે પૃથ્વીપતે, મ્હોટી કાંતિવાળા ભીષ્મ, તમને આજ્ઞા આપુ છું, તમે વસુઓને પામો, તમોને આ લોકમાં કશું પણ પાપ નથી. હે રાજર્ષે, બીજા મૃકંડના પુત્ર હોય તેમ તમે પિતૃના ભક્ત છો તેથી જેમ નમેલ દાસ હોય તેમ મૃત્યુ તમારા વશમાં રહેલું છે. વૈશંપાયન બોલ્યા—આ પ્રમાણે કહેલા ગંગાના પુત્ર (ભીષ્મ) પાંડવો પ્રત્યે તથા ધૃતરાષ્ટ્ર વગેરે સર્વ સુહૃજ્જનો પ્રત્યે આ વચન બોલ્યા–હે ભારતો, હું પ્રાણોને તજવા ઈચ્છું છું માટે મને તેમાં આજ્ઞા દેવા યોગ્ય છો. તમારે સત્યો વિષે યત્ન કરવો, સત્યજ ઉત્તમ બળ છે, સદા તમારે નિયમિત મનવાળા, અક્રૂરપણામાં તત્પર, ધર્મશીલ, બ્રહ્મ અથવા બ્રાહ્મણોમાં આસ્તિક અને નિત્ય તપસ્વિ થવું. આવી રીતે સર્વ સુહૃજ્જનોને કહી મળીને ફરી બુદ્ધિમાન્ (ભીષ્મ) યુધિષ્ઠિર પ્રત્યે આ વચન બોલ્યા–હે જનાધિપ, તમારે નિત્ય બ્રાહ્મણો ને વિશેષતાથી પંડિતોને, આચાર્યોને તથા ઋત્વિજોને પૂજવા.

ब्राह्मणाश्चैवतेनित्यंप्राज्ञाश्चैवविशेषतः ॥

आचार्यॠत्विजश्चैवपूजनीयाजनाधिप ॥ ९२ ॥
इति श्रीम० अ० भीष्मस्वर्गारोहणपर्वणि दा० अष्टषष्टयधिकशततमोऽध्यायः ॥ १६८ ॥

---

वैशंपायनउवाच ॥ एवमुक्त्वाकुरून्सर्वान्भीष्मःशान्तनवस्तदा ॥
॥ तूर्ष्णींबभूवकौरव्यःसमुहूर्त्तमरिन्दम ॥१॥

વૈશંપાયન બોલ્યા—હે અરિંદમ, તે વખતે કુરૂના કુળમાં થયેલા, શાંતનુના પુત્ર તે ભીષ્મ આ પ્રમાણે સર્વ કુરૂઓને કહી મૌનવાળા થયા (બોલતા બંધ થયા). આત્માને ધારણાઓ વિષે ક્રમ પ્રમાણે ધારણ કર્યો અને તે મહાત્માના રૂંધેલા (રોકેલા) પ્રમાણો ઉંચે ચઢી ગયા. હે પ્રભો, તેવામાં સર્વ વ્યાસ વગેરે મળેલા ઋષિઓસહિત તે મહાત્માઓના મધ્યમાં આ આશ્ચર્ય થયું. તે સમયે તે શાંતનુના પુત્ર જે જે અંગને મૂકતા ગયા તે તે યોગવાળા ભીષ્મનું અંગ શલ્યરહિત થતું ગયું. તે ટાણે ક્ષણવારમાં તેઓના જોતાં તે શલ્યરહિત થયા, તે જોઈ તે સર્વ વ્યાસ વગેરે મુનિયો સાથે વસુદેવના પુત્ર (કૃષ્ણ) વગેરે સર્વ વિસ્મિત થયા. હે નૃપ, સર્વ સ્થાનકોમાં તેણે રોકેલો આત્મા મસ્તકને ભેદી સ્વર્ગ પ્રત્યે ઉડી ગયો. પુષ્પોની વૃષ્ટિ સાથે દેવનાં દુંદુભિનો (નગારાંનો) નાદ થયો. સિદ્ધ તથા બ્રહ્મર્ષિયો હર્ષ પામેલા 'સારૂં થયું સારૂં થયું' એમ બોલવા લાગ્યા. હે જનાધિપ, ભીષ્મના મસ્તકથી નીકળીને તે આત્મા (જીવ) જેમ મોટી ઉલ્કા (ઉંબાડીયું) હોય તેમ આકાશમાં પેસી ક્ષણવારમાં અંતર્ધાન થયો. હે રાજશ્રેષ્ઠ, આ પ્રમાણે તે વખતે શાંતનુના પુત્ર રાજા (ભીષ્મ) જે ભરતોનાં કુળને ધારણ કરનાર હતા તે કાળથી જોડાયા ત્યારે લાકડાંઓ તથા જૂદા જૂદા પ્રકારના ઘણા ગંધોને લેઈ વિદુર, યુયુત્સુ અને મહાત્મા પાંડવો ચિતા કરવા લાગ્યા અને બીજાઓ, કુરૂકુળમાં થયેલા (ભીષ્મ)ને જોવા લાગ્યા. મહા બુદ્ધિવાળા વિદુર અને યુધિષ્ઠિર એ બે કુરૂકુળમાં થયેલા ગંગાના પુત્ર (ભીષ્મ)ને ક્ષૌમ (હિરાગળ વસ્ત્ર) અને પુષ્પોથી ઢાંકવા લાગ્યા. એ પછી યુયુત્સુએ તેમનાં ઉત્તમ છત્રને ધારણ કર્યું. ભીમસેન તથા અર્જુન એ બેએ શુભ્ર (ધોળાં) ચામર અને પંખો એ ધારણ કર્યાં. બે માદ્રીના પુત્રોએ બે પાઘડી ને મુકુટ ગ્રહણ કર્યો. કૌરવોના નાથની સ્ત્રીઓ

કુરૂકુળને ધારણ કરનારા ભીષ્મને તાલના પંખાઓ લેઈ ચોતરફથી પવન નાંખવા લાગીયો. ત્યાર પછી એ મહાત્માનો વિધિ પ્રમાણે પિતૃમેધ અને બહુવાર અગ્નિમાં યજન કર્યું. સામને જાણનારાઓ સામને ગાવા લાગ્યા. પછી ધૃતરાષ્ટ્ર વગેરે શ્રેષ્ઠ કુરૂઓ ચંદનનાં લાકડાં, પીળાં ચંદન, કાળા ગુરૂ વગેરે જૂદા જૂદા પ્રકારના ગંધોથી ગંગાના પુત્ર (ભીષ્મ)ને ઢાંકી અગ્નિને સળગાવી ચિતાને અપસવ્ય કરવા લાગ્યા. અને ગંગાના પુત્ર કુરૂશ્રેષ્ઠ (ભીષ્મ)નો સંસ્કાર કરી જે નગરના જનો આવ્યા હતા તે અને વ્યાસ, નારદ, અસિત. કૃષ્ણ તથા ભરતકુળની સ્ત્રીઓએ અનુસરેલા કૌરવો પુણ્યકારિ, ઋષિયોએ સેવેલી ભાગીરથી (ગંગા) પ્રત્યે ગયા. તે વખતે શ્રેષ્ઠ ક્ષત્રિયો અને તે સર્વ જન મહાત્મા ગંગાના પુત્ર (ભીષ્મ)ને ઉદક કરવા લાગ્યા (જલ દેવા લાગ્યા). ત્યાર પછી પુત્રનું ઉદક કર્યું ત્યારે તે જળથી ઉઠી (બહાર આવી). દેવી ભાગીરથી (ગંગા) રોતાં શોકથી વિહ્વળ થઈ વિલાપ કરતાં ત્યાં કૌરવોને કહેવા લાગ્યાં–હે નિષ્પાપ પુરૂષો, મેં કહેવાનું જેમ વૃત્તાંત છે તેમ જાણો. જે રાજ વૃત્તથી, બુદ્ધિથી ને કુટુંબથી સંપન્ન, વૃદ્ધ કુરૂઓનો સત્કાર કરનાર, પિતૃ ભક્ત અને મ્હોટાં વ્રતવાળા હતા, પૂર્વે જમદગ્નિના પુત્ર રામ જેનો પરાજય કરી શકયા ન હતા તે મહા પરાક્રમવાળા ( ભીષ્મ )ને આજ શિખંડિયે દિવ્ય અસ્ત્રોથી હણ્યો, હે રાજાઓ, જરૂર મારૂં ‑હૃદય પાષાણની તુલ્ય સ્થિર ભાગવાળું છે જેથી આજ પ્રિય પુત્રને હું જોઊ છું તોય મારૂં ‑હૃદય ચિરાતું નથી ( ફાટતું નથી )! આણે કાશીપુરીમાં સ્વયંવર વિષે મળેલા ક્ષત્રિય રાજાને એક રથથી જીતી કન્યાઓને હરી હતી. પૃથ્વીમાં પણ બળ વિષે જેની તુલ્ય કોઈ નથી તેને શિખંડિયે હણેલો સાંભળી જે મારૂં મન ચિરાતું નથી! યુદ્ધમાં જે મહાત્માએ કુરૂક્ષેત્રમાં જમદગ્નિના પુત્ર ( રામ )ને અતિ યત્નવિના પીડયા હતા, તેને આજ શિખંડિયે હણ્યો, આ પ્રકારે બહુ વિલાપ કરતાં મહાનદી ગંગાને તે વખતે પ્રભુ દામોદર ( કૃષ્ણ ) આશ્વાસના કરવા લાગ્યા—હે કલ્યાણિ, હે શુભ દેખાવવાળાં, તમે આશ્વાસના પામો, શોક કરો માં, તે તમારા પુત્ર ઉત્તમ લોકને પામ્યા છે, એમાં સંશય નથી. હે શોભને, આ મહા તેજસ્વી વસુ શાપના દોષથી મનુષ્યપણાને પામેલો છે માટે તમે એનો શોક કરવા યોગ્ય નથી. હે દેવિ, જે આ રણભૂમિમાં ક્ષત્રિયના ધર્મથી લડતા હતા તે આ ભીષ્મને શિખંડિયે હણ્યો. હે શુભાનને, સુ-

દ્ધમાં સાક્ષાત્ સો યજ્ઞ કરનાર ઇંદ્ર પણ કુરૂઓમાં શ્રેષ્ઠ, મહા યુદ્ધમાં બાણુ ઉગામનારા ભીષ્મને હણુવા શક્તિમાન્ નથી તેથી તમારા પુત્ર સ્વચ્છંદ-પણુાથી સ્વર્ગ પ્રત્યે ગયા છે હે સરિચ્છ્રેષ્ઠે, યુદ્ધમાં સર્વે દેવતાઓ તેને હણુવા શક્ત નથી માટે તમે કુરૂના પુત્ર (ભીષ્મ)નો શોક કરો માં. હે દેવિ, આ તમારો પુત્ર વસુઓ પ્રત્યે ગયો છે માટે નિશ્ચિંત થાઓ. વૈશંપાયન બોલ્યા—હે મહારાજ, આ પ્રમાણે કૃષ્ણુ તથા વ્યાસે કહેલાં તે ઉત્તમ નદી શોકને તજી પોતાના જળ પ્રત્યે ઉતર્યાં (ગયાં). તે પછી હે નૃપ, (રાજન્), તેણે આજ્ઞા આપેલા તે સર્વે કૃષ્ણુ વગેરે જનોના અધિપતિયો (રાજાઓ) તે નદી (ગંગા)નો સત્કાર કરી નિવૃત્ત થયા.

सस्कृत्यतेतांसरितंततःकृष्णमुखान्नृप ॥
अनुज्ञातास्तयासर्वेन्यवर्तन्तजनाधिपाः ॥३७॥

इति श्रीमहाभारतेशतसाहस्त्र्यांसंहितायांवैय्यासक्यां अनुशासनपर्वणिभीष्मस्वर्गारोहणपर्वणिदानधर्मेयुधिष्ठिरसम्वादेभीष्ममुक्तिर्नामएकोनसप्तत्यधिकशततमोऽध्यायः ॥ १६९ ॥

॥ अनुशासनपर्वसमाप्तम्. ॥

इदं श्रीमन्महाभारतान्तर्गतानुशासनपर्व भाषान्तरं रैक्वविप्रकुलोत्पन्नेन श्रीमदमदावादाख्यनगरनिवासेन स्वदेशवत्सलाख्य मासिकपत्रिकाध्यक्षेण महानन्दतनयेन मणिशङ्करेण राजमानराज्यश्रीमतां नानाभाईतनुजानां भाईशंकरशर्मणां सहाय्यान् प्रथमतस्त्रिसप्ततिसंख्याकाध्यायपर्यन्तं शास्त्री नागेश्वरस्याग्रे ततःसमाप्तिपर्यन्तमहिच्छत्र (प्रश्नोराख्य) द्विजोत्पन्नस्य शीघ्रकवेरात्मज्ञानशनकाद्यनेक प्रबन्धविधायिनः शास्त्रिणो रेवाशङ्कराङ्गजस्य जामनगरनिवासिनः केशवलालस्याग्रे विक्रमसम्वत् सप्तचत्वारिंशोत्तरैकोनविंशतिशततमेऽब्दे १९४७ मार्गशुक्लत्रयोदश्यांतिथौ बुधवासरे पूर्णकारयित्वाप्रसिद्धिंनीतम् तत्रदृग्दोषात्प्रमादासत्वरत्वादज्ञाद्वायत्किञ्चित् स्खलितमशुद्धंचेत्क्षन्तव्यंशोध्यंचसुज्ञैरितिविज्ञप्तिः ॥